# भारतनां स्त्रीरत्नो

## ग्रंथ बीजो

(પ્રાચીન અને ઐતિહાસિક ૨૪૪ સ્ત્રીરત્નો)

प्रयोजकः शिवप्रसाद दलपतराम पंडित
मु० कोटा, राजपूताना


सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी
સંપાદક અને પ્રકાશક ભિક્ષુ—અખંડાનંદ
સ્થળ—અમદાવાદ અને મુંબઇ

આવૃત્તિ બીજી, પૃષ્ઠ ૬૭૨, પ્રત ૩૩૦૦, કુલ પ્રત ૫૬૦૦
ત્રણે ગ્રંથના અમદાવાદમાં રૂા ૬ અન્યત્ર ૬ાા
વિ૦ સં૦ ૧૯૮૦—ઈ૦ સ૦ ૧૯૨૪

# प्रकाशकनुं बीजी आवृत्तिनुं निवेदन

જનસમાજના પુણ્યયોગે સ્રીરત્નોનો બીજો ગ્રથ પણ પહેલા ગ્રથની સાથેજ પ્રસિદ્ધ થાય છે. ત્રીજો ગ્રથ પણ એકાદ બે માસમાજ બહાર પડી જશે એ ગ્રથ 'રાજમાતા જીજાબાઇ' ના વૃત્તાતથી શરૂ થાય છે, પરતુ એ વિષે નિર્ણય થતા અગાઉ એ વૃત્તાતના ચાર પૃષ્ઠ બીજા ભાગની છેવટે છપાઇ ગયેલા હોવાથી તે કઢાવી ન નાખતા જેમનાં તેમજ રહેવા દીધાં છે.

આ ગ્રંથનુ શુદ્ધિપત્ર ગ્રથની છેવટે આપેલુ છે, તે મુજબ પ્રથમ સુધારી લીધા પછીજ ગ્રથ વાચવો જોઇયે

આસો માસ સ ૧૯૮૦ — ભિક્ષુ-અખંડાનંદ

# पहेली आवृत्तिना निवेदननो सारांश

'ચરિત્રમાળા' ના ૯ થી ૧૨ સુધીના ચાર એકત્ર પુસ્તકો દાખલ 'ભારતનાં સ્રીરત્નો' નો આ બીજો ગ્રથ વાચક વર્ગની સેવામાં રજુ થાય છે જેમાં વચલા ઐતિહાસિક સમયની મહાન સન્નારીઓના અનેક દૈવીગુણોથી ભરપૂર એવાં ૧૮૦ ચરિત્રો આપવામા આવ્યાં છે

* * * * *

'ભારતના સ્રીરત્નો' નો આ ઉપયોગી મગ્રહ તૈયાર કરી આપવાનુ અને તેમ કરીને આ ખાતાની લોકસેવામા ઉપયોગી સહાય આપવાનુ રા રા શિવપ્રસાદ દલપતરામ પડિત એમણે સ્વીકાર્યું ત્યારથીજ તેની તૈયારી માટે તેઓએ અસ્ખલિત ઉત્સાહપૂર્વક સતત પ્રયત્ન આદર્યો હતો ભારતના સ્રીરત્નોના બને ગ્રથો માત્ર આઠ માસ જેટલા સમયમાં તૈયાર થવા, એ તેઓના તે ઉત્સાહ અને પ્રયત્નનુજ પરિણામ છે, અને તેથી કરીનેજ એ બન્ને ગ્રથો ચરિત્રમાળાના પ્રથમ વર્ષમા પ્રસિદ્ધ કરવાનુ આ સસ્થાથી બની શકયુ છે જેથી તે બદલ વાચક વર્ગ તેમજ આ સસ્થા તરફથી તેમનો પ્રેમપૂર્વક આભાર પ્રદર્શિત કરવામા આવે છે

જ્યેષ્ઠ શુકલ પૂર્ણિમા સ ૧૯૬૮

# લેખકની દ્વિતીયાવૃત્તિની પ્રસ્તાવના

ઉત્સાહી પ્રકાશકની કૃપાથી ' ભારતનાં સ્ત્રીરત્નો ' ગ્રંથ બીજાની દ્વિતીયાવૃત્તિ પણ પ્રથમ ભાગની સાથે સાથેજ સહૃદય વાચકોના કરકમળમાં રજુ થઇ છે.

પ્રથમાવૃત્તિમાં બૌદ્ધ સન્નારીઓનાં જે ચરિત્રો પ્રથમ તથા તૃતીય ગ્રંથમાં હતાં, તે આ આવૃત્તિમાં આ ગ્રંથના આરંભમાંજ આપવામાં આવ્યાં છે. એ બૌદ્ધ વિભાગમાં નવાં ચરિત્રો ઉમેરાયાં છે તથા ઘણાં ખરાં ચરિત્રો પુનઃ સંશોધિત થયાં છે. શોક માત્ર એટલોજ છે કે કાવ્ય-દેવીની કૃપા આ ક્ષુદ્ર લેખક ઉપર નહિ હોવાથી 'ગાથા' લખનારી એ પ્રતિભાશાળી થેરીઓની કવિતાનો પદ્યાત્મક અનુવાદ આપીને વાચકોની રસવૃત્તિ તૃપ્ત કરી શકાઇ નથી. ગુજરાતના કોઇ વિદ્વાન કવિ એ કાર્ય ઉપાડી લેશે તો ગુજરાતી સાહિત્યમાં એક સારો ઉમેરો થશે.

બૌદ્ધ ધર્મ કેવો હતો, તેના મુખ્ય સિદ્ધાન્ત શા હતા, તે સમજાવવા આરંભમાંજ શ્રદ્ધાસ્પદ આનંદશંકરભાઇના ' ધર્મવર્ણન ' ગ્રંથને આધારે એક નાનો સરખો ઉપોદ્‌ઘાત લખવામાં આવ્યો છે, તથા પ્રથમ ભાગની પ્રસ્તાવનામાં પણ એ વિષય ઉપર પૂરતું વિવેચન કરવામાં આવ્યું છે.

આ ગ્રંથમાંનાં અન્ય ચરિત્રો મુસલમાનોએ ભારત ઉપર વિજય મેળવ્યો તે સમયના લગભગનાં છે. ભારતની અવનતિનો એ યુગ છે, એ તો નિર્વિવાદ છે. પ્રાચીન આર્યોના હૃદયમાં રહેલા જ્ઞાન, વૈરાગ્ય, શૌર્ય, સ્વદેશાભિમાન આદિ સદ્‌ગુણો પ્રાયઃ લુપ્ત થતા જતા હતા અને એને બદલે કુસંપ, દ્વેષ, નિરક્ષરતા, વહેમ, વિલાસ-પ્રિયતા આદિ દુર્ગુણો ઝડપથી પગપેસારો કર્યે જતા હતા. એ અધઃપતનના કાળમાં પણ ભારતની નારીઓએ સતીત્વ સ્વદેશભક્તિ, સ્વાર્થત્યાગ, વીરતા અને જ્ઞાનપિપાસાનો જે પરિચય આપ્યો છે તે સર્વ રીતે એમને શોભારૂપ અને આપણે માટે ગર્વનું કારણ છે.

આ આવૃત્તિમાં મુસલમાન સન્નારીઓનાં ચરિત્રો પહેલી આવૃત્તિ કરતાં અધિક સંખ્યામાં તથા જરા વિસ્તારથી આપવામાં આવ્યાં છે. પ્રથમાવૃત્તિની પ્રસ્તાવનામાં મેં ઇ૦ સ૦ ૧૯૧૨ માં લખ્યું હતું કે ' આપણા દેશની હાલની સ્થિતિ જોતાં દેશમાં વસતી વિવિધ પ્રજાઓ હિન્દુ, મુસલમાન પારસી, શિખ, જૈન આદિમાં પરસ્પર એકતા અને સહાનુભૂતિ થવાની ઘણી જરૂર છે. એ એકતા અને સહાનુભૂતિ વધારવાના અનેક માર્ગમાંનો એક મુખ્ય માર્ગ એ પણ છે, કે સર્વ પક્ષોએ એકબીજામાં થઇ ગયેલી મહાન વ્યક્તિઓવિષે વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવું તથા તેમને માટે સન્માનની વૃત્તિ ઉત્પન્ન કરવી.' બાર વર્ષના એ અરસામાં હિન્દુ-મુસ્લીમ એકતાની આવશ્યકતા, અનિવાર્યતા-ભારતનું હિત હૈડે ધરનાર પ્રત્યેક મનુષ્યને વિશેષ પ્રતીત થઇ ગઇ છે, અને એ એકતાના બંધનને ઢીલું પડતું જોઇને પુણ્યશ્લોક મહાત્મા ગાંધીજીએ હમણાંજ ૨૧

દિવસનુ અનશનવ્રત લીધુ હતુ, એટલે હિંદુ સન્નારીઓની સાથે મુસ્લીમ રમણીઓના ચરિત્ર લખવાના ઉદ્દેશના બચાવમા વધારે લખવાનુ કાંઇજ રહેતુ નથી સક્ષેપમા એટલુજ કહેવુ બસ છે, કે ભારત એકલા હિંદુનુ નથી, પણ એમા વસતી પ્રત્યેક જાતિનુ છે વિદેશી મુસલમાન વિજેતાઓએ ભારતવાસીઓ ઉપર અનેક અત્યાચાર કર્યા હશે, પણ સ્વદેશને છોડીને સદાને માટે ભારતનેજ પોતાનુ વતન માનવામા, ભાષા અને રહેણીકરણીમા, તથા બીજી અનેક બાબતો જીતાયલી પ્રજા પાસેથી ગ્રહણ કરવામાં એમણે જે ઉદારતા બતાવી છે તે તો પ્રશસનીયજ છે એથી ભારતનો અઢળક પૈસો બહાર જતા બચી ગયો છે રાતદિવસ સાથે રહેવાથી એકબીજાની અસર બને કોમ ઉપર સગીત, કળા, ભાષા, સાહિત્ય, રિવાજ, ધર્મ, પહેરવેશ અને ભોજન સુદ્ધાન્તમા થયા વગર રહી નથી પ્રોફેસર રા રા બળવતરાય ઠાકોરે અમદાવાદની સાહિત્ય પરિષદ્ના ઇતિહાસ વિભાગના પ્રમુખ સ્થાનેથી આપેલા ભાષણમા જણાવ્યુ હતુ, તેમ 'મુસલમાન અને હિંદુ સસ્કૃતિના નિકટ સબધમાથી જે મહાભારત પરિવર્તનો થઈને આપણી હાલની સસ્કૃતિની જનેતા એટલે હિંદની મધ્ય-કાલીન સસ્કૃતિ ઉત્પન્ન થઇ તેના મૂળ *મિશ્ર સલ્તનતોમા છે '

મુસલમાનોમા પડદાનો રિવાજ હોવાથી સાધારણ રીતે લોકો એમ માનવામા ભૂલ કરે છે કે મુસલમાન રમણીઓ બધી નિરક્ષરજ હશે આ ગ્રથમા આપેલાં મુસલમાન વિદુષીઓનાં અનેક ચરિત્રો એ માન્યતાને દૂષિત સાબિત કરશે 'અસૂર્ય-સ્પર્શા' મનાતી છતા ઉચ્ચ અને મધ્યમ વર્ગની મુસલમાન બાળાઓને માનસિક વિકાસ કરવાના પુષ્કળ સાધનો પ્રાપ્ત હતા બાળલગ્નની પ્રથાના અભાવે બાદશાહો, જાગીરદારો અને અમલદારોની કન્યાઓ મોટી વય સુધી અતપુરમાજ રહી જ્ઞાન-ચર્ચા કરતી સાહિત્ય, સગીત અને કળાપ્રત્યે મુગલ યુગમા સ્ત્રીઓની અધિક રુચિ હતી સુંદર કવિતા લખવા માટે અનેક યુવતીઓએ એ કાળમા વિખ્યાતિ મેળવી છે

સસ્કૃત કવયિત્રીઓમાંથી પણ અનેકના ચરિત્ર આ ગ્રથમા આપવામા આવ્યા છે વૈદિક યુગની મત્રદૃષ્ટ્રીઓની વાત બાજુએ મૂકીએ તોપણ આ ગ્રથમા વર્ણ-વેલી થેરીઓ અને ઇન્દુલેખા, નાગમ્મા, ફલ્ગુહસ્તિની, મોરિકકા, સુભદ્રા આદિ અનેક સન્નારીઓના ચરિત્રો જોતા જણાશે કે સુધરેલા ગણાતા ઇગ્લેડમા સ્ત્રી કવિઓનો આવિર્ભાવ છેક મધ્યકાળ સુધી નહોતો થયો ત્યારે આપણે ત્યા સૈકાઓ અગાઉ, ઘણી ઉચ્ચ પ્રકારની પ્રતિભાશાળી કવયિત્રીઓ ઉત્પન્ન થઇ છે. આપણે માટે એ ઓછા ગૌરવની વાત નથી +

---

* બગાળ, જોનપુર, માળવા, ગુજરાત અને ગુલ્બર્ગ તથા નિઝામશાહી આદિ સલ્તનતોને પ્રો ઠાકોર મિશ્રરૂપની સલ્તનતો ગણે છે, અને તે પહેલાની કુતુબુદ્દી-નથી માંડીને ઇ સ ૧૫૫૬ સુધીનીને 'છાવણીશાહી' નામ આપે છે

+ હું ભૂલતો ન હોઉ તો પ્રથમ અગ્રેજી કવયિત્રીનો કાળ ૧૫૨૦–૪૬ છે.

આ ગ્રંથમા આપેલા એ ચરિત્રોને માટે મુખ્યત્વે સ્વર્ગસ્થ ભાઇ રણજીતરામના એક લેખને આભારી છુ મારી સર્વ કૃતિઓમાં એ બન્ધુ એટલો બધો રસ લેતા અને મારા હાથે અનેક જીવનચરિત્રો લખાય એવી અભિલાષાથી વગર પૂછયે એટલી બધી કિંમતી સૂચનાઓ કરતા કે આ પ્રસ્તાવના લખતાં અશ્રુભીની આંખે એમનુ પુણ્યસ્મરણ થયા વગર રહેવુ નથી પ્રભુ એમના આત્માને સદ્દગતિ આપો

કવયિત્રીમાંથી અનેકના જીવનનો પરિચય બહુજ સંક્ષિપ્ત છે, તેને માટે લાચાર છુ આશા છે કે એ નામસૂચનથી પ્રેરાઈ ભવિષ્યમા શોધક બુદ્ધિવાળા વિદ્વાનો એમના જીવનનો વિશેષ વૃત્તાંત ગુજરાતની સમક્ષ મૂકશે પ્રથમાવૃત્તિ સમયે કેટલાક ટુકાં ચરિત્રો માટે કોઇ કોઇ વિવેચકો તરફથી એવો આક્ષેપ થયો હતો કે સંખ્યા વધારવા ખાતરજ એવાં ચરિત્રો આપવામાં આવ્યાં છે હુ એવી ટીકા કરનાર બંધુઓ-ને ખાત્રી આપુ છુ કે એવો ઉદ્દેશ મારો કદિ પણ નથી ઉપર જણાવ્યુ તેમ એ ટુકા પરિચયો માર્ગસૂચક બની ભવિષ્યના લેખકોને વધારે શોધખોળ કરવા પ્રેરે એજ મારો ઉદ્દેશ હતો અને હજુ પણ છે જીવનચરિત્ર અને ઇતિહાસની સામગ્રી મૂળથીજ આપણા દેશમાં બહુ ઓછી છે, એટલે વિશેષ માહિતીના અભાવે ઉપલબ્ધ થોડી સામગ્રીતહિનજ કાંઇ પણ વિશિષ્ટતા ધરાવનારી વ્યક્તિઓના પુણ્ય નામનુ સ્મરણ સરખુ કરવાથી પણ આપણે વંચિત રહેવુ જોઇએ એમ તો કોઇ નહિ સ્વીકારે

નવલકથા અને નાટકોના અનેક લેખકોએ વાચકોના વિનોદપ્રત્યે વિશેષ લક્ષ્ય આપીને આ ગ્રંથમા વર્ણવેલી અનેક હિંદુ તથા મુસ્લીમ રમણીઓને અન્યાય કર્યો છે, અને એ કલ્પનામિશ્રિત કથાઓને ભોળા વચકો ઇતિહાસ માનવાની ભૂલ કરે છે પ્રમાણભૂત ઇતિહાસ ગ્રંથોને આધારે એવી અનેક સન્નારીઓના ચરિત્રો ને થએલો અન્યાય ધોઇ નાખવા યત્કિંચિત્ પ્રયાસ આ ગ્રંથમાં કર્યો છે

આ બીજા ભાગનુ સંશોધન અવકાશના અભાવે મારાથી ઇચ્છાનુસાર થઇ શકયુ નથી તેને માટે ક્ષમા ચાહુ છુ ભવિષ્યમા ત્રીજી આવૃત્તિ કાઢવાનુ સદ્દભાગ્ય પ્રાપ્ત થશે તો આ ગ્રંથમાના ચરિત્રો પણ વધારે આકર્ષક સ્વરૂપમા રજુ થશે

અંતમા મા૦ શ્રી૦ નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા, સા૦ શ્રી૦ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી આદિ વિદ્વાનોએ પોતાની કૃતિઓના ઉતારા આ ગ્રંથમા કરવાની ઉદારતાપૂર્વક પરવાનગી આપી છે તેમનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માનુ છુ.

કોટા–રાજપૂતાના આસો માસ ૧૯૮૦<br>ઓકટોબર ૧૯૨૪ } શિવપ્રસાદ દલપતરામ પંડિત.

# लेखकनी पहेली आवृत्तिनी प्रस्तावना

'ભારતનાં સ્ત્રીરત્નો' નો પ્રથમ ગ્રંથ ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ્ વડોદરામાં મળી, તે અરસામાં સસ્તુંસાહિત્યવર્ધક મિત્રમંડળ તરફથી બહાર પડ્યા પછી, તેનો આ 'બીજો ગ્રંથ' ઘણા થોડાજ સમયમા ગુર્જર વાચક વર્ગ માટે તૈયાર કરી શકવાનુ સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયુ છે બન્ને ભાગો લગભગ એકજ સાથે લખાયા હતા, એટલે સમયના સંકોચને લીધે લખાણુને ફરીથી જોઇ જવાનો પણ અવકાશ મને મળ્યો નથી એથી ભાષા, શૈલી, જોડણી વગેરેમા અનેક અશુદ્ધિઓ રહી જવાનો સંભવ છે આશા છે કે વાચક બન્ધુઓ અને બહેનો ઉદાર ચિત્તથી એ દોષો માટે મને ક્ષમા કરશે ઘણા ટુકા સમયમા પુસ્તક સમાપ્ત કરવુ પડયાથી તેમા લખેલી સર્વ બીનાઓની ઐતિહાસિક સત્યાસત્યતાનો નિર્ણય કરવાનુ, ઇચ્છા હોવા છતાં પણ બન્યુ નથી ગુજગતના ઇતિહાસવેત્તા વિદ્વાનો આમા રહેલી અસંગતતાઓ અને દોષો ઉપર મારૂ ધ્યાન ખેચશે તો હુ તેમનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માનીશ અને આવતી આવૃત્તિમા એ ભૂલો સુધારવા બનતો યત્ન કરીશ

આપણા દેશની હાલની સ્થિતિ જોતાં, દેશમા વસતી વિવિધ પ્રજાઓ–હિન્દુ, મુસલમાન, પારસી, શિખ, જૈન આદિમા પરસ્પર એકતા અને સહાનુભૂતિ થવાની ઘણી જરૂર છે. એ એકતા અને સહાનુભૂતિ વધારવાના અનેક માર્ગમાનો એક મુખ્ય માર્ગ એ પણ છે કે, સર્વે પક્ષોએ એકબીજામાં થઈ ગયેલી મહાન્ વ્યક્તિઓવિષે વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવુ તથા તેમને માટે સન્માનની વૃત્તિ ઉત્પન્ન કરવી. આ ઉદ્દેશથી મે અનેક મુસલમાન સન્નારીઓના ચરિત્રોને આ સંગ્રહમા સ્થાન આપ્યુ છે ઝનાનામા વસનારી એ મુસલમાન બહેનોએ વિદ્યા તરફ કેટલી અભિરુચિ દર્શાવી હતી, તથા પ્રસંગ મળે એ વિદ્યાનો ઉપયોગ રાજ્યકારભાર જેવા કઠણ અને દુસાધ્ય કાર્યમા કેવી રીતે કર્યો હતો, તેનુ યત્કિંચિત્ જ્ઞાન આમાના કેટલાક ચરિત્રો વાચ્યાથી થશે

આ પુસ્તક લખવામા જે પુસ્તકો તથા માસિકોની મદદ લેવામા આવી છે તેનો ઉલ્લેખ અન્યત્ર કરવામા આવ્યો છે, પરન્તુ આ પ્રસંગે એક સન્નારીનો ખાસ આભાર ન માનુ તો હુ કૃતઘ્નતા દોષનો ભાગી ગણાઉ એ સન્નારી પ્રસિદ્ધ ઉર્દુ પત્ર 'પૈસા અખબાર' ના સંપાદકના પુત્રી અને 'શરીફ બિબિ' માસિકના સંપાદિકા શ્રીમતી ફાતમા છે તેમણે પત્રદ્વારા મુસલમાન સન્નારીઓના ચરિત્રોના સંગ્રહરૂપ ઉર્દુ પુસ્તકોના નામનુ સૂચન ન કર્યુ હોત તો આ પુસ્તકમાં મુસલમાન સન્નારીઓના આટલા ચરિત્રોનો સમાવેશ થઇ શકત કે નહિ એ શંકાભરેલુ છે

*　　　*　　　*　　　*　　　*

બારાં–કોટારાજ્ય–રાજપૂતાના<br>તા. ૩૦ મે ૧૯૧૨

શિવપ્રસાદ દલપતરામ પંડિત

# उपकारपत्र

આ ગ્રંથ રચવામાં લેખકને નીચે લખેલાં પુસ્તકો તથા લેખોમાંથી મદદ મળી છે, જેને માટે તે, તેમના લેખકો તથા પ્રકાશકોનો ખરા અંતઃકરણથી આભાર માને છે.

૧ આર્યનારી–ભાગ બીજો. (બંગાળી) લે૦ શ્રી કાલિ પ્રસન્ન ગુપ્ત એમ૦ એ૦ અને શ્રી દક્ષિણારંજન મિત્ર મજુમદાર

૨ ભારતીય વિદુષી (બં) શ્રી મણિલાલ ગંગોપાધ્યાય

૩ નવનારી (બં) શ્રી નીતમણિ બસાક

૪ આર્યકીર્તિ (બં) શ્રી રજનીકાન્ત ગુપ્ત

૫ ટોડ રાજસ્થાન–(અંગ્રેજી)–બે ભાગ.

૬ ટોડ રાજસ્થાનનું પંડિત ગૌરીશંકરજી ઓઝા કૃત ટીકાવાળું હિન્દી ભાષાન્તર

૭ સોલંકિયોંકા ઇતિહાસ (હિ) રાયબહાદુર પંડિત ગૌરીશંકર હિરાચંદ ઓઝા

૮ રાજસ્થાનરત્નાકર (હિ) શ્રી રામનારાયણ દુગર

૯ ઐતિહાસિક રાણીયેં (હિન્દી) સ્વ૦ બાબુ કાશીનાથ ખત્રી

૧૦ ભારતમહિલામંડળ (હિ) પ્રથમ ભાગ–કુંવર હનુમંતસિંહજી

૧૧ ,, દ્વિતીય ભાગ ,,

૧૨ રમણીરત્નમાળા (હિ) લે૦ પંડિત પન્નાલાલજી

૧૩ નારીરત્નમાળા (હિ) પંડિત બલદેવપ્રસાદ મિશ્ર

૧૪ ભારતવર્ષકી વીર ઔર વિદુષી સ્ત્રિયાં (હિંદી) ભાગ ૧ લો

૧૫ ,, ભાગ ૨ જો. લે૦ બાબુ શિવવ્રતલાલજી એમ એ.

૧૬ ભારતવર્ષકી સચ્ચી દેવિયાં–(હિ) પંડિત લલિતા પ્રસાદજી.

૧૭ સતીચરિત્રસંગ્રહ ભાગ ૧ લો }
૧૮ ,, ભાગ ૨ જો } (હિ) શ્રીયુત રામજીવન નાગર

૧૯ સિરોહી રાજ્યકા ઇતિહાસ (હિ) રા૦ બા૦ ગૌરીશંકર ઓઝા

૨૦ વંશભાસ્કર ભાગ ત્રીજો } (હિ) લે૦ કવિરાજ સૂર્યમલજી સંપાદક
૨૧ ,, ભાગ ચોથો. } કવિરાજ કૃષ્ણસિંહજી બારહટ

૨૨ મહિલામૃદુવાણી (હિ) મુનશી દેવીપ્રસાદજી

૨૩ ભક્તમાળ (ગુજરાતી) નાભાજીકૃત

૨૪ ભક્તમાળ (હિ) શ્રી શિવવ્રતલાલજી એમ. એ રચિત

૨૫ મુસ્લિમમહિલારત્ન, (હિ) પ્રો૦ જહૂરબખ્શ

૨૬ થેરીગાથા (પાલી–બંગાળી) શ્રી વિજયચન્દ્ર મજુમદાર

૨૭ "સામ ઑફ્ ધી સીસ્ટર્સ" શ્રીમતી ડૉ૦ મિસિઝ રીઝડેવીસ

૨૮ તેરહ ભિક્ષુણીરત્ને (મરાઠી) પ્રો. નારાયણ કેશવ ભાગવત એમ. એ.

૨૯ બુદ્ધલીલાસારસંગ્રહ (ગુ) આચાર્ય શ્રી કૌશામ્બી

૩૦ નૂપુરઝંકાર (ગુ) સા૦ શ્રી૦ નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા
૩૧ શુદ્ધ. (બ) શ્રી બરદાકાન્ત બન્દોપાધ્યાય
૩૨ પૃથ્વીરાજ. (હિ) શ્રી ચન્દ્રશેખર ત્રિપાઠી
૩૩ પૃથ્વીરાજમહાકાવ્ય (બ) શ્રી યોગેન્દ્રનાથ ગુપ્ત
૩૪ કથાસરિત્સાગર, ગુજરાતી પ્રેસ
૩૫ રાજતરંગિણી ભાગ–૧ લો. } (અ) કલ્હણના સંસ્કૃત ગ્રંથનો અંગ્રેજી
૩૬ ,, ભાગ–૨ જો } અનુવાદ ડૉકટર સ્ટીનકૃત
૩૭ આઈડિયલ્સ ઑફ ઇન્ડિયન વુમનહુડ. (અ) લે૦ શ્રી પંચાનન ભટ્ટાચાર્ય
૩૮ પોએમ્સ બાય ઇન્ડિયન વીમેન. (અ) એડીટેટ બાય મિસિસ માર્ગારેટ મેકિનકૉલ
૩૯ હિરોઇન્સ ઑફ હિંદ શાસ્ત્રી (અ) મન્મથનાથ દત્ત એમ એ. કૃત
૪૦–૪૩ હિસ્ટરી ઑફ ઔરંગઝેબ (અ) પ્રો૦ જદુનાથ સરકારકૃત
૪૪ અરલી હિસ્ટરી ઑફ ઇન્ડિયા (અ) પ્રો૦ વિન્સેન્ટ સ્મિથકૃત
૪૫ મોગલયુગે સ્ત્રીશિક્ષા (બ) શ્રી વ્રજેન્દ્રનાથ બન્દોપાધ્યાય
૪૬ ટેઇલ્સ ઑફ ધી સેઇન્ટ્સ ઑફ પંઢરપુર (અ) સી એ. કીનકેઇડકૃત
૪૭ મશાહિર. ઇ. નિસ્વાન. (ઉર્દુ) મૌ૦ મૌલવી મહમ્મદ અબ્બાસ સાહેબ
૪૮ આઠ સ્ત્રીરત્ન (મરાઠી) રા રા હરિનારાયણ આપ્ટે
૪૯ ઐતિહાસિક સ્ત્રીરત્ને (મરાઠી) સૌ. યશોદાબાઈ ભટ્ટ
૫૦ ભારતવર્ષીય યુવતીરત્નમાળા. (મરાઠી) રા રા. અનંત કેશવ ચિતળે
૫૧ જ્ઞાનેશ્વરચરિત્ર (ગુ) જ્ઞાનેશ્વરી ગીતામાનું (સસ્તું સાહિત્ય)
૫૨ શ્રી શિવાજી છત્રપતિ રા. રા કેલુસ્કરના મરાઠી ગ્રંથનો અનુવાદ પ્ર૦ સસ્તું સાહિત્ય
૫૩ લાઇફ ઑફ જહાંગીર. (અ) પ્રો૦ વેણીપ્રસાદ એમ. એ કૃત
૫૪–૫૫ રાસમાળા ભાગ–૧–૨ જો (ગુ) સ્વ૦ સા૦ શ્રી રણછોડભાઈ ઉદયરામ
૫૬ રત્નમાળા (ગુ)
૫૭ સતીસમાજ અને સતીધર્મ (ગુ) રા રા. છગનલાલ વિશ્વનાથ દ્વિવેદી
૫૮–૫૯ સતીમંડળ ભાગ ૧–૨ જો. (ગુ) રા રા કેશવજી વિશ્વનાથ ત્રિવેદી
૬૦–૬૧ મુસલમાની રિયાસત. (ગુ) રા. રા. સર દેસાઈકૃત મરાઠી ભાગ ૧–૨ ગ્રંથનો સ્વ૦ રા. રા સૂર્યરામ સોમેશ્વર દેવાશ્રયીકૃત અનુવાદ
૬૨ સ્વ૦ ભાઈ રણજીતરામ વાવાભાઈએ વસન્તમાં લખેલો 'સંસ્કૃત કવયિત્રી'નો લેખ
૬૩ ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો. (ગુ) સા૦ શ્રી૦ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી
૬૪ ડીક્ષનેરી ઑફ ઑરિએન્ટલ બાયોગ્રાફીઝ (અ) બીલકૃત
૬૫ કથા ઓ કાહિની (બ) શ્રી૦ રવીન્દ્રનાથ ઠાકુર

# अनुक्रमणिका

# कक्कावार अनुक्रमाणिका

# भारतनां स्त्रीरत्नो

## ग्रंथ २ जो

## उपोद्घात-बौद्धयुगनां स्त्रीरत्नो

અમારી ઘણી વાચક બ્હેનોને બૌદ્ધ ધર્મસંબંધી હકીકતની બરોબર ખબર નહિ હોય તેથી બૌદ્ધ સન્નારીઓના ચરિત્રનો પરિચય કરાવતા પહેલાં બૌદ્ધ ધર્મ વિષે બે શબ્દો કહેવા અનુચિત નહિ ગણાય.

આજથી અઢી હજાર કરતા પણ વધારે વર્ષ પૂર્વે ગૌતમબુદ્ધ નામના એક મહાપુરુષે ભારતવર્ષમા એ ધર્મની સ્થાપના કરી હતી. બુદ્ધદેવના મૃત્યુ પછી ઘણા વર્ષો સુધી એ ધર્મ આપણા દેશનો મુખ્ય ધર્મ રહ્યો હતો. ભારતની બહાર ચીન, જાપાન વગેરે દેશોમા આજ પણ એ ધર્મને લોકો માને છે, અને બુદ્ધદેવને જન્મ આપનાર પવિત્ર ભારતભૂમિની યાત્રા કરવા સારૂ એ દેશથી અનેક યાત્રીઓ આવે છે જૈન ભાઇઓના તીર્થંકર મહાવીર સ્વામીનાજ સમયમાં, પણ એમનાથી જરાક પાછળ બુદ્ધદેવ ઉત્પન્ન થયા હતા. એમના વખતમા આર્યોનો વૈદિક ધર્મ વિકાર પામી ચુકયો હતો. સાપ ગયા અને લીસોટા રહ્યા એ પ્રમાણે વેદ અને ઉપનિષદ્ના ઉત્તમ ગહન સિદ્ધાન્તો સમજનારા અને તે પ્રમાણે વર્તનારા તો થોડા રહ્યા હતા, અને કર્મકાંડ, ખોટા વાદવિવાદ, અને જીવહિંસા આદિ વખોડવાલાયક કામ કરનારા ઘણા લોકો રહી ગયા હતા.

જેને ખરો બોધ થયો હોય, જે મોહનિદ્રામાંથી જાગ્યા હોય તેને બુદ્ધ કહે છે. બુદ્ધદેવનો ઉપદેશ એ હતો કે કેવળ વૈદિક યજ્ઞયાગ કર્યાથી ધર્મ

સધાતો નથી, પવિત્ર જીવન ગાળવું, સારા વિચારો રાખવા, એજ ખરો ધર્મ છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર બધા બરાબર રીતે એ ઉચ્ચ ધર્મના અધિકારી છે. યજ્ઞમાં પશુનું બલિદાન આપવું અથવા અન્ય કોઇ પ્રકારે જીવની હિંસા કરવી એ મહાપાપ છે. બ્રાહ્મણશૂદ્રનો ભેદ ભૂલી જઇને સર્વ પ્રકારની જીવહિંસાનો ત્યાગ કરીને, બધાએ ભોગવિલાસહીન પવિત્ર જીવન ગાળવું અને જગતનું કલ્યાણ કરવું. આ પ્રમાણે જીવન ગાળવાથી ધીમે ધીમે મનુષ્યનો આત્મા બધા પ્રકારના મોહ અને પાપવાસનામાથી છૂટી જઇને નિર્વાણ મેળવશે.

બૌદ્ધધર્મના મહામત્રમા ત્રણ વિષય બતાવેલા છે

'बुद्धं शरणं गच्छामि' હુ બુદ્ધને શરણ જાઉં છું.

'धर्मं शरणं गच्छामि' હુ ધર્મને શરણ જાઉં છું.

'संघं शरणं गच्छामि' હુ સઘને શરણ જાઉં છુ.

ગૌતમ બુદ્ધનો મુખ્ય ઉપદેશ એ હતો કે આ સંસારમા દરેક વસ્તુ ક્ષણભંગુર, અને દુ.ખના કારણરૂપ છે.

સંસારના એ દુ.ખનો ઇલાજ શો ? ઇલાજ કરતા પહેલા રોગનુ કારણ શોધવું જોઇએ. તૃષ્ણા–સુખ ભોગવવાની રાતદિવસ લાલસામાથી દુઃખ ઉપજે છે, માટે આત્મવાદ ત્યજી અનાત્મવાદ ગ્રહણ કરવો. એટલે કે હુંપદ છોડી દેવું.

"તૃષ્ણા અને તૃષ્ણામાથી ઉપજતા 'ઉપાદાન ( વિષય–ગ્રહણ ) નો નાસ થાય, એટલે પુનર્જન્મ અને પુનર્જન્મ સાથે જોડાયલા જરા ( વૃદ્ધાવસ્થા ) અને મરણ વગેરેના દુ ખો શમી જાય આ દુઃખરહિત સ્થિતિ તે નિર્વાણ. 'નિર્વાણ' એટલે બુઝાઇ જવું, મનુષ્યના હૃદયમા હુંપણું અને રાગદ્વેષ વગેરે જે જે વૃત્તિઓ સળગે છે. તેનું બુઝાઇ જવું." ( ધર્મવર્ણન )

એ નિર્વાણ પામવાને માટે બુદ્ધદેવે જે ઉપાય બતાવ્યા છે તેને 'મધ્યમ પ્રતિપદા' અથવા 'આર્ય અષ્ટાગમાર્ગ' કહે છે એ આઠ માર્ગ નીચે મુજબ છે.

(૧) સમ્યગ્ દૃષ્ટિ–સારી સમજણ, જ્ઞાન.

(૨) સમ્યક્ સંકલ્પ–સારો સકલ્પ ( ક્રિયા કરવાનો નિશ્ચય )

(૩) સમ્યગ્ વાક્–સારી વાણી; જેમકે અસત્ય ન બોલવું, ચાડી કે નિદા ન કરવી, ગાળ ન દેવી, મિથ્યા બકવાદ ન કરવો.

(૪) સમ્યક્ કર્મ–સારા કર્મ, શીલ અને દાન.

(૫) સમ્યગ્ આજીવ–સારી આજીવિકા, સારો ધંધો કરીને ગુજરાન ચલાવવું.

(૬) સમ્યગ્ વ્યાયામ–સારો પ્રયત્ન.

(૭) સમ્યક સ્મૃતિ–સારી સ્મૃતિ તથા વિચાર

(૮) સમ્યક્ સમાધિ–સારી સમાધિ, ચિત્ત એકાગ્ર કરવું તે.

આ નિર્વાણ પ્રાપ્ત કરવાના માર્ગમા જે અડચણો નડે છે તેને ‘ દશ સંયોજન’ કહે છે.એ અડચણો નીચે પ્રમાણે છે.(૧) સત્કાય દૃષ્ટિ–આત્મવાદ=હુંપણાની દૃષ્ટિ, (૨) વિચિકિત્સા–સંશય; (૩) શીલવ્રતપરામર્શ=શીલ અને વ્રતનું ચિન્તન કર્યા કરવું, અને એને પોતાના હુંપદ સાથે જોડવા. શીલ અને વ્રતપાળવા સારા છે, પણ એનાજ ચિન્તનમા ભરાઈ રહેવાથી નુકસાન છે. આ ત્રણ ‘ સંયોજન ’ તોડનાર ‘ સોતાપન્ન ’ થાય છે અથાત્ તે નિર્વાણના વહેણમા પડે છે તે ઉપરાત (૪) કામ, (૫) દ્વેષ, (૬) રૂપરાગ, (૭) અરૂપરાગ (અણુદીઠ સ્વર્ગના સુખની આસક્તિ) (૮) માન,(૯) ઉદ્ધતપણું,અને(૧૦) અવિદ્યા એ પણ નિર્વાણના માર્ગમા આડે આવનારી, અને મનુષ્યને સંસાર સાથે બાધી રાખનારી સાકળો છે.

બૌદ્ધધર્મમા વળી દશ શીલ, દશ શિક્ષા અને છ પારમિતાઓ કહી છે

(૧) હિંસા ન કરવી. (૨) ચોરી ન કરવી. (૩) જૂઠું ન બોલવું (૪) મદ્ય ન પીવું (૫) બ્રહ્મચર્ય પાળવું. (૬) રાતે ભોજન ન કરવું. (૭) પુષ્પહાર, ચંદન વગેરે સુગંધિ પદાર્થો ન ધારણ કરવા.(૮)જમીન ઉપર સાદડી પાથરીને સૂવું (૬ થી ૮ સુધીના શીલ ગૃહસ્થ માણસે પણ અઠવાડિયામા એકવાર પાળવાના છે.) (૯) નાચ અને ગાનતાનથી વિરમવુ. (૧૦) સુવર્ણાદિ ધાતુનો પરિગ્રહ ન કરવો. સાધુઓએ દશે શીલ ખાસ પાળવાના છે.

દશ શિક્ષા આ પ્રમાણે છે. (૧) હિંસા કરવી નહિ. (૨) વગર આપ્યું લેવું નહિ. (૩) બ્રહ્મચર્ય પાળવુ–ગૃહસ્થે પોતાનીજ પત્ની ઉપર સ્નેહ રાખવો. (૪) જૂઠુ ન બોલવું. (૫) ચાડી ન ખાવી (૬) ઉદ્ધતાઈ ન વાપરવી. (૭) વૃથાપ્રલાપ ન કરવો (૮) લોભ ન કરવો (૯) દ્વેષ ન રાખવો. (૧૦) વિચિકિત્સા; એટલે કે શાસ્ત્ર અને પરમાર્થ સંબંધે સંશયપણું ન રાખવું.

છ પારમિતાઓ અર્થાત્ સંસારસાગરમાંથી પાર તરી જવાનાં છ સાધનો નીચે પ્રમાણે છે.

(૧) દાનપારમિતા. (દ્રવ્ય, વિદ્યા, ધર્મોપદેશ વગેરેનાં દાન) (૨) શીલ–

પારમિતા. (ઉપર વર્ણવેલાં શીલ પાળવાં) (૩) ક્ષાંતિપારમિતા. ( દુઃખ ખમવાં તથા પારકાના અપકારની ક્ષમા આપવી) (૪) વીર્યપારમિતા. ( સંસારની લાલચોને જીતી કલ્યાણને માર્ગે ચઢવાની મારામા શક્તિ છે એમ ઉત્સાહ રાખવો) (૫) ધ્યાનપારમિતા. ( ધર્મ અને બુદ્ધ ભગવાનનું ધ્યાન કરવુ. (૬) પ્રજ્ઞાપારમિતા (જ્ઞાન પ્રાપ્ત કરવું)×

બુદ્ધદેવને સ્ત્રીજાતિ પ્રત્યે ઘણું માન હતું, અને જનસમાજમા સ્ત્રી જાતિનો આદર થાય એવી એમની ઈચ્છા હતી છ દિશાઓની પૂજાનું રહસ્ય સમજાવતા એમણે પત્નીપુત્રને દક્ષિણ દિશારૂપ માનીને તેમની પૂજાનો વિધિ નીચેના શબ્દોમા બતાવ્યો છે. પશ્ચિમ દિશા જે પત્ની તેની પૂજાના આ પાચ અંગ છે. (૧) તને માન આપવુ (૨) તેનું અપમાન ન થવા દેવું (૩) એકપત્નીવ્રત આચરવુ (૪) ઘરનો કારભાર તેને સોપવો, (૫) વસ્ત્રાલકારની તેને ખોટ ન પડવા દેવી આ પાચ અગોથી જો પોત પત્નીની પૂજા કરે તો પત્ની તે પતિ ઉપર પાચ પ્રકારનો અનુગ્રહ કરે છે.

(૧) ઘરમા સારી વ્યવસ્થા રાખે છે, (૨) નોકરચાકરને પ્રેમથી સંભાળે છે, (૩) પતિવ્રતા થાય છે, (૪) પતિએ મેળવેલી સપત્તિનુ રક્ષણ કરે છે, ઉડાઉ થતી નથી, અને (૫) સર્વ ગૃહકૃત્યોમા તત્પર રહે છે.

( પ્રોફેસર કૌશામ્બીકૃત બુદ્ધલીલાસાગસગ્રહ )

બૌદ્ધકાળમાં ભારતવર્ષની સ્ત્રીઓનો શો દરજ્જો હતો. એ સંબંધમા ‘ પ્રબુદ્ધભારત ’ મા એક વિદ્વાન, લખે છે, કે “ ભિક્ષુઓ કરતા ભિક્ષુણીઓની સંખ્યા ઓછી હતી, પણ સમાજમા એમને ઘણુ ઉચ્ચ સ્થાન મળેલુ હતું એમની વિદ્યા, બુદ્ધિ તથા સમાજ ઉપરની તેમની ખાસ અસર એ સબધી હકીકત આપણને માલતી-માધવ જેવા સસ્કૃત પુસ્તકોમાથી મળી આવે છે. કોઈ કોઈ ભિક્ષુણી સમનેરા તથા અર્હત્ પદને પણ પામી શકતી હતી. મહાત્મા ગૌતમબુદ્ધના જીવનકાળમા સુતપિતકની થેરી ગાથા અનેક વૃદ્ધ ભિક્ષુણીઓને હાથેજ રચાઈ હતી. એમાની ઘણી ખરી ગાથાઓ ઉત્તમ છે એટલુંજ નહિ, પણ સ્ત્રીઓની ઇશ્વરભક્તિ તથા બુદ્ધિના જ્વલન્ત ઉદાહારણ પણ આપણને એમાથી મળી આવે છે. એમણે નીતિના સિદ્ધાન્તો તથા બૌદ્ધધર્મના ઉપદેશોનું વર્ણન બહુજ સરસ રીતે કર્યું છે. એ થેરીઓના ઉપદેશને સાભળવા સારૂ અનેક ભિક્ષુ તથા ભિક્ષુણીઓ એકઠાં થતા.

× બૌદ્ધધર્મસબધી ઉપરની બધી હકીકત આચાર્ય શ્રીઆનદશંકર બાપુભાઈ ધ્રુવરચિત ‘ ધર્મવર્ણન ’ નામના ઉત્તમ ગ્રન્થમાથી લેવામાં આવી છે

બૌદ્ધ સાહિત્ય સ્ત્રીઓને ઘણુંજ ઉચ્ચ સ્થાન આપે છે સ્ત્રીઓને પહેલાં તો બૌદ્ધ મંદિરોથી દૂર રાખવામા આવી હતી, પણ ધીમે ધીમે બૌદ્ધ ધર્મનાં મંદિરોની એજ ધણીધોરી થઇ પડી હતી.

બૌદ્ધધર્મની પ્રબળ લહેર બધી જાતિઓમાં ફેલાઇ ગઇ હતી. એના શિક્ષણની અસર બહુજ ઉંડી હતી. એ સમયના રાજવંશ, વણિક્સમાજ તથા કારીગરોમા પણ આદર્શ સ્ત્રીઓના એવા ઉદાહરણ મળી આવે છે, કે જે ઉપરથી સિદ્ધ થાય છે કે વિદ્યા અને બુદ્ધિ, ધર્મ અને ઉદારતા, તથા દાન અને પુણ્યની પ્રવૃત્તિ કોઇ ખાસ ન્યાતની સ્ત્રીઓમાજ જોવામા આવતી એમ નહોતું. પ્રત્યેક જાતિ અને પ્રત્યેક વર્ણમાં એ પ્રવૃત્તિ વિદ્યમાન હતી.

બૌદ્ધયુગમાં બાળલગ્ન નહોતાં. કન્યા પુખ્ત વયની થતી ત્યારેજ તેનું લગ્ન થતું. વરની પસંદગીની બાબતમા તેને સ્વતંત્રતા હતી. વિધવાવિવાહ નીચ જાતિઓમાજ નહિ પણ ઉચ્ચ જાતિઓમા પણ થતો હતો. બાળક સમજણો થાય ત્યારેજ તેને પરણાવવાનો વિચાર કરવામા આવતો પ્રેમ અને સંવનનનો રિવાજ પણ હોય એમ જણાય છે. કુમારિકાઓનાં લગ્ન પણ યુવાવસ્થાને પ્રાપ્ત થતા લગી થતા નહોતા. મામાની પુત્રી સાથે લગ્ન કરવાનો રિવાજ રાજકુટુમ્બોમા અને ખાસ કરીને શાકય વંશીઓમા પ્રચલિત હતો.

સ્ત્રીઓને ભ્રષ્ટ ગણીને એકદમ ત્યજી દેવામાં નહોતી આવતી. અમ્બપાલી ગણિકા તથા સમાજથી ભ્રષ્ટ થયેલી બીજી કેટલીક સ્ત્રીઓ પ્રત્યે ભગવાન તથાગતે બતાવેલી દયા તથા સહાનુભૂતિ એ વાતની સાક્ષી પૂરે છે, અને પ્રકટ કરે છે કે બુદ્ધિની દુર્બળતાને લીધે મનુષ્યમા રહેલા કુદરતી સ્વભાવને લીધે-ઇન્દ્રિયના વિકારને વશ થઇ સત્પથમાથી ચળેલી સ્ત્રીઓને પણ સુધારી શકાય છે, અને એમના જીવનનો વિશેષ તિરસ્કાર ન કરીએ તો તેઓને હાથે પણ સમાજની અધિક લાભદાયક સેવા થઇ શકે છે.

# रत्न १ लुं-माद्री




આ માદ્રી રાજા પાંડુની પત્ની અને નકુલસહદેવની માતા માદ્રી નથી; પણ પ્રાચીન કાળની એક બીજીજ સન્નારી છે. એ સમયમાં શિબિ દેશમાં સંજય નામનો એક રાજા રાજ્ય કરતો હતો. તેના કુમારનું નામ વેસ્સંતર હતું.રાજકુમાર ઘણો પુણ્યાત્મા અને દાન કરવામા છૂટા હાથવાળો હતો.તેના

રાજ્યમાં ધોળા હાથી હતા, અને એમ મનાતું કે એ હાથીઓના પ્રતાપે શત્રુઓ એ રાજ્ય ઉપર આક્રમણ કરીને ફાવી શકતા નહોતા એક દિવસ કલિંગ દેશના આઠ બ્રાહ્મણો આવીને રાજકુમાર પાસેથી માગીને એ ધોળા હાથીઓ દાનમાં લઈ ગયા. પ્રજા, એ વાતની ખબર પડતા ઘણી ગુસ્સે થઈ. હવે પોતાના રાજ્ય ઉપર અવશ્ય આફત આવશે એવો ભય એમને ઉત્પન્ન થયો. પ્રજાજનોએ જઈને રાજા સંજય આગળ પ્રાર્થના કરી એ વખતના રાજાઓ ઘણુાજ ન્યાયી અને નિષ્પક્ષપાતી હતા મહારાજા સંજયને પ્રજાની ફરીયાદ વ્યાજબી જણાઈ, અને તેમણે પુત્રને દેશનિકાલની સજા કરી.

રાજકુમારને જ્યારે પિતા તરફની વન-ગમનની આજ્ઞાની ખબર પડી, ત્યારે તેણે સાતસો વસ્તુઓના મહાદાનની ક્રિયા કરવા સારૂ એક દિવસની મુદત માગી, એ આખો દિવસ એણે દાનાલયમા જઈને અનેક કિંમતી પદાર્થોનું દાન કર્યું, અને રાત પડી ત્યારે મનમા ને મનમા વિચારવા લાગ્યો “ કાલ સવારે મારે આ દેશ છોડીને ચાલ્યા જવું પડશે. ચાલ, હમણાજ પિતામાતાની પાસે જઈને વિદાય લઈ આવુ, તથા છેલ્લા પ્રણામ પણ કરી આવુ. રાતોરાતજ હું મહેલનો ત્યાગ કરીશ, અને મહેલમા ફરીથી પ્રવેશ નહિ કરૂં ”

ત્યાર પછી વેસ્સન્તર અશ્વોવાળા રથમા બેસીને પિતાના મહેલમા ગયો. તેની રાણી માદ્રી મનમા ને મનમા વિચારવા લાગી “ હું પણ ફરીથી આ રાજમહેલમા પ્રવેશ નહિ કરૂં. હમણાજ સાસુજી તથા સસરાજીને ભક્તિપૂર્વક પગે લાગી આવીને, તેમની પાસે વિદાય માગીને હું પણ પતિદેવની સાથે સાથે જઈશ. ”

એવો વિચાર કરીને રાજપુત્રવધૂ માદ્રી પણ એજ રથમા પતિની સાથે ચઢી બેઠી વેસ્સન્તરે પિતાની સમીપ જઈને તેમના ચરણમા પડીને ભક્તિપૂર્વક કહેવા માંડયુ “ પ્રજાએ મને દેશનિકાલ કર્યો છે. કાલે હું બંક પર્વત તરફ જવા નીકળીશ. પિતાજી ! મનુષ્યમાત્ર લાભ અને નુકસાન, યશ અને અપયશ, નિન્દા અને સ્તુતિ, સુખ અને દુઃખ એ આઠ પ્રકારના લોકધર્મને આધીન છે.

આ દુનિયામા જીવમાત્રને કદી તો સુખ અને કદી તો દુઃખ ભોગવવું પડયું છે, પડે છે, અને પડશે. આખી જીંદગી સુધી લાગલાગટ સુખ કોઈ પણ મનુષ્ય કદાપિ ભોગવી શકતો નથી. બધાને મૃત્યુના મુખમા એક દિવસ

સપડાવું પડશે, એમ ધારીને એ બધા દુ:ખના વિચારથી ત્રાસ પામીને સર્વ-જ્ઞતા પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી મારા મહેલમાની બધી વસ્તુઓને મેં ખપત્રાળા લોકોને દાન કરી દીધી છે, અને તેમની પ્રાર્થનાનુસારજ આ રાજ્યનો પણ ત્યાગ કરવાને મને ફરજ પડી છે. માણુસ સંપત્તિ અને વિપત્તિમાથી કદીપણુ સંપૂર્ણરૂપે મુક્ત રહી શકતો નથી, માટે હાલ તો જો કે હું વાઘ, ચિત્રા, રીંછ વગેરે ફાડી ખાનારા વિકરાળ જાનવરોથી વસાયલા ઘોર ભયાનક જંગલોમા દીનતાથી વાસ કરીશ, તોપણુ મારી ખાત્રી છે કે એ અરણ્યવાસમાજ મારે હાથે કોઈ એવું કાર્ય થશે કે જેથી મારૂં પ્રયોજન સિદ્ધ થશે પિતાજી! આ મોહ અને સુખમા આપજ નિરાતે પડયા રહો!"

પિતાની સાથે એ પ્રમાણે વાતચીત કરીને વેસ્સન્તર માતાની સમીપ ગયો; અને માતાને સંબોધન કરીને કહેવા લાગ્યો "મા! તારા સ્નેહ અને લાડનો બદલો હું કોઇ દિવસ વાળી શકુ એમ નથી. મે મારી પોતાની મિલ્કત દાન કરી દીધી તેથી પ્રજાજનોને ઘણું લાગી આવ્યું છે એ પાપને લીધે મને દેશવટો મળ્યો છે. બંક પર્વત ઉપર જઈને ગરિબાઈથી સંન્યાસીરૂપે હું મારૂં જીવન ગાળીશ. માતા! મને શુભેચ્છાઓસહિત વિદાય કરો!"

જનનીએ કહ્યુ –"બેટા! બંક પર્વત ઉપર જઈને તું યતિ બનીને અભિજ્ઞાન અને સમાપત્તિ પ્રાપ્ત કરજે હું ખુશીથી તને રજા આપુ છું, પણુ આ મારી કોમળાંગી વધૂએ કદી પણુ ટાઢ તડકો વેઠયો નથી. ગંભીર અરણ્ય એ તેને રહેવાલાયક સ્થાન કદાપિ નથી. જ્ઞાનની શોધખોળ કરવા નીકળેલા યતિની સાથે જવું એ તેને માટે વ્યાજબી નથી. દીકરા! તારી સાથે એને પણુ વનમા લઇ જવાની જરૂરજ શી છે? પુત્રસહિત એને તો ઘર આગળજ રહેવા દે!"

વેસ્સન્તરે કહ્યું "માતા! મારા પોતાના દેહ ઉપર પણુ મારી કોઈ સત્તા નથી, ખાસ કરીને હાલ તો હું મારા ખરીદેલા એક ગુલામને પણુ મારી સાથે જવાની ફરજ પાડી શકું એવી દશામા નથી. માદ્રીની પોતાની મરજી મારી સાથે જંગલમાં આવવાની હોય તો ભલે આવે, અને ઘેર રહેવાની ઇચ્છા હોય તો સુખેથી ઘર આગળ રહે."

માદિકરાની આ પ્રમાણે વાતચીત ચાલી રહી હતી તે સાભળીને રાજા સંજય પણુ આગળ આવીને કહેવા લાગ્યા:—

"દીકરી માદ્રિ! તમને તો રાજમહેલમાં રહીને ચંદન આદિ સુગંધિ

દ્રવ્ય શરીરે ચોળવાનો અભ્યાસ છે, અરણ્યમાં જઈ ધૂળથી શરીરને ખરડી નાખવાનો અભિલાષ શા સારૂ કરો છો? તમે તો કાશીમાં બનેલા લાખો રૂપિયાનાં કિંમતી વસ્ત્ર પહેરનારા છો, હવે વલ્કલ ધારણ કરવાની અભિલાષા શું કામ કરો છો? વધૂ-માતા! અરણ્યનો નિવાસ કાંઈ નાના છોકરાની રમત નથી. સંસારત્યાગી અને દુ:ખ વેઠવાના અભ્યાસી સાધુસન્તોને તથા રાજ્ય તરફથી સજા પામેલા અપરાધીઓને પણ એ વસમો લાગે છે, તો તમારૂં શું ગજુ? તમે તો શરીર અને મન બન્નેમા દુર્બળ છો, સહજ વાતમાં ભયભીત થઇ જાઓ છો. અરણ્ય એ તમારે યોગ્ય સ્થાન નથી. માટે મારી એજ સલાહ છે કે તમે કુમારની સાથે ત્યા જશો નહિ "

માદ્રીએ ઉત્તર આપ્યો.– "આર્ય! આપ જે કાંઈ કહી રહ્યા છો તે બધું ખરૂં છે પરંતુ હું સ્વામીથી વિખૂટી પડીને અંગ ઉપર તેલ, ફૂલેલ, ચન્દન વગેરેનો લેપ કરવાની, કે કુમળી સુખશય્યામા સુવાની, કે લાખો રૂપિયાના મૂલ્યનાં કાશીના વસ્ત્રો પહેરવાની અભિલાષા જરાયે રાખતી નથી. હું તો સ્વામીની સાથે ધૂળવાળા રસ્તાઓમા ફરવાનુ, વલ્કલ ધારણ કરવાનુ અને કંદમૂળ જે કાંઇ મળે તે ખાઇને, અરણ્યમાં ભોય ઉપરજ સૂઈ રહેવાનું પસંદ કરૂ છુ. એમાજ હું પરમ સુખ માણુ છું. મારે માટે તમે જરાયે ફિકર કરશો નહિ."

મહારાજ સંજયે હવે માદ્રીને ભય બતાવવા માંડયો "બેટા! મારી વાત ધ્યાન દઈને સાભળ. અરણ્ય એ આપણા રાજમહેલ જેવું નથી; ત્યાં તો ભમરા, મધમાખ, વીંછી વગેરે ઘણા જીવ છે જેના કરડયાથી બહુ વેદના થાય છે. એ કલેશ તમારાથી નહિ સહન થાય. વળી ત્યા માણસને આખો ને આખો ગળી જાય એવા મોટા અજગર રહે છે. વળી ત્યાં કાળા અને મોટા મોટા વાળવાળા રીંછ રહે છે. એકવાર નજરે પડયા તો પછી ઝાડ ઉપર ચઢી ગયે પણ છૂટકો નથી. વળી ત્યા એક નદીને કાંઠે સોયની અણી જેવા, તીણા શીંગડાવાળા પાડાઓ રહે છે. એટલી બધી આપત્તિઓમાંથી તમે તમારૂં રક્ષણ કેવી રીતે કરશો? સંતાનોનું મુખ જોયા વગર વાછરડું ખોવાઈ ગયું હોય એવી ગાયની પેઠે તમે વળખા નહિ મારો કે? દિકરિ! અહિંયાં મહેલમાં બેઠે બેઠે કોઇ કોઇ વાર શિયાળની ચીસ સાભળો છો તો તમને મૂર્ચ્છા આવી જાય છે, તો પછી બંક પર્વત ઉપર જવું એ તમારે માટે કેવી રીતે સંભવિત છે? બપોરે પક્ષીઓ એકઠા થઈને જે કલરવ કરે છે તેનો અરણ્યમાંથી જે પડઘો

નીકળે છે તે ઘણુંાજ ભયાનક હોય છે. જે વનમાં આવા અનેક પ્રકારના ભયના કારણો હાજર છે ત્યા તમે કેવી રીતે રહી શકશો ?"

માદ્રીએ ઉત્તર આપ્યો "હે દેવ! હે શિબિરાજ્યના અધીશ્વર! અરણ્યમાં આપે વર્ણવેલી બધી આફતો હોવા છતા પણ હું સ્વામીનુ અનુગમન કરીશ અને એમ કરવાથી જેટલા કષ્ટ પડશે તે બધા ધીરજપૂર્વક સહન કરીશ. દેવ! દુઃખ છોડીને ફક્ત સ્વામીના સુખમાજ હું ભાગ પડાવું તો પછી હું પતિની સહધર્મિણી કેવી રીતે થઇ શકુ ? ઘાડા વનમાં થઇને જવાનો પ્રસ ગ આવશે ત્યારે હું સ્વામીની આગળ આગળ જઇશ, અને ઘાસ તથા નાના નાના ઝાડવાને સ્વામીના માર્ગમાથી ખસેડીને આઘા કરીશ હું તેમની સગવડ પ્રત્યે નજર રાખીશ, એટલે સુધી કે કોમળ વેલ કે ઘાસનું તરખલું પણ એમને અડવા ન પામે તેની કાળજી રાખીશ, આર્ય રમણીને માટે સારા પતિનો સ યોગ એ દુર્લભ વસ્તુ છે. સારો પતિ મળે એટલા સારૂજ કન્યાઓ કર્તવ્યપરાયણ થઇને માબાપની સેવાચાકરી કરતી રહે છે, સદાચાર અને પવિત્રતાપૂર્વક નીતિનું પાલન કરે છે અને કાળજીપૂર્વક સારા વસ્ત્રાભૂષણ ધારણ કરે છે. દેવ! સ્ત્રીજાતિને માટે ભરથારહીન થવું એ અત્યંત મોટું દુઃખ છે, તો પછી આપ સમજુ થઇને પતિનું અનુકરણ ન કરતા ઘેર બેસીને વિધવાના જેવુ જીવન ગાળવાની મને સલાહ આપો છો ? હું બીજુ એક દૃષ્ટાન્ત આપની આગળ રજૂ કરીશ. મનોહર પુલિનદ્વીપ અને સુન્દર તટવાળી નદી હોય પણ જો એમા જળ ન હોય તો બધું વ્યર્થ છે. ઉંચા કોટ અને કિલ્લાઓ, પહેરેગીરો, ઉદ્યાન, સુદર દરવાજાઓ, હવેલીઓ એ બધાથી સુશોભિત નગર હોય પણ જો એમાં શાસન કરનારનો અભાવ હોય તો એ બધુ ફોગટ છે. માણુસની પાસે ધન અને કુળ બન્ને હોય પણ વિદ્યા ન હોય તો એ બ ને વૃથા છે. માણુસના શરીર ઉપર લાખો રૂપિયાનાં વસ્ત્રાભૂષણ હોય પણ જો તેનામા સારી ચાલચલણુ ન હોય તો એ બધુ મિથ્યા છે. એટલુંજ નહિ પણ રમણીને દશ ભાઇ હોવા છતાં જો એને સ્વામી ન હોય તો એનું જીવન વૃથા છે. વળી એક ઉદાહરણ આપને બતાવું છું. જેવી રીતે રથની શક્તિ જય-પતાકા છે, અગ્નિની શક્તિ ધુમાડો છે, રાજ્યની શક્તિ રાજા છે, મનુષ્યની શક્તિ વિદ્યા છે તેમ રમણીની શક્તિ તેનો સ્વામી છે. આર્ય! કોઇ પતિવ્રતા સ્ત્રી સ્વામીના સુખદુઃખમાં ભાગ પડાવે છે, ત્યારે દેવતાઓ, બ્રાહ્મણો અને સાક્ષાત્ ઇંદ્ર પણ એની પ્રશંસા કરે છે. હવેથી આપના પુત્ર ભગવાં

વસ્ત્ર ધારણ કરશે એટલે હું પણ એમની સાથે એવાંજ વસ્ત્ર ધારણ કરીને બધી ઋતુઓમા તેમના દુ:ખમા ભાગ પડાવતી સાથે ને સાથે રહીશ. પર્વતોમાં કે ખીણોમા કોઇ ફાડી કે કરડી ખાનાર જાનવર આવશે તો પહેલી હું આગળ થઈશ, કે પહેલું મને મોત આવે એકલી તો આ રાજ્યમા રહીને આખા રાજ્યની શાસક થવાની પણ મારી મરજી નથી આપના પુત્ર રાજ્ય કરતા હોત તો જરૂર હું એ રાજ્યસુખમાં ભાગી બનત. જે રમણી સુખમાં તો સ્વામીની સાથે રહે પણ દુ:ખમા તેનો સંગ છોડી દે તે રમણી પિશાચી અને રાક્ષસી જેવી નિકૃષ્ટ છે. માટે હું તો મારા સ્વામીની સહચારીણીજ થઇશ."

મહારાજ સંજયે કહ્યુ "વધૂમાતા! સ્વામીની સુપત્નીરૂપે તેના સુખ દુ:ખની ભાગીદાર બનવા સંબંધી તમે જે જે દલિલો બતાવી તે બધી વ્યાજબી છે. એને લીધે તમને અરણ્યમા જતા રોકવાની મારી જરા પણ ઈચ્છા નથી, પણ મારા આ બે ફૂલ જેવા બાળકો! તેમને માટે તો અરણ્ય યોગ્ય સ્થાન નથીજ. તમે એમને મારી પાસેજ રાખતાં જાઓ. તમારા કરતા પણ વધારે કાળજી અને લાડથી અમે એમને ઉછેરીશું."

માદ્રીએ ઉત્તર આપ્યો "પિતાજી! આપના એ સંતાનોને હું પ્રાણ કરતાં પણ અધિક ચાહું છુ. અરણ્યમા વસતી વખતે, નગર અને રાજમહેલની વાસનાઓ મનમા જાગી આવશે તે વખતે દુ:ખને લીધે મરણતોલ દશા થઇ જશે. એવે સમયે આ સુકુમાર પ્યારા બાળકોના મુખ સામું જોઇને હું દુ:ખ વિસરી જઇશ, અને શાન્તિ મેળવીશ"

પરન્તુ રાજા સંજયનુ ચિત્ત એટલાથી શાન્ત થયું નહિ પૌત્રપૌત્રીની પ્રત્યે એમને વિશેષ સ્નેહ હતો. એટલે વનના દુ:ખ ફરીથી ગણાવીને તથા અહિંયા જે રાજવૈભવમા બાળકો ઉછરી રહ્યા છે તેની સાથે સરખાવીને ફરીથી એમને રાજમહેલમાજ મૂકી જવા સારૂ માદ્રીને આગ્રહ કર્યો. તેના ઉત્તરમાં માદ્રીએ જણાવ્યું "આર્ય! આપ જરા પણ ચિંતા રાખશો નહિ. આપના પૌત્રપૌત્રીની દેખરેખ હુંજ રાખીશ મને જે કાંઇ ખાવાપીવાનુ અને પહેરવા ઓઢવાનુ મળશે તે પહેલાં એમને આપીને પછી હું કામમાં લઈશ. એમને કોઇ પણ જાતની અડચણ ન પડે તેને માટે હું ખાસ કાળજી રાખીશ."

સસરા અને પુત્રવધૂ માદ્રી વચ્ચે આ પ્રમાણે વાતચીત થતાં થતાં આખી રાત વીતી ગઇ, અને પ્રભાત થવા આવ્યું. એ વખતે ચાર ઘોડા જોડેલો રથ

મહારાજા સંજયના મહેલને બારણે આવીને વાટ જોતો હતો. માદ્રીદેવી વિનયપૂર્વક સાસુસસરાને પગે પડીને વિદાય માગીને, તથા દાસીઓ સાથે છેવટની થોડી મીઠી વાતો કરીને, બાળકોને સાથે લઇને એ રાજ્યમહેલમાથી વિદાય થઇ, અને રાજા વેસ્સન્તરના પણ પહેલા રથમાં બેસી જઇ તેને સારૂ વાટ જોવા લાગી.

ત્યાર પછી રાજકુમારે પણ બહુ સન્માનપૂર્વક જનકજનનીની પ્રદક્ષિણા કરીને એ રથમા પ્રવેશ કર્યો અને બંક પર્વત ભણી પ્રયાણ કર્યું હજારો દાસ દાસીઓ તેમને વળાવવા સારૂ ગયા

માદ્રીદેવીના જીવનનો ઉત્તરાર્ધ પણ બોધજનક છે પવિત્ર સીતાદેવીના ઉચ્ચ ચરિત્રે, પતિભક્તિનો કેવો સુદર અને ઉજ્જવલ આદર્શ આર્યરમણીઓ આગળ મૂકયો છે અને સસ્કારી પતિવ્રતા રમણીઓના જીવનમા એ ઉચ્ચ આદર્શનુ કેવી ખુબી સાથે પુનરાવર્તન થતું રહ્યુ છે તે આ ચરિત્રના અવલોકન ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે.

વનયાત્રામા યાચકોએ રાજકુમાર પાસેથી રથ પણ માગી લીધો. એટલે વેસ્સન્તરે જાલિ નામના પુત્રને તેડી લીધો અને રાણી માદ્રીએ કણ્હાજિના નામની પુત્રીને કેડે બેસાડી. પતિપત્નીએ પગે ચાલીને મુસાફરી કરવા માડી, અને બંક પર્વત ઉપર પહોચીને એક રમ્ય સ્થાનમા સુદર પર્ણકુટિ બાધીને નિવાસ કરવા લાગ્યા.

એ પ્રમાણે ઘણો સમય વીતી ગયો. એક દિવસ પતિવ્રતા માદ્રી દેવી પતિને સારૂ સવારના પહોરમાં ફળ, કંદમૂળ તથા પુષ્પ લાવવા સારૂ ગઇ હતી. એવામા જૂજક નામના એક બ્રાહ્મણે આવીને રાજકુમારને પ્રાર્થના કરી કે “ હું વૃદ્ધ બ્રાહ્મણ છું મારી પત્નીને દાસદાસીની જરૂર છે આપ આપના પુત્રપુત્રીને આપો તો મારૂં ઘડપણ સચવાય ”

વેસ્સન્તર ના કહેવાનું તો શીખ્યાજ ન હતા. તેમણે બન્ને બાળકો તરતજ બ્રાહ્મણને સોપી દીધા. માદ્રી દેવી ફળમૂળ વીણીને આશ્રમમા આવી ત્યારે એણે સંતાનને જોયા નહિ. આકુળવ્યાકુળ થઇને તેણે પતિને સમાચાર પૂછ્યા, પણ એમણે તો મૌનવ્રત લીધું હતું. રડતી કકળતી રાણી જંગલમાં બાળકોની શોધ કરવા લાગી. એના વિલાપથી અરણ્યવાસી પશુઓનાં હૃદય પણ પીગળ્યાં

. બીજે દિવસે પતિએ પત્નીને બાળકોના દાનસંબંધી ખરી હકિકત કહી

ત્યારે એ શાન્ત ચિત્તની સતીએ એટલુંજ કહ્યું કે "આપે બાળકોનું દાન કર્યું તેમા મારી પૂર્ણ સમતિ છે, પણ આ વાત આપે મને કાલેજ કેમ ન કહી ?"

વેસ્સન્તરના દાનની પ્રશસા સાભળીને ઇંદ્રને ઘણો ડર લાગવા માંડયો; કે આ રાજા પત્નીને પણ કોઈ દાનમા ન આપી દે. એકવાર ઈન્દ્રે સાધુનો વેશ ધારીને એની કુટિરમા પ્રવેશ કર્યો, અને સદ્ગુણી ભાર્યા માદ્રી દાનમા માગી

વેસ્સન્તરે તરતજ સાધુવેશધારી ઈન્દ્રના હાથમા પાણી મૂકીને પત્નીનું દાન કર્યું ઇન્દ્રે પ્રસન્ન થઇને પોતાનો વેશ બદલીને ખરૂં સ્વરૂપ ધારણ કરીને જણાવ્યું "મહારાજ ! આ પતિવ્રતા માદ્રી દેવી હવે મારાં થઈ ચૂકયાં, પણ એક અનામત વસ્તુ તરીકે હું એમને તમારી પાસે મૂકી જાઉં છું. તેનું સારી પેઠે પાલન કરજો, અને હવે બીજા કોઇને એમનું દાન કરવાનો આપનો હક્ક નથી રહ્યો એ ધ્યાનમાં રાખશો

થોડા સમય પછી જૂજક બ્રાહ્મણની મારફતે રાજકુમારના નિવાસના ખબર મળ્યા અને એ પોતાના પ્રધાન સાથે બંક પર્વત ઉપર જઇને પુત્ર તથા પુત્રવધૂને તેડી લાવ્યા.

કહેવાય છે કે વેસ્સન્તર એ પૂર્વાશ્રમના બોધિસત્વ હતા, અને એ જન્મમા પ્રિયપત્ની અને બાળકોનું દાન કરીને 'દાનપારમિતા' ગુણનો અભ્યાસ કર્યો હતો.

દેવી માદ્રી (મદ્દી)નું જીવન ખરેખર બોધક અને પ્રશંસાને પાત્ર છે.*

## रत्न २ जुं—चुल्लबोधिनी पत्नी



બોધિસત્વ પૂર્વ જન્મમા એકવાર કાશી રાજ્યમા બ્રાહ્મણ કુટુંબમાં જન્મ્યા હતા. એ જન્મમાં એમનું નામ ચુલ્લબોધિ હતું. તેમની પત્ની ઘણી સુશીલ હતી. લગ્ન થઈ ગયું હતું, પણ પતિની વૃત્તિ વૈરાગ્ય તરફ હોવાથી એ વિદુષી તરુણીએ પણ પોતાની કામવૃત્તિઓને અંકુશમા રાખી, અને પતિને ધર્મસાધનામાં મદદરૂપ થઇ પડવાના

* શ્રીયુત ગજેન્દ્રલાલ ચૌધરીના 'શ્વસુર ઓ પુત્રવધૂ' નામના લેખ તથા આચાર્ય કૌશામ્બીના બુદ્ધલીલાસારસંગ્રહ ઉપરથી.

હેતુથી તેના વ્રતમાં ભંગ પડવા દીધો નહિ આખરે જ્યારે ચુલ્લબોધિનાં માતપિતા મરણ પામ્યાં, ત્યારે તેણે પત્નીને કહ્યુ ' ભદ્રે ! અમારા પૂર્વજોની આ અપાર સંપત્તિ તું લે અને દાનાદિક પુણ્યકર્મો કરીને આ ઘરમા સુખેથી કાળ વ્યતીત કર. મને ગૃહસ્થાશ્રમનો હવે કંટાળો આવ્યો છે. હું પરિવ્રાજક વેશે હિમાલય ઉપર વાસ કરવા ઇચ્છું છું '

તેની પત્ની બોલી " આર્યપુત્ર ! પુરુષોએજ પ્રવજ્યા વેશ ધારણ કરવો, અને સ્ત્રીઓએ નહિ, એવો નિયમ છે શું ? "

બોધિસત્વે કહ્યુ " એવો કાંઇ નિયમ નથી, તોપણ તું મોટા કુળમા જન્મેલી સુકુમાર સ્ત્રી છે. તારાથી અરણ્યવાસના દુઃખો સહ્યા જશે નહિ. તેથી હું કહું છું કે તારે આ ઘરમાજ રહી દાનાદિ પુણ્યકર્મ કરવાં. "

બોધિસત્વે ભાર્યાને પોતાની સાથે ન આવવાને ઘણી સમજાવી, પરંતુ તે સત્ત્વશીલ સ્ત્રીએ ભાવિ દુઃખોને ન ગણુકારતા તાપસ વેશ સ્વીકારીને પતિનો માર્ગ ગ્રહણ કર્યો. થોડો સમય બન્નેએ ફળમૂળ ખાઇને હિમાલયમા વ્યતીત કર્યો. ત્યાર પછી તેઓ ભિક્ષા માગવા સારૂ કાશી રાજ્યમાં આવી પહોચ્યા.

કાશીરાજ એક દિવસે બગીચામાં ફરવા ગયો હતો, ત્યા એણે એક વૃક્ષ નીચે બોધિસત્વને અને બીજા વૃક્ષ નીચે તેની પત્નીને દીઠાં. રાજા સ્ત્રીનુ રૂપ જોઇને મોહિત થઈ ગયો અને બોધિસત્વની કાંઈ પણ પરવા ન કરતાં એ સ્ત્રીને પોતાના મહેલમાં લઈ જવાનો સિપાઇઓને હુકમ આપ્યો. રાજમહેલમા રાજાએ તે સ્ત્રીને લલચાવવાનો ઘણોએ પ્રયત્ન કર્યો, પણ ભય કે લાલચ કશાની એ પતિવ્રતા ઉપર અસર થઈ નહિ આખરે રાજાએ પણ બળાત્કારથી સતીનું શીયળ ભંગ કરવાનો વિચાર માડી વાળીને તેને બોધિસત્વની પાસે મોકલી આપી.

પતિની ઉચ્ચ અભિલાષાઓ પોષવા માટે, દુઃખમા પતિની સહચારિણી થવા માટે, અને આપત્તિમા પણ પાતિવ્રત ધર્મમા અટળ રહેવા માટે ચુલ્લબોધિની પત્ની આપણી પ્રશંસાને પાત્ર છે.*

---

*' બુદ્ધલીલાસારસંગ્રહ 'માંથી ઉપકારસહિત ઉધ્ધૃત.

# रत्न ३ जुं–मायादेवी




કોળિયા દેશના રાજા મહાસુપ્રબુદ્ધની જ્યેષ્ઠ કન્યા હતાં. દેવદહ નગરમા એમનો જન્મ થયો હતો. એમના જન્મ સમયે બ્રાહ્મણોએ ભવિષ્યવાણી કહી હતી કે આ કન્યાને પેટે ચક્રવર્તી કુમાર જન્મ લેશે પિતાને ઘેર એમને ઘણું ઉચ્ચ પ્રકારનું શિક્ષણ મળ્યુ હતું, અને અનેક સદ્દગુણોથી એમનું જીવન વિભૂષિત થયું હતુ. કપિલવસ્તુના પરાક્રમી રાજા શુદ્ધોદન સાથે એમનુ લગ્ન થયું હતું. રાજાએ એમને પટરાણીરૂપે સ્થાપ્યા હતા. માયાદેવીમા મિથ્યા માયાનો લેશમાત્ર નહોતો. એમનુ રૂપ અપૂર્વ હતું. અજ્ઞાનરૂપી અંધકારનો એમણે નાશ કર્યો હતો. પ્રજાની સાથે એમની વર્તણૂક માતાસમાન હતી. સદા એમના કલ્યાણમાજ પોતે તલ્લીન રહેતા મુરબ્બીઓ પ્રત્યે સાક્ષાત્ ભક્તિ-રૂપ બનીને આજ્ઞાધીનતા દાખવતા. ટુંકાણમા એ કે રાજા શુદ્ધોદનના રાજ-મહેલમા તથા તેના આખા રાજ્યમા દેવી માયા એક લક્ષ્મીસ્વરૂપ હતા પ્રજાનો પણ તેમના પ્રત્યે પૂરો આદરભાવ હતો.

જે મહાપુરુષદ્વારા આખા જગતનું કલ્યાણ થવાનું હતું, ભૂતદયા, મૈત્રી, કરુણા, ક્ષમાઆદિ સદાચારોનો સંદેશો જગત્‌ને જેની મારફતે સંભળા-વવાનો હતો, તેની માતા થવાનું વિધાતાએ સાધ્વી માયાદેવીને માટે નિર્માણ કર્યું હતું

આષાઢી પૂર્ણિમા પહેલા સાત દિવસ ઉપર કપિલવસ્તુમા એક મોટા ઉત્સવનો આરંભ થતો. માયાદેવી સાત દિવસ સુધી ચંદનપુષ્પથી શરીર શણગારી અતિ આનંદથી ઉત્સવમા ભાગ લેતા. માયાદેવી તદ્દન નિર્વ્યસની હતા. દારૂને કદીપણ સ્પર્શ ન કરવાનો એમને નિયમ હતો, અને એ નિય-મનું એમણે જીંદગીપર્યંત પાલન કર્યું હતુ. બીજાં ક્ષત્રી સ્ત્રીપુરુષો એ સમ-યના રિવાજ મુજબ એ ઉત્સવમાં દારૂ પીતા, પણ માયાદેવી સર્વ પ્રકારના માદક પદાર્થથી અલિપ્તજ રહેતાં.

એક વરસ આ પૂર્ણિમાને દિવસે માયાદેવીએ આંધળાં પાંગળાં વગેરે અનાથોને અને શ્રમણ બ્રાહ્મણોને પુષ્કળ દાન દીધાં અને રાતે ઘણો ખરો વખત શાસ્ત્રની કથા સાંભળવામા ગાળ્યો.

એ રાતે સુઈ ગયા પછી એમને સ્વપ્ન આવ્યું, કે ચારે દિશાના રક્ષક

દેવો તેમને ઉચકીને હિમાલય પર્વત ઉપર લઇ ગયા અને ત્યાં એક વિશાળ શાલ વૃક્ષની નીચે મૂકી દીધાં પછી એ ચારે દેવોની સ્રીઓએ આવીને માયા-દેવીને દિવ્ય ગ ધોદકથી સ્નાન કરાવ્યુ અને દિવ્ય વસ્રાલ કારથી શણુગારીને એક સુવર્ણ વિમાનમા ઉત્તમ પલંગ ઉપર પૂર્વમાં માથું કરીને સૂવાડયાં. પછી એક ધોળો હાથી ત્યાં આગળ આવ્યો અને પોતાની રૂપેરી સૂંઢમા એક શ્વેત કમળ ઘાલીને માયા દેવીની ત્રણ પ્રદક્ષિણા કરી અને તેમની જમણી કૂખમા થઇને ધીરે ધીરે તેમના પેટમા પેઠો.

પ્રાત:કાળે રાણીએ સ્વપ્નની વાત સ્વામીને જણાવી રાજાએ બ્રાહ્મણો તથા જોશીઓને બોલાવીને સ્વપ્નનું વૃત્તાત જણાવ્યું અને તેનું ફળ પૂછ્યું.

બ્રાહ્મણોએ કહ્યુ " એનો અર્થ એ છે, કે મહારાણીને પેટે એક મહાન્ પુરુષ જન્મવાનો છે. એ જો ગૃહસ્થાશ્રમમા રહેશે તો ચક્રવર્તી રાજા થશે. સંન્યાસી થશે તો બુદ્ધ થઇને જગતનું અજ્ઞાન દૂર કરશે. "

આજથી મહારાણી માયાનુ માન વધ્યુ. રાજા બહુજ પ્રેમ અને કાળજી-પૂર્વક એની સાથે વર્તન રાખવા લાગ્યો

માયાદેવી સગર્ભા થયા. મૂળેજ એમનો સ્વભાવ દયાળુ હતો, પણ સગર્ભા થયા પછી જનસમાજ પ્રત્યેની દયામા વધારોજ થતો ગયો. વિષય-વાસના એમના હૃદયમાથી તદ્દન ચાલી ગઇ. પતિ ઉપરના પ્રેમમા પુષ્કળ વધારો થયો, પરન્તુ પહેલા આ પ્રેમમા વિષયવાસનાનો અ શ હતો તે આ અભિનવ પ્રેમમા રહ્યો નહિ.

નવ માસ પૂરા થવા આવ્યા, એવામા એમને પિયેર જવાની ઇચ્છા થઈ. કપિલવસ્તુથી દેવદહ જતા માર્ગમા લુબિની નામના એક સુન્દર બગિચામા તેમણે પડાવ નાખ્યો હતો. ત્યા આગળજ તેમને પ્રસવ પીડા થઇ, અને બોધિસત્વ-ગૌતમ બુદ્ધનો જન્મ વૈશાખ સુદિ પૂર્ણિમાને દિવસે થયો. એ પુત્રનુ નામ સિદ્ધાર્થ પાડયુ.

પુત્રના વિશાળ પ્રભાવને જોઇને માયાદેવી હર્ષઘેલાં થઈ ગયા, અને સિદ્ધાર્થ સાત દિવસનો થયો એટલામાં તો એ અમરત્વ પ્રાપ્ત કરવાને દેવ-લોકમાં સીધાવ્યા.



# रत्न ४ थुं--महा प्रजापति गौतमी



આ પવિત્ર સન્નારીનો જન્મ ગૌતમબુદ્ધના જન્મના થોડાક વર્ષ પૂર્વે કોળિયા દેશની રાજધાની દેવદહ (દેવદષ્ટ) નામના નગરમા શાક્યવંશના મહાસુપ્રબુદ્ધને ત્યા થયો હતો, એમનું ગોત્ર ગૌતમ હોવાથી, એ ગૌતમી નામથી પ્રસિદ્ધ થયા છે. પૂર્વ જન્મના સત્કર્મોને લીધે બાલ્યાવસ્થાથીજ એમનો સ્વભાવ ઘણો સારો હતો. સદાચાર અને કર્તવ્ય-પરાયણતા એ એમના વિશેષ ગુણ હતા. બુદ્ધદેવના માતા માયાવતી એમના મોટા બેન થાય.જન્મ સમયે બન્ને બેનના શરીર ઉપર શુભચિન્હો જણાયા હતા જ્યોતિષ અને સામુદ્રિક જાણનારા વિદ્વાન બ્રાહ્મણોએ બન્નેના જન્માક્ષર બનાવીને ભવિષ્યવાણી કહી હતી કે એમના સંતાન ચક્રવર્તી રાજા થશે, પછી ભલે એ મનુષ્યોના પાર્થિવ રાજ્યના રાજા થાય કે એમના હૃદય સામ્રાજ્યના રાજા થાય

દેવદહ નગરની પાસે રોહિણી નદીને કિનારે કપિલવસ્તુ નામના નગરમાં શુદ્ધોદન નામનો રાજા રાજ્ય કરતો હતો. તેની સાથે ગૌતમી અને તેમનાં બેન માયાવતીના લગ્ન થયા. વૈશાખ સુદિ પૂર્ણિમાના પુણ્ય દિવસે માયાવતીએ નેપાળની તરાઇમા લુમ્બિની નામક બગીચામા બુદ્ધદેવને જન્મ આપ્યો. સુવાવડમા સાતમે દિવસેજ માયાદેવીનુ મૃત્યુ થયુ. રાજાને હવે ઘણી મોટી ચિંતા થવા લાગી. જે પુત્રના જન્મ સમયે ઋષિઓએ ઘણી મોટી મોટી આશા બંધાવી હતી, જેનામા અસંખ્ય શુભ લક્ષણો બતાવ્યાં હતા, તેની માતા પરલોક સીધાવી હવે એને ઉછેરવાને માટે સ્નેહાળ, રાગદ્વેષ વગરની, ચતુર, શાન્ત અને માતૃપદ લેવાને તૈયાર એવી સ્ત્રી ક્યા ખોળવી; એના વિચારમા રાજા નિમગ્ન થયો મહા પ્રજાપતિ ગૌતમીને એજ સમયમા નન્દ નામનો પુત્ર સાંપડ્યો હતો, એટલે એ પણ નવરા નહોતા માયાદેવીના મૃત્યુપછી એમને 'અગ્રમહિષી' 'મહાપ્રજાપતિ' અને પટ્ટરાણીનું પદ પ્રાપ્ત થયું હતું. એટલે ઘરસ સારની જવાબદારી પણ વધી હતી, પરંતુ સ્વર્ગવાસી બેન ઉપર એમને નિઃસ્વાર્થ પ્રેમ હતો. વળી પતિની મુંઝવણ પણ એ પતિવ્રતા સમજી શક્યાં હતાં.બોધિસત્વ જેવા ઉજ્જવળ ભવિષ્યવાળા કુમારને ઉછેરવાનો અને મોટી બેનના પ્રેમનો બદલો વાળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો તો

મરી ગયાના સમાચાર સાભળીશ તેજ દિવસથી એ અધમ સાથેનો મારો સબંધ છૂટશે, અને સગાઈ છૂટયા પછી મારે તેના ઉપર કાંઇ રાગદ્વેષ પણ નહિ રહે ’

સતી —‘ ભલે, આપની ઈચ્છા છે તો એમજ થવા દો મારા મૃત્યુથીજ આપનો દ્વેષ મટી જાય એમ હોય, અમારા અપરાધોની આપ ક્ષમા આપવા તૈયાર હો, તો મારે માટે મૃત્યુ કરતા વધારે સુખ શેમા હોય? હુ આપની આજ્ઞા ખુશીની સાથે પાળીશ. ’

સતી આટલું બોલીને યજ્ઞકુડની પાસેજ યોગાસન વાળીને બેઠી એકચિત્ત થઈને પોતાના ગેરુવા વસ્ત્રથી પગથી માથા સુધી શરીરને ઢાકી દીધુ સભાના બધા સભાસદો વિસ્મિત થઈને એકીટશે તેની સામુ જોઇ રહ્યા. તેનો આમ યોગાસનમા બેસવાનો શો ઉદ્દેશ છે, તે કોઇ કળી શકયુ નહિ જોતજોતામા સતીના સુદર શરીરમાથી એક અપૂર્વ જ્યોતિ નીકળી તેના પ્રકાશ આગળ હોમકુડનો અગ્નિ નિસ્તેજ લાગવા માડયો. સતીના બ્રહ્મરન્ધ્રમાથી નીકળેલા તેના આત્મારૂપી દિવ્ય જ્યોતિની સાથે મળી જઈને એ જ્યોતિ અનન્ત આકાશમા વિલીન થઈ ગઇ

દક્ષ પ્રજાપતિના યજ્ઞનુ શુ પરિણામ આવ્યુ તે જણાવવું નિષ્પ્રયોજન છે. માતાની હત્યા કરનારને, જે દુર્દશા સાથે પુત્ર મારી નાખે, તે પ્રમાણે કૈલાસપતિના નોકરોએ આવીને દક્ષનો સહાર કર્યો. તેમણે દક્ષના મણિમુક્તાથી અલકૃત સુદર રાજમહેલને તોડીને ભોય ભેગો કરી દીધો, તેના ચિન્હ આજ પણ એ સ્થળે દૃષ્ટિગોચર થાય છે. જે સ્થળે સતીએ પ્રાણત્યાગ કર્યો હતો, તે સ્થળે એક કુડ હજી પણ વર્તમાન છે કનખલમા હવે પહેલાના જેવી અપૂર્વ શોભા નથી રહી તેના રહેવાસીઓ નિરાશ, ઉત્સાહહીન અને કગાલ છે સતીના અપમાનરૂપી પાપના ફળ તરીકે એ સુદર નગર શ્મશાનમા બદલાઇ ગયું છે પરન્તુ પવિત્ર ભાગીરથી આજ પણ કનખલમા પહેલાની પેઠેજ ખળખળ વહે છે અને સતીના આત્મત્યાગની કથા જગતને જણાવે છે

હવે શિવજીની શી દશા થઇ તે જોઇશું તોફાની વટોળીઓ આવી ગયા પછી કુદરત જેમ શાત થઇ જાય છે, તેમ શિવ બિલિના વૃક્ષ નીચે શાન્તપણે બેસીને સતીની ચિતા છોડી દઇને ધ્યાનમગ્ન બેઠા

હતા એ યોગાનંદને લીધે તેમને દુનીઆના સુખદુઃખપ્રત્યે બેપરવાઇ ઉત્પન્ન થઇ હતી એટલામા બ્રહ્માના કમંડળ અને વિષ્ણુના ચક્રનો એમના પગને સ્પર્શ થવાથી એમના ધ્યાનનો ભંગ થયો ધ્યાનભંગ થતાની સાથેજ સતીના વિયોગની દારુણ જ્વાળા એમના હૃદયમાં સળગવા લાગી બ્રહ્મા અને વિષ્ણુને જોઇને એમણે કહ્યું, ' આપ દક્ષની ખાતર આવ્યા છો નદીની ચીસો સાંભળીને થોડીવાર તો હું બહુજ ગુસ્સે થઇ ગયો હતો, ત્યાં આગળ શું બન્યુ છે તેની મને ખબર નથી. જો દક્ષનો નાશ કરવામા આવ્યો હોય તો તે આખી દુનિયાના કલ્યાણને સારૂજ છે. દક્ષે મારૂં અપમાન કર્યું હતું તેને હુ અંગત અપમાન ગણુતો નથી એમણે મારૂં અપમાન કરીને સંસારના વૈભવોની દરકાર ન કરનારા સાદા પણ બધા મુમુક્ષુ પુરુષોનું અપમાન કર્યું છે, જે લોકો દૈહિક સુખના પક્ષપાતી નથી, દુનિયાનું કલ્યાણ એજ તેમનો મૂળમંત્ર છે એવા બધા ઋષિઓ એ યજ્ઞમા ગયા નથી દક્ષે મારો ત્યાગ કરીને એ લોકોનું પણ અપમાન કર્યું છે મારૂં અપમાન કરીને એણે ગરીબાઇપ્રત્યે તિરસ્કાર બતાવ્યો છે સાદાઇ ધારણ કર્યા વગર માત્ર બહારની દરિદ્રતાથી ચિત્તની શોભા વધતી નથી પતિવ્રતા સતીનું અપમાન કરી સ્રીનો પતિ ઉપર જે એકાગ્ર પ્રેમ હોવો જોઇએ તે ઉચ્ચ પ્રેમનો તિરસ્કાર કર્યો છે એવા માણસ દુનિયામા રહેવા લાયકજ નહોતો. '

દેવતાઓએ કહ્યુ " મહારાજ ! એકવાર આપ પોતની આંખે દક્ષની યજ્ઞશાળા જોઇ આવો સુવર્ણની પ્રતિમા સરખી તમારી સતી યજ્ઞકુંડની પાસે પડી છે તે એક વાર જોઈ આવો "

સતીનુ નામ સાંભળતા વારજ મહાદેવે એક ઉંડો નિઃશ્વાસ નાખ્યો, કૈલાસના બધા ઝાડ એ નિસાસાથી સુકાઇ ગયા સતીની અવસ્થા જોવા સારૂ ભોળાનાથ વિષ્ણુ અને બ્રહ્માની સાથે એ યજ્ઞશાળામા ગયા.

ત્યા જઇને જુએ છે તો યજ્ઞમંડપ રણ-ભૂમિ જેવો ભયંકર લાગી રહ્યો છે દક્ષનું ધડ અને માથુ છૂટું પડયુ છે, ઋષિઓ વાગવાને લીધે મૂર્છા ખાઇને પડયા છે, હવનકુંડમા લોહી રેડાયાથી દુર્ગંધ ફેલાઇ રહી છે, અંતઃપુરમા હાહાકાર વર્તાઇ રહ્યા છે નદી 'મા,' 'મા.' કહીને મોટે સાદે રડી રહ્યો છે વીરભદ્ર, ચંડેશ આદિ શિવજીના સાથીઓ યજ્ઞનો નાશ

કરીને લાલચોળ નેત્રસહિત બેઠેલા છે, તે ઉપરાત તેમણે જોયુ કે વેદીથી થોડે દૂર સતીનો દેહ ભૂમિ ઉપર પડ્યો છે વિદાય થતી વખતે એમના અબોડામા જે ફૂલ હતા તે એમના એમજ રહ્યા છે. પત્નીના એ મૃત દેહને શિવજીએ ત્રણે લોચન ફાડીને નિહાળ્યો એમને કોઈ પણ પ્રકારનો ક્રોધ ઉત્પન્ન થયો નહિ યજ્ઞભૂમિમા ઘાયલ થયેલા મનુષ્યો એમના વરદાનથી બચીને ઉભા થયા દાભિક દક્ષને સજા તરીકે બકરાનુ માથુ થયુ યજ્ઞેશ્વર હરિએ પોતે એ યજ્ઞ પૂરો કર્યો, અને યજ્ઞનો બાકીનો ભાગ શિવજીને આપીને તેમને સતુષ્ટ કર્યા

હવે શિવજીએ સતીના એ પવિત્ર દેહને પોતાના ખોળામા લીધો એના શરીરના અકડાઈ ગયેલા બે હાથ પોતાના ગળામા ભેરવ્યા, અને એને ઉચકીને પર્વતની ગુફાઓમા ફરવા લાગ્યા. મૃત સતીના દેહના સ્પર્શથી પણ શિવ વિરહનું દુ:ખ વિસરી ગયા અપૂર્વ મિલનના આનદાવેશમા ગાડાઘેલા થઇ ગયા, અને પોતાનું બધુ કામકાજ છોડી દઈને સતીના દેહને નિરખતા, રમાડતા રાત દિવસ ફરવા લાગ્યા. આથી દુનિયાને ઘણુ દુ ખ થયુ. દેવતાઓ આ જોઇને ગભરાયા તેમણે વિચાર્યુ કે જ્યાસુધી સતીનો મૃત દેહ તેમના ખભા ઉપર છે ત્યાસુધી એમની બુદ્ધિ ઠેકાણે આવશે નહિ આખરે લાચાર થઇને વિષ્ણુએ બધા દેવતાઓની સભા કરી ધનુષ્યબાણ ચલાવીને સતીના દેહને એવો છેદી નાખ્યો કે એના સેકડો કકડા થઈ ગયા, અને એ ટકડા ભારતવર્ષમા એકસોને આઠ સ્થાનમા પડયા એમ કહેવાય છે જે જે સ્થાનોમા એ પડયા તે તે સ્થાન આજ દિનસુધી પ્રસિદ્ધ દેવી–પીઠ મનાય છે દાખલા તરીકે વિંધ્યાચળ, કાશી, કામાક્ષા, પજાબમા જ્વાળામુખી હિંગળાજ, કાશ્મીર વગેરે સ્થાનોએ આજ પણ દેવીના મદિરો એ બનાવની યાદગારી તરીકે ઉભાં છે. એ પણ સભવિત છે કે પવિત્ર સતીના અસ્થિઓ એમના છેલ્લા સ્મરણ તરીકે એમના ભક્ત આર્યોએ ભારતવર્ષમા ભિન્ન ભિન્ન સ્થળે લઇ જઇને એમના સ્મારકરૂપે મંદિરો ઉભા કર્યાં હોય એ દિવસથી પવિત્ર ભારતવર્ષમા પતિવ્રતા ધર્મની પ્રતિષ્ઠા થઈ. ત્યાર પછીથી જે રમણી પતિ–પ્રેમથી વિહ્વળ બનીને પ્રાણત્યાગ કરે છે, તે 'સતી' નમે ઓળખાવા લાગી છે. ભારતવર્ષમા સેંકડો બલ્કે હજારો અજાણ્યા ગામડાઓમાં પતિભક્તિની

ખાતર આત્મ-બલિદાન આપનારી સતીઓના એટલા, કે પાળાઓ લોકોને હાથે પૂજાય છે. હજુ પણ આર્ય નારીઓ સતીનુ અનુકરણ કરીને ગમે તેવા દોષવાળા પતિની પણ નિંદા સાભળવાનુ પસદ કરતી નથી સાચી સહધર્મિણી પ્રત્યે સ્વામીનો કેવો ઉડો પ્રેમ હોવો જોઇએ એ ભોળાનાથ શંભુએ સતીનું શબ ખભા ઉપર નાખીને લાબા સમયસુધી કરેલા વિચરણ ઉપરથી જણાય છે. જે પત્નીની ખાતર મહાદેવે આટલો બધો શોક અને ત્યાગ કર્યો હશે તેના સદ્દગુણની પૂરી કલ્પના પણ આપણને કેવી રીતે આવી શકે ? ખરી વાત તો એ છે કે શિવ અને સતીએ ભારતવાસીઓને ઉચા પ્રકારના દાપત્યજીવનનો દાખલો પૂરો પાડયો છે સતીના જેવી પતિવ્રતા નારી અને મહાદેવના જેવા પત્નીવ્રતધારી પુરુષોજ લગ્નની પવિત્રતા સાચવી શકે છે, ભારતમા ઘેરઘેર શિવ અને સતી જેવા દપતીઓ વાસ કરો એજ અમારી પ્રાર્થના છે.

## रत्न २-पार्वती



ર્વજન્મમા એ દક્ષ પ્રજાપતિની કન્યા સતી હતા. પતિના અપમાનથી દુ:ખી થઇને દેહત્યાગ કર્યા પછી ફરીથી એજ મહાદેવ શકરને વરવાના અભિલાષથી એમણે હિમાલયને ઘેર જન્મ ધારણ કર્યો હતો એમની માતાનુ નામ મેનકા હતુ હિમાલય જેવો મહા પ્રતાપી રાજા હતા, મેનકા પણ તેવી સદ્દગુણી-પતિને અનુરૂપ-ભાર્યા હતી પાર્વતી આ પ્રતાપી દંપતીનુ બીજુ સતાન હતા જેવા માતપિતા હતા તેવીજ આ કન્યા હતી પાછળથી તપશ્ચર્યા કરવા જતી વખતે એમનાં માએ 'ઉ' 'મા' એવુ ન કરીશ એમ કહ્યુ હતુ, ત્યારથી એમનુ નામ ઉમા પડયુ હતુ. ઉજ્જવળ જ્યોતિના જેવો તેમના અગનો રગ હતો માટે એમનુ બીજું નામ 'ગૌરી' પણ કહેવાય છે પર્વતરાજની કન્યા હોવાથી પાર્વતી કહેવાય છે. પ્રતાપી માતપિતાની એ કન્યા જગત્-જનની, આદ્યશક્તિ, સર્વ-

વ્યાપિની તરીકે ભારતવર્ષમાં આજદિનસુધી પૂજાય છે. જે દિવસે તેમનો જન્મ થયો તે દિવસે પ્રાણીઓ તેમજ વનસ્પતિ સર્વને સુખનો સૂર્ય ઉગ્યો હતો. એ દિવસે ચારે દિશાઓ ઝગઝગાટ થઇ રહી હતી, અને પવિત્ર વાયુ ચારે તરફ વાઇ રહ્યો હતો ચન્દ્ર જેમ ઉદય થયા પછી ધીમેધીમે પ્રતિદિન નવી કળાઓ સહિત જ્યોત્સ્નાપૂર્વક વધતો જાય છે, તેમ આ કન્યાનો મનોરમ દેહ પણ ઉંમર વધતી ગઈ તેમ તેમ અપૂર્વ લાવણ્યથી ખીલવા લાગ્યો માતપિતાનો તેમના ઉપર વિશેષ પ્રેમ હતો. તેઓ એમને જોઇને અડધા અડધા થઇ જતા અને તેમને લાડ લડાવવામા કાઇ મણા ન રાખતા એ લોકો માનતા હતા કે આ બાલિકાના જન્મથી અમારૂ ઘર સુશોભિત અને પવિત્ર થયુ છે બેનપણીઓને સાથે લઈને પાર્વતી નદીકિનારે જતા અને ત્યા રેતીના ઘર બનાવતા તથા દડા અને પુતળીઓવડે રમતા. પૂર્વજન્મમા એમણે જે વિદ્યા પ્રાપ્ત કરી હતી તેનો લેશમાત્ર પણ નાશ થયો નહોતો, એટલે વિદ્યારભ કરવાનો સમય આવી પહોચ્યો ત્યારે પૂર્વજન્મમા પ્રાપ્ત કરેલી બધી વિદ્યા પોતાની મેળેજ એમનામા ઉત્પન્ન થઇ હતી. ધીમે ધીમે બાલ્યકાળ સમાપ્ત થયો, અને યૌવનનો આરભ થયો નવયૌવનનો ઉદય થતાં વારજ સૂર્યના કિરણથી કમળ ખીલી ઉઠે છે તેમ એમનુ શરીર સર્વાગ સુદર થઇ ગયું. તેમની વાણીમાં ઘણી મિઠાશ હતી તેમના મધુર સ્વરની સરખામણીમા કોયલનો ટહુકાર પણ કર્કશ લાગતો હતો. ચાલ તેમની હરિણીશી ચપલ હતી. તેમના સૌન્દર્ય અને અગાધ લાવણ્યનું વિશેષ વર્ણન નહિ કરતા એટલુજ કહેવુ પૂરતુ થશે, કે વિધાતાએ ઉપમા આપવા યોગ્ય સર્વ પદાર્થોને એકઠા કર્યાથી કેવું અપૂર્વ સૌન્દર્ય ઉત્પન્ન થાય છે, તે જોવા સારૂજ ઉપમા યોગ્ય સઘળી વસ્તુઓને પાર્વતીના શરીરમાં યથાયોગ્ય સ્થાને ગોઠવીને, બહુજ કાળજી પૂર્વક રચના કરી હતી. દેવર્ષિ નારદ એક વખત વિચરતા વિચરતા હિમાલયને ઘેર જઈ પહોચ્યા અને પિતાની સન્મુખ એ અપૂર્વ રૂપગુણધારી પાર્વતીને જોઇને બોલી ઉઠયા કે આ કન્યા એક દિવસ મહાદેવની અર્ધાંગિની બનશે એમાં સદેહ નથી. દેવર્ષિના આ વચનથી માતપિતાને શાતિ વળી અને કન્યા નવયૌવનને પ્રાપ્ત થઈ ચૂકેલી હોવા છતા પણ તેને માટે બીજો વર શોધવાની જોગવાઇ તેમણે

કરી નહિ કારણ કે એ જાણતા હતા કે મહાદેવ કરતા વધારે યોગ્ય વર પોતાની કન્યાને મળવાનો નથી એ ધારતા હતા કે કન્યાના રૂપગુણની પ્રશ સા ચારે તરફ પ્રસરી ગઈ છે એટલે મહાદેવજી પોતે એનું માગુ કરશે, પરન્તુ મહાદેવજી તરફથી તો કોઇ માગુ આવ્યુ નહિ અને પર્વતરાજ પોતે માગુ કરીને મહાદેવને કન્યા આપવા ગયા નહિ એમને શ કા રહેતી હતી કે રખે હુ માગુ કરવા જાઉં અને શ કર મારી વિનતિને પાછી ઠેલે તો મારૂ અપમાન થાય. રખે પ્રાર્થનાનો અસ્વીકાર થાય અપમાન થાય એ બીકથી સારા માણસો પોતાને રુચતા વિષયમા પણ બેપરવાઇ દાખવે છે.

પોતાની પ્રથમ પત્ની દક્ષકન્યા સતીના દેહત્યાગ પછી પશુપતિ મહાદેવ વિષયભોગની વાસનાનો ત્યાગ કરીને ગૃહિણીશુન્ય થઇને એકાતવાસ કરતા હતા. એ પરમ પ્રભુ શ કર મૃગચર્મ ધારણ કરીને તપસ્યા કરવા સારૂ ગ ગાના પ્રવાહથી અભિષિક્ત, દેવદારના વૃક્ષોથી સુશોભિત, કસ્તૂરીની સુગ ધથી મહેકી રહેલા, અને કિન્નરોના સ ગીતથી ગાજી રહેલા હિમાલયની પાસેના એક પ્રદેશમા વાસ કરવા લાગ્યા હતા. આ પ્રસ ગે એક બીજી વાતનો પણ ઉલ્લેખ કરવો જરૂરનો છે દેવતાઓને એક નવા સેનાપતિની જરૂર પડી, કેમકે તારકાસુર નામનો રાક્ષસ એમને ઘણુ દુ ખ દેતો હતો. બ્રહ્માએ તારકાસુરને વરદાન આપ્યું હતું કે દેવતાઓ તારો વધ નહિ કરી શકે એટલે એ પ્રબળ થઇને દેવતાઓને સ્વર્ગમાથી કહાડી મૂકતો હતો તથા અનેક પ્રકારના દુ.ખ તેમને દઇ રહ્યો હતો દેવતાઓ જ્યારે બ્રહ્માની પાસે ગયા ત્યારે બ્રહ્માએ તેમને કહ્યુ હતુ કે તમે તો તારકાસુરનો વધ નહિ કરી શકો મહાદેવને જે છોકરો થશે તે એને હરાવશે, પરન્તુ મહાદેવ તો ધ્યાનમગ્ન છે, પરમ જ્યોતિ છે એમના પ્રભાવ આગળ મારૂ કે વિષ્ણુનું કાઇ ચાલે એમ નથી અને અમારી હિ મત પણ નથી કે એમને લગ્ન કરવાનુ કહી શકીએ હા, હિમાલયના ઘરમા અપૂર્વ રૂપવતી કન્યા પાર્વતી છે તેજ એમના ચિત્તનું આકર્ષણ કરી શકે એવી છે માટે તમે એવો પ્રયત્ન કરો કે મહાદેવ પાર્વતીના રૂપથી લોભાઇને તેની સાથે લગ્ન કરે, કે જેથી એમને પુત્ર થાય અને તે તારકાસુરનો સ હાર કરીને તમારા દુ ખનું નિવારણ કરે.

પર્વતરાજ જ્યારે જોયું કે મહાદેવ પોતાના પ્રદેશની પાસેજ તપશ્ચર્યા કરી રહ્યા છે, તો એ પણ તપસ્વીઓનો આદરસત્કાર કરવાનો રાજાનો ધર્મ છે એમ જાણીને એમની સેવામા હાજર થયો, અને અર્ધ્યપાદ્ય વગેરે અર્ચના કર્યા બાદ પોતાની પુત્રી પાર્વતીને આજ્ઞા કરી કે તારે આ પૂજ્ય તપસ્વીની સેવામા રાતદિવસ નિમગ્ન રહેવું. સ્ત્રીજાતિ તપસ્યાના માર્ગમા વિઘ્નરૂપ છે એ જાણવા છતા પણ મહેશ્વરે પાર્વતીની સેવા શુશ્રુષા સ્વીકારવામા વાધો લીધો નહિ, બલ્કે તેનું અનુમોદન કર્યું, કેમકે વિકાર ઉપજાવવા યોગ્ય પદાર્થ પાસે હાજર હોય છતા પણ જેને મનોવિકાર ઉત્પન્ન ન થાય એવા મનુષ્યોનેજ ધીર પુરુષ કહેવામા આવે છે સુદર કેશવાળી, નગેન્દ્રરાજનદિની પાર્વતી મહાદેવની પૂજા સારૂ પુષ્પ, દર્ભ આદિ આણી આપતી, નિપુણતાપૂર્વક હોમની વેદિ લીપી ગુપીને સાફ કરતી તથા તેમની તપસ્યામા અનેકરીતે મદદ કરીને તેમની પરિચર્યામા ગુથાયેલી રહેતી આ પ્રમાણે પશુપતિની નિરતર સેવા કર્યાથી જ્યારે તેને થાક લાગતો ત્યારે તે મહાદેવના ચદ્રકિરણદ્વારા પોતાના દેહને શીતળ કરી લેતી. આ પ્રમાણે ઘણા દિવસ વીતી ગયા, પરતુ મહાદેવની તપસ્યામા ભગ થવાના કોઈ ચિન્હ જણાયા નહિ પેલી તરફ દેવતાઓ અધીરા થઇ ગયા દેવરાજ ઇન્દ્રે સભા ભરીને મદનને બોલાવ્યો તેની આગળ દેવતાઓની અવસ્થા જણાવી અને કહ્યું કે "તુ તારા બાણવડે મહાદેવજીને સમાધિમાથી જાગૃત કરીને અમારી રક્ષા કર." મદન 'જેવી આજ્ઞા' કહીને એ કાર્ય કરવા સમત થયો. એણે ઋતુરાજ વસતને પોતાની મદદે બોલાવી રતિને સાથે લીધી અને મહાદેવના આશ્રમમા પહોચ્યો હિમાલયમા વસન્તનું આગમન થઇ ગયું સ્થાવરજગમ બધી વસ્તુઓ આનદિત અને મિલનની આશાથી પ્રફુલ્લિત થઇ ઉઠી આશ્રમની બહાર ફૂલ ખીલી ઉઠયા પશુ પક્ષી સજોડે ફરવા લાગ્યા કિન્નર કિન્નરી સાથે મળીને ગાન ગાવા લાગ્યા, પરતુ મહાદેવના ઉપર આ બધાની કશી પણ અસર થઇ નહિ એ તો ધ્યાનસ્થજ રહ્યા. એમના ધ્યાનમા જરા પણ ચચળતા જણાઇ નહિ જીતેન્દ્રિય પુરુષો ગમે તેવા વિઘ્ન આવે તોપણ મનની એકાગ્રતાનો નાશ થવા દેતા નથી. એ સમયે નન્દીએ બહાર આવીને મુખ આગળ આગળી ધરીને કામદેવને ઇશારામા સમજાવી દીધુ કે 'ચૂપ! તમે બધા સાવધાન થઇ જાઓ. કોઇ પણ પ્રકા-

રની ચપળતા ધારણ ન કરો ' નન્દીની આ પ્રમાણે આજ્ઞા મળતા વારજ વૃક્ષો નિશ્ચળ થઈ ગયા ભમરાઓએ ગુંજારવ છોડી દીધો, પક્ષીઓ નીરવ થઇ ગયા, હરણાઓની લીલા અને વિચરણ બંધ પડી ગયા, અને આખુ વન એકદમ શાન્ત થઈ ગયુ એ સમયે કામદેવ નન્દીની નજર ચૂકવીને પાછલે બારણેથી મહાદેવના આશ્રમસ્થાનમા ઘૂસી ગયો ત્યા જઈને જુએ છે તો મહાદેવજી વ્યાઘ્રચર્મ ધારણ કરીને વેદીની ઉપર બેસીને ધ્યાન ધરી રહ્યા છે. એમની એ વખતની શાંત પણ તેજસ્વી મૂર્તિ જોઇને કંદર્પ પણ અત્યંત ભયભીત થઇ ગયો તેના હાથપગ ઢીલા પડી ગયા અને તેના હાથમાથી ધનુષ્યબાણ પડી ગયા તેની પણ તેને ખબર રહી નહિ એ વખતે ભૂધરરાજનન્દિની પાર્વતી મહાદેવની આરાધના કરવા સારૂ બે સખીઓને સાથે લઈને ત્યા આવી પહોચ્યા વસંતના રંગબેરંગી સુગંધી-દાર પુષ્પોના આભૂષણો તેમણે પહેર્યાં હતા એ અલંકારોથી તેમનુ અપૂર્વ લાવણ્ય વિશેષ ખીલી રહ્યુ હતુ કામદેવ પણ સમજી ગયો કે હવે મારે નિરાશ થવાની જરૂર નથી ત્રિલોચન ભગવાન ગમે તેવા જીતેન્દ્રિય હશે તોપણ આ દેવીની આડમા હું મારૂ બાણ તેમના ઉપર ફેંકી શકીશ જે સમયે પાર્વતી આશ્રમમા આવી પહોચ્યા તેજ સમયે પરમ યોગી મહા-દેવ પોતાના અંતઃકરણમા પરમજ્યોતિ પરમાત્માનું દર્શન કરીને ધ્યાન-માથી જાગી ઉઠ્યા નન્દીએ પ્રણામ કરીને ખબર આપ્યા કે આપની સેવા કરવા સારૂ નગરાજનન્દિની પધાર્યાં છે મહેશ્વરે આંખના ઇસારાથી એને દાખલ કરવાની આજ્ઞા આપી પાર્વતીની બે સખીઓએ પોતાના હાથે વસન્તકાળમા શોભે એવા જે પુષ્પ અને પલ્લવ વીણી રાખ્યા હતા તે બધા ત્રિલોચનશંકરના ચરણકમલ ઉપર ચડાવ્યા ત્યાર પછી પાર્વતીએ પણ મહેશ્વરને પ્રણામ કર્યા નીચા નમતી વખતે એમના અંબોડામા શોભી રહેલુ કર્ણિકાનુ તાજુ ફૂલ તથા હાથમાનો નવીન પલ્લવ ભોંય ઉપર સરી પડ્યા એ વખતે મહાદેવે તેને આશીર્વાદ આપ્યો કે 'અન્ય કોઈ પણ સ્ત્રીનુ જેણે ચિંતન કર્યું નથી, એવો પતિ તને પ્રાપ્ત થજો' એ સાભળીને પાર્વતીએ શરમથી નીચુ માથુ કર્યું

થોડીકવાર પછી એમણે ઘણા પ્રેમથી ગુંથેલી કમળના બીજની એક મનોહરમાળા શિવજીને ભેટ કરી.

મદન આ બધી લીલા છાનો માનો જોઇ રહ્યો હતો તેણે આ પ્રસ-ગને પોતાને માટે અનુકૂળ લાગ સમજીને 'સમોહન' નામનુ પોતાનું અચૂક બાણ ધનુષ્ય ઉપર ચઢાવ્યુ અને શિવજીના ઉપર એ બાણ છોડવા સારૂ નિશાન તાકયુ. હવે તો શિવજીનુ મન ચચળ થઈ ગયુ એ કાઈક વિચિત્ર ભાવથી પાર્વતીના હોઠ અને મુખ કમળ તરફ વાર વાર જોવા લાગ્યા એમના મનનો બદલાયલો ભાવ જોઈ પાર્વતીએ પણ શરમાઇ જઈને મો ફેરવી લીધુ.

પોતાના મનમા એકાએક વિકાર થતો જોઇને શિવજીએ ચિત્તની ચચળ-તાને રોકી તથા તેનુ કારણ તપાસવા ચારે તરફ જોયું તો એક વૃક્ષ ઉપર સતાઇ રહેલો મદન દેખાયો. એમણે જોયુ કે એ પોતાનું ધનુષ્ય ખેચીને બાણ મારવાની તૈયારીમા છે એ જોઇને એમને એટલો બધો ક્રોધ ઉત્પન્ન થયો કે એમની ત્રીજી આખમાથી આગની એક ઝાળ નીકળી અને તેણે મદનને જોતજોતામા બાળીને રાખ કરી દીધો

શિવે વિચાર્યું કે આ બધી ગડબડ પાર્વતીના અહી આવવાથીજ થઈ છે માટે કા તો મારે એને અહી આ આવતા રોકવી જોઇએ અથવા મારે પોતાનેજ અહિથી જતા રહેવુ જોઈએ આખરે પોતેજ પોતાના ગણોને લઇને તરત ત્યાથી અતર્ધાન થઇ ગયા

શિવજીના અતર્ધાન થઇ જવાથી પાર્વતીને ઘણોજ શોક થયો, એમના હોશકોશ ઠેકાણે ન રહ્યા. એમને તો એવી હોશ હતી કે હુ સેવાચાકરી કરીને આ મહાપુરુષને પ્રસન્ન કરી તેમની પત્ની બનીશ, પણ હવે એમની બધી આશા નિષ્ફળ ગઇ. નિરાશાથી એ બેહોશ થઇને ધરણી ઉપર ઢળી પડયા એમની મૂર્ચ્છાના સમાચાર સાભળીને એમના પિતા ત્યા આગળ આવી પહોચ્યા, અને સમજાવીને પાર્વતીને પોતાને ઘેર લઇ ગયા

ઘેર ગયા છતા પણ પાર્વતીની દશા સુધરી નહિ એ દિનપ્રતિદિન સુકાતાજ ગયા આખરે એમણે શરમ મૂકીને પોતાની માતાને કહ્યુ "મા, હુ મારા મનથી ભગવાન શકરને વરી ચૂકી છુ. એટલે એમના દર્શન વગર મારાથી એક ઘડીભર પણ રહેવાય એમ નથી હું એમને ચાહુ છુ અને એમની પ્રાપ્તિને સારૂ તપસ્યા કરવા કોઈ એકાન્ત વનમા ચાલી જઇશ અને એમનુજ ધ્યાન ધરીશ આશા છે કે મારી ભક્તિ અને પ્રેમ જોઇ એ મારા પ્રત્યે આકર્ષાશે." માતાએ કન્યાને છાતી

સરસી ચાપીને કહ્યું "બેટા, તારા ઘરમાજ અનેક દેવતાઓ વસે છે તું એમનીજ પૂજા કેમ નથી કરતી ? એમનીજ પૂજાથી તારા મનોરથો પૂર્ણ થઇ જશે કયા તપ અને કયા તારૂં આ કોમળ શરીર ? સરસવનું ફૂલ ભમરાનો ભાર ભલે સહન કરી શકે, પણ પક્ષીનો બોજ એનાથી સહન નથી થઇ શકતો. "

પરંતુ દૃઢ સંકલ્પવાળી પાર્વતીએ માતાની એક પણ શિખામણ ન માની અને પિતાને પણ સમજાવીને, છેવટે બન્નેની સંમતિ તપશ્ચર્યા કરવા સારૂ મેળવી.

પિતાની આજ્ઞા મળતા વારજ પાર્વતીએ પોતાના ગળામાથી હીરાનો કિંમતી હાર કહાડી નાખ્યો, બધા ઘરેણા ઉતારીને ફેંકી દીધા અને વલ્કલ ધારણ કર્યા તથા અબોડો છોડી નાખીને એની જટા ધારણ કરી લીધી. ત્યાર પછી એ પર્વતના એક ઉંચા શિખર ઉપર સખ્ત તપશ્ચર્યા કરવા લાગ્યા હવે એ નિયમપૂર્વક સ્નાન કરતા, હવન કરતા, સ્તોત્ર આદિનો પાઠ કરતાં અને રાતદિવસ શિવના નામની માળા જપતા ધીમે ધીમે એ તપશ્ચર્યા વધારે કઠણ થવા લાગી એ કઠિન તપ કરીને સુકુમાર પાર્વતીએ સાબિત કરી આપ્યુ કે એ કનક-કમળના બનેલા છે કેમકે એમ ન હોય તો કુસુમ કરતા પણ વધારે કોમળતા હોવા છતા પણ તપનો દુઃખ વેઠવા જેટલી કઠોરતા ક્યાથી હોય ?

વૈશાખજેઠના પ્રચંડ તાપના દિવસોમા પાર્વતી ચારે તરફ ધણી સળગાવીને બેસતા ઉપરથી સુર્ય પોતાના પ્રચંડ કિરણો ફેંકીને એ આગને વધારે ભયંકર કરી દેતો પાર્વતીને આ પ્રમાણે પંચાગ્નિ તપતા જોઇને મોટા મોટા તપસ્વીઓ પણ આશ્ચર્ય ચકિત થઇ જતા

શ્રાવણભાદરવાના મુસળધાર વરસાદમા પણ પાર્વતી ખુલ્લા મેદાનમા એક શિલા ઉપર ચુપચાપ બેસી રહીને ધ્યાન ધરતા અને વરસાદની ધારા કે વિજળીની જરાપણ પરવા નજ કરતા

શિયાળામા પર્વત ઉપર બરફ જામી જતો, ઠંડી હવા ચાલતી એવે સમયે પાર્વતી તળાવની અંદર બેસીને તપશ્ચર્યા કરતા. આ ઉગ્ર તપશ્ચર્યા કરતા વખતે એમણે ફળફૂલ કે કંદમૂળ કશાનું ભોજન કર્યું નહિ કેવળ જળ અને વાયુથીજ દેહનો નિર્વાહ કર્યો.

આ પ્રમાણે પાવતીને તપશ્ચર્યા કરતા અનેક દિવસ વીતી ગયા ત્યારે એક દિવસ એક બ્રહ્મચારી તેમની આગળ આવી પહોચ્યો. એના શિર ઉપર લાબી જટા, હાથમા પલાશનો દડ અને બગલમા મૃગછાલા હતી. જોતા વારજ એ જાણે બ્રહ્મચર્યનો અવતાર હોય એવું જણાતું હતુ

બ્રહ્મચારીને જોઇ પાર્વતી ઉત્સાહપૂર્વક ઉભા થયા અને એમને પ્રણામ કરીને કુશળ સમાચાર પૂછવા લાગ્યા ત્યાર બાદ અર્ધ્ય, પાદ્ય આદિ સામગ્રીઓવડે અતિથિની પૂજા કરી, કેમકે અતિથિ તો બધાને ગુરુ સમાન પૂજ્ય છે તેમા વળી આ અતિથિ તપસ્વી હતો. પાર્વતીએ આપેલા એક કુશાસન ઉપર બિરાજ્યા પછી એ બ્રહ્મચારીએ તેમને આવું કઠણ તપ આદરવાનો હેતુ પૂછયો એણે કહ્યુ કે તમને રૂપ, ગુણ, ઐશ્વર્ય, સુખ આદિ કોઇ પ્રકારની મણા નથી છતા શામાટે આ યૌવનના આરભમાજ આવું કઠણ તપ લઈ બેઠા છો ? શુ તમે યોગ્ય પતિ પામવાને સારૂ આવું તપ આદર્યું છે. એવુ હોય તો આજજ એ તપને સમાપ્ત કરો, કેમકે તમારા જેવુ રત્ન ગ્રાહકને ખોળતુ ફરે એ તો ઉલટી વાત છે ગ્રાહક તો પોતાની મેળેજ રત્નની શોધમા ફરતા ફરે છે રત્ન ગ્રાહકની પાસે શા સારૂ જાય ?

પાર્વતીના સકેત અન તેની સખીના કહેવાથી બ્રહ્મચારીને જ્યારે જણાયુ કે પતિપ્રાપ્તિ સારૂજ આ તપ છે, અને જે ભાગ્યશાળી પુરુષ ઉપર પાર્વતીની પસદગી ઉતરી છે તે નર મહાદેવ શકર છે ત્યારે એણે કહ્યુ “ અરે ! તમારો આ સકલ્પ જાણી મને ઘણોજ ખેદ થયો છે તમારૂ લગ્ન એમની સાથે થયુ તો એમજ સમજજો કે તમારા ઉપર આફતનો પહાડ તૂટી પડયો તમારૂ જોડુ કજોડુ થશે. કયા તમારૂ સુદર કોમળ શરીર અને કયા સર્પોથી ભૂષિત એમનુ ભયાનક સ્વરૂપ ! લગ્નના દિવસથીજ તમારા તો ભોગ મળશે. સુદર મહેલોમા ઉછરેલા તમને શ્મશાનમા તો એ રાખશે એમના કયા ગુણ ઉપર તમે મોહી ગયા છો ? એમનું રૂપ તો દેખતા વારજ બ્હી મરીએ એવુ છે. એમના કુળનો પત્તો નથી. ધનસપત્તિ તો કાઇજ નથી વાઘ–ચર્મની લગોટી મારીને રોજ ફરતા ફરે છે. કયા તમારા જેવી મગળમયી રાજકુમારી અને કયા અમગળનું રૂપ શિવ ! પાર્વતી ! ! તમે આ ખોટો અને ગેરવ્યાજબી વિચાર છોડી દો. ”

ભાવિ પતિની આ પ્રમાણે નિદા સન્નારી કેવી રીતે સાખી શકે ?

પાર્વતીને બ્રહ્મચારીના વાકયોથી ઘણોજ ગુસ્સો ચડચો અને એ બોલી ઉઠયા 'બસ બહુ થયુ. વધારે બોલવાની જરૂર નથી શિવજીના ગુણ તમે શુ જાણો ? મહાત્માઓના અલૌકિક ચરિત્ર સાધારણ લોકોની સમજમા નથી આવતા, એથી તેઓ એમની નિદા કરે છે. તમે કયાથી સાભળ્યુ છે કે શિવજી કગાલ છે ? આખી દુનિયા જેમનાથી પોતાનુ ઐશ્વર્ય પ્રાપ્ત કરે છે એ પોતે કગાલ, ભિખારી કેવી રીતે હોય ? ખરી વાત એ છે કે એ વૈભવઐશ્વર્યની કાઇ પણ કદર નથી કરતા એ ધન-હીન હોવા છતા પણ આખી સૃષ્ટિને ધન આપે છે. શ્મશાનમા રહેવા છતા પણ ત્રણે લોકોનું પાલન, પોષણ, રક્ષણ અને શાસન કરે છે ભયકર રૂપ ધારણ કરવા છતા પણ એ પરમ મગળમય કલ્યાણકારી છે વધારે શુ કહુ ? એ વિશ્વમૂર્તિ છે તમે જેટલી વાતો કહી છે તે વગર વિચાર્યે કહી છે દુનિયા એમને ગમે તેવા ધારે, પરતુ મારા મનમા એમને માટે જે પ્રેમ અને પૂજ્ય ભાવ છે તે કદાપિ ઓછા થનાર નથી હુ મારો સકલ્પ છોડવાની નથી બસ તમે હવે ચૂપ રહો "

"વ્યર્થ દોષ કહનેકી ઇચ્છા તુઝમે યદપિ સમાઈ હૈ,
એક બાત શકરસબધી તૂને સત્ય સુનાઇ હૈ
બ્રહ્માકાભી કારણ જીનકો બતલાતે હૈ વિજ્ઞાની,
કૈસે જાન સકેગા ઉનકા ઉદ્દ્ભવ તૂહે અજ્ઞાની ?
તૂને જૈસા ઉન્હે સુના હૈ વૈસા હોનેહે દે નિ:શેષ,
કરના નહી ચાહતી હૂ મૈ તુઝસે વાદવિવાદ વિશેષ
મૈ ઉનમે અનુરક્ત એક હી સરસ ભાવસે ભલે પ્રકાર,
સ્વેચ્છાચારી—જન કલકકા કરતે નહી કદાપિ વિચાર"

પાર્વતીની આ ધમકી સાભળીને બ્રહ્મચારી જવાબમા કઇ કહેવા જતો હતો તેને રોકી પાર્વતીએ પોતાની સખીને કહ્યુ "બેન, જો આ બ્રહ્મચારી પાછો કાઇ બોલવા માગે છે કેમકે એના હોઠ હાલે છે. તું એને મના કર, કે એ વધારે ન બોલે, કેમકે મહાત્માઓની નિદા કરનાર પાપી બને છે એટલુજ નહિ પણ એના મુખમાથી નીકળેલી નિદાને સાભળનાર પણ પાપનો ભાગી બને છે."

એટલુ કહીને પાર્વતી જવા લાગી એટલે બ્રહ્મચારીએ આગળ વધીને

તેનો હાથ પકડી લીધો. હવે પાર્વતીએ વિચિત્ર ચમત્કાર જોયો બ્રહ્મચારી તો અન્તર્ધાન થઇ ગયો અને એને બદલે સ્વયં ભગવાન શંકર ઉભેલા દેખાયા. એમને જોતાજ પાર્વતી શરમાયા. શિવજીએ કહ્યુ "આજથી તમે મને તમારો અનુચર દાસજ સમજજો હુ તમારા ગુણો ઉપર ખરા અંતઃકરણથી મુગ્ધ છુ તમારી તપશ્ચર્યાએ મને પૂર્ણ રૂપથી તમારા હાથમા સોપી દીધો છે બસ આજથીજ હું તમારો છુ"

સવનન (પસંદ કરીને પરણવાના) પ્રસંગો આજ પણ બીજા દેશોમા તથા આપણા દેશમા ઘણી જગ્યાએ બને છે, પરંતુ ભાવી દંપતીમા એક બીજાના ગુણ પ્રત્યે આવો અનન્ય પક્ષપાત, સંપૂર્ણ શ્રદ્ધા, અન્યોન્યની પ્રાપ્તિ માટે અથાગ કષ્ટ સ્વીકાર અને ઘોર તપસ્યા કેટલામા દીઠામા આવે છે! પતિપત્નીના સંબંધની ભાવના ભારતવર્ષમા કેટલી ઉચ્ચ હતી તે હજારો બલ્કે લાખો વર્ષોથી ચાલતી આવેલી દેવદેવીઓની આ પુણ્ય કથાઓ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે અને હજુ પણ ભારતના યુવકયુવતીઓને સન્માર્ગે દોરે છે

શંકરના મુખેથી પોતાનો મનોરથ સફળ થયાના સમાચાર સાભળીને પાર્વતીના હર્ષનો પાર રહ્યો નહિ વર્ષોની કઠિન તપશ્ચર્યાનો થાક એક પળમાત્રમા ઉતરી ગયો ખરી વાત તો એ છે કે ફળની પ્રાપ્તિ થતા વારજ એને માટે ઉઠાવેલા દુઃખ અને કલેશની વાત ભૂલીજ જવાય છે, અને શરીરમા નવીન સ્ફૂર્તિ આવે છે કવિ કાલિદાસ કહે છે —

"હે! નતગાત્રિ! આજ ઈસ દિનસે મુઝકો અપના સેવક માન,
'મોલ લે લિયા તૂને તપસે' યો જબ બોલે શમ્ભુ સુજાન.
તત્ક્ષણ હુઆ શૈલતનયા કે પ્રબલ પરિશ્રમકા પરિહાર,
કલેશ સમૂલ ભૂલ જાત હૈ ફલ મિલને પર મનોનુસાર."

પાર્વતીના દૃઢ પ્રેમ, પ્રબળ નિષ્ઠા અને નિરંતર તપશ્ચર્યાની અસરથી શંકરે વૈરાગ્યનો ત્યાગ કરી પુનઃ ગૃહસ્થાશ્રમી થવાનો સંકલ્પ કર્યો

શિવજીનો સંકલ્પ જાણી જઇને પાર્વતીએ પોતાની સખીદ્વારા એમને જણાવ્યુ કે 'આપ મારૂ માગુ મારા પિતાજીની આગળ કરો તો ઘણી સારી વાત છે, કેમકે કન્યાદાન પિતાની દ્વારાજ થવું જોઇએ" શિવજીએ એમ કરવાનું કબૂલ કર્યું, અને એ કામ પાર પાડવા સારૂ વસિષ્ઠ,

અંગિરા આદિ પરમ તેજસ્વી સાત ઋષિઓનું સ્મરણ કર્યું થોડીવારમાજ એ સાત ઋષિઓ આવી પહોચ્યા અને સાથે વસિષ્ઠપત્ની પરમ વિદુષી અરુન્ધતી દેવીને પણ લેતા આવ્યા. શિવજીએ સાત ઋષિઓનો જેટલો આદર સત્કાર કર્યો તેટલોજ દેવી અરુન્ધતીનો પણ કર્યો. સ્ત્રી ગણીને એમણે અરુન્ધતીના આદરમા જરા પણ કચાશ રાખી નહિ આ પુરુષ છે માટે એને અ.ધિક માન આપવું જોઇએ, અને આ સ્ત્રી છે માટે એને ઓછું માન આપવુ એવા પ્રકારનો વિચાર અવિવેકી પુરુષોના હૃદયમાજ ઉત્પન્ન થવા પામે છે વિવેકી સજ્જનો એવો ભેદભાવ નથી રાખતા તેઓ કેવળ શુદ્ધ ચારિત્ર્યનેજ માન આપે છે અરુન્ધતીને જોઇને શિવજીને લગ્ન કરવાની ઇચ્છા વધારે દૃઢ થઇ સુશીલ, વિદુષી, અને વ્યવહારકુશળ પત્ની પતિની સહધર્મિણી થઇને હજારો રીતે તેને કેટલી બધી ઉપયોગી થઇ પડે છે તેનું ભાન હવે તેમને થયું ધાર્મિક ક્રિયાઓનું મૂળ કારણ પત્નીજ છે પતિવ્રતા પત્ની મળ્યાથી ધર્માનુષ્ઠાન સારી રીતે થઇ શકે છે

પાર્વતીની સાથે લગ્ન કરવામા પણ શિવજીનો ઉદ્દેશ વિષયભોગનો નહિ પણ ધાર્મિક સસ્કારો અને કર્મો રીતસર કરી શકાય એજ હતો એ હેતુ સિદ્ધ કરવા સારૂ શિવજીએ ઋષિઓને પોતાનો વિચાર જણાવ્યો અને કહ્યું કે તમે હિમાલયની પાસે જઇને એની કન્યાનુ મારે માટે માગુ કરો. આર્યા અરુન્ધતી આપની સાથે છે એટલે એ કામ વધારે સુગમ થઇ પડશે, કેમકે એવી બાબતોમા સ્ત્રીઓની બુદ્ધિ વધારે પહોચે છે.

મહાદેવની ઇચ્છાનુસાર સપ્તર્ષિ હિમાલયની રાજધાની ઓષધિપ્રસ્થ નગરીમા ગયા હિમાલયરાજે ઋષિઓ અને દેવી અરુન્ધનીનો યથાવિધિ સત્કાર કર્યો, અને પોતાના દેશને પાવન કરવાનો હેતુ પૂછ્યો એના ઉત્તરમા ઋષિઓએ શિવજીનો યોગ્ય શબ્દોમાં પરિચય આપીને કહ્યું કે મોટા મોટા દેવતાઓ જેના ચરણમા શિર નમાવે છે એમની સાથે જો તમે તમારી કન્યાનું લગ્ન કરશો તો તમે જગદ્ગુરુ શંકરના પણ ગુરુ બની જશો. તમારા સૌભાગ્યનો પાર નહિ રહે

જે સમયે ઋષિઓ હિમાલય સાથે વાતચીત કરી રહ્યા હતા તે સમયે પાર્વતી પિતાની પાસે શાંત ઉભી રહી હતી અને હૃદયમા ઉત્પન્ન થતા હર્ષને શરમને લીધે છુપાવી રહી હતી; તથા કમળની પાખડીઓ ગણવાનો

ઢોંગ કરી રહી હતી.

હિમાલયે ઋષિઓની વાતચીત સાંભળ્યા પછી પોતાની પત્ની મેનકાનો અભિપ્રાય પૂછ્યો. મેનકા પતિવ્રતા હતા, અને પતિવ્રતા સ્ત્રીઓ કદિ પણ પતિને પ્રતિકૂળ હોય એવું કામ નથી કરતી એ તો પતિના મનની વાત જાણી જઇને સર્વદા એની મરજી મુજબ વર્તે છે. એટલે મેનકાએ પણ પતિની ઇચ્છાને અનુસરીને કહ્યું 'ઘણી સારી વાત છે. ભગવાન શંકર જેવો વર બીજો ક્યા મળવાનો છે ? માટે મારી તો સલાહ છે કે આપે આ સબંધ બાંધવામા જરા પણ વિલંબ ન કરવો જોઇએ.' પત્નીની સંમતિ મળ્યા પછી એણે પુત્ર પાર્વતીનો હાથ પકડીને કહ્યું 'બેટા, અહીં આવ વિશ્વાત્મા શિવ મારી પાસે તારી પ્રાર્થના કરે છે. માગુ કરવા આ જગન્માન્ય અને પરમપૂજ્ય ઋષિઓ આવ્યા છે. મારે માટે આથી વધારે સદ્ભાગ્યનો દિવસ કયો હોય ? એટલું કહી હિમાલયે સપ્તર્ષિઓની તરફ જોઇને કહ્યુ, 'આ કન્યા આપને નમસ્કાર કરે છે. એને આજથીજ આપ ત્રિલોચન શિવની વહુ સમજશો.'

ઋષિઓએ પર્વતરાજનો ઉપકાર માન્યો, અને પાર્વતીને અનેક આશીર્વાદ આપ્યા. દેવી અરુન્ધતીએ પણ તેને માથે હાથ ફેરવીને સપ્રેમ આશીર્વાદ આપ્યો

ઋષિઓની સંમતિથી ત્યાર પછીના ચોથા દિવસનુ લગ્નમુહુર્ત નક્કી થયુ. યથાસમય એ શુભદિન પણ આવી પહોચ્યો અને શુભ ઘડીએ હિમાલયે પુરોહિતો અને ઋષિઓની સમક્ષ પોતાની લાડકી કન્યા પાર્વતીનું શિવજીને દાન કર્યું બ્રહ્માદિ દેવતાઓ પણ એ પવિત્ર લગ્નમા હાજર હતા. બ્રહ્માએ પાર્વતીજીને વીર-માતા થવાનો આશીર્વાદ આપ્યો. દેવતાઓની પ્રાર્થનાથી શિવજીએ મદનના શાપનું નિવારણ કરીને એને પુન સજીવન કર્યો

યથાસમયે વર-કન્યા વિદાય થયા અને પાર્વતીની સાથે શિવ કૈલાસપુરી પહોચ્યા શિવની અંધારી ઝુંપડીમા રૂપની અપૂર્વ જ્યોતિ ઝળકી ઉઠી, એટલુંજ નહિ પણ શિવજીનું એ પ્રેતસ્થાન પાર્વતી જેવી સુશિક્ષિત, સંસ્કારી અને વિવિધ કળાનિપુણ સ્ત્રીના આવવાથી ખરેખર સ્વર્ગધામ બની ગયુ. તેમણે કૈલાસ જઇને આશ્રમની ચારે પાસ સુગંધિત પુષ્પની

ક્યારીઓ લગાડી દીધી વાયુની સાથે આવતી મીઠી મીઠી મ્હેકથી આખો આશ્રમ સુગંધિત થઇ ગયો પર્ણકુટીની આસપાસ ખીલી રહેલી વેલોની રચના કાંઇ વિચિત્રજ શોભા આપવા લાગી જ્યાં દષ્ટિ નાખો ત્યાં સૌન્દર્યજ સૌન્દર્ય દેખાવા લાગ્યું કંઇ ભ્રમરો ગુંજી રહ્યા છે, કંઇ પક્ષીઓ પોતાની મધુર રાગણીથી કૈલાસમાં કલરવ મચાવી રહ્યા છે. જાણે કે આ સુંદર કૈલાસની રચનાને માટે તેઓ પાર્વતીને ધન્યવાદ આપતા હોયને !

પાર્વતીના આવ્યાથી શિવજીને જે આનંદ થયો તેનું તો પૂછવુંજ શું ! જ્યારે બે પવિત્ર આત્માઓનો સંબંધ થાય છે, ત્યારે ચિત્તમાં કાંઇ વિચિત્રજ આનંદ થાય છે પતિના વિશાળ હૃદયમાં પાર્વતીએ હૃદયેશ્વરી રૂપે નિવાસ કર્યો બન્ને નમ્ર, સુશીલ અને શુદ્ધ હૃદયના હતા બન્નેના હૃદયમાં ઇશ્વરનો અનુરાગ, પ્રેમ અને વૈરાગ્યની નદી વહેતી હતી-બન્ને શુદ્ધ આત્માઓ સંસારની ક્ષણભંગુર વાસનાને તુચ્છ ગણીને પોતાનું કર્તવ્ય યથાશક્તિ પાલન કરતા હતા

શિવજીને વનમાં વિચરવાનો ઘણો શોખ હતો પાર્વતી પણ હિમાલય જેવા સુંદર પ્રદેશમાં ઉછરેલા હોવાથી પ્રકૃતિ દેવીના ઉપાસક હતા એટલે પરણ્યા પછી દંપતીએ કેટલોક વખત ભિન્ન ભિન્ન સ્થાનોમાં ફરવામાં ગાળ્યો. કોઈ દિવસ સુમેરુ પર્વતના રમણીય શિખર ઉપર તો કોઇ દિવસ મંદરાચળની ગુફાઓમાં, કોઈ દિવસ મલયાચળની ખીણોમાં તો કોઇ દિવસ નંદનવનની કુંજોમાં અને કોઇ દિવસ ગંધમાદન પર્વતના ઘાડા વનમાં વિહાર કરતા એ દેવ-દમ્પતી સુખી જીવન ગાળવા લાગ્યા થોડા દિવસો બાદ દેવી પાર્વતી ગર્ભવતી થયા, અને આખને ઠારે એવા સુંદર બાળકનો જન્મ યથાસમયે થયો સમુદ્રમાં જેમ રત્નજ ઉત્પન્ન થાય છે, એમ પાર્વતીનો આ પુત્ર પણ દેવતાઓમાં રત્નસમાન થયો દેવોની આશા આજે ફળીભૂત થઇ. એ પુત્રદ્વારા દેવતાઓના શત્રુનો નાશ થશે એ આશાથી દેવોએ પુષ્પવૃષ્ટિ કરી માતાપિતાએ બાળકનું નામ 'કાર્તિકેય' પાડયું. એ બાળક ઘણો સુલક્ષણો નીવડયો કિશોર અવસ્થા આવતા પહેલાજ એણે શસ્ત્ર અને શાસ્ત્ર બન્નેમાં પ્રવીણતા મેળવી એટલી નાની વયમાં એમની વિલક્ષણ વીરતા અને વિદ્વત્તાઆદિ ગુણો જોઇને લોકો આશ્ચર્ય પામતા ખરી વાત તો એ છે કે સુયોગ્ય માતપિતાના સંતાન એવાજ

વસંતતિલકા—એ શુદ્ધ મૂર્તિ તુજ આ હૃદયે સ્ફુરતી,
નિર્વાણ કૌમુદી જળે દીઠી મે સરતી,
નિર્વાણમા નવ થયો કઈ તેથી ભગ,
નિર્વાણ તું બની રહી મમ દિવ્ય અગ

બુદ્ધદેવનો આ ઉત્તર એમનો યશોધરા માટેનો પ્રેમ તથા સદ્‌ભાવ સૂચવે છે બૌદ્ધદેવનો ધર્મ બહુ ઝડપથી આખા દેશના સ્ત્રીપુરુષોમા ફેલાઇ ગયો. તેનો કાઇંક યશ આ આર્યનારીની પરમ સાધનાને પણ ઘટે છે ભિક્ષુણી સપ્રદાયની આગેવાન તરીકે અનેક રમણીઓને સેવા અને પરોપકારના વ્રતમા પ્રેરીને ગોપાએ જગત્‌ને મોટો લાભ પહોચાડયો હતો *

યશોધરાના શરીરનો રગ કાચન સમો હોવાથી બૌદ્ધધર્મના ગ્રન્થોમા ભદ્રા કાચના નામથીજ પણ તેમને સબોધવામા આવ્યા છે.

સંઘમા દાખલ થયા પછી આત્મોન્નતિ ઉપરજ તેણે પોતાનું સઘળુ લક્ષ્ય પરોવ્યુ હતું ભિક્ષુણી સઘના નિયમોનુ પાલન તેણે બીજી ભિક્ષુણી-ઓની પેઠેજ પૂર્ણ કાળજી પૂર્વક કર્યું હતું ત્યા એણે અર્હત્ પદ પ્રાપ્ત કર્યું અને અભિજ્ઞાઓમા પ્રવીણતા મેળવી. એક દિવસ ધ્યાનમા બેઠી હતી, ત્યા એને એકદમ પૂર્વકાળના હજારો જન્મનુ સ્મરણ થઈ આવ્યું અને તેનો એ ગુણ વિશેષ પ્રસિદ્ધ થયો.

બુદ્ધ ભગવાને ભિક્ષુણી સઘમા પદવિદાનના સમારંભમા મહાભિજ્ઞા પ્રાપ્ત કરનાર ભિક્ષુઓમાં યશોધરાને અગ્રસ્થાન આપ્યુ. મહાભિજ્ઞા પ્રાપ્ત કરનાર ભિક્ષુઓ તો થઇ ગયા છે, પરન્તુ સ્ત્રીઓમા એ સિદ્ધિ પ્રાપ્ત કરનારી એકલી યશોધરાજ હતી દિવ્ય શક્તિને અભિજ્ઞા કહે છે જાતજાતના ચમત્કાર કરવા, દિવ્યનાદ શ્રવણ કરવો, બીજાઓના મનની વાત પારખવી, પૂર્વ જન્મનુ સ્મરણ થવું, દિવ્ય ચક્ષુ આવવા, અને વિકારોનો ક્ષય થવો એને અભિજ્ઞા કહે છે મહાભિજ્ઞા એનાથી પણ ઉપરનો દરજ્જો છે એ પ્રાપ્ત કર્યાથી અસખ્ય પૂર્વજન્મનુ જ્ઞાન થાય છે.

અભ્યાસથી યોગી એ શક્તિઓ પોતાની મેળેજ પ્રાપ્ત કરી શકે છે એવો બુદ્ધદેવનો અભિપ્રાય હતો, પણ એનેજ એકમાત્ર ધ્યેય ન સમજી લેવું

* આ ચરિત્રમાની કવિતાઓ સાક્ષરવર્ય રા. રા. નરસિંહરાવભાઇના ' નુપૂર-ઝંકાર " ગ્રથમાંથી લેવામાં આવી છે

જોઇએ, અને એના પ્રત્યે આસક્તિ ન રાખવી જોઇએ એવો એમનો ઉપદેશ હતો.

# रत्न ६ ठुं–किसागोतमी




હાપ્રજાપતિ ગૌતમી તથા બીજી ગોતમીઓથી જૂદી પાડવા સારૂ એને કિશા અથવા કૃશા ગોમતી નામથી ઓળખવામાં આવે છે. કૃશા એટલા માટે કહી છે કે એ કૃશાગી સુકુમાર દેહવાળી હતી એમ કહેવાય છે કે પૂર્વ જન્મમાં પહુમુત્તર બુદ્ધના સમયમાં એક ક્ષત્રી સામતના વશમા એનો જન્મ થયો હતો. ભગવાનને મુખેથી એક સમયે સાદાં વસ્ત્રધારી સસારત્યાગી ભિક્ષુણીઓની ઘણી પ્રશસા થતી સાભળીને એણે મનમા સકલ્પ કર્યો હતો કે હુ પણ કોઇ દિવસ એ ભિક્ષુણીપદ પ્રાપ્ત કરીશ. એ જન્મમા તો એની એ અભિલાષા પાર પડી નહિ, પરન્તુ ગૌતમબુદ્ધના સમયમા શ્રાવસ્તી નગરીના એક ગરીબ કુટુબમા એનો જન્મ થયો. દરિદ્ર ઘરની કન્યા હોવાથી સાસરામા કોઇ એનો ભાવ પૂછતું નહિ સૌ કોઇ અનાદરની દૃષ્ટિથી જોતું આખરે એને એક પુત્ર થયો, ત્યારથી એનુ માન વધ્યું, પણ ગરીબના નસીબ ગરીબજ હોય છે. માતાનુ માન વધારનાર, માતાના સુખ અને સૌભાગ્યનો એક માત્ર આધાર એ બાળક, એક દિવસ રમવા ગયો હતો ત્યાથી એને સર્પ કરડયો અને એ નિર્દોષ હસમુખુ બાળક મરણ પામ્યુ બિચારી ગૌતમીના સુખનો સૂર્ય અસ્ત થઇ ગયો. એને ખાત્રી થઈ કે આ સસાર ફરી મને દુઃખ દેશે. પુત્રના મરણથી એના શોકનો પાર રહ્યો નહિ. મૃત બાળકને ખોળામા લઇને મૃતસજીવની કોઇ ઓષધિની શોધમા એ ઘેરે ઘેર ભિક્ષા માગતી ફરવા લાગી બુદ્ધ ભગવાન પોતાના શિષ્યોસહિત એ વખતે ધર્મપ્રચાર કરવા નીકળ્યા હતા. ગૌતમીએ તેમને દીઠા, પછી શું થયું તે અમે સાક્ષરવર્ય નરસિંહરાવભાઇના પ્રાસાદિક શબ્દોમા વર્ણવીશું

લલિત છદ–" યુવતિ તે મળી શાક્યનાથને, ચરણ પંકજે જોડી હાથને;
નમન નમ્રતા ભાવથી કર્યું, વદન આંસુડે ભીજિયું ઘણું.
નયન છે શીળાં જો કપોતીનાં, નયન તેહવાં એહ રોતીનાં;
યુવતિ ત્યા પછી દીન વાણીએ, વચન ઉચ્ચરી ભાવ આણીને.

ઢાળ-ભાવ આણી બોલી વાણી, વિનત વનિતા ત્યા પછી,
"ઓ નાથ ! આહિ તમેજ આવ્યા ! દીનપર કરુણા કરી.
પેલી તટ તરુ રાજિમા, મુજ પર્ણકુટીમાં હું વસુ,
ને બાળ મુજ ઊછેરતી રહી, દુ:ખ જાણ્યું નહિ કશું.
નાથ એ વટ રાજિમા ફરી, તેજ કાલ્ય દયા ઘણી,
દીધું વચન બાળ ઉગારવા" બહુ દીન તે યુવતિ ભણી
"બાળુડો મુજ ખેલતો ચાલી ગયો તરુ કુંજમા,
કઇ કુંપળ પર્ણ વિશેજ દીઠો કુટિલ એક ભુજગ ત્યા.
વીટી વળિયો નાગ એ મુજ બાળુડાના કર પરે,
ને બાળ હેને ચીઢવતો કઇ હાસ ખડખડ શો કરે !
તીવ્ર જિહ્વા યુગલ ધરતો, શીતળ હેનો ગોઠિયો.
મુખ વિકસાવીને ફુંફવાટ કરતો, ચીઢવતા જ્યાં ઊઠિયો.
પણ હાય ! એ મુજ બાળુડો ક્ષણવારમા પીળો થયો.
નિસ્તબ્ધ પડિયો, મે ન જાણ્યુ કેમ એ ઞમતો રહ્યો.
અધર પુટના બન્ધથી મુજ સ્તન તજ્યુ વળી તે ક્ષણે,
કોઇ કહે 'વિષ ચઢ્યું હેને' 'નહિ જીવે' વળી કો ભણે
પણ મે ગુમાવાયે નહિ, મુજ બાળ મોઘા મૂલનો,
ને ફરી વિકાસ થવા ચહીને કરમિયા એ ફૂલનો
માગ્યુ ઔષધ સહુ કને, જે બાળુડાને લોચને,
ફરી ઊડી ગયેલુ તેજ પૂરે, પૂરે મન મુજ મોદને
ચુમ્બન બિન્દુ એ સર્પ તણું કઇ હતું ઝીણું અતિ નાનું,
વૈર ન મુજ બાળ શુ એ રાખે હું નિશ્ચય મન જાણુ
માયાળુ મુજ બાળ હતો અતિ, પ્રાણી વિશે ધરે પ્રેમ,
રમત રમતમા સ્પર્શ કરતા સર્પ ડૂભે હેને કેમ ?

વલણ--કેમ દૂભે મુજ બાળને ? પ્રેમ ભર્યો એ બાળ,
માનુ નહિ હું એ કદી સર્પ ડસે કો કાળ રે.

( ચોપાઇ )

પછી કો મુજને વદિયો વેણ, કહુ ઉપાય તુજને ઓ બહેન !
પુણ્યાત્મા કો ગિરિપર વસે,-જો ! ભગવાં ધરી ચાલ્યો પણે,

જા તું એ ઋષિજનને યાચ, ઔષધ કઇ તુજ બાળક કાજ,
એહ સુણ્યો કાલે તુજ પાસ, આવી હુ ધરી મોટી આશ
( વેહરભી વનમા વલવલે—એ રાગ )

આશ ધરી મોટી નાથ હુ આવી તારી સમીપ,
ક્રૂર અનિલે હોલવ્યો પ્રકટાવવા મોઘો દીપ આશ૦
દેવ સરીખુ દીપતું તુજ ભાળ વિશાળ,
નિરખી હુ આવીને ઊભી કપમા ના તુજ બાળ આશ૦
આસુ ઢાળીને ખશેડિયુ શિશુ મુખ પટકૂળ,
લળી લળી તુજને પૂછિયું, 'ઔષધ કિયુ અનુકૂળ?' આશ૦
ને નાથ મોટા ઓ! તેં મને કાઢી તરછોડી નાહિ,
મીઠી મૃદુ નજરે રહ્યો નિરખી પ્રેમે તુ કાંઇ આશ૦
ધીરા કોમળ કરવડે સ્પર્શ કરીને તે વાર,
મુખ પટ પાછુ ઢાંકિયું, પછી કીધો ઉચ્ચાર આશ૦

પુત્રશોકથી વિહ્વળ બનેલી માતાને પરમ સાધુ, સસારત્યાગી બુદ્ધ દેવ વગર કોણ આશ્વાસન આપે? એમણે બાળકના દેહ ઉપર મૃદુ હસ્ત ફેરવીને શાન્ત ચિત્તે કહ્યુ.—

"બહેન ઉપાય બતાવું હુ, જેથી દુખ તુજ રૂઝાય,
ને દુખ રૂઝે આ બાળનુ, પણ ઔષધ તુ લાવ્ય

શોધીને લાવ્ય તુ કાળી, કઇ તોલો એકજ રાઇ,
પણ જોજે બાઇ! જે ઘર વિષે, મૃત્યુ પામ્યું કો હોય
માત, પિતા, સુત કે સુતા, દાસી દાસ વા કોય,
તે ઘેરથી નવ લાવતી રાઇ કણ તુ એક,
હેવી મળે કદી રાઇ તો,–ધન્ય તુજ કર્મરેખ."

બુદ્ધ ભગવાને કેવો સીધો ઉપાય બતાવ્યો? કહ્યું કે હે બહેન! તુ એક તોલો કાળી–છડયા વગરની–રાઇ લઈ આવે તો હુ તારા છોકરાને જીવતો કરૂ પણ એક શરત છે એ રાઇ એવા ઘરમાથી માગી આણવી જોઈએ કે જે ઘરમા મા, બાપ, છોકરો, છોકરી, દાસદાસી, ભાઈબહેન કોઈ ન મરણ પામ્યું હોય શોકાતુર ગોતમી એ વખતે ભગવાનના કથનનું આધ્યાત્મિક રહસ્ય સમજી નહિ. એ ભોળીએ શુ કર્યું તે એના શબ્દોમા જોઇએ.

( ગરબી )

"નાથ ! ભટકી હું ઘેર ઘેર, ઉટજ* ઉટજમાં રે,
આ વનમા અને ઠેર ઠેર નગર મારગમા રે,
દાબી હઇડા સરીસો બાળ, બન્યો શીત અંગે રે,
માગતી દીન હું દ્વાર દ્વાર, વ્હીલી સુખ ભંખે રે
કોઇ આપશો તોલો રાઇ, કાળી, હું વીનવું રે,
આણી હૃદય દયા ઓ ભાઈ !-કરશું ફૂલ ખીલવું રે,
અને હૂતી જે'ને જે'ને ઘેર, સર્વેએ આપી રે
રંક જન પર રંકની મહેર નિરંતર વ્યાપી રે
પણ પૂછ્યું મેં જેણી વાર-કદી આ ઘરમાં રે,
ભાઈ ! કોઈ મૂઓ ? નર, નાર, કે બાળ ચાકરમા રે ?
મળ્યો ઉત્તર તરત આ-' બ્હેન શી વાત આ પૂછે રે ? '
ઘણા વહ્યા મરણુને વ્હેણ, રહ્યા અલ્પ પૂંઠે રે '
ભરી શોકે દઇ આભાર દઇ રાઈ પાછી રે,
ચાલી આગળ બીજે દ્વાર, વિનતિ યાચી રે,
પણ ત્યા પણ ઉત્તર મળિયો, ' રહી આ રાઇ રે,
પણ દાસ હમારો પડિયો મરણમા બાઇ રે '
કોઇ કહે વળી-લ્યો આ રાઇ, પણ આ સદનમા રે,
ગૃહ નાથ ગયો છે બાઇ અકાલ મરણમા રે ! '
કોઇ કહે-' રાઈ આ જે'ણે વાવી તે વર્ષા વિરામે રે,
હજી લણવા વેળ નથી આવી,ને પહોંચ્યો સ્વધામે રે.'

આ પ્રમાણે આખા ગામમા ફરીને એવું એક પણ ઘર નહિ દીઠું કે જે ઘરમા મૃત્યુના પગલા ન થયા હોય ત્યારે ગોતમી નિરાશ થઇને બીજે દિવસે ભગવાન બુદ્ધની પાસે ગઇ ભગવાને પૂછ્યુ 'કેમ ? કિસાગોતમી ! મેં કહ્યું હતું એવી રાઈ લઈ આવ્યા કે ? ગોતમીએ પોતાનો સઘળો વૃત્તાંત કહી સંભળાવીને જણાવ્યું કે,—

" નવ મળ્યું ઘર મુજને કદી મૃત્યુ વિનાનું એક,
થાકી પાછી હું વળી, પૂછવા સત્ય વિવેક રે.

*ઉટજ-ઝૂપડુ

ઢાળ—સત્ય અર્થ હુ શોધવા પાછી આવી તારી પાસ,
નદીતટ દ્રાક્ષાકુંજ મૂકી શિશુ ધાવે ન કરે જે હાસ
દર્શન કરી તુજ ચરણુ ચુંબીને પ્રાર્થન કરવા કાજે,
ક્યા મળશે મુજને રાઇકણુ જ્યા મૃત્યુ કદિ નવ ગાજે
પણુ હાય મુજ બાળુડા હાવા તો પડિયો હશે મૃત્યુ હાથ,
લોકે કહ્યું, ભય મુજ મન જે રહ્યું, સાચુ પડયુ તે નાથ ”

કિસાગોતમીને આ પ્રમાણે શોકાતુર જોઈને ભગવાન બુદ્ધ બોલ્યા –

“ સત્ય તત્ત્વ તું પામી ઓ બ્હેન !
જડયું જે નહિ કોઈ જનને, દેવ શાન્તિ મળ્યુ તુજ મનને,
કટુ અમૃત દિવ્યજ એ તો, તુને આપવા ધાર્યું તુ મે તો,
તુજ બાળ વ્હાલો તુને હતો, એ તો મરણુ શરણુ થઇ સૂતો
તુજ હૃદય શય્યાપર કાલે, ફરી જીવન એ નવ ઝાલે,
આજે જાણ્યુ તે જગ આ વિશાળ, તુ જ દુ ખે ઢાળે આસુ ધાર,
અન્ય હૃદયોએ ભાગ લીધેલો, શોક થાય છે હળવો વ્હેલો,
મુજ રક્ત રેડયેથી રોકાય, તુજ આસુડા તો હુ આહ્ય,
સઘ અર્પણુ કરી દઉ બ્હેન, મુજ રુધિરનુ રાતુ વ્હેણુ,
અને શોધી કાઢુ તત્ત્વ ઊડુ, જેથી ઊકલે મહા દુ ખ ભૂડુ
જેહ દુ:ખે કરી પ્રેમ મધુરો, શોકરૂપ બની થાય અધુરો,
અને જે મનુજ ટોળાને, હાકી લઈ જાય છે બલિસ્થાને,
મૂક આ પશુ યૂથને જેમ, પશુના નાથ મનુજને તેમ,
રમ્ય કુસુમ અને તૃણુ ભૂમિ, ઓળ ગાવી હાકી જાય ઘુમી,
પહોચાડે મહા બલિસ્થાનમા તે તીવ્ર દુ:ખ જડયુ જન્મ સાથે
હુ એ ગઢ તત્ત્વ ગોતુ બાળ ! હવે શિશુને શ્મશાન પહોચાડય

બુદ્ધદેવના આ ઉપદેશામૃતથી કિસાગોતમીના જ્ઞાન ચક્ષુ ઉઘડયા. એના હૃદયનો શોક શમી ગયો સ્વસ્થ ચિત્તે તેણે પુત્રનો અગ્નિસંસ્કાર કર્યો, અને પોતે ગૃહ તજીને બુદ્ધદેવની પાસે ધર્મનુ જ્ઞાન પ્રાપ્ત કરવા લાગી. આખરે એણે થેરી પદ અને છેવટે અર્હત્ પદ પ્રાપ્ત કર્યું થેરીગાથામા ૨૧૩ થી ૨૨૩ સુધીના શ્લોક તેના રચેલા છે એ ગાથાનો ભાવાર્થ નીચે પ્રમાણે છે

“ સાધુ પુરુષની સાથે મિત્રતા કરવી એ હિતકારી છે, સાધુ જનનો સગ પ્રાપ્ત કરીને મૂઢ મનુષ્ય પણુ પંડિત થઈ જાય છે સાધુની સોબતથી

પ્રજ્ઞા વધે છે, અને પાપ તથા દુ:ખ દૂર થાય છે. દુ:ખનો હેતુ શો છે, અને દુ ખનો તિરોભાવ કેવી રીતે થાય તેનું શિક્ષણ મેળવ આર્યોના ચાર સત્ય, અને અષ્ટાગ ધર્મને પ્રાપ્ત કર.

માનવોના સારથિ કહી ગયા છે, કે સ્ત્રીનું જીવન દુ.ખમય છે સપત્ની શોકય–નો સહવાસ, સુવાવડ એ બધાને લીધે સ્ત્રીજીવન અતિશય દુ:ખમય છે એ દુ:ખને લીધે કેટલીક સ્ત્રીઓ ગળે ફાસો ખાઇને મરે છે. કોઇ વિષ ખાઈ લે છે કોઇના ગર્ભમાનુ બાળક પણ માતાની સાથેજ મરણ પામે છે

ત્યાર પછી પોતાની આપવીતી જીવનકથા સક્ષેપમા જણાવીને કહે છે કે, કુલહીન, પતિહીન થયેલી મે આખરે અમૃતત્વ પ્રાપ્ત કર્યું. આર્યોના આઠ અગવાળા ધર્મનુ ચિન્તન કર્યાથી ધર્મના એ સ્વચ્છ આદર્શવડે મે આખરે નિર્વાણ પ્રાપ્ત કર્યું છે.

હૃદય ઉપરથી દુ:ખરૂપી પત્થરનો ભાર હલકો પડી ગયો છે મારી કરણી સફળ થઇ છે મુક્ત ચિત્ત થઈને મે કિસાગોતમીએ આજે આ ગાથા ગાઈ છે

## रत्न ७ मुं–सुजाता



આ ગ્રન્થમા અન્યત્ર જે સુજાતાના ચરિત્ર આપવામા આવ્યા છે, તેનાથી ભિન્ન આ સુજાતા છે. ગૌતમ બુદ્ધદેવના સમયમાજ એ પણ થઈ ગઇ છે. ફલ્ગુ નદીને તીરે એનો નિવાસ હતો સેનાની વશના એક ધનવાન પુરુષ સાથે એનું લગ્ન થયું હતું. એ સમયમા ગાયો મનુષ્યની સમૃદ્ધિનું મુખ્ય અગ ગણાતુ. ગો એ ધન હતુ સુજાતાના પતિને ઘેર પુષ્કળ ગાયો હતી. ધનવાન હોવા સાથે એ ઘણો પરોપકારી પણ હતો. સુયોગ્ય પત્નીની સાથે તેનો સમય સસાર સુખમા વ્યતીત થતો હતો સુજાતામા સૌન્દર્ય અને સદ્ગુણનો અપૂર્વ મણિકાચનયોગ થયો હતો. કવિશ્રી નરસિંહરાવભાઈના શબ્દોમા કહીએ તો

નામ સુજાતા હેનું સુદર, ચપક કાયા રગ,<br>
નીલ કમલસમ લોચન શીળા, અનુપમ છે લાવણ્ય,<br>
એહ ભૂમિમા સુંદર હેવી, કો નારી નવ અન્ય,<br>
વિનયવડે એ સતી શોભતી હેત ભરીને દીન.<br>
વેણ મધુર સહુ સગે વદતી, દીપે વદન કુલીન,

હસતુ મુખ ધરતીજ સદા એ લલના મડલ રત્ન
ગૃહસસાર તણા સુખમા નિર્ગમતી જીવન શાન્ત

* *

આ પ્રમાણે સુજાતાનો સસાર ઘણો સુખી હતો, પણ એમા એકજ વાતની ખોટ હતી પતિપત્નીના સ્નેહને પવિત્ર સાકળથી વધારે દૃઢ કરનાર પુત્રનું મુખ હજુ સુધી એણે જોયુ નહોતું

શાન્ત ગૃહે વસતીજ સતી એ નિજ સ્વામીની સગ,
પ્રેમપૂર્ણ જીવન પણ ખારૂં પુત્ર વિના સુખ ભગ;

પુત્ર વગર જીવનમા એ દપતિને કશુ પણ સુખ જણાતુ નહિ પુત્ર-પ્રાપ્તિની આશામા સુજાતાએ અનેક વ્રત, જપ, પૂજાપાઠ કર્યા

ભક્તિભાવથી દેવ દેવિયો પ્રીતથી સદા પૂજી કેવીઓ !
લક્ષ્મી દેવીને પુણ્યમન્દિરે, પ્રાર્થતી સદા પુત્ર અવતરે,
કરી પ્રદક્ષિણા કોટિવાર એ, પ્રાર્થતી મહાદેવ બાણને,
કઇ ધરાવતી નવેદ નવ નવા, પુત્રરત્નની આશમા હવા

એ સમયમા બુદ્ધદેવ પાસેના વનમા પરબ્રહ્મ પરમાત્માનું ધ્યાન ધરી રહ્યા હતા. સસારના અનેકવિધ દુ:ખોમાથી મુક્તિ પામવાના ઉપાયો શોધી રહ્યા હતા તેમની કીર્તિ સુજાતાને કાને પણ પહોચી હતી બધા દેવદેવીઓ તરફથી નિરાશ થયેલી સુજાતાએ બાધા રાખી કેઃ–

" પુત્ર રત્ન જો સાપડે ભેટ ધરૂ સપ્રેમ,
વનમા વશિયો સાધુ જે દેવાશી રે દેવ !
હેને ભોજન ભાવથી અર્પુ હું તત્ખેવ,
દેવો જે આરોગવા તલસે, હેવું પાન,
કનક પાત્ર ભરી અર્પુ હું,
જ્યા એ તરુતળ ધરતો ધ્યાન. "

સુજાતાની શ્રદ્ધા ફળી દશ મહિનામા એક સુદર પુત્ર એને પેટે જન્મ્યો. સુજાતાના હર્ષનો પાર રહ્યો નહિ. પુત્ર ત્રણ માસનો થયો એટલે બુદ્ધદેવને પગે લગાડવા, પોતાની માનતા પૂરી કરવા એમને સારૂ તૈયાર કરેલા સ્વાદિષ્ટ દૂધપાકના નૈવેદ્ય સાથે સુજાતા વનભૂમિ ભણી જવા નીકળી.

" ઉર આભાર ભરી ડગ ભરતી બાલ હૃદયા સરસો ધરતી,
રાતી સાડીમા શિશુને લપેટચો, નાનકડા ભુજ ઉર ધરી ભેટચો;

નિજ ઉરનું એ આનન્દ રત્ન, દાબે ઉરશુ કરે કરી જત્ન,
અન્ય કર કરી ઉંચો સુરેખ, શિર સ્થિર ટેકતી ભાર એક,
પાત્ર યુગલતણો એ ભાર, માહિં દેવ કાજ આહાર,

દાસીએ વૃક્ષની નીચે બેસી, પદ્માસન વાળી તપસ્યા કરતા દિવ્ય તેજ વાળા શાન્ત અને નમ્ર બુદ્ધદેવને દેખાડયા, એટલે સુજાતા ત્યા જઇને માથું નીચુ નમાવી મૃદુભાવે વિનતિ કરવા લાગી.

" અહો ! કુંજવાસી સંત ! અતિ પવિત્ર, બેલી દીનનો અનાથનો તું મિત્ર,
શ્રેયદાતા ! હું યાચુ દાસી દીન, દયા દાન ધન્ય દર્શનજ નવીન
શુભ્ર દહિં બનાવી લાવી આજ તાજુ, અને દૂધ હસ્તિ દંતશું નવાજુ,
રંક કેરી ભેટ આટલી સ્વીકારો, અને સફળ થાવ જન્મ આ હમારો. "

આ પ્રમાણે વિનતિ કરીને સુજાતાએ કનકપાત્રમા દૂધ અને દહીં જૂદાં જૂદા પીરસ્યા, ત્યાર પછી સ્ફટિક પાત્રમા સુગંધી દ્રવ્યો મૂકીને બુદ્ધદેવને તેનું મર્દન કર્યું.

બુદ્ધદેવે મૌનપૂર્વક અતિ પ્રસન્નતાસહિત એ ભોજન કર્યું ઉપવાસ અને ઉજાગરાથી જે શ્રમ પહોચ્યો હતો તે આ પુષ્ટિકારક ભોજન આરોગતાવાર જતો રહ્યો એ ભોજનથી બુદ્ધદેવનો એ પ્રસન્ન આત્મા

" દિવ્ય સત્યની ભૂમિ ભણી ઉડવા થયો સમર્થ ઘણો "

ભગવાન બુદ્ધદેવના વદન ઉપર પહેલા કરતા વધારે દિવ્યતા, અને ગૌરતા નીરખીને સુજાતાની તેમના પ્રત્યે ભક્તિ વધી, અને તે હર્ષપૂર્વક પૃછવા લાગી:—

" સાચે શુ છો આપ દેવ અવનિમા ઊતર્યા ?
મુજ આનન્દ અમાપ પ્રસન્ન જો મુજ ભેટથી "

બુદ્ધદેવે પૂછ્યું " દેવિ ! હુ તારા આ ભોજનથી ઘણો પ્રસન્ન થયો છુ. એનાથી અનેક દિવસનો મારો થાક ઉતરી ગયો છે. પ્રભુનું ધ્યાન ધરવાને મારામા નવી સ્ફુર્તિ આવી છે. આજે મારામા કાંઈ નવીનજ જીવન આવ્યું હોય એમ લાગે છે. તું એવું સ્વાદિષ્ટ ભોજન કયાથી લાવી ? "

સુજાતાએ ઉલ્લાસપૂર્વક ઉત્તર આપ્યો—

( કટાવ )

નાથ સુણોજી, ગોયૂથો મુજ પતિના ઘરના, તેમા થકી સો ગાયો શોધી,
નવપ્રસૂતા, દૂધ એહના પાઈ પોષી; પચાસ બીજી, સુન્દર ધેનુ, દૂધ એહનું,

પચીશ બીજી ગૌને પાયુ, પચીશ કેરૂં બીજી બારને પ્રેમે પાયુ, એહ બારનુ યૂથ, મહિની ઉત્તમ ખટ ધેનુને અર્પ્યું, એ ધેનુનુ દૂધ ઉકાળ્યુ રૂપા કેરા લોટા મધ્યે, અને પછી મે શુદ્ધ બીજને વીણી વીણી મોતી કેરા દાણા સરખા તાંદુલ લઈને, નવ ખેડેલી ભૂમિ મધ્યે, પ્રથમ થકી ઊગાડી લણેલા ચોખા ઓરી, પાયસ રાધી અત્ર ધરાવ્યો, ધન્ય ધન્ય મુજ જીવન, પ્રભુને આજે ભાવ્યો

ત્યાર પછી પોતે વંધ્યાવસ્થામા કેવું ચિંતામય જીવન ગાળતી હતી અને પોતાને પુત્ર અવતરવા સારૂ બુદ્ધદેવની કેવી માનતા માની હતી એ બધી વાત વિસ્તારીને કહી, અને બાળકને ભગવાનની આગળ ધર્યો ભગવાને બાળકના ઉપરથી લાલ પાલવ ખસેડીને પ્રેમપૂર્વક નિહાળ્યો, તથા એના નાનકડા શિર ઉપર હાથ મૂકીને આશીર્વાદ આપ્યો.—

“ લ.ણુ સુખ ભોગવજે !
જીવન દુ ખના ભારને વહી નાખજો સ્હેજે
સુન્દર બાળક તારો !
આશ્રય મુજને અન્નનો આપ્યો બ્હેન ! તે આજે
હું નથી દેવ કો સ્વર્ગનો હું તુજ બાન્ધવ સાચે,
સુન્દર બાળ નિહાળુ હુ.

ત્યારપછી પોતે પૂર્વાશ્રમમા રાજકુમાર હતા, મોટા સુખ વૈભવ ભોગવતા હતા અને હાલ છ વર્ષથી સંસારના દુ:ખ અને અંધકારનો નાશ કરે એવા દિવ્ય જ્ઞાનની શોધમા હુ જંગલે જંગલ ભટકુ છુ આજ કેટલાયે દિવસનો હુ ભુખ્યો હતો તેને–

“ સુન્દર ભગિની જીવાડિયો આપી ભોજન મીઠું,
તે પૂર્વે કાયા નિર્બલી લથડી ગઇ ત્યા મે દીઠું
દર્શન એ દિવ્ય જ્યોતિનુ ! સુન્દર આ બાળક સમુ ”

આ પ્રમાણે પોતાનો અનુભવ કહી ભગવાન બુદ્ધ ખરા સાધુને છાજે એમ પૂછવા લાગ્યા —

બ્હેન કહે, પણ આજ જીવન સુખમય તું ગણે ?
જીવન જીવી એમ સુખ માધુર્ય તુ ભોગવે ?
જીવનને વળી પ્રેમ એ બે તું બસ માનતી ?
( વલણ )
“ પ્રેમ અને જીવન તને પૂરાં લાગે માત્ર ? ”

કેવો સરલ પણ ગભીર પ્રશ્ન છે ! બુદ્ધદેવનો એ પ્રશ્ન પ્રત્યેક વાચક બન્ધુ તથા બહેને પણ હાલને સમયે પોતાને પૂછવો ઘટે છે. પાર્થિવ સુખ તથા વૈભવ પ્રત્યેનો મોહ સુજાતાના કાળ કરતાએ હજારોગણો હાલમા વધી પડયો છે સુજાતાએ દીન ભાવે ઉત્તર આપ્યો.—

પૂજ્ય ઓ ભગવાન !

ઉર મારૂ આ નાનકડુ, તે ગ્રહે શુ ભાર મહાન !
વિશાળ ખેતર ભીજવે નવ વર્ષા બિન્દુ થોડા,
તેહ બિન્દુ ભરી દેતા કુમુદ પટના મોઢા;
મુજ નાથ કેરી કૃપામા, ને આ શિશુના સ્મિત માહિ,
જીવન રવિનુ તેજ મુજને પુરતુ લાગે આહિ.
ઘર સસાર તણા વ્યવહારે આનન્દમા સુખ ગાળુ,
સૂર્ય ઉગમતા વ્હેલી ઊઠી દેવ સ્તવન ઉચ્ચારૂં
ભિક્ષા દાન દઉ, ને તુલસી કયારો સીચુ જળથી,
નિત્ય કર્મ દાસીજન મધ્યે સોપુ પછી હુ કળથી
મધ્યાહ્‌ને મુજ નાથ પોઢતા શિર ધરી મુજ ઉચ્છગે,
વાયુ ઢાળું વીજણાએ ગીતો ગાઉ ઊમગે
શાત સન્ધ્યાકાળ થાતા ભોજન પીરસુ પ્રીતે,
સમીપ ઊભી જમતા નિરખુ નાથને એ રીતે
દેવ દર્શન જઇ કરૂ, સખીયો શુ ગોષ્ઠી ભાવે,
ત્યા તારકગણુના દીપ રૂપેરી પ્રગટે નિદ્રા લાવે
આમ નિરતર સુખ સરિતામા કેમ ન જાઉ તણાતી-
ને મુજ નાથને સ્વર્ગ અપાવે પુત્ર ધર્યો એ છાતી
શાસ્ત્ર વદે છે પથિકકાજ જે છાયા વૃક્ષો રોપે,
વાપી કૂપ ખણાવે તૃષિત કાજ તો દેવ ન કોપે
પુત્ર રત્ન પામે જે નર તે મરણ પછી શુભ પામે,
શાસ્ત્ર વેદ તે હું શ્રદ્ધાથી માનું છુ નમ્ર ભાવે.
વૃદ્ધ મોટા વદે તે થકી વધું થાઉ નવ શાણી,
દેવો સગે વાર્તા કરતા વેદ મત્રના જ્ઞાની.
પુણ્ય અને મોક્ષ તણા પથો જેને પ્રત્યક્ષ વાત,
હેવા વૃદ્ધો આગળ હું તેના નાથ ? કહો કોણ માત્ર ? ”

પતિવ્રતા સુજાતાએ સરળતાથી પોતાની દિનચર્યા પોતાની ધર્મશ્રદ્ધા જણાવી ધર્મનુ ખરૂ રહસ્ય પોતે શું સમજી છે તે જણાવ્યુ.

" નાથ ! જાણુ વળી એક સત્ય-ફળે શુભ થકી શુભ નિત્ય,
અને ભૂંડાનુ ફળ છે ભૂંડુ, એહ નીતિ બીજ છે રૂડુ,
સર્વ જનને એ ન્યાય છાજે, સર્વ કાળે સર્વ સ્થળ માચે,
મીઠ મૂળના ફળ છે મીઠા, વિષ મૂળના વિષ ફળ દીઠા
દ્વેષ ભાવથકી દ્વેષ પ્રગટે, સ્નેહભાવે મળે મિત્ર જગતે,
ધૈર્ય સહન કર્યે શાન્તિ ફળશે, આમ આ જીવનમા મળશે;
તો શુ મળતા નિર્મિત કાળે અહિ જેવું ન શુભ ફળ ત્યારે ?
અરે મ્હારે અધિક ફળ રૂડુ મળે, માનુ એ સત્યજ ઊંડુ,
એક કણ તાદુલનો વાવ્યે, શત કણ ઘર ઊભી આવે '

શુદ્ધ ચિત્તથી બુદ્ધદેવ આગળ ધર્મના બીજરૂપ આ સત્ય સનાતન તત્ત્વો જણાવીને સુજાતાએ આગળ કહેવા માંડયુ:--

(ગરબી) નાથ ! તદપિ હું જાણું-જીવનમા ભર્યા,
હૃદય ચીરતા વિધ વિધ દુ:ખ પ્રસંગ જો,
સહન કરતા ધીરજ તૂટી ત્યાં પડે,
કોમળ હઇડા સહજ પામતા ભંગ જો. નાથ૦
બાલુડો મુજ પહેલા જો ચાલ્યો જશે,
હઇડુ મારૂં સદ્ય જશે ફાટી અરે !
પ્રાણ તજી મુજ બાળક ઉરશું ધારીને,
સ્વર્ગે વાટડી પતિની જોઇશ હુ ખરે નાથ૦
પતિની પૂર્વે સ્વર્ગેવાસ સતી કરે,
કેશે કેશે ગણુવા વર્ષ કરોડ જો,
દેવલોકમા વાસ પતિનો એટલો,
વેદ વદે ને સ્મૃતિએ વચન અમોલ જો. નાથ૦
તો નવ ભીતિ ઉર ધારૂ હું જો જરી,
જીવન સુખમાં સરકાવુ રસભેર જો,
ને દુખીજન દીન દુષ્ટ કે પાપીના,
જીવન નવ અવગણુતી હું કો પેર જો. નાથ૦
હું તો પુણ્ય જણાતો પથજ આદરૂ,

દીન ભાવથી સેવું ધર્મ સદાય જો,
શ્રદ્ધા રાખુ અટળ હૃદેમા આટલી,
અવશ્ય ભાવિ સુખકર અંતે થાય જો નાથ૦

બુદ્ધદેવ સરળ હૃદયા સન્નારી સુજાતાના ઉંડા જ્ઞાનથી ઘણા પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા —

બોધ દિયે તુ અમોલ બોધકને,
જ્ઞાની જનથી અદકુ સરલ જ્ઞાન તુજ ખરે સમર્થ બને
જ્ઞાન વિના તૃપ્ત થજે, આમ પુણ્યને સુધર્મ પથ ભણી,
કોમળ કુસુમ! તુ વધજે શાન્ત છાયમા સદાય સુખ માની
મધ્યાહ્ન સમય કેરું સત્ય સૂર્યનુંજ તેજ ઝળહળતુ,
કોમળ અંકુર કાજે તવ ઘડિયુ એ ભલે રહે બળતું
મુજ ચરણો પૂજંતી તુ તુજ ચરણો હું પૂજતો આજે,
શુદ્ધ હૃદય તુ સરતા, અજાણતા જ્ઞાન રૂપ તુ સાચે.
પ્રેમ તણાજ પ્રભાવે સરલ કપોતી પળેજ નિજ માળે,
તેમ તુ ભક્તિબળથી લક્ષ્ય સ્થાને જઈશ એ બાલે!
સુખ શાન્તિમાં જીવન વીતો તુજ નિર્મળુ સદા ક્ષેમે,
તુજ સિદ્ધિ સમી સિદ્ધિ મુજને મળજો-હુ ઇચ્છુ એ પ્રેમે.
જેને ઇશ્વર ધાર્યા તે તે તુજનેજ વીનવે આજે,
આશિષ દે મુજને તુ 'સિદ્ધિ મળો' સઘ વિશ્વ સુખ કાજે.

આ પ્રમાણે ધર્મનો વિકાસ થવા અને સિદ્ધિ મળવાનો આશીર્વાદ બુદ્ધ ભગવાને પવિત્ર મનની સુજાતા પાસે માગ્યો. સુજાતાએ તથાસ્તુ કહી આશીર્વાદ આપ્યો

બુદ્ધદેવ પણ બાળકને આશિષ આપી તથા સુજાતાને ભક્તિપૂર્વક પ્રણામ કરી ત્યાથી વિદાય થયા.

એક સમયે દુનિયાના મોટા ભાગમા જ્ઞાનરશ્મિ ફેલાવનાર ભગવાન બુદ્ધદેવના મન ઉપર પણ આવી ઉંડી અસર કરનાર દેવી સુજાતાને ધન્ય છે -

---

+ આ આખુ ચરિત્ર મુખ્યત્વે સાક્ષર શ્રી નરસિંહરાવ ભોળાનાથના 'ગુજરાતી'ના ૧૯૭૮ના દિવાળી અંકમાં પ્રગટ થયેલા લેખમાંથી તેમના રજાથી ઉપકારપૂર્વક લેવામા આવ્યું છે.

# रत्न ८ मुं–सुप्रिया



એ અનાથપિંડદ નામના એક પ્રસિદ્ધ ધનવાન વેપારીની લાડકી કન્યા હતી એના સબધમા એમ કહેવાય છે, કે એ કન્યા આ જગત્મા પગ મૂકતાની સાથેજ પોતાની જનેતાના મુખ તરફ કોતુકભરી દૃષ્ટિથી જોઇને ' બાદ્ધ-ગાથા 'નું ઉચ્ચારણ કરવા લાગી હતી એ ગાથાનો અર્થ એવો છે, કે ' બાદ્ધ લોકોને પુષ્કળ ધન અને ખાનપાનના પદાર્થોનું દાન કરીને સતોષ પમાડો. જે જે સ્થળે પવિત્ર બાદ્ધસ્થાનો હોય ત્યાં ત્યા ચપાના ખુશબોદાર ફૂલ ચડાવો ' આ તરતની જન્મેલી કન્યાની સૂચના પ્રમાણે તેના પિતાએ પુણ્યદાન કર્યું. કેટલાક વર્ષો બાદ એક બાદ્ધ પરિવ્રાજક ( સાધુ ) તેમને ઘેર ભિક્ષા માગવા આવ્યો. એ સાધુનુ ધર્મોપદેશરૂપી બીજ બાળકી સુપ્રિયાની ફળદ્રૂપ ચિત્ત–ભૂમિમા પડતાની સાથેજ અકુરિત થયુ અને થોડા સમયમા વધીને એક મોટુ વૃક્ષ બની ગયુ એમ કહેવાય છે કે કોઈ અદ્ભુત શક્તિની અસરથી તે પૂર્વ જન્મનુ વૃત્તાત સ્મરણ કરીને કહી શકતી સાત વર્ષની વયેજ મહાપ્રજાપતિ ગોતમીના હાથે તેણે બાદ્ધ-ધર્મની દીક્ષા લીધી હતી દીક્ષા લીધા પછી તેણે પોતાનો બધો અમૂલ્ય સમય કેવળ તત્ત્વજ્ઞાન મેળવવામા અને બાદ્ધધર્મના અભ્યાસમાજ ગાળ્યો હતો એમ નથી, કારણ કે એક તત્ત્વજ્ઞાની સ્ત્રી તરીકે તો તે પ્રસિદ્ધ થઇ એટલુ જ નહિ, પણ મરકીથી સપડાયેલા રોગીઓ, દુકાળથી રીબાતા કગાલો અને ગરીબોની સેવાચાકરી કરીને એ પોતાના સમયના સઘળા લોકોની આભારપાત્ર બની હતી નીચેના એક બનાવ ઉપરથી એની એ પરોપકાર વૃત્તિનો પરિચય મળી આવે છે

શાસ્તા બુદ્ધદેવ એ વખતે જેતવનના વિહારમાં વાસ કરી રહ્યા હતા

એ વર્ષે શ્રાવસ્તી જેવા ધન અને મનુષ્યોથી પરિપૂર્ણ સમૃદ્ધિશાળી નગરના રહેવાસીઓ ઘોર દુકાળના પજામાં સપડાયા હતા. એમને અન્નના

સાસા પડી રહ્યા હતા. ખેતરોમા અનાજનું નામ નહોતુ. દેશના લોકો રોગોથી પીડાઇને હાડપિંજર સમા થઇ ગયાં હતા.

ધનહીન અનાથ ભુખ્યા દુકાળીઆના રોદનનો અવાજ શેઠીઆઓની હવેલીઓને ફાડીને અનંત આકાશમા વિલીન થઈ જતો હતો. એ શેઠીઆઓ પોતાની આખે એમનું દુ ખ જોતા, કાને એમની ચીચીઆરી સાભળતા પણ એમના દુ.ખનું નિવારણ કરવાનો કોઇ ઉપાય એમણે કર્યો નહિ એ વિષમ દુકાળના સમયમાં ગરીબોને મદદ આપવાને ધનિકોના હૃદયમાં જરા પણ સહાનુભૂતિ ઉત્પન્ન થઇ નહિ

શ્રાવસ્તી નગરીમા એ વખતે લક્ષાધિપતિઓની સખ્યા કાઇ ઓછી નહોતી, પરતુ એ દુકાળમા મદદ કરતી વખતે એમાના ઘણાખરા કંજુસીજ દર્શાવતા દુકાળથી પીડાતા લોકોની વહારે ધાવું તો કયા રહ્યુ, એમને તો રાતદિવસ એજ ચિંતા રહેતી, કે રખે આ લોકો મારા ઘરમા પેસી જઇને મારી માલમતા લૂટી ન લે. એ બીકથી ધન અને અલકારના રક્ષણના બદોબસ્તમાજ એમનો બધો સમય વ્યતીત થતો હતો

ટુંકામા એજ કે સૌ કોઇ એ વખતે પોતપોતાના કુટુંબનું પોષણ કરવાના વિચારમાજ ગુંથાયલા રહેતા હતા બીજાઓનો વિચાર કોણ કરે ? હાય સસાર ! તુ આટલો સ્વાર્થી અને કુટુબપ્રિય છે !

એ દિવસે સવારે વિહારના બારણુ આગળ એક આશ્રય વગરના બાળકને મરણતોલ અવસ્થામા પડેલો જોઇને બુદ્ધદેવના મુખ્ય શિષ્ય આનદને ઘણુ દુઃખ ઉત્પન્ન થયું હતું. એનું જીવન બચાવવા સારૂ એને ઘણી ચિન્તા ઉત્પન્ન થઈ અને એ ભગવાન બુદ્ધદેવ પાસે જઇ હાથ જોડીને પૂછવા લાગ્યો “ ભગવન્! આવા સમયમા મરણતોલ થયેલા અન્નના અભાવે તરફડીઆ મારતા મનુષ્યોના રક્ષણ માટે ભિક્ષુસઘે શા ઉપાયો લેવા જોઈએ ? ”

બુદ્ધદેવ એનો પ્રશ્ન સાંભળીને જરા વાર વિચારમા પડચા. ત્યાર પછી પોતાનું શાન્ત મુખ જરાક મલકાવીને ધીમે સાદે બોલ્યા “આ વખતે તમારૂ કર્તવ્ય શું છે એ તમેજ નક્કી કરી લ્યો ”

આનદ સ્વામીએ પછી વિશેષ કાઇ પૂછ્યુ નહિ. ઘણીવાર સુધી એકીટશે તથાગત બુદ્ધના મુખ તરફ જોઇ રહ્યા, અને પછી તે દૃષ્ટિ તેમણે ભૂરા આકાશ તરફ ફેરવી.

ભૂરૂં આકાશ એ વખતે સૂર્યદેવના પ્રખર કિરણોથી પ્રકાશિત થઈ રહ્યું

હતું આનંદ સ્થવીર એ આકાશ તરફ થોડીવાર સુધી પલક પણ હલાવ્યા વગર ઉદાસ ચિત્તે જોઇ રહ્યા તેમના નેત્રમા પાણી ભરાઈ આવ્યુ. આર્ત મનુષ્યોનુ રક્ષણ કરવા સારૂ એમનું હૃદય એકદમ ચંચળ થઈ ગયુ એમની આંખમા હવે સહાનુભૂતિની તીવ્રજ્યોતિ પ્રગટવા લાગી

પાસે બેઠેલા બધા ભિક્ષુઓ તેમના એ મુખ તરફ જોઈ રહ્યા હતા. આનંદ સ્વામીએ તેમના તરફ એકવાર સ્નેહભરી દૃષ્ટિથી જોયુ

ત્યાર પછી એ ગુરુજીની રજા લઈને ત્યાથી વિદાય થયા

એ દિવસે સંધ્યાકાળે વિહારમા આવેલા ભક્તોને ભગવાન બુદ્ધે ‘ જીવોના દુ:ખ અને તેનું કારણ ’ એ વિષય ઉપર સુમધુર દેશના આપી. ત્યાર પછી વિસર્જન થતા પહેલા તેમણે વાતચીતના પ્રસંગમા શ્રાવસ્તીના એ દુકાળનું વિગતવાર વર્ણન કરીને બધાને એ સંકટનુ નિવારણ કરવાનો આગ્રહ કર્યો.

ભગવાન તથાગતે પોતાના ભક્ત સેવકોને સંબોધીને કહ્યુ “ તમારામા તો ઘણા કુબેરના જેટલી સંપત્તિવાળા છે. મારી ખાત્રી છે કે તમારામાનો એક જણ ધારે તો આ દુકાળના દુ:ખનું નિવારણ કરી શકે, અને એમ ન બને તો બધા મળીને તો જરૂર એ દુ:ખ શમાવી શકાય ”

ધનકુબેર રત્નાકર શેઠ ભગવાનની પાસે હાથ જોડીને ઉભા અને કહેવા લાગ્યા “ ભગવાન! વિશાલ શ્રાવસ્તી નગરી દુકાળના પંજામા ફસાઇ છે એ નગરની વસ્તી કાઇ નાની સૂની નથી એટલા બધા લોકોને માટે અન્નની ગોઠવણ કરવી એ મારા તો ગજા ઉપરાતની વાત છે ”

બુદ્ધદેવે સામન્તરાજ જયસેનને કહ્યુ “ રત્નાકર શેઠથી જે કામ નથી થઈ શકતું તે કામ તમે કરી શકશો એવી મને આશા છે ”

જયસેન માથુ નમાવીને બોલ્યો ‘ ભગવન્! આપનાથી કાંઇ છાનુ નથી. મારા પોતાના ઘરમાજ અન્નનો અભાવ છે કેવી રીતે હુ દેશની અનાજની તંગી પૂરી કરી શકવાનો હતો ! મહારાજ ! બાધી મુઠી લાખની છે ’

બુદ્ધદેવે જરાક હસીને કહ્યુ ‘ ઠીક ’

ત્યાર પછી બીજા એક લક્ષાધિપતિ શેઠ ધર્મપાલને કહ્યુ ‘ વત્સ ! હું ધારૂં છુ કે તમારા પ્રયત્નથી આ દુકાળ શમી શકવાનો સંભવ છે ’

ધર્મપાલે નમ્રતાપૂર્વક કહ્યું “ ભગવન્ ! આપને તો ખબરજ છે કે આ વર્ષે પૂરતું અનાજ નહિ પાકવાથી આ દુકાળ પડયો છે મારે પુષ્કળ ખેતરો છે એ બધામા પાક નથી થયો. રાજ્યનો વેરો ભરવો એજ મારે

માટે વસમું થઇ પડયુ છે, તો પછી હું આ વિશાળ નગરના ભુખ્યા રહેવાસીઓને કેવી રીતે અન્ન આપી શકું ? '

ભગવાને કહ્યુ " ત્યારે આ સભામા એવુ કોઇ નથી કે જે ધારે તો આ ભયંકર દુકાળથી દેશબન્ધુઓને બચાવી શકે ? '

કોઇએ પ્રશ્નનો ઉત્તર આપ્યો નહિ

ભગવાનનો પ્રિય શિષ્ય ભાગ્યવાન લક્ષાધિપતિ અનાથપિંડદ એ વખતે સભામા હાજર નહોતો બુદ્ધદેવે એકવાર આખી સભા તરફ દૃષ્ટિ ફેરવી જોઇ એમ જણાયું કે તેમના એ પવિત્ર લોચન એ સભામા અનાથપિંડદને શોધવા સારૂ ફરી રહ્યા હતા, પરતુ એ મેદનીમા અનાથપિંડદ નહોતો

બુદ્ધદેવ શાન્ત ભાવે પોતાના આસન ઉપર બેસી રહ્યા. સભામાના બધાની દૃષ્ટિ એમના ઉપર હતી પાસે બેઠેલા ભિક્ષુઓ પણ એમના બીજા આદેશો સાભળવાને આતુરતાથી બેસી રહ્યા હતા

એકવાર ફરીથી એ સભા તરફ જોઇને બુદ્ધદેવે કહ્યુ " ત્યારે શુ આ સભામા એવો કોઇ નથી કે જેના પ્રયત્નથી દેશવાસીઓનું રક્ષણ થઇ શકે ? '

" છે "

સભામા બેઠેલા બધા મનુષ્યો નેત્ર ફાડીને જે દિશામાથી એ અવાજ આવ્યો હતો તે દિશા તરફ ઉત્કઠાપૂર્વક જોવા લાગ્યા બુદ્ધદેવે પ્રસન્ન થઇને પૂછયું કોણ છે ? "

" હું, ભગવન્ ! આપની દીન સેવિકા આપની આજ્ઞા માથે ચડાવવા સર્વદા તૈયાર છું "

એક તેર વર્ષની બાલિકા ધીમે ધીમે ભગવાનની સામે આવીને ધીરે સ્વરે બોલી " ભગવન્ ! હું છુ. આ અધમ સેવિકા આપની આજ્ઞા પાળવા સારૂ પોતાની જીદગી આપવાને પણ પાછી પાની કરવાની નથી '

સભાજનો કટાક્ષપૂર્વક હસવા લાગ્યા આનદ સ્વામીએ ગંભીર સ્વરે બધાને શાન્ત રહેવા કહ્યુ. ત્યાર પછી બુદ્ધદેવે એ કિશોરીની તરફ દૃષ્ટિ કરીને ધીમે સ્વરે કહ્યું " દીકરિ ! તું તો બાળક છે તારા પ્રયત્નથી આ વિશાળ શહેરની અન્નની ખોટ કેવી રીતે પૂરી પડશે ! "

" અવશ્ય પૂરી પડશે. " બાલિકાએ તેજોગર્વિત સ્વરે કહ્યુ " ભગવાનની કૃપા હશે તો અવશ્ય આ બાલિકા નગરવાસીઓને દુકાળની પીડાથી બચાવશે. "

બાલિકા થોડીવાર સુધી સ્થિર દૃષ્ટિથી ભગવાનના સામું જોઇ રહી, અને પછી બોલી "પ્રભુ ! કહો તો ખરા કે લોકોનુ દુ.ખ નિવારણુ કરવાને ધનવાન લોકો તરફથી કાંઈ પણુ પ્રયત્ન ન થાય તો શુ એને લીધે દેશનું એ કષ્ટ કદિ પણુ નિવારણુ નહિજ થાય ? બીજા કોઈ દયા ન આણે તો શું માતા પણુ પોતાના ભુખ્યા બાળકો ઉપર દયા ન આણુતા સ કોચ કરશે ?"

ભગવાન સ્નેહપૂર્વક બોલ્યા "બાલિકા ! આ તો એક બાળકનું પાલન કરવાનો પ્રશ્ન નથી. કરોડો દેશવાસી સતાનો ભૂખે ટળવળી રહ્યા છે એક માતાના પ્રયત્નથી એટલા બધા બાળકોની ભૂખ કેવી રીતે મટી શકે ?"

બાલિકાએ પહેલાના જેવાજ દૃઢ સ્વરથી કહ્યુ "જરૂર મટી શકશે !" ત્યાર પછી પોતાના હાથમાનુ ભિક્ષાપાત્ર બુદ્ધદેવને બતાવીને એણે કહ્યુ 'પ્રભુ ! આપની દયા હશે તો મારૂં આ ભિક્ષાપાત્ર સદા ભરેલુંજ રહેશે. જે ધનવાનો આપની આજ્ઞા પાળવાથી વિમુખ રહ્યા છે તેમના ઘરના ભડારોમા મારૂં આ ભિક્ષાપાત્ર ભરવાની સામગ્રીની ખોટ નથી હું ધનવાનોને ઘેરથી ભિક્ષા માગી આવીને ગરીબોને ખવરાવીશ, એ પ્રમાણે દુકાળથી પીડાતા લોકોને અન્નની ખોટ પૂરી પડશે"

આનદ સ્વામી હર્ષઘેલા થઇને પોતાના આસન ઉપરથી ઉભા થઇ ગયા બાલિકાને આશીર્વાદ આપીને એ બોલ્યા "મા ! ભગવાન અમિતાભ (બુદ્ધ) તારી વાસના પૂર્ણ કરશે."

ભગવાન બુદ્ધે તેને આશીર્વાદ આપીને વિદાય કરી એ દિવસની સભા વિસર્જન થઈ

બાલિકા સુપ્રિયાના રાતદિવસ જરા પણુ થાક લીધા વગર કરેલા પ્રયત્નને લીધે શ્રાવસ્તીમા દુકાળથી પીડાતા લોકોનુ સકટ નિવારણુ થયું હતુ. પોતાની તીવ્રબુદ્ધિથી એ બુદ્ધદેવના મનમા શો અભિલાષ છે તે જાણી શકી હતી. એથી કરીને કુબેરના જેવા ધનાઢ્ય લોકોએ બહાના કાઢવા માડયા, ત્યારે એ ગર્ભશ્રીમત કન્યાએ દુઃખી અને દરિદ્રોની સેવા કરવા ખાતર હાથમા ઝોળી લીધી હતી. જે મનુષ્ય પોતાના બન્ધુઓ ઉપર દયા આણે છે, તેમન દુઃખે દુખી થાય છે અને તેમને તન, મન, ધનથી મદદ કરવા પ્રયત્ન કરે છે તેમને ઈશ્વર પણુ જરૂર મદદ કરે છે ભગવાનબુદ્ધના આશીર્વાદથી સુપ્રિયાનુ એ ભિક્ષાપાત્ર કદિ ખાલી ન થયું ગામના લોકોએ જ્યારે એ કરોડપતિ શેઠીઆની કન્યાને પારકાઓની ખાતર ભીખ માગવા આવતી

જોઈ, ત્યારે એમના કઠોર હૈયા પણ પીગળ્યા. તેમની મદદથી સુપ્રિયાએ બધા દુકાળીઆને અન્નની સહાયતા પહોચાડી એ અસાધારણ પ્રયત્ન અને ખંતને લીધે બૌદ્ધ સ્ત્રીઓના ઇતિહાસમા સુપ્રિયા ' દયાવતી ' નામથી પ્રસિદ્ધ થઈ ગઈ છે

આત્મવિશ્વાસ અને પ્રભુકૃપા હોય તો એક નાની અબળા પણ પરોપકારના કેટલા મહાન કામ કરી શકે છે, તે સુપ્રિયાના ઉદાહરણ ઉપરથી જણાઇ આવે છે.

સુપ્રિયા અને અનેક બૌદ્ધભિક્ષુણીઓના જીવન ઉપરથી આપણને બોધ મળે છે, કે ભારત રમણીઓને લોકસેવાનો મંત્ર શીખવા સારૂ યુરોપમા દીક્ષા લેવા જવું પડે એમ નથી

## रत्न ९ मुं–वासवदत्ता



પૂર્વ કાળમા મથુરા નગરમા વાસવદત્તા નામની એક વેશ્યા રહેતી હતી એના અનુપમ સૌન્દર્યથી મોહિત થઇ જઇને મથુરાના શેઠીઆઓના અનેક જુવાન છોકરાઓએ પોતાનુ સત્યાનાશ વાળ્યું હતું એક દિવસ બુદ્ધ ભગવાનના શિષ્ય સંન્યાસી ઉપગુપ્તને જોઇને વાસવદત્તા મુગ્ધ થઇ ગઈ. ઉપગુપ્ત બ્રહ્મચારી હતો તેનું શરીર લાબુ, અને હૃષ્ટપુષ્ટ હતું, મુખ લાવણ્યમય હતું, અને વિશાળ લલાટ બ્રહ્મચર્યના પવિત્ર તેજથી દેદીપ્યમાન થઇ રહ્યુ હતુ પ્રેમાકાંક્ષી વારાગના વાસવદત્તાએ તેને પોતાને ઘેર આવવાને નિમંત્રણ મોકલ્યુ, પરન્તુ એ જીતેન્દ્રિય સંન્યાસીએ શાન્ત ચિત્તે જવાબ મોકલ્યો કે ' ઉપગુપ્તને માટે વાસવદત્તાને ઘેર જવાનો સમય હજુ આવી પહોચ્યો નથી. '

જે વાસવદત્તાના સૌદર્યરૂપ અગ્નિમા પડીને ભસ્મીભૂત થઈ જવાને મથુરાના કરોડપતિઓ તૈયાર હતા, તેજ વાસવદત્તાના સૌન્દર્યની એક ભિખારીએ ઉપેક્ષા કરી !!! વાસવદત્તાએ આશ્ચર્ય પામીને વિચાર કર્યો, સંન્યાસી પાસે પૈસા આપવાના નહિ હોય માટે તે આવતા સંકોચાતો હશે એટલા માટે એણે ફરીથી ઉપગુપ્તને કહેવરાવ્યું કે 'વાસવદત્તાને તમારી પાસેથી સોના મહોરો જોઇતી નથી. એ તો તમારા પ્રેમનીજ ભૂખી છે.' સંન્યાસીએ પહેલાંની પેઠેજ ધીરજથી એનો એજ જવાબ કહેવડાવી દીધો.

કેટલાક માસ વીતી ગયા. એટલામા વાસવદત્તા મથુરાના એક ધનાઢય પુરુષ ઉપર ખોટો પ્રેમ બતાવીને તેને ફસાવવાનો પ્રચચ કરી રહી હતી એવામા સાંભળવામા આવ્યુ કે ભારતનો એક પ્રસિદ્ધ શેઠ મથુરામા આવ્યો છે. ધનના લોભથી એ પાપી વેશ્યાએ તેને પોતાને વશ કરવાનો યત્ન કરવા માડયો, અને એ માટે પેલા મથુરાવાસી યુવકની હત્યા કરીને છાણાઓના ઢગલામા તેના મુડદાને સ તાડી દીધું

એના સગાવહાલાએ રાજ્યમા ફરિયાદ કરી અને પોલિસની મદદથી એ ઢગલામાથી એ મથુરાવાસી યુવકનુ શબ ખોળી કહાડયુ રાજાની કચેરીમા મુકર્દમો ચાલ્યો, અને આવું પાપી નિર્દય કામ કરવા માટે, વાસવદત્તાના હાથપગ તથા નાકકાન કાપી નાખીને, તેને શ્મશાનમા નાખી આવવાનો રાજાએ સિપાઇઓને હુકમ આપ્યો.

શ્મશાનની પાસે વાસવદત્તા પડી રહી છે હાથપગ અને નાકકાનના ઘામાથી લોહી ધડધડ વહ્યા કરે છે એના વસ્ત્ર પણ લોહીથી તરબોળ થઇ ગયા છે કાગડાઓ આવીને તેના શરીરને ચાંચો મારીને તેનુ માસ ખાવા આવે છે એક દયાળુ દાસી ત્યા બેસીને એ કાગડાઓને ઉરાડે છે એવામા સૌમ્યમૂર્તિ સ ન્યાસી ઉપગુપ્ત ત્યા આવી પહોચ્યો.

સ ન્યાસીને જોતા વારજ ઘાલય થયેલો ભાગ ઢાકી દેવાને વાસવદત્તાએ દાસીને હુકમ કર્યો ઉપગુપ્તે કરુણામય સ્વરે તેની ખબર પૂછી ત્યારે વાસવ-દત્તાએ ઉલટી ચીડાઇ જઇને કહ્યુ ‘ એક દિવસ આ દેહ કમળની માફક પો-તાના સૌન્દર્યવડે ચારે તરફ સૌને મોહમુગ્ધ કરતો હતો અને એ વખતે હુ તમારા પ્રેમની ભિખારણ હતી. એ વખતે આ દેહ મણિમુક્તાથી તથા બારીક મલમલની સાડીઓથી વિભૂષિત હતો આજે જુલમી રાજાની આજ્ઞાથી હુ ઘાયલ થઈ છુ લોહીથી કપડા મેલા થઈ ગયા છે તમે હવે શા સારૂ આવ્યા?’

બ્રહ્મચારીએ ઉત્તર આપ્યો ‘બાઇ’ હુ કાઇ ભોગની ઇચ્છાથી તારી પાસે આવ્યો નથી દેહનુ લાવણ્ય તે ખોયુ છે, પણ તેના કરતા વધારે ઉત્તમ સૌન્દર્ય આપવાને માટે હું તારી પાસે આવ્યો છુ ’

તું જ્યારે ચોતરફ લાલચોથી ઘેરાયલી હતી, ત્યારે સ સારની ક્ષણિક ભોગલાલસા તારા હ્રદયમા પ્રબળ હતી, ત્યારે મારા ધર્મનો ઉપદેશ તારા મનમા કદિ વસી શકત નહિ, એટલા સારૂ હુ જાણી જોઈને એ દહાડે તારી પાસે આવ્યો નહિ. એ વખતે તુ ક્ષણભ ગુર રૂપના અભિમાનથી ફૂલાઇ ગઇ

હતી. જગત્રાતા મહાત્મા ‘તથાગત’ (બુદ્ધદેવ) ના પવિત્ર ઉપદેશ ઉપર એ વખતે તે કદિ ધ્યાન આપ્યુ નહોતું, માટે આજ હુ એ ઉપદેશ સમજાવવા તારી પાસે આવ્યો છું

હાય! અસ્થાયી બાહ્ય સૌન્દર્ય અને ભોગવિલાસમા તલ્લીન થઇ જવાનું આ કેવું શોચનીય પરિણામ આવ્યું!! સુદર હૃષ્ટપુષ્ટ દેહનુ સૌન્દર્ય તને છેતરીને સત્યાનાશને માર્ગે લઇ ગયું છે, પણ વાસવદત્તા યાદ રાખજે, કે એક બીજુ સૌન્દર્ય એવુ છે કે જેનો કદિ નાશ થતો નથી પ્રભુ બુદ્ધદેવનો અમૃતમય ઉપદેશ સાભળવાથી તારા હૃદયને એવી પવિત્ર શાન્તિ મળશે તથા એ હૃદય એવું સુદર બનશે કે, આ જગત્મા ઇન્દ્રિયોના ભોગવિલાસથી જે ક્ષણિક સુખ મળે છે, તે એ ચિરકાળના શાશ્વત સુખ આગળ કાઇજ વિસાતમાં નથી.’

ઉપગુપ્તનો આવો મધુર ઉપદેશ સાભળવાથી વાસવદત્તાનું હૃદય શાત થયું આધ્યાત્મિક આનદને લીધે એ શરીરની વેદના ભૂલી ગઇ.

જગત્મા જે પ્રમાણે દુઃખની વેદના છે તેજ પ્રમાણે બીજી તરફ એ દુ.ખ કરતા પણ વધારે મોટી શાન્તિ આપનાર આધ્યાત્મિક જ્ઞાન છે.

બુદ્ધધર્મનો આશ્રય લેવાથી આખી જીદગી પાપાચરણમા ગાળનાર વારાગના વાસવદત્તા પણ શાન્ત ચિત્તે મૃત્યુ પામી

## रत्न १० मुं–रुकमावती




દ્ધયુગમા ઉત્પલાવતી નગરીમાં રુકમાવતી નામની એક ધનાઢ્ય, દયાળુ અને વિદ્વાન્ સ્ત્રી રહેતી હતી તે જે મહોલ્લામા રહેતી હતી, તે મહોલ્લામા વસનારા સ્ત્રીપુરુષોમા કોઇ કદિ અન્નવસ્ત્રની તગીને લીધે દુ:ખ વેઠે છે એવી ખબર રુકમાવતીને કાને પડે તો તે તરત તેનુ દુ.ખ દૂર કરવાના ઉપાય કરતી. મહોલ્લાઓમા કોઇ સ કટથી પીડાય છે કે કેમ તેની તે સદા ગુપ્ત રીતે ખબર રાખતી, અને દુ.ખી મનુષ્યોનુ દુ ખ મટાડવા, તન, મન, ધનથી યત્ન કરતી એક દિવસ દયાની મૂર્તિસ્વરૂપ રુકમાવતી રાજમાર્ગ ઉપર ફરી રહી હતી. ત્યા તેના જોવામા આવ્યું કે સરિયામ રસ્તા ઉપર દુકાળથી રીબાતી, દુબળા, શરીરની, ભૂખને માર્યે ટળવળતી, એક નારી પોતાની પાસે ખાવાની કાંઈ પણ વસ્તુ નહિ હોવાથી, બીજો કાઇ પણ ઉપાય

ન સૂઝવાથી પોતાનાજ તરતના જન્મેલા બાળકને ચીરી નાખીને ખાઇ જવાની તૈયારીમા હતી એક અબળા આવું નીચ કામ કરવા તૈયાર થાય એ વાત માનતા, અમારી કોમળ હૃદયની દયાળુ ગુજરાતી બેનોને, કદાચ સ કોચ થાય એ સ્વાભાવિક છે પણ અમારી જે બહેનોએ હિંદુસ્તાનમા આપણાજ જમાનામા પડેલા ભય કર દુકાળોના વખતમા બહાર જઇ દુકાળીઆની સ્થિતિ નિહાળ વાની તસ્દી લીધી હશે તેઓ આ વાતને જરૂર ટેકો આપશે, કારણ કે તેમની પોતાની આંખો આગળ એવા ઘણાએ ત્રાસજનક બનાવો બન્યા હશે ભૂખ એક એવી આફત છે કે જેથી ગભરાઇ જઇને આદમી જે પાપ કરવા તૈયાર ન થાય તે ઓછુ જે હિંદુઓ માસનુ નામ સાભળીને અભડાઇ જાય છે તેજ હિ દુઓ ઘોર દુકાળના વખતમા કબરો ખોદીને મુડદાઓનુ માસ ખાતા જોવામા આવ્યા છે, તો પછી આ ક ગાળ સ્ત્રી પોતાના તરતના જન્મેલા બાળકનો ભક્ષ કરવા તૈયાર થઈ હોય તો તેમા ન માનવા જેવુ કાઇજ નથી કેમકે જે વખતની આ વાત છે તે સમયે દેશમા ઘણો ભય કર દુકાળ પડ્યો હતો ભૂખરૂપી અગ્નિથી બળીને ભસ્મ થઇ જતા પેટવાળા નરનારીઓના માહોમાહેના ત્રાસજનક પોકારથી એ સુદર શહેર સ્મશાન જેવું લાગતુ હતુ ચારે તરફ ભૂખે મરતા લોકો જીભ બહાર કહાડીને પડ્યા હતા શહેર અને શહેર બહારના પરાઓમાની ઝાડની વેલો, પાદડાઓ અને ફૂલો, તેમજ ખેતરોમાના ઘાસ સુદ્ધાત દરેક ચીજો નાશ પામીને દુકાળીઆઓના જઠરાગ્નિને સતોષવાના સાધનરૂપ બની હતી આહાર વગર મૃત્યુના વિકરાળ મોમા ફસાઈ પડેલા નરનારીઓ આમ તેમ તરફ્ડીઆ મારતા હોવાથી આખા દેશે એક ઘોર સ્મશાનનું રૂપ ધારણ કર્યું હતુ

દયાવતી રુકમાવતીએ જ્યારે જોયું કે સુવાવડમાથી તરતની ઉઠેલી સ્ત્રી ભૂખની ઝાળથી અધીરી બનીને નવા જન્મેલા બાળકના દેહને ખાઇ જવા તત્પર છે, ત્યારે શુ કરવુ તેના વિચારમા તે સ્તભિત થઈ ગઈ. તે વિચારવા લાગી ‘ મનુષ્યના હૃદયમા આટલી હદ સુધી કઠોરતા કેમ પહોચી હશે ? માતા પોતાના શરીરના પોષણ માટે પુત્રના દેહનું માસ ઉદરમા નાખી ભૂખ મટાડવા માગે છે એ શુ ભેદભાવ જાહેર નથી કરતું ?’ આવા પ્રકારના વિચાર કરતી કરતી રુકમાવતી એજ ભૂખે મરતી નારીની પાસે ગઈ અને તેને કહેવા લાગી કે ‘ હે ભૂખે મરતી સ્ત્રી ! શાન્ત થા ! ધીરજ પકડ ! તરતજ તે ક ગાળ સ્ત્રીએ જવાબ આપ્યો ‘ ધીરજ તો ઘણીએ પકડુ, પણ ખાઉ શુ ?

આખા દેશના જંગલી શાક, પાદડા, વનસ્પતિ તથા ઘાસ સુદ્ધાન્ત પણ લોકોના પેટમા જઈને ખટી ગયા છે, તો હવે મારે ખાવું શું પથ્થર ? ' રુકમાવતી બોલી ' ધીરજ ધર બેન ! હુ ઘેર જઇને તારે માટે ખાવાની સામગ્રી લઈ આવુ છુ , તે તું ખાજે, પણ આ તરતના જન્મેલા બચ્ચાને ખાઇ જઇશ નહિ. બેન જરા સબુરી રાખ ! ' એવી રીતે દિલાસો આપીને બુદ્ધિમાન રુકમાવતીએ કેટલાક વખતને માટે એ પિશાચણીને એ દુષ્ટ કામ કરતા રોકી તેને પણ એથી જરા હિંમત મળી, પણ દૂર દેશ રુકમાવતીને તરતજ વિચાર સ્ફુર્યો કે ' જો હું ખાવાનું આણવા ઘેર જઈશ અને એટલીવારમા લાગ મળ્યાથી ભૂખની મારી, પોતાના વચનનુ ભાન ભૂલી જઇને, આ અધીરી બનેલી સ્ત્રી બાળકને ખાઇ જાય તો પછી શુ કરવુ ? બાળકનો પ્રાણ બચાવવાનો મારો પ્રયત્ન તો નિષ્ફળજ જાય ને ? ' વળી બાળકનુ રક્ષણ કરવા માટે હુ એને માતાના ખોળામાથી જબરદસ્તીથી લઇ જાઉ તો પુત્રવિયોગના શોકથી અને જઠરાગ્નિની વેદનાથી એ અધીરી બનેલી માતા, પોતાનો પ્રાણ ત્યજી દે, તો મને સ્ત્રીહત્યાનુ પાપ ન લાગે ? માટે હવે કરવુ શુ ? રુકમાવતી ઘણી ગુંચવાડાભરેલી સ્થિતિમા આવી પડી કોઇ પણ ચોક્કસ ઠરાવ ઉપર આવવુ તેને મુશ્કેલ પડ્યુ. તે પોતાને એક મોટા ધર્મસંકટમા આવી પડેલી સમજવા લાગી, પરંતુ વધારે વખત ખોવાનો આ પ્રસંગ નહોતો એટલે વિશેષ વિલંબ ન કરતા તે એક ગંભીર નિશ્ચય ઉપર આવી. વહાલી બહેનો ! તમારી અટકળને ખૂબ વેગથી દોડાવો અને પછી કહો કે એ નિશ્ચય શો હશે ! સેવાવ્રત ધારિણી સેવાસદનની સેવિકાઓ ! તમે પોતાને ઘડી ભરને માટે રુકમાવતીની સ્થિતિમા મૂકો અને પછી વિચાર કરો કે તમે આવી સંકડામણમાથી છૂટવા શુ કરત ! અમારી કોમળ બહેનો રુકમાવતીનું કૃત્ય જોઇને વિસ્મય પામ્યા વગર રહેશે નહિ તેણે પોતાનો પવિત્ર વિચાર પાર પાડવા માટે દૃઢ નિશ્ચય અને ધૈર્યપૂર્વક એક તીક્ષ્ણ ધારવાળી છરીવડે પોતાનુ સ્તન કાપી નાખીને તે સંતાનના લોહીની તરસી, દુકાળથી પીડાતી અને ભૂખથી અધીરી બની ગયેલી સ્ત્રી તરફ ફેંક્યું. તરતજ તે સ્ત્રીએ પોતાનો હાથ લંબાવીને એ માસપિંડ ગ્રહણ કર્યો અને તેને સ્વાહા કરી ગઈ આ લાગ જોઇને તે દયાળુ બૌદ્ધ મહિલા, તે સાચી સેવિકા બાળકને ત્યાથી લઇને ચાલી ગઈ. તેની છાતીમાથી વહેતી રુધિરની ધારાએ ઉત્પલાવતી નગરીના રાજમાર્ગને રંગી નાખ્યો

# रत्न ११ मुं–विशाखा मिगारमाता



બૌદ્ધધર્મના ગ્રન્થોમા જે સાધ્વી સન્નારીઓનો ઉલ્લેખ કરવામા આવ્યો છે તેમા વિશાખાનુ સ્થાન ઘણું ઉચુ છે.

શ્રાવસ્તીથી સાત યોજનના અતરે સાકેત નામનુ એક મોટુ શહેર વસેલુ હતુ તે શહેર વસાવનાર ધનજય શ્રેષ્ઠીની ગણત્રી એ સમયે નવ કોટિ નારાયણોમા થતી હતી. વિશાખા એ કરોડાધિપતિ શેઠની એક અત્યત સ્વરૂપવતી કન્યા હતી તે વયમા આવી ત્યારે શ્રાવસ્તીના મિગાર શ્રેષ્ઠીના પૂર્ણ-વર્ધન નામના પુત્ર સાથે તેનો વિવાહ નક્કી થયો સાકેત અને શ્રાવસ્તી એ બેઉ શહેરોમા ઉભય પક્ષ તરફથી વિવાહસમારભ ભારે ઠાઠથી ઉજવાયો.

વિવાહવિધિ પૂરો થયા બાદ ધનજય શ્રેષ્ઠી પોતાની કન્યાને લઇ શ્રાવસ્તી આવ્યો. ત્યા તેણે પોતાની જ્ઞાતિમાના આઠ કુલીન ગૃહસ્થોને બોલાવી આણી તેમને વેવાઇ સમક્ષ એમ કહ્યુ, કે ‘ જો મારી પુત્રીનો કોઇ દોષ જણાઇ આવે, તો તમારે બરોબર ચોકસાઈ રાખવી ’

ધનજય શ્રેષ્ઠી પુત્રીને સાસરે મૂકી સાકેત ગયા પછી એક દિવસ મિગાર શ્રેષ્ઠીએ નિર્ગ્રથ શ્રમણો ( નાગા સન્યાસી ) ને પોતાને ઘેર પુત્રના લગ્ન સમારભ નિમિત્ત ભોજનાર્થે આમત્રણ આપ્યુ મિગાર શેઠ નિગ્રથનો ઉપાસક હતો. તેમને માટે તેણે પાણી નાખ્યા વિના ચોકખા દૂધનીજ ખીર કરાવી હતી. નિર્ગ્રન્થ આવી પોતપોતાને આસને બેઠા. પછી મિગાર શ્રેષ્ઠીએ પોતે આદરાઅતિથ્ય કરી તેમને સતોષપૂર્વક જમાડયા, અને તેમનુ ભોજન પૂર્ણ થયા પછી પોતાની પુત્રવધૂને કહાવ્યું, કે ‘ આપણે ઘેર અર્હન્ત આવ્યા છે. તેમને નમસ્કાર કરવા આવવું ’

‘અર્હન્ત’ એ શબ્દ કાને પડતાજ વિશાખાને ઘણો આનદ થયો, કારણ કે નાનપણથીજ તે બુદ્ધની ઉપાસિકા હતી, તથા બુદ્ધ અને બૌદ્ધ ભિક્ષુ સિવાય અન્યને પણ અર્હન્ત કહે છે એ તેને ખબર ન હતી. ઉતાવળી ઉતાવળી લૂગડા પહેરીને તે પોતાનો સસરો અને તેના સૌ અર્હન્ત જે દિવાનખાનામા બેઠા હતા ત્યાં ગઈ, પણ તે નગ્ન શ્રમણો જોઇ તેને અત્યત તિરસ્કાર છૂટયો, અને પોતાના સસરાને કહેવા લાગી કે મને આપે અહિં શામાટે બોલાવી? આવા નાગા ઉઘાડા લોકો કદિ અર્હન્ત હોઈ શકે ખરા કે? આવા નિર્લ-

જ્જોને અમે અર્હન્ત કહેતા નથી " આ ઉદ્ગાર કાઢીને વિશાખા ત્યાંથી ચાલતી થઇ

આ બાજુ, પેલા શ્રમણોને આ નવવધૂએ પોતાનું અપમાન કર્યા બદલ અતિશય ખરાબ લાગ્યું, અને તે એકદમ મિગાર શ્રેષ્ઠને કહેવા લાગ્યા કે ' હે ગૃહપતિ ' આવી કર્કશાને તું કયાથી પકડી લાવ્યો ? જાણે કે તારા પુત્રને આખા જગત્મા બીજી કન્યાજ મળતી નહોતી ? '

મિગારે કહ્યુ " હજુ તેનો સ્વભાવ છોકરવાદી છે, ધીરે ધીરે સુધારતા જઇશું તેના આ ઉદ્ધત આચરણ બદલ તેને ક્ષમા કરવી ઘટે છે. "

મિગારે જેમ તેમ કરીને નિગ્રથોને સમજાવીને રસ્તે પાડયા, અને પોતે દૂધની ખીરથી ભરેલી થાળી લઇ જમવાને બેઠા વિશાખા તેને પખાથી પવન નાખતી એક બાજુએ ઉભી રહી હતી એવામા દ્વાર પાસે એક બૌદ્ધ ભિક્ષુ આવી ઉભો રહ્યો મિગાર બેઠેલે ઠેકાણેથી તે ભિક્ષુને જોતો હતો, છતા તેના ભણી પૂર્ણ દુર્લક્ષ્ય કરી તે પોતાના ભોજનમા એકરસ થઈ ગયો હતો ત્યારે વિશાખાએ ત્યાથીજ તે ભિક્ષુને કહ્યું " આર્ય ! મારો સસરો વાશી ખાય છે. તમે ત્યા ઉભા ન રહેતા આગળ વધો. "

વિશાખાના આ શબ્દો કાને પડતાજ મિગારે અતિશય સતપ્ત થઇ નોકરોને કહ્યુ " આ ખીર અહિ થી લઇ જાઓ અને આ છોકરીને મારા ઘરમાથી આજ ક્ષણે હાકી કાઢો એ એટલી ઉન્મત્ત થઈ છે કે મારા સમક્ષ મારૂ અપમાન કરતા એને લાજ આવતી નથી. "

મિગાર જો કે ઘણો ગુસ્સે થયો હતો, તોપણ વિશાખાના અગને હાથ લગાડવાની તેની કે તેના નોકરોની છાતી ચાલી નહિ. તેણે શાન્તપણે પોતાના સસરાને જવાબ આપ્યો કે ' આપને મારા ઉપર આટલો ક્રોધ કરવો ઘટતો નથી. હુ કાઇ વેચાતી આણેલી દાસી નથી. હું આપના જેવા મોટા કુળમા જન્મી છુ પ્રથમ મારો અપરાધ મને સમજાવો, અને પછી મને અહિંથી જવાનું કહો મારાપર વિના કારણ આરોપ આવે નહિ તેથી મારા માટે મારા પિતાએ અહિ આઠ કુલીન ગૃહસ્થોને મારા અપરાધની ચોકસી કરવા માટે કહી રાખ્યુ છે તો તેમની સમક્ષ મારો શો દોષ છે તે જણાવો જો તેઓ મને અપરાધી ઠરાવશે તો હું ખુશીથી અહિ થી નીકળી જઈશ."

પુત્રવધૂનું આ સ્પષ્ટ બોલવું સાભળી મિગારનો મિજાજ જરા ઠેકાણે આવ્યો. તેણે તે આઠ કુલીન ગૃહસ્થોને તુર્તાતુર્ત બોલાવી મગાવ્યા અને

પોતાની પુત્રવધૂનો ગુનો તેમને કહી સંભળાવી જણાવ્યું " આને મારા ઘર-માથી આજ ને આજ કાઢી મૂકો '

તે ગૃહસ્થોએ પૂછ્યું ' કેમ, બેન વિશાખા ! તારા સસરા વાશી અન્ન ખાય છે એવું તે કહ્યુ હતુ કે ? "

વિશાખા બોલી " મારો સસરો જૂના પુણ્યપર નિર્વાહ કરે છે અને નવીન પુણ્ય સંપાદન કરતો નથી, એવો મારા કહેવાનો અર્થ હતો, તેથી તે જૂનુ પુરાણું ખાય છે એમ મે કહ્યુ હતું '

તે ગૃહસ્થોએ મિગારને કહ્યુ " આ કહેવું ઘણુ ડહાપણભરેલુ જણાય છે આટલા માટેજ વિશાખાને ઘરમાથી હાકી કાઢવી એ તમને ઉચિત નથી '

વિશાખાના બીજાયે કેટલાક બારીક બારીક દોષો મિગારે તે ગૃહસ્થોને જણાવ્યા, પણ તપાસ કરતા તે દોષ ન હોઈ, મિગારની કેવળ ગેરસમજ થઈ હતી એવું દેખાઇ આવ્યું જ્યારે મિગાર બોલ્યો " પણ આનો બાપ જ્યારે અહિં આવ્યો ત્યારે અમારી સમક્ષ એણે દશ નિયમ એની પુત્રીને શીખવ્યા હતા અમને તો તે કેવળ ઘેલછાજ જણાય છે પછી આને એનો અર્થ જે સમજાયો હોય તે ખરો '

તે ગૃહસ્થો બોલ્યા, " કેમ, બેન વિશાખા ! ધનજય શ્રેષ્ઠીએ તને કયા કયા નિયમ શીખવ્યા હતા, અને તેમના અર્થ શા છે ? "

વિશાખા બોલી " અંદરની આગ બહાર લઇ જવી નહિ, એ પહેલો નિયમ મારા પિતાએ મને શીખવ્યો તેનો અર્થ એવો છે કે ઘરમા કોઈ તકરાર વગેરે થઇ હોય, તેની વાત બહાર કહેવી નહિ બહારની આગ અંદર આણવી નહિ, આ બીજો નિયમ આનો અર્થ એવો છે કે આડોશી પાડોશી સાસુ સસરાના કે જેઠાણી દેરાણી કે નણંદના અવગુણ બોલતા હોય, તો તે સમાચાર કોઇને ઘરમા કહેવા નહિ. આપનારનેજ આપવુ એ ત્રીજો નિયમ, અને ન આપનારને ન આપવું એ ચોથો નિયમ, આનો અર્થ એ કે જે કોઈ ઘરમાની વસ્તુ ઉછીની લઈ જઇ પાછી આપે તેને જ આપવી, જે આપતો નથી તેને તે ન આપવી આપનાર કે ન આપનાર હોય તોયે આપવી એ પાચમો નિયમ પાસેના સગાસબધીને લાગુ પડે છે એટલે પોતાના સબધીઓમા કોઇ દરિદ્રી હોય, અને ઉછીની લીધેલી જણસ પાછી આપ-વાનું સામર્થ્ય તેનામા ન હોય, તો તેને તે આપવી સુખેથી બેસવું એ છઠ્ઠો

નિયમ સુખેથી જમવું એ સાતમો નિયમ, અને સુખેથી સૂવુ એ આઠમો નિયમ આનો અર્થ એ કે વડીલ માણુસો જે ઠેકાણે વારવાર આવજાવ કરે તે ઠેકાણે બેસવુ નહિ, તેમના જમ્યા પહેલા પોતે જમવુ નહિ, નોકર ચાકરોની ખબર કાઢીને પછી જમવુ, વડીલ માણુસોના સૂના પહેલા પોતે સૂવું નહિ તેમની વ્યવસ્થા કરીને પછી સૂવું. અગ્નિની પૂજા કરવી એ નવમો નિયમ. પતિવ્રતા સ્ત્રીને પતિ અગ્નિ સમાન પૂજ્ય હોવો જોઇએ, અને બ્રાહ્મણ જેમ અગ્નિની પરિચર્યા કરે છે તેમ તેણે પોતાના પતિની કરવી, એ આ નિયમનો અર્થ ગૃહદેવતાની પૂજા કરવી એ દશમો નિયમ, એટલે સાસુ સસરા ઇત્યાદિ વડીલ માણુસોને ગૃહદેવતા સમજી તેમની સેવા કરવી "

વિશાખાએ પોતાના પિતાએ બતાવેલા દશ નિયમની આ પ્રમાણે સમજણ આપવાથી તે આઠ કુલીન ગૃહસ્થોએ તેની ઘણી પ્રશસા કરી અને મિગાર શ્રેષ્ઠીને કહ્યું કે "આપ ગુસ્સે થઇને આ ડાહી છોકરીને ઘરમાથી કાઢી મૂકવા તૈયાર થયા છો, પણ એ તમારા ગૃહની લક્ષ્મીજ છે એમ સમજો "

મિગારે પોતાની ભૂલ કબૂલ કરી અને વિશાખાની ક્ષમા માગી

વિશાખા બોલી " આપ વડીલજ છો, એટલે ક્ષમા કરવા જેટલો મોટો અપરાધ આપે કર્યો છે એમ હુ ધારતી નથી, પરતુ માત્ર એક વાતમા મારે અને તમારે મેળ ખાય એમ લાગતુ નથી. હુ છુ બુદ્ધની ઉપાસિકા અને આપ છો નિર્ગ્રન્થના ઉપાસક એટલે બૌદ્ધ ભિક્ષુ અહિ ભિક્ષાર્થે આવતા તે આપને પરવડશે નહિ, અને એ નિર્ગ્રન્થ આવતા તેમને હુ નમસ્કાર કરનાર નથી આ બાબતમા કાઇ નિર્ણય કર્યા સિવાય મારા અહિ રહેવાથી આપને કે મને સુખ થનાર નથી."

મિગાર બોલ્યો " તારી ઇચ્છા મુજબ તુ વર્તજે, મને તેમા કાઇજ હરકત નથી. મારે ઘેર પુષ્કળ ધનદોલત છે બૌદ્ધ ભિક્ષુને આમત્રણ કરી તુ જમાડે તો તેથી હું કાઇ દરિદ્રી થઈ જવાનો નથી હુ મારા નિર્ગ્રન્થોને અન્નદાન કરીશ અને તુ યથાવકાશ તારા બૌદ્ધ ભિક્ષુકોને અન્નવસ્ત્રાદિકનું દાન કર."

વિશાખાએ બીજેજ દિવસે બુદ્ધ અને ભિક્ષુ સંઘને નિમત્રણ કર્યું. આ સમાચાર નિર્ગ્રન્થોને માલૂમ પડતાજ તે તુર્તાતુર્ત મિગાર શ્રેષ્ઠને મળ્યા, અને બૌદ્ધભિક્ષુઓને કરેલા નિમત્રણવિષે તેમનો ખુલાસો માગ્યો

મિગાર બોલ્યો, " મારી પુત્રવધૂ કાઇ નાના સૂના કુળની નથી. તેની

જોડે દાસી પ્રમાણે વર્તાવ કરવો શક્ય નથી મારા ઘરમા જો સુખ વર્તાવવુ હોય તો મારી પુત્રવધૂને મારે યોગ્ય સ્વાતંત્ર્ય આપવુજ જોઇએ ”

નિર્ગ્રંથ બોલ્યા “ બૌદ્ધ ભિક્ષુઓને તારે ઘેર આવવાની જો તુ મનાઈ કરી શકતો ન હોય, તો તુ તેના દર્શન કરવા ન જતો એટલું તો જરૂર કરજે બુદ્ધ મોટો માયાવી છે તે લોકોને મુગ્ધ કરી, પોતાના પંથમા ખેંચી લે છે એવુ અમે સાભળ્યુ છે. માટે વિશાખા ગમે તેટલો આગ્રહ કરે તોયે તુ તેના દર્શને જઇશ નહિ. ”

મિગારે બુદ્ધ કે બૌદ્ધભિક્ષુના દર્શન ન કરવાનુ વચન આપ્યાથી નિર્ગ્રન્થ પોતાને આશ્રમે પાછા ફર્યા.

બીજે દિવસે વિશાખાએ ભોજનની સર્વ તૈયારી કરી. બુદ્ધ અને ભિક્ષુઓને બોલાવી, ઘણા આદરસત્કારસહિત તેમને જમાડયા ભોજન પછી વિશાખાએ પોતાને તથા ઘરના સર્વ માણસોને ધર્મોપદેશ કરવાની બુદ્ધ ગુરુને વિનતિ કરી, પણ આ ઉપદેશ સાભળવા મિગાર આવ્યો નહિ વિશાખાએ અત્યંત આગ્રહ કર્યાથી તેણે પડદાની આડે બેસી ધર્મોપદેશ સાભળવા કબૂલ કર્યું. બુદ્ધનુ મુખ માત્ર તેને જોવું નહતું ! વિશાખાએ એક બાજુએ પડદો બાધી પોતાના સસરાને બેસવાની સગવડ કરી

સર્વ મંડળી ભેગી થયા પછી બુદ્ધે પોતાની અમૃતતુલ્ય વાણીથી તેમને ઉપદેશ કર્યો. દાન, શીલ ભાવના ઇત્યાદિ વિષયસબંધે બુદ્ધે કરેલો બોધ સાભળી મિગાર શ્રેષ્ઠીને ઘણુ લાગી આવ્યુ આવા મહાપુરુષ પોતાને ઘેર આવ્યા છતા પોતે મૂર્ખાઈથી તેના દર્શન કરવા તૈયાર નથી, એ વિચારથી એને ઘણો પશ્ચાત્તાપ થયો અને એકદમ પડદો દૂર ખસેડી નાખી બહાર દોડી આવી તેણે બુદ્ધના ચરણોમા પોતાનુ મસ્તક મૂકી દીધુ. તે બોલ્યો “ ભગવન્, મારા અપરાધની ક્ષમા કરો આજથી હુ આપનો ઉપાસક થયો છુ. આ બાબતમા વિશાખા મારે માતાના સમાન છે તે જો મારે ઘેર આવી ન હોત, તો આપની અમૃત વાણી મારે કાને ન પડી હોત. તેથી આજથી હુ તેને મારી માતાજ કહેતો જઈશ. ”

ત્યારથી વિશાખાનું મિગાર માતા એવું નામ પડયું. શ્રાવસ્તિના ઘણાખરા લોકો તેને મિગારમાતા નામથીજ ઓળખતા. તેણે બુદ્ધને અને ભિક્ષુનને રહેવા માટે પૂર્વારામ નામના ઉદ્યાનમા એક પ્રાસાદ બાધ્યો હતો જેને “ મિગારમાતા પ્રાસાદ ” કહેતા. શ્રાવસ્તિમા વિશાખાના ડહા-

પણની અને નીતિમત્તાની કીર્તિ તરતજ પ્રસરી, અને ત્યારથી ર કપર્યંત સૌ કોઇ તેના તરફ આદરબુદ્ધિથી જોતા મંગળ કાર્યો અને ઉત્સવોમાં વિશાખાને પહેલું આમંત્રણ દેવાનો વહીવટ ચાલુ થયો શ્રાવસ્તિની બૌદ્ધ ઉપાસિકાઓમાં તે પ્રમુખ હતી આવતા જતા અને રોગગ્રસ્ત ભિક્ષુઓની માવજત તરફ તે ઘણું લક્ષ આપતી*

# रत्न १२ मुं–कुलवधू सुजाता



ભગવાન તથાગત બુદ્ધના આવિર્ભાવ કાળમાં જંબુદ્વીપ, અંગ, મગધ, કાશી, કૌશલ વગેરે સોળ ભાગમાં વહેંચાયલો હતો મહારાજા બિંબીસાર મગધદેશના રાજા હતા. અંગ દેશ પણ તેમનાજ તાબામાં હતો. રાજા પ્રસેનજિત એ સમયમાં કૌશલના સિંહાસન ઉપર બિરાજતા હતા બિંબિસાર અને પ્રસેનજિત પોતાના સમયમાં ધનવૈભવ આદિમાં ભારતવર્ષના બીજા રાજાઓ કરતા શ્રેષ્ઠ હતા તેમના પ્રયત્નથી મગધ અને કૌશલ મહા પ્રતાપી અને ઐશ્વર્યશાળી રાજ્ય બન્યા હતા.

કૌશલ રાજ્યની રાજધાની શ્રાવસ્તી નગરીમાં હતી શ્રાવસ્તી નગરીના વૈભવ અને સૌન્દર્યની સીમા નહોતી અનેક સુંદર આશ્રમસ્થાનો, ઉદ્યાન, વન, ઉપવન અને સરોવરો વગેરેથી એ નગરી સુશોભિત હતી. વિચિત્ર ચિત્ર અને કોતરકામથી સુંદર બનેલી મોટી મોટી હવેલીઓ એ શહેરની શોભામાં વૃદ્ધિ કરી રહી હતી, અને તેના રહેવાસીઓની સમૃદ્ધિની સાક્ષી પૂરતી હતી નગરવાસીઓની આકર્ષક કાન્તિ, તેમના વિશાલ ઉન્નત શરીર, રમણીય અને ઉજ્જવળ મુખારવિન્દ એ બધાને લીધે નગરની શોભામાં સોગણો વધારો થતો હતો.

એ શહેરમાં સુદત્ત નામનો એક વણિક રહેતો હતો એ શ્રાવસ્તી નગરીમાં સૌથી વધારે ધનવૈભવવાળો પુરુષ હતો. પુણ્યદાન પણ એ પુષ્કળ કરતો હતો તેનો વેપાર હિન્દુસ્તાનમાં બહુ ફેલાયો હતો. પ્રત્યેક મોટા નગરમાં તેની દુકાન હતી. સદાચારી, ઉદાર, અસાધારણ દાતા અને પરમ ધાર્મિક પુરુષ તરીકે શ્રાવસ્તી નગરમાં એ ઘણોજ લોકપ્રિય થઇ પડ્યો હતો. વિદ્વાન

* પ્રોફેસર કૌસમ્બીના ' બુદ્ધલીલાસારસંગ્રહ ' નામના ઉત્તમ ગ્રંથમાંથી તેમની રજાથી ઉપકારસહિત આ ચરિત્ર ઉતારવામાં આવ્યું છે

અને સદાચારી બ્રાહ્મણો ઉપર પણ તેની વિશેષ પ્રીતિ હોવાથી બ્રાહ્મણો પણ તેના ઘણાં વખાણ કરતા હતા

મોક્ષમાર્ગના શોધક, પરમ શાન્તિ-પરમ સુખ અને નિર્વાણ ધર્મના પ્રવર્તક, સ્વયં ભગવાન બુદ્ધદેવને મુખે તેમના અમૃતમય, ધર્મ અને સંઘની કથા સુદત્તે રાજગૃહ નગરમા પોતાની બહેનને ઘેર સાભળી હતી એ ઉપદેશથી સુદત્તના સંસારના દુ ખ અને તાપથી કલેશ પામેલા હૃદયે અવર્ણનીય શાન્તિ અનુભવી હતી. તેના હૃદયમા એ દિવસથી કાઇક અપૂર્વ સુખની રેખા ઉત્પન્ન થઈ હતી. તેણે સંકલ્પ કર્યો હતો, કે મારી અગાધ દોલતનો ઉપયોગ બુદ્ધ ધર્મના પ્રચારમા કરીશ, અને ધર્મચિંતન તથા સાધુસેવામા બાકીનુ જીવન ગાળીશ.

બુદ્ધદેવ ઉપર તેને અચળ શ્રદ્ધા અને અટળ ભક્તિ હતી ચોરાશી કરોડ કાર્ષાપણ (પાચ રૂપિયાની બરાબરનો સોનાનો એક સિક્કો ) ખર્ચીને તેણે શ્રાવસ્તી નગરીની ઉત્તરદિશામા જેતવન નામના પરમ રમણીય ઉદ્યાનમા એક મોટો વિહાર બંધાવ્યો હતો એ સુંદર વિહાર તેણે બુદ્ધદેવ તથા તેમના શિષ્યોને સમર્પણ કરી દીધો હતો દરરોજ બે હજાર ભિક્ષુકોને ભોજન કરાવતો હતો એ ઉપરાત અસંખ્ય દીન દુ ખી અનાથો તેને બારણેથી અન્ન મેળવીને બે હાથે આશીર્વાદ આપતા અનાથોને દરરોજ આહાર કરાવતો હોવાથી વણિક સુદત્ત શેઠ ‘ અનાથપિંડદ ’ નામથી ઓળખાવા લાગ્યો

ભગવાન બુદ્ધદેવની ઉપાસિકાઓમા વિશાખા સૌથી મુખ્ય હતી તેના જેવી દાનશીલ સેવિકા એ સમયમા બીજી કોઈ ન હોતી. શ્રાવસ્તી નગરીમા પૂર્વ દિશામા તેણે ૨૭ કરોડ કાર્ષાપણ ખર્ચીને પૂર્ણારામ નામનો એક પરમ રમણીય વિહાર બંધાવીને બુદ્ધ ભગવાનને અર્પણ કર્યો હતો તેના પિતા મેંડક અંગ દેશના ભદ્રીય નગરના એક જાણીતા ધનૈશ્વર્યશાળી શેઠ હતા શ્રાવસ્તી નગરના બીજા એક ધનવાન શેઠ મિગારના પુત્ર પુણ્યવર્ધન સાથે તેનુ લગ્ન થયું હતુ

આપણી આ ચરિત્રનાયિકા સુજાતા એ વિશાખાની નાની બેન થાય અનાથપિંડદના પુત્ર સાથે તેનુ લગ્ન થયું હતું. ધનવાન શેઠની કન્યા હોવાથી સુજાતાના મનમા ઘણુ અભિમાન હતું એ કોઈનું કહ્યુ માનતી નહિ સાસુ-સસરાને ગાઠતી નહિ, અને સ્વામી ઉપર પણ તેની શ્રદ્ધા નહોતી.

અનાથપિંડદના આમંત્રણનું માન રાખીને બુદ્ધદેવ એક દિવસ તેને

ઘેર ભીક્ષા કરવા ગયા હતા. અગાઉથીજ તેમને સારૂ યોગ્ય આસન વગેરે સામગ્રી, તૈયાર હતી. ભગવાન પધાર્યા એટલે અનાથપિંડદે તેમનો સત્કાર કરીને આસન ઉપર બેસાડયા, તથા પોતે સન્મુખ બેઠો એ સમયે શેઠના અંતઃપુરમા ઘણી ગડબડ મચી રહી હતી. ઉંચે સાદે લડતા મનુષ્યોનો અવાજ બહાર સુધી આવી રહ્યો હતો. ભગવાને પૂછયુ 'શેઠજી! ઘરમા આટલી બધી ગડબડ શાની છે? કોઇ માછીમારની માછલી ચોરાઈ ગઇ હોય અને જેવો ખળભળાટ મચી રહે એવી ગડબડ અહિ છે' અનાથપિંડદે હૃદય ખોલીને પોતાના દુઃખની વાત બુદ્ધદેવને કહી. તેણે કહ્યું "ભગવન્! સાચી વાત છે મારી એક પુત્રવધૂ મોટા ઘરની દીકરી છે એ મારે ઘેર આવી છે ત્યારથી કોઇને ગાઠતી નથી એ ઘણી મિજાજી છે તેના સ્વામીને પણ ગણુ કારતી નથી સાસુસસરાનુ અપમાન કરે છે ભગવાન ઉપર પણ તેનો અનુરાગ નથી એ કોઇ દિવસ પૂજા પણ કરતી નથી તેના આચરણથી કંટાળીને અંતઃપુરવાસી સ્ત્રીઓ બૂમાબૂમ કરી રહી છે"

ખરાબ સ્વભાવના મનુષ્યો હમેશા વહેમી હોય છે. અનાથપિંડદને ભગવાન બુદ્ધદેવની પાસે જતો જોઈને સુજાતાએ મનમા વિચાર્યું, કે મારા સસરા મારી નિંદા કરવા જાય છે એવા વહેમથી એ અંતઃપુરના બારણા આગળ આડમા ઉભા રહીને બુદ્ધદેવ સાથે અનાથ પિંડદને શી શી વાત થાય છે તે સાંભળવા લાગી ભગવાનને બાતમી મળી કે સુજાતા છાનીમાની બધુ સાંભળી રહી છે, એટલે એમણે અનાથપિંડદને કહ્યુ "સુજાતાને અહિં બોલાવો." ભગવાનની આજ્ઞાને માન આપીને સુજાતા અંદરથી બહાર આવી અને ભગવાનને નમસ્કાર કરી દૂર જઈ બેઠી ભગવાને તેને સંબોધીને કહ્યુ "સુજાતા! પુરુષને સાત પ્રકારની ભાર્યા હોય છે. જેવી કે (૧) વધકાસમા (વધકારિણી) (૨) ચોરીસમા (૩) આર્યસમા (૪) માતૃ સમા (૫) ભગિનીસમા (૬) સખીસમા (૭) દાસીસમા. તુ આ સાતમાથી કયા પ્રકારની ભાર્યા છે?"

સુજાતાએ કહ્યુ "પ્રભુ! હું આપના સંક્ષિપ્ત ઉપદેશનો મર્મ સમજી શકી નહિ. સરળ ભાષામા ખુલાસાવાર મને એ ઉપદેશ સંભળાવો. સમજાવ્યા પછી હું ઉત્તર આપીશ."

ભગવાન—ત્યારે ધ્યાન દઈને સાંભળ!

સુજાતા:—હા પ્રભુ! સાંભળું છું બોલો.

ભગવાન બોલ્યા જે સ્ત્રી હમેશા ક્રોધ કર્યા કરતી હોય, સ્વામીનું ભૂડું ચાહનારી હોય, પારકા પુરુષ ઉપર મોહી જઈને પતિનું અપમાન કરતી હોય, ધનદ્વારા ખરીદાયલી હોવા છતા જે ખરીદનારનો વધ કરવા ઉત્સુક હોય એવી સ્ત્રીને વધકા ભાર્યા કહે છે."

ચોરીસમા --શિલ્પ, વેપાર કે ખેતીદ્વારા સ્વામી જે ધન મેળવે છે તેમાનું થોડુ પણ ધન ચોરવાની જે સ્ત્રી ઇચ્છા કરે છે અને લાગ આવે ચોરી પણ કરે છે એટલુ જ નહિ પણ ચુલા ઉપર ચડાવેલા આધણમાથી દાળચોખા ચોરીને સતાડી રાખવાનો જે સ્ત્રી યત્ન કરે છે તેને ચોરી સમા કહે છે

આર્યાસમા.--જે સ્ત્રી કોઈ કાર્ય કરવાની ઇચ્છા કરતી નથી, આળસુ સ્વભાવની હોય છે, એટલે કે સારૂ ખાધાપીધા વગર અને સારૂ પહેર્યા ઓઢયા વગર જેને ચેન પડતુ નથી, જેની વર્તણુક કર્કશ છે, પ્રકૃતિ ઉગ્ર છે, જે અપ્રિય અને કર્કશ વ્યવહાર કરે છે અને સ્વામીની ઉપર પોતાની મોટાઇ દાખવે છે તે સ્ત્રી પુરુષની આર્યાસમા ભાર્યા કહેવાય છે

માતૃસમા:--જે સ્ત્રી સર્વદા પતિનું હિત ચાહનારી હોય છે, માતા જેવી રીતે પુત્રનું રક્ષણ કરે છે તેવી રીતે જે સ્ત્રી પ્રાણ સાટે પોતાના પતિની રક્ષા કરે છે, જે સ્ત્રી પતિએ કમાયલા ધનનુ યત્નપૂર્વક રક્ષણ કરે છે, તે સ્ત્રી માતૃસમા ભર્યા કહેવાય છે.

ભગિનીસમા -- જે સ્ત્રી ભગિનીની પેઠે સ્વામીની ઉપર સ્નેહ અને ભક્તિ રાખે છે અને જે લજ્જાપૂર્વક સ્વામીની આજ્ઞા મુજબ ચાલે છે તે સ્ત્રી ભગિનીસમા ભાર્યા કહેવાય છે

સખીસમા --ઘણા સમય પછી મળવા આવેલી સખીને જોયાથી સખીને જે પ્રમાણે આનદનો અનુભવ થાય છે તેવીજ રીતે જે સ્ત્રી પતિને જોતાજ આનદમગ્ન થઈ જાય, અને જે કુળના ગૌરવનું રક્ષણ કરનારી શીલવતી, અને પતિવ્રતા હોય તે સ્ત્રી સખીસમા નામથી ઓળખાય છે

દાસીસમા·--સ્વામી મારી નાખવાને પણ તૈયાર થયો હોય તોપણ જે સ્ત્રી પ્રસન્નચિત્તે ભક્તિપૂર્વક સ્વામીની ગેરવર્તણુક સહન કરે, સ્વામીના ઉપર જરા પણ ક્રોધ ન કરે, જે સ્વભાવથીજ ક્રોધ વગરની હોય અને સ્વામીને વશ રહીને ચાલનારી હોય તે સ્ત્રી દાસીસમા ભાર્યા કહેવાય છે

વધકા, ચોરી અને આર્યસમા એ ત્રણ પ્રકારની સ્ત્રીઓ દુ:શીલા, કર્કશ સ્વભાવની અને સ્નેહહીન હોય છે. મૃત્યુ પછી તેમનો નરકવાસ થાય છે.

માતા ! ભગિની, સખી અને દાસીસમા શીલવતી, સ્ત્રી હમેશા સારા કામોમા નિમગ્ન રહેનારી અને સંયમવાળી હોય છે. મૃત્યુ પછી તેઓ સ્વર્ગ લોકમાં ગમન કરે છે.

હે સુજાતા ! પુરુષોને એ સાત પ્રકારની સ્ત્રી હોય છે તુ એમાથી કયા પ્રકારની છે ?

સુજાતાએ નમ્રતાપૂર્વક જવાબ આપ્યો " હે પ્રભુ ! આજથી મને મારા સ્વામીની દાસીસમા ભાર્યાતરીકે ગણજો. "

ત્યાર પછી અનાથપિંડદે ભગવાનને પોતાને હાથે નાના પ્રકારના સ્વાદિષ્ટ ભોજનો પીરસીને જમાડયા. ભોજન કરી રહ્યા પછી ભગવાન જેતવનના વિહારમાં પાછા ફર્યા. સુજાતા એ દિવસથી સાસુસસરા ઉપર ભક્તિ રાખવા અને તેમની સેવાચાકરી કરવા લાગી. સ્વામીના ઉપર અત્યંત શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમ રાખીને છાયાની માફક તેની વશવર્તીની થઇ. દાસદાસીઓ ઉપર છોકરાઓના જેવો પ્રેમ રાખવા લાગી. હવે તેના આચરણથી ઘરના બધાં માણસો સંતુષ્ટ રહેવા લાગ્યાં. પડોશના માણસો પણ સુજાતાના સરળ અને સ્નેહાળ વર્તન તથા કોમળ સ્વભાવથી મુગ્ધ થવા લાગ્યા

સુજાતાને બુદ્ધે આપેલો ઉપદેશ વાચ્યાથી વાચક બહેનો સમજી શકશે કે ભગવાન બુદ્ધદેવની સ્ત્રીજાતિ ઉપર કેટલી બધી પ્રીતિ હતી. સ્ત્રીઓને ભગવાને જે અમૃતમય ઉપદેશ આપ્યો છે તેનો જો સાધારણ સન્નારીઓ વિચાર કરશે તો આપણા દેશને ઘણોજ લાભ થશે. આપણી ભગિનીઓ અને કન્યાઓ તેમના અમૃતમય ઉપદેશ પ્રમાણે વર્તશે તો સંસારના અનેક પાપતાપથી બચી જશે, અને તેમનો સંસાર શાન્તિનિકેતન બની જશે. કુસંપને લીધે જે કુટુંબોમા કલહાગ્નિ સળગી રહ્યો હશે ત્યા આગળ બુદ્ધ ભગવાનના આ ઉપદેશનું સ્મરણ કરવામા આવશે તો ત્યા આગળ અપૂર્વ શાન્તિ સુધાની વૃષ્ટિ થશે.

બૌદ્ધ યુગમાં સુજાતાએ મહાસાધ્વી તરીકે સારી પ્રતિષ્ઠા મેળવી હતી

# रत्न १३ मुं–नकुलमाता



આ એક બુદ્ધધર્મની મુખ્ય ઉપાસિકા હતી. તેણે પોતાના પતિને આપેલો ઉપદેશ ઘણો બોધજનક છે અને એ ઉપરથી જણાઇ આવે છે કે એને ઉપાસિકા વર્ગમા અગ્રસ્થાન કેમ મળ્યું હતું.

ભર્ગ દેશમા શિશુમાર ગિરિમા બુદ્ધદેવ રહેતા હતા ત્યા તે વખતે નકુલપિતા નામનો એક ગૃહસ્થ બહુ માંદો હતો. તેનો મરણકાલ સમીપ છે એમ સર્વને લાગ્યું. ત્યારે તેની પત્નીએ તેને કહ્યું "હે ગૃહપતિ ! સસારમા આસક્ત રહીને તમે મરણ પામો એ બરાબર નથી. આવા પ્રકારનુ પ્રપચાસક્તિયુક્ત મરણ દુ:ખકારક છે, એવું ભગવતે કહ્યુ છે. હે ગૃહપતિ ! કદાચિત્ તમારા મનમા એવી શંકા આવશે કે, ‘ મારા મુઆ પછી નકુલમાતા છોકરાઓનુ પાલન કરી શકશે નહિ, પ્રપચનું ગાડું હાકી શકશે નહિ ’ પરતુ એવી શકા તમે મનમા લાવશો નહિ, કારણ કે મને સુતર કાતવાની કળા આવડે છે, અને મને ઉન તૈયાર કરતા આવડે છે. એનાવડે હુ તમારા મરણ પછી છોકરાઓનું પોષણ કરી શકીશ. માટે હે ગૃહપતિ ! આસક્તિયુક્ત અતકરણથી તમારૂં મરણ ન થાય એમ હુ ઇચ્છુ છુ હે ગૃહપતિ ! તમને બીજી એવી શકા આવવાનો સભવ છે કે, ‘ નકુલમાતા મારા મરણ પછી પુનર્વિવાહ કરશે. ’ પરન્તુ આ શકા તમે છોડી દ્યો હું આજ સોળ વર્ષથી ગૃહસ્થ બ્રહ્મચર્યવ્રત ( ‘ ઉપોસથવ્રત ’) પાળુ છું, તે તમને ખબર છેજ. તો પછી હુ તમારા મૃત્યુ પછી વિવાહ કેમ કરીશ ? હે ગૃહપતિ ! તમારા મરણ પછી ‘ હું બુદ્ધ ભગવાનનો અને ભિક્ષુસંઘનો ધર્મોપદેશ શ્રવણ કરવા નહિ જાઉં ’ એવી તમને શકા આવવાનો સભવ છે. પણ તમારી પાછળ પહેલા પ્રમાણેજ બુદ્ધોપદેશ સાભળવામાં મારો ભાવ રહેશે, એવી તમારે પાકી ખાત્રી રાખવી અને કોઇ પણ પ્રકારે ઉપાધિ સિવાય મરણ આવવા દ્યો. હે ગૃહપતિ ! તમારી પાછળ ‘ હું બુદ્ધ ભગવાને ઉપદેશેલુ શીલ યથાર્થ રીતે નહિ પાળુ ’ એવી તમને શકા આવવાનો સંભવ છે, પણ જે ઉત્તમ શીલવતી બુદ્ધોપાસિકાઓ છે તેમાનીજ હુ પણ એક છું, એ તમે ખાત્રીથી સમજજો માટે કોઇ પણ પ્રકારની ફીકર વગર મરણ આવવા દ્યો. હે ગૃહપતિ ! ‘ મને સમાધિલાભ થયો નથી, તેથી તમારા

મરણથી હું બહુ દુઃખી થઇશ,' એમ તમે સમજશો નહિ. જે કોઇ બુદ્ધોપાસિકા સમાધિલાભવાળી હશે, તેમાની હુ એક છું એમ સમજજો, અને માનસિક ઉપાધિ છોડી દ્યો. હે ગૃહપતિ ! 'બુદ્ધધર્મનું તત્ત્વ મને હજી સમજાયુ નથી,' એવી પણ તમને કદાપિ શંકા આવશે; પરન્તુ જે તત્ત્વજ્ઞ ઉપાસિકાઓ છે, તેમાનીજ હુ એક છુ એમ ચોક્કસ ધ્યાનમા રાખો અને મનમાની કાળજી કહાડી નાખો."

આ પ્રમાણે નકુલમાતાના ઉપદેશથી તેના પતિ–નકુલપિતાના મનનું સમાધાન થયુ, અને તેનો વ્યાધિ વેળાસર શમ્યો. રોગમાથી સારો થયા પછી તે બુદ્ધના દર્શન સારૂ ગયો, ત્યારે તેને બુદ્ધદેવે કહ્યુ 'હે ગૃહપતિ ! તું મોટો પુણ્યશાળી છે. નકુલમાતા જેવી ઉપદેશ કરનારી અને તારા ઉપર પ્રેમ રાખનારી સ્ત્રી તને મળી છે. હે ગૃહપતિ ! ઉત્તમ શીલવતી જે ઉપાસિકાઓ છે, તેમાની એ એક છે. આવી પત્ની તને મળી એ તારૂં મહાભાગ્ય છે.'

આ એક દૃષ્ટાન્ત ઉપરથી બુદ્ધ ભગવાન સ્ત્રીઓની યોગ્યતાની કેટલી કદર કરતા, એ સહજ સમજી શકાય છે. વળી બુદ્ધ ભગવાન જેવા મહાજ્ઞાની, તપસ્વી અને સિદ્ધ રાજર્ષિ જેને માટે આવા સારા શબ્દો ઉચ્ચારે તે સન્નારીમા કેટલા બધા સદ્‌ગુણો હશે તેની પણ કલ્પના વાચક બેનો કરી શકશે *

## रत्न १४ मुं–ब्रह्मदत्ता



આ સન્નારી વારાણસીના રાજાની કુમારી હતી. એ ઘણી સુદર અને ભણીગણી હતી. તેનુ પાણિગ્રહણ કરવા માટે દેશદેશાવરના અનેક રાજાઓ તલપાપડ થઇ રહ્યા હતા, પરન્તુ બ્રહ્મદત્તાએ લગ્ન નહિ કરવાનો સંકલ્પ કર્યો હતો. બૌદ્ધ શાસ્ત્રનું અધ્યયન કરીને શાસ્ત્રની આલોચના કરવામા જીવન ગાળવાની તેને ઇચ્છા હતી. આખરે ભગવાન કશ્યપ જ્યારે ઋષિપત્તનમા વાસ કરવા આવ્યા હતા, ત્યારે એ લાગ જોઇને રાજકન્યા બ્રહ્મદત્તા તેમની પાસે ગઈ અને પ્રાર્થના કરી કે, મારી ઇચ્છા આપની પાસે બૌદ્ધધર્મનો ઉપદેશ ગ્રહણ કરવાની છે. ભગવાન કશ્યપની પાસે શિક્ષણ મેળવીને રાજકુમારી બ્રહ્મદ-

* 'જ્ઞાનસુધા' પત્રમાં પ્રગટ થયેલા 'બુદ્ધધર્મ અને સંઘ' નામના લેખમાંથી ઉપકારસહિત ઉદ્ધૃત.

ત્તાએ તપશ્ચર્યા કરવાનુ આરભ કર્યું એ વખતે રાજકુમારીના પ્રેમાકાક્ષી ઘણા રાજકુમારોએ તેને ચિરકૌમારવ્રત અગીકાર કરતા રોકવાનો પ્રયત્ન કર્યો પણ એણે કોઇની વિનતિ ઉપર ધ્યાન આપ્યુ નહિ. આખરે તેમણે બળપૂર્વક તેનુ હરણ કરી જવાનો નિશ્ચય કર્યો, પરન્તુ એ દુષ્ટો રાજકુમારીના આશ્રમમા જઇ પહોચ્યા ત્યારે રાજકુમારી પોતાના અદ્દભુત યોગબળથી આકાશમાર્ગમાં ચડી ગઇ તેનો આ ચમત્કાર જોઈને રાજકુમારો સ્તબ્ધ થઇ ગયા અને તેને પરણવાની મિથ્યા આશા છોડી દઈને વીલે મોએ પોત પોતાને ઘેર પાછા ગયા.

અંતરીક્ષમા ચડવું એ યોગમા મોટી સિદ્ધિ ગણાય છે એવી સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે રાજકુમારી બ્રહ્મદત્તા ધન્યવાદને પાત્ર છે

## रत्न १५ मुं--प्रभवा



પ્રભવા શ્રાવસ્તી નગરીના એક ધનવાન વણિકની કન્યા હતી. તેની સાથે લગ્ન કરવાને અનેક વણિકો તથા રાજકુમારો ઉત્સુક હતા, પણ વણિકકન્યા પ્રભવાએ તેમની બધાની વિનતિનો અસ્વીકાર કર્યો હતો. તેણે પણ ચિરકૌમારવ્રત ધારણ કર્યું હતુ બુદ્ધદેવની પાસે જઈને તેણે નિર્વાણતત્ત્વનુ શિક્ષણ મેળવ્યુ હતુ શિક્ષણના પ્રભાવથી એ ઘણી પ્રભાવશાળી સાધ્વી થઈ હતી. નિર્વાણનુ તત્ત્વ તેણે ઉત્તમ રીતે હૃદયગત કર્યું હતુ તથા ધીમે ધીમે 'અર્હત્' પદ પ્રાપ્ત કર્યું હતુ એમ કહેવાય છે કે એક જન્મમા એટલુ બધુ તત્ત્વજ્ઞાન કોઈને પ્રાપ્ત થયુ નથી. પ્રભવાને તેના પૂર્વજન્મના અભ્યાસે એટલુ બધુ અસાધારણ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવામા મદદ કરી હતી એમ બૌદ્ધ લોકોનુ માનવુ છે

## रत्न १६ मुं--क्षेमा



એક સમયે ભગવાન બુદ્ધદેવ શ્રાવસ્તી નગરીમા નિવાસ કરી રહ્યા હતા. એ અરસામાં પ્રસેનજીત અને બ્રહ્મદત્ત નામના બે રાજાઓમા વાદવિવાદ ઉભો થયો અને એ વાદવિવાદ એટલો બધો વધી પડ્યો કે બે રાજાઓની વચમા યુદ્ધ થવાનો પ્રસગ આવી પહોંચ્યો. એજ સમયમા દૈવસયોગથી પ્રસેનજીત રાજાને ત્યા એક કન્યા અને બ્રહ્મદત્ત

રાજાને ત્યાં એક પુત્રનો જન્મ થયો.બન્ને રાજાઓએ સૂચના કરી કે આ બન્ને બાળકોનો વિવાહ થઈ જાય તો આપણો વિવાદ બંધ થઈ જાય અને ફરીથી મૈત્રી સ્થાપન થાય. બન્ને જણાએ એ વાત કબૂલ રાખી અને યુદ્ધની તૈયારીઓ બંધ પડી. બિલકુલ શૈશવ અવસ્થામાં-ઘોડિયામાંથીજ પ્રસેનજીતની કન્યા અને બ્રહ્મદત્તાના પુત્રની સગાઇ થઈ ગઈ. પ્રસેનજીતની કન્યાનું નામ ક્ષેમા હતું. પ્રસેનજીતે તેને ધર્મ તથા નીતિનુ ઉંચુ શિક્ષણ આપ્યું હતું. વિવાહ કરવા યોગ્ય ઉંમરની થઈ ત્યારે ક્ષેમાએ સ્પષ્ટ જણાવી દીધું, કે 'મારે લગ્ન કરવું નથી.' આખી જીંદગી સુધી કૌમારવ્રત પાળીને ધર્મશાસ્ત્રનું અધ્યયન કરવાની મારી ઇચ્છા છે

કન્યાની આવી પ્રતિજ્ઞા સાંભળીને પ્રસેનજીત રાજા ઘણા ઉંડા વિચારમાં પડયો એના મનમાં ચિન્તા થવા લાગી કે રાજા બ્રહ્મદત્તના મનમાં એવો શક ઉત્પન્ન થશે કે મેંજ ક્ષેમાને એવું બહાનું કહાડવાનું શિખવ્યું હશે. મહામહેનતે તો કજીયાનું મો કાળું કર્યું હતું. તેમાં પાછી આ અણધારી પંચાત કયાંથી આવી પડી.

આવા આવા વિચારો પ્રસેનજીત રાજાને આકુળવ્યાકુળ કરી નાખવા લાગ્યા તેણે બ્રહ્મદત્ત રાજાને ખાનગી રીતે પત્ર લખ્યો કે, તમે જલદી આવી જઇને તમારા પુત્રનુ લગ્ન ક્ષેમા સાથે કરાવી જાઓ તત્ત્વજ્ઞાનની પિપાસુ ક્ષેમાને આ વાતની ગુપ્તપણે ખબર પડી ગઇ. તરતજ તે ભગવાન બુદ્ધદેવની પાસે ચાલી ગઇ. ભગવાન બુદ્ધદેવ એ સમયે જેતવનમાં બિરાજતા હતા. બુદ્ધદેવે જોયું કે ક્ષેમા ખરેખર તત્ત્વજ્ઞાન અને ધર્મોપદેશ પ્રાપ્ત કરવાને યોગ્ય છે એટલે તેમણે પંડે એ રાજકુમારીને ઉપદેશ આપવો શરૂ કર્યો. બુદ્ધદેવના ઉપદેશના પ્રભાવથી ક્ષેમા બૌદ્ધધર્મનું તત્ત્વ શિખી ગઇ અને ષડ્‌રિપુઓના પ્રલોભનને વશ કરી શકી. આ પ્રમાણે તે એક આદર્શ વિદુષી અને સાધ્વી બની. થોડા સમય પછી તેના સગાસંબંધીઓ આશ્રમમાં આવીને તેને બળપૂર્વક ઘેર લઇ ગયા. પ્રસેનજીત રાજા ક્ષેમાના લગ્નની તૈયારીઓ કરવા લાગ્યો. ધીમે ધીમે લગ્નનો દિવસ પણ આવી પહોચ્યો. પુરોહિતે વર અને કન્યાનો હાથ પકડીને બન્નેને લગ્નના પવિત્ર બંધનમાં બાંધવા સારૂ મંત્રોચ્ચારણ શરૂ કર્યું. એટલામાંજ લગ્નના સુંદર પાટલા ઉપર બિરાજેલી ક્ષેમા પાટલાસમેત ધીમે ધીમે ઉંચી થઈને આકાશમાર્ગમાં ઉડવા લાગી. આકાશમાં ઉંચે ગયા પછી તેણે વિવિધ પ્રકારના ચમત્કાર બતાવ્યા. એ ઉપરથી

સર્વેને ક્ષેમાની અપૂર્વ શક્તિ અને સિદ્ધિની ખાત્રી થઈ વિવાહના મંડપમાં એકઠા થયેલા બધા સ્ત્રીપુરુષો આ દૃશ્ય જોઈને આવક્ અને સ્તબ્ધ થઈ ગયાં ત્યાર પછી બધાએ સવિનય પ્રાર્થના કરીને ક્ષેમાને આકાશમાર્ગમાંથી નીચે ઉતારી. હવે તેની આગળ લગ્નની વાત કરવાની કોઈની હિંમત ચાલી નહિ લગ્ન બંધ રહ્યું અને ક્ષેમા પિતાની આજ્ઞા લઈને પાછી તપશ્ચર્યા કરવામાં તલ્લીન થઈ ગઈ. પ્રાણાયામ, કુંભક, આદિ યોગિક ક્રિયાઓવડે ક્ષેમાએ આકાશમાં ઉંચા થવાની શક્તિ પ્રાપ્ત કરી હતી, પરન્તુ એ તો ઘણી સાધારણ સિદ્ધિ હતી. ભગવાન બુદ્ધદેવ શ્રીમુખે કહી ગયા છે કે ક્ષેમાએ આકાશમાં ચડવા કરતાં પણ વધારે પ્રશંસાને યોગ્ય શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું.

નિર્વાણ શું છે, મૃત્યુ પછી આત્માની શી દશા થાય છે વગેરે તત્ત્વોનું રહસ્ય ક્ષેમાએ પોતાના પિતા પ્રસેનજીત રાજાને ઘણી ઉત્તમ રીતે સમજાવ્યું હતું ધન્ય છે એવી કન્યાને ! !

## रत्न १७ मुं--शुकला



કપિલવસ્તુ નગરમાં શુકલા નામની એક ઘણી સુંદર અને ગુણવંતી નારી રહેતી હતી. એ બૌદ્ધધર્મ પાળતી હતી એક તો તેનું સૌન્દર્ય અપૂર્વ હતું, અને બીજું એ કે એ પોતાના પિતાની અઢળક દોલતની એકલી વારસ હતી. તેના પિતાના ધનવૈભવનો કાંઈ પાર નહોતો. એવી સુંદરીનું પાણિગ્રહણ કરવાને અનેક રાજકુમારો ઉત્સુક રહેતા હતા, પરન્તુ શુકલાના કાન ઉપર બચપણથીજ બુદ્ધદેવના નિર્વાણધર્મ અને વૈરાગ્યતત્ત્વનો અમૃતમય ઉપદેશ પડી ચુકયો હતો પિતાના અતુલ વૈભવનો ત્યાગ કરીને સંન્યાસવ્રત લેવાનો તેણે સંકલ્પ કર્યો. એ સંકલ્પને તેણે ઘણી બહાદુરીથી અમલમાં મૂકયો અને થોડા સમયમાં આદર્શ તપસ્વિની તરીકે પ્રસિદ્ધિ મેળવી બૌદ્ધધર્મમાં એવી દંતકથા ચાલે છે કે તપસ્યા કરતાં કરતાં એણે એવી ઉન્નતિ કરી હતી કે તે આખરે 'અર્હત' પદ પામવાને ભાગ્યશાળી થઈ હતી. તેનું ઉંડું તત્ત્વજ્ઞાન તથા તેનો મધુર સારરૂપ ઉપદેશ સાંભળ્યાથી અનેક રાજકુમારોની મોહનિદ્રા ઉડી ગઈ હતી. બૌદ્ધશાસ્ત્રમાં તેનું અગાધ પાંડિત્ય હતું. તેની વિદ્વત્તા જોઈને મોટા મોટા બ્રાહ્મણ પંડિતો પણ આશ્ચર્યચકિત થઈ જતા. અધ્યયન, અધ્યાપન, તપ,

દાન અને અતિથિસત્કાર આદિ સત્કાર્યોમા રાતદિવસ નિમગ્ન રહીને શુકલા માનવજીવનનું સાર્થક કરી ગઇ છે

## रत्न १८ मुं--सोमा



શ્રાવસ્તી નગરીમા ' સોમા ' નામની એક બ્રાહ્મણની છોકરી થઈ ગઇ છે. તેની બુદ્ધિ અને સ્મરણશક્તિ એવા પ્રબળ હતા કે જે વાત એકવાર સાભળી તે વાત તેને હમેશા યાદ રહી જતી. એની એ વાત એની અગાળ ફરીથી કહેવાની જરૂર પડતી નહિ. એ અસાધારણ બુદ્ધિ અને સ્મરણશક્તિને લીધે, તેણે બધા બૌદ્ધ ગ્રન્થ કઠાગ્ર કરી દીધા હતા યોગ વિદ્યાનો તેણે સારો અભ્યાસ કર્યો હતો અને તપશ્ચર્યાદ્વારા ઉન્નતિ મેળવીને દુર્લભ ' અર્હત્ ' પદ પ્રાપ્ત કર્યું હતુ

## रत्न १९ मुं--कुवलया



એક વખત " ગિરિ બન્ધુ સગમ " ના દિવસે શ્રાવસ્તી નગરીમા એક મોટી ઉજાણી થઇ રહી હતી એ વખતે દૂર દેશાવરથી સ્રીપુરુષો આવીને શ્રાવસ્તી નગરીમા એકઠા થયા હતા. એ પ્રસગે દક્ષિણાપથમાથી એક વારાગના પણ ત્યા આવી હતી તેનું નામ કુવલયા હતુ. તેણે આવીને ભરીસભામાં પૂછયુ 'મારા સૌન્દર્યનું આકર્ષણ રોકી શકે એવો કોઇ પુરુષ આ નગરમા છે ? '

કુવલયા ખરેખરી અપ્સરા જેવી સુદર હતી. તેના સૌન્દર્યની જાળમા અનેક પુરુષો ફસાઇને પાયમાલ થઇ ચુકયા હતા, એટલે તેના મુખમાથી આવા મિથ્યા અહંકારસૂચક શબ્દો નીકળે એ સ્વાભાવિક હતું

એ મેળામાં આવેલા એક પુરુષે જવાબ આપ્યો ' હા, ગૌતમ નામનો એક શ્રમણ છે. '

એ વાત સાંભળતાવારજ કુવલયા જેતવનમા ગઇ. ત્યાં આગળ બુદ્ધદેવ તપસ્યા કરી રહ્યા હતા. બુદ્ધદેવની સન્મુખ જઇને તેણે પોતાનું સૌન્દર્ય બતાવીને વેશ્યાને છાજે એવા નાચ નખરાં કરીને બુદ્ધદેવના ચિત્તનું આકર્ષણ કરવાનો પ્રયત્ન કર્યો; પરન્તુ જેવું કુવલયાનું શારીરિક સૌન્દર્ય અનુપમ

હતુ,તેવુજ બુદ્ધદેવનુ આધ્યાત્મિક સૌન્દર્ય પણ અનુપમ હતું.એમ કહેવાય છે કે બુદ્ધદેવની અમાનુષિક શક્તિના પ્રભાવથી નર્તકી કુવલયાનુ સૌન્દર્ય એકદમ નષ્ટ થઇ ગયું. રૂપલાવણ્યવતી અને ભરજવાનીમા મસ્ત બનેલી એ યુવતી એકદમ એ શી વર્ષની બુઢ્ઢી ડોશી બની ગઇ. તેના શરીર ઉપર કરચલીઓ વળી ગઈ, મો કદ્રુપુ થઇ ગયુ. બુદ્ધ ભગવાન જેવા પુણ્યાત્મા મનુષ્યના સસર્ગમા આવતાવારજ એ નર્તકીને પોતાનાં પાછલા પાપકર્મોનો પશ્ચાત્તાપ થવા લાગ્યો એ પશ્ચાત્તાપની વેદનાથી તેનું હૃદય વિધાઈ જવા લાગ્યું. તેણે તરતજ બુદ્ધદેવના ચરણમા સાષ્ટાંગ દડવત્ પ્રણામ કર્યા તથા પોતાના પાપોનું પ્રાયશ્ચિત્ત સૂચવવાની વિનતિ કરી. તેનું હૃદય શાન્તિ મેળવવા ઉત્સુક બન્યુ.

બુદ્ધદેવ ખરેખરા ભક્તવત્સલ હતા, પરમ પતિતપાવન મહાત્મા હતા. બુદ્ધદેવે તેના ઉપર ઘણી દયા આણીને જાતે તેને શિક્ષણ અને ઉપદેશ આપવાનુ આરભ કર્યું બુદ્ધદેવના ઉપદેશથી તેનુ ચરિત્ર ખિલકુલ સુધરી ગયુ, તથા તેમના શિક્ષણથી થોડા સમયમા એ પરમ વિદુષી બની ગઈ હતી. પાછળથી બૌદ્ધપરિવ્રાજિકાતરીકે જનસેવા કરીને તેણે સારી ખ્યાતિ મેળવી હતી.

# रत्न २० मुं--खेमा (क्षेमा)



દ્ર દેશમા સાગર નામક નગરમા રાજાના ઘરમા એનો જન્મ થયો હતો. જન્મથીજ તેના અગની કાન્તિ સુન્દર હતી માતપિતાને એ ઘણી લાડકી હતી. વિવાહયોગ્ય વયની થઇ ત્યારે એનું સૌન્દર્ય ઘણું ખીલી નીકળ્યું, અને એના રૂપની પ્રશસા સાભળીને અનેક ક્ષત્રિય રાજકુમારો તેની સાથે લગ્ન કરવાનો અભિલાષ રાખવા લાગ્યા તેમણે મદ્રાધિપતિની પાસે માગા પણ મોકલવા માડયા. કોસલ દેશના લોકપ્રિય રાજા બિબિસારે પણ ખેમાનુ માગુ મોકલ્યુ

રાજા બિબિસાર બુદ્ધદેવનો પરમ ભક્ત હતો. ઘર છોડી અરણ્યમા નીકળી પડયા પછી રાજગૃહ નગરમાં એ રાજા સાથે બુદ્ધદેવનો મેળાપ થયો હતો, અને એમણે બોધિસત્ત્વને સમજાવીને પાછા સસારમા મોકલવાનો પ્રયત્ન કર્યો હતો, પણ બુદ્ધદેવે પોતાનો પરિચય આપીને ઘરબાર

છોડવાનો ઉદ્દેશ જણાવ્યો, કે હું મનુષ્યજાતિના દુ:ખોને શમાવવાનો ઉપાય શોધી કહાડવા માગુ છુ ત્યારે એમણે એમને જવા દીધા અને પ્રાર્થના કરી, કે "રાજકુમાર ! તમને જગત્‌ના ઉદ્ધારનો માર્ગ જડી આવે તો સૌથી પહેલા તમારે મારૂં વિહાર–દાન સ્વીકારવું પડશે." સારાંશ એ કે ગૌતમ બુદ્ધના પ્રથમ શ્રાવકતરીકે તેની ગણત્રી હતી. એવા યોગ્ય રાજાના માગાથી પ્રસન્ન થઈ મદ્રરાજે પોતાની ગુણવતી કન્યા એને આપી. ક્ષેમા હવે કોસલેશ્વરની પટ્ટરાણી બની.

ક્ષેમાના સુખનો હવે પાર રહ્યો નહિ. યોગ્ય પતિને પ્રાપ્ત થયાથી એના સદ્‌ગુણોનો પણ વિકાસ થયો.સાંસારિક સુખમા એના કેટલાક વર્ષ વીતી ગયા પછી, બુદ્ધદેવ સિદ્ધિપ્રાપ્ત કર્યા પછી પોતાના એક હજાર શિષ્યોસહિત રાજગૃહ પધાર્યા. રાજા બિંબિસાર તેમના દર્શને ગયા, અને આગ્રહપૂર્વક ભગવાનને પોતાને ઘેર ભોજન કરવા નિમંત્રણ કરી આવ્યા. બુદ્ધદેવ રાજમહેલમા પધાર્યા ત્યારે બિંબિસાર રાજાએ વેણુવન નામનો પોતાનો સુંદર બગીચો તથા વિહાર બુદ્ધદેવને તથા ભિક્ષુ સંઘને અર્પણ કરી દીધા. બુદ્ધદેવે એ વેણુવનમા ઘણા સમય સુધી નિવાસ કર્યો હતો. ક્ષેમાએ બુદ્ધદેવના ગુણની તથા એમના ઉપદેશની ઘણી પ્રશંસા સાંભળી હતી, પણ પોતે કોઈ દિવસ એમના દર્શને ગઈ નહોતી, કારણ એ હતું કે ક્ષેમાને પોતાના સૌન્દર્યનું ઘણુ અભિમાન હતુ. બુદ્ધદેવને સૌન્દર્ય પ્રત્યે અભિરુચિ નહોતી, એટલુંજ નહિ પણ એ પોતાના ભાષણોમા સૌન્દર્યના ઘણા દોષ બતાવતા. આથી એને શંકા રહેતી કે મારા રૂપની સૌ કોઈ પ્રશંસા કરે છે પણ ભગવાન એમા કાંઈ ખોડખાપણ કહાડશે તો ! એ વિચારથી જ્યારે વેણુવનમા જવાનો પ્રસંગ આવતો, ત્યારે કાંઈ ને કાંઈ બહાનું કહાડીને એ વાતને ઉડાવી દેતી.

બીજી તરફ રાજા બિંબિસારને એવો વિચાર આવતો, કે હું બુદ્ધદેવનો પરમ ભક્ત, ગુરુદેવ મારા ઉપર કૃપા કરીને મારા ઉદ્યાનમા બિરાજે છે, અને મારી પટ્ટરાણી એમના દર્શને પણ ન જાય એ કેવું અયોગ્ય ગણાય ? કોઈ પ્રકારે એવી યુક્તિ કરવી જોઇએ કે જેથી પટ્ટરાણીના મગજમાથી સૌન્દર્યની ખુમારી જતી રહે, અને ગૌતમ બુદ્ધની તરફ તેને ભક્તિ ઉત્પન્ન થાય.

આખરે એણે એક યુક્તિ શોધી કહાડી. તેણે પોતાના દરબારમાંના ભાટ ચારણોને બોલાવીને કહ્યું કે "તમે વેણુવનના સૌન્દર્યનું વર્ણન મધુરી કવિતામાં રચો અને મીઠે સ્વરે રાણીને કાને પડે એવી રીતે ગાઓ."

ભાટોએ તે પ્રમાણે કર્યું. વેળુવન મૂળ તો હતુ જ રળીઆમણુ સ્થાન, તેનુ વળી કવિતામા રૂપાંતર થયુ. સગીત અને પ્રભાવશાલી કવિતાની અસર પાષાણુ હૃદય ઉપર પણ થાય છે ભાટને મુખેથી વેળુવનની પ્રશસા સાભળીને રાણીને એ સુદર ઉદ્યાન જોવાની ઉત્કઠા થઈ, અને તેણે રાજાની પરવાનગી માગી. રાજાને તો એટલું જોઇતુ જ હતુ. તેણે પ્રસન્ન થઇને રજા આપી અને કહ્યું કે, "એટલુ ધ્યાનમા રાખજો કે વેળુવન સુધી જાઓ છો તો પછી ભગવાન બુદ્ધદેવના દર્શન કર્યા વગર પાછા નહિ અવાય."

ક્ષેમાએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. રાજાએ પોતાના નોકરોને કહી રાખ્યુ હતુ, કે "રાણી પોતાની ખુશીથી બુદ્ધદેવના દર્શને જાય તો ઘણી સારી વાત, નહિ તો તમે એમને કહેજો કે ' અમને રાજાની આજ્ઞા આપને દર્શન કરવા સારૂ લઈ જવાની છે.' ગમે તે પ્રકારે દર્શન કરાવીનેજ લાવજો "

રાતદિવસ અત:પુરમા રહેનારી એ રમણીય બાગને જોઇને ઘણી પ્રસન્ન થઇ. એના ચિત્તને ઘણી શાન્તિ વળી. પક્ષીઓના મધુર ગાનથી એના કાનને તૃપ્તિ થઈ પુષ્કળ ચાલ્યા છતા એને જરાયે થાક જણાયો નહિ. પાછા ફરતી વખતે નોકરો એને એવે રસ્તે લાવ્યા જ્યા બુદ્ધદેવ બિરાજતા હતા બુદ્ધદેવે તેને પોતાની તરફ આવતી જોઇને પોતાની ઋદ્ધિના બળવડે એક સ્વર્ગીય સૌન્દર્યની પુતળી ઉભી કરી એ પુતળી હાથમા પખો લઇને બુદ્ધદેવને વાયુ નાખી રહી હતી. ક્ષેમાદેવીને એ દશ્ય જોતાવારજ વિચાર આવ્યો, કે મારા કરતા અનેકગણી સૌન્દર્યવતી આ સુદરી બુદ્ધદેવની સેવા કરી રહી છે, અને હુ તો એમના દર્શન સુદ્ધાન્ત કરવા ગઇ નથી. ધિક્કાર છે મારા જીવતરને ક્ષણ માત્રમા એના રૂપનો ગર્વ જતો રહ્યો. આટલુ વિચારતાજ તેની વૃત્તિઓ બહારના સુખ ઉપરથી ઉઠીને અન્તર્મુખી થઇ. તે બુદ્ધદેવની પાસે જઈને પગે લાગી. થોડીવારમા તેણે જોયુ કે પેલી તરુણ સ્ત્રી મધ્યમ અવસ્થાને પ્રાપ્ત થઇ છે. વળી થોડીવાર પછી તેને ઘરડી ડોશી બનેલી જોઇ. તેનું રૂપ નાશ પામી ગયુ હતુ, અગ ઉપર કાન્તિ નહોતી, વાળ ધોળા થઇ ગયા હતા, શરીર કદ્રૂપુ થઇ ગયુ હતુ; બળ રહ્યું નહોતુ; દાત પડી ગયા હતા; કમર વળી ગઇ હતી. થોડીવાર પછી તેણે જોયુ તો એ ડોશી મરણ પામેલી

અભિમાનમા છકેલી પોતાના રૂપ આગળ સંસારને તુચ્છ ગણનારી ક્ષેમાને વિચાર આવ્યો ' શું મારા શરીરની પણ છેવટે આજ ગતિ થશે ? હુ કેવી મૂર્ખ છું, કે અજ્ઞાનમા આટલુ બધું આયુષ્ય ગુમાવ્યું.' હવે તેણે બુદ્ધ-

દેવનુ શરણુ લીધુ. બુદ્ધદેવે તેને ઉપદેશ આપીને ધર્મનું રહસ્ય સમજાવ્યુ. ક્ષેમા તીવ્ર બુદ્ધિની અને વિદુષી તો હતીજ. અહંકારના પડલ ઉતરી જવાથી હવે એને જ્ઞાનમાર્ગમા પ્રવેશ કરતા વાર ન લાગી થોડા સમયમા તેને સંસાર ઉપર વૈરાગ્ય ઉપજ્યો, અને તેણે વિધિપૂર્વક થેરી પદ ગ્રહણુ કર્યું થેરી થઇને તેણે એક ગાથા ગાઈ કે ‘ પોતે તૈયાર કરેલા જાળામા કરોળીઓ ફસાય છે, તે પ્રમાણે ઐહિક સુખને ભૂલથી વળગી રહેનારા લોકો જન્મમરણુના ફેરામા પડે છે, પણુ અનપેક્ષી લોકો એ પ્રવાહમાથી પાર ઉતરીને પ્રવ્રજ્યા ગ્રહણુ કરીને કામથી ઉત્પન્ન થનારા સુખનો નાશ કરે છે ’ ત્યાર પછી અર્થ, ધર્મ નિરુક્તિ, અને પ્રતિભાન એ ચાર પ્રકારના જ્ઞાન પ્રાપ્ત કર્યા. ‘પટિસંભિદા શાસ્ત્ર’મા પૂર્ણ સાક્ષાત્કાર થયા પછી તેણે અર્હત્ પદ પ્રાપ્ત કર્યું, અને બુદ્ધદેવની ઈચ્છાનુસાર પ્રવ્રજ્યા લેવા સારૂ પતિની આજ્ઞા મેળવવા ગઈ

રાજા તેને જોતાંવારજ સમજી ગયો, કે રાણી અર્હત્ પદને પામી છે, છતા પૂછ્યુ ‘ કેમ, તમે બુદ્ધદેવના દર્શન કરી આવ્યા ? ’ રાણીએ કહ્યુ ‘આપ ભગવાન બુદ્ધના દર્શન કરવા વારવાર જાઓ છો, પણ તે ઉપરચોટીઆજ દર્શન હોય છે. મેં તેમના દર્શન પૂર્ણરૂપે કર્યા છે, અને આપના કરતા વધારે સારી રીતે એમને ઓળખી શકી છુ મહારાજ ! મને પ્રવ્રજ્યા લેવાની રજા આપો ’

કેવો પરીક્ષાનો દિવસ ! અસાધારણુ રૂપવતીને સ્નેહાળ પતિનો સદાને માટે ત્યાગ કરવાનો પ્રસંગ છે ! રાજાએ ‘ દેવી ! ઘણુ સારૂં ’ કહી તરતજ રજા આપી, અને એક સોનાના મ્યાનામા બેસાડીને ભિક્ષુણી સંઘના નિવાસસ્થાનમા મોકલી આપી. બુદ્ધદેવે તેના ગુણુની પરીક્ષા કરીને ‘ મહા પ્રજ્ઞાવતી’ ! ઉપાધિથી તેને વિભૂષિત કરી.

થેરી થયા પછી પણુ અસાધારણુ રૂપલાવણ્યને લીધે તેને કુમાર્ગે લઈ જવાના ઘણા પ્રયત્નો પાપીઓ તરફથી થયા હતા, પરન્તુ કોઇ પણુ પ્રકારની લાલચમા ફસાયા વગર એણે શુદ્ધ બ્રહ્મચર્યયુક્ત સાત્વિક જીવન ગાળ્યું હતુ.

થેરી ગાથામા ૧૩૯ થી ૧૪૪ સુધીના શ્લોક તેના રચેલા છે.

બુદ્ધદેવે તેની ગણુના આદર્શ ભિક્ષુણીઓમા કરી છે

# रत्न २१ मुं–उत्पलवर्णा





તમ બુદ્ધના સમયમા શ્રાવસ્તી નગરીમા એક શાહુકારના ઘરમા એનો જન્મ થયો હતો. તેના શરીરનો વર્ણ નીલોત્પલના અન્તગર્ભના જેવો તેજસ્વી અને કાન્તિમાન્ હતો, એટલે જન્મતાવારજ માતપિતાએ તેનું નામ ઉત્પલવર્ણા પાડયુ.

દિવસ જતા ગયા તેમ એ શુકલ પક્ષના ચન્દ્રમાની પેઠે વધવા લાગી, અને ઉમરમાં આવી ત્યારે એનુ સૌન્દર્ય અને ખાસ કરીને એનો કમળ સરખો વર્ણ બધાંનુ ધ્યાન ખેંચવા લાગ્યો. જમ્બુદ્વીપના અનેક રાજ્યાધિપતિઓના રાજકુમારોએ તથા અનેક ધનવાન શેઠીઆઓએ તેના પિતા પાસે માગા મોકલ્યા. ઉત્પલવર્ણાનો પિતા હવે મોટા વિચારમાં પડયો. બધાને ખુશ કરવા એ અસભવિત હતું. એકને રાજી કરવા જાય તો બીજાઓ સાથે દુશ્મની બાધવી પડે એમ હતું. એ ઘણું મુઝાવા લાગ્યો આખરે બહુ વિચાર કરીને એણે એક યુક્તિ શોધી કહાડી, પણ એ યુક્તિ અમલમા આણી શકાશે કે નહિ તે સંબધમા એને ખાત્રી નહોતી

આખરે પોતાની અમુઝણ કન્યાની આગળ જણાવી તેનો અભિપ્રાય પૃછવા સારૂ એ ઉત્પલવર્ણાની પાસે ગયો. ઉત્પલવર્ણા ચતુર હતી, પોતાના લગ્નસબધને લીધે કેવી વિષમ સ્થિતિ ઉભી થઇ છે અને એના માતપિતા કેવા ગુચવાડામા પડયા છે એ કયારનીએ જાણી ચુકી હતી, પણ વિનયની ખાતર આગળ પડીને એણે પિતાની રૂબરૂ એ વિષય છોડયો નહોતો. આજ પિતા તેની પાસે આવ્યા એટલે તેણે ઉઠીને સત્કાર કર્યો, તથા પ્રણામ કરીને એમને બેસવાનું આસન આપ્યુ. પિતાનુ ઉદાસ મુખ જોઇને તે સમજી ગઈ કે આજે પિતાજીના હૃદય ઉપર મોટો ભાર આવી પડયો છે, અને એ બોજ હલકો કરવા, હૃદય ખાલી કરવા સારૂજ એ મારી પાસે આવ્યા છે. ચિન્તાનું કારણ શું છે તે કળી જતા પણ એને વાર લાગી નહિ, છતા એણે પૂછયું “ બાપુ ! આપને શુ થયુ છે? આજ આપનો ચહેરો ઉતરી કેમ ગયો છે?” પુત્રીના આ કોમળ અને હૃદયસ્પર્શી શબ્દોએ પિતાના હૃદયને આઘાત કર્યો મહા પ્રયત્ને મનને સ્થિર રાખીને એમણે કહ્યુ “ દિકરી ! આજકાલ હુ શી અમુંઝણમા પડયો છું, એ તું કળી શકી હોઇશ ! એમ હુ ધારૂં છુ. જમ્બુ-

દ્વીપના અનેક રાજકુમારો અને શેઠ લોકોના તારે સારૂ માગા આવ્યા છે. તુ જાણે છે કે હુ એ બધાની ઇચ્છા પૂરી કરી શકુ એમ નથી તારા જેવી સુદર અને વિદુષી કન્યા ગમે તેને વગર વિચાર્યે પણ હુ આપી શકીશ નહિ તારા લગ્નનિમિત્તે મોટો ઝગડો ઉભો થવાનો મને ભય રહે છે, માટે મે એક ઉપાય શોધી કહાડયો છે ”

ઉત્પલવર્ણાએ કહ્યુ ‘ પિતાજી ' ફરમાવો આપે કયો ઉપાય શોધી કહાડયો છે ? સકોચ ન રાખો. દિલ ખોલીને વાત કરો.”

પિતાએ કહ્યું “ મારો તારા ઉપર કેવો અને કેટલો બધો પ્રેમ છે એ તુ જાણે છે, એટલે તારે માટે એ સૂચના કરતા મારા હૃદયમા કેટલુ દુ:ખ થતુ હશે તેની તને કલ્પના આવી શકશે. છતા શું કરૂ ? સયોગો ધ્યાનમાં લેતાં મને બીજો કોઈ માર્ગજ સૂઝતો નથી. કહે બેન, તું સસાર ત્યજીને પ્રવ્રજ્યા લેવાને તૈયાર છે ? ”

છેલ્લુ વચન ઉચ્ચારતા પિતાના જીવને કાંઇ કરાર વળ્યો. ઉત્પલવર્ણાએ પિતાના વચનો ધ્યાનપૂર્વક સાભળ્યાં, તથા તેમના મુખ ઉપર થતા ફેરફારનું બારીકીથી અવલોકન કર્યું પોતાને લીધે પિતા કેવી સકડામણમાં આવી પડયા છે તે વાત તેના સમજવામા આવી ઘણા સાહસ તથા કુમારીસુલભ દિવ્યતાથી એણે કહ્યુ “ બાપુ, આપ જરાએ મુઝાશો નહિ. હું સારા કુળની કન્યા છુ. મારા પિતાનુ જેમા કલ્યાણ હોય તેજ કામ મારે કરવું જોઇએ, અને એજ હું કરીશ. ” વાત એ હતી કે ઉત્પલવર્ણા પૂર્વ જન્મની પણ સસ્કારી કન્યા હતી. પૂર્વ જન્મોમા તેણે ગૌતમબુદ્ધના પૂર્વાવતારે પદ્મોત્તર બુદ્ધની સારી પેઠે સેવા ચાકરી કરી હતી એ વખતે પદ્મોત્તર બુદ્ધ એક ભિક્ષુણીને ઋદ્ધિમતી કહીને આગળ પડતુ સ્થાન આપ્યુ હતુ, તે વખતથી એના મનમા પણ એવું ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવાની અભિલાષા ઉત્પન્ન થઈ હતી.એ દિવસથી એણે સાધુસન્તની ઘણી સેવા કરવા માડી હતી,તથા પુષ્કળ દાન દેવા માડયા હતા,અને અનેક પ્રકારના સત્કર્મો કરીને મરણ સમયે ભગવાનને એજ પ્રાર્થના કરી હતી કે મને પણ ઋદ્ધિમતી ભિક્ષુણીનું મહાન પદ પ્રાપ્ત થજો. શુભ અભિલાષા,યોગ્ય પ્રયત્ન કરવામા આવે તો એક જન્મમાં કે અનેક જન્મમાં પણ ફળવતી થયા વગર રહેતી નથી. અનેક જન્મો બાદ ગૌતમબુદ્ધના સમયમાં ઉત્પલવર્ણાના જીવનમા ઉપર વર્ણવેલો પ્રસગ પ્રાપ્ત થયો. પિતાજીએ તેને પ્રવ્રજ્યા ગ્રહણ કરવાની ઇચ્છા જણાવી પૂર્વ જન્મના

સંસ્કારોની ઉત્તેજનાથી કુમારી ઉત્પલવર્ણાએ પ્રસન્નચિત્તે એ પ્રસંગને વધાવી લીધો અને ભિક્ષુણી બનવા તૈયાર થઇ.

પિતાના ચક્ષુમાં અશ્રુ ભરાઇ આવ્યા, અંતઃકરણમાં સ્નેહ ઉભરાઇ ગયો અને એમના મુખમાંથી શબ્દ પણ નીકળી શક્યો નહિ. તેણે પ્રેમપૂર્વક પુત્રીને હૃદય સરસી ચાંપીને એના શુભ વિચાર માટે ધન્યવાદ આપ્યો તથા પોતાની સાથે ભિક્ષુણી સંઘમાં લઇ જઇને પ્રવ્રજ્યા અપાવી.

ઉત્પલવર્ણાને નવીન આશ્રમ ઘણો ગમી ગયો, અને તેને લાગ્યું કે હું મોહમાયાના બંધનમાંથી મુક્ત થઇને સ્વતંત્ર વાતાવરણમાં આવી.

ઉપસંપદા પ્રાપ્ત કર્યા પછી તેણે આધ્યાત્મિક ઉન્નતિ માટે અભ્યાસ કરવાની શરૂઆત કરી. ઉપસંપદા એટલે શું તે પણ આ સ્થાને સંક્ષેપમાં સમજાવવું અસ્થાને નહિ ગણાય. ઉપસંપદાના યોગથી ભિક્ષુ અને ભિક્ષુણી સંઘની એક નિયત પ્રકારની વ્યવસ્થા થવા પામતી. પ્રવ્રજ્યા લીધાથી તો ભિક્ષુણી સંઘમાં દાખલ થવાની પરવાનગી માત્ર મળતી, પણ સંઘમાં દાખલ થતાંવારજ સંઘના બધા હક્ક એકદમ મળી જતા નહોતા. અનુભવ અને યોગ્યતા પ્રાપ્ત થયા પછી 'ઉપસંપદા' આપવામાં આવતી અને ત્યાર પછીજ ભિક્ષુ કે ભિક્ષુણીને સંઘને લગતી સર્વ બાબતોમાં મત આપવાનો અધિકાર મળતો અસ્તુ! સંઘમાં રહીને ઉત્પલવર્ણાએ ત્રિપિટક-બૌદ્ધ ધર્મ શાસ્ત્રના મુખ્ય ગ્રન્થોનો અભ્યાસ કર્યો. ત્યાર પછી તેણે સીલ સંપદા પ્રાપ્ત કરી અને સમાધિભાવનાનો સાક્ષાત્કાર કરવાને માર્ગે ચડી. બૌદ્ધધર્મમાં 'ઉપોસથ' ની ક્રિયા થાય છે ઉપવસથને દિવસે જે સ્થળે ભિક્ષુકોનો સંઘ એકઠો થાય તેને ઉપવસથાગાર ( પાલી ઉપોસથાગાર ) કહે છે. ચૌદશ અને પૂર્ણિમાને દિવસે એ સ્થાનની વ્યવસ્થા કરવાનું કામ ભિક્ષુ અને ભિક્ષુણીઓને માથે વારા ફરતી આવતું. એ દિવસે ' પ્રતિમોક્ષ ' ગ્રન્થનો પાઠ થતો. ભિક્ષુક અને ભિક્ષુકોએ કેવા નિયમથી રહેવું જોઇએ, અને કેવી આપત્તિઓથી બચવું જોઇએ, એ સંબંધી ઉપદેશ એ ગ્રન્થમાં આપેલો છે. કોઇ ભિક્ષુ કે ભિક્ષુણીએ એમાંનો કોઇ નિયમ તોડયો હોય તો એ મેળાવડામાં સંઘ-સ્થવિર તેને ઉભો કરીને અપરાધ કબૂલ કરાવતો અને એને માટે સંઘ જે સજા ઠરાવે તે ભોગવાવતો.

ઉત્પલવર્ણા ઉપોસથાને દિવસે પ્રતિમોક્ષ સાંભળવાને ઘણી આતુર રહેતી, અને ઉપોસથ શાળાને વાળી ઝુડીને સાફ કરતી, તથા દીવો વગેરે

લાવીને મૂકતી એ દીવાની જ્યોત પાસે બેસીને એ ધ્યાન ધરતી. એ પ્રમાણે ધ્યાન ધરીને તેજના વિસ્તૃત સ્વરૂપને પોતાના હૃદયમાં ઉતારીને સમાધિ અવસ્થા પ્રાપ્ત કરી, સમાધિ દશાનો અભ્યાસ કર્યા પછી એણે પ્રજ્ઞા સંપાદન કરી, અને પછી અર્હંત્ પદનો સાક્ષાત્કાર કર્યો. અર્હત્ પદનું ફળ પ્રાપ્ત થયા પછી તેને ઋદ્ધિ સિદ્ધિ મળી ગઇ, અને ચમત્કાર કરવામાં એ પારંગત થઇ ગઈ.

એક દિવસ ભગવાન ગૌતમ બુદ્ધે ' યમ કપાટિ હારિય ' નામનો ચમત્કાર કર્યો. બેવડો ચમત્કાર અર્થાત્ ભિન્ન સ્વભાવવાળી બે વસ્તુઓને એકજ સમયે એકઠી બતાવવી તેનું નામ ' યમ કપાટિ હારિય ' ચમત્કાર છે. જે દિવસે બુદ્ધદેવે એ ચમત્કાર કર્યો તેજ દિવસે ભિક્ષુણી ઉત્પલવર્ણાએ પણ સિંહનાદ કર્યો, કે ગુરુદેવ ! આપના પછી હું પણ એક ચમત્કાર કરી બતાવીશ, અને પોતાના એ કથનને સિદ્ધ પણ કરી બતાવ્યુ.

ત્યાર પછી એક દિવસ શાસ્તા-બુદ્ધદેવ જેતવનમા સંઘની સામે બેસીને ભિક્ષુણીઓને એમની યોગ્યતા પ્રમાણે જૂદા જૂદા સ્થાનમા ગોઠવવા લાગ્યા. તે સમયે ઉત્પલવર્ણાનો વારો આવતા બુદ્ધદેવે તેના એ સિંહનાદનો ઉલ્લેખ કરીને તેને માટે ઋદ્ધિમતી ભિક્ષુણીના શ્રેષ્ઠ પદની યોજના કરી. આ પ્રમાણે ઉત્પલવર્ણાની અનેક જન્મની ઈચ્છા પરિપૂર્ણ થઇ

થેરી ગાથામાં એની રચના છે. ઈન્દ્રિયોને વશ થઈ વિષયલોલુપ થવાથી મનુષ્ય કેટલી અધોગતિએ પહોચે છે, કેવી શોકજનક સ્થિતિમાં પડવું પડે છે, એ બતાવવાનો તેની ગાથાનો ઉદ્દેશ છે. ઋદ્ધિ અને અભિજ્ઞા પ્રાપ્ત થયા પછી કેવો આનંદ અને સુખ મળે છે તે પણ તેણે વર્ણવ્યું છે. મારે તેને લલચાવીને ધર્મના માર્ગમાથી વિચલિત કરવાનો પ્રયત્ન કર્યો, ત્યારે એણે મારને ખંખેરી કહાડયો હતો, કે " મેં તૃષ્ણાને છોડી દીધી છે તમનો નાશ કર્યો છે હે માર ! હું એવી છુ હે પાપી ! મેં તારો પણ નાશ કર્યો છે તારી મગદૂર નથી કે મને પવિત્રતાના ધર્મમાથી ખસેડી શકે. "

ક્ષેમા ભિક્ષુણીની બરોબર એની યોગ્યતા બૌદ્ધ ગ્રન્થોમા માનવામા આવી છે.



# रत्न २२ मुं–शृगाल माता



દ્ધ ધર્મમા શ્રદ્ધાવાળી અને શ્રદ્ધાનાજ બળવડે મહાન બનેલી કોઇ ભિક્ષુણી હોય તો તે શૃગાલમાતાજ છે

એમ કહેવાય છે કે પદ્મોત્તર બુદ્ધના સમયમા હંસાવતી નગરીમા એ રહેતી હતી, અને શાસ્તા બુદ્ધદેવના ધાર્મિક વ્યાખ્યાનોથી એના હૃદયમાં અપૂર્વ શ્રદ્ધા ઉત્પન્ન થઈ હતી. ત્યાર પછી એક દિવસ વિહારમા ધર્મકથા થઈ રહ્યા પછી બુદ્ધદેવે ભિક્ષુણીઓના યોગ્યતા પ્રમાણે વિભાગ પાડયા, ત્યારે એક ભિક્ષુણીને શ્રદ્ધાવતી ભિક્ષુણીઓમા પ્રથમ સ્થાન મળેલુ જોઈને આગલા જન્મમા પોતાને પણ એવુંજ પદ મળે એવી એણે ઇચ્છા રાખી હતી.

શુભ વાસના જન્મજન્માતરમા પણ ફળ્યા વગર રહેતી નથી એ સિદ્ધા-ન્તાનુસાર ભગવાન ગૌતમ બુદ્ધનો આવિર્ભાવ થયો તે સમયમા રાજગૃહ નગરમાં એક શ્રેષ્ઠ કુળમા એણે જન્મ ધારણ કર્યો. લગ્નને લાયક વય થતા કુળ, વિદ્યા અને ગુણોમા એના સરખા એક યુવક સાથે એનો વિવાહ કરવામા આવ્યો. ગૃહિણી ધર્મનુ તેણે યોગ્ય રીતે પાલન કર્યું અને એક પુત્ર અવ-તર્યો તેનુ નામ શૃગાલ પાડયુ.

શૃગાલને ભગવાન બુદ્ધે ગૃહસ્થનાં કર્તવ્યકર્મસબધી એક અત્યત હૃદયસ્પર્શી અને સુદર ઉપદેશ આપ્યો છે પોતાના પિતાની આજ્ઞાનુસાર એ તરુણ યુવક દરરોજ સવારે શહેરની બહાર જઈને સ્નાન કરીને પૂર્વ, પશ્ચિમ, ઉનર અને દક્ષિણ, ઉપર અને નીચે એમ છએ દિશાઓને ભીને કપડે અને ભીના કેશસહિત નમસ્કાર કરતો એક દિવસ એવી અવસ્થામા બુદ્ધ ગુરુ એને મળ્યા, અને દિશાનો ખરો અર્થ સમજાવ્યો, અને તેને વદન કરવું એટલે એ કે એ ખાસ દિશાવડે જે જે જૂદા જૂદા સાર પ્રગટ કરવામા આવ્યા છે, તેના ઉપર આસ્થા રાખવી, તથા એ શુભ હેતુઓના રક્ષણ સારૂ રાતદિવસ પ્રયાસ કરવો અને એને અનુસરીને ગૃહસ્થાશ્રમ ચલાવવો એનુ નામજ દિશાઓની પૂજા છે એ ઉપદેશની અસર યુવક શૃગાલ ઉપર એટલી બધી થઇ, કે એ ભગવાનનો ઉપાસક બન્યો અને પ્રસિદ્ધિ પામ્યો. એ પુત્રને લીધે એની માતા શૃગાલમાતા તરીકે પ્રખ્યાત થઈ.

પુત્ર પાસેથી એણે ભગવાન્ બુદ્ધ અને એમના સઘસબધી માહિતી

મેળવી હોય એમ લાગે છે. પુત્રના પ્રત્યક્ષ દાખલાથી એના મનમાં બૌદ્ધ-ધર્મના સિદ્ધાન્તો ઉપર પુષ્કળ શ્રદ્ધા જામી, અને તેણે સંઘમાં પ્રવેશ કર્યો

સંઘમાં દાખલ થયા પછી તેણે શા શા સત્કર્મો કર્યાં તેનું વિવરણ મળી આવતું નથી, પણ એટલું જણાય છે કે પ્રવ્રજ્યા લીધા પછી સંઘમાં રહીને એણે શ્રદ્ધાનો ગુણ બહુ ખીલવ્યો હતો

એક દિવસ એ વિહારમાં ગઈ હતી. એ સમયે શાસ્તા દશ બળ-બુદ્ધદેવ ધર્મકથા કરી રહ્યા હતા. એ વખતે શૃગાલમાતા શ્રદ્ધાપૂર્વક એકાગ્રચિત્તે તેમનો ધર્મોપદેશ સાંભળી રહી હતી; અને એ કાર્યમાં એ એવી તલ્લીન થઈ ગઈ કે ભગવાનના તેજસ્વી શરીર ઉપર તેનું ધ્યાન લાગી ગયું. ભગવાને જોયું કે એ સાધ્વીની શ્રદ્ધા પૂર્ણતાને પહોંચી ગઈ છે, એટલે એમણે એને એ ધ્યાન-બળવડે અર્હતની પદવી આપી

પછીથી એક દિવસ જેતવનમાં બુદ્ધ ભગવાન ભિક્ષુણીઓના તેમની યોગ્યતા પ્રમાણે વર્ગ પાડવા લાગ્યા, ત્યારે તેમણે શૃગાલમાતાને નિઃસીમ શ્રદ્ધાવાળી ભિક્ષુણીઓમાં સૌથી પહેલું સ્થાન આપ્યું.આ પ્રમાણે પૂર્વજન્મોની અભિલાષા શૃગાલમાતાના આ જીવનમાં સફળ થઈ.

# रत्न २३ मुं-मंडपदायिका



એ બુદ્ધ સેવિકા ભગિનીનું નામ જન્મ સમયે શું હતું તે જાણવામાં નથી આવ્યું 'અપદાન' માં તેનું નામ મંડપદાયિકા લખવામાં આવ્યું છે દીક્ષા લીધા પછી અર્થાત્ "ઉપસંપદા" મેળવ્યા પછી તેનું એ નામ પાડવામાં આવ્યું હોય એમ લાગે છે. વૈશાલી નગરીમાં એક ધનવાન ઉમરાવના કુટુંબમાં તેનો જન્મ થયો હતો. તેનો બાંધો ઘણો હૃષ્ટપુષ્ટ હતો તેનો વિવાહ એક નવયુવક ઉમરાવ સાથે થઈ ગયો અને એ ઘણા પ્રેમપૂર્વક પતિની સેવા કરવા લાગી. એક દિવસ બુદ્ધ ભગવાન વૈશાલી નગરીમાં પધાર્યા ત્યારે તેમના મધુર ઉપદેશના શ્રવણથી બૌદ્ધધર્મ ઉપર તેની શ્રદ્ધા બેઠી અને એ બુદ્ધદેવની શિષ્યા બની, પરન્તુ એ સમયે તે ગૃહસ્થાશ્રમ ધર્મનું યથાવિધિ પાલન કરતી હતી. એક દિવસ મહા પ્રજા-પતિ ગૌતમીનું ત્યાં આગળ પધારવું થયું, અને તેમણે ત્યાંની સ્ત્રીઓને ધર્મો-

પદેશ આપ્યો એ દિવસે સંસારનો ત્યાગ કરવાની ઇચ્છા એના મનમા પ્રબળ થઇ પડી. તેણે પોતાના સ્વામી આગળ એ ઇચ્છા પ્રકટ કરી, પરન્તુ તેણે પોતાની સંમતિ આપી નહિ એથી એ પતિવ્રતા સ્ત્રી પોતાના સાંસારિક કર્મો કરતી ગઇ, અને સાથે સાથેજ ધર્મના રહસ્યનુ પણ એકાગ્રચિત્ત ચિંત્વન કરતી ગઈ. એક દિવસ એવું બન્યું કે એ સન્નારી રસોડામા રસોઈ કરી રહી હતી, એટલામા એક મોટો ભડકો થયો અને એ તાપથી વાસણ એક મોટા કડાકા સાથે ફાટી ગયું ભોજન બધુ બળીને રાખ થઈ ગયુ. આ નજીવા બનાવથી પૃથ્વીમાની સર્વ વસ્તુઓનુ ક્ષણભંગુરપણુ તેના સમજવામા આવ્યું. એ દિવસથી એના ચિત્તમા ખરો વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેણે સુંદર વસ્ત્રાભૂષણ અને રત્નાલંકારો પહેરવાનુ છોડી દીધુ. તેના પતિએ એમ કરવાનુ કારણ પૂછ્યુ ત્યારે તેણે વિનયપૂર્વક જણાવ્યુ કે, “ સ્વામીનાથ ! સંસાર ઉપરથી મારી આસક્તિ ઉઠી ગઇ છે. હવે વિષયવાસના અને સુખવૈભવમા મારૂ ચિત્ત જરા પણ ચોટતુ નથી.” તેનો પતિ પણ સંસ્કારી પુરુષ હતો. પત્નીની અભિલાષાને અનુસરીને એ તેને મહા પ્રજાપતિ ગૌતમીની પાસે લઈ ગયો અને નમ્રતાપૂર્વક નમસ્કાર કરીને કહ્યુ “ આ મારી ધર્મપત્ની છે. સંસાર ઉપર અરુચિ ઉત્પન્ન થવાથી એને ભિક્ષુણી થવાનુ મન થયુ છે આપ એને દીક્ષા આપો ”

ત્યાર પછી તે ધનવૈભવમા ઉછરેલી મંડપદાયિકાએ યથાવિધિ બૌદ્ધ-ધર્મની દીક્ષા લીધી અને રાતદિવસ ગુરુની આજ્ઞા મુજબ ધર્મનુ સેવન અને પાલન કરવાનુ આરંભ્યું. આખરે એ ‘અર્હત્’ પદ પામીને મનુષ્ય દેહ સાર્થક કરી ગઇ

‘ થેરી ગાથા ’ મા આ સાધ્વીની એકશ્લોકી રચનાને પ્રથમ સ્થાન મળ્યું છે. એ શ્લોકમા સાધ્વી પોતાને સંબોધીને કહે છે કે “ હે થેરીકે ! ( જ્ઞાનવૃદ્ધ ભિક્ષુણી ) ચોળા ( પગ સુધી પહોચે એવુ સાધુઓને પહેરવાનુ વસ્ત્ર ) દ્વારા આખા શરીરને ઢાકીને સુખે સુઇ રહે, અર્થાત્ વાસનાશૂન્ય થઇને શાન્ત ભાવ ધારણ કર, કેમકે કોઈ ઘડામા જળ ન હોય અને એને ચૂલા ઉપર મૂકયો હોય તો એમાથી ખળખળ અવાજ થતો નથી તેવી રીતે તારી વાસનાઓનો વિકાર પણ શમી ગયો છે ’

## रत्न २४ मुं–मुक्ता ( मुत्ता )

શ્રાવસ્તી નગરીમા એક સુપ્રસિદ્ધ બ્રાહ્મણના કુટુંબમા એનો જન્મ થયો હતો. એ જન્મપર્યંત કુમારી રહી હતી અને વીશ વર્ષની ઉંમરે વૈરાગ્ય ઉત્પન્ન થવાથી પિતૃગૃહનો ત્યાગ કરીને શ્રમણી અથવા થેરી બની હતી. સ્વય મહાપ્રજાપતિ ગાતમીએ તેને ઉપસંપદા અથવા ધર્મદીક્ષા આપી હતી. મહા પ્રજાપતિ ગૌતમી પાસે તેણે ઉંચા પ્રકારનુ આધ્યાત્મિક જ્ઞાન મેળવ્યું હતું વડિલ ભિક્ષુણીઓ તરફ એ ઘણો પૂજ્યભાવ રાખતી અને તેમની સેવા શુશ્રષા કરતી તેની ભક્તિ અને ધ્યાન ધરવાની પદ્ધતિથી બુદ્ધદેવ ઘણા પ્રસન્ન થયા હતા બુદ્ધદેવની સહાયતાથી મુક્તા થોડા સમયમા અર્હત્ પદને પામી હતી. મુકતાએ પોતાને સંબોધન કરીને એક ગાથા રચી છે, જેનો ભાવાર્થ એવો છે કે.—" હે મુક્તે ! જ્યારે લાગ ફાવે ત્યારે અથવા જ્યારે શુભ ક્ષણ આવી મળે ત્યારે જેવી રીતે રાહુથી ગ્રસાયલો ચન્દ્ર શુભ યોગ મળતા પોતાને મુક્ત કરે છે તેવી રીતે તું પોતાને સંસારના બંધનોમાથી મુક્ત કર. મુક્ત મનવડે, ઋણમુક્ત થઇને જીવન ધારણ કર."

## रत्न २५ मुं–पूर्णा (पुण्णा)



એ શ્રાવસ્તી નગરીના એક વણિકની કન્યા હતી. મોટી વયની થયા પછી એણે મહાપ્રજાપતિ ગોતમીને મોએ ધર્મકથા સાભળીને જ્ઞાન મેળવ્યું હતુ અને પાછળથી દીક્ષા લઇને થેરી બની હતી બુદ્ધદેવે ગન્ધકુટીમાથી તેને ધર્મનુ દિવ્ય જ્ઞાન સમજાવ્યુ હતુ હૃદયમા જ્ઞાનનો પ્રકાશ થયા પછી તેણે એક ગાથા ગાઇછે જેનો ભાવાર્થ એવો છે કે,હે પૂર્ણા ! પૂર્ણિમાને દિવસે ચન્દ્રમા જેવી રીતે પૂર્ણ કલાએ પહોચે છે તેવી રીતે ધર્મથી તું પોતાના જીવનને પૂર્ણ કર ! અને પરિપૂર્ણ પ્રજ્ઞાદ્વારા અજ્ઞાનરૂપી અંધકારને વિખેરી નાખ.

પૂર્ણા પણ અર્હત્ પદને પ્રાપ્ત થઈ હતી.

# रत्न २६ मुं-तिष्या (तिस्सा)



એ

નો જન્મ કપિલવસ્તુમા શાકય વશમા થયો હતા રાજકુટુ બની મહિલાઓની એ બેનપણી હતી એમની સાથે સુખવૈભવમા એનો સમય વ્યતીત થયો હતો મહાપ્રજાપતિ ગોતમીએ જ્યારે સ સાર ત્યજીને ભિક્ષુણી-વ્રત લીધુ ત્યારે તિષ્યા પણ એમની સાથે ભિક્ષુણી બની ત્રણ નક્ષત્રયુક્ત તિષ્યા અથવા પુષ્ય નક્ષત્ર ઉપરથી એનુ નામ પડયુ છે. સ સાર ત્યાગ કર્યા પછી એણે તત્વચિ ત્વનમાજ જીવન વ્યતીત કર્યું હતું, અને અન્તર્મુખી વૃત્તિ રાખી હતી ભગવાન્ બુદ્ધદેવે એને દર્શન આપીને જે બોધ આપ્યો હતો તે એણે પોતાની ગાથામા ગુ થ્યો છે.

"હે તિસ્સે ! શિક્ષણદ્વારા તું પોતાને શિક્ષિત બનાવ તુ યોગને અર્થાત્ શુભ ક્ષણને ફોગટ જવા દઈશ નહિ (અહિ યા યોગ શબ્દ સાથે રમત છે. નીચલા વાકયમા પોતે કહે છે કે બધા યોગને છોડી દઇને વિચરણ કર, પરતુ અહિ યા યોગનો અર્થ શુભ ક્ષણ, અનુકૂળ પ્રસ ગ એ વો છે, અને નીચલી લીટીમા યોગનો અર્થ બ ધન થાય છે બ ધનોમાથી મુક્ત થઇને વિચરવાનો ઉપદેશ છે ) સર્વ યોગમાથી છૂટી થઇને આ લોકમા અથવા પૃથ્વીમા અનાસવા એટલે કે પાપશૂન્ય થઇને વિચરણ કર"

(રક્ત માસનું શરીર લઇને જન્મ ધારણ કર્યાથી જે દુર્બળતા અને પાપ આપોઆપ પેદા થાય છે તેનું નામ આસવ છે)

# रत्न २७ मुं—अन्सतरा तिष्या



બા

દ્ધધર્મમા નામાકિત થયેલી આ એક બીજી સાધ્વી રમણી હતી. થેરી થયા પછી તે ઉપસમા પામ્યા સુધીના એના જીવનસ બ ધી વિશેષ હકીકત મળી આવતી નથી. એણે રચેલી ગાથાનો ભાવાર્થ નીચે મુજબ છે

"હે તિષ્યા ! ધર્મયુક્ત થા. ધર્મના કાર્યમા પોતાને લગાડ શુભ ક્ષણને તું ચાલી જવા દેતી નહિ, કારણ કે જે લોકોએ શુભ

ક્ષણને નકામી ગુમાવી દીધી છે, એને ફોગટ જવા દીધી છે તે લોકો ગઈ પળને સંભારીને શોક કર્યા કરે છે, અને નરકમા પડે છે. ”

# रत्न २८ मुं-धर्मदिन्ना



અગલા ચરિત્રમા રાજા બિંબિસારનો કોઈ પરિચય અમે આપી ગયા છીએ. એ રાજાને એક પરમ ઇષ્ટ મિત્ર હતો તેનુ નામ વિશાખ હતું. વિશાખ બુદ્ધદેવનો પરમ ભક્ત હતો, અને એ ધર્મના માર્ગમા એણે સારી ઉન્નતિ કરી હતી ધર્મદિન્ના એ પરમ શ્રદ્ધાવાન ઉપાસકની સહધર્મચારિણી હતી સદ્ભાગ્યે તેનો પતિ જેવો શ્રદ્ધાળુ અને ભક્ત હતો તેવોજ પ્રેમી પણ હતો ધર્મદિન્ના પણ પરમ સુંદરી, વિદુષી અને સદાચારી હોવાથી એ પ્રેમને પાત્રજ હતી પતિપત્ની એકબીજા પ્રત્યેના અપૂર્વ પ્રેમની સાકળથી બંધાયલા હતા રાતદિવસ પતિને પ્રસન્ન રાખવો, એને પ્રિય હોય એવા કાર્ય કરવા, મધુરી વાતો કરીને એના કાનને તૃપ્ત કરવા એજ તેના જીવનનો એક માત્ર ઉદ્દેશ હતો. હજીસુધી ધર્મદિન્નાને બુદ્ધ પ્રત્યે ભક્તિ ઉત્પન્ન થઇ નહોતી વિશાખ પણ પત્નીની સ્વતંત્રતામા આડે આવે એવો પતિ નહોતો એણે પરાણે બુદ્ધદેવનો ધર્મ પળાવવાની પત્નીને આજ્ઞા ન આપી. એને ખાત્રી હતી કે ધર્મદિન્ના મારી આપેલી સ્વતંત્રતાનો દુરુપયોગ કરે એવી નથી એને પોતાને બુદ્ધદેવની શક્તિઓનું ભાન થશે અને અને એ એમના દર્શન કરવાની ઇચ્છા કરશે. વિશાખના મન ઉપર ધીમે ધીમે બુદ્ધદેવના ઉપદેશની વધારે ને વધારે અસર થવા માંડી, એ એમનો શિષ્ય બન્યો, અને આધ્યાત્મિક માર્ગમા એક એક પગથીઉં આગળ ચડતો ગયો. જેમ જેમ ધર્મની પ્રાપ્તિ થતી ગઇ તેમ તેમ સંસારની આસક્તિ ઓછી થતી ગઇ, છતા પણ પોતાની સ્નેહાળ પત્નીને ઓછું ન આવે તેને માટે એ બનતો પ્રયત્ન કરતો. ધર્મ સાધતા સાધતાં એ ત્રીજે પગથીએ, અર્થાત્ અનાગામિ ફળ ઉપર પહોચવા આવ્યો. એ સ્થિતિએ પહોંચનારને જન્મમરણનું દુ.ખ ટળી જાય છે.

એ સ્થિતિમાં વિશાખ એક દિવસ બુદ્ધદેવની મધુર વાણી સાંભળીને ઘેર આવ્યો પ્રેમમૂર્તિ ધર્મદિન્ના પતિના આવવાની વાટ જોતી દાદરમાં

સામી મળી પણ આજે વિશાખે તેને પ્રેમપૂર્વક બોલાવી નહિ દરરોજના નિયમનો આજ ભગ થતા તેણે કોમળ સ્વરે પતિને પુછયુ “વહાલા ! આજે તમે મારી સાથે વાતચીત કેમ ન કરી ? આજ મને આલિગન કેમ ન આપ્યુ ? શુ આજ મારાથી કાઇ અપરાધ થયો છે ?'

વિશાખે ઉત્તર આપ્યો “દેવિ ! તારો કાંઇ અપરાધ થયો નથી, પરતુ આજથી હુ સ્રીને સ્પર્શ કરવાને તથા સ્વાદિષ્ટ ભોજન કરવાને યોગ્ય રહ્યો નથી. જે નવા આશ્રમમા મે પ્રવેશ કર્યો છે, તેમા એ બધા ભોગવિલાસનો નિષેધ છે. તને યોગ્ય લાગે તે પ્રમાણે કર આ ઘરમા રહેવું હોય તો એ તારૂં છે, ખુશીથી રહે. પિતાને ઘેર જવાની ઇચ્છા હોય તો મારી ના નથી જેટલુ દ્રવ્ય, તથા દાગીના લઈ જવા હોય તેટલા લઇ જા ' ધર્મદિન્નાની સહનશીલતાની હદ આવી રહી. જે પતિની જીદગીપર્યન્ત સેવા કરી રહી હતી, જેના પ્રેમમા એ ગાડીઘેલી બનીને આ લોક અને પરલોકને પણ વિસરી ગઇ હતી તે આજે આવા શબ્દો કહાડે ! તેણે વિનયપૂર્વક કહ્યુ “વહાલા ! મારાથી એ બેમાથી એક પણ માર્ગ ગ્રહણ થવાનો નથી મને ધન, રત્ન, તથા વૈભવનો મોહ નથી. આપની પાછળ એ બધુ હતુ આપ મારો ત્યાગ કરીને સાધુ બનવા તૈયાર થયા છો, તો હુ પિયેરમા જઇને વૈભવ ભોગવુ એ અસભવિત છે. આપ મને પણ પરવાનગી આપો હુ પણ સસારનો ત્યાગ કરીને બુદ્ધદેવનુ શરણ લઈશ, અને ધર્મમાર્ગની પ્રવાસી બનીશ ”

વિશાખે કહ્યું “ તારી ઇચ્છા વ્યાજબી છે હું પ્રસન્ન ચિત્તે તને ભિક્ષુણી બનવાની રજા આપુ છુ. ' એ પ્રમાણે કહીને સુવર્ણના મ્યાનામા બેસાડીને તેણે ધર્મદિન્નાને ભિક્ષુણીઓના મઠમા મોકલી ત્યા આગળ તેણે દીક્ષા લીધી. ત્યા રહ્યા છતા પણ એને પતિપ્રેમ, અને પતિસુખમા ગાળેલા આનદમય દિવસોનુ સ્મરણ થઈ આવતુ. એ સ્મરણો પોતાના નવા આશ્રમને નહિ છાજે, અને આધ્યાત્મિક ઉન્નતિને આડે આવશે એમ ધારી એણે પોતાની ઉપદેશિકા તથા બીજી થેરીઓને કહ્યુ “બેનો ! આવી ભીડવાળી જગ્યામા રહેવાથી મારા આત્માને શાન્તિ મળતી નથી. મને એકાતવાસ ઘણો પ્રિય છે. માટે આપ રજા આપો તો હુ કોઇ નાના સરખા ગામડામા જઈ વસુ ” ભિક્ષુણીઓએ તેને એકાન્ત સ્થળમા મોકલી આપી એ શાન્ત, એકાન્ત અને રમણીય સ્થળમા ધર્મદિન્નાને ઘણો આનદ આવ્યો ધ્યાન ધરવાને

માટે એવાજ સ્થળો અનુકૂળ હોય છે ત્યા આગળ એણે ઇંદ્રિયોની વૃત્તિનુ દમન કરવાનો અભ્યાસ કર્યો. ધ્યાન ધરતા ધરતા એ થોડા સમયમાજ અર્હત્ પદને પામી. જન્મમરણના ચક્રમાથી એ બચી ગઈ ત્યાર પછી એણે વિચાર કર્યો કે "મારે અહિ યા એકાન્ત સ્થળમા જીવન ગાળવુ વૃથા છે. હવે હુ કોઇ મોટા નગરમા જાઉ તોપણ મારૂ ચિત્ત ચળે એમ નથી તથા મારા સત્કાર્યમા વિઘ્ન આવી શકે એમ નથી, બલ્કે રાજગૃહમા ગયાથી હુ બુદ્ધદેવના ચરણની સેવા કરી શકીશ, અને મારા સગા સબંધીઓ તથા અજ્ઞાન—પાશમા પડેલી મારી ભગિનીઓને ઉપદેશદ્વારા લાભ પહોચાડીશ. એવા શુભ ઉદ્દેશથી એ રાજગૃહ નગરમા ગઇ ત્યા ગયા પછી તેના પતિ વિશાખને ખબર પડી કે ધર્મદિન્ના પાછી આવી છે. એના મનમા શકા થઇ કે "જન્મથીજ સુખ અને વૈભવમા ઉછરેલી હોવાથી એનાથી ભિક્ષુણી-વ્રતના સખ્ત નિયમો નહિ પળાયા હોય અને એ કંટાળીને અહીં મારી પાસે આવી હશે" એ એને મળવા સારૂ ગયો અને એકાન્તવાસમાથી પાછા ફરવાનુ કારણ પૂછયુ. તેના ઉત્તરમા જ્યારે ધર્મદિન્નાએ પોતાનો હેતુ સમજાવ્યો, ત્યારે એ ઘણો પ્રસન્ન થયો પછી એણે પત્નીના ધર્મજ્ઞાનની પરીક્ષા લેવા સારૂ તત્ત્વજ્ઞાનસબધી કેટલાક પ્રશ્ન પૂછયા જેટલી સહેલાઇથી કોઈ કમળના દાડાને છરી વડે કાપી નાખે તેટલીજ સહેલાઈથી ધર્મદિન્નાએ પ્રત્યેક પ્રશ્નનો ઉત્તર ઘણી સરળતા અને જલદીથી આપ્યો, ધર્મના પાચ થાભલા (રૂપ, વેદના, સજ્ઞા, સસ્કાર અને વિજ્ઞાન) હોય છે તે સમજાવ્યું ધર્મના ત્રણ માર્ગ સબધી પ્રશ્નના ઉત્તર આપ્યા, અને પછી આગળ પોતાના અધિકાર ઉપરાત વિશાખ પ્રશ્ન કરવા ગયો, ત્યારે ધર્મ માર્ગમાં આગળ વધેલી 'ધર્મ-દિન્નાએ સમજાવ્યુ, કે "આયુષ્યમન્ વિશાખ! આપની જ્ઞાનેન્દ્રિયથી અગોચર એવા પ્રશ્નોના ઉત્તર તમને આપવાની મારામા શક્તિ નથી. દાખલા તરીકે નિર્વાણ, બ્રહ્મચર્યના કર્તવ્ય, નિર્વાણ પછી શુ થાય છે? નિર્વાણમા અતે સુખ શુ મળે છે? વગેરે પ્રશ્નોના ખુલાસા કરવા એ અઘરૂં છે. તમે ભગવાન બુદ્ધદેવની પાસે જઇને એ પ્રશ્નો કરો, અને એ જે ઉત્તર આપે તે ચિત્તમા ઠસાવો."

વિશાખે સઘળો વૃત્તાત બુદ્ધદેવની આગળ કહી સભળાવ્યો એ વૃત્તાંત સાભળીને બુદ્ધદેવ ઘણા પ્રસન્ન થયા, અને કહેવા લાગ્યા, કે "મારી એ છોકરીના મનમા ભૂત, વર્તમાન, કે ભવિષ્યકાળના થાભલાઓની તૃષ્ણા નથી."

એમ કહીને તેમણે ધર્મની એક ગાથા સંભળાવી કે “ જેને ભવિષ્યકે ભૂત કે વર્તમાન કોઇ પણ કાળના બંધનો સાથે સંબંધ નથી, તેનેજ અકિંચન કહે છે. જે કોઇ એવા અર્થમાં અકિંચન અને નિરાસક્ત હોય છે, તેનેજ હું બ્રાહ્મણ કહું છું ” બુદ્ધદેવે ધર્મદિન્નાના જ્ઞાનની ઘણી પ્રશંસા કરીને કહ્યું “ વિશાખ ! ઉપાસીકા, ભિક્ષુણી ધર્મદિન્ના ઘણી મોટી પંડિતા અને મહા પ્રજ્ઞાવતી છે તું મારી પાસે પૂછવા આવ્યો હોત તો હું પણ તને ધર્મદિન્નાએ આપ્યા છે, એજ ઉત્તર આપત. તેણે જે અર્થ કહ્યો છે તે ખરો છે તેનેજ તું ધ્યાનમાં રાખજે.”

ત્યાર પછી એક દિવસે જેતવનમાં શાસ્તા ( બુદ્ધદેવ ) બિરાજ્યા હતા. ભિક્ષુણી સંઘ ત્યાં એકઠો થયો હતો ભિક્ષુણીઓને તેમની યોગ્યતા પ્રમાણે જૂદા જૂદા વર્ગમાં બુદ્ધદેવ ગોઠવી રહ્યા હતા બૌદ્ધધર્મના નવે અંગમાં ધર્મદિન્ના પ્રવીણ હતી. જીવાત્મા છે કે નહિ, જીવાત્માને કેવી રીતે ઓળખાય, આર્યોના ધર્મના આઠ અંગ કયા ? સંસ્કાર એટલે શું ? વગેરે અઘરા પ્રશ્નોનો તેણે ખુલાસો કર્યો હતો તેથી બુદ્ધદેવે ભિક્ષુણી સંઘમાં તેને મુખ્ય સ્થાન આપ્યું ધર્મની કથા કરવા માટે તે પ્રસિદ્ધ થઇ હતી પોતાના સુંદર વ્યાખ્યાનવડે એ અનેક શ્રોતાઓના ચિત્તનું ધર્મની તરફ આકર્ષણ કરતી. એણે પોતાની કેટલીએ બેનોને ધર્મકથા કહેવામાં પ્રવીણ કરી દીધી હતી. શુકલા, બટકેસી વગેરે તેની શિષ્યાઓ હતી

જનસમાજને શિક્ષણ આપવાનું અને ધર્મમાર્ગમાં લાવવાનું કાર્ય ધર્મદિન્નાએ ઘણી ઉત્તમ રીતે સંપાદન કર્યું હતું.

એની રચેલી એક ગાથાનો સારાંશ એવો છે કે “ સર્વોચ્ચ શાન્તિની તૃષ્ણા જ્યારે મનુષ્યના મનમાં ઉત્પન્ન થાય છે, ત્યારે ચિત્તમાં વાસના રહેતી નથી, અને જીવ ઉચ્ચ માર્ગે ઉડવા માંડે છે ”

# રત્ન ૨૧ મું–મુક્તા ( મુત્તા ) બીજી



કોશલ દેશના ઓઘાટક નામના દરિદ્ર બ્રાહ્મણની કન્યા હતી. વય પ્રાપ્ત થયા પછી એક કુબડા બ્રાહ્મણ સાથે તેનું લગ્ન થયું. સ્વાભાવિક રીતે એમનો સંસાર સુખી નીવડ્યો નહિ. કુબડો સ્વામી મુક્તાને માર પણ મારતો. આખરે સંસારથી કંટાળીને સ્વામીની રજા લઇને

મુક્તા પ્રવ્રજ્યા બની હતી એણે જે ગાથા રચી છે તેમા સ્વામીનો પરિત્યાગ કરીને સુખી થયાની કથા છે એ લખે છે કે "મુક્તા ખરેખર મુક્ત થઇ છે.ત્રણ પ્રકારના કુબ્જપણાથી એ મુક્ત થઈ છે ઉખળીમા ડાંગેર ખાડતી વખતે વાકાં વળવુ પડતુ એ ઉખળી વાકી હતી માટે પોતાને વાકા વળવું પડતું અને પતિ તો કુબડા હતાજ એ પ્રમાણે ખાયણી,મુશળ અને પતિથી છુટી થઈને વાસના ઉપર જય મેળવીને હુ જન્મમરણથી મુક્ત થાઉ છુ ”

સ સારમા જરામરણના માર્ગ પણ સહજ નથી પરન્તુ વાકાચુકા છે આત્મજ્ઞાનદ્વારા એ માર્ગમાથી પસાર થઇને મુક્તા અર્હત્પદને પામી

## रत्न ३० मुं--थेरी विशाखा

એનું જીવન પણ થેરી ધીરાને મળતુ છે. અર્હત્પદ એણે પણ પ્રાપ્ત કર્યુ હતું એણે પોતાની ગાથામા કહ્યુ છે કે "બુદ્ધદેવની આજ્ઞા પ્રમાણે ચાલજો એમના આદેશ પ્રમાણે ચાલ્યાથી તમારે કદિ પસ્તાવુ નહિ પડે માટે જલદીથી પગ ધોઈને નીચે દૂર એકલા બેસો ’

એણે પોતાના ઉપદેશ અને ઉદાહરણથી બીજી પણ સ્ત્રીઓને બૌદ્ધધર્મની અનુગામી બનાવી હતી

## रत्न ३१ मुं–सुमना (पहेली)

પતિના પીડનથી અને સ તાનોના કલેશથી સ સાર ઉપરથી તેનું ચિત્ત ઉઠી ગયુ હતું અને થેરી બની હતી એનું જીવન થેરી તિષ્યાને મળતું આવે છે. એણે પોતાની થેરીમા લખ્યુ છે કે " આ દુઃખમય જીવનમાં જાણી જોઈને કોણ ફરીથી જન્મ લેવાની ઇચ્છા રાખે ! માટે જન્માંતરની તૃષ્ણા ત્યજી દઇને તું શાંત ચિત્તે વિચર. ”

## रत्न ३२ मुं–उत्तरा

એ નુ જીવનચરિત્ર પણ થેરી તિષ્યાને મળતુ છે એણે પોતાની ગાથામા લખ્યુ છે કે,મન, વચન અને કર્મને મે સાધનાદ્વારા સયમમા રાખ્યા છે, અને તૃષ્ણાનો સમૂળગો નાશ કરીને નિર્વાણનું સુખ પ્રાપ્ત કર્યુ છે. એણે અર્હત્ પદ પ્રાપ્ત કર્યું હતું

## रत्न ३३ मुं–सुमना–कौशलकुमारी

બુદ્ધ ભગવાનના સમયમા શ્રાવસ્તી નગરીમા એ જન્મી હતી અને કૌશલદેશના રાજાની ભગિની થતી હતી પ્રસેનજીત રાજાને બુદ્ધદેવે એક વખત અમૂલ્ય ઉપદેશ આપ્યો હતો એ ઉપદેશનો આરભ એવી રીતે થતો હતો કે આ સંસારમા ચાર પ્રાણી એવા છે કે જેની ઉપેક્ષા કરવી ન જોઈએ રાજા, સર્પ, અગ્નિ અને ભિક્ષુ એ ચાર એવા મહત્ત્વના પદાર્થ છે કે જે ભલાઈ પણ ઘણી કરી શકે છે અને હાનિ પણ અત્યત પહોચાડી શકે છે. એ ઉપદેશ સાભળીને સુમનાના મનમા વૈરાગ્યના અકુર ફૂટયા હતા પરતુ એ વખતે એની દાદી જીવતી હતી બનેનો એક બીજા પ્રત્યે અપૂર્વ સ્નેહ હતો દાદીની સેવા કરવાના હેતુથી તેણે એ સમયે સસારનો ત્યાગ કર્યો નહિ. દાદીના મૃત્યુ પછી સુમના પોતાના ભાઈ કોશલયાધિપતિને લઈને બુદ્ધ ભગવાનના વિહારમા ગઈ, અને કિમતી શેતરજીઓ તથા શાલ દુશાલા વગેરે સાધુઓને ભેટ ધર્યા ત્યા આગળ તેણે ફરીથી બુદ્ધદેવનો ઉપદેશ સાભળ્યો અને સંસારનો ત્યાગ કરીને થેરી બની, તથા તત્ત્વજ્ઞાનનું ચિંતન કરતા આખરે નિવાણપદને પામી

## रत्न ३४ मुं–धम्मा



એ શ્રાવસ્તી નગરીમા એક પ્રતિષ્ઠિત કુટુબમા જન્મી હતી. તેનું લગ્ન પણ યોગ્ય પતિ સાથે થયુ હતુ યુવાવસ્થામાજ તેના હૃદયમા ધર્મભાવના પ્રબળ હતી. બુદ્ધધર્મના સિદ્ધાતોએ તેના ઉપર ઘણી સારી અસર કરી હતી અને તેણે સસારનો ત્યાગ કરવાનો વિચાર ઘણી યુવાવસ્થામા કર્યો હતો, પણ તેના

સ્નેહાળ પતિએ થેરી થવાની અનુમતિ આપી નહિ એટલે તેની હયાતીમા ધમ્મા પરિવ્રજા બની શકી નહિ; પરંતુ વિધવા થયા પછી તે પરિવ્રજા બની હતી. એક દિવસ ભિક્ષા માગી આવ્યા પછી એ વિહારમા પાછી ફરતી હતી એવામા શરીરનુ સમતોલપણું નહિ સચવાયાથી રસ્તામા પડી ગઈ એ બનાવથી તેની અન્તર્દષ્ટિ ઉઘડી; તેણે તત્ત્વજ્ઞાનનો ઉંડો અભ્યાસ કર્યો અને સાધનાદ્વારા અર્હત્ પદને પામી એણે રચેલી ગાથામા એ કથાનો ઉલ્લેખ છે એ લખે છે કે -ભિક્ષા માગવા સારૂ હાથમા દંડ લઈને, દુર્બળ પગે હું રસ્તામા ચાલતી હતી, તેવામાં હુ ભૂમિ ઉપર ઢળી પડી. આ નાશવંત દેહને કેટલુ બધુ દુઃખ ભોગવવું પડે છે તે એકદમ મારી અન્તર્દષ્ટિને દેખાઈ આવ્યુ, અને દેહનું દમન કરીને મારો આત્મા મુક્ત થયો

---

## रत्न ३५ मुं-संघा



એની કથા થેરી ધીરાને મળતી છે અર્થાત્ બુદ્ધદેવના ઉપદેશથી તેને જ્ઞાન અને વૈરાગ્ય ઉપજ્યા હતા, અને ધર્મનું ચિંતવન કરતા આખરે અર્હંતપદ પ્રાપ્ત કર્યુ હતુ. એણે રચેલી ગાથામા એ પોતાના ત્યાગનું વર્ણન નીચેના શબ્દોમાં કરે છે.—

તજ્યું છે ગૃહ, પુત્ર પશુ આદિ સંપદ,
તજ્યા છે વળી રાગ દ્વેષ, અવિદ્યા વિપદ
કર્યો છે સમૂળો નાશ જીવનની સમસ્ત તૃષ્ણાઓનો,
મેળવી છે શાન્તિ આજે નિર્વાણમાં.

---

## रत्न ३६ मुं--अभिरूप नंदा



બુદ્ધ ભગવાનના સમયમા કપિલવસ્તુ નગરીમા, શાક્ય વંશી ક્ષેમકની માનીતી પત્નીના ગર્ભમા તેનો જન્મ થયો હતો. તેના અસાધારણ લાવણ્ય અને સૌન્દર્યને લીધે તે અભિરૂપ નંદા નામથી પ્રસિદ્ધ થઈ હતી શાકય વંશના એક કુમાર ચારભૂત સાથે તેનું લગ્ન થયુ હતું, પણ દૈવયોગથી લગ્નને દિવસેજ તેના પતિનું મૃત્યુ થયુ અને નંદા વૈધવ્યને પ્રાપ્ત

થઇ વિધવા થયા પછી તેના માતપિતાએ તેની ઇચ્છા વિરુદ્ધ તેને સંસારનો ત્યાગ કરવાની ફરજ પાડી, પરંતુ પરિવ્રાજિકા બન્યા છતાં પણ નંદાનું સૌન્દર્ય માટેનું અભિમાન નાશ પામ્યું નહોતું. એને રાતદિવસ બીક રહેતી કે બુદ્ધભગવાન જો પોતાનું આ અભિમાન જાણી જશે તો અવશ્ય ઠપકો આપશે એ ઠપકાના ભયથી એ કદિ બુદ્ધભગવાનની સમીપમાં જતી નહિ. બુદ્ધભગવાનને દિવ્ય જ્ઞાનદ્વારા તેના અંતરની વાત ખબર પડી ગઈ તેથી તેમણે એક દિવસે બધી ભિક્ષુણીઓને ઉપદેશ લેવા સારૂ બોલાવવાનો મહા પ્રજાપતિને આદેશ કર્યો, પરન્તુ નંદા શરમને લીધે બુદ્ધદેવની આગળ ઉપસ્થિત થઇ નહિ, તેણે પોતાના પ્રતિનિધિ તરીકે એક બીજી સ્ત્રીને મોકલી હતી, પરંતુ બુદ્ધભગવાને જણાવ્યું કે,આજે પ્રત્યેક ભિક્ષુણીએ જાતેજ આવવું પડશે એ આજ્ઞા સાંભળીને નંદાને આવવાની ફરજ પડી બુદ્ધભગવાને એના દેખતાં એક અત્યંત સુન્દર રમણીને વૃદ્ધ બનાવી દીધી. એના મુખારવિંદ ઉપરનું લાવણ્ય એકદમ જતું રહ્યું અને આખું શરીર જર્જરીભૂત થઇ ગયું એ ચમત્કાર જોઈને નંદાને પોતાના રૂપ ઉપર જે અભિમાન હતું તે એકદમ નષ્ટ થઈ ગયું. તેને અત્યંત પશ્ચાત્તાપ થયો બુદ્ધ ભગવાને એને એ સમયે અમૂલ્ય ઉપદેશ આપ્યો. એ ઉપદેશને પ્રતાપે તેને અન્તર્જ્ઞાન પ્રાપ્ત થયું અને તે અર્હત્ પદને પામી ગઈ નંદાએ પોતાનું ચરિત ગાથામાં વર્ણવ્યું છે

## रत्न ३७ मुं–जयंती (जेन्ती)





શાલી નગરમાં લિચ્છવિના રાજકુટુંબમાં એનો જન્મ થયો હતો બુદ્ધ ભગવાનનો ઉપદેશ સાંભળીને તેણે અર્હત્પદ પ્રાપ્ત કર્યું હતું. પોતે રચેલી ગાથામાં એ જણાવે છે કે —

" જે જે સાધનોદ્વારા, જે જે માર્ગથી મનુષ્ય પરમ નિર્વાણને પ્રાપ્ત કરે છે,તે બધા સાધનો અને માર્ગો મેં બુદ્ધ ભગવાનના આદેશથી પ્રાપ્ત કર્યા છે. એ ઉપદેશથી હું જીવનની અસારતા સમજી શકી છું. આજ જન્મમરણનો ધ્વંસ થયો છે, હવે મારો પુનર્જન્મ થશે નહિ. "

મનની એકાગ્રતા, જિજ્ઞાસા, ઉદ્યોગ, આનંદ, પ્રશાંતતા, સમાધિ અને અટળતા એ સાત ગુણની સમષ્ટિ જયંતીએ પ્રાપ્ત કરી હતી એમ એણે રચેલી ગાથા ઉપરથી સમજી શકાય છે.

# रत्न ३८ मुं—सुमुत्तिका अथवा सुमंगळनी मा



એ ઓનું ખરૂ નામ સુમુત્તિકા હતું, પરંતુ થેરી ગાથાના ટીકાકારોએ તેનો ઉલ્લેખ સુમંગળની માતાતરીકેજ કર્યો છે, તેથી હમે પણ તેને એજ નામથી ઓળખાવી છે શ્રાવસ્તી નગરીમા એક દરિદ્ર કુટુંબમા એનો જન્મ થયો હતો, અને એક નળકાર સાથે તેનું લગ્ન થયું હતું એનો પુત્ર સુમંગળ ઘણો જ્ઞાની અને સંસારત્યાગી સુપ્રસિદ્ધ સાધુ—થેર બન્યો હતો. એનો સ્વામી એની સાથે ઘણી નિર્દયતાથી વર્તતો હતો. એ લખે છે કે મારા સ્વામી પોતે બનાવેલી છત્રીના જેવી મને નજીવી ગણે છે. કામ પડે તો મને વેચતા સુદ્ધા અચકાય નહિ. થેરી થયાથી હું એ બધા રોગ, દોષથી બચી છું, અને સ્વતંત્રપણે વિચરણ કરૂ છુ, તથા વૃક્ષની છાયા તળે બેસીને ધ્યાનમગ્ન થઇ જાઉં છુ. આ વૃત્તાંત તેણે સ્વરચિત ગાથામા વર્ણવ્યો છે.

---

# रत्न ३९ मुं—अर्धकाशी



એના પૂર્વજન્મની કથા એવી છે કે, કશ્યપબુદ્ધના સમયમા કોઇ સુપ્રતિષ્ઠિત કુલીન કુટુંબમા તેનો જન્મ થયો હતો અને ધર્મનુ જ્ઞાન થયા પછી વૈરાગ્ય પ્રાપ્ત થવાથી ભિક્ષુણી બની હતી, પરન્તુ એક વખતે પોતાનાથી એક વડિલ ભિક્ષુણીને વેશ્યા કહીને ગાળ દીધી તેથી તેની અધોગતિ થઇ, અને ગૌતમબુદ્ધના સમયમા તેને કાશી નગરીના એક ધનવાન અને સમૃદ્ધિવાન ગૃહસ્થને ઘેર જન્મ લેવો પડયો, અને આગલા જન્મના દોષને લીધે ત્યા તેને પોતાને વેશ્યા થવુ પડયુ વેશ્યાના ધંધામાં તેણે એટલુ બધુ ધન પેદા કર્યું કે અડધી કાશી નગરી ઉપર તેની માલિકી હતી; અને તેને લીધેજ તે અર્ધકાશી નામથી ઓળખાઈ છે. પાછળથી પોતાના પાપી જીવન માટે પશ્ચાત્તાપ થતા, તેણે શ્રાવસ્તી નગરીમા બુદ્ધ ભગવાનની પાસે જવાની ઇચ્છા દર્શાવી. તેના પ્રેમમા મુગ્ધ થયેલા કાશીના લફંગાઓએ તેને ત્યા જતાં ઘણીએ રોકી, પણ તેણે એમની ખરાબ સલાહ ઉપર જરાએ લક્ષ ન આપતા બુદ્ધ ભગવાનને પોતાનો સંદેશો કહાવ્યો અને તેમના સાન્નિધ્યમાં જવાની રજા માગી. બુદ્ધ ભગવાને તેને પોતાની પાસે બોલાવીને ધર્મનો ઉપદેશ આપ્યો.જેથી તેને અન્તર્જ્ઞાન પ્રાપ્ત થયું, અને ધર્મશાસ્ત્રનું પૂરૂં રહસ્ય

જાણ્યા પછી તે અર્હત્પદને પામી ગઇ.એણે પોતે રચેલી ગાથામા વર્ણવ્યુંછે કે –

" આખા કાશીની વિઘોટી જેટલી મારી ફી હતી. કાશીવાસી લોકો એટલુ ધન તો મારા પગ આગળ અર્ધ્યરૂપે ધરતા, પરન્તુ એ રૂપ વેચવાનો મારો ધધો ચાલ્યો ગયો છે. મને હવે તેના ઉપર તિરસ્કાર ઉપજ્યો છે હવે મે જન્મમૃત્યુના ફેરાને ટાળ્યો છે, હવે મને કાઈ પણ ડર નથી. હું બુદ્ધદેવના શાસનને માનુ છુ, અને મે ત્રણ વિદ્યા પ્રાપ્ત કરી છે. "

મુક્તિને માટે જે જ્ઞાન આવશ્યક છે તેને બૌદ્ધધર્મમા ત્રિવિદ્યા કહે છે. પાપનુ મૂળ, કેવા ઉપાયથી પાપ દૂર થાય, અને કેવી રીતે સાધનાથી નિર્વાણ પ્રાપ્ત થાય એ ત્રણ વાતનું જ્ઞાન પ્રાપ્ત કરવું તેને ત્રિવિદ્યા કહે છે.

## रत्न ४० मुं–चित्रा



જગૃહ શહેરમા એક કુલીન ગૃહસ્થને ઘેર એનો જન્મ થયો હતો. જ્યારે તે પુખ્ત વયની થઈ ત્યારે તેણે એક દિવસ રાજગૃહના દરવાજા આગળ બુદ્ધદેવને ઉપદેશ આપતા જોયા તેમના મધુર ઉપદેશની ચિત્રાના ચિત્ત ઉપર ઘણી અસર થઈ બૌદ્ધધર્મ ઉપર તેને શ્રદ્ધા ઉત્પન્ન થઇ. સસાર ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થવાથી તેણે મહા પ્રજાપતિ ગૌતમી પાસે દીક્ષા લીધી ઘણા વર્ષો સુધી ધ્યાનમગ્ન રહેવાથી એ અર્હત્પદને પામી હતી તેણે પોતાની ગાથામા લખ્યું છે કે.—

"હુ ઘણી દુર્બળ, ગ્લાનિયુક્ત અને કૃશ હોવા છતા પણ હાથમા લાકડી પકડીને પર્વત ઉપર ચઢુ છુ. મારા ખભા ઉપર ભિક્ષાની ઝોળી લટકી રહી છે હુ ખડકોની સામે થઇને જીવનને ટકાવી રહી છુ અને ધ્યાનમગ્ન થઈને ઘણા સમયના અધકારને દૂર હઠાવું છુ "

## रत्न ४१ मुं–मेत्तिका



તુ બીજુ નામ સુમેખલા હતું સુમેખલાનું નામ અપદાન ગ્રન્થમા પણ મળી આવે છે રાજગૃહ નગરમા એક પ્રસિદ્ધ બ્રાહ્મણ કુટુંબમા તેનો જન્મ થયો હતો. વૃદ્ધ વયમા તેણે ગાથાની રચના કરી છે તેની ગાથા ચિત્રાની ગાથાને તદ્દન મળતી આવે છે. ફક્ત થોડાક શબ્દોનોજ ફરક છે.

## रत्न ४२ मुं--मित्रा

શાક્ય વંશમા તેનો જન્મ થયો હતો અપદાનમા તેનુ નામ નાલમાલિકા પણ લખેલુ છે પ્રજાપતિ ગાૈતમીની સાથે તેણે પણ સંસારનો ત્યાગ કર્યો હતો, અને ધર્મશાસ્ત્રના અધ્યયન તથા એકાંતમા ધર્મ-ચિંત્વન કર્યાથી તેણે અર્હત્ પદ પ્રાપ્ત કર્યું હતું એણે ગાથા રચેલી છે. એણે વ્રતવિધાન પણ ઘણા કર્યા હતા

## रत्न ४३ मुं--अभय--माता

એનું મૂળ નામ પદ્માવતી હતુ. ઉજ્જયિની નગરીમા તેનો જન્મ થયો હતો. ત્યા આગળ એ વારાંગનાનો ધંધો કરતી હતી. રાજા બિંબિસાર તેના રૂપલાવણ્યની વાત સાંભળીને તેના ઉપર મુગ્ધ થઈ ગયો અને તેને બોલાવીને પોતાની કામવાસના ચરિતાર્થ કરી. થોડા વખત પછી એણે બિંબિસાર રાજાને સંદેશો કહાવ્યો કે, " હું આપનાથી સગર્ભા થઇ છું " રાજાએ કહેવરાવ્યુ કે " જો પુત્ર અવતરે તો એને મોટો થયા પછી મારી પાસે મોકલી આપજે " યથાસમયે પદ્માવતીએ એક પુત્રને જન્મ આપ્યો અને તેનું નામ અભય પાડવામા આવ્યુ પુત્ર સાત વર્ષનો થયો-એટલે માતાએ તેને તેના પિતાનુ નામ કહ્યુ તથા બિંબિસાર રાજા પાસે મોકલાવી આપ્યો ! રાજાને તેના ઉપર ઘણો પ્રેમ ઉત્પન્ન થયો, અને તેમણે એ બાળકને રાજકુટુંબના બીજા બાળક સાથે ઉછરવા દીધો. કુમાર અભય ઘણો બુદ્ધિમાન, સદાચારી અને ધાર્મિક નીકળ્યો પાછળથી તેણે બૌદ્ધ-ધર્મની દીક્ષા લઇને ધર્મપ્રચારક તરીકેનુ જીવન ગાળવા માંડ્યુ. તેના ધર્મો-પદેશની તેની માતા પદ્માવતી ઉપર પણ ઘણી સારી અસર થઇ તેણે પોતાના અધમ આચરણોનો ત્યાગ કર્યો, અને સંસારની મોહમાયા છોડી દઇને ધર્માચરણમા જીવન ગાળવા માંડ્યું એ પ્રમાણે સત્કર્મોથી અને બૌદ્ધધર્મના આદેશ પ્રમાણે ચાલ્યાથી તેનુ જીવન શુદ્ધ અને પાપમુક્ત થયુ તથા તેણે આખરે અર્હત્ પદ પ્રાપ્ત કર્યું પુત્ર અભયકુમારે તેને શો ઉપદેશ આપ્યો અને તેની પોતાના ઉપર શી અસર થઈ એ વૃત્તાંત તેણે પોતે રચેલી ગાથામાં ટુંકામા વર્ણવ્યો છે.

એ ગાથા ઉપરથી જણાય છે કે પુત્રે માતાને આ દેહની ક્ષણભંગુરતા અને મલિનતાનું ભાન કરાવ્યું હતું. એણે કહ્યું હતું,"માતા દેહના સૌન્દર્યના અભિમાનને લીધે તમે પતિત જીવન ગાળ્યુ છે, પણ જરા એ દેહને પગથી માથા સુધી નીહાળીને વિચાર તો કરી જુઓ ! શિરના કેશથી તે પગના તળીઆ સુધી એ આખું શરીર દુર્ગન્ધથી ભરેલું નથી ? એમા લોહી, માસ વગેરે સુગ ચડે એવા પદાર્થ સિવાય બીજુ શુ છે ?" એના ઉત્તરમા માતાએ પુત્રને ખાત્રી આપી હતી કે "પુત્ર ! તારૂ કથન સત્ય છે આજથી મારી બધી દુર્વાસનાઓને મેં જડમૂળથી ઉખેડી નાખી છે. હવે હુ શાન્ત અને નિવૃત્તિ-પરાયણા થઈ છુ"

## रत्न ४४ मुं–अमया

ઉજ્જન શહેરમા એક કુલીન ગૃહસ્થને ઘેર તેનો જન્મ થયો હતો આગલા ચરિત્રમા વર્ણવેલી પદ્માવતી (અભયમાતા) તેની બાલ્યાવસ્થાની સખી હતી અભયમાતાએ જ્યારે સંસારનો ત્યાગ કરીને થેરી પદ ગ્રહણ કર્યું ત્યારે અભયાએ પણ તેનુ અનુસરણ કર્યું હતું એ પણ થેરી બનીને સખીની સાથે રાજગૃહ નગરીમા સાધ્વીઓના મઠમા વસતી હતી શ્મશાનમા જઈને હાડકાઓ અને ખોપરીઓના સામુ એકાગ્રચિત્તે જોઇને એ દેહની અને સાંસારિક સુખવૈભવની નશ્વરતા પોતાના હૃદયમા ઠસાવતી હતી એણે ગાથામા પોતાને સંબોધીને કહ્યુ છે કે 'હે અભયા ! આ દેહ કે જેને પૃથ્વીના લોકો સુખનો ભંડાર અને સારરૂપ ગણે છે તે ક્ષણ-ભંગુર છે એ દેહને ફેંકી દઇને હુ સ્થિર, નિત્ય અને સારરૂપ જે પદાર્થ છે તેને પ્રાપ્ત કરીશ. બુદ્ધદેવના શાસનથી હુ દુ:ખના મૂળનો નાશ કરીશ, અને તૃષ્ણાનો ક્ષય થવાથી જગતના બધા દુ:ખ અને ત્રાસનો નાશ થશે.'

આ પ્રમાણે આત્મચિંતનથી તેણે અર્હત્ પદ પ્રાપ્ત કર્યું હતું.

## रत्न ४५ मुं–सामा (श्यामा)

કૌશામ્બી નગરીમાં એક ધનવાન ગૃહસ્થના ઘરમા એનો જન્મ થયો હતો. કૌશામ્બીના રાજાની રાણી સામાવતી તેની અત્યંત પ્રિય

સખી હતી. રાણીના મૃત્યુથી સામાને ઘણોજ શોક થયો અને સંસાર ઉપરથી વૈરાગ્ય ઉપજવાને લીધે એણે થેરી પદનો સ્વીકાર કર્યો, પરન્તુ સાધ્વી થયા છતા પણ તે શોકને સમાવી શકી નહિ, અને મોહનુ નિવારણ થયા વગર આધ્યાત્મિક ઉન્નતિ થઈ શકતી નથી એક દિવસ બુદ્ધ ભગવાનના મુખ્ય શિષ્ય આનંદનો ધર્મોપદેશ સાભળ્યાથી તેનો મોહ નિવૃત્ત થયો અને તેને આત્મજ્ઞાન પ્રાપ્ત થયુ, અને તૃષ્ણા,દુ ખજવાળા અને જીવનની ચંચળતા ચાલી ગયાથી સામાએ દુર્લભ અર્હત્ પદ પ્રાપ્ત કર્યું. તેણે પોતાનો એ અમૂલ્ય અનુભવ સ્વરચિત ગાથામાં વર્ણવ્યો છે.

## रत्न ४६ मुं-उत्तमा (पहेली)




વસ્તી નગરીમા એક ખજાનચીની કન્યાતરીકે તેનો જન્મ થયો હતો. પુખ્ત વયની થતાવાર પટાચારા નામની વિદુષી થેરીનો ઉપદેશ સાભળ્યાથી એ પણ સસારનો ત્યાગ કરીને થેરી બની ગઇ હતી, અને આખરે ધીમે ધીમે ચિત્તને એકાગ્ર કરીને ધર્મનુ ચિંતવન કર્યાથી અર્હત્ પદને પામી હતી. પોતાનો એ અનુભવ જણાવતા એ ગાથામા કહે છે કે "શાન્તિની શોધમા હુ ચાર પાચવાર વિહાર છોડી દઈને અરણ્યમા ચાલી ગઈ, પણ એથી મારા ચચળ ચિત્તને શાન્તિ વળી નહિ આખરે 'આ જીવન તદ્દન અસાર છે' એવો જેનો ઉપદેશ છે એવી એક ભિક્ષુણીના મને દર્શન થયા સાત દિવસ સુધી એક આસને હુ ધ્યાન ધરીને બેઠી અને અપાર સાધના સાધી, આઠમે દિવસે મારો અધકાર દૂર થઈ ગયો,પ્રકાશ પ્રકટી નીકળ્યો અને મે મુક્તિ મેળવી"

## रत्न ४७ मुं-उत्तमा (बीजी)

એ કોશલ દેશનિવાસી એક બ્રાહ્મણની કન્યા હતી એક દિવસ ધર્મપ્રચાર કરતા કરતા બુદ્ધ ભગવાન કોશલ દેશમા આવ્યા ત્યા આગળ એમનો ધર્મોપદેશ સભળ્યાથી ઉત્તમાના મનમા વૈરાગ્ય ઉત્પન્ન થયો, અને તેણે સસારનો ત્યાગ કરીને ભિક્ષુણી વ્રત ધારણ કર્યું. ત્યા આગળ એકાન્તમાં ધર્મચિત્વન કર્યાથી તથા બ્રહ્મચર્યપૂર્વક

જીવન ગાળ્યાથી એ અર્હત પદને પામી. એણે પોતાનો અનુભવ ગાથામા કવિતાદ્વારા ગાયો છે એનો સારાશ એ છે, કે "બુદ્ધદેવના વિધાનથી નિર્વાણ પ્રાપ્ત કરવાના સાત પ્રકારના જ્ઞાનનો માર્ગ મારા હૃદયમા ખુલ્લો થઈ ગયો. પ્રાણમાથી તૃષ્ણા જતી રહી આજ હુ બની બુદ્ધની દુહિતા, તેમના મધુરા વચનોથી પ્રાપ્ત થયુ મને નવજીવન, એ મારા પિતા. દેવ કે મનુષ્યને જે જે લાલચો બાધી રાખે છે,તે બધી લાલસાઓને મે આજે છિન્નભિન્ન કરી નાખી છે. જન્માન્તરના ફેરામાથી હુ એકદમ નિર્વાણ પામી છું.

## रत्न ४८ मुं—दन्तिका

એ શ્રાવસ્તીના રાજપુરોહિતની કન્યા હતી મહા પ્રજાપતિ ગૌતમીએ તેને દીક્ષા આપી હતી. એક દિવસ તે પોતાના મઠની બહાર ઉભી હતી, એવામા એણે એક હાથીને નદીમા સ્નાન કરીને પાછો ફરતો જોયો. તેના માવતે તેનો પગ નીચો વાળવાનો હુકમ આપ્યો એટલે હાથીએ તે પ્રમાણે કર્યું અને માવત તેના ઉપર પગ મૂકીને હાથીની ગરદન ઉપર ચડી બેઠો.

વનપશુને આવી રીતે કેળવાયલો તથા પોતાના સ્વામીની આજ્ઞા માનતો જોઇને દન્તિકાને અન્તર્જ્ઞાન ઉત્પન્ન થયું તેણે ઘોર અરણ્યમા એકાન્ત સ્થળમા જઈને આત્મચિન્તવન કર્યું, અને બૌદ્ધધર્મની દીક્ષા લઇને આત્માનો ઉદ્ધાર કર્યો તેણે પોતાનું આ જીવનચરિત્ર ગાથામાં સુદર રીતે વર્ણવ્યું છે.

"દન્તિકા હાથણીને કહે છે હાથીને જોઇને એને જ્ઞાન ઉત્પન્ન થયું એટલા માટે એ દન્તિકા નામથી ઓળખાઇ છે."

## रत्न ४९ मुं—उब्बिरि

એ નો જન્મ શ્રાવસ્તી નગરીમા એક વણિકને ઘેર થયો હતો એ ઘણી સુદર હતી. એના સૌન્દર્યથી મુગ્ધ થઇ જઈને કૌશલ દેશના ક્ષત્રી રાજાએ તેની સાથે લગ્ન કર્યું. થોડા સમય પછી ઉબ્બિરિએ જીવા નામની એક કન્યાને જન્મ આપ્યો.એ કન્યા અત્યંત સૌન્દર્યવતી હતી. તેના ઉપર રાજાને પણ ઘણી પ્રીતિ ઉત્પન્ન થઈ અને એવી અસાધારણ સૌન્દર્યયુક્ત

અને લાવણ્યસંપન્ન કન્યાને જન્મ આપ્યાથી ઉબ્બિરિને તેણે પટ્ટરાણી બનાવી, પરન્તુ માતપિતાને આનંદ આપનારી એ કન્યા ઝાઝા દિવસ જીવી નહિ તેના મૃત્યુથી ઉબ્બિરિને અત્યંત શોક થયો. એ દરરોજ શ્મશાનમાં જઈને રોદન કરવા લાગી. એક દિવસ ભગવાન બુદ્ધદેવ ત્યાં આગળ જઈ પહોંચ્યા અને પૂછયું, હે સુંદરિ ! ' તું આ મારી જીવા ' કહીને શા સારૂ રડયા કરે છે ? " તારા જેવી હજારો માતાની હજારો જીવાઓ આ શ્મશાનમા મૃત્યુશય્યામા સૂતેલી છે. માટે સમજી જા અને શાન્ત થા. "

બુદ્ધ ભગવાનના એટલા આશ્વાસનવાકયથી ઉબ્બિરિની મોહનિદ્રા ઉડી ગઇ તેના શોકનું નિવારણ થઇ ગયું અને અન્તરમા શાન્તિ ઉત્પન્ન થઇ સંસાર ઉપરથી મમતા ઉઠાવી લઈને એ બુદ્ધદેવને શરણે ગઈ અને રીતસર દીક્ષા લઈને થેરી બની તથા આખરે અર્હત્ પદને પામી થેરી ગાથામા તેનો સ્વાનુભવ કવિતામા વર્ણવેલો છે.

## रत्न ५० मुं-शुक्का (शुक्ला)

રાજગૃહ નગરમા એક પ્રસિદ્ધ વણિકના ઘરમા તેનો જન્મ થયો હતો બાલ્યાવસ્થામા તેને સારૂ શિક્ષણ આપવામા આવ્યું હતું યૌવન પ્રાપ્ત થયા પછી બૌદ્ધ ધર્મનું રહસ્ય તેના જાણવામા આવ્યુ અને તે બુદ્ધ દેવની ગૃહસ્થ શિષ્યા થઇ. ત્યાર પછી પ્રસિદ્ધ ઉપદેશિકા થેરી ધર્મદિન્નાના બોધજનક ધાર્મિક વ્યાખ્યાન તેના સાભળવામા આવ્યા અને તેણે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને દીક્ષા લીધી અસાધારણ વિદ્વત્તાને લીધે તેને ૫૦૦ ભિક્ષુણીઓની ઉપરી બનાવવામા આવી એ ૫૦૦ ભિક્ષુણીઓના સંઘને સાથે લઈને થેરી શુક્કાએ ઘણા દિવસ સુધી બુદ્ધ ધર્મના પ્રચારનું કાર્ય કર્યું હતુ તેની અમૃતમયી વાણી સાભળીને અનેક શોકગ્રસ્ત મનુષ્યોને આશ્વાસન મળતું હતું, અનેક પાપીઓ સત્યમાર્ગના પ્રવાસી બન્યા હતા તેનો ધર્મોપદેશ થતો તે વખતે સાભળનારા સ્ત્રીપુરુષો મંત્રમુગ્ધ થયા હોય તેમ શાંત અને સ્વસ્થ થઈને એકાગ્રચિત્તે સાંભળ્યાજ કરતાં.

અનેક મનુષ્યોના આત્માને શાંતિ આપનાર ઉપદેશિકા શુક્કાના જીવનને ધન્ય છે !

# रत्न ५१ मुं–शैला (सेला अथवा शैलजा)

એ આલવી પતિની કન્યા હતી ' સંયુક્ત નિકાય ' ગ્રંથમા પિતાના નામ ઉપરથી એને ' આલવિકા ' નામ આપ્યું છે એના પિતાને બુદ્ધદેવના વચનોમા શ્રદ્ધા ઉત્પન્ન થયાથી એ ગૃહસ્થ ઉપાસક બન્યા હતા આલવી નગરમા જ્યારે બુદ્ધદેવ પધાર્યા હતા,ત્યારે પિતાની સાથે રાજકુમારી શૈલા પણ એમનો ઉપદેશ સાભળવા ગઈ હતી. બૌદ્ધધર્મ ઉપર એને પણ શ્રદ્ધા ઉત્પન્ન થઇ અને એ એમની શિષ્યા બની. ત્યાર પછી ધર્મશાસ્ત્રોનો અભ્યાસ અને જિજ્ઞાસા વધતા એણે સંસારનો ત્યાગ કરીને ભિક્ષુણી વૃત્તિનો સ્વીકાર કર્યો એ અવસ્થામા તેને અન્તર્દષ્ટિ પ્રાપ્ત થઈ, અને મન વચન, કર્મવડે વાસનાઓને દાબી દઈને એ અર્હત્ પદને પ્રાપ્ત થઈ

આલવી નગરી શ્રાવસ્તીથી ત્રીશ યોજન ( ૧૨૦ ગાઉ ) અને કાશીથી બાર યોજન હતી પાછલી વયમાં શૈલા શ્રાવસ્તી નગરીમા નિવાસ કરતી હતી, અને ત્યા આગળ વનમા એક વૃક્ષ નીચે બેસીને તપસ્યા કરતી હતી. એ વખતે માર એની તપસ્યામા ભંગ કરાવવા સારૂ ગુપ્ત વેશે આવીને કહેવા લાગ્યો "સુકુમારી ! આવા એકાન્ત જંગલમા શા સારૂ વાસ કરી રહ્યા છો ? એમા શુ વળવાનું છે? આ દુનિયામાથી તમારો ઉદ્ધાર કદાપિ થવાનો નથી. સંસારમા છો ત્યાસુધી સુખ ભોગવી લો, નહી તો પાછળથી પસ્તાવું પડશે "

શૈલા ઘણી વિવેકી અને સમજુ હતી, એ સમજી ગઇ કે નિર્વાણ પદ પ્રાપ્ત કરતા મને રોકી વિષયવાસનામા ફસાવવા સારૂ મારજ અહિ આવ્યો છે. એને ખબર નથી કે મે તો અર્હત્પદ પ્રાપ્ત કર્યું છે અને એની માયાજાળમા હુ ફસાઉ એમ નથી એણે ઉત્તર આપ્યો.—

"તું જેને સુખ કહે છે, એ સંસારના વિષયભોગ તો શૂળ અને ભાલાની પેઠે મનુષ્યના દેહપિંડને વીંધી નાખે છે એવી જાતના સુખની મારી આગળ જરાયે ગણત્રી નથી એવા અસારસુખ તરફ મારૂ ચિત્ત જતુ નથી. ભોગ ભોગવવાની મારી વાસના મરી ગઈ છે અજ્ઞાનરૂપી અંધકારનો નાશ થયો છે, માટે હે માર ! તારૂ અહિં કાંઇ ચાલે એમ નથી "

## रत्न ५२ मुं–सोमा

તે નો જન્મ રાજગૃહ નગરમા રાજા બિંબિસારના પુરોહિતની કન્યા રૂપે થયો હતો.યુવાવસ્થા પ્રાપ્ત થતા બુદ્ધદેવનો ઉપદેશ તેના સાભળવામા આવ્યો અને તે ગૃહસ્થ શિષ્યા બની. ત્યારપછી ધર્મજિજ્ઞાસા વધારે પ્રબળ થયાથી તે ભિક્ષુણીસંઘમા દાખલ થઈ.એક દિવસ તે જેતવનમા જઈને એક વૃક્ષ નીચે ધ્યાન ધરીને બેઠી હતી ત્યા આગળ માર આવીને તેને ચલિત કરવા સારૂ કહેવા લાગ્યો.

'શું ઋષિઓના જેવા ફળની તું આશા રાખે છે? એ ફળ તો ઘણુ દુર્લભ છે. હે રમણિ! તારૂ કામ તો બે આંગળીઓવડે ભાતના દાણા ચાપી જોવાનું છે. આ કામ તારા જેવી સુકુમાર અબળાનુ ન હોય''

પરતુ દૃઢપ્રતિજ્ઞ સોમાએ પ્રત્યુત્તર વાળ્યો, કે હે માર! સ્ત્રીજાતિમા જન્મ પામવાથી ધર્મસાધનામાં મને કેવી રીતે અડચણ પડવાની હતી? મારૂં ચિત્ત જો સ્થિર અને દૃઢ હશે, જો મારી ધર્મદૃષ્ટિ ઉઘડેલી હશે, જો મારા ચિત્તમા જ્ઞાનનો ઉદય થયો હશે, તો નારીજન્મ મને કોઈ પણ પ્રકારે વિઘ્નરૂપ થઈ પડવાનો નથી. માટે તું મને સસાર ઉપર મોહ ઉપજાવવાનો મિથ્યા પ્રયત્ન છોડી દઈને ચાલ્યો જા

થેરી ગાથામાં ૬૦, ૬૧ અને ૬૨ મા શ્લોકની રચના સોમાની છે.

## रत्न ५३ मुं–भद्रा कापिला

ગૌતમ બુદ્ધના સમયમા સાગલ નામના ગામમા કૌશિક બ્રાહ્મણના કુટુબમા તેનો જન્મ થયો હતો. એ બ્રાહ્મણની અવસ્થા બહુ સમૃદ્ધિવાળી હતી એટલે ભદ્રાનો બાલ્યકાળ ઘણા સુખ અને વૈભવમા ગયો યૌવનાવસ્થા પ્રાપ્ત થતા તેનું લગ્ન મગધ દેશમા તીર્થ ગણાતા બ્રાહ્મણી નામના એક ધનવાન યુવક સાથે થયું. એ યુવકના બે નામ હતા. કશ્યપ અને પિપ્પલી. કપિલની પુત્રી હોવાથી કપિલા–કાપિલાનિ એવા નામથી ભદ્રા પ્રસિદ્ધ થઈ છે મહાકશ્યપ અને ભદ્રાનો એકબીજા પ્રત્યેનો અત્યત પ્રેમ હતો. એમનો સસાર ઉત્તમ પ્રકારે ચાલતો, કેમકે રૂપ, વય, સદ્‌ગુણ બધામા બન્ને એકબીજાની સમાન હતાં. આથી કરીને એમની પ્રેમગાંઠ ઘણીજ મજબૂત બંધાઈ હતી. એમનો

અસાધારણ પ્રેમ આખા ગામને માટે આદર્શરૂપ થઈ પડ્યો હતો જ્ઞાનપ્રાપ્તિમા, લોકસેવામા એમનો સમય વ્યતીત થઇ રહ્યો હતો

એવામા ગૌતમબુધ્ધે ધર્મપ્રચારનુ કાર્ય આરભ્યું અનેક તરુણો ગૃહસ્થાશ્રમના મોહને તિલાંજલિ આપીને બુદ્ધદેવને શરણે આવ્યા અને ધર્મપ્રચારના પવિત્ર કાર્યમા જોડાયા. એ ધાર્મિક આદોલનના સમયમા ભદ્રાના પતિએ પણ પતિવ્રતા સ્નેહ-મૂર્તિ પત્નીના પ્રેમપાશને તોડીને ગૃહત્યાગ કર્યો, અને ગૌતમનો શિષ્ય બન્યો જતી વખતે પોતાની બધી મિલકત પ્રિયતમા ભદ્રાને સોપી ભદ્રાએ એ અઢળક સપત્તિ લઈને મોજશોખમા જીવન વ્યતીત કરવાનુ ઉચિત ન ધાર્યું પોતાના પતિએ સર્વ સગ પરિત્યાગ કરીને પ્રવ્રજ્યા લીધી એટલે એણે પણ બધી સપત્તિ સગા સબધીઓને વહેંચી આપી, અને ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને પતિનું અનુસરણ કર્યું ભરયુવાવસ્થામા સસારના સુખને લાત મારીને ભદ્રા ભિક્ષુણી બનવા તૈયાર થઇ

ભગવાન બુધ્ધે ભિક્ષુસઘની તો સ્થાપના કરી હતી, પણ ભિક્ષુણીસઘ ત્યા લગી સ્થપાયો નહોતો કાશ્યપ તો સંઘમા દાખલ થયો પણ ભદ્રાએ તો પાચ વર્ષ સુધી ભિક્ષુણીઓની પાસે રહીને ધર્મનુ શિક્ષણ મેળવ્યું

પાચ વર્ષ પછી મહાપ્રજાપતિ ગૌતમીએ ભિક્ષુણીસઘની નિયમપૂર્વક સ્થાપના કરી. એ ખબર સાભળીને ભદ્રા પ્રસન્ન થઇ, અને ભિક્ષુણી સઘમા તેણે પ્રવેશ કર્યો પ્રવ્રજ્યા લીધા પછી ઉપસપદા પ્રાપ્ત કરી અને પછી ઉત્તરોત્તર અધિકાર પ્રાપ્ત કરીને એ અર્હત્ પદને પામી એ સ્થિતિએ પહોચ્યા પછી પૂર્વ જન્મોનુ તેને સ્મરણ થયુ

પેલી તરફ મહા કાશ્યપ પણ બુદ્ધસઘમા બહુ પ્રસિદ્ધિને પામ્યો સઘમા જે બધનો ઢીલા પડી ગયા હતા, તેને દઢ કરવાનુ કામ એને હાથેજ થયુ હતુ ગૌતમબુદ્ધના પરિનિર્વાણ પછી મહાકાશ્યપેજ પાચસો ભિક્ષુઓની મહાસભા ભરીને બૌદ્ધશાસનમા સુધારો કરીને એને એક ગ્રથાકારમા ગોઠવ્યા હતા મહાકાશ્યપ જેવી રીતે ભિક્ષુસઘનો આગેવાન બન્યો, તેવીજ રીતે ભદ્રા ભિક્ષુણીસંઘમા સૌથી ઉચે સ્થાને પહોચી. ધર્મની કથા કહેવામા પણ તેણે કુશળતા અને પ્રસિદ્ધિ મેળવી.

એક દિવસ જેતવનમાં બુદ્ધદેવે ભિક્ષુણીઓને તેમની યોગ્યતા પ્રમાણે પદવી આપવાનો સમારભ કર્યો ત્યારે એમણે ભદ્રાને પૂર્વ જન્મની સ્મૃતિ

વાળી ભિક્ષુણીઓમાં અગ્રસ્થાન આપ્યુ. એ પ્રમાણે ભદ્રાની અનેક જન્મની અભિલાષા પૂર્ણ થઇ

થેરી ગાથામાં ૬૩ થી ૬૬ સુધીના શ્લોક તેના રચેલા છે એ ઉપરથી ભદ્રાનો પતિ પ્રત્યેનો પ્રેમ અને તેની ધાર્મિક વૃત્તિઓનો પરિચય મળે છે પોતાના પતિને એ 'બુદ્ધના પુત્ર અને વારસ' તરીકે સંબોધે છે ત્રણે વિદ્યાના અધિપતિ હોવાથી એને સાચા બ્રાહ્મણ તરીકે ઓળખાવે છે પોતાનો પરિચય આપતા એ કહે છે, કે "કાશ્યપની પેઠે મે પણ ત્રણે વિદ્યા પ્રાપ્ત કરી છે, મૃત્યુ ઉપર જય મેળવ્યો છે, સેનાસહિત મારનો પરાભવ કર્યો છે, એટલે મારો આ છેવટનો જન્મ છે. જગત્મા સકટો ઘણા છે એ વાત સમજીને અમે બન્નેએ પ્રવ્રજ્યા લીધી, અને ત્યાર પછી ક્ષીણાસવ ( અર્હત્ ) બનીને, ઇંદ્રિયોનુ દમન કરીને શાન્ત બનીને અમે નિવૃત્ત થયા છીએ"

ભદ્રાએ પોતાનુ આખુ આયુષ્ય સ્ત્રી સમાજની સેવામા અને તેમને ધર્મના માર્ગમાં આણવામા વ્યતીત કર્યુ હતુ ભદ્રા ખરેખરી ભાગ્યશાળી સ્ત્રી હતી પોતાની સાથેજ સન્યાસ લેવો, એના બધા કાર્યમા સ્વતત્રપણે મદદ કરવી અને સાથેજ અર્હત્ પદ તથા નિર્વાણ પ્રાપ્ત કરવુ એ ઉત્તમ પ્રકારનો સહચર સાધીને એણે સહધર્મિણી અને સહચારિણી પદ સાર્થક કર્યું હતું

# रत्न ५४ मुं--बड्ढेसी



નુ ગોત્રનામ જાણ્યામા આવ્યુ નથી દેવદહ નગરમા તેનો જન્મ થયો હતો અને તે મહાપ્રજાપતિ ગૌતમીની ધાત્રી હતી જ્યારે મહાપ્રજાપતિ ગૌતમીએ સંસારનો ત્યાગ કર્યો ત્યારે તેણે પણ એમનુ અનુસરણ કર્યું, પરન્તુ પચીસ વર્ષ સુધી તેનુ ચિત્ત એકાગ્ર થઇ શકયુ નહિ, તથા વિષયભોગની લાલસા તેના હૃદયમાથી જડમૂળમાથી નીકળી ગઇ નહિ આખરે ધર્મદિન્નાનો ઉપદેશ સાભળ્યાથી તેની અધમ વાસનાઓનો નાશ થયો અને તેને અન્તર્દષ્ટિ પ્રાપ્ત થઇ. પોતે અન્તર્જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત કર્યુ તેનુ વર્ણન તેણે થેરી ગાથામા ૬૭ થી ૭૧ સુધીના શ્લોકમા કર્યુ છે

# रत्न ५५ मुं–विमळा

એક વારાંગનાને પેટે, વૈશાલી નગરમાં તેનો જન્મ થયો હતો. વિમળા મોટી થઈ ત્યારે માતાના કુસંગની અસર તેના ઉપર પણ પડી અને વિષયવાસના ચરિતાર્થ કરવાની ઇચ્છા તેનામાં પ્રબળ થઈ પડી એવામાં એક દિવસ બુદ્ધભગવાનના પરમ પ્રિય શિષ્યોમાંના એક પૂજ્યપાદ મહા મૌગ્ગલ્લાન ભિક્ષા માગવા સારૂ ત્યાં આગળ થઇને જતા હતા એ ભિક્ષુના સૌન્દર્યથી વિમળા મુગ્ધ થઇ ગઈ અને સાંજે તેમના આશ્રમમાં જઇ અનેક પ્રકારના સુખવૈભવ અને ભોગવિલાસની લાલચ બતાવી, પરન્તુ એ ભિક્ષુનું મન જરા પણ ચળ્યું નહિ તેણે વિમળાને ઘણોજ ઠપકો આપ્યો તથા ધર્મસંબંધી ઉપદેશ આપીને તેના મલિન હૃદયને વિમળ બનાવ્યું વિમળાને પછી પોતાના કૃત્ય માટે ઘણોજ પસ્તાવો થવા લાગ્યો અને તે બૌદ્ધધર્મની ગૃહસ્થ ઉપાસિકા થઇ ત્યાર પછી થોડા સમયમાં તેણે સંસારનો બિલકુલ ત્યાગ કરીને ભિક્ષુણી–વ્રત ધારણ કર્યું. અને સર્વ પ્રકારની અધમ વાસનાઓ ઉપર વિજય મેળવીને આખરે દુર્લભ અર્હત પદ પ્રાપ્ત કર્યું પોતાનું ચરિત્ર તેણે થેરી ગાથામાં નીચે પ્રમાણે વર્ણવ્યું છે.—

"વર્ણ, રૂપ, ભાગ્ય, યશ, અને યૌવનના ગર્વથી હું છકી ગઈ હતી એ વખતે સત્ય વસ્તુ મારા જાણ્યામાં નહોતી આવી અંગ ઉપર સુગંધીવાળા પદાર્થોનો લેપ કરીને, તથા સુંદર વસ્ત્રાભૂષણ ધારણ કરીને, એક પારધિની પેઠે હું મારી જાળ ફેલાવીને બારણા આગળ બેસતી હતી શરમનો ત્યાગ કરીને હું અલંકારોથી વિભૂષિત મારા અંગને ખુલ્લું મૂકતી હતી. રસ્તે જનારા પુરુષોના ધર્મનો નાશ કરવા સારૂ હું કેટલી બધી જાતના છળપ્રપંચ કરતી હતી ! પરન્તુ આજે કેશ મુંડાવીને તથા ભગવા વસ્ત્ર ધારણ કરીને હું ભિક્ષા માગી રહી છું. વૃક્ષની નીચે બેસીને શુદ્ધ ધ્યાન ધરૂં છું, મનુષ્યોને અને દેવોને બાંધી રાખનારા બધા બંધનોમાંથી હું હવે મુક્ત થઇ ગઈ છું મારા પ્રાણને નશો ચડાવનારા આસવોને શરીમાંથી કાઢી નાખીને હું આજ નિર્વાણસુખ અનુભવું છું."

## रत्न ५६ मुं–सीहा (सिंहा)

लिच्છवि राजाओना सेनापतिओ सिंह उपाधिथी ओળખાતા હતા સીહા એ સમયના વેસાલિના સેનાપતિની ભાણેજ થતી હતી. કુમારી દશામાજ તે થેરી થઈ હતી. સાત વર્ષ સુધી તેણે ચિત્તને કાબૂમા લાવવાનો ઘણો યત્ન કર્યો પણ સફળતા ન મળી ત્યારે નિરાશ થઈને તેણે ગળે ફાંસો ખાઇને જીવનનો અન્ત આણવાનો સંકલ્પ કર્યો, પરન્તુ ગળે ફાંસો ખાવા જતી હતી તેજ વખતે તેનુ ચિત્ત એકદમ સંયમમાં આવી ગયુ અને તેને અન્તર જ્ઞાન ઉત્પન્ન થયુ. થેરી ગાથામા ૭૭ થી ૮૧ સુધીના શ્લોક તેના રચેલા છે

## रत्न ५७ मुं–सुंदरी नंदा

એ સુંદર યુવતીનો જન્મ મહા પ્રજાપતિ ગૌતમીના ગર્ભમાં થયો હતો, એટલે એ બુદ્ધ ભગવાનના બેન થાય રાજકુટુંબના જન્મ અને મહાપ્રજાપતિના હાથનો ઉછેર, એટલે નંદાને કેવુ શિક્ષણ મળ્યું હતુ, તેનું અનુમાન તો વાચકો કરીજ શકશે. એને લોકો 'જનપદ કલ્યાણી' નામથી ઓળખતા

બુદ્ધદેવના ઉપદેશથી પોતાના ભાઈ નંદ અને ભત્રીજા રાહુલે પ્રવ્રજ્યા લીધી, ત્યાર પછી થોડા દિવસમા પિતા શુદ્ધોદનનું મૃત્યુ થયું. માતા, મહા પ્રજાપતિ અને ભાભી યશોધરાએ પણ ભિક્ષુણી વ્રત ધારણ કર્યું, એ વખતે સુંદરી નંદાના મનમા પણ વિચાર આવવા લાગ્યો, કે આજ દિવસ સુધી મે સંસાર અને સાંસારિક સુખ સિવાય બીજા કશાનો વિચાર કર્યો નથી. આ સંસાર તો ક્ષણભંગુર છે. સંસારનું સુખ તો આજ છે ને કાલ નથી મારા મોટા ભાઇ રાજપાટનો ત્યાગ કરીને બુદ્ધ થયા છે, તેમના પુત્ર રોહિલે પણ સંસારનો ત્યાગ કર્યો છે મારા ભાઈ નન્દ, માતા મહાપ્રજાપતિ, તથા રોહિલ માતાએ બધાએ સંસારથી વિરક્ત થઇને તેનો ત્યાગ કર્યો છે.તો હુ એકલી આ રાજમહેલમા રહીને શું કરીશ ? મારે પણ સંસારનો ત્યાગ કરીને દેહનું સાર્થક કરવું જોઇએ. એ પ્રમાણે અંતરના તીવ્ર વૈરાગ્યને લીધે નહિ, પણ સગાસંબંધીઓ પ્રત્યેના પ્રેમને લીધે તેણે ભિક્ષુણી વ્રત લીધું. ભિક્ષુણી

બન્યા છતા પણ તેને પોતાના સૌન્દર્ય માટે ઘણુ અભિમાન હતુ રૂપવતી સ્ત્રીઓ માટે બુદ્ધદેવને અણગમો છે, એ વાતની એને ખબર હતી એથી એ કદિ બુદ્ધદેવ પાસે જતી નહિ જ્યારે જ્યારે એમની કથા કે ધર્મોપદેશ સાભળવાનો વારો આવે ત્યારે એ કાઇ ને કાઈ બહાનુ કહાડીને મઠમા રહી જતી અને પોતાને બદલે બીજી કોઇ ભિક્ષુણીને મોકલતી. એને ભય હતો કે ગુરુદેવ મારા રૂપને વખોડશે રૂપના ગર્વ માટે મને ધમકાવશે બુદ્ધદેવ ભિક્ષુણીસઘના કામમા ખાસ કાળજી રાખતા હતા. પોતાના સઘમાની હરેક સન્નારી આધ્યાત્મિક માર્ગમા કેટલી ઉન્નતિ કરે છે તેની પોતે ખબર રાખતા. એમને ખબર હતી, કે નદાને રૂપલાવણ્યનુ અભિમાન છે, સુખ અને વૈભવમાં ઉછરેલી છે, એ અભિમાન એનામાથી એકદમ લોપ થઇ જાય એ પણ અસભવિત છે, એટલા માટે એક દિવસ તેમણે આજ્ઞા આપી કે આજના ઉપદેશમા તો નદાએ જાતેજ આવવું પડશે. બીજી કોઇ ભિક્ષુણીને મોકલે નહિ ચાલે. હવે તો નદાને જવુંજ પડયું બુદ્ધદેવ એવી રૂપ ગર્વવતી સ્ત્રીઓને ઠેકાણે આણવા માટે માયા રચતા નદાએ જે સમયે બુદ્ધદેવને સાષ્ટાગ દડવત્ કર્યા, તે સમયે તેણે જોયું કે એક અલૌકિક લાવણ્યવતી સ્ત્રી હાથમાં પખો લઇને શાસ્તાને વાયુ સચાર કરી રહી છે એ જોઇને નદાને વિચાર આવ્યો, ‘ હુ મારા રૂપના અભિમાનમા અહી આવતી નહોતી. પણ આ રમણી મારા કરતા કેટલી વધારે ખૂબસુરત છે એ તો એકાગ્રચિત્તે બુદ્ધદેવની સેવા કરી રહી છે. ’ બુદ્ધદેવ તેના મનના વિચાર પરિવર્તનને પારખી ગયા, અને તેને ખરૂ જ્ઞાન આપવાનો ઠીક સમય આવી લાગ્યો છે એવુ જણાતા ઉપદેશ આપ્યો કે આ શરીર તો માસ અને રક્તથી લિપ્ત હાડકાનો કિલ્લો છે જરા અને મૃત્યુ એમાં રાજ્ય કરે છે. ત્યાર પછી આ શરીરની ક્ષણભગુરતા વિસ્તારથી સમજાવી, અને ખરો વિજય દેહાસક્તિ છોડીને નિર્વાણ પદ પ્રાપ્ત કરવામા છે એ વાત એના ચિત્તમા ઠસાવી.

એક દિવસ જેતવનમા સઘનો ઉત્સવ થઇ રહ્યો હતો. ભગવાન બુદ્ધદેવ આસન ઉપર બિરાજેલા હતા, ‘ આજે નામસમતકરણ ’ નો સસ્કાર થવાનો હતો. એ સમારભમા કોઇ ભિક્ષુ કે ભિક્ષુણીનુ સન્માન કરીને એને ખાસ ઉપાધિ આપવામા આવતી. એ દિવસે કોઇ એક ભિક્ષુ ધર્મસબધી વ્યાખ્યાન આપીને પોતાની વિદ્વત્તાનો પરિચય આપતો. આજના સમારંભમા ભિક્ષુણીસઘની ઠઠ જામેલી હતી. શાસ્તાએ કેટલીક યોગ્ય ભિક્ષુણી

ઓને તેમના ગુણાનુસાર પદવી આપી. નંદાનો વારો આવ્યો ત્યારે તેમણે 'ધ્યાનસંપન્ન અને ધ્યાનાભિરત' નું પદ આપ્યું, અને એ વર્ગની ભિક્ષુણીઓમાં અગ્રસ્થાન આપી તેની અભિલાષા પૂર્ણ કરી.

થેરી ગાથામાં નંદાએ ગાયેલી ગાથા ઘણી હૃદયસ્પર્શી છે બુદ્ધદેવના ઉપદેશને અનુસરી, વારંવાર પોતાની જાતને ઉદ્દેશીને એ કહે છે "નંદા! રોગ, અશુચિ, સડો, અને દુર્ગંધ એ બધાથી યુક્ત આ શરીરનું નિરીક્ષણ કર! અશુભ ભાવનાની ભાવના કર, અને ચિત્તમાં એકાગ્રતા આણ. શરીરની જે હકીકત છે તેજ તારી પણ છે. તારી જે ગતિ તેજ શરીરની ગતિ છે. શાન્ત, સ્વસ્થ ચિત્તે તું રાતદિવસ એનો વિચાર કર. એમ કર્યાથી સૌન્દર્યની ગુલામીમાંથી મુક્ત થઈને, પોતાની પ્રજ્ઞાના બળવડે, તને માર્ગ મળી આવશે, અને ચિન્તા જતી રહેશે. શાશ્વત સત્યનો વિચાર કર્યાથી, તથા પ્રમાદ છોડી દઈને, શરીરની બહાર અને અંદર શું છે, તેનો વિચાર કર્યાથી, આજ ક્ષણે તારી કાયાની માયા જતી રહેશે, અને આજને આજ પ્રાણ અધ્યાત્મ રાજ્યમાં વિરાજશે. આજ તું અપ્રમત્ત, મુક્ત, શાન્ત બનશે એજ ખરૂં નિર્વાણ છે"

# रत्न ५८ मुं–नंदुत्तरा

બુદ્ધભગવાનના સમયમાં કુરુ રાજ્યમાં કમ્મા સદમ્મ નગરમાં એક બ્રાહ્મણકુટુંબમાં તેનો જન્મ થયો હતો. ઘણું સારૂં શિક્ષણ મેળવ્યા પછી તેણે જૈનોના સંઘમાં પ્રવેશ કર્યો હતો. તેનામાં વ્યાખ્યાન આપવાની શક્તિ ઘણી સારી હતી. જૈન ધર્મનો પ્રચાર કરવા સારૂ તેણે ભારતવર્ષના ઘણાખરા નગરોમાં ભ્રમણ કર્યું હતું. એક વખત પ્રસિદ્ધ બૌદ્ધધર્મોપદેશક મહા મોગ્ગલ્લાન સાથે તેનો મેળાપ થયો. બન્નેની વચ્ચે ધર્મશાસ્ત્રસંબંધી ચર્ચા થઇ. શાસ્ત્રાર્થમાં નંદુત્તરાનો પરાજય થયો, અને મહામોગ્ગલ્લાનની સલાહથી તેણે બૌદ્ધધર્મની દીક્ષા લીધી. બૌદ્ધધર્મના એક ઉત્તમ અભ્યાસી સાથે શાસ્ત્રાર્થમાં ઉતરવાનું સાહસ કરનારી સ્ત્રીમાં તત્ત્વજ્ઞાન કેટલું બધું હશે તેની કલ્પના થઈ શકે એમ છે થેરી ગાથામાં ૮૭ થી ૯૫ સુધીની ગાથાઓ તેની રચેલી છે, જેના સારાંશ આ પ્રમાણે છે.

**પૂજતી**—અગ્નિ, ચન્દ્ર, સૂર્યઆદિ સર્વ દેવતાને.
**જતી**—નદી તીર્થમાં નિયમિત રીતે સ્નાન કરવા
**પાળતી**—કેટલાએ વ્રત અર્ધાશીર ઉપર લેપ કરીને
**રચતી**—ભૂમિશય્યા આખી રાત આહાર તજીને
**સજતી**—સ્નાન કરીને વિલેપન કરીને સુંદર પોશાક.
**પ્રાપ્ત કર્યો**—આખરે ધર્મ ગૃહ તજીને વિચરૂ છુ બધે.
**સમજી**—કે આ દેહનુ મૂલ્ય કાંઈ નથી કામનાઓ ચાલી ગઈ
**સાધ્યો**—ભવક્ષય, ઉખેડીને ઇચ્છાઓ અને વાચ્છનાઓ.
**છોડી દીધી**—સર્વ બાધાઓ, ચિત્ત શાન્ત છે સાધના સફળ છે.

---

## रत्न ५९ मुं–सकुला




તમ બુદ્ધના સમયમા શ્રાવસ્તી નગરીમા એક બ્રાહ્મણને ઘેર એણે જન્મ ધારણ કર્યો હતો થેરી ગાથામા એનું નામ પકુલા પણ લખેલુ છે એની સાસારિક સ્થિતિ ઘણીસારી હતી કોઇ વાતનું દુ ખ તેને નહોતું. બુદ્ધદેવે અનાથપિંડદના જેતવનના વિહારનો સ્વીકાર કર્યો, તે સમયે સકુલાને એમના પુણ્ય-દર્શન થયાં. એના હૃદયમા બુદ્ધદેવ પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન થઈ બુદ્ધધર્મમા પણ શ્રદ્ધાનુ ઘણુ મહત્ત્વ ગાયુ છે ધર્મના ઉપદેશની તેના અંત કરણ ઉપર સારી અસર થઈ સસારના બધા સુખ તેને મનથી તુચ્છ લાગવા લાગ્યા. પારલૌકિક સુખને શોધવા તે નીકળી પડી, અને બુદ્ધદેવના ભિક્ષુણીસઘના સમાગમમા આવી. ત્યા એને શાન્તિ મળી સ સાર ત્યજી ભિક્ષુણી બની ત્યા રહ્યાથી એના મનમા ઉલ્લાસ આવ્યો, કર્તવ્યભાવના સતેજ થઈ, ભિક્ષુકોના પરમનૈતિક જીવનથી અ તરવૃત્તિઓ શુદ્ધ થઇ એમ કર્યાથી એ થોડા સમયમા અર્હતપદને પામી. ત્યાર પછી એની ઇચ્છા દિવ્યદષ્ટિ પામવાની થઈ. બૌદ્ધધર્મમા પણ યોગને માન્યો છે, અને એ યોગના બળવડે મનુષ્યોને જૂદા જૂદા પ્રકારની ઋદ્ધિ મળે છે, એવું તેઓ માને છે. એ ઋદ્ધિને ‘**અભિજ્ઞા**’ કહે છે. **અભિજ્ઞા** છ પ્રકારની છે. એમાની એક અભિજ્ઞાનુ નામ દિવ્યદષ્ટિ અથવા દિવ્ય ચક્ષુ-પ્રાપ્તિ છે. એ સિદ્ધિ પ્રાપ્ત થયાથી યોગસબધી વિચાર કરવાને માટે મનુ-

ષ્યની દૃષ્ટિ ચર્મચક્ષુ કરતા વધારે સૂક્ષ્મ થઇ જાય છે. એ દૃષ્ટિને લીધે તેને કહીં રોકાવું પડતું નથી એ શકિતવડે મરણ પછી મનુષ્યની કેવી ગતિ થઈ છે તે પણ યોગી જાણી શકે છે મહાત્મા ગૌતમબુધ્ધે પોતે એ શકિતનો ઉપયોગ ઘણીવાર કર્યો હતો અને એ અભિજ્ઞા પ્રાપ્ત કરવાનુ ભિક્ષુણીઓને શીખવ્યુ હતુ

સકુલાએ પણ ખતથી એ સિદ્ધિ પ્રાપ્ત કરી, એટલુજ નહિ પણ એ પ્રકારની સિદ્ધિ ધરાવતી ભિક્ષુણીઓમા અગ્રસ્થાન પ્રાપ્ત કર્યું.

થેરીગાથામા એની રચના છે. આત્મચરિત વર્ણવતા એ કહે છે કેઃ—'ગૃહસ્થાશ્રમમા ગૃહિણીતરીકે રહેતી હતી તે સમયે મે એક ભિક્ષુ પાસે ધર્મની કથા સાભળી અચ્યુત નિર્વાણપદ પ્રાપ્ત કરવાની ઇચ્છા મારા હૃદયમા ઉત્પન્ન થઇ. ધનધાન્ય, પુત્રપુત્રીનો ત્યાગ કરીને, કેશલુચન કરીને, મે પ્રવ્રજ્યા લીધી મે વિચાર્યું કે આ સ સારમા હવે મારો વાસ નથી. શિક્ષણદ્વારા મારે ઉચ્ચ માર્ગે ગમન કરવાનું છે રાગ–દ્વેષને મે ત્યજ્યા, અને સર્વ પ્રકારના આસવનુ દમન કર્યું. પૂર્વજન્મનુ સ્મરણ થયુ. મારા દિવ્યચક્ષુ ઉઘડયા એ બધુ વિશુદ્ધ વિચાર અને સાધનાનુ પરિણામ હતુ. મનુષ્યનુ સમગ્ર જીવન સ સ્કારોનો સ ગ્રહ છે. એ સ સ્કારની પાર જઇને મેં મનુષ્યના કર્મ અને બ ધનનો હેતુ ખોળ્યો. હવે સર્વ પ્રકારના બ ધનોને તોડી નાખીને, પાપનો ત્યાગ કરીને શાન્ત મને મે નિર્વાણનો પૂલ ઓળગ્યો છે.'

## રત્ન ૬૦ મું–સોણા




વસ્તી નગરીમા એક કુળવાન ક્ષત્રિયના ઘરમા એનો જન્મ થયો હતો લગ્ન થયા પછી એક કુશળ ગૃહિણીતરીકે તે પ્રસિદ્ધિ પામી હતી તેને સ પત્તિ અને સ તતિ બન્ને પુષ્કળ હતા દશ પુત્રપુત્રીઓની માતા હોવાથી લોકો તેને 'બહુ પુત્તિકા' પણ કહેતા એ બાળકોને શિક્ષણ આપવામા તથા સદાચારી બનાવવામા તેણે બહુ શ્રમ લીધો હતો એ કાર્યમાં એણે પોતાની બધી સ પત્તિનો ઉપયોગ કર્યો હતો એને આશા હતી કે આ પુત્રો વૃદ્ધાવસ્થામા મારી સેવા કરશે, પરન્તુ એ આશામા એને નિષ્ફળતા મળી. એના પતિએ તો પહેલથી પ્રવ્રજ્યા લીધી હતી પુત્ર અને પુત્રવધૂથી સતાવાયલી સોણાને સ સારમા શરણુ લેવા યોગ્ય બીજુ કોઇ સ્થાન

ન જડ્યું. સંસારના સુખોની માયા તોડીને,જનસેવાનું વ્રત ધારિણી ભિક્ષુણી બનવાનો તેણે સંકલ્પ કર્યો ભિક્ષુણીસંઘમાં દાખલ થઈને તેણે બુદ્ધદેવનું શરણું લીધું

સુખ અને વૈભવમાં ઉછરેલી હોવાથી શરૂઆતમાં તો સંઘના નિયમો એને બહુ વસમા લાગ્યા પણ સંયમવડે એણે એ નિયમોનું પાલન કરવાની ટેવ પાડી. પુત્રોની વર્તણુકથી તેને કોઈક વાર ખેદ થઈ આવતો એ ખેદ દૂર કરવાને માટે એણે 'કૃત્તિસાકાર' નામનું એક વ્રત કરવા માંડ્યું એ વ્રત કરનારને આ માનવી કાયાની બત્રીશ પ્રકારની અવસ્થાનું વારંવાર સ્મરણ કરવાનો નિયમ હતો. એકાન્તમાં બેસીને એ સ્મરણ કરતી, કે શરીર કેશ, નખ, દાંત, ચામડી, હાડકાં વગેરે વગેરેનું બનેલું છે એમાથી લોહી, થુંક, પરૂ, મળ, મૂત્ર વગેરે ગંદા સૂગ ચડે એવા પદાર્થો નીકળે છે, વગેરે વગેરે. એ પ્રમાણે વિચાર કર્યાથી શરીરપ્રત્યેનો મોહ છૂટી જતો, અને વૈરાગ્યનો ઉદય થઈ, ચિત્તમાં જાગૃતિ આવતી. એ વ્રતથી સોણાના હૃદયનું શલ્ય દૂર થયું એ વ્રતની ખાતર એણે ઘણા જાગરણ કીધા. હવે લોકોએ એને 'બહુપુત્રિકા' કહેવું છોડી દીધું, અને 'આરબ્ધવીર્યા' નામથી બોલાવવાનું આરંભ કર્યું. એક ક્ષણની ફુરસદ મળતી તો એમાં પણ એ પોતાનું વ્રત આદરતી એક વાર ભિક્ષુણીઓ કામ પ્રસંગે બહાર જતી હતી, ત્યારે સોણાને પાણી ઉનું કરવાનું કામ સોંપતી ગઈ એ કામને સારૂ રસોડામાં જતી વખતે પણ તેણે પોતાનું નિત્ય કર્મ છોડ્યું નહિ આધ્યાત્મિક માર્ગમાં પૂર્ણતા પ્રાપ્ત કરી રહી હતી એટલામાં બુદ્ધદેવે એક ગાથા ગાઈ કે "ઉત્તમ ધર્મ પાળ્યા વગર સો વર્ષ સુધી જીવ્યા કરવું, તેના કરતાં ઉત્તમ ધર્મને ઓળખીને એક ક્ષણ જીવવું એ વધારે સારૂં છે" સોણાએ દિવ્ય જ્ઞાનદ્વારા એ ગાથા સાંભળી. ઉનામણામાં પાણી ગરમ કરવાનું કામ એને ઠેકાણે રહ્યું, અને એના હૃદયમાં એ ગાથા સાંભળતાંવારજ એવું પરિવર્તન થયું, કે એ અર્હત્ પદને પ્રાપ્ત થઈ. અર્હત પદની તો પ્રાપ્તિ થઈ પણ ભિક્ષુણીઓ પાછી આવતાં વઢશે એની એને ચિન્તા થવા લાગી થયું પણ એમજ થોડી વારમાં ભિક્ષુણીઓ પાછી ફરી, અને પાણી ગરમ નહિ મળવાથી સોણાને ઠપકો આપ્યો. સોણાએ શાન્તપણે ઉત્તર આપ્યો 'બેન! તમારે અગ્નિની સાથે શું કામ છે. નાવાની ઇચ્છા હોય તો બેસો હું ઉનું પાણી તમારે માટે લાવું છુ.' એમ કહીને એ ચૂલા પાસે ગઈ, અને

પાણીમાં હાથ ઘાલી જુએ છે, તો ખખળતું પાણી તૈયાર હતું એક ઘડામાં પાણી કાઢ્યુ, પણ એટલામા જુએ છે તો ઉનામણો ફરીથી ભરાઇ ગયો છે. કેવો ચમત્કાર ! સઘમા બધાને ખાત્રી થઈ ગઇ કે સોણા અર્હત્ પદને પામી ગઈ છે. તેમણે નમ્રપણે સોણાની પાસે ક્ષમા માગી

બુદ્ધદેવે તેની યોગ્યતાનુસાર "વીર્યવતી ભિક્ષુણી' એના વર્ગમાં તેને ઉચ્ચ સ્થાને મૂકી

એકાન્ત ધર્મસાધનાના બળે સોણાએ ઉચ્ચ પદ પ્રાપ્ત કર્યું, અને જન્મમરણના ફેરામાથી સદાને માટે બચી ગઇ.

## रत्न ६१ मुं-मित्तकाली (मित्रकाली)

એનો જન્મ પણ નકુત્તરાની પેઠે કુરૂ રાજ્યમા એક બ્રાહ્મણને ઘેર થયો હતો. એનો વિશેષ વૃત્તાત જાણવામા આવ્યો નથી. એટલું જણાયું છે કે ભિક્ષુણી થયા પછી પણ સાત વર્ષ સુધી તે પોતાના સ્વભાવને વશ કરી શકી નહોતી, તેનો સ્વભાવ ઘણો કજીયાખોર હતો સાથે રહેનારી ભિક્ષુણીઓ સાથે વારંવાર કલહ કર્યા કરતી, પરન્તુ પાછળથી તેનામા ધર્મનું દિવ્ય જ્ઞાન ઉત્પન્ન થયુ, અને ઘણી સુશીલ તથા શાંત પ્રકૃતિની બની ગઈ. થેરી ગાથામા ૯૨ થી ૯૬ સુધીના શ્લોક તેના રચેલા છે.

## रत्न ६२ मुं-भद्दा-कुन्डलकेशा

એના ગુચળાદાર સુંદર કેશને લીધે એ ભદ્રા કુન્ડલકેશા કહેવાતી હતી. એક વખત એ જૈનધર્મ પાળતી હતી તેથી એનુ બીજું નામ 'પુરાણ નિર્ગ્રન્થી ' પણ છે.

એના જીવનચરિત્રમા કાંઇક વિચિત્રતા છે. એનો જન્મ રાજગૃહ નગરમા એક ધનવાન વણિકને ઘેર થયો હતો. યુવાવસ્થાને પ્રાપ્ત થતા વણિક કન્યા ભદ્રા પોતાના પુરોહિતના પુત્ર સાર્થકના ઉપર મોહી પડી પરન્તુ તેના કમનસીબે બ્રાહ્મણપુત્ર સાર્થક ખરાબ ચાલચલણનો હતો. એક દિવસે ચોરી કરવાના અપરાધ સારૂ રાજા તરફથી તેને એવી સજા કરવામા આવી કે એને સિંહના પાંજરામા પૂરીને સિંહ પાસે ફાડી ખવરાવવો. ઘાતક સિપાઇઓ તેને વધ્યભૂમિ તરફ લઇ જતા હતા એવામાં ભદ્રાની દૃષ્ટિ તેના ઉપર પડી

અને તેણે પોતાના પ્રેમની વાત પિતાને જણાવી. તેના ધનવાન પિતાએ રાજ્યના અમલદારોને પુષ્કળ લાંચ આપીને સાર્થકની સજા માફ કરાવી, અને તેનુ લગ્ન પોતાની પુત્રી સાથે કર્યું.

સાર્થક કુચરિત્ર હતો. ભદ્રાના ઘરેણાની ચોરી કરવાના ઇરાદાથી તેણે એક વખત કપટપૂર્વક કહ્યું કે, વહાલી! એક વેળા મારા ઉપર મોટી આફત આવી પડી હતી તે વખતે મે પર્વતના શિખર ઉપર વસનારા એક દેવતાની માનતા માની હતી કે હું સજોડે આપનાં દર્શન કરવા આવીશ માટે તુ સુદર વસ્ત્રાલકાર પહેરીને મારી સાથે ચાલ. આપણે પર્વતના શિખર ઉપર જઇને દેવતાને પગે લાગી આવીએ બન્ને જણા પર્વત ઉપર ચડયા પછી ભદ્રાને જ્યારે ખબર પડી કે સ્વામી તો તેને વસ્ત્રલોચન કરીને મારી નાખવા માગે છે, ત્યારે તેણે કહ્યું "સ્વામીનાથ! આ અલકાર તમારા છે, આ જીવન પણ તમારૂ છે, મારો વધ શું કામ કરો છો? તથા અલંકાર લઈને નાશી જવાનો ઇરાદો શુ કામ રાખો છો?" પરન્તુ દુષ્ટ સાર્થકના પત્થર જેવા સખ્ત હૃદય ઉપર તેની કાંઈ અસર થઇ નહિ. તેણે પોતાનો વિચાર બદલ્યો નહિ. ત્યારે ભદ્રાએ પોતાનો જીવ બચાવવા સારૂ બીજી એક યુક્તિ શોધી કહાડી તેણે કહ્યુ "પ્રાણનાથ! મને મારીજ નાખવી છે તો મારી એક વિનતિ સ્વીકારો. મને છેલ્લી વખતે પ્રેમપૂર્વક આપને આલિંગન આપવા દો" સાર્થકે તેનો સ્વીકાર કર્યો અને આલિગન સારૂ હાથ પહોળા કર્યા એટલે ભદ્રાએ તે દુષ્ટને ધક્કો મારીને પર્વત ઉપરથી ગબડાવી મૂક્યો સાર્થક નીચે પડયો એટલે એ પર્વતમા વસતા દેવતાએ ભદ્રાની સમયસૂચકતાની ઘણી પ્રશસા કરી એ પ્રસગને લઇને ટીકાકાર ધર્મપાલ લખે છે કે, પુરુષ શું બધી જગ્યાએ પડિતાઇ બતાવી શકે છે?રમણી પણ કામ પડે વિચક્ષણ પડિતાઇ બતાવી શકેછે.

ત્યાર પછી ભદ્રાએ વિચાર્યું કે 'મારે હવે ઘેર પાછા જવું એ મિથ્યા છે. હુ અહિથીજ સસારનો ત્યાગ કરીશ ' એ ઉદ્દેશથી એ જૈનોના નિગ્રન્થ સપ્રદાયમા સામિલ થઈને ભિક્ષુણી બની. ત્યાના સાધ્વીઓએ તેને પૂછ્યુ "તુ કયી શ્રેણીમા દીક્ષા લેવા માગે છે?" એણે કહ્યુ "સૌથી ઉચા પ્રકારની." ત્યાર પછી તેમણે કાસકાવની તેના સુદર વાળ કાપી નાખીને દીક્ષા આપી. પરન્તુ પાછા જ્યારે તેના વાળ ઉગ્યા ત્યારે ગુચળાવાળા જણાયા તેથી તેઓએ તેનુ નામ કુડલકેશા પાડયુ સાધ્વીઓના આશ્રમમા રહીને ભદ્રાએ જૈનધર્મશાસ્ત્રનું પૂરેપૂરૂ જ્ઞાન મેળવ્યુ, પરન્તુ એથી તેને સંતોષ ન થયો

એટલે તેમની સંગત છોડીને એ બહાર નીકળી પડી. શાસ્ત્રાર્થ કરવાની તેનામા અદ્ભુત શક્તિ આવી હતી. રસ્તામા જે જે વિદ્વાન પંડિતો મળ્યા તેમની સાથે ધર્મસબંધી વાદવિવાદ કરવા લાગી, પરન્તુ એની શંકાઓનું સમાધાન કરે એવો કોઈ પણ પંડિત તેને મળ્યો નહિ. ત્યાર પછી તે એવું કરવા લાગી કે જે ગામમા જાય તે ગામની ભાગળ આગળ રેતીનો ઢગલો કરીને એમા એક છોડવો દાટતી અને ગામના છોકરાઓને કહેતી કે " તમે અહિંયા રમ્યા કરજો અને કોઈ શાસ્ત્રી, પંડિત કે સંન્યાસી મારી સાથે શાસ્ત્રાર્થ કરવાની ઇચ્છા બતાવે તો એને આ છોડવાને પગતળે કચરી નાખવાનુ કહેજો. " એમ કહીને એ ગામમા ધર્મપ્રચાર સારૂ જતી અને આઠ દહાડા પછી ગામની ભાગોળે આવીને જોતી અને પોતાના છોડને સહીસલામત દેખીને એને ઉપાડી લઇને આગળ પ્રવાસ કરવા લાગતી

એક દિવસ ભગવાન બુદ્ધદેવનો શિષ્ય સારિપુત્ત ત્યા આગળ થઇને જતો હતો તેના દીઠામા એ ઢગલો અને પુષ્પનો છોડ આવ્યો. તેણે છોકરાઓ પાસેથી સર્વ વૃત્તાંત જાણી લઇને કહ્યુ, આ છોડને ચગદી નાખો. સાંજે ભદ્રાએ આવીને જોયુ તો છોડ ચગદાઈ ગયો છે. એટલે તે સારિપુત્તની પાસે જઇને પૂછવા લાગી ' આપ મારી સાથે શાસ્ત્રાર્થ કરવા તૈયાર છો ? ' સારિપુત્તે હા કહી એટલે ભદ્રા શ્રાવસ્તી નગરીમા જઇને અનેક વિદ્વાનોને પોતાનો અને બૌદ્ધ સાધુનો વાદવિવાદ સાભળવા સારૂ તેડી આવી. ભદ્રાએ પૂછ્યુ " મહારાજ ! પહેલા પ્રશ્ન કોણ કરશે ? આપ કે હુ ? " સારિપુત્તે ઉત્તર આપ્યો ' સાધ્વી ! પહેલા તમેજ પ્રશ્ન કરો પછીથી હું પ્રશ્ન કરીશ ' ભદ્રાએ અનેક પ્રશ્નો કર્યા તેના ઉત્તર સારિપુત્તે સંતોષકારક આપ્યા એટલે ભદ્રાને શાન્ત થવું પડયુ. છેવટે સારિપુત્તે કહ્યું ' ભદ્રા ! તમે ઘણા પ્રશ્ન કર્યા, હવે મને એકજ પ્રશ્ન પૂછવાની રજા આપશો ? ' ભદ્રાએ સંમતિ દર્શાવી એટલે સારિપુત્તે પૂછ્યુ. " एकम् नाम किम् " જેને આપણે એક કહીએ છીએ તે શું છે ? આ સાદા પરન્તુ ગહન પ્રશ્નનો ઉત્તર ભદ્રાથી દેવાઈ શકાયો નહિ તે ગભરાઇ ગઈ અને કહેવા લાગી ' ભગવાન ! મને ખબર નથી ' એ ઉપરથી બૌદ્ધ સાધુએ કહ્યુ ' તને આ વાતની ખબર નથી તો તું બીજુ શું જાણતી હોઇશ ? ' એમ કહીને તેને પોતાના ધર્મનો ઉપદેશ આપ્યો. ભદ્રા એ સાધુને ચરણે પડીને કહેવા લાગી " ભગવાનને શરણે આવું છું " સાધુ સારિપુત્તે કહ્યુ " ભદ્રા ! મારે શરણે ન આવશો. મનુષ્યો અને દેવતાઓમા શ્રેષ્ઠ

એવા મહાપૂજ્ય અમારા ગુરુ ભગવાન બુદ્ધદેવ છે તેને શરણે જાઓ."ભદ્રાએ તેની સલાહ પ્રમાણે બુદ્ધદેવ પાસે જઈને ધર્મોપદેશ ગ્રહણ કર્યો, અને ઘણા થોડા સમયમા તેણે અર્હતપદ પ્રાપ્ત કર્યું. થેરી ગાથામા ૧૦૭ થી ૧૧૧ સુધીના શ્લોક તેના રચેલા છે

# रत्न ६२ मुं–पटाचारा



ટાચારા એક ઈતિહાસપ્રસિદ્ધ રમણી છે. બૌદ્ધ ધર્મમા ભિક્ષુણી બનતા પહેલા એનુ નામ શું હતું, તે જાણવામા આવ્યુ નથી શ્રાવસ્તી નગરીમા એક શેઠિયાના ઘરમા તેનો જન્મ થયો હતો. પટાચારા જ્યારે યૌવનપ્રાપ્ત થઈ ત્યારે તેના માતપિતાએ પોતાની નાતના એક ધનવાન વણિકના પુત્ર સાથે તેનુ લગ્ન કરવાનો વિચાર કર્યો, પરન્તુ પટાચારા તો એ પહેલાજ બીજી ન્યાતના એક યુવક સાથે પ્રેમસૂત્રથી બધાઈ ચુકી હતી. એટલે તેણે પિતાની ઈચ્છા મુજબ એ ધનવાન વણિકપુત્ર સાથે વિવાહ કરવાની ના કહી એ વખતમા નાતજાતના બધનો હાલના જેટલા દૃઢ નહોતા તોપણ પોતાની કન્યા પોતાનીજ ન્યાતના એક તવગર જુવાનને પરણવાને બદલે પરન્યાતના ગરીબ યુવક સાથે લગ્ન કરે એ વાત પટાચારાના માતપિતાને પસદ પડી નહિ તેમણે પટાચારાના વિચારને અનુમતિ આપી નહિ એટલુજ નહિ પણ એને સખ્ત ઠપકો આપ્યો.

પટાચારાએ જ્યારે જોયું કે માતપિતા મારી પોતાની ઇચ્છાનુસાર લગ્ન નહિજ થવા દે, ત્યારે તે એક દિવસ ગુપ્તરીતે પોતાના મનપસદ સ્વામીને લઈને પલાયન કરી ગઈ તે દપતી દૂર દેશાવરમા જઈને વસ્યા, અને વિધિપૂર્વક લગ્ન કરીને સુખપૂર્વક જીવન વ્યતીત કરવા લાગ્યા એ દૂર દેશાવરમા પટાચારાને બે પુત્રસતાન જન્મ્યા માતપિતાનો ત્યાગ કરીને પટાચારા ચાલી આવી હતી, છતા પણ માતપિતા ઉપરનો તેનો સ્નેહ ઓછો થયો નહોતો. ઘણા લાબા સમય સુધી વહાલા માબાપથી વિખુટી રહેવાને લીધે તેને હવે પરદેશમા ગમવા ન લાગ્યુ. તેણે પતિને પોતાની ઈચ્છા જણાવી. પતિએ તેની ઇચ્છાને માન આપીને દેશમા પાછા જવાનો સકલ્પ કર્યો પતિ અને બે પુત્રને લઈને પટાચારા દેશમા આવતી હતી,એટલામા એક દુર્ઘટના બની

પટાચારાના પ્રિય પતિને રસ્તામા સર્પે દશ દીધો, અને રસ્તામાજ તેનો પ્રાણ છુટી ગયો. પટાચારાના બન્ને પુત્ર હજુ દૂધપીતાં બાળક હતાં. અભાગિની પટાચારા એ મહાકષ્ટ સહન કરીને કરુણાજનક વિલાપ કરતી કરતી પુત્રોની સાથે રસ્તો કાપવા લાગી, પરન્તુ તેના ઉપર બીજી વધારે મોટી આફત આવી પડી પોતાના નાના બાળકને એક ઝાડ તળે સુવાડીને પટાચારા કોઈ કામ સારૂ જરા દૂર ગઈ એટલામા એક જગલી પક્ષી આવીને એ બાળકને લઈને ઉડી ગયુ. પટાચારા એકલી આ જગલમાં રોવા લાગી. આટલુ દુઃખ પણ પૂરતું ન હોય તેમ તેના ઉપર એક વધારે વિપત્તિ આવી પડી તેનો બીજો પુત્ર-તેના જીવનનો એક માત્ર આધાર તે પણ નદી ઉતરતી વખતે પાણીના પ્રવાહમા તણાઈ જઈને મરણ પામ્યો.

પટાચારાના શોકનો પાર રહ્યો નહિ એ ગાડી થઇ ગઈ છેલ્લી દુર્ઘટના જે સ્થળે બની હતી તે સ્થાન શ્રાવસ્તી નગરથી ઘણે દૂર નહોતુ ગમે તે પ્રકારે એકવાર શ્રાવસ્તી નગરમા જઈને માતપિતાના દર્શન કરવાની તેને ઈચ્છા થઈ, પરન્તુ નસીબ ચાર ડગલા આગળજ ચાલતુ હતુ શ્રાવસ્તી નગરમા ગયા પછી પટાચારાને ખબર પડી કે તેના માતપિતા એક દિવસ વટોળીઆમા ઘર તૂટી પડવાથી, ઘરની નીચે ચગદાઇ જઈને મરણ પામ્યાં છે આ સમાચાર સાભળતાવારજ પટાચારના હોશકોશ બિલકુલ ઉડી ગયા. એ ખરેખરી ઉન્માદિની થઈને આખા શહેરમા ફરીને જોરથી પોતાના દુ.ખની કહાણી ગાવા લાગી —

> उभो पुत्रा कालंकता पंथे मय्हं पति मतो ।
> माता पिता च भ्राता च एकचित करिमन्डझ्यरे ॥

એ સમયમા ભગવાન બુદ્ધદેવ શ્રાવસ્તી નગરીમાં વાસ કરતા હતા. તેમના મહિમાની તથા તેમના નવા ધર્મની કથા ચારે તરફ પ્રસરી ગઇ હતી. શોકાતુર રમણી પટાચારા પોતાની શોકકથા કહેતી કહેતી અશ્રુધારાથી તેમના ચરણારવિદ પ્રક્ષાલન કરતી બુદ્ધ ભગવાનના ચરણમા જઈને પડી કેવળ પટાચારાજ નહિ પણ બીજા પણ અસખ્ય સ્રીપુરુષો દુઃખના સમયમાં આશ્વાસન લેવાને તથા ધર્મોપદેશદ્વારા શોકસતપ્ત હૃદયને શીતળ કરવા માટે બુદ્ધદેવ પાસે જતા બુદ્ધદેવના પવિત્ર ચરિત્ર તથા મનુષ્યો ઉપરની કરુણાએ સર્વેનાં ચિત્તને તેમની તરફ આકૃષ્ટ કર્યા હતા.

પટાચારા જ્યારે બુદ્ધદેવની પાસે ગઈ ત્યારે દયાળુ બુદ્ધદેવે મીઠા

વચનોથી તેનો સત્કાર કર્યો અને તેને એવો અમૂલ્ય મધુર ઉપદેશ આપ્યો કે એ પોતાનુ સઘળુ દુ ખ એકદમ વિસરી ગઈ. એ ઉપદેશમાનુ એક વચન 'ધમ્મપદ' ગ્રથમા સમાયલુ છે જન્મ અને મૃત્યુ જોયા વગર સો વર્ષ સુધી જીવવા કરતા તેનુ ખરૂ રહસ્ય સમજીને એક દિવસ પણ જીવન ધારણ કર્યું હોય તો તેનુ ફળ અધિક છે

પટાચારા હવે સ સારત્યાગી 'થેરી' ભિક્ષુણી બની જનસમાજની સેવા કરવામા તથા તેમને ધર્મોપદેશ આપવામા તેણે પોતાનુ જીવન સમર્પણ કર્યું સેકડો શોકાતુર રમણીઓ પટાચારા પાસે ઉપદેશ સાભળવા આવતી, તેના ઉપદેશ અને દિલાસાથી તેઓ થોડા સમયમાજ પોતાનુ દુ.ખ વિસરી જતી અને પટાચારાનુ શિષ્યત્વ ગ્રહણ કરતી (પટક ગ્રથ વાચતા જણાઇ આવે છે કે એક વખત પાચસે સ્રીઓની સભામા પટાચારાએ એવો સરસ ધર્મોપદેશ આપ્યો હતો કે એ બધી સ્રીઓએ બુદ્ધદેવના નવા ધર્મની દીક્ષા લીધી હતી. પોતાના વ્યાખ્યાનદ્વારા એકજ સાથે આટલી મોટી સ ખ્યા ઉપર આવી ગભીર અસર કરવાનુ સદ્ભાગ્ય માત્ર થોડાજ પુરુષ વક્તાઓને પ્રાપ્ત થયુ હશે ! કોઈ પણ દેશના ધર્મસમાજના ઈતિહાસમા બૌદ્ધધર્મમા દીક્ષા પામેલી 'થેરી' (સ્થવિરા અર્થાત્ જ્ઞાન-વૃદ્ધ) ભિક્ષુણીઓના જેટલી પ્રભાવશાળી રમણીઓની કથા વાચવામા આવતી નથી.

'થેરી ગાથા' નામના પુસ્તકમા પટ ચારાની રચેલી અનેક ગાથાઓનો સગ્રહ છે એ બધી ગાથાઓ સરળ પ્રાકૃત ભાષામા રચાયલી છે. અઢીહજાર વર્ષ પૂર્વે ભારતવર્ષની સ્રીઓ કેવી સરસ રચના કરી શકતી હતી તેનુ ભાન એ ગાથાઓ વાચવાથી થાય છે એ ગ્રથમા પટાચારાના જેવી બીજી પણ ૭૨ 'થેરી' ઓની રચેલી ગાથા છે

એક વખત જેતવનના વિહારમા ઉત્સવ શરૂ થયો બુદ્ધદેવે આસન ઉપર બિરાજીને ભિક્ષુણીઓને યોગ્યતાનુસાર પદવી આપવા માડી પટાચારાનો વારો આવ્યો ત્યારે વિનયધરા ભિક્ષુણીઓમા તેને અગ્રસ્થાન આપ્યુ

ઉત્તમ ધર્મકથાકાર તથા સઘનાયિકા તરીકે પટાચારાની ખ્યાતિ સર્વત્ર પ્રસરી ગઇ હતી.

# रत्न ६४ मुं–चन्दा

**એ**ક અત્યંત દરિદ્ર બ્રાહ્મણના ઘરમા તેનો જન્મ થયો હતો એક વખત એના ગામમા કોઇ ચેપી રોગ પ્રસર્યો અને તેનાથી તેના માત પિતા વગેરે સર્વે સગાસબધી મરણ પામ્યા ચન્દા પાસે ઉદર–નિર્વાહનું બીજુ કોઇ સાધન નહિ હોવાથી, તેણે ભિક્ષાવૃત્તિનો આશ્રય લીધો એક દિવસ પરમ સાધ્વી પટાચારા ભોજન કરીને પોતાની શિષ્યાઓ સહિત બેઠી હતી ત્યા ચન્દા આવીને ઉભી તેની કગાલ અવસ્થા જોઇને પટાચારાના શિષ્યાઓને દયા ઉપજી અને તેમણે પોતાના ભાગમાથી બચેલુ ભોજન તેને આપ્યુ. તેમના આવા પરોપકારી આચરણથી ચન્દા ઘણી પ્રસન્ન થઈ અને તેમને વિનયપૂર્વક નમસ્કાર કરીને તેમની પાસે એક કોરાણે જઇને બેઠી એ વખતે. થેરીઓમા શાસ્ત્રસબધી ચર્ચા ચાલી રહી હતી ચન્દાને ધર્મશાસ્ત્રની વાતમા ઘણો રસ પડયો તેને પણ જીવનમરણના ફેરામાથી છુટવાની ઇચ્છા થઇ અને એ ઇચ્છા પૂર્ણ કરવાના ઇરાદાથી સસારનો ત્યાગ કરીને થેરી બની પટાચારા જેવી વિદુષી અને પરમ જ્ઞાની સાધ્વીના રાત-દિવસના સમાગમથી તથા તેના અમૃતમય ઉપદેશથી ચન્દાને થોડા સમયમા અતર્જ્ઞાન પ્રાપ્ત થયુ અને ત્યાર પછી યથાર્થ સમયે તે અર્હત્ પદને પામી.

'થેરી ગાથા' ગ્રથમા ૧૨૨ થી ૧૨૬ સુધીના શ્લોક ચન્દાના રચેલા છે.

# रत्न ६५ मुं–वाशिष्ठी



**વૈ**શાલી નગરમા એક ધનાઢ્ય અને વૈભવશાલી બ્રાહ્મણ કુટુબમાં તેનો જન્મ થયો હતો પોતાનાજ જેવા ધનવાન અને પ્રતિષ્ઠાવાન કુળના એક યુવક સાથે તેનુ લગ્ન કરવામા આવ્યું હતુ. વાશિષ્ઠીનો પતિ ઉપર ઘણો પ્રેમ હતો બન્નેનો સસાર ઘણા સપમા સુખપૂર્વક ચાલતો હતો થોડા સમયમા વાશિષ્ઠીએ એક સુદર સુકુમાર પુત્રને જન્મ આપ્યો. હવે એ દપતીના સુખનો પાર રહ્યો નહિ, પરતુ વિધાતાની કળા વિચિત્ર છે એ પ્રેમી દપતીના નેત્રમણિ સમાન એ બાળક ચાલવા યોગ્ય થયો તે સમયે વિકરાળ કાળનો ગ્રાસ થયો. એના મૃત્યુથી માતપિતા બન્નેને દારુણ શોક થયો. સગાવહાલાંઓ વાશિ-

ષીના પતિને આશ્વાસન આપવામા રોકાયા હતા તેવામા લાગ સાધીને વાશિષ્ઠી ઘરબારનો ત્યાગ કરીને અરણ્યમા નીકળી પડી. ફરતી ફરતી એ મિથિલા નગરીમા આવી પહોચી અને ત્યા આગળ મહા સયમી, પૂજ્યપાદ ભગવાન બુદ્ધદેવના તેને દર્શન થયા તેમના દર્શનમાત્રથી તેનો શોક જતો રહ્યો અને અત.શાન્તિને સારૂ તેણે ભગવાન પાસે ઉપદેશ માગ્યો તથા ભિક્ષુણી–સઘમા દાખલ થવાની ઇચ્છા દર્શાવી ભગવાન બુદ્ધદેવે તેને ભિક્ષુણીસઘમા દાખલ કરી તથા આવશ્યક સસ્કારપૂર્વક તેને દીક્ષા આપી. સ્વય બુદ્ધદેવને મુખેથી ધર્મનુ રહસ્ય શીખ્યાથી વાશિષ્ઠી ઘણા થોડા સમયમા અર્હત્પદને પામી ગઇ. થેરી ગાથામા ૧૩૩ થી ૧૩૮ સુધીના શ્લોકમા તેણે આત્મચરિત્ર વર્ણવ્યું છે.

## रत्न ६६ मुं–सुजाता थेरी

એનો જન્મ સાકેત નગરમા એક વણિક કુટુબમા થયો હતો એનો પિતા રાજ્યનો કોષાધ્યક્ષ અને ઘણો ધનવાન હતો મોટી વયની થયા પછી તેના પિતાએ પોતાનાજ જેવા એક કુળવાન કુટુબના યુવક સાથે તેનુ લગ્ન કર્યું હતુ. તેમનો ગૃહસસાર ઘણા સુખમા ચાલતો હતો એક દિવસ એ સુદર વસ્ત્રાલકાર પહેરીને, અગ ઉપર ચદનનો લેપ કરીને તથા દાસીઓને સાથે લઇને અજન વનમા ચિત્તવિનોદ કરવા સારૂ ગઇ હતી ત્યા આગળ અનેક પ્રકારની મનોરજક રમતો રમીને એ પાછી આવતી હતી એ વખતે બુદ્ધદેવના દર્શન થયા બુદ્ધદેવને મુખેથી મુક્તિતત્ત્વ સાભળ્યાથી તેને સસાર ઉપર વૈરાગ્ય ઉપજ્યો અને સાકેત નગરમાજ થેરી થઈ.

થેરી ગાથામા ૧૪૫ થી ૧૫૦ સુધીના શ્લોક તેના રચેલા છે

## रत्न ६७ मुं–अनोपमा (अनुपमा)

એનો જન્મ પણ સાકેત નગરમા એક શેઠને ત્યા થયો હતો. એના અનુપમ રૂપલાવણ્યને લીધે લોકો તેને અનુપમા નામથી ઓળખતા હતા તેના સૌન્દર્યથી મુગ્ધ થઇને અનેક રાજકુમારો, પ્રધાનપુત્રો તથા શેઠિઆઓ તેના હાથની માગણી કરતા અનોપમાના પિતાને તેઓ

અનેક પ્રકારની લાલચો બતાવતા. અનોપમાએ એક દિવસ પિતાને કહ્યું કે " હું સર્વશ્રેષ્ઠ પાત્રને વરીશ." ત્યાર પછી એણે બુદ્ધ ભગવાનના ચરણ કમળનો આશ્રય લીધો. બુદ્ધ ભગવાને તેને ધર્મનો ઉપદેશ કર્યો અને અન્તર્જ્ઞાન પ્રાપ્ત થવાને માટે જે સાધન કરવાનું હતું તે સમજાવ્યું અનોપમાએ બુદ્ધ ભગવાનની સૂચનાઓનું આગ્રહપૂર્વક નિયમિત રીતે પાલન કર્યું. ત્યાર પછી બુદ્ધ ભગવાનની આજ્ઞાથી તેણે થેરીપદ સ્વીકાર્યું. ભિક્ષુણી થયા પછી સાતમે દિવસે તેણે અર્હત્ પદ પ્રાપ્ત કર્યું.

થેરી ગાથામાં ૧૫૧ થી ૧૫૬ સુધીના શ્લોક તેના રચેલા છે.

## रत्न ६८ मुं—गुप्ता

એનો જન્મ શ્રાવસ્તી નગરીમા બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. કુમારી અવસ્થામાજ તેણે માતપિતાની સમતિથી સંસાર ત્યાગ કરીને થેરાવ્રત અગીકાર કર્યું હતુ યુવાવસ્થાના પ્રભાવને લીધે એકદમ તેનુ મન સયમમા આવ્યુ નહિ. સસારના ભોગવૈભવ જોઇને તેનુ ચિત્ત એ તરફ આકર્ષાતુ.એવે સમયે બુદ્ધ ભગવાને તેને દર્શન આપીને કહ્યુ કે "હે ગુપ્તે! પુત્રપુત્રી વગેરેના સુખની આશાનો ત્યાગ કરીને કુમારી દશામાજ તે સન્યાસ ગ્રહણ કર્યો છે પરમ તત્ત્વ પ્રાપ્ત કરવાને સારૂ હવે તારે સાધના કરવી જોઇએ, અને ચિત્તને વશ રાખવુ જોઇએ મનુષ્યોના પ્રલોભનમા ફસાઇ પડવાથી તારે સેકડો વખત જન્મમરણના ફેરામા પડવુ પડશે. માટે કામનો નાશ કરીને, આત્મા ઉપર વિજય મેળવીને સદાચરણપૂર્વક ચાલ. જીવનના અસાર કર્મોનો ત્યાગ કરીને દુઃખ ઉપર વિજય મેળવ. હે ભિક્ષુણી! સસારની આસક્તિના બધા બધનોને તોડી નાખ રાગ, દ્વેષ, માન અપમાન, અવિદ્યા અને ઉદ્ધતાઇનો ચિત્તમાથી સમૂળગો નાશ કર; એટલે દુઃખ તને પીડા આપી શકશે નહિ. જીવનનું રહસ્ય જાણીને તુ પુનર્જન્મની ઉપાધિમાથી છૂટ " બુદ્ધ ભગવાનના આ સુમધુર ઉપદેશની તેના ઉપર ઘણી પ્રબળ અસર થઈ. તરતજ તેણે અર્હત્ પદ પ્રાપ્ત કર્યું.

થેરીગાથામા ૧૬૩ થી ૧૬૮ સુધીના શ્લોક તેના રચેલા છે.

## रत्न ६९ मुं--विजया

રા જગૃહ નગરમા કોઇ ક્ષત્રીને ઘેર તેનો જન્મ થયો હતો મોટી થયા પછી રાજરાણી ખેમા સાથે તેના બેનપણા બધાયા ખેમાએ જ્યારે સસારનો ત્યાગ કરીને થેરીપદ ગ્રહણ કર્યુ, ત્યારે વિજયાને વિચાર આવ્યો કે મારી સખી રાજવૈભવ છોડીને ભિક્ષુણી બની શકે, તો હું પણ એમ શામાટે ન કરૂ ? અનેક દુ:ખોથી ભરેલા આ સસારમા શા સારૂ પડી રહુ ? એમ વિચારીને એ પણ થેરી બની ખેમાએ એને ધર્મનુ તથા ભિક્ષુણીઓના કર્મોનુ શિક્ષણ આપ્યુ એ ઉપદેશ પ્રમાણે ચાલ્યાથી તથા એકાગ્રચિત્તે અભ્યાસ કર્યાથી એ આખરે અર્હત્ પદને પામી હતી

થેરી ગાથામા ૧૬૪ થી ૧૭૪ મા શ્લોક સુધીની રચના એની છે એમા એ પોતાનો ધાર્મિક અનુભવ વર્ણવે છે કે " મનની શાન્તિ, અને વિચારો ઉપર કાબૂ મેળવવા સારૂ હુ મારો એકાતવાસ છોડીને બહાર આવી અને ખેતરે ખેતર ફરી. ત્યાર પછી હુ ભિક્ષુણી ખેમાની પાસે ગઈ, અને તેની આગળ મારા ચિત્તને ડામાડોળ કરી મૂકનારી શકાઓ જણાવી તેમની પાસેથી હુ દુખનુ કારણ સમજી અને ધર્મ શીખી,અને વળી શ્રેષ્ઠ તત્ત્વો તથા ઇદ્રિયને બલનુ નિદાન જાણ્યુ. ધર્મના આઠ માર્ગ અને બુદ્ધની આજ્ઞાઓ પણ શીખી ભિક્ષુણીની આજ્ઞા માનીને સાધનામા ચિત્ત પરોવ્યુ રાત્રીને પહેલે પહોરેજ પૂર્વ જન્મના સ્મરણો ઉદય થઇ આવ્યા અને રાત્રીના બીજા પહોરમા દિવ્ય ચક્ષુ પ્રાપ્ત થયા ત્રીજે પ્રહરે આ ચિત્તમાથી અધકારનો નાશ થઇ ગયો આ પ્રમાણે મનમા સુખ અને શાન્તિ પ્રાપ્ત કરીને ઊડી સાધનામા હુ સાત દિવસ સુધી બેઠી સાતમે દિવસે મારો અધકાર ચાલ્યો ગયો "

## रत्न ७० मुं –उत्तरा (बीजी)

એનો જન્મ શ્રાવસ્તી નગરીમા એક ક્ષત્રીય કુટુબમા થયો હતો યુવાવસ્થા પ્રાપ્ત થયા પછી પટાચારાના ઉપદેશથી તેણે ભિક્ષુણી-વ્રત ધારણ કર્યુ હતુ એક દિવસ પટાચારાએ શિખવેલી પદ્ધતિ પ્રમાણે ધ્યાન ધરવા સારૂ એ એકાત સ્થળમા જઈને આસન વાળીને બેઠી તથા સકલ્પ કર્યો કે જ્યાસુધી મારા હૃદયને બધી જાતના આસવોના અધિકારમાથી મુક્ત નહિ

કરૂ ત્યા સુધી હુ અહિ થી ઉઠીશ નહિ એ પ્રમાણે દઢ સંકલ્પ કરીને તેણે ધ્યાન ધર્યુ તથા ધીમે ધીમે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર આદિ વિકારો ઉપર સપૂર્ણ વિજય મેળવ્યો અને થોડા સમયમા અર્હતપદ પ્રાપ્ત કર્યું થેરી ગાથામા ૧૭૫ થી ૧૮૧ સુધીના શ્લોક તેના રચેલા છે

# रत्न ७१ मुं-चाला

મગધ દેશના નાલક નામના ગામમા એનો જન્મ થયો હતો એની માતાનુ નામ સુરૂપસારી હતું બ્રાહ્મણી સુરૂપસારીનો પુત્ર સારીપુત્ત હતો સારીપુત્તે સસાર ત્યાગીને પોતાના જ્ઞાનને લીધે થેર-સાધુ તરીકે ઘણીજ ખ્યાતિ મેળવી હતી બુદ્ધ ભગવાનના આગેવાન શિષ્યોમા તેની ગણત્રી હતી. મોટા ભાઇએ સસાર ત્યજીને બૌદ્ધ ધર્મનો સ્વીકાર કર્યો, ત્યારે ચાલા અને તેની બીજી બે બેનોએ વિચાર કર્યો, કે મોટાભાઈ જેવા જ્ઞાની અને વિચારશીલ પુરુષે જે ધર્મ અને આશ્રમનો સ્વીકાર કર્યો છે તેમા અવશ્ય કાંઇ ઉત્તમ તત્ત્વ હોવુ જોઈએ એ ધર્મ અસાધારણ હોવો જોઇએ. અમે પણ ભાઇનુંજ અનુસરણ કરીશું એમ વિચારીને એ ત્રણે બેનોએ સસારનો ત્યાગ કરીને થેરી વ્રત અગીકાર કર્યું તેમની યુવાવસ્થા અને સૌન્દર્યને જોઇને "મારે" તેમને લલચાવવા અને સસારની જાળમા ફસાવવાને ઘણોએ યત્ન કર્યો મારની સાથેનો પોતાનો વાર્તાલાપ થેરી ગાથામા ચાલાએ વર્ણવ્યો છે.

સાધુપન્થને અનુસરી, ઇન્દ્રિયદમન કરી, શાન્તપદ અને સયમનુ સુખ પ્રાપ્ત કરી એ ભિક્ષુણી જગતના દુખોને ત્યજીને બેઠી હતી એવામા મારે આવીને તેને પ્રશ્ન કર્યો-"શા ઉદ્દેશથી શિર મુડાવ્યુ છે, અને ચીર ધારણ કર્યુ છે ? શ્રમણીના જેવો વેશ શા સારૂ ધારણ કર્યો છે ? પાખડીઓના દળમા તું શા સારૂ દાખલ થઇ છે ? કયુ ફળ મેળવવાની તારી આશા છે ? "

ચાલાએ ઉત્તર આપ્યો "પાખડી તો એ છે કે જેઓ જ્ઞાનદૃષ્ટિહીન છે, ધર્મનુ તત્ત્વ જાણતા નથી, અને મૂર્ખ છે શાકય કુળમા જન્મેલા નરશ્રેષ્ઠે મને ઉપદેશ આપીને બધી બાબતોનું શિક્ષણ આપ્યુ છે દુઃખનુ કારણ તથા દુઃખ શાથી જાય છે, તે હું શીખી છુ આર્યોના ધર્મના આઠ અંગનુ શિક્ષણ પણ મે મેળવ્યુ છે. એ ગુરુદેવની વાણીને અનુસરીને હુ જગતમા વિચરણ કરૂં છું. તથાગતની સેવા કર્યાથી મે ત્રિવિદ્યાને પ્રાપ્ત કરી છે. મારી ભોગની તૃષ્ણા

મરી ગઈ છે, અન્ધકાર ચાલ્યો ગયો છે. હે માર ! તુ અહિયા હણાયો છે. ચાલ્યો જા ”

## रत्न ७२ मुं–उपचाला

એ પણ સાધુ સારીપુત્તની અને આગલા ચરિત્રમા વર્ણવેલી સાધ્વી ચાલાની બેન હતી. એણે પણ ભાઇના સાધુ થયા પછી સસારનો ત્યાગ કરીને ભિક્ષુણી વ્રત ધારણ કર્યું હતુ થેરીગાથામા એની રચના છે પોતાનો અનુભવ એ નીચે પ્રમાણે વર્ણવે છે

એ સત્યમાં શ્રદ્ધાવાળી, ચક્ષુમતી ભિક્ષુણી,સયમ ધારણપૂર્વક,સાધુઓને મળતી શાન્તિ પ્રાપ્ત કરીને ધર્મમા નિમગ્ન હતી એવે સમયે માર તેને ધર્મના માર્ગમાથી ચળાવવા સારૂ એની પાસે ગયો અને કહેવા લાગ્યો—

“તને આ મનુષ્યજન્મ પસદ નથી ? જીવને ભોગવવા યોગ્ય સુખ, અને ભોગવિલાસ નહિ ભોગવે તો પછી પસ્તાવો થશે ” ઉપચાલા તો જ્ઞાની હતી મારની પ્રપચજાળમા ફસાય એવી ન હતી એણે કહ્યું “ જે જન્મ્યો છે, તેને મરવાનું જરૂર છે. માણસોને હાથે હાથપગ કાપી ન ખાવા, કેદ થવુ અને વધ થવો, આદિ અનેક જાતના દુઃખ એને લાગેલા છે શાક્ય કુળમા જન્મેલા બુદ્ધ અત્યારે જાગ્રત છે, એમણે મને ઉપદેશ આપ્યો છે, તે વડે હું જન્મને જીતી ગઇ છુ દુ ખ શાથી ઉત્પન્ન થાય છે, અને શાથી જાય છે, એ આર્યોના અષ્ટાગ ધર્મને હુ જાણુ છુ ”

## रत्न ७३ मुं–शिशु उपचाला

એ પણ ઉપલી બે સાધ્વીઓની નાની બેન હતી અને એમની માફકજ સાધ્વી થઇ હતી. અને પણ માર લલચાવવા સારૂ આવ્યો હતો; પરન્તુ એના ઉધા ઉપદેશની એના ઉપર જરાયે અસર થઈ નહિ,બલ્કે મારને ધર્મનો ઉપદેશ આપીને એણે વિદાય કર્યો.

થેરી ગાથામા ૧૯૬ થી ૨૦૩ સુધીના આઠ શ્લોક એના રચેલા છે

# रत्न ७४ मुं-वड्ढमाता

એક ગુર્જર ભગિની હતી એનો જન્મ નર્મદા નદીના પવિત્ર તટ ઉપર ભરૂચ ( ભૃગુકચ્છ )નગરમાં એક ક્ષત્રી કુટુંબમા થયો હતો. તેને વડ્ઢ અથવા વર્ધક નામનો એક પુત્ર હતો અને એના નામ ઉપરથી એ પણ વડ્ઢમાતા નામથી ઓળખાય છે. એક ભિક્ષુણીનો ધર્મોપદેશ સાભળીને તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને પોતાના એકના એક પ્રિય પુત્રને કોઈ સબંધીને સોપીને તેણે ભિક્ષુણી-વ્રત ગ્રહણ કર્યું. તેનો પુત્ર વર્ધક મોટો થયા પછી માતાના દર્શન કરવા સારૂ એક વખત ભિક્ષુણીઓના આશ્રમમા ગયો. માતાએ ત્યા આવવા સારૂ ઠપકો આપીને નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો. "હે બેટા વર્ધક! આ ભવરૂપી ઘાડા જંગલમા તું ફાફા મારતો ફર્યા ન કરીશ. બેટા! ફરી ફરીને જન્મમરણ પામવાને લીધે જે દુઃખ ઉત્પન્ન થાય છે તે તું વહોરી ન લઈશ ખરા સુખી તો એજ લોકો છે કે જેમણે જ્ઞાનવડે બધા સંશય દૂર કર્યા છે, જેઓ શાન્ત, સંયમી અને આસક્તિરહિત થઈને આ જગતમા વાસ કરે છે, ઋષિઓ સદા એજ માર્ગે જાય છે માટે તું પણ એજ માર્ગ ગ્રહણ કર અને ધર્મમા ચિત્તને પરોવ."

માતાના ઉપદેશથી સંસાર ઉપરથી સઘળી આસક્તિ કહાડી નાખીને પુત્રવર્ધક પણ વિહારમા ગયો અને ત્યા આગળ એકાન્તમા એકાગ્રચિત્ત ધર્મનું ચિંતવન કર્યાથી અર્હત્પદને પામ્યો.

માતાપુત્રનો વાદવિવાદ થેરી વડ્ઢમાતાએ ૨૦૪ થી ૨૧૨ સુધીના શ્લોકદ્વારા થેરીગાથામા વર્ણવ્યો છે

# *रत्न ७५ मुं-पुण्णिका

બુદ્ધધર્મના ભિક્ષુસંઘમાં જેવી રીતે સારીપુત્ત, કાત્યાયન વગેરે મોટા તત્ત્વજ્ઞાની ધર્મોપદેશક થઈ ગયા છે, તેવીજ રીતે ભિક્ષુણીસંઘમા ક્ષેમા, ઉત્પલવર્ણા વગેરે ભિક્ષુણીઓ થઈ ગઈ છે. કેટલેક પ્રસંગે મોટા વિદ્વાન્ પુરુષોને પણ તેમણે અધિકારયુક્ત વાણીવડે ઉપદેશ કરીને સન્માર્ગે વાળ્યા હતા. તેમાની એક પુણ્ણિકા નામની ભિક્ષુણીની ગાથા પાલી ગ્રંથોમાથી અહિં ઉતારીએ છીએ.

---

* 'જ્ઞાનસુધા' પુ. ૨૪ અંક ૧૧ માંના એક લેખમાંથી ઉપકાર સાથે ઉદ્ધૃત.

પુણ્ણિકા નામની ભિક્ષુણી સવારમા ઉઠીને વિહારમાની ભિક્ષુણીઓ મા ટે પાણી ભરવા નદી ઉપર ગઇ હતી ત્ય એક બ્રાહ્મણ પ્રાત સ્નાન કરતો હતો તેને જોઇને તે બોલી

> उदकहारी अहं सीते सदा उदकमोतरिं ।
> अय्यानं दंडभयं भीता वाचादो सभमद्दिता ॥
> कस्स ब्राह्मणत्वं भीतो सदा उदक मोतरिं ।
> वेध मानेहि गत्तेहि सीतं वेदयसे भुसं ॥

આ ટાઢમા ભિક્ષુણીસંઘના ભયથી (મને દોષ આપશે એવા ભયથી) પાણી ભરવા હું આ પાણીમા ઉતરૂ છુ પરતુ હે બ્રાહ્મણ ! તારા આ ઠડીથી અકડાઈ ગયેલા ગાત્રથી તું આ પાણીમા ઉતરે છે તે કોના ભયથી ? ઠડીથી તું અકડાઈ ગયેલો લાગે છે.

બ્રાહ્મણે કહ્યુ “ હું પુણ્યકર્મ કરૂ છુ અને પાપનો નિરોધ કરૂ છુ. એ જાણવા છતા હે પુણ્ણિકા ! તું આ પ્રશ્ન કેમ પૂછે છે ? જે કોઈ વૃદ્ધ કે તરુણ પાપ કરે છે, તે પ્રાત.સ્નાનથી તે પાપથી મુક્ત થાય છે ( એ તને ખબર નથી શુ ? )

પુણ્ણિકા બોલી.-(૧) હે બ્રાહ્મણ ! સ્નાનથી પાપમુક્ત થવાય છે, એ તું અજ્ઞાનને લીધે કહે છે.

(૨) દેડકુ, કાચબો, સાપ, મગર, ઈત્યાદિ પાણીમા રહેનારા સર્વ પ્રાણીઓ, સ્વર્ગે જ જવાના છે કે શું ?

(૩) બકરા મારનારા, ડુક્કર મારનારા, માછલા મારનારા કોળી, પારધિ, ચોર, ફાંસીની શિક્ષા થઇ હોય તે માણસો અને બીજા પાપી લોકો સ્નાન કર્યાથી પાપકર્મથી મુક્ત થશે કે શુ ?

(૪) હે બ્રાહ્મણ ! આ નદીઓ જો તારૂ પાપ વહીને લઇ જશે, તો તે સાથે પુણ્ય પણ લઇ જશે, એટલે તારૂ પુણ્ય પણ જશે

(૫) માટે હે બ્રાહ્મણ ! જે પાપના ભયથી તું નિત્ય આ પાણીમા ઉતરે છે, તેજ પાપ તું કરીશ નહિ. અમસ્તો ઠડીથી તારા શરીરને દુઃખી શામાટે કરે છે ?

પુણ્ણિકાનો આ ઉપદેશ સાભળીને, બ્રાહ્મણ સતુષ્ટ થયો અને એક વસ્ત્ર લઇને તેના પાસે આવ્યો, અને તેને કહ્યુ ‘ હે પુણ્ણિકે ! તે મને કુમાર્ગેથી સુમાર્ગે વાળ્યો, માટે આ વસ્ત્ર હુ તને આપુ છુ ’

પુણ્ણિકા બોલી (૧) હે બ્રાહ્મણ ! તારૂ વસ્ત્ર તારી પાસેજ રહેવા દે, હુ તે લેવા ઇચ્છતી નથી તુ જો દુ:ખથી બીહતો હોય ! તને દુ ખ અપ્રિય હોય ! તો એકાંતમાં કે લોકસમૂહમાં તું પાપકર્મ કરીશ નહિ.

( ૨ ) જો તુ પાપકર્મ કરે છે અગર કરીશ તો ગમે ત્યા નાશી જઇશ, તોપણ તુ દુ ખથી મુક્ત થવાનો નથી.

જો તું દુ ખથી બીહતો હોય, તને જો દુ ખ અપ્રિય હોય, તો તુ બુદ્ધને શરણે જા અને તેના સઘને શરણે જા શીલના નિયમ પાળવાથીજ તારૂ કલ્યાણ થશે

આ ઉપરથી તે બ્રાહ્મણ બૌધમતાનુયાયી થયો. સાધ્વી પુણ્ણિકાના ઉપદેશથી સન્માર્ગે ચડેલો એ બ્રાહ્મણ આગળ જતા મોટો સાધુ થયો, ત્યારે તેણે ઉદ્ગાર કહાડયા કે પહેલા હુ માત્ર નામનોજ બ્રાહ્મણ હતો, પરન્તુ હવે ખરો બ્રાહ્મણ થયો છુ. કારણ હવે હુ ત્રૈવિધ ( બૌદ્ધધર્મમા કહેલી ત્રણ વિદ્યા જાણનારો ) છુ, વેદસપન્ન અને જ્ઞાનસપન્ન છુ , હુ પુરોહિત( સ્વસ્તિ સુખના લાભવાળો ) છુ, હુ સ્નાતક ( મુક્ત ) છુ ધન્ય છે, વિપથગામીઓને સત્પથગામી કરનારી પુણ્ણિકા જેવી દેવીઓને !

# रत्न ७६ मुं-अम्बपाली गणिका

બુદ્ધ ભગવાન એક વખતે વૈશાલી નગરમા અમ્બપાલી ગણિકાના આમ્રવનમા વિશ્રામ કરતા હતા. અમ્બપાલીને તેમના દર્શન કરવાની ઈચ્છા થઇ અને તેથી એ બગચામા ગઈ તેના વસ્ત્રાભૂષણ સામાન્ય હતા છતા પણ તેનું સૌન્દર્ય ઘણું મનોહર લાગતું હતુ તેને આવતી જોઇને બુદ્ધભગવાન પણ ક્ષણવાર તેના સામુ એકીટશે જોઇ રહ્યા તેના સૌન્દર્યને માટે મનમાં ને મનમા પોતે બોલવા લાગ્યા આ ' સ્ત્રી કેવી પરમસુંદરી છે ! મોટા મોટા રાજાઓ પણ તેના રૂપ અને લાવણ્ય ઉપર મોહિત થઇ જઈને તેને વશ થઇ જાય છે, તોપણ એ કેવી ધૈર્યવાળી અને શાન્ત છે આજકાલની સ્ત્રીઓની પેઠે તે યૌવનના મદમા મસ્ત નથી તેના સ્વભાવમા ચ ચળતા જણાતી નથી. જગતમાં એવી સ્ત્રીઓ દુર્લભ હોય છે ' અમ્બપાલી આવીને બુદ્ધદેવની પાસે બેઠી. બુદ્ધદેવે તેને ધર્મોપદેશ આપીને તેના ચિત્તમા રહેલી જરા સરખી

ચંચળતા પણ એકદમ દૂર કરી નાખી. તેના હૃદયમાંની વાસનાઓનું તેમણે મૂળમ થીજ ઉચ્છેદન કરી નાખ્યું. તેનું હૃદય પીગળી ગયું ધર્મ ઉપર તેનો દૃઢ વિશ્વાસ થયો. બુદ્ધદેવને શરણે આવીને એ ગણિકાએ કહ્યું 'હે પ્રભો ! કાલે આપ શિષ્યમંડળી સાથે મારે ઘેર ભિક્ષા કરવા પધારશો તો હું ઘણીજ ઉપકૃત થઇશ.' બુદ્ધદેવે મૌનભાવે સંમતિ દર્શાવી.

એટલામાં એ નગરના કેટલાક ધનવાન યુવકો સુંદર રથમાં બેસીને એ આમ્રવનમાં આવી પહોંચ્યા. એ લોકો રંગબેરંગી વસ્ત્ર અને કિંમતી અલંકારોથી ભૂષિત હતા. બુદ્ધદેવે પોતાના ભિક્ષુ શિષ્યોને એ યુવકો બતાવીને કહ્યું 'જુઓ આ લોકો કેવા ઠાઠથી આવ્યા છે ! જાણે કે દેવતાઓ ભૂમિ ઉપર ક્રીડા કરવા આવ્યા હોય એવા લાગે છે.' તેમણે આવીને બુદ્ધદેવને પ્રણામ કર્યા તથા પોતાને ત્યાં ભોજન કરવા પધારવાનું નિમંત્રણ કર્યું, પરન્તુ બુદ્ધદેવ પહેલેથીજ ગણિકાનું આમંત્રણ સ્વીકારી ચુકયા હતા, એટલે તેમને એ ધનિક શેઠિયાઓને ના કહેવી પડી એ શેઠીઆઓની એવી ઇચ્છા હતી કે બુદ્ધદેવ ગણિકાનું આમંત્રણ પાછું ઠેલે તેમણે એટલા સારૂ ઘણી દલીલ કરી, અને દલીલથી ન ફાવ્યા ત્યારે નમ્રતાપૂર્વક ઘણાજ કાલાવાલા કર્યા, ભેટની પણ ઘણી લાલચ બતાવી, પણ બુદ્ધદેવ કાંઇ આજકાલના લોભી આચાર્યો જેવા થોડા હતા કે, એવી લાલચોથી ધનવાનનું માન રાખીને ગરીબ ભક્તનો અનાદર કરે ? રાજ્યવૈભવને તો એ પહેલીથીજ લાત મારી ચૂકયા હતા હવે એમને ધનની શી પરવા હતી ! તેમણે એ યુવકોને સ્પષ્ટરીતે કહી દીધું કે તમે મને આખું વૈશાલી નગર અર્પણ કરી દો, તોપણ હું અમ્બપાલી ગણિકાના નિમંત્રણનો અસ્વીકાર કરી શકું એમ નથી એ ધનવાન યુવકો બુદ્ધદેવની વિરુદ્ધ બબડતા બબડતા ઘેર ગયા.

બીજે દિવસે બુદ્ધદેવ પ્રાત:કાળે ઉઠીને, નિત્ય નિયમથી પરવારીને ત્રણ વસ્ત્ર પહેરીને, શિષ્યો સાથે અમ્બપાલીને ઘેર પધાર્યા.

અમ્બપાલીએ ગણિકાના ધંધામાં અઢળક ધન પેદા કર્યું હતું તેનું ઘર એક રાજાના મહેલ જેવું ભવ્ય હતું. ઘરની આસપાસ સુંદર બગીચો લાગ્યો હતો. આજ બુદ્ધદેવના સત્કારાર્થે તેણે ઘરને શણગારવામાં કાંઇ મણા રાખી નહોતી. જાતજાતના ભોજનો તેમને સારૂ તૈયાર કર્યાં હતા, એ સ્વાદિષ્ટ ભોજનથી તેણે બુદ્ધદેવને તૃપ્ત કર્યાં ભોજન કરી રહ્યા પછી હાથ જોડીને ભગવાન બુદ્ધને નિવેદન કર્યું કે 'મહારાજ ! મારા આ બાગબગિચા, મહેલ તથા

અલંકાર એ બધું હું આપને તથા આપના સંઘને સમર્પણ કરું છું. આ ક્ષુદ્ર ઉપહારનો સ્વીકાર કરીને મારો અભિલાષ પૂર્ણ કરો.' બુદ્ધદેવે તેણે પ્રીતિપૂર્વક આપેલા ઉપહારનો સ્વીકાર કર્યો, તથા તેને ઘણો ઉત્તમ ધર્મોપદેશ આપીને પોતાની શિષ્યા તરીકે દીક્ષિત કરી. બુદ્ધદેવ એ નગરીમાંથી બીજે સ્થળે પધાર્યા પણ અમ્બપાલિકા ગણિકા નવજીવન પ્રાપ્ત કરીને જનસમાજની સેવા કરવામાં તથા ધર્મનું ચિંતવન કરવામા પ્રવૃત્ત થઈ.

# रत्न ७७ मुं–रोहिणी

વૈશાલી નગરીમા એક ધનાઢ્ય બ્રાહ્મણને ઘેર એનો જન્મ થયો હતો ધર્મનું જ્ઞાન એને બાલ્યાવસ્થામાંજ થયું હતું. સાધુ સંત ઉપર તેની વિશેષ પ્રીતિ હતી એક દિવસ તેના પિતાએ તેને કહ્યુ કે "રોહિણિ ! રસ્તામાં શ્રમણ ( ભિક્ષુક ) ચાલ્યો જતો હોય છે તો તુ તેને બોલાવે છે તથા મને કહે છે કે આ શ્રમણના દર્શન કરો તુ સદા શ્રમણના ગુણ ગાયા કરે છે. શું તારો વિચાર પણ શ્રમણી થવાનો છે કે ? શ્રમણ આવતાવારજ તુ તેને અન્નદાન કરે છે એ લોકો તને શા સારૂ એટલા બધા પ્રિય છે ? જે લોકો આળસુ અને પારકાના દાનથીજ પેટ ભરનારા, લોભી અને સારૂ સારૂ ખાવાના શોખીન હોય છે તેવાઓ ઉપર તને પ્રીતિ કેમ ઉત્પન્ન થાય છે ? એના ઉત્તરમા રોહિણીએ કહ્યુ કે, "પિતાજી ! આપે આનો આ પ્રશ્ન ઘણી વાર પૂછયો છે. આજે હુ આપની આગળ એ સાધુઓના સદ્ગુણોનુ, તેમના ડહાપણનુ તથા તેમનાં સત્કાર્યોનુ થોડુંક વિવેચન કરીશ —

એ લોકો આપને નિરુદ્યમી અને આળસુ દેખાય છે, પરંતુ ખરૂ જોતા તેઓ દરરોજ ઉત્તમોત્તમ કર્મ કરે છે તેઓ રાગદ્વેષનો નાશ કરે છે, તેથી તેઓ મને પ્રિય છે પાપના જે ત્રણ મૂળ છે, તેને તેઓ જડમૂળથી ઉખેડી નાખે છે તેઓ શુદ્ધ ચિત્તવાળા અને પાપશૂન્ય છે, તેથી તેઓ મને આટલા બધા પ્રિય છે કાયા, મન અને વચન તેમના પવિત્ર હોય છે, તેમનુ જીવન પુણ્યકર્મમય છે એવા સાધુઓ હે પિતાજી ! કોને પ્રિય ન લાગે ? વળી એ લોકો શાસ્ત્રમા પ્રવીણ અને ધર્મમા દક્ષ છે, એમનુ જીવન પણ આર્યશાસ્ત્રને અનુકૂળ છે, તેઓ એકાગ્રચિત્ત છે, તેથી હુ તેમને ચાહું છુ. એમનો પ્રેમ

દૂર થયો છે, એમની ઇંદ્રિયો સંયમમાં આવી છે, તેઓ દુઃખનું નિદાન જાણે છે, તેથી એ શ્રમણો ઉપર મને પ્રીતિ ઉપજે છે આમના રસ્તામાં થઇને રોજ જાય છે તો એ કોઈના સામું ઉંચી નજરે જોતા નથી, ભોગવૈભવ અને સંપત્તિ તરફ તેઓ ઉપેક્ષા રાખે છે પોતે કોઠારમાં ધનધાન્યનો સંચય કરતા નથી, પરન્તુ જે સારરૂપી ધન છે તેની શોધ કર્યા કરે છે, એટલા સારૂ તેઓ મને પ્રિય લાગે છે. સોનારૂપાને કદિ સ્પર્શ કરતા નથી, જે કાંઈ મળી આવે છે તેનાથી ગુજરાન ચલાવે છે, જૂદા જૂદા દેશો અને જૂદા જૂદા કુટુંબોમાંથી આવીને તેઓ એકઠા થયા છે, અને એક બીજા ઉપર સ્નેહ રાખીને હળીમળીને રહે છે એ ગુણોને લીધે શ્રમણ મને પ્રિય લાગે છે "

રોહિણીનો એ ઉત્તર સાભળીને પિતા ઘણા પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા " તારા જેવું કન્યારત્ન મારા ઘરમાં ઉત્પન્ન થયું તેથી હું પોતાને ધન્ય ગણું છું. બુદ્ધ ભગવાનમાં, ધર્મમાં, અને સંઘમાં તારી અત્યંત શ્રદ્ધા અને ભક્તિ છે તને આ ઉત્તમ વિચાર ઉત્પન્ન થયો છે એ તારા આગલા જન્મના પુણ્યનો પ્રભાવ છે અમે પણ આજથી શ્રમણોની સેવાચાકરી કરીશું, જેથી અમે પણ પુષ્કળ પુણ્યનો સંચય કરવા પામીશું ' ત્યાર પછી રોહિણીએ કહ્યું કે "પિતાજી! જો ખરેખરજ આપને દુઃખ અપ્રિય થઇ પડ્યું હોય, અને પાપનો ડર લાગતો હોય, તો બુદ્ધધર્મના સંઘના ચરણનો આશ્રય લો, અને તેના ઉત્તમ ઉપદેશ પ્રમાણે સદાચારયુક્ત જીવન ગાળો, એટલે તમારૂં જીવન સફળ થશે "

પુત્રીના ઉપદેશથી માતપિતાએ બુદ્ધધર્મના સંઘનું શરણ લીધું સદાચરણ અને ધર્મચિંતવનથી તેમના પાતકનું નિવારણ થયું અને તેઓ શ્રોત્રિયસ્નાતક થયા

રોહિણી પણ માતપિતાને ઉપદેશ આપ્યા પછી થેરી થઇ અને પોતાના જ્ઞાન અને કર્મના પ્રતાપે અર્હત્પદને પામી ગઇ

## रत्न ७८ मुं-चापा

આ જિલ્લાની દક્ષિણમાં જે વન-ભૂમિ છે તેનો એક ભાગ અતિ પ્રાચીન કાળમાં બંકહાર દેશના નામથી પ્રસિદ્ધ હતો. એ દેશમાં નાલ નામના એક ગામડામાં એક પારધિના ઘરમાં ચાપાનો જન્મ થયો હતો. ચાપાએ જ્યારે યૌવનમાં પ્રવેશ કર્યો, ત્યારે ઉપક નામના એક સંસારત્યાગી ભિક્ષુએ ( બૌદ્ધ અથવા જૈન ધર્મનો નહિ ) ચાપાના પિતાના ઘરમાં ભિક્ષા

સારૂ આશ્રય લીધો હતો. એ પ્રકારના ભિક્ષુઓને આજીવક કહેતા હતા. આજીવક ઉપક, ચાપાના ઉપર પ્રેમથી આસક્ત થઇ ગયો અને તેના પિતાની રજા માગીને તેની સાથે પરણ્યો ઉપકે સંન્યાસાશ્રમનો ત્યાગ કરીને ઘણા દિવસ સુધી મૃગ પકડનારા વ્યાધનું કામ કર્યું. પાછળથી ઉપક બૌદ્ધધર્મ ગ્રહણ કરીને થેર-સાધુ થયો ચાપા પણ સ્વામીના માર્ગનું અનુસરણ કરીને થેરી બની થેરી ગાથામા ૨૯૧ થી ૩૧૧ સુધીના શ્લોક તેના રચેલા છે. એમાં એણે પોતાના પતિની કથા કહી છે.

## रत्न ७९ मुं-सुन्दरी

બનારસ નગરમાં, સુજાત નામના એક બ્રાહ્મણના ઘરમા તેનો જન્મ થયો હતો. તેના અપ્રતિમ સૌન્દર્યને લીધે લોકો તેને સુન્દરી કહેતા હતા. સુન્દરી મોટી થઈ ત્યારે નાના ભાઈનુ મૃત્યુ નીપજ્યુ. એના પિતાને એથી ઘણો ઉંડો ઘા લાગ્યો અને એ શોકવિહ્વળ ચિત્તે ચારે તરફ ફરવા લાગ્યો. એવામા એક દિવસ થેરી વાશિષ્ઠિના તેને દર્શન થયાં સુજાતે એમને પૂછ્યુ કે "મે સાભળ્યુ છે કે આપના તો ઘણા સતાન મરણ પામ્યાં હતાં અને તમે રાત્રિદિવસ રુદન કરતા હતા, પરન્તુ હવે તમે એ બધા ઉડા શોક-પરિતાપને સમાવીને શાન્ત થઇને બેઠા છો, તેનુ શુ કારણ ?"

વાશિષ્ઠીએ ઉત્તર આપ્યો "હા, એક બે નહિ, પાચ સાત નહિ, પણ સેંકડો પુત્રો અને સબંધીઓ તે અને મે આગલા જન્મોમા ખોયા છે; પરતુ હે બ્રાહ્મણ ! જન્મ અને મરણને કેવી રીતે ટાળી શકાય એ હું શિખી છુ, તેથી શોક અને દુ:ખને લીધી હુ હવે રડતી નથી." સુજાતે પૂછ્યુ "દેવિ ! તમારી વાત સાચી છે તમને એ જ્ઞાન ક્યાથી મળ્યુ ? કોના ધર્મોપદેશથી તમે આવી સુંદર આશ્વાસનભરી વાણી બોલી રહ્યાં છો ?"

વાશિષ્ઠી – બ્રાહ્મણ ! મે એ સર્વ જ્ઞાન બુદ્ધ ભગવાન પાસેથી મેળવ્યું છે. હાલમા પોતે મિથિલા નગરમા બિરાજે છે, અને લોકોને ધર્મદીક્ષા દઇને તેમના દુ:ખોનુ નિવારણ કરે છે એ ભગવાનના મુખેથી 'નિરુપધિ'* ધર્મનું

* "નિરુપધિ" ધર્મ અહી નિષ્કામ ધર્મના અર્થમા વપરાયો છે. પુનર્જન્મનો ફેરો ટળે એવા ઉપાયો જેમાં હોય તેને પણ નિરુપધિ ધર્મ કહે છે

રહસ્ય સાભળ્યા પછી મને ધર્મનુ યથાર્થ જ્ઞાન ઉપજ્યું અને માતા તરીકેનો મારો શોક વિસારે પડ્યો

સુજાતને પણ એ સમયથી બુદ્ધદેવ તરફ શ્રદ્ધા ઉત્પન્ન થઈ અને તેણે તેમની પાસે જઇને દીક્ષા લીધી. એ સમાચાર બનારસ શહેરમા સુજાતની પત્ની પાસે પહોચ્યા ત્યારે તેને ઘણો શોક થયો, પરન્તુ સુન્દરીએ કહ્યુ કે " પુત્રશોકને લીધે પિતાજીએ સસારનો ત્યાગ કરીને સન્યાસ ગ્રહણ કર્યો છે, તો હું પણ ભ્રાતૃશોકને લીધે પિતાનુ અનુસરણ કરીને થેરીવ્રત ધારણ કરીશ. "

સુન્દરીની માતાએ તેને ધનવૈભવની ઘણી લાલચ બતાવી પણ તે પોતાના સકલ્પમા દૃઢ રહી, એટલે માતાએ તેને સસારત્યાગ કરવાની રજા આપી. કુમારી અવસ્થામાજ સુન્દરીએ દીક્ષા લીધી ત્યા આગળ એકાગ્રચિત્તે ધર્મ-શાસ્ત્રનો અભ્યાસ કર્યાથી તથા શાસ્ત્રાનુકૂળ આચરણ કરવાથી તે અર્હતપદને પામી. ત્યાર પછી એ ગુરુની આજ્ઞા લઇને બીજી કેટલીક ભિક્ષુણીઓની સાથે ધર્મોપદેશ કરવા નીકળી પડી તેના ઉપદેશથી તેની માતા તથા બીજા કેટલાક સગાસબધીઓએ પણ બુદ્ધદેવનુ શરણુ લીધુ

થેરીગાથામા ૩૧૨ થી ૩૩૭ સુધીના શ્લોક તેના રચેલા છે

## रत्न ८० मुं–शुभा ( सोनीनी कन्या )

એ એક સોનીની કન્યા હતી. તેનો નિવાસ રાજગૃહમા હતો. એ ઘણી સૌન્દર્યવતી હોવાથી એનુ નામ શુભા પાડવામા આવ્યું હતુ. એની બુદ્ધિ ઘણી તીવ્ર હતી, અને જ્ઞાન પ્રાપ્ત કરવાની તૃષ્ણા પુષ્કળ હતી. એક દિવસ બુદ્ધદેવ રાજગૃહમા પધાર્યા ત્યારે શુભા એમના દર્શન કરવા સારૂ ગઈ, અને પ્રણામ કરીને એક બાજુએ બેસી ગઇ બુદ્ધદેવને નીતિ સબંધી એના ઉંચા વિચારો તથા વિકસિત જ્ઞાનની ખબર પડી એટલે એ-મણે એને ધર્મોપદેશ આપ્યો. ઘરમા રહીનેજ એણે ઘણો વખત સાધના કરી, પરન્તુ પછીથી સંસારની જંજાળ ધાર્મિક ઉન્નતિમા બાધક જણાતા મહા પ્રજાપતિ ગૌતમી પાસે દીક્ષા લઈને સાધ્વી બની. એ પ્રસગનું વર્ણન કરતા એ પોતે રચેલી ગાથામા કહે છે 'કે યૌવનમા ધોળા વસ્ત્ર પહેરીને એક વાર હુ ધર્મકથા સાભળવા ગઇ હતી. મારા અપ્રમત્ત ચિત્તમા એ સમયે સત્યનો ઉદય થયો મારા મનમા બધા કામ અને ભોગ પ્રત્યે દારુણ વૈરાગ્ય ઉત્પન્ન

થયો. સંસારમાર્ગમા યાત્રા કરતાં જેટલી વિપત્તિઓ નડવાનો સભવ હતો તેનો મે વિચાર કર્યો, અને એ સંસારનો ત્યાગ કરવાની ઇચ્છા થઇ પછી મે જ્ઞાતિ, દાસ, ગામ, ખેતરો, અને ભોગની બધી સામગ્રીઓનો ત્યાગ કર્યો. જેટલુ તજવાલાયક હતું તે બધાનો ત્યાગ કરીને પ્રવ્રજ્યામા પ્રયાણ કર્યું. શ્રધ્ધાપૂર્વક સન્યાસિની વ્રત પાળ્યાથી સુન્દર સદ્ધર્મ શીખી. મારી વિપુલ સપત્તિ સામુ મે ઝાખ્યુ પણ નહિ. સોનારૂપાનો એકવાર ત્યાગ કર્યા પછી કયો સાધુપુરુષ એના તરફ ફરીથી ઝાખે છે ? સોનારૂપાથી કદિ ચિત્તને શાન્તિ મળતી નથી. શ્રમણને ચિત્તમા ( ધર્મરૂપી ) વિત્ત મળે છે, તેની સરખામણી આર્યધર્મમા બીજા કશા સાથે થાય એમ નથી. * * જે લોકો ધનવડે છકી ગયેલા અને મોટા છે, તેઓના મનમા ઘણો કલેશ રહે છે, કેમકે ધનના લોભને લીધે બધા એક બીજા ઉપર શત્રુરૂપે આક્રમણ કરે છે. જે લોકો ભોગવિલાસમા નિમગ્ન છે, તેમને બહુ દુ ખ વેઠવા પડે છે. મૃત્યુ, કેદખાનું, વેદનાઓ, શોક, આફત અને વિલાપ એ બધુ તેમને વેઠવું પડે છે. હે જ્ઞાતિબધુઓ ! તમે શત્રુરૂપ થઈને મારા ચિત્તને ભોગવિલાસમા શા માટે ફસાવવા માગો છો ? માથુ મુડાવી હુ પ્રવજ્યા કરૂ છુ, ભિક્ષુણીઓના જેવા ચીર પહેરૂ છુ, ઘેર ઘેર ભિક્ષા માગીને જે કાઇ મળે છે તેથી નિર્વાહ કરૂ છુ મારા લુગડામાયે થીગડા વાગેલા છે. આ પ્રમાણે હું ગૃહહીન સંન્યાસિની બની છુ. મોટા ઋષિઓ મર્ત્યલોક તથા સ્વર્ગલોક બન્નેના ભોગવિલાસોનો ત્યાગ કરે છે. મુકતચિત્ત અને ક્ષેમમય થઇને તેઓ ખુટે નહિ એવું સુખ પામે છે માટે મને ભોગમા ફરીથી મગ્ન ન થવા દો, એથી આ ભવસાગરમાથી મારૂ પરિત્રાણ નહિ થાય, કામવાસનાઓ શત્રુ છે, હણનારી છે, અને સળગતા અગ્નિની પેઠે બાળી નાખનારી છે * * * મોહવશ થઈને કામરૂપી કીચડમા આ પૃથ્વીમાના ઘણા સ્ત્રીપુરુષો પડે છે, તેમને ખબર નથી કે જન્મમરણનો ક્ષય શાથી થાય છે; કામવશ થઈને મનુષ્યો દુર્ગતિને માર્ગે જાય છે, અને એમ કરીને પોતાને હાથે પોતાના પગ ઉપર કુહાડો મારે છે. " આ પ્રમાણે બહુ વિસ્તારથી મધુરી વાણીમાં કામનાઓ અને ભોગવિલાસથી મનુષ્યને કેટલી હાનિ પહોચે છે તેનું વર્ણન કરી ફરીથી સસારબધનમા ન ફસાવાનો નિશ્ચય કર્યો, અને એકાગ્ર ચિત્તે લાગલાગટ ધર્મની સાધના કરી. આઠમે દિવસે ભગવાન બુધ્ધે એને એક વૃક્ષ નીચે તપસ્યા કરતી જોઇ. પોતે ઘણાજ પ્રસન્ન થયા અને પોતાના શિષ્યોને કહેવા

લાગ્યા " જુઓ ! પેલી સોનીની કન્યા શુભા વૃક્ષના મૂળ આગળ ધ્યાનમા નિમગ્ન થઈને બેઠી છે. ધર્મને લીધે તેણે શાન્તિ પ્રાપ્ત કરી છે જગતના બધા દુ ખ એ વિસરી ગઈ છે ઉત્પલવર્ણાની પાસે દીક્ષા લઇને એણે પ્રવ્રજ્યા ધારણ કર્યે આઠમો દિવસ છે. ધર્મ અને ત્રિવિદ્યાથી ભૂષિત થયેલી વિનયી શુભાને જુઓ ! આજ તેનું મૃત્યુ દૂર ગયું છે. અત્યાર સુધી દાસી હતી, હવે એ મુક્ત, જિતેન્દ્રિય નિર્મળ ભિક્ષુણી બની છે એના બધનો છુટી ગયા છે. હવે પાપહીન બની ગઈ છે. " એમ કહેવાય છે કે બુદ્ધ ભગવાનને મુખે આવી પ્રશસા સાભળીને ઈંદ્ર આદિ દેવતાઓ પણ ઘણા પ્રસન્ન થયા, તેમણે સુવર્ણકારદુહિતા શુભાની પૂજા કરી

# रत्न ८१ मुं–शुभा जीवकम्बवानिका



એક ઘણા પ્રસિદ્ધ બ્રાહ્મણની કન્યા હતી. રાજગૃહ નગરમા તેનો જન્મ થયો હતો એનો દેહ ઘણો ઘાટદાર અને સુદર હતો બુદ્ધદેવ રાજગૃહમા બિરાજતા હતા એ વખતે એણે એમની પાસે દીક્ષા લીધી હતી, અને સંસારનો ત્યાગ કર્યા વગર ઘરમાજ ધર્મસાધના કરતી હતી પાછળથી ઇન્દ્રિયોના સુખો પ્રત્યે અરુચિ ઉત્પન્ન થતા, અને વૈરાગ્યથી મળતી શાન્તિનુ ભાન થતા એ મહાપ્રજાપતિ ગૌતમીના સ્થાપેલા ભિક્ષુણી સઘમા દાખલ થઇ

બિબિસાર રાજાના વૈદ જીવકે રાજગૃહ નગરમા એક સુન્દર બગિચો બનાવ્યો હતો એ ઉદ્યાનમા પુષ્કળ આબાના વૃક્ષ હોવાથી એ આમ્રકાનન નામથી પ્રસિદ્ધ હતું. સાધુમનુષ્યોને ધર્મસાધના કરવાને એ એકાન્ત મનોહારી સ્થળ ઘણુ અનુકૂળ હતુ શુભા એક દિવસ ત્યા જઈ રહી હતી, તે વખતે એક સુન્દર સ્વચ્છદી, ધૂર્ત યુવક તેને મળ્યો, અને શુભાના સુદર રૂપથી લલચાઈને તેનો માર્ગ રોકીને ઉભો શુભાએ તેને કહ્યુ "ભાઈ! મે તારો શો અપરાધ કર્યો છે ? શામાટે મારો માર્ગ રોકે છે ? પ્રવ્રજિતા સ્ત્રી સાથે આવુ અધમ આચરણ શા સારૂ કરે છે? હે મિત્ર ! કોઇ પણ પુરુષે એવું કરવુ ઘટતુ નથી. મે મારા પવિત્ર ગુરુજી પાસેથી એવુ શિક્ષણ મેળવ્યું છે. એજ પવિત્ર બ્રહ્મચર્ય વ્રતમા અમે ભિક્ષુણીસઘની પરિવ્રાજિકાઓ ટેવાયલી છીએ શામાટે તું મારો માર્ગ રોકીને ઉભો છે ? હુ શુદ્ધ છુ, તારૂ મન

મેલું છે, હું વાસનાથી મુક્ત છું, તારા હૃદયમા અધમ વાસનાઓ ભરેલી છે. હું પાપભોગશૂન્ય છું, તો પછી તું મને હેરાન કરવા સારૂ શામાટે ઉભો છે ?"

એ યુવક પોતાની વાસના તૃપ્ત કરવા સારૂ તેનું મન પોતાની તરફ વાળવાનો પ્રયત્ન કરવા લાગ્યો એ ઉદ્દેશથી તેણે સહાનુભૂતિ અને લાલચ બન્ને બતાવવા માંડયા, અને કહ્યું " તુ નિષ્પાપ યુવતી છે ! તું શામાટે ભિક્ષુણી બની છે ? ભગવા વસ્ત્ર કાઢી નાખ, આ રમ્યવનમા ચાલ આપણે રમીએ. કુસુમિત વૃક્ષો મધુર સુગધ પ્રસારી રહ્યા છે આ બેમની વસત ઋતુ છે, ચાલ આપણે પુષ્કળ સુખ ભોગવીએ. પવનના હલાવ્યાથી ફૂલવાળા વૃક્ષો મૂળથી તે ટોચસુધી હાલી રહ્યા છે ! એકલી આ વનમાં ગયાથી તને શું સુખ મળવાનુ છે ? નાના પ્રકારના મૃગ અહિંયા ફરે છે, મસ્ત હાથીઓ અહિ ફરી રહ્યા છે. આવા દારુણ ભયંકર વનમા તુ એકલી શામાટે જાય છે ? સુવર્ણના જેવી ઝગમગતી સ્વચ્છ બનારસી સાડી પહેરીને ચિત્રરથમા બેસીને, હે સુંદરી ! તું અપ્સરાની પેઠે આ વનમા ભ્રમણ કર ! હે કિન્નરલોચને ! મને આ સંસારમાં તારા જેટલું પ્રિય કોઇ નથી હુ તારો દાસ છુ. હું તારી સાથે સાથે આ બગિચામા ફરીશ મારૂં કહ્યુ માનીને મારે ઘેર ચાલીશ તો મહેલમા નિવાસ કરવાનો મળશે, દાસીઓ સેવામા હાજર રહેશે ઝીણી બનારસી સાડી પહેરીશ, ગળામા કંઠાઓ ધારણ કરીશ, મુખ ઉપર સુગધી પદાર્થ ચોળેલા હશે, અને તારૂં આખુ અગ મોતી અને હીરાના દાગીનાઓથી શણગારવામા આવશે. સુખડના પલંગ ઉપર, અત્તરો છાટેલા, કોમળ બિછાના અને સુન્દર ચાદરો, તથા નવા ઓશીકા અને મચ્છરદાનીવાળી સેજ ઉપર તને સુવાનું મળશે. આ દુનિયામા કોઇને ન મળે એવું ખીલેલા કમળ જેવું અંગ બ્રહ્મચર્યવડે શા સારૂ સુકવી નાખે છે ? "

શુભાએ તેને ઉત્તર આપ્યો " ભાઇ ? તને મારી ઉપર આટલો બધો અનુરાગ શેનો ઉપજ્યો છે ? આ મારૂં શરીર તો શબપુરી છે. આ મારૂં કલેવર તો સ્મશાનની માટીમાંજ વધારો કરનારૂં છે તો પછી એ શરીર ઉપર તું ભાન ભૂલી જઇને આટલો બધો મોહ કેમ પામી જાય છે ? "

પરન્તુ આ શબ્દોની એ ધૂર્ત ઉપર કાંઇ અસર થઈ નહિ. એ અતિશય કામાસક્ત હતો શુભાની કમલસરખી આખ, હરિણીશી ચાલ એ બધાનું પ્રશંસાપૂર્વક વર્ણન કરીને એણે પ્રેમભિક્ષા માગી. શુભાએ એ વખતે જરા ગુસ્સે થઈને જવાબ આપ્યો " કુમાર્ગે જવા માગે છે ? ચન્દ્રમા સાથે

રમવા માગે છે ? મેરુ પર્વતને કુદી જવા માગે છે ? બુદ્ધ-સુતાને પોતાના ઘરમા રાખવા માગે છે ? મૂર્ખ ચાલ્યો જા ! મને ભોગવિલાસ ભોગવવાની તૃષ્ણા જરાયે નથી મારે આ લોકના કે સ્વર્ગલોકના કશાનાં સુખ નથી જોઈતા. ધર્મનું પાલન કર્યાથી એ વાસનાઓ મારામાથી ક્યારનીએ મરી ગઈ છે. સળગતા અગારાની સમાન, અને ઝેરના પ્યાલાની સમાન ગણીને મેં વિષય વાસનાઓને સમૂળગી ત્જી દીધી છે મારે તારી પાસેથી કાંઇ નથી જોઈતુ જેને મારા જેવું સત્યનું જ્ઞાન ન થયું હોય, જેનો ગુરુ પોતે કોઇ શિખાઉ હોય તેવી સ્ત્રીની આગળ જઇને તુ આ બધી લાલચો બતાવજે, મારી આગળ તો તું પરાજિત થયો છે મારૂં ચિત્ત સાફ છે. સુખદુઃખ કે પ્રેમ કશાની મને પરવા નથી આ જન્મને હુ અશુભ ગણુ છુ, અને સસારના કોઇ સુખમા મારૂ ચિત્ત ચોટતુ નથી હુ બુદ્ધદેવની શ્રાવિકા છુ ધર્મના આઠ અગમા મારી ગતિ છે હુ પાપશૂન્ય હુ છુ. અનાગાર-સુખમા મારી રતિ છે મે સુદર ચિત્રવિચિત્ર લાકડાના પુતળાઓ ઘણાયે જોયા છે યુક્તિપૂર્વક બાધેલી દોરી અને ખીલીવડે તેઓ જાતજાતના નાચ રમે છે, પરતુ એ દોરીઓ અને ખીલીઓ કાઢી લે તો એ પુતળીઓ ઢીલી પડીને વિખરાઈ જાય છે એ વખતે એના દરેક અગ જુદા પડી જાય છે એવી સ્થિતિમા એના કયા અંગને લોકો નીરખવાની ઇચ્છા કરે છે ? એજ પ્રમાણે નરદેહ પણ ધર્મ વિના ઢીલો પડી જાય છે. કહો જોઈએ ધર્મશૂન્ય દેહ ટકી શકે ખરો કે ? બધુ નિષ્ફળ છે દીવાલની ઉપર હડતાળથી રગેલુ એક સરસ ચિત્ર હોય અને મનુષ્ય ભૂલમા એનેજ સાચુ સમજી લે, માયાને વશ થઇને સ્વપ્નમા સુવર્ણનું વૃક્ષ જુએ અને તેને લેવાને લલચાય, એમ હે અન્ધ ! મારામા આરોપણ કરેલા રૂપ ઉપર મુગ્ધ થઇને તું કેમ નાહક એના પ્રત્યે ધાય છે ? મારી આ આખ ઉપર તુ મુગ્ધ થઈ ગયો છે ? એને તું કમળ વગેરેની ઉપમા આપે છે ? એ વાસ્તવમા, શુ છે ? એક પોલા વૃક્ષમા ગોઠવેલા બે દડા છે એમા આસુરૂપી કેટલાએ પરપોટા ઉત્પન્ન થાય છે એવી આખોમા તો તને શું ગમી ગયું છે ? તેમ છતા મારા આ લોચનનીજ તને ઇચ્છા છે ને ? કાંઈ હરકત નહિ, લે, આ આખ" એમ કહીને તેણે પોતાની આગળીવડે પોતાનો ડોળો ખેચી કાઢીને એ કામી પુરુષના હાથમા મૂકયો, અને ફરીથી કહ્યું 'હે પુરુષ ! ચક્ષુનો તું આદર કરતો હતો તે લે હવે તો તારી તૃષાનો નાશ થયો ને ! ' તેનું આ સાહસિક કૃત્ય જોઇ પેલો માણસ ગભરાઈ ગયો, અને સાષ્ટાગ નમસ્કાર

કરીને ક્ષમા માગીને કહેવા લાગ્યો " હવે હુ શુદ્ધ બ્રહ્મચારિણીનુ અપમાન કદી નહિ કરૂ તને તારી દૃષ્ટિ ફરીથી પ્રાપ્ત થાઓ ! મારો અપરાધ ક્ષમા કરો. તે મારા પાપને સખત દુખ દીધો છે સળગતા અગ્નિને મે છાની સરસો ચાપ્યો છે હલાહલ ઝેરી સાપને મે હાથમા પકડ્યો છે હાય ! ભિક્ષુણિ ! મારી શી વલે થશે ? મને ક્ષમા કરો "

ભિક્ષુણી શુભાએ પોતાના સત્કર્મોથી મુક્તિ પ્રાપ્ત કરી. ભિક્ષુણીઓ ઉપર આવા પ્રસગો ન આવે એટલા માટે તેમણે એકલા રહેવુ નહિ એવો બુદ્ધદેવે વિચારપૂર્વક નિયમ કર્યો હતો

શુભાના ચરિત્ર ઉપરથી જણાઇ આવે છે, કે કોમળ સ્ત્રીજાતિ પણ પોતાના શિયળનો ભગ થવાનો પ્રસગ આવે ત્યારે કેવુ દુખ સહન કરી શકે છે, તથા તેનું અતઃકરણ દૃઢ હોય તો કોઈ પણ પાપી તેનું સતીત્વ ભગ કરવાને શકિતમાન થતો નથી.

# रत्न ८२ मुं-इसिदासी (ऋषिदासी)

ઉજ્જયિની નગરીમા એક સદાચારી પ્રતિષ્ઠિત અને ધનવાન વેપારીને ઘેર એનો જન્મ થયો હતો. એ પિતાની એકની એક કન્યા હોવાથી પુષ્કળ લાડમા ઉછરી હતી પિતાએ એને ઉચા પ્રકારનું શિક્ષણ પણ આપ્યુ હતુ એક સમયે સાકેત નગરના એક વણિકે એના પિતાને ઘેર જઇને એનું માગુ કર્યુ ગુણવાન વર જોઇને ઇસિદાસીના પિતાએ પ્રસન્નતાપૂર્વક એનું લગ્ન કરી દીધુ. ઈસીદાસી સાસરે ગઈ. પિતાને ઘેરથી મળેલા સારા શિક્ષણને લીધે તે દરરોજ સવારસાજ ભક્તિપૂર્વક સાસુસસરાને પ્રણામ કરતી. એમની સેવાશુશ્રૂષા કરતી, તથા ઘરનું બધુ કામકાજ કરતી દિયેર, નણદ વગેરે બીજાં સગાઓ ઉપર પણ સ્નેહ રાખતી, અને તેમને પોતાની પાસે બેસાડીને લાડ લડાવતી, ઘરમા જે અન્ન હતું, તેમાથી ભિક્ષુક, અભ્યાગત વગેરે જેને જે કાઇ આપવાનું હોય તે રીતસર આપતી સવારના પહોરમાં વહેલી ઉઠી ઘરનું કામકાજ કરી ન્હાઇધોઇને ઝટપટ પતિની પાસે જતી અને તેને સંતોષવાનો પ્રયત્ન કરતી. દાસીની પેઠે પતિની આગળ દાતણપાણીની સામગ્રી, તેલ, આરસી વગેરે મૂકતી, અને પોતાને હાથેજ પતિને

સજાવતી. એકના એક પુત્રની માતા પોતાના પુત્રને જેટલા લાડ લડાવે, તેટલાજ લાડ એ પૂર્ણ મમતાપૂર્વક લડાવતી. પોતાને હાથે સ્વાદિષ્ટ ભોજન રાંધીને પતિને જમાડતી, અને તેમના વાસણ પણ માંજી નાખતી. કોઇ દિવસ પતિની સાથે ઉંચે સ્વરે બોલતી નહિ દાસીની પેઠે રાતદિવસ તેની સેવામાજ નિમગ્ન રહેતી, પરન્તુ આ જન્મમાં સુશીલ, પતિવ્રતા, અને વિદુષી હોવા છતા પણ સાતમા આગલા જન્મમા એણે વ્યભિચારનો મહાદોષ કર્યો હતો. એ ગભીર પાપનું પ્રાયશ્ચિત્ત સ્ત્રી કે પુરુષ બન્નેને જન્મજન્માંતર સુધી કરવુ પડે છે. એ પાપની સજારૂપે આ જન્મમાં ઇસિદાસીને પતિભક્તિનું ફળ મળ્યુ નહિ આટલી સેવા અને પ્રેમ બતાવ્યા છતાં પણ એનો પતિ એના ઉપર પ્રસન્ન થયો નહિ એક દિવસ એણે પોતાના માતપિતાને કહ્યુ " હુ ઇસિદાસીની જોડે સસાર માડવાનો નથી હુ ઘરબાર છોડીને દૂર જતો રહીશ. " માતપિતાએ કહ્યુ " ઇસિદાસી તો સારી પડિતા છે, આળસ શુ છે તે તો જાણતી નથી પ્રાતઃકાળમા વહેલી ઉઠે છે, એવી સુશીલ પત્ની તને શા સારૂ ગમતી નથી, દીકરા ?

ઉત્તરમા ઇસીદાસીના પતિએ જણાવ્યુ. "એણે મારૂ કાઈ બગાડયુ નથી; પણ હું એની સાથે રહેવાનો નથી મને વિદાય આપો, હું પાછો નહિ આવું." સાસુ સસરાએ ઇસિદાસીને પૂછયુ "વહુ ! કહો તો ખરા કે તમારા બેના ઉંચા મન શા કારણથી થયા છે ?અમારાથી કોઇ વાત છુપાવશો નહિ. તારાથી એવો તે શો ગભીર અપરાધ થયો છે કે પતિ તને છોડીને જતો રહેવા માગે છે ?"

ઇસિદાસીએ દીલ ખોલીને કહ્યું ' મારાથી ભૂલમા પણ કોઇ દોષ થયો નથી; મેં કોઈ દિવસ એમને કડવો શબ્દ કહ્યો નથી. એમ છતા એમને મારા પ્રત્યે શા સારૂ કટાળો ઉપજ્યો છે તે હું કહી શકતી નથી "

ત્યારપછી સાસુ સસરાએ તેને કહ્યુ " વહુ ! તુ તો સ્વરૂપવતી અને ગુણમાં લક્ષ્મી જેવી છે, પણ છોકરાને કોણ જાણે શાથી તારાપર અણગમો ઉપજ્યો છે, તો તું તારે પિયેર જા. " એમ કહીને એમણે પુત્રની ખાતર પુત્રવધુને પિતૃગૃહે વિદાય કરી

ઇસિદાસી જે જ્ઞાતિમાં હતી તે જ્ઞાતિમા એ સમયે પુનર્લગ્નનો રિવાજ પ્રચલિત હતો. એટલે એના પિતાએ એને એક બીજા વરને પરણાવી. એ પણ ધનાઢય પુરુષ હતો. ઇસિદાસીએ પોતાના સ્વભાવ પ્રમાણે એની પણ પુષ્કળ સેવા કરી, પરન્તુ એક માસ પછી એનું પણ ચિત્ત ફર્યું, અને તેણે

પણ તેને વગર વાંકે છોડી દીધી. ત્યાર પછી એક દિવસ એક દીન દરિદ્ર સયમી ભિખારી યુવક માગવા સારૂ ઇસિદાસીના પિતાને ઘેર આવ્યો. તેને તેમણે કહ્યુ "આ ભિક્ષુકની ઝોળી અને કમ ડળ ફેંકી દઈને મારા જમાઇ બનો." એણે યુવતીના પિતાની પ્રાર્થના સ્વીકારી, અને પંદર દિવસ સુધી પતિપત્ની સુખે રહ્યા, પછી પેલા જમાઇએ કહ્યુ " મને મારી ઝોળી અને કમ ડળ પાછાં આપો, હું તો ભિક્ષા માગીનેજ મારા જીવનનો નિર્વાહ કરીશ. "એ સાંભળીને ઇસિદાસીના માતપિતા તથા સગાસબધીઓએ કહ્યું " તમે ઘરમાજ રહો જે કાંઇ માગશો તે આપીશું " તેણે કહ્યુ " મારા એકલાનું પેટ ભરવા જેટલુ તો મને ગમે તે પ્રકારે મળી આવે એમ છે, તો પછી હું શામાટે અહિં રહું ? વળી એ પણ નિશ્ચિત છે કે ઇસિદાસી સાથે એકજ ઘરમા કદિ પણ રહેવાનો નથી. " દુખી બિચારી ઇસિદાસી ! એની શી અવસ્થા ! શ્રેષ્ઠ પતિવ્રતાને છાજે એવી રીતે તન, મન, ધનથી સેવા કર્યા છતા એક પણ પતિએ તેને સઘરી નહિ, પતિ ઘર છોડીને ચાલ્યો ગયો, એટલે એણે માતપિતાને કહ્યુ " મારા દુઃખ અને શરમનો પાર રહ્યો નથી, હવે તો મને મરવા દો કે સસારનો ત્યાગ કરવાની રજા આપો " એવામા જીનદેત્તા નામની પ્રસિદ્ધ ભિક્ષુણી ભિક્ષા માગતી માગતી ત્યા જઈ પહોંચી. એ પરમ વિદુષી હતી તથા ધર્મશાસ્ત્રોને સારી રીતે જાણનારી હતી. વિનય-પિટક નામના પ્રસિદ્ધ બૌદ્ધગ્રથનો એણે ખાસ અભ્યાસ કર્યો હતો. ઇસિદાસીએ તેનો સત્કાર કર્યો. તેને બેસવાને માટે આસન બિછાવી આપ્યું, તથા પગે લાગીને ભિક્ષા કરાવી. ભોજન કરીને એ ભિક્ષુણી તૃપ્ત થઇ એટલે એણે કહ્યું, " મારો વિચાર સંસારનો ત્યાગ કરીને પ્રવ્રજ્યા લેવાનો છે. " તેના પિતાએ એ સાંભળીને કહ્યું " પુત્રી ઘેર રહીને પણ તુ ધર્મ પાળી શકે છે. સાધુતા સાધી શકે છે, અને સાધુ તથા દ્વિજ જનોની સેવા કરી શકે એમ છે. " પરન્તુ ઇસિદાસીનો સંકલ્પ દૃઢ હતો. એણે કહ્યું " ના, પિતાજી ! મારે આ જન્મમા જે દુઃખ વેઠવું પડ્યું છે, વગર દોષે જે અપમાન સહન કરવું પડ્યુ છે, તે અવસ્ય પૂર્વજન્મના કોઇ ગંભીર દોષની સજા છે. માટે હુ સસારનો ત્યાગ કરીને, રાતદિવસ ધર્મની સેવામાં રહીને પૂર્વજન્મના પાપોનો ક્ષય કરીશ. "

પિતાને હવે પુત્રીના ઉન્નત માર્ગના પ્રયાણમાં વિઘ્ન નાખવું યોગ્ય લાગ્યું નહિ. તેમણે કહ્યું " બેટા ! જા ત્યારે. બુદ્ધદેવ નરશ્રેષ્ઠ થયા છે. એમ-

ના ઉપદેશને અનુસરીને ધર્મલાભ કર, નિર્વાણ પ્રાપ્ત થયાથી તુ નિષ્પાપ થઈશ.” માત પિતા અને જ્ઞાતિજનોને નમસ્કાર કરીને ઇસિદાસી વિદાય થઇ તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થએલો હોવાથી, અને ઉચા પ્રકારનું શિક્ષણ તો પહેલેથીજ પ્રાપ્ત હોવાથી સાત દિવસની અદર એણે ત્રિ-વિદ્યા પ્રાપ્ત કરી લીધી એનું વ્રત પૂર્ણ થયુ પૂર્વજન્મો એની આગળ સ્પષ્ટ દેખાવા લાગ્યા સાતમા જન્મમા એણે વ્યભિચારનો મહાન અપરાધ કેવી રીતે કર્યો હતો, અને તેના દડરૂપે બીજા છ જન્મોમા કેટલુ દુ:ખ વેઠવું પડ્યું એ બધી વાતનું તેને જ્ઞાન થયું એ જ્ઞાન થયા પછી, તેની હૃદયવેદના તદ્દન શાન્ત થઇ. એક જન્મની ભૂલથી એણે આ જન્મમા પણ પુષ્કળ દુ ખ વેઠ્યુ, પણ સત્કર્મ તથા સત્સગના પ્રભાવથી આ જન્મમા આગલા જન્મોના પાપ બાળી નાખ્યા એટલુજ નહિ પણ અનત પુણ્યનો સચય કરીને નિર્વાણને પ્રાપ્ત થઈ.

થેરી ગાથામા વિસ્તારથી પોતાનેજ મુખે એણે આ ઇતિહાસ વર્ણવ્યો છે

---

# रत्न ८३ मुं-सुमेधा

મસ્તાવતી નગરીમા કોચ રાજાની પટ્ટરાણીના ગર્ભમા તેનો જન્મ થયો હતો. સુમેધા બાલ્યાવસ્થાથીજ બુદ્ધિમતી અને સારા કાર્યોમા મતિ રાખનારી હતી શ્રમણ ધર્મની વિધિઓ એ બાળા યત્નપૂર્વક પાળતી એ અતિશીલવતી અનેક શાસ્ત્રોમા પ્રવીણ સરસ વ્યાખ્યાન આપનારી અને ધર્મમા નિમગ્ન રહેનારી કન્યા હતી. એવી સુશીલ અને વિદુષી કન્યાને રાજા અનિકર્તની સાથે પરણાવવાની તેના માતાપિતાની ઇચ્છા હતી અનિકર્ત રાજા પણ તેના ઉપર પ્રેમમુગ્ધ હતો, પરન્તુ સુમેધાને તો નાનપણથીજ પોતાની સખીઓસહિત ભિક્ષુણીઓના મઠમા જવાનો શોખ હતો સત્સમાગમને લીધે તેનુ જીવન ધાર્મિક બન્યુ હતુ એટલે તેની ઇચ્છા ગૃહસ્થાશ્રમની મોહજાળમા પડવાની નહોતી એક દિવસ તેણે નમ્રતાપૂર્વક માતપિતાને જણાવ્યુ કે “આપ કૃપા કરીને મારી વિનતિ સાભળો મારી ઇચ્છા નિર્વાણ પ્રાપ્ત કરવાની છે હુ આ જગત્ અને પરલોકને અનિત્ય ગણુ છું. આ શરીરના બધા સુખ તુચ્છ છે ભોગવિલાસથી સુખ તો ઘણુ થોડુ મળે છે, અને અસં-

તેમ તથા દુઃખ ઘણા પ્રાપ્ત થાય છે કડવા ઝેર જેવા કામભોગ ઉપર જે લોકો મોહિત થાય છે તે લોકો મૂઢ હોય છે એ લોકો અધોગતિમાજ પોતાનુ જીવન વ્યતીત કરે છે એ મૂર્ખાઓને મન, વચન અને કર્મને સંયમમા રાખતા આવડતુ નથી એ પ્રજ્ઞાહીન લોકોને ખબર નથી કે દુઃખ શાથી અટકાવી શકાય છે. એટલુંજ નહિ પણ જ્યારે તેમને મોહનિદ્રામાથી જગાડવાનો પ્રયત્ન કરવામા આવે છે ત્યારે પણ તેઓ જાગતા નથી, અને શીખવ્યા છતા પણ તેઓ શીખતા નથી ચાર આર્ય સત્યોનું ભાન એમને કદિ થતું નથી. પૂજ્ય બુદ્ધદેવે જે સત્યો આપણને શીખવ્યા છે, તેને ઘણા લોકો જાણતા નથી એમને તો જન્મવાનું સુખ જોઈએ છે વળી એ બધા સ્વર્ગ મેળવવાની ઇચ્છા રાખે છે, પણ એમને ખબર નથી કે સ્વર્ગનુ સુખ પણ શાશ્વત નથી, એ પણ અનિત્ય અને ચંચળ છે અને એક દિવસ જતુ રહેશે. સ્વર્ગસુખ ભોગવ્યા પછી પણ પાછા જન્મમરણના ચક્રમા આવવુ પડે છે એનો એ લોકો વિચાર નથી કરતા. એ લોકોનો ચાર પ્રકારનો વિનિપાત –પડતી– થાય છે અર્થાત્ નરક, પશુજન્મ, પ્રેતજન્મ અને રાક્ષસજન્મ એ ચારમાથી એક પ્રકારની ગતિ ભોગવવી પડે છે કેટલાકને બે પ્રકારની ઉચ્ચ ગતિ અર્થાત મનુષ્યજન્મ અને દેવતાજન્મ મળે છે વિનિપાત થયા પછી આ સંસારની મોહજાળમાથી છુટકારો પણ મળતો નથી અને પ્રવ્રજ્યા પણ લેવાતી નથી નિશ્ચય મનુષ્યની અધોગતિ થાય છે માટે હે માતપિતા ! મારી ઇચ્છા તો દશ પ્રકારના બળવાળા બુદ્ધદેવના વિધાન અનુસાર પ્રવ્રજ્યા લેવાની છે

બુદ્ધદેવના દશ બળ આ પ્રમાણે છે.—(૧) સત્ય અને અસત્યનું જ્ઞાન (૨) કર્મના ઉદ્દ્ભવ તથા પરિણામ (૩) ઇષ્ટ સાધનમા પટુતા (૪) ભૂતજ્ઞાન (૫) પ્રવૃત્તિની ગતિ અને કાર્ય (૬) મનુષ્યની આત્મશક્તિ (૭) વિનય સાધવાનો માર્ગ (૮) પૂર્વ જન્મ (૯) દિવ્ય ચક્ષુ (૧૦) મુક્તિ જન્મ અને મરણનો નાશ કરવાની ઇચ્છા હવે તો મને થઇ છે. આ અસાર શરીરના 'સાંસારિક' સુખ મારે જોઇતા નથી. ભવની બધી તૃષ્ણાઓને રોકીને હું તો સંસાર ત્યજીને પ્રવ્રજ્યામાં ચાલી જઇશ અશુભ કાળ જતો રહ્યો છે, બુદ્ધદેવના જન્મથી શુભ ક્ષણ આવી પહોચી છે મારી ઇચ્છા છે કે આ જન્મમા બ્રહ્મચર્ય અને શીલધર્મનો કદિ ત્યાગ ન કરૂ હવે હું ભુખી મરીશ, પણ આ ઘરમા ભોજન નહિ કરૂ "

સુમેધાને મુખેથી વારવાર આવીને આવીજ સંસારત્યાગ કરવાની વાત

સાંભળ્યાથી તેની માતાનું હૈયું ભરાવી આવ્યું. એ રોકકળ કરવા લાગી. પિતાને પણ ઘણી વેદના થઇ, અને સુમેધા ધરતીપર પડી હતી ત્યાથી એને ઉઠાડીને શિખામણ આપવા લાગ્યા કે "દીકરિ ! ઉઠ, જરા વિચાર તો કરી જો. મેં રૂપ, ગુણ અને સંપત્તિમા યોગ્ય પતિ સાથેજ તારો વિવાહ કરવાનો વિચાર કર્યો છે. રાજા અનિકર્તના કરમા તને સમર્પણ કરવાનો મારો અભિલાષ છે. એ રાજા પણ હર્ષપૂર્વક મારો સ્વીકાર કરશે, અને તને પટરાણી બનાવીને પ્રેમપૂર્વક રાખશે. બ્રહ્મચર્ય, પ્રવ્રજ્યા અને શીલધર્મ ઘણાં કઠિન છે. હે પુત્રિ ! આ યૌવનમા તું પ્રભુતા અને ધનૈશ્વર્યના ભોગ અને સુખ પ્રાપ્ત કર, રાજ્યનો ઉપભોગ કર." સુમેધાના ચિત્ત ઉપર પિતાના આ ઉપદેશની કાંઈજ અસર થઈ નહિ. તેણે દૃઢતાપૂર્વક કહ્યું "હું આ અસાર સંસારને હવે ભજવાની નથી. હું તો હવે પ્રવ્રજ્યા ધારણ કરીશ. એમ નહિ કરવા દો તો એના કરતા મરણને પસંદ કરીશ. આ દેહ જેને તમે પરણાવવા માગો છો, જેને રાજા અનિકર્ત પ્રેમપૂર્વક પોતાનો બનાવવાની ઇચ્છા રાખે છે, તે શુ છે ? એ તો ગંધ મારતો, ભયંકર, અપવિત્ર પદાર્થ છે. શબની પેઠે મળમૂત્રનું એ ઘર ત્યાગ કરવાલાયક છે. એને તો સ્વામી કેવી રીતે ગ્રહણ કરશે ? માસ અને લોહીથી ઢાંકેલા આ પિંડનેજ તમે દેહ કહો છો ને ? એ તો કીડાઓનું ઘર છે. ગીધ આદિનું ભોજન છે, એને તો કોણ કન્યાદાનમા આપી શકે ? 'વિજ્ઞાન' જતું રહ્યા પછી આ શરીર શ્મશાનમા નાખી દેવામા આવે છે ત્યારે ફેંકી દીધેલા જૂના લાકડા જેટલી એની કિંમત છે જ્ઞાનીજનો પણ એના સામુ જોવાનું પસંદ કરતા નથી. તેઓ બીજા જીવોના ભક્ષ્યરૂપ આ દેહને છોડી દઇને સ્નાન કરીને ચાલ્યા જાય છે માબાપ પણ એજ કરે છે તો બીજાનું તો પૂછવુંજ શું ? હાડકા અને નાડીઓથી ભરેલા આ દેહરૂપી ઘરમાં બધે ઠેકાણે અપવિત્રતા, ગંદકી ભરેલી છે. એનો તે વળી આદર કોણ કરે ? આ દેહને જો ઉકેલી ઉથલાવી નાખવામા આવે તો એની અંદરથી એવી અસહ્ય દુર્ગન્ધ નીકળે કે પોતાની જનેતા પણ ત્યાથી દૂર નાસે. આ તો તમારૂ શરીરરૂપી પુતળું છે. દેહ એ તો જન્મ અને મૃત્યુમય પદાર્થ છે. એને જન્મ લેતા પણ દુઃખ થાય છે; માટેજ મારી વિવાહ કરવાની બિલકુલ ઈચ્છા નથી.

લગ્ન કરીને સંસારનું સુખ ભોગવવા કરતાં તો હું સો વર્ષ સુધી દરરોજ ભાલા ખોસીને મને મારી નાખે તે વધારે પસંદ કરૂં. બુદ્ધદેવનો પવિત્ર ઉપદેશ જાણનાર માણસને ભાલાના ઘા ખમવા સહેલા છે.

આ સંસારના લાંબા ફેરામાં મૃત્યુ ફરી ફરીને આવે છે. દેવજન્મ, નરજન્મ, પશુયોનિ, અસુરદેહ, પ્રેતરૂપ, એ પ્રમાણે કર્માનુસાર અનેક જન્મ ધારણ કરવા પડે છે અને અનન્ત દુઃખ વેઠવાં પડે છે. દેવજન્મ ધારણ કર્યાથી પણ નિર્વાણ મળતું નથી. જન્મમરણના ફેરામાંથી છુટવા માટે જે માણસ બુદ્ધનાં વચન પાળે છે, તેજ નિર્વાણ પામે છે. આ અસાર ભોગવિલાસથી શું વળવાનું છે ? પિતાજી ! હું તો આજેજ ઘરનો ત્યાગ કરીને ચાલી જાઉં છું. ઉલટી કરેલા ભોજનની સમાન એ બધા ભોગવિલાસ ઘૃણા કરવા યોગ્ય છે. એ અસાર વસ્તુ મારે નથી જોઈતી. ”

પિતાપુત્રી વચ્ચે આ પ્રમાણે વાર્તાલાપ ચાલી રહ્યો હતો. એવામાં અનિકર્ત રાજા પણ પોતેજ પસંદ કરેલી કન્યાને મળવા તથા લગ્નની બાબતમાં તેની સંમતિ લેવા સારૂ પ્રેમપૂર્વક એ નગરમાં આવી પહોંચ્યો. સુમેધાએ એના આવ્યાની પણ પરવા ન કરતાં પોતાના નિશ્ચય અનુસાર લાંબા કાળા અંબોડાને છરીવડે કાપી નાખ્યો અને બધાની વાતચિતને રોકીને ધ્યાનમગ્ન થઈ ગઈ. એકાગ્રચિત્તે એ જગત્‌ની અનિત્યતા સંબંધી વિચાર કરવા લાગી રાજાને નગરમાં પેસતાં સુમેધાના વિચારો જાણવામાં આવ્યા એટલે એ જે સ્થળે સુમેધા ધ્યાન ધરી રહી હતી ત્યાં ગયો અને પોતાના સુવર્ણ તથા મણિમાણિક્યથી અલંકૃત દેહવડે હાથ જોડીને યાચના કરવા લાગ્યો:-

“ આ યૌવનકાળમાં તો હે સુન્દરી ! તું મારી રાણી થા અને ધન તથા વૈભવનું સુખ ભોગવ. આ દુનિયામાં ભોગ અને સુખ દુર્લભ પદાર્થ છે. તું શાન્તિપૂર્વક રાજ્યસુખ ભોગવ. મરજીમાં આવે તેને દાન આપ મારો આખો ખજાનો તારા હાથમાં રહેશે તારા મનમાં ઉલટા વિચાર આણવા છોડી દે. જો તારા માતપિતા તારા સંસારત્યાગની વાત સાંભળીને દુઃખનાં માર્યા મરવા પડ્યા છે ! ”

સુમેધાએ કહ્યું “ મારે તમારાં સુખ અને વૈભવ નથી જોઈતા. મને એમાં જરાએ મોહ રહ્યો નથી ભોગની વાસનામાં મને હવે ન ધકેલશો. ભોગમાં તો દુઃખ ભોગવ્યા વગર છુટકોજ નથી. તમે ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ કેમ વિસરી જાઓ છો ? ચારે દ્વીપના અધિપતિ મહારાજા માન્ધાતા કેવા શ્રેષ્ઠ પુરુષ હતા. ? એમના જેટલું ધન તથા વૈભવ કોની પાસે હતા ? છતાં પણ એ નર-પતિ મરી ગયો અને તેની લાલસા આ દુનિયામાં તો પૂરી ન થઈ. દશે દિશાઓમાં સ્ત્રીરત્નનો વરસાદ વરસે તોપણ ભોગવિલાથી કોઈને તૃપ્તિ

થતી નથી એ બધુ ત્યજીને મનુષ્યો મરી જાય છે. હે ભૂપ ! ભોગ તલવાર સમાન છે, ભોગ શૂલ સમાન છે, ભોગ નાગની ફેણુ સમાન છે, ભોગ અગ્નિની ઝાળની પેઠે બાળનારા છે, આ રૂપ હાડકાના માળા જેવું છે, ભોગ અને સુખ અનિત્ય અને અધ્રુવ છે, દુ'ખપ્રદ અને મહા ઝેરીલાં છે, તપાવેલા લોખડના દડાના જેવા એ છે. એ તો સદા પાપનોજ ઉદય કરે છે. વૃક્ષ ઉપર ચઢીને ફળ તોડવા જતા માણુસ પડી જાય છે એજ પ્રમાણે કામભોગનું છે. માસનો ટુકડો લેવા સારૂ પક્ષીઓ જેવી રીતે પરસ્પર લડાઈ કરે છે એજ પ્રમાણે ભોગની બાબતમા બને છે. ઉધાર માગીને કોઈ ચીજ લાવ્યા હોઇએ તે જેમ પાછી ન આપીએ ત્યા સુધી ઉદરાવો રહે છે તેમજ ભોગના સબધમા છે. એ ભોગ સ્વપ્નની પેઠે છેતરનારા છે કામભોગ તીવ્ર બાણુસમા, દારણુ રોગ જેવા અને વિસ્ફોટક સમા છે તપાવેલા અ ગારા સમા એ ભીષણુ છે પાપ અને મૃત્યુમય હોવાથી ભયાનક છે આ જી દગીમા મે બતાવ્યા એવા અનેક દુ ખ આવી પડે છે, અનેક અડચણો નડે છે માટે મને સ સારમા જરાયે વિશ્વાસ નથી રહ્યો તમે ઘેર જાઓ મારા માથામા જ્યારે આગ લાગી રહી છે ત્યારે બીજુ કોઇ મને શુ કરી શકવાનું હતુ ? જરા અને મૃત્યુ મને બાધવા આવ્યા છે હુ તેમનો નાશ કરવાને તત્પર રહીશ. આ પ્રમાણે કહીને સુમેધા ઘર બહાર નીકળવા લાગી. જોયુ તો ઉમરા ઉપર બેસીને માતપિતા અને રાજા અનિકર્ત રોઈ રહ્યા છે. એ જોઈને સુમેધાને એમના અજ્ઞાન અને મોહ ઉપર દયા આવી. મોહવશ થઇને રોદન કર્યાથી કેટલી હાનિ થાય છે, સ સાર કેવો અનિત્ય છે, દુ ખથી ભરેલો છે એ બહુ મર્મસ્પર્શી ભાષામા સમજાવ્યુ રાજા અનિકર્તને પણુ સમજાવ્યું કે રાજાઓને સ સારમા રહ્યાથી બીજા રાજા, અગ્નિ, ચોર અને જળનો ભય રહે છે. એ ઉપરાત પણુ બીજા અનેક શત્રુ-ઓથી ભરેલા સ સારમા ફસાઇ રહેવાની ઇચ્છા કોણુ કરે ? મોક્ષ સામે હોવા છતા બ'ધનમા પડવાનુ કોણુ પસ દ કરે ? આ સ સારમા કામનાઓની સાકળથી તમે બ'ધાયલા છો. એ સાકળને તોડી નાખીને તમે વાસનાઓને દબાવો. ફરી ફરીને કહું છુ કે ભોગમા અતિશય અને પાર વગરનું દુ.ખ છે ચિત્ત સદા ચિ તાઓથી ભરેલું રહે છે. એ અધ્રુવ કામભોગનો ત્યાગ કરો, એનાથી કેવલ દુ.ખજ ઉપજવાનુ છે. બીજું કાંઇ નથી અજર ધર્મ માર્ગ આ રહ્યો. જે કામનાઓ થોડા વખતમા જુની પડી જાય છે તે કામનાઓ-વાસનાઓને લઇને તમે શુ કરશો ? એ કામનાઓ તો મૃત્યુ અને વ્યાધીઓને આણુશે,

અને ફરી ફરીને જન્મ લેવો પડશે. ધર્મનો માર્ગ અજર, અમર, શોક વગરનો, અમૃતમય, શત્રુહીન, રોકટોક વગરનો, કોઇ ખસેડે નહિ એવો અને અતૂટ તથા ભય વગરનો છે. એ અમૃતમય માર્ગ કેટલાએ લોકોએ પ્રાપ્ત કર્યો છે. આજ પણ કેટલાએ લોકો પ્રાપ્ત કરી રહ્યા છે, પરંતુ જેમના ચિત્તમાં ઉત્સાહજ નથી તેમના ભાગ્યમા એ માર્ગમા જવાનુ કહિએ લખાયુ નથી. આ પ્રમાણે કહીને સુમેધાએ પોતાનો કાપી નાખેલો અંબોડો અનિકર્તની સમક્ષ મૂક્યો.

રાજા અનિવર્તને સુમેધાના અગાધ જ્ઞાન તથા તીવ્ર વૈરાગ્યની ખાત્રી થઇ ગઇ હતી. તેને સુમેધાના માતપિતાને વિનતિ કરી કે " સુમેધા સત્યના માર્ગમા જવા માગે છે, આપ એને ખુશીથી જવા દો " માબાપે વિદાય આપી. સુમેધા શોક અને ભયરહિત થઈને ભિક્ષુણીરૂપે બહાર નીકળી પડી. પહેલેથીજ ઉચ્ચ શિક્ષણ પામેલી હતી અને પછી ધર્મમાર્ગમાં પડી, એટલે સદ્ગુરુના ઉપદેશથી અન્તર્જ્ઞાનની છ વિદ્યાઓ તેણે જલ્દી પ્રાપ્ત કરી લીધી પોતાના પૂર્વ જન્મોનું પણ એને જ્ઞાન થયું ત્યાર પછી બુદ્ધદેવના ચરણમા બેસીને તેણે સંપૂર્ણ શાન્તિ અને નિર્વાણ પ્રાપ્ત કર્યા.

થેરી ગાથામા ૪૪૮ થી ૫૫૨ સુધીના શ્લોક તેના રચેલા છે, અને તેમાથી એના ઉન્નત વિચારોનો યથાર્થ પરિચય મળી આવે છે

## रत्न ८४ मुं—चारुमती

આ સન્નારી ચક્રવર્તી રાજા અશોકની પુત્રી હતી. અશોકે તેને ઘણુ સારૂં શિક્ષણ આપ્યું હતું. બૌદ્ધ ધર્મનું પણ તેને ઉચ્ચ પ્રકારનું જ્ઞાન હતુ ઇ સ. પૂર્વે ૨૫૦ મા અશોક રાજા નેપાલના તીર્થોની યાત્રા કરવા સારૂ ગયો હતો, તે સમયે ચારુમતી તેની સાથે હતી. ત્યા આગળ તેણે દીક્ષા લીધી અને ભિક્ષુણી બની. તેના પતિનું નામ દેવપાલ ક્ષત્રી હતું. સંસારના અનેક સુખ અને વૈભવનો ત્યાગ કરીને પવિત્ર સંન્યાસિની વ્રત એણે પસંદ કર્યું હતું. પિતા અશોક નેપાળની યાત્રાએથી પાછા ફર્યા પણ એતો નેપાળમાજ એક મઠમા રહી. પતિ માટે તેને ઘણી ભક્તિ હતી. એ ભક્તિને કાયમનું મૂર્તિસ્વરૂપ આપવાના હેતુથી તેણે દેવપટ્ટણ નામનું નગર વસાવ્યું હતું. અશોકે એ નગરમા પાચ મોટા સ્તૂપ બંધાવીને એની ગણના તીર્થસ્થાનોમાં કરી

હતી. આ સ્તૂપ તથા ચારુમતીએ બાંધેલા બીજા પવિત્ર સ્થાનો હજુસુધી મૌજુદ છે, અને ચારુમતીએ ગાળેલા ધર્મજીવનની સાક્ષી પૂરે છે એનો મઠ પણ પશુપતિનાથની ઉત્તરે હજુસુધી દીઠામાં આવે છે.

# रत्न ८५ मुं–संघमित्रा

આજથી લગભગ અઢી હજાર કરતાં વધારે વર્ષ પૂર્વે ભારતવર્ષના એક દિગ્વિજયી સમ્રાટના ઘરની કન્યા સંસારના ધનવૈભવને તુચ્છ ગણીને ધર્મનેજ વરી હતી અને આખી જીંદગી સુધી કુંવારી રહીને ધર્મપ્રચારના કાર્યમાજ તેણે પોતાનુ અમૂલ્ય જીવન અર્પણ કર્યું હતું. આજે પણ એ વાત સંભારતા આપણને આનંદ થાય છે આજે ભારતના એ ગૌરવમય યુગની પ્રાતઃસ્મરણીય રાજકન્યાનું જીવનચરિત્ર લખીને અમે અમારી લેખિનીનું સાર્થક થયું ગણીએ છીએ

એ રાજકુમારી મહાપ્રતાપી રાજાધિરાજ અશોકના વંશમા ઉત્પન્ન થઈ હતી એક મત એવો છે કે એમની કન્યા હતી, અને એજ મતનું અવલંબન કરીને અમે આ ચરિત્ર લખ્યું છે અંગ્રેજ ઇતિહાસવેત્તા વિન્સેન્ટ સ્મિથ એને અશોકની સગી બેન ગણે છે. ઉજ્જન નગરીમા એનો જન્મ થયો હતો એના ભાઈનું નામ મહેન્દ્ર હતું બન્ને ભાઈબેન નાનપણમા ઉજ્જયિની નગરીમાજ વાસ કરતા હતા ત્યાર પછી ઈ પૂ ૨૬૮માં અશોક મગધના સામ્રાજ્યનો સમ્રાટ્ બનીને મહેન્દ્ર અને સંઘમિત્રાને લઇને પાટલીપુત્ર નગરમા આવી વસ્યો. હાલ જ્યા આગળ પટના શહેર છે ત્યાજ પહેલા પાટલીપુત્ર નગર શોભા આપી રહ્યું હતુ એ વખતે એ નગરીની રમણીયતા અને સુખસમૃદ્ધિમા કોઇ વાતનો અભાવ નહોતો અનેક જાતના લોકો ત્યા વસતા હતા ચિત્રવિચિત્ર રાજમહેલો, બગિચાઓ, શેઠિયાઓની હવેલીઓ અને તરેહ તરેહની વસ્તુઓના ચોટાઓ જોનારાઓને આશ્ચર્યચકિત કરી નાખતા હતા. એ નગરના સ્ત્રીપુરુષો મહેન્દ્ર અને સંઘમિત્રાનુ રૂપલાવણ્ય તથા એમની અનુપમ મૂર્તિનાં દર્શન કરીને અતિશય આનંદ પ્રગટ કરવા લાગ્યા મહારાજા અશોકે બન્ને ભાઈબહેનની માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિ સારૂ તેમને સારી કેળવણી આપવાનો પૂરતો બંદોબસ્ત કર્યો.

અહિંયા જગતવિખ્યાત રાજા અશોકના જીવનચરિત્રને લગતી બે એક

વાતો જણાવવી જરૂરની છે અશોક ચન્દ્રગુપ્તના પુત્ર બિંદુસારનો છોકરો હતો. રાજપુત્ર હોવા છતા એનો ચહેરો કદરૂપો હતો એટલા સારૂ રાજા બિંદુસાર એને બહુ ચાહતા નહિ, એમ જણાય છે કે પિતા અને સાવકી માની અવગણના અને તિરસ્કારને લીધે ધાર્મિક અશોક પણ યૌવનમા અતિશય સ્વાર્થી અને અધાર્મિક નીવડયો હતો તેની રક્તપિપાસા અને ક્રૂરતાને લીધે એ ચણ્ડાશોક અર્થાત્ યમદૂત નામથી ઓળખાતો હતો દંત કથા એવી છે કે યમરાજ્યનુ અનુકરણ કરીને એણે એક નરકપુરી બધાવી હતી અપરાધીઓને એ ભયકર પુરીમા કેદ રાખીને, મારવામા તથા પીડવામા આવતા અને અનેક તરેહના દુઃખ દઈને રીબાવી રીબાવીને મારી નાખવામા આવતા આવુ હોવા છતા પણ એજ અશોકમા અસાધારણ શક્તિ અને નાના પ્રકારના સદ્ગુણ પણ જણાતા હતા રાજા બિન્દુસારે પુત્રને પોતાનાથી દૂર રાખવા સારૂ તેને ઉજ્જયિનીનો સૂબો નીમ્યો હતો ત્યા આગળજ દેવી નામની એક તરુણી રમણીની મનમોહક મૂર્તિના દર્શન કરીને એ તેના રૂપ તરફ આકર્ષાયો અને તેની સાથે પરણ્યો ત્યાર પછી પિતા બિન્દુસારનુ મૃત્યુ થયુ, એટલે ભાઈના લોહીથી હાથ ખરડીને અશોક પિતાના રાજ્યસિંહાસન ઉપર બેઠો. અશોકનો રાજ્યાભિષેક ઈ૦ સ૦ પૂ૦ ૨૬૯ મા થયો

મહારાજા બન્યા પછી અશોકે કલિંગ દેશના રાજા સાથે ઈ૦ સ૦ પૂ૦ ૨૬૧ મા એક ભીષણ યુદ્ધ કરીને કલિંગ દેશ અથવા ઓડિસ્સાને પોતાના તાબામા લીધો એ યુદ્ધમા લાખ નરહત્યા થઇ હતી એ ભયકર હત્યાકાડનુ સ્મરણ થતાજ અશોકનું પત્થરનુ હૈયુ પણ પીગળી ગયું અને એના હૃદયમા વૈરાગ્યનો ઉદય થયો. પુણ્યકર્મોનો ઉદય થતા પાપીઓની પાપવાસનાનો એમજ એકદમ ક્ષય થઈ જાય છે અને એમનુ પાપી જીવન એક નવોજ સારો પલટો ખાય છે એ સમયથી અશોકે પારકુ રાજ્ય જીતી લેવાની ઇચ્છા બિલકુલ છોડી દીધી ત્યાર પછીથી અશોકના જીવનમા આધ્યાત્મિક શક્તિની ગૂઢ ક્રિયા શરૂ થઇ. એક મહાપ્રતાપી, શક્તિશાળી બૌદ્ધ સંન્યાસીએ અશોકના હૃદયપર કાબૂ જમાવ્યો જોતજોતામા તેના જીવનમા મહા પરિવર્તન થઈ ગયું. બૌદ્ધધર્મની દીક્ષા ગ્રહણ કરીને મહાપુરુષ બુદ્ધદેવના મહાન આદર્શને તેણે સ્વીકાર્યો. વિશ્વપ્રેમથી તેનું હૃદય પરિપૂર્ણ થઇ ગયું.

એ સમયમા બૌદ્ધધર્મનો પ્રચાર બહુ જોરમા ચાલી રહ્યો હતો. બૌદ્ધધર્મના ઉપદેશકો વિશ્વપ્રેમનો પ્રચાર કરીને યાગયજ્ઞ અને પશુવધનુ ખડન કરી રહ્યા હતા. તેમના ઉપદેશથી જીવહિસા બહુ અટકી હતી. નીચલી જાતિઓને ઉચ વર્ણના ત્રાસથી બચાવવાને પણ એમણે ઘણો પ્રયત્ન કર્યો હતો મૈત્રી, કરુણા અને "અહિસા પરમો ધર્મ," એ ત્રણ પ્રેમમત્રની વાણીનો ઘોષ ચારે તરફ થઇ રહ્યો હતો એ પ્રેમ અને કરુણાની વાણી મહારાજા અશોકના હૃદય સુધી પહોચી અને તેમણે બૌદ્ધધર્મની દીક્ષા લીધી. દીન, દુ:ખી નરનારી અને પશુપક્ષીઓના દુખ અને કલેશથી એનુ હૃદય પીગળી ગયુ, અને તેમના સકટનુ નિવારણ કરવા સારૂ એણે પોતાનો રાજભડાર ખુલ્લો મૂકયો નવ કરોડ અને આઠ લાખ સુવર્ણમુદ્રાઓ પુણ્યમા વાપરવામા આવી પશુપક્ષીઓના રોગોના ઇલાજ કરવા સારૂ દવાખાના બધાવ્યા મનુષ્યજાતિના જ્ઞાન, ધર્મ અને નીતની ઉન્નતિ, તથા તેમના સુખની વૃદ્ધિ સારૂ અશોકે જેટલા ઉપાય કર્યા હતા, તેટલા ઘણા થોડા રાજા કે બાદશાહોએ કર્યા હશે

એવા મહારાજાની દેખરેખ નીચે સઘમિત્રા અને રાજકુમાર મહેન્દ્ર ઉછર્યા હતા બન્ને ભાઇબહેનને જોતા વારજ તેઓ એક ફૂલની સુદર બે કળીઓ હોય એમ લાગતુ હતુ બન્નેનો સ્વભાવ ઘણો મીઠો હતો અશોકનો બન્નેના ઉપર અત્યત પ્રેમ હતો બન્ને જણા સાથેજ અનેક વિષયોનુ શિક્ષણ મેળવી રહ્યા હતા. ઉચી કેળવણીથી સઘમિત્રાનું હૃદયકમળ ખીલી ઉઠયુ તેણે નિર્મળ જ્ઞાન પ્રાપ્ત કર્યું અને તેના હૃદયમા ધર્મભાવ જાગૃત થયો એ વખતે સઘમિત્રાની વય ૧૮ વર્ષની અને મહેન્દ્રની ૨૦ વર્ષની હતી મહારાજા અશોકે મહેન્દ્રને યૌવરાજય પદ ઉપર અભિષિકત કરી પોને ભિક્ષુ બનવાનો સકલ્પ કર્યો હતો, પરન્તુ એટલામાજ બુદ્ધદેવના પવિત્ર આત્માએ બન્ને ભાઇ બહેનને ધર્મપ્રચારનું મહાન વ્રત ગ્રહણ કરવા સારૂ આમત્રણ મોકલ્યુ. એ વખતે બૌદ્ધધર્મના એક આચાર્યે મહારાજા અશોકને કહ્યુ :-

"રાજન્! જેમણે ધર્મની ખાતર પુત્ર કે પુત્રીને અર્પણ કર્યા છે તેજ બૌદ્ધધર્મના ખરા મિત્ર છે."

આચાર્યની એ વાણીએ અશોકના હૃદયને સ્પર્શ કર્યો. તેણે સ્નેહપૂર્ણ નયને સઘમિત્રા અને મહેન્દ્રના તેજસ્વી મુખ તરફ જોયું અને પછી પૂછયું

" કેમ, તમે ભિક્ષુધર્મ સ્વીકારવા તૈયાર છો ? "

બન્ને ભાઈબહેન પિતાના મુખમાથી નીકળેલા એ વચનો સાભળીને પોતાનુ ધનભાગ્ય ગણવા લાગ્યા. ધન અને ઐશ્વર્યમા ઉછરેલા હોવા છતા પણ સન્યાસધર્મ ગ્રહણ કરીને ભિક્ષુ અને ભિક્ષુણી બનીશુ અને કરુણામય બુદ્ધદેવના દયામય ધર્મનો પ્રચાર કરવા સારૂ આત્મબલિદાન આપીશું, એના કરતા આ પૃથ્વીમા બીજુ વધારે સુખ કયુ હોઇ શકે ? એવા વિચારથી બન્ને ભાઇબહેને ઘણા પ્રફુલ્લિત વદને મહારાજા અશોકને જણાવ્યુ " પિતાજી ! આપની આજ્ઞા મળતાવારજ અમે એ મહાન્ વ્રત ગ્રહણ કરીને મનુષ્યજન્મ સફળ કરીશુ "

મહારાજાધિરાજ અશોકે એજ વખતે ભિક્ષુઓના સઘને જણાવી દીધુ કે " આજે મે ભગવાન તથાગત બુદ્ધદેવના પવિત્ર ધર્મને સારૂ મારા લાડકા પુત્ર અને પુત્રીને અર્પણ કર્યા "

ત્યારપછી મહેન્દ્ર અને સઘમિત્રા બૌદ્ધધર્મની પ્રચલિત પદ્ધતિ અનુસાર દીક્ષા ગ્રહણ કરીને ભિક્ષુ અને ભિક્ષુણી બન્યા ધર્મપાલી અને આયુપાલી નામની બે ધર્મશીલા ભિક્ષુણીઓએ સઘમિત્રાને ઉત્તમરૂપે ભિક્ષુણીઓની સાધનાના ઊડા તત્ત્વોનુ શિક્ષણ આપવા માડયુ

અહિયા જણાવવુ જરૂરનુ છે, કે મહાત્મા બુદ્ધદેવના ધર્મમા સર્વસ્વ ત્યાગી સન્યાસી અને સન્યાસિનીનો જે વર્ગ હતો તેજ ભિક્ષુ અને ભિક્ષુણી નામથી ઓળખાતો એ ભિક્ષુ અને ભિક્ષુણીઓ પરણતા નહિ, પરતુ કઠોર વૈરાગ્યવ્રત ધારણ કરીને રાતદિવસ ધર્મસાધન અને જીવોના કલ્યાણની ચિન્તામા ગુથાયલા રહેતા સઘમિત્રાએ ભિક્ષુણી બનીને બધી જાતના સુખની લાલસા છોડી દીધી અને વાસનાની ઉપર જય મેળવીને ધર્મસાધન કરવા માડયુ. કઈ પદ્ધતિ પ્રમાણે એ ધર્મસાધના કરતી, એ સબધી પણ થોડુક જણાવીએ છીએ.

ભિક્ષુણીઓને સાધારણ રીતે ઉપદેશ આપવામા આવતો કે.–" તૃષ્ણાનો ત્યાગ કરો થોડામાજ સતોષ માનો ખોટા મોજશોખથી દૂર રહો અને એકાતમા રહીને ધ્યાનધારણા તથા ધર્મની સાધના કરો. આળસનો ત્યાગ કરી મહેનતુ બનો અભિમાન તજી દઇને સુશીલા, વિનયી અને નમ્ર બનો અને બધાની સાથે સદ્દભાવ સાચવીને સતોષપૂર્વક જીવન ગાળો. બૌદ્ધ તપસ્વીનીઓએ શુદ્ધાચારપૂર્વક પોતાના વ્રતનું પાલન કરવું જોઇએ.

ભિક્ષુ અને ભિક્ષુણીઓને કેવા પ્રકારની સાધના કરવી પડતી હતી તે

બાબતમા વિદ્વાન્ બગાળી લેખક શ્રીયુત સત્યેન્દ્રનાથ ઠાકુર લખે છે'-"વિષયવાસનાથી વેગળા રહીને ભિક્ષુઓએ એકાંતમા પચભાવનાની સાધના કરવી પડતી મૈત્રી, કરુણા, મુકિત, અશુભ અને ઉપેક્ષા, એ ભાવનાના પાચ પ્રકાર હતા '

"મૈત્રી" દેવતા હો કે મનુષ્ય હો, બધા જીવો સુખી થાઓ, શત્રુનુ પણ ભલું થાઓ, બધા રોગ, શોક અને પાપતાપથી મુકત થાઓ, એવા પ્રકારનો શુભ વિચાર કરવો એને મૈત્રી ભાવના કહે છે

"કરુણા" દુ:ખીના દુઃખપ્રત્યે લાગણી-દિલસોજી-બતાવવી, શુ કર્યાથી જીવોના દુઃખ નાશ પામે અને સુખ વધે એનો રાત દિવસ વિચાર કરવો એને કરુણા કહે છે "

"મુકિત" ભાગ્યવાન મનુષ્યોના સુખે સુખી થવું, તેમના સુખ અને સૌભાગ્ય સ્થાયી થાઓ એવો વિચાર રાખવો એને મુકિત ભાવના કહે છે

"અશુભ" શરીર વ્યાધિનુ ઘર છે, વિજળીના ચમકારાની પેઠે ક્ષણુ સ્થાયી છે, ઝાઝવાના જળ જેવું મિથ્યા છે અને મળમૂત્ર પરૂ વગેરે ગદા પદાર્થોથી ભરપૂર છે, માનવજીવન જન્મમૃત્યુને આધીન છે, દુઃખમય અને ક્ષણભગુર છે એવો વિચાર કરવો તેને અશુભ ભાવના કહે છે

"ઉપેક્ષા" બધા જીવ બરાબર છે, કોઇ પ્રાણી બીજા પ્રાણી કરતા વધારે પ્રીતિ કે વધારે તિરસ્કારને પાત્ર નથી બળ, દુર્બળતા, દ્વેષમમતા, ધન અને ગરિબાઇ, યશ અપયશ, જુવાની અને ઘડપણ, સુન્દર, અસુન્દર, બધા ગુણ અને બધી અવસ્થાઓ સમાન છે એવી સામ્ય ભાવના રાખવી તેને ઉપેક્ષા કહે છે

દરરોજ સવારે અને સાજે આવા ઉચા પ્રકારના વિષયોનુ ચિત્વન કર્યાથી નરનારીઓ ઘણા ઉંડા ભાવમા ડુબી જાય, અને તેમના મન અતિશય ઉન્નત થાય, હૃદય વિશાળ થાય એ વાત તો સહેજે સમજી શકાય એવી છે, એ સાધનાપ્રણાલીને લીધેજ સુજાતા, વિશાખા વગેરે અનેક બૌદ્ધ રમણીઓએ ઉન્નત જીવન પ્રાપ્ત કર્યું છે રાજકન્યા સઘમિત્રા પણ એ સાધન કરવા લાગી અને ધીમે ધીમે ધાર્મિક જીવનની એક પછી એક ઉચી સીડીએ ચઢવા લાગી

સઘમિત્રાનો મોટો ભાઇ મહેન્દ્ર બત્રીશ વર્ષની વયે ધર્મપ્રચારને સારૂ સિંહલદ્વીપમા ગયો.સિંહલદેશના રાજા તિષ્ઠ મહેન્દ્રનુ આધ્યાત્મિક જ્યોતિથી

પ્રકાશિત થયેલું શાન્ત સુંદર સ્વરૂપ જોઈને વિસ્મય પામ્યા, અને અત્યંત શ્રદ્ધા અને આદરપૂર્વક તેને પોતાને ત્યાં રાખ્યો. સિંહલના હજારો સ્ત્રીપુરુષો મહેન્દ્રનો ઉપદેશ સાભળીને બૌદ્ધધર્મ ગ્રહણ કરવા લાગ્યા

થોડા દિવસ પછી સિંહલની રાજકુમારી અનુલાએ પાચસો સખીઓ સહિત ભિક્ષુણીવ્રત લેવાનો સંકલ્પ કર્યો એ વખતે મહેન્દ્રને લાગ્યું કે આટલી બધી સ્ત્રીઓને ઉત્તમરીતે ધર્મનું શિક્ષણ આપવા તથા સિંહલની સ્ત્રીઓમા ધર્મપ્રચાર કરવા સારૂ એક કેળવાયલી અને ધર્મશીલ ભિક્ષુણીની અત્યંત આવશ્યકતા છે. એટલા માટે એણે પોતાની વહાલી બ્હેન સંઘમિત્રાને સિંહલ મોકલાવવા સારૂ પિતા અશોકને પત્ર લખ્યો રાજકુમારી સંઘમિત્રાને હવે ધર્મ સિવાય બીજા કોઈ પાર્થિવ પદાર્થ ઉપર આસક્તિ રહી નહોતી, એટલા માટે એણે જ્યારે સાભળ્યુ કે ધર્મપ્રચારની ખાતર દૂર દેશાવર સિંહલદેશમા ભાઈ મહેન્દ્રની પાસે જવું પડશે, ત્યારે એનુ હૃદય એકદમ આનંદના સરોવરસમ થઈ ગયુ, અને એ સરોવરમા શાન્તિરૂપી કમળ ખીલી રહ્યાં. પુણ્યશીલા નારીએ પ્રફુલ્લ ચિત્તે માબાપ અને સગાવહાલાની માયાજાળ કાપી નાખીને, સિંહલ જવા સારૂ સમુદ્રગામી વહાણમા પગ મૂકયો.

એની પૂર્વે બીજી કોઇ ભાગ્યશાળી ભારતરમણી ધર્મપ્રચારની ખાતર એટલે દૂર દેશાવર ગઇ હતી કે નહિ તે અમે જાણતા નથી, એટલે એ શુભ દિવસ ખરૂ જોતા ભારતરમણીઓના ઇતિહાસમા સ્મરણમા રાખવા યોગ્ય દિવસ છે એમા જરાપણ સંદેહ નથી, અનુમાન કરીએ છીએ કે એ દિવસ ભારતનું વહાણ કોઇ નૂતન ગૌરવ અનુભવતુ સાગરના તરંગો ઉપર આનંદમાં ડોલતુ ડોલતુ જતુ હશે સંભવ છે કે એ દિવસે કિનારા ઉપર વસનારા આર્ય નર નારીઓએ વહાણના કિનારા ઉપર ઉભા રહીને રાજકન્યાના મસ્તક ઉપર પુષ્પવૃષ્ટિ કરી હશે.

સંઘમિત્રા સિંહલદેશમા જઈ પહોચ્યા પછી તેની તેજસ્વી મુખમુદ્રા, તપસ્વિનીનો વેશ અને અપૂર્વ ધર્મભાવ જોયાથી ત્યાના સ્ત્રીપુરુષોના હૃદયોમા કેવા પ્રકારની ભક્તિ અને વિસ્મય ઉત્પન્ન થયા હશે, તે જાણવાનું આપણી પાસે કાંઇ સાધન નથી. મહારાજા અશોકના જીવનચરિત્રમાથી કેવળ એટલું તો જણાઇ આવે છે, કે સંઘમિત્રાએ સિંહલદેશમા જઇને ત્યાં આગળ એક ભિક્ષુણી સંપ્રદાય સ્થાપ્યો હતો. તેના ત્યાગમય દ્વારા પવિત્ર બનેલા જીવનનો પ્રભાવ સિંહલવાસીઓ ઉપર ઘણો સારો પડયો હતો, પણ એ સંબંધી

વિશેષ વૃત્તાંત આપણા જાણ્યામાં નથી આવતો, પરન્તુ એ સંન્યાસિની રાજ-કન્યાની બાબતમાં જે થોડીક વાતો જાણી શક્યા છીએ, તેના ઉપર વિચાર કરવાથી કલ્પનાના માયા મંત્રદ્વારા મનમાને મનમાં તેની એક માનસી મૂર્તિ ખડી થાય છે, અને એ મૂર્તિ આગળ આપણે મસ્તક નમાવવુંજ પડે છે જરા વિચાર કરીને જોયાથી જણાશે, કે ધર્મપ્રચાર કરતાં વધારે ગૌરવમય કાર્ય આ સંસારમાં બીજું કાંઇ નથી. આત્મોત્સર્ગ કરીને સત્યની અમૃતમય વાણી મનુષ્યજાતિને સંભળાવવા કરતાં વધારે ઉન્નત કાર્ય સ્ત્રીને માટે કયું હોઈ શકે ? લગભગ ૨૧૭૫ વર્ષ પૂર્વે ભારતના એક ચક્રવર્તી મહારાજાધિરાજની કન્યા સંઘમિત્રાએ એ ધર્મપ્રચારના કાર્યનું ગૌરવ અનુભવ્યું હતું, અને આડાઅવળો કાંઈ પણ વિચાર કર્યા વગર ધર્મની ખાતર પોતાનું અમૂલ્ય જીવન સમર્પણ કરી દીધું હતું જ્યાસુધી ભારતનો ઇતિહાસ કાયમ રહેશે ત્યાંસુધી આપણે એ ભારતરમણીના પવિત્ર નામનું ઉચ્ચારણ કરતા કરતા પ્રતિદિન તેનાપ્રત્યે ખરા અંતઃકરણની શ્રદ્ધા અને ભક્તિ પ્રગટ કરવી પડશે

મહાવંશ વગેરે બૌદ્ધ ગ્રંથોમાં સંઘમિત્રાનો ઉલ્લેખ મળી આવે છે મહાવંશના લેખક લખે છે, કે " સંઘમિત્રાએ પૂર્ણજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું હથલ્લક નગરમાં વાસ કરતી વખતે તેણે ધર્મની ઉન્નતિને સારૂ પુષ્કળ પુણ્ય કાર્યો કર્યાં હતા, અને ૬૯ વર્ષની વયે પરિનિર્વાણ પદ પ્રાપ્ત કર્યું હતું. સિંહલના રાજાએ અત્યંત માનપૂર્વક ઘણા ઠાઠ સાથે સંઘમિત્રાની અંત્યેષ્ટિ ક્રિયા કરી હતી

ભારતવર્ષની દરેક મહત્તાસૂચક વાતો ઉપર અશ્રદ્ધા રાખનાર અંગ્રેજ લેખકો પહેલા તો 'સંઘમિત્રા'નો ઐતિહાસિક વ્યક્તિતરીકે સ્વીકાર કરવાને તૈયાર નહોતા, પરન્તુ હવે તો વિન્સેન્ટ સ્મિથ જેવા પ્રસિદ્ધ ઇતિહાસ લેખક તેનું અસ્તિત્વ સ્વીકારે છે, અને પોતાની પહેલાની ભૂલ માને છે *

---

*શ્રીયુત અમૃતલાલ ગુપ્તની બંગાળી રચનાનો તેમની આજ્ઞાપૂર્વક કરેલો અનુવાદ.

# रत्न ८६ मुं–श्रीमती

રાજા બિમ્બિસાર બુદ્ધદેવનો પરમ ભક્ત હતો એણે એક દિવસ બુદ્ધદેવને બહુ વિનવીને તેમના ચરણના નખની એક કણી માગી લીધી હતી એ કણીને કાળજીપૂર્વક પોતાના રાજમહેલના બગિચામા દાટીને તેના ઉપર એક સુદર શિલ્પકળાથી વિભૂષિત સ્તૂપ રચ્યો

સધ્યા સમયે રાજકુટુબની વહુદીકરીઓ સ્વચ્છ વસ્ત્ર ધારણ કરી સુકુમાર હસ્તમા ફૂલની છાબડીઓ લઈ એ સ્તૂપ આગળ આવતી અને સોનાના કોડીઆઓમા દીપક સળગાવતી.

રાજા બિમ્બિસારના મૃત્યુ પછી તેનો પુત્ર અજાતશત્રુ ગાદીએ બેઠો. પિતા જેટલો બુદ્ધ–ભક્ત હતો તેટલોજ પુત્ર બૌદ્ધધર્મનો દ્વેષી હતો તલવારના બળવડે એણે બૌદ્ધધર્મને પોતાની રાજધાનીમાથી કહાડી મૂકયો વૈદિક યજ્ઞો ફરીથી ચાલુ કર્યા, અને તેમા બૌદ્ધધર્મ ગ્રન્થોને સ્વાહા કરી દીધા તેણે આખા શહેરમા ઢઢેરો પીટાવ્યો કે આ જગતમા વેદ, બ્રાહ્મણ અને રાજા એ ત્રણ ઉપરાન્ત બીજું કોઈ પૂજા કરાવવાને અધિકારી નથી જે કોઇ એ વાત ધ્યાનમા નહિ લે અને તેથી વિરુદ્ધ વર્તશે તો હુ એની ખબર લઈ લઈશ ”

રાજા બિમ્બિસારને શ્રીમતી નામની એક દાસી હતી બુદ્ધદેવપ્રત્યે એને પરમ ભક્તિ હતી રાજાની આજ્ઞાથી ડરી જઇને નગરવાસી અનેક સ્ત્રીપુરુષોએ બુદ્ધદેવની પૂજા કરવી છોડી દીધી. ત્યારે શ્રીમતીનુ ભક્ત હૃદય કપી ઉઠયું એણે તો નિશ્ચય કર્યો હતો કે ગમે તે થશે તોપણ હુ મારો નિત્યનિયમ નહિ છોડુ. ઢઢેરો પીટાયો તેજ રાતે શુદ્ધ શીતળ જળથી સ્નાન કરીને હાથમા એક થાળીમા પુષ્પ તથા દીવો લઇને શ્રીમતી રાજમહિષીની પાસે ગઇ અને સ્તૂપની પૂજા કરવા સારૂ જવાનુ સભાર્યું.

મહારાણીએ ધ્રૂજતે ધ્રૂજતે કહ્યુ “તને ખબર નથી કે અજાતશત્રુએ ઢઢેરો પીટાવ્યો છે કે જે કોઈ સ્તૂપની પૂજા કરશે તેને શૂળીએ ચઢાવવામા આવશે. કા તો દેશનિકાલ કરવામા આવશે ! ’

શ્રીમતી ત્યાથી નીકળીને ધીમે પગે રાજવધૂ અમિતાની પાસે ગઈ. રાણી એ વખતે શણગાર સજી રહી હતી શ્રીમતીના હાથમાં પૂજાની સામગ્રી જોઇને તેના આવવાનુ કારણ સમજી ગઇ, અને ઠપકો દેવા લાગી. “ મૂર્ખી !

પૂજાની સામગ્રી અહિં લાવવાની તારી છાતીજ કેમ ચાલી ? હમણાને હમણા અહિંથી ચાલી જા કોઇ જોશે તો મોટો ગજબ થશે ”

શ્રીમતી બીજા ઓરડામા ગઇ, તો અસ્ત પામતા સૂર્યના પ્રકાશમા બારી ખુલ્લી મૂકીને રાજકુમારી શુકલા પડી પડી કાવતાનુ પુસ્તક વાચી રહી હતી. શ્રીમતીને પૂજાની સામગ્રીસહિત આવેલી જોઇને તે ચમકી અને ઉઠીને ઝટ એની પાસે જઇને ધીમે ધીમે કહેવા લાગી –

“રાજાની આજ્ઞા તું નથી જાણુતી ! જાણી જોઇને મરણના મુખમા જવા શા સારૂ નીકળી છે ? ’

પૂજાની થાળી લઇને શ્રીમતી બારણે બારણે રખડી, અને પોકાર કરવા લાગી “ હે નગરવાસીઓ ! પ્રભુની પૂજાનો સમય થયો છે ’ સાભળતાવારજ લોકો ભય પામતા અને કોઇ તો એને ગાળો પણ દેતા શ્રીમતી લોકોની દુર્બળતાનો વિચાર કરીને વિસ્મય પામવા લાગી

એમ કરતા કરતા દિવસનો છેલ્લો પ્રકાશ બધ પડયો, રસ્તામા અધકાર વ્યાપી ગયો અને માણુસોની આવજા બધ પડી ગઇ, લોકોનો કોલાહલ શમી ગયો, રાજમદિરમા આરતીના ઘટ વાગવા લાગ્યા

શરદઋતુની એ અધારી રાતે સ્વચ્છ આકાશમાં અસખ્ય તારાઓ ઝબુકી રહ્યા હતા.

આવે સમયે કોઇ બુદ્ધદેવના સ્તૂપ આગળ જઇ શકે એમ ન હતું, પણ એ મોડી રાતે રાજમહેલના પહેરેગીરો એક મનુષ્યાકૃતિ જોઇને ચમકી ઉઠયા આગળ જઇને એમણે જોયુ તો રાજાના બગીચાના એક ખુણામા ઘોર અધારામા બુદ્ધદેવના સ્તમ્ભની ચારે તરફ દીપકની જયોત ઝગમગી રહી છે

ખુલ્લી તલવાર લઇને સિપાઇઓ દોડતા આવ્યા જોયું તો એક રમણી સ્તૂપની પાસે બેઠી છે એના નેત્ર બધ હતા, અને હોઠ જરા ફરફરી રહ્યા હતા. રાજાના સિપાહીઓએ પૂછયુ “ તુ આવી રાતે અહિં આવનાર અને રાજાની આજ્ઞાનુ ઉલ્લઘન કરનાર કોણ છે ? ” શ્રીમતીએ મધુર સ્વરે ઉત્તર આપ્યો “ હું બુદ્ધની દાસી શ્રીમતી છુ. ”

નાગી તલવાર એ રમણીની ગરદન ઉપર પડી, મદિરનો એ શ્વેત પત્થર લોહીથી રગાઈ ગયો.

શરદની એ સ્વચ્છ રાત્રીએ પ્રાસાદ–કાનનમા સ્તૂપ આગળના એ આરતીના દીવા ચૂપચાપ છેલ્લીવાર ઓલવાઇ ગયા. શ્રીમતીનુ નામ અમર થઇ ગયું.

* શ્રીયુત રવીન્દ્રનાથ ઠાકુરના પૂજારિણી નામના કાવ્ય ઉપરથી

# रत्न ८७ मुं—अमृतप्रभा

**પ્રા**ગ જ્યોતિષપુરના વૈષ્ણવ રાજાની એ કન્યા હતી એના લગ્ન સમયે પિતાએ સ્વયંવર રચ્યો હતો અમૃતપ્રભાએ કન્દહારના રાજાના પુત્ર મેઘવાહનને વરમાળા પહેરાવી. મેઘવાહન દિવ્ય લક્ષણયુક્ત રાજપુત્ર હતો એ કાશ્મીરના રાજસિંહાસન ઉપર સંધિમાન રાજાના વાનપ્રસ્થ થયા પછી પ્રજાની પસંદગીથી બેઠો હતો, પ્રજા એના ઉપર ઘણી પ્રસન્ન હતી, રાજા જીવદયાનો મહાન પોષક હતો. રાજ્યાભિષેકને દિવસે એણે ઢંઢેરો પીટાવ્યો હતો, કે આજથી કોઈ પણ મનુષ્ય કોઈ જાતના પ્રાણીની હિંસા કરવા નહિ પામે પોતાના એ ઠરાવને અમલમા લાવવા સારૂ" એણે પ્રાણીઓનો વધ કરીને ગુજરાન ચલાવનારા કસાઇ વગેરે લોકોને રાજના ખજાનામાથી પુંજીની મદદ અપાવીને ઉપયોગી નિર્દોષ ધંધાઓમા લગાડી દીધા હતા એ રાજાના રાજયમાં યજ્ઞોમા પણ ઘીનો હોમ થતો હતો, અને બલિદાનમા પશુને બદલે કણકનો પશુ બનાવવામા આવતો હતો. એ રાજાએ મેઘવન નામનો એક અગ્રહાર બંધાવ્યો.

રાણી અમૃતપ્રભા યોગ્ય પતિની સુયોગ્ય સહધર્મિણી હતી. એ પણ પુણ્યવાન અને ધર્મપરાયણા હતી ભિક્ષુઓના આરામને સારૂ એણે અમૃતભવન નામનો ઉંચો વિહાર બંધાવ્યો હતો, અને પોતાના પિતાના ગુરુ લો નામના સાધુની આજ્ઞાથી 'લો સ્તુન્વા' નામનો એક સ્તૂપ બંધાવ્યો હતો.

સારા અને પરોપકારી કાર્યોની અસર બીજાઓ ઉપર પણ ઘણી સારી પડે છે. એકનુ ઉદાહરણ જોઇ બીજાઓ પણ દેખાદેખીથી શ્રેષ્ઠ કર્મો કરવાને પ્રેરાય છે. એ નિયમને અનુસરીને અમૃતપ્રભાના દૃષ્ટાન્તથી પ્રેરાઈને રાજા મેઘવાહનની બીજી રાણી યૂકદેવીએ પણ પોતાના નામથી એક મોટો વિશાળ વિહાર બંધાવ્યો, જે વિહારના અરધા ભાગમા વિદ્વાન અને સદાચારી સાધુઓ નિવાસ કરતા હતા અને અડધા ભાગમાં સ્રી, પુત્ર અને પશુસહિત ગૃહસ્થ લોકો રહેતા હતા રાજાની બીજી એક રાણી ઇન્દ્રદેવીએ પણ એક વિહાર અને ચતુઃશાલ સ્તૂપ બંધાવ્યા હતા.




# रत्न ८८ मुं--इशान देवी

કાશ્મીરના રાજા અલીકની રાણી હતી રાજતરંગિણી અનુસાર કલિને ૧૭૯૯ વર્ષ થયા. એ સમયમા અલીક રાજા હતો એ ઘણો યશસ્વી અને દિવ્ય પ્રભાવવાળો રાજા હતો કાશ્મીર દેશની સુવ્યવસ્થા એણેજ કરી તથા એના સુશાસનને લીધે દેશની આવક તથા મહત્તા વધી પોતાના પરાક્રમ અને પ્રભાવથી ઉપાર્જન કરેલી સંપત્તિથી તેણે કેટલાએ અગ્રહાર બંધાવ્યા હતા તેની રાણી ઇશાનદેવી પણ ધર્મપરાયણા હતી એણે દરવાજા અને હસ્તિશાલાઓની સમીપ ઉગ્ર પ્રભાવવાળા કેટલાએક ચક્ર બનાવ્યા

# रत्न ८९ मुं--चन्द्रवती




શ્મીરમા પ્રાચીન કાળમા ઇસ્વીસન પૂર્વે ૫૦૫ વર્ષ ઉપર મિહિરકુળ નામનો એક રાજા થઇ ગયો છે એ રાજા ઘણો પ્રતાપી તેમજ ક્રૂર પણ હતો. સિંહલ દેશને તેણે જીત્યો હતો તેના જીવનના એક પ્રસંગ ઉપરથી એના સ્વભાવનો પરિચય મળશે, સિંહલવિજય કરીને કાશ્મીર પાછા ફરતા કાશ્મીરના દરવાજા આગળ તેણે એક હાથીને અકસ્માત પહાડ ઉપરથી સરકી પડતો અને ચીસો પાડી પાડીને મરી જતા જોયો રાજાને એ દેખાવ જોઇને ઘણી મજા પડી, અને તેણે આજ્ઞા આપીને અનેક હાથીઓને એવી રીતે પહાડ ઉપરથી ધકેલીને મારી નાખ્યા. જીવનમા એવા અનેક પાપકર્મ કરનાર એ રાજાને પાછળથી પશ્ચાત્તાપ પણ બહુ થયો હતો, અને પુણ્યે પાપ ઠેલાય એ વિચારથી પુણ્યદાન કરવા લાગ્યો. શ્રીનગરીમા મિહિરેશ્વર મહાદેવની સ્થાપના કરી. મિહિરપુર નામનુ નગર વસાવી એમા બહુ અગ્રહાર બંધાવ્યા, તથા બ્રાહ્મણોને પુષ્કળ દાન દીધા

એ રાજા એક વખત ચન્દ્રકુલ્યા નામની નદીનો પ્રવાહ બીજી દિશામા વાળવામા રોકાયો હતો, પરન્તુ માર્ગમા એક મોટી શિલા પડી હતી તે અડચણરૂપ થઈ પડી રાજાને લાગ્યુ કે મારા પાપનેલીધેજ આ વિઘ્ન ઉપસ્થિત

થયું છે એણે વ્રત ઉપવાસ આરંભ્યા અને એક મોટો યજ્ઞ દેવતાઓને પ્રસન્ન કરવા સારૂ રચ્યો દેવતાએ સ્વપ્નમા દર્શન દઇને તેને કહ્યુ "હે રાજન્' આ શિલા ઉપર બળવાન બ્રહ્મચારી યક્ષ વાસ કરે છે માટે જ્યાલગી કોઈ પતિવ્રતા સ્ત્રી પોતાના હાથનો સ્પર્શ નહિ કરે ત્યા લગી એ પત્થર હઠવાનો નથી. તે સિવાય તો ભલભલા દેવતામા પણ એ પત્થરને ખસેડવાનુ સામર્થ્ય નથી.

સવાર થતાજ રાજાએ ઢંઢેરો પીટાવીને પતિવ્રતા સ્ત્રીઓને એ શિલા આગળ આવવાનું આમંત્રણ કર્યું હજારો સ્ત્રીઓ પોતાના પાતિવ્રત્યનુ અભિમાન ધગવતી ત્યા આવી અને શિલાને સ્પર્શ કર્યો, પણ કોઇનાથી પત્થર ખસ્યો નહિ એ ગામમા ચન્દ્રાવતી નામની એક કુંભારણ પણ રહેતી હતી એ પણ નદી આગળ આવી હતી. ઉચ્ચ કુળની હજારો નારીઓ નિષ્ફળ નીવડી ત્યારે એ કુંભારણ આગળ આવી અને વિનયપૂર્વક શિલાને સ્પર્શ કર્યો સ્પર્શ કરતાવર ઝટ શિલા ખસવા લાગી રાજા ઘણો પ્રસન્ન થયો. તેણે તથા હાજર રહેલાઓએ ચન્દ્રવતીના પાતિવ્રત્યની મુક્તકંઠે પ્રશંસા કરી. એમ પણ કહેવાય છે કે એ પ્રસંગથી રાજાને બીજી સ્ત્રીઓ ઉપર ઘણો ક્રોધ ઉપજ્યો અને તેણે તેમનો વધ કરાવ્યો ગમે તે હો, ચન્દ્રવતીએ શિયળના પ્રભાવથી કાશ્મીરના ઇતિહાસમા પોતાનુ નામ ઉજ્જ્વળ કર્યું છે

## रत्न ९० मुं–वाक्पुष्टा



પ્રકૃતિની લીલાભૂમિ-નંદન વન સમાન કાશ્મીરમા વિક્રમ સંવતના ૧૨૬ વર્ષ પૂર્વે તુંજીન નામનો એક પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો એ ઘણો પરાક્રમી, ઉદાર અને દાનશીલ હતો. એની રાણીનું નામ વાક્પુષ્ટા હતું. કાશ્મીરનો ઇતિહાસ-લેખક કહલણ લખેછે કે " એ બન્ને રાજારાણીએ પૃથ્વીને એવી રીતે અત્યંત ભૂષિત કરી દીધી હતી, કે જેવી રીતે ગંગા અને મૃગાંકના ટુકડાએ શિવજીની જટાને શોભિત કરી રાખી છે, અથવા એ બન્નેએ નાના પ્રકારના વર્ણોથી કાશ્મીરને એવીરીતે મનોરમ બનાવ્યું હતું કે જેવી રીતે વિજળી અને મેઘ મળીને મેઘધનુષ્યની શોભા ઉત્પન્ન કરે છે. એ રાજાએ તુંગેશ્વર નામનું

શિવાલય બંધાવ્યું હતું એક વખત પ્રજાને તડકાનું ઘણું દુઃખ વેઠતી જોઈને એણે સડક ઉપર છાયાવાળાં વૃક્ષો રોપાવવાની ખાસ વ્યવસ્થા કરી હતી. રાજા જેવો પરોપકારી હતો તેવીજ રાણી વાક્પુષ્ટા હતી પોતાની પ્રજાને એ સંતાનસમાન ગણતી, અને એમના કષ્ટનું નિવારણ કરવાને સદા તત્પર રહેતી.

એ રાજદંપતીનો સંસાર ઘણા સુખમાં વ્યતીત થઈ રહ્યો હતો, એવામાં એમના ઉપર એક ભારે વિપત્તિ આવી પડી. ખરા રાજાઓ પોતાની પ્રજાના સુખમાંજ સુખ અને પ્રજાના દુઃખમાંજ દુઃખ માને છે રાજદંપતીના ધૈર્ય અને મહત્તાની પરીક્ષા કરવા સારૂજ દૈવે કાશ્મીરની પ્રજા ઉપર મહાન આફત નાખી. ત્યાંની ફળદ્રુપ જમીનમાં શરદઋતુમાં તૈયાર થવા આવેલા પાક ઉપર ભાદરવા મહિનામાં અકસ્માત એટલો બધો બરફનો વરસાદ વરસ્યો કે જાણે વિશ્વનો સંહાર કરવાને તૈયાર થયેલો સાક્ષાત્ કાળ અટ્ટહાસ્ય કરી રહ્યો હોય એવું ભાન થવા લાગ્યું હીમ પડયાથી અનાજના ખેતરોની સાથે સાથે પ્રજાના જીવનની આશા પણ નાશ પામી ગઈ. એ સુંદર દેશમાં ઘોર દુકાળ પડયો. લોકોને અન્નના સાસા પડવા લાગ્યા, અને દરરોજ હજારો સ્ત્રીપુરુષો કાળના વિકરાળ મુખમાં પડવા લાગ્યા પેટની ઝાળથી વ્યાકુળ થયેલી માતાઓ પોતાનાં લાડકાં બાળકોના હાથમાં ખોરાકનો કોળીઓ ઝુંટવી લઈને ખાવા તૈયાર થતી હતી, પતિ પત્નીના હાથમાંથી જુવાર પડાવી લેતો અને એવાં અનેક હૃદયવિદારક દૃશ્ય એ દુકાળના સમયમાં દેખાવા લાગ્યાં ઇતિહાસ કહે છે, કે એ સમયે પેટની જ્વાળાથી પીડાતા ભૂખ્યા મનુષ્યો પત્નીનો પ્રેમ, સંતાનનો સ્નેહ, પિતાપ્રત્યેનો પૂજ્યભાવ–બધું વિસરી ગયા અલક્ષ્મીના કૃપાકટાક્ષથી એક કોળીઆ ધાનની ખાતર લોકોએ લાજ, શરમ, અભિમાન, કુળનું ગૌરવ આદિ બધા વિચારોને તિલાંજલિ આપી દીધી જ્યાં જુઓ ત્યાં હાડપિંજર સમા દેહવાળા મૂર્તિમાન પ્રેતસમા મનુષ્યો એક રોટલીના ટુકડા સારૂ લડી મરતા દેખાતા હતા એ ભયંકર દુકાળનું વર્ણન કરીને અમે અમારા વાચકોનો અમૂલ્ય સમય લઈશું નહિ. છપ્પનીઆમાં જે લોકોએ બહાર જઈ ગરીબ લોકોની દુર્દશા નિહાળી હશે તેમને કાશ્મીરના એ ભયંકર દુકાળની કાંઈક કલ્પના આવશે

કાશ્મીરના સદ્ભાગ્યે એ સમયે તુંજીન અને વાક્પુષ્ટા જેવાં પરોપકારી, દયાળુ, અને પ્રજાવત્સલ રાજારાણી હતાં એમણે એવી આપત્તિના સમયમાં રાજમહેલમાં બેસી રહીને મોજમજાહ ઉડાવવાનું યોગ્યજ ધાર્યું. દુકા-

ળથી પીડાતા લોકોનો આર્તસ્વર એમની છાતીને વીંધી નાખવા લાગ્યો. તેઓ બહાર આવ્યા અને પોતાનો બધો ખજાનો, પોતાના સઘળા દરદાગીના પ્રજાના હિતને સારૂ દુકાળીઆઓને અન્ન આપવા સારૂ ખુલ્લા મૂક્યા. રાજારાણી જાતે પોળોમાં, રસ્તાઓમાં અને ઘેરે ઘેર ફરીને ગરીબોને અન્ન વહેંચવા લાગ્યા એમના દર્શનમાત્રથી રૈયતનું દુઃખ ચાલ્યું જતું, જંગલ, શ્મશાન, ગલી, ચોકું ઘરબાર કોઇ પણ સ્થાન એવું ન રહ્યું કે જ્યાં રાજારાણીએ જાતે જઇને દુ:ખી લોકોને ભોજન નહિ કરાવ્યું હોય ! આ પ્રમાણે પ્રજાની સેવા કરતા કરતાં રાજ્યનો બધો ખજાનો ખાલી થઇ ગયો. વળી પૈસા ખરચીને પણ ખરીદવા ધારે તોપણ દેશમાં અન્નજ ખુટી ગયું હતું, એટલે રાજા અત્યંત નિરાશ થયો હવે એનું ધૈર્ય રહ્યું નહિ. એક દિવસ ભુખ્યો તરસ્યો આખો દિવસ પરિશ્રમ કરીને રાજા ઘેર આવ્યો અને પ્રજાનું દુઃખ સંભારીને મોટે સાદે વિલાપ કરવા લાગ્યો એના નેત્રમાંથી દડ દડ અશ્રુ ટપકતા હતા. રાણી વાક્પુણ્ણા એ સમયે શયનગૃહમાં ઇષ્ટદેવને પ્રાર્થના કરી રહી હતી કે "હે પરમાત્મન્ ! અમારા ઉપર દયા કરો. અમારી ગરીબ રૈયતના દુ:ખનો પાર રહ્યો નથી કરુણાસાગર ! અમારા સામું જુઓ અને એમનું અન્નનું કષ્ટ નિવારણ કરો." જે સમયે રાણી પ્રાર્થનામાં નિમગ્ન હતી તેજ સમયે પતિનો વિલાપ તેને કાને પડયો, અને એ આકુળવ્યાકુળ થઇને રાજાના દીવાનખાનામાં ગઇ અને શોક તથા ચિન્તાનું કારણ પ્રેમપૂર્વક પૂછવા લાગી. રાજાએ આંસુને રોકીને કહ્યું "દેવિ ! મારી તો ખાત્રી થઇ ગઇ છે કે આપણા અપરાધથીજ ગરીબ નિર્દોષ પ્રજા આ અસહ્ય દુઃખ વેઠી રહી છે. હાય ! મારા જેવા અભાગીઆ રાજાને ધિક્કાર છે કે જેની આંખ આગળ દયાને પાત્ર પ્રજા ટળવળી ટળવળીને મરે છે આ પૃથ્વીમાં મારી રાંક પ્રજાને કહીં પણ શરણ રહ્યું નથી. આ ઘોર આફતમાંથી મારી એ લાડકવાઇ રૈયતનું રક્ષણ ન કરી શકું, તો મારૂં રાજા બન્યાનું અને જીવ્યાનું સાર્થકજ શું ? મારાથી બન્યું ત્યાંસુધી મેં એમને બચાવ્યા, અને અન્ન વગર મરવા ન દીધા, પણ હવે શું કરવું ? હવે તો દેશમાં અન્નજ નથી રહ્યું ઘોર દુઃખસાગરમાં ડુબેલી મારી આ પ્રજાનો ઉદ્ધાર કેવી રીતે થાય તેનીજ મને ફીકર છે. સૂર્ય વાદળાઓથી ઘેરાયલો હોવાથી અંધકાર છવાઇ ગયો છે, અને કાળરાત્રીએ ચારે તરફથી વિશ્વને ઘેરી લીધું હોય એવો દેખાવ થઇ રહ્યો છે. બરફના પર્વતોને લીધે ચારે તરફનો માર્ગ રોકાઇ ગયો છે, અને લોકો કહીં આવજા કરી

શકતા નથી માળામા બધ કરેલા પક્ષીના જેવી મારી રૈયતની દશા થઇ છે રાણી ! આ દુકાળે તો મોટા મોટા શૂરવીર, બુદ્ધિમાન અને વિદ્વાનોની બુદ્ધિ ચક્રાવ મા નાખી દીધી છે વહાલિ ! મારા રાજ્યમા એવા અનેક યોગ્ય પુરુષો છે કે જે બહાર જઇને પોતાની સલાહવડે બીજાઓના દુ ખ દૂર કરી શકે, પણ અત્યારે કોઇની બુદ્ધિ કહ્યુ કરતી નથી.

આવી સ્થિતિમા શુ કરવુ એ મને સૂઝતુ નથી, એટલે મે સળગતી આગમાં જ પલાવીને દેહનો નાશ કરવાનો નિશ્ચય કર્યો છે માગમા હવે એટલી શક્તિ નથી રહી કે મારી નજર આગળ રૈયતને નાશ પામતી જોઇ શકુ અહા ! ધન્ય છે એ રાજાને કે જે પોતાની પ્રજાને પુત્રસમાન ગણીને તેમને સુખી જુએ છે અને પોતે સુખમા સુએ છે " આટલુ કહેતા કહેતા રાજાનું હૃદય ભરાઇ આવ્યુ અને એને ગળે ડૂમો બાઝયો પલગપર સૂઇ જઇને મો ઉપર કપડુ ઢાકીને એ ખૂબ રોવા લાગ્યો

પતિના મનની વ્યથા રાણી બરોબર સમજી ગઇ પતિએ ધૈર્યનો ત્યાગ કર્યો એ વખતે રાણી વાક્પુષ્ટાએ હૃદયને કઠણ કર્યું અને પતિને ધીરજ ધર વાનો ઉપદેશ પ્રેમમયી વાણીમા આપવા માડયો " રાજન્ ! પ્રજાના પાપને લીધે આજ આપની આવી અવળી મતિ થઇ છે કે આપ સાધારણ કાયર મનુષ્યોના જેવી વાતો કરી રહ્યા છો. વીર પુરુષને ન છાજે એવો આત્મહત્યાનો વિચારજ તમને કેમ સૂઝયો ? રાજા અસાધ્ય દુ:ખોને દૂર ન કરી શકે તો પછી એની મોટાઇ શેમા છે ? સત્યવ્રત રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની શક્તિ દેવતાઓમાં પણ નથી પતિમા ભક્તિ રાખવી એ સ્ત્રીઓનું વ્રત છે, માહોમાહે દ્રોહ અને કુસપ ન કરવો એ મત્રીઓનુ વ્રત છે, અને સર્વ પ્રકારે પ્રજાનું પાલન કરવું એ રાજાનુ વ્રત છે માટે હે વ્રતધારીઓમા શ્રેષ્ઠ ! ઉઠો ! મારા વચનને મિથ્યા ન માનશો. પ્રજાપાળ ! ચાલો આપની પ્રજાનું ભુખમરાનું દુ ખ ટળી ગયુ એમ સમજો. નિરાશ થઇને પડી રહ્યે નહિ પાલવે. આપણા દેહમા પ્રાણ છે ત્યાસુધી આપણી ફરજ છે કે રૈયતને બચાવવી એક પણ મનુષ્યને મૃત્યુના મુખમાથી બચાવી શકીશું તો આપણા જીવ્યાનુ સાર્થક છે. આપણા બધા પ્રયત્ન જ્યારે નિષ્ફળ જશે, પ્રજાજનોમાથી એકે એક કાળના મુખમા સપડાઇ જશે, ત્યારે બેશક લાચાર થઇને આપણે બન્ને ચિતામા ચડીશું, પણ ત્યાસુધી નિરાશ થવાની કાંઇ આવશ્યકતા નથી. પ્રભુએ આપણી પરીક્ષા લીધી છે એ પરમ દયાળુ પિતા આપની પવિત્ર નિષ્ઠાનો

જરૂર બદલો આપશે જો મે સાચા દિલથી પતિસેવા કરી હશે, જો મે શુદ્ધ મનથી પ્રભુને સેવ્યા હશે તો એ મને અવશ્ય આ સમયે સહાય કરશે.

એટલું કહીને રાણી વાક્પુષ્ટા એકાગ્રચિત્તે પ્રભુપ્રાર્થનામા નિમગ્ન થઇ ગઈ આજે એણે નિશ્ચય કર્યો હતો, કે પ્રભુને મારી પ્રાર્થનાથી સંતુષ્ટ કરીશ, નહિ તો પતિના પહેલા હુંજ આ સંસારનો ત્યાગ કરીશ રાણીએ કલાકના કલાક સુધી દીન પ્રજાની ખાતર પ્રભુની ઉપાસના કરી પુષ્કળ કરગરી અસંખ્ય આસુ પાડયા અશરણના શરણ દીનાનાથ તેની વારે ધાયા.

જોત જોતામા આકાશમાથી કબુતરનો વરસાદ પડયો. નાના મોટા અસંખ્ય કબુતરોના મૃતદેહ દુકાળીઆની પાસે આવીને પડયા અને તેમણે અનેક દિવસ સુધી તેનાથી પોતાની ભૂખ શમાવી.

રાજતરંગીણીકારનું અનુમાન છે કે એ પતિવ્રતા રાણીએ પોતાના પુણ્યપ્રભાવથી કબુતરના જેવા કોઇ બીજાજ પદાર્થની વૃત્તિ કરાવીને પ્રજાનું સંકટ ટાળ્યું હતુ, કેમકે પ્રાણીમાત્ર ઉપર દયા રાખનાર અને અહિંસાનું વ્રત ધારણ કરનારા રાજારાણી અસંખ્ય કબુતરોની હિંસાનું કલંક પોતાના ઉપર લાગવા દે એ સંભવિત નથી અમારા અનુમાન પ્રમાણે અતિશય બરફ પડવાથી પક્ષીઓ મોટી સંખ્યામા મરણ પામેલા હોવા જોઈએ, અને જ્યા પેટની આગ હોલાવવાનોજ પ્રશ્ન ગ્હોય ત્યા મનુષ્ય વિધિનિષેધનો બહુ વિચાર કરવા રહેતો નથી એ સંકટના સમયમા કાશ્મીરવાસીઓએ કબુતરના માંસથી ઉદરજ્વાળા શાંત કરી હોય તો એમા આશ્ચર્ય જેવું કાંઈ નથી. અસ્તુ !

થોડી વારમા આકાશ નિર્મળ થઇ ગયુ અને રાજાના શોકની સાથે સાથે દુકાળની પણ શાન્તિ થઈ ગઇ

રાજાએ રાણી વાક્પુષ્ટાને પોતાની રૈયતની રક્ષક ગણીને ઘણો ધન્યવાદ આપ્યો

રાણી વાક્પુષ્ટા પુણ્યની મૂર્તિ હતી એણે બ્રાહ્મણોને માટે ઘણી સામગ્રી સહિત બે વિશાળ અગ્રહાર બંધાવ્યા, ત્યા આગળ ગરીબોને અને બ્રાહ્મણોને છુટે હાથે અન્ન વહેંચવાની યોજના હતી. સેંકડો વર્ષો સુધી એ અગ્રહારમા વટેમાર્ગુઓ આશ્રય લેતા અને રાણી વાક્પુષ્ટાને આશીર્વાદ આપતા.

રાજા તુંજીન છત્રીશ વર્ષ સુધી રાજ્ય કરીને ભરયુવાવસ્થામા પરમધામ સિધાવ્યા, એટલે પતિવિરહથી પીડિત થઈને રાણી વાક્પુષ્ટાએ પ્રાણ ત્યજી દીધો જે સ્થળે એ પતિવ્રતા રાણી સતી થઇ હતી, એ સ્થાન હજુ પણ વાક્પુષ્ટાટવીના નામથી પ્રસિદ્ધ છે.

રાજારાણી નિઃસંતાન મરણ પામ્યા, પણ એમનો યશ ચિરંજીવ છે.



# रत्न ११ मुं–देवस्मिता



દેવસ્મિતા ધર્મગુપ્ત નામના એક વાણિયાની કન્યા હતી ધર્મગુપ્ત દેવનગરીનો નિવાસી હતો બાલ્યાવસ્થામાજ તેણે કન્યાને પોતાની શક્તિઅનુસાર વાચતાલખતા શિખવ્યુ હતું દેવસ્મિતા રૂપવતી, ગુણવતી, અને સુશીલ, ધર્માત્મા સ્ત્રી હતી રામાયણ અને મહાભારતની કથાઓ ઉપરાત બૌદ્ધ ધર્મની કથાઓ પણ તે સારી પેઠે જાણતી હતી જ્યારે દેવસ્મિતા જુવાન થઇ ત્યારે ધર્મગુપ્તે તામ્રલિપ્તી નગરીના મણિભદ્ર નામના એક સુદર અને ધાર્મિક યુવક સાથે એનુ લગ્ન કરી દીધુ પતિપત્નીમા ઘણો મજબૂત પ્રેમ બધાયો દેવસ્મિતા પતિવ્રતા સ્ત્રી હતી ઘરના બધા માણસો એનાથી પ્રસન્ન હતા ધર્મનુ શિક્ષણ મળેલુ હોવાથી એ સાધુસન્ત અને સન્યાસીઓની સેવા અને સહાયતા કરતી હતી ભૂખ્યો તરસ્યો જે કોઇ જઇ ચડે તેનો સત્કાર કરતી હતી આડોશીપાડોશીની વહુદીકરીઓપર એનો વિશેષ પ્રેમ રહેતો હતો. એ સવારના પહોરમા ઘણુ વહેલી ઉઠતી અને સ્નાન કરીને સૌથી પહેલા સાસુ અને ઘરની વડીલ સ્ત્રીઓને પગે લાગતી પછી ઘરનુ કામકાજ કરવામા ગુથાતી સાસુસસરાને એ પોતાના કામકાજ અને સેવાથી એવા પ્રસન્ન રાખતી કે તેઓ એનેજ ઘરની માલિક ગણતા અને એને પૂછયા વગર પાણી પણ નહોતા પીતા. એ જ્યારે પડોશની સ્ત્રીઓને મળવા જતી ત્યારે એમને ધર્મનુ શિક્ષણ આપતી દેવાલયમા જતી આવતી તો ત્યા પણ ખાલી ટાહેલા અને કાથાકુથલી કરવાને બદલે ધર્મ અને નીતિસબધીજ વાતચીત કરતી. સાસરે આવ્યા પછી થોડા દિવસોમાજ એણે બધાને પોતાને વશ કરી લીધા બધા એને ખરા અ ત:કરણથી ચાહતા હતા એનો બીજાઓ ઉપરનો પ્રેમ તથા ધર્મ ઉપરનો પ્રેમ અને પૂજાપાઠ જોઇને એના સાસુસસરા વારવાર કહ્યા કરતા હતા કે આ વહુ અમારા કુળને પવિત્ર અને ઉજ્જવળ કરનારી દેવી છે.

વિવાહ થયા પછી કેટલાએ વર્ષો સુધી એમનુ જીવન આનદમા વ્યતીત થયુ, પરન્તુ એવામા દૈવવશ એના સસરાનુ મૃત્યુ થયુ. એમના મરી ગયાથી સાસુને સસાર ઉપર વૈરાગ્ય ઉપજ્યો અને ઘરખટલાનો બધો ભાર વહુ દેવસ્મિતા ઉપર નાખીને પોતે ઈશ્વરભજન કરવા લાગ્યા દેવસ્મિતાએ એ ભાર

ઘણી ખુશીથી ઉપાડી લીધો સાંજના પહોરની એ રોજ સાસુને ધર્મપુસ્તકો વાચી સંભળાવતી હતી. મણિભદ્ર જે આટલા દિવસ બાપના રાજ્યમા સુખ-ચેનમા દિવસ ગાળતો હતો તેને પિતાના મૃત્યુથીજ શોક થયો, કારણ કે હવે ધંધારોજગારની બધી જવાબદારી એને માથે આવી પડી

મણિભદ્ર ધીરજ ધરીને બાપની જગ્યાએ દુકાને બેઠો એ પણ વાણિયા-નો છોકરો હતો એટલે વેપારમા ઘણો હોશિયાર હતો. એના મિત્રો વેપારને માટે પરદેશ જવા લાગ્યા ત્યારે એને પણ સાહસ ખેડવાની ઇચ્છા થઇ. દેવ-સ્મિતાને પતિના વિયોગથી ઘણું દુ:ખ થયુ પણ એ વેપાર તે પતિનો ધંધો છે અને દેશાવર ખેડયા વગર વેપારની પૂરી માહિતી મળતી નથી, તથા પૂરતો પૈસો પેદા થતો નથી એવું વિચારીને એણે પોતાનો ખેદ હૃદયમા છુપાવી રાખીને પતિને પ્રસન્નવદને વિદેશ જવાની રજા આપી છુટા પડતી વખતે પતિપત્નીએ પોતપોતાની વીંટીઓ એકબીજાને પહેરાવી કે જેથી હમેશાં એમને પરસ્પર પ્રેમનું સ્મરણ થયા કરે.

જે દિવસે મણિભદ્ર પરદેશ ગયો તેજ દિવસથી દેવસ્મિતાએ બધા અલં-કારો ઉતારીને પેટીમા મૂકી દીધા, અને સાદા વસ્ત્ર પહેરીને એ દિવસ ગાળવા લાગી ઘરના કામકાજથી જ્યારે ફુરસદ મળતી ત્યારે તે સાસુ પાસે જઈને બેસતી અને એમની આગળ ધર્મનાં પુસ્તકો વાચવામા વખત ગાળતી.

મણિભદ્ર વહાણમા બેસીને કટાહ નામના નગરમા ગયો અને ત્યા દુકાન કરીને વેપારધંધો ચલાવવા લાગ્યો ત્યા એને બે ચાર દુરાચારીઓ સાથે દોસ્તી બંધાઇ. બપોરે દુકાનમાથી ફુરસદ મળતી ત્યારે એ લોકો સાથે બેસીને દારૂ પીતા અને ખરાબ અસભ્ય કામોમાં પોતાનો વખત ગાળતા. એ મિત્રો ઘણાજ દુરાચારી, અસભ્ય અને ખરાબ ચાલચલણના હતા. એક દિવસ તેઓ દારૂ પીને મસ્ત બન્યા હતા ત્યારે સ્ત્રીઓનીજ નિંદા કરવા લાગ્યા. મણિભદ્ર પણ નશામા ચકચૂર હતો. તેણે કહ્યું 'તમે જૂઠા છો સ્ત્રીઓ ઘણી ભલી અને સુશીલ હોય છે, મારી સ્ત્રી એટલી બધી સતી છે, કે લોકો એને દેવીની માફક પૂજે છે. એ દુષ્ટ મિત્રોએ મણિભદ્રના ઘરનું ઠામઠેકાણું પુછી લીધું અને પાછળથી એ લોકોએ એવો ઠરાવ કર્યો કે તામ્રલિપ્તી નગરમા જઈને મણિ-ભદ્રની સ્ત્રીને છેતરીને તેનું સતીત્વ ભ્રષ્ટ કરવું અને પછી મણિભદ્રને શરમાવવો.

આવો વિચાર કરીને એ દુરાચારીઓ તામ્રલિપ્તી નગરમાં આવ્યા અને એક બુદ્ધ મંદિરની ધર્મશાળામા ઉતારો રાખ્યો, અને ધીમે ધીમે પોતાના

અન્યાયી કામની જાળ ગુંથવા લાગ્યા એમણે વિચાર્યું કે કોઈ સ્ત્રીની મદદ વગર એવા કામમા ફાવી શકાય નહિ માટે એ મંદિરમા એક બૌદ્ધ સંન્યાસિની રહેતી હતી, તેને પૈસાટકાની લાલચ આપીને પોતાના પક્ષમાં લીધી એણે જ્યારે એ કામ પાર ઉતારી આપવાની ખાત્રી આપી ત્યારે એ હરામખોરો ઘણા ખુશ થઇ ગયા, અને મનમા વિચારવા લાગ્યા કે 'એ ઉંચા કુળની વધૂ આ સંન્યાસિનીના ફંદામાથી નહિ છૂટે, એટલે થોડા દિવસ પછી અમે મણિભદ્રને સ્ત્રીઓની નીચતા અને બેવફાઇ સાબિત કરી આપી શકીશું '

એ વૃદ્ધ સંન્યાસિનીને બરોબર શિખવીને એ દુષ્ટોએ દેવસ્મિતાને ઘેર મોકલી સુશીલ, પુણ્યવતી દેવી દેવસ્મિતાએ તપસ્વિની જાણીને એનો સારો આદરસત્કાર કર્યો, અને દયા લાવીને પૂછ્યુ કે ' આજે આપે અહિ પધારવાની તસ્દી શામાટે લીધી ? '

એ ઢોંગી વૃદ્ધ સાધુડી પોતાની મતલબ છુપાવીને બહારથી ધર્મની વાતો કરવા લાગી દેવસ્મિતાએ એની ધર્મસંબંધી વાતોથી પ્રસન્ન થઇને એનો ઘણો સત્કાર કર્યો અને કદિ કદિ આવતા જતા રહેવાની વિનતિ કરી એ ડોશીને તો એટલુ જ જોઇતું હતું એણે જાણ્યુ કે હવે મારી મનોકામના પરી થવાની એ દિવસથી એ રોજ દેવસ્મિતાને ઘેર જવાઆવવા લાગી

જ્યારે પરસ્પર વધારે પરિચય થઇ ગયો ત્યારે એ વૃદ્ધ સંન્યાસિનીએ વાતવાતમા દેવસ્મિતાના યૌવન અને પતિવિયોગસંબંધી વાત કહાડીને દિલગીરી જણાવી બિચારી ભોળી યુવતી આ કર્કશાના છળપ્રપંચમા શું સમજે? એ તો એમજ જાણતી હતી કે આ સંન્યાસિની એક બેનપણીતરીકે વાતો કરે છે, અને એને લીધે એણે એની વાતો ઉપર બહુ ધ્યાન ન આપ્યુ એક દિવસ જ્યારે દેવસ્મિતા એકલી બેઠી હતી ત્યારે એણે લાગ જોઇને પેલા કટાહ દેશથી આવેલા ચાર જુવાન બદમાશ વેપારીઓને ઇશારો કર્યો અને સતીને કહ્યું કે એ યુવકો તારા વિરહથી વ્યાકુળ થઇ રહ્યા છે અને તું એકવાર તેમની તરફ પ્રેમથી ઝાખે એવી તેમની ઇચ્છા છે

બુઢ્ઢી તપસ્વિનીની આવી હલકી વાત સાભળીને દેવસ્મિતા ચમકી ઉઠી. હવે એને એ દુષ્ટાના આવવાનું ખરૂં કારણ સમજાયું તેણે સમયસૂચકતા વાપરીને, હસીને કહ્યું ' ઠીક, હું કાલે તમારી વાતનો જવાબ આપીશ. બુઢ્ઢી ચાલી ગઇ, અને મનમાને મનમા પ્રસન્ન થઇને ઘણી ફૂલાઈ જવા લાગી. એને ખાત્રી થઇ કે હવે તો સતીને ફસાવી છે અભિમાનસાથે એણે પોતાના મેમાનોને

એ વાત જણાવી. એ લોકો પણ આનંદના દરિયામા ગરકાવ થઈ ગયા

દેવસ્મિતાએ બુઠ્ઠીના ગયા પછી બધી હકીકત પોતાની સાસુને કહી સંભળાવી. સાસુએ કહ્યુ ' કાલથી એને ઓટલે ન ચડવા દઇશ ' પણ દેવસ્મિતા ઘણી ચતુર હતી એણે વિચાર્યું કે ' એ બધા હરામખોરોને સજા કર્યા વગર ન છોડવા જોઇએ ' એણે સાસુને સમજાવીને રાતે એ વાણીઆઓને પોતાને ઘેર બોલાવવાની રજા માગી લીધી

બીજે દિવસે જ્યારે એ બુઠ્ઠી આવી ત્યારે દેવસ્મિતાએ તેને હસીને કહ્યું કે ' ઠીક, એ યુવકોને આજે અમુક સ્થળે લઈ આવજો હુ એમને પૂછીશ કે તેઓ મને શામાટે મળવા માગે છે '

રાતે બધા સુઈ ગયા એટલે એ વૃદ્ધ સંન્યાસિનીએ એકે એકે એ ચારે યુવકોને ઘરમા પેસાડયા એ ઓરડામા દેવસ્મિતાએ પોતાના બે વિશ્વાસુ નોકરોને પણ રાખ્યા હતા તેમના હાથમા તપાવેલા લોઢાના કુતરાના પંજા હતા ઘરમા પેસનાવારજ એ નોકરોએ એ દુષ્ટોના માથામા એ કુતરાના પંજાના ડામ દીધા, અને રાતમા ઉપરથી એમને નીચે ફેંકી દીધા એમની ઘણીજ દુર્દશા થઈ સૂર્ય ઉગતા પહેલા એ લોકો શરમાઈને મંદિરમાથી ચુપચપા ચાલ્યા ગયા, અને એ વૃદ્ધ સંન્યાસિનીને પણ પોતાની વિગત કહી ન શકયા. માથા ઉપરના ડામ કોઈ જુએ નહિ માટે માથે કપડુ બાંધી દીધુ.

દેવસ્મિતાએ બીજે દિવસે એ સંન્યાસિનીને બોલાવીને ખૂબજ ધમકાવી અને કહ્યુ કે 'તું આ પ્રમાણે લોકોને છેતરવા માટેજ સંન્યાસિનીનો વેશ ધારણ કરે છે ? ધિક્કાર છે તને ! વેશ તો સાધુનો રાખે છે અને ધંધો કુટણીનો કરે છે ! તું ઇન્દ્રવર્ણાના ફળ જેવી છે, કે જે દેખાવમા સુંદર પણ અંદરથી કડવું ઝેર. તારા ચાર બદમાશોને તો મે ખુબ સ્વાદ ચખાડયો છે. હવે બોલ, તારી શી વલે કરૂં ? કે જેથી તારા જેવી ઢાગી સ્ત્રીઓ હવેથી ચેતીને ચાલે?'

એ બુઠ્ઠી ડરી ગઈ અને રોતે રોતે દેવસ્મિતાને પગે પડી. એની સાસુ વચ્ચે પડી પણ દેવસ્મિતાએ કહ્યુ ' નહિ, સાસુજી એને તો સજા કરવીજ જોઇએ. દુષ્ટોને વ્યાજબી સજા નહિ કરવાથી પાપ વધતુ જાય છે અને [illegible] ધર્મકર્મનો લોપ થઈ જાય છે. '

આખરે સાસુજીની સલાહથી એણે એ બુદ્ધમંદિરના [illegible] અને એ સંન્યાસિનીનુ પોગળ વિસ્તારથી કહી સંભળાવ્યું [illegible] આપી કે એ ડોસીને હવેથી એ મંદિરમાથી [illegible]

બીજા સાધુ તથા સંન્યાસિનીઓ ઉપર ચાપતી દેખરેખ રાખવી, જેથી તેઓ સંસારી મનુષ્યોના આચરણને બગાડી ન શકે. પુજારીએ એમનું કહ્યું માનીને એ ડોકરીને મંદિરમાંથી કહાડી મૂકી

આ બનાવ બન્યા પછી બે ચાર દિવસે દેવસ્મિતાને વિચાર આવ્યો કે એ બદમાશો કંઈ સંપ કરીને પરદેશમાં મારા પતિ ઉપર મારી દાઝ ન કહાડે, તેથી એણે પોતાની સાસુને કહ્યું કે ' બા ! તમારા પુત્રના સમાચાર ઘણા દિવસ થયા આવ્યા નથી એ ચારે વાણીઆઓ એમના દોસ્ત હતા અને એમને પ્રસાદી ચખાડી છે એટલે મને શંકા રહે છે કે એ લોકો મારૂં વેર એમના ઉપર ન લે ! આપ આજ્ઞા આપો તો હું પોતે પરદેશમાં જઇને એમનું રક્ષણ કરૂં અને ક્ષેમકુશળ એમને લઇને પાછી આવું સાસુએ પહેલાં જરા આનાકાની કરી પણ પછીથી વિચાર કર્યો કે વહુ ધર્માત્મા છે, એને કાંઈ પણ વિઘ્ન આવવાનો સંભવ નથી પછીથી એમણે વહુને પતિની શોધમાં જવાની રજા આપી

દેવસ્મિતાએ સાસુને પગે પડીને આશીર્વાદ લીધો, તથા પોતાની દાસીઓને સાથે લઇને પુરુષના વેશમાં વહાણમાં બેસીને એ કટાહ બંદર પહોચી, અને પોતાના પતિની દુકાનની પાસે મકાન ભાડે રાખીને ઠાઠમાઠથી રહેવા લાગી મણિભદ્રે એને જોઇ, એણે જાણ્યું કે એનો ચહેરો પોતાની સ્ત્રીના જેવો છે, પણ તેનો વેશ પુરુષનો હોવાથી એને જઇને મળવાનું કે વાતચીત કરવાનું સાહસ એનાથી ન થયું ... મ જાણ્યું કે, આ કોઈ મારા દેશના શેઠિયાનો ...

...રંગમાં રંગાઈ ગયો હતો. એના જે ચાર ...ગ્યા હતા, તેમણે દેવસ્મિતા ઉપર વેર ...ગબ ગપો મારી અને એમ કરીને મણિ... ખરાબ અભિપ્રાય બેસાડયો. દેવસ્મિતા ...ની વાતો શિખી અને પછી એક દિવસ ' મારા ચાર ગુલામો નાસી આવીને ... તપાસ કરીને એમને મારે સ્વાધીન ...ર્માત્મા અને નીતિકુશળ હતો એણે ...હ્યું ' તારા ગુલામોનો પત્તો દેખાડ ... કરીશું. ' દેવસ્મિતાએ એ ચારેનાં ... પ્રસિદ્ધ અને ધનવાન શેઠ સાહુ-

કારોના પુત્ર હતા પહેલા તો કોઇને એની વાત ઉપર વિશ્વાસ ન આવ્યો પણ એમને પકડી મંગાવ્યા પછી રાજાએ પુરુષવેશધારી દેવસ્મિતાને પૂછ્યુ કે 'જેમને તુ દાસ કહે છે એ તો મારા રાજ્યના ધનાઢ્ય શાહુકારોના પુત્રો છે તું છેતરાય છે એમનુ અપમાન કરવાની કસુરમા તું પોતે કઇ ફસાઈ ન જાય '

દેવસ્મિતાએ કહ્યુ 'મારા દાસોના માથામા કુતરાના પંજાનુ ચિન્હ હોય છે.' આ લોકોએ પાઘડીની નીચે એ ચિન્હને સંતાડી દીધું છે. આપ એમની પાઘડી ઉતરાવીને જાતે જુઓ કે એ મારા દાસ છે કે નહિ ? જ્યારે રાજાની આજ્ઞાનુસાર તેમની પાઘડીઓ ઉતારવામા આવી ત્યારે એમના માથા ઉપર બરેખાત કુતરાના પંજાના ચિન્હ દેખાયા. બધા એ ચિન્હ જોઇને ઘણા આશ્ચર્ય પામ્યા. રાજાએ ઘણીયે વાર એ યુવકોને એ ચિન્હોના સંબંધમા ખુલાસો પૂછયો પણ શરમના માર્યા એ ચારે જણા ચુપ રહ્યા. પોતાના બચાવમા એ એક પણ શબ્દ ન બોલી શકયા

દેવસ્મિતાથી હવે ન રહેવાયુ. એણે એ પાપીઓના અન્યાયની તથા તેમને પડેલા મારની વાત મૂળથી માંડીને કહી સંભળાવી. રાજા એની વાત સાભળીને ક્રોધથી તપી ગયો અને એ અપરાધમાં એમને ચારેને કેદની સજા કરી, પરંતુ જ્યારે એમના માબાપોએ દેવસ્મિતાને પગે પડીને વિનયપૂર્વક ક્ષમા માગી ત્યારે એણે રાજાને વિનતિ કરીને એ લોકોની સજા માફ કરાવી.

રાજાએ સતી દેવસ્મિતાના પતિવ્રત ધર્મના ઘણા વખાણ કર્યાં, અને બહુ ધન તથા અલંકાર આપીને એને માન પૂર્વક તામ્રલિપ્તી નગરમા વિદાય કરી મણિભદ્ર પણ પોતાની સ્ત્રીનુ ચરિત્ર સાભળીને ઘણો પ્રસન્ન થયો, તેની બધી શંકાઓ જતી રહી અને એ પણ પોતાની પત્ની સાથે ઘેર ગયો.

મણિભદ્રની માતાને જ્યારે દેવસ્મિતાના બધા વૃત્તાતની ખબર પડી ત્યારે તેણે વહુને છાતી સરસી ચાપીને, પોતાના હ્રદયને ઠંડુ કર્યું, અને પ્રસન્ન થઈ જઇને કહ્યુ ' વહુ ! તું દેવી છે ઇશ્વર તારા સૌભાગ્યને અચળ રાખે. તારા જેવી દેવીઓથી સ્ત્રીજતિની પ્રતિષ્ઠા વધે છે ' નગરવાસીઓએ જ્યારે આ સમાચાર સાભળ્યા ત્યારે તેમના પણ આનંદનો પાર રહ્યો નહિ દેવસ્મિતા માટે તેમના હ્રદયમા વિશેષ પ્રેમ ઉત્પન્ન થયો.

જે દેશ અને જે જાતિમા એવી ધર્માત્મા સ્ત્રીઓ ઉત્પન્ન થાય છે તે દેશ અને તે જાતિને ધન્ય છે !

# रत्न १२ मुं–भारती




મી શ કરાચાર્ય જે વખતે બૌદ્ધધર્મના પાશમાથી હિન્દુધર્મને છોડાવવા માટે પ્રયત્ન કરી રહ્યા હતા, અને પોતાનો વેદાન્ત મત પ્રતિપાદિત કરવાને દેશમા ઠેકાણે ઠેકાણે ભ્રમણ કરી રહ્યા હતા, તે વખતે તેમને એ ધર્મપ્રચારના કાર્યમા એક સ્ત્રીએ ઘણી મદદ આપી હતી. એ રમણી મણ્ડનમિશ્ર નામના પ ડિતની સ્ત્રી ભારતીદેવી હતી ભારતી એક મહાન્ વિદુષી સ્ત્રી હતી

મ ડનમિશ્ર સાથે શ કરાચાર્યને એક વખત શાસ્ત્રસ બધી વાદવિવાદ થયો એ વાદવિવાદ કરતા પહેલા શ કરાચાર્યે પ્રતિજ્ઞા કરી હતી કે હુ આ વાદવિવાદમા હારૂ તો મારે સ ન્યાસ ત્યજી દેવો અને મ ડનમિશ્રના શિષ્ય થઇને રહેવુ, અને મ ડનમિશ્રે પ્રતિજ્ઞા કરી હતી કે જો હુ વાદવિવાદમા હારૂં તો મારે સ સારનો ત્યાગ કરીને શ કરાચાર્યના શિષ્ય બનવુ બન્ને ધુરધર પ ડિત હતા એટલે એમનો વાદવિવાદ કાંઈ સાધારણ હોય એમ તો બનેજ નહિ. હવે આ વાદવિવાદમા મધ્યસ્થ કોણ થાય ? બન્ને પ ડિતોનો ફેસલો આપવાની શક્તિ ધરાવનાર મહાપ ડિત કોણ હોય ?

પરન્તુ એ લોકોને મધ્યસ્થની શોધમા ઘણે દૂર જવું પડયું નહિ. મ ડનમિશ્રની સ્ત્રી ભારતીદેવીને એ સન્માન આપવામા આવ્યુ એ ઉપરથીજ સમજી શકાશે કે એ કેટલી બધી વિદ્વાન હશે

તર્ક શરૂ થઇ ગયો ભારતી જયમાળા હાથમા પકડીને બેસી રહી એ માળા કોના ગળામા અર્પણ કરવી, કોણ એ જયમાળા પહેરવાને યોગ્ય છે, એનો એ ધીરજથી નિર્ણય કરતી બેસી રહી બન્નેએ યોગ્ય મધ્યસ્થના હાથમાજ પોતાનો કેસ સોપ્યો હતો ભારતીદેવી પણ પોતાની જવાબદારી સમજતી હતી તેણે જોયું કે સ્વામી મ ડનમિશ્ર પોતાનો પક્ષ સમર્થન કરવામા નિષ્ફળ નીવડયો છે એટલે વગરસ કોચે તેણે વિજયમાળા શ કરાચાર્યને પહેરાવી દીધી

સ્વામીને પરાજીત થયેલા જોઇને ભારતીએ કહ્યુ ‘હવે મારી સાથે તર્ક યુદ્ધમા અગ્રેસર થાઓ મને જીતો ત્યારે તમે પૂરા જીત્યા કહેવાશો ’ રમણીના મુખમાથી આવી સ્પર્ધાના વચનો નીકળ્યાથી શ કરાચાર્ય ચમકી ગયા.

આખરે શકરાચાર્ય અને ભારતીદેવી વચ્ચે શાસ્ત્રાર્થ શરૂ થયો ભારતી પ્રશ્ન પૂછવા લાગી, શકર તેના ઉત્તર આપતા ગયા પછી શકર પ્રશ્ન પૂછતા ગયા અને ભારતી તેના ઉત્તર આપતી ગઈ આ પ્રમાણે રાતદિવસ શાસ્ત્રાર્થ કરતા કરતા મહિનાઓ વીતી ગયા, પણ ભારતી જરાપણ થાકી નહિ તેણે શંકરાચાર્યને જીતીને ઉઠવાનો વિચાર કર્યો હતો શકરાચાર્ય પણ તેનું પાડિત્ય ધૈર્ય તથા અધ્યવસાય જોઇને સ્તભિત થઈ ગયા, મનમા વિચારવા લાગ્યા કે હુ ઘણા પડિતો સાથે વાદવિવાદમા ઉતર્યો છુ પણ આવો શાસ્ત્રાર્થ આજ સુધી કોઈની સાથે થયો નથી. ભારતીદેવી એક પણ પ્રશ્ન છોડતી નહિ. એક દલીલ પૂરી થતી તો બીજી દલીલ રજુ કરતી, પણ એ શંકરાચાર્યને કોઇ પણ રીતે હરાવી શકી નહિ આખરે ભારતીએ રતિ–શાસ્ત્ર સબધી પ્રશ્ન શરૂ કર્યો એટલે શકરે નિરાશ થઇને કહ્યુ હુ સસારત્યાગી છુ. રતિશાસ્ત્રનુ મને જરાપણ જ્ઞાન નથી ભારતીદેવી જય પ્રાપ્ત કર્યાના હર્ષથી ઉઠીને ઉભી થઇ.

પ્રતિજ્ઞા પ્રમાણે પરાજીત મડનમિશ્ર સસારત્યાગ કરીને શંકરાચાર્યનો શિષ્ય થયો ભારતીદેવી પણ સ્વામીની અનુવર્તિની થઇ શકરાચાર્યે આ શાસ્ત્રાર્થમા વિજયી થઇને ફક્ત મડનમિશ્રનેજ મેળવ્યો એમ નહિ પણ ભારતીદેવી જેવી વિદુષી સ્ત્રીને પણ પોતાના પક્ષમાં લીધી શંકરાચાર્યના ધર્મપ્રચારના કાર્યમા ભારતી જેવી રમણીઓની મદદની ઘણી જરૂર હતી ભારતીએ ખરા અતકરણથી શંકરાચાર્યને એ કામમા મદદ આપી. શકરાચાર્ય પણ તેની કદર જાણતા હતા જીવનની છેલ્લી ઘડી સુધી એ શંકરાચાર્યના કામકાજમાજ ગુથાયલી રહી હતી શૃગેરીમા શકરાચાર્યે તેને માટે એક મદિર બધાવી આપ્યુ હતું ત્યા એ પાછલી વયમા રહેતી હતી

## रत्न ९३ मुं–भामती




શ્રીમાન્ શકરાચાર્ય સ્વામીના ભાષ્ય ઉપર ટીકા કરનાર વિદ્વાન્ વાચસ્પતિમિશ્રની પ્રિય પત્ની હતી. એ ઘણી વિદુષી, પતિવ્રતા, લજ્જાવતી, વિનયી, નમ્ર અને બુદ્ધિશાળી હતી. વાચસ્પતિ મહાશયની પેઠે એ પણ ધર્મપરાયણ હતી પતિને શાસ્ત્રચર્ચામા મદદ કરવી એને ભામતી પોતાનું મુખ્ય કર્તવ્ય ગણતી હતી.

વિદ્યાનુરાગી લેખકો અને કવિઓ પોતાના કામમા એવા લીન થઈ જાય છે કે, એમને રાતદહાડાનું ભાન રહેતું નથી આધુનિક સમયમા પણ એવા એકાગ્ર ચિત્તવાળા લેખકો અને શોધકોના દષ્ટાંતો આપણે પાશ્ચાત્ય દેશોમા ઘણા જોઇએ છીએ. વાચસ્પતિ પણ એવાજ એક વિદ્વાન્ હતા ભાષ્ય ઉપર ટીકા કરવાના કામમા એ બીલકુલ તલ્લીન થઈ જતા હતા એટલે સુધી કે જ્યારે એમને ભોજનને માટે સભારવામા આવતુ ત્યારેજ એ ભોજન કરતા અને ભોજન કરી ચૂકયા પછી પાછા એના એ કામમા લીન થઇ જતા

જે સમયે ભામતી પરણીને સાસરે આવી, તે સમયે પણ વાચસ્પતિ મિશ્રની આવીજ દશા હતી. એ વખતે એ શાકરભાષ્ય ઉપર ટીકા રચી રહ્યા હતા. ભાષ્યના અર્થનો વિચાર કરવામા, તેને બીજા ગ્રથો સાથે સરખાવવામા તથા ભાષ્યનો અર્થ સુસ્પષ્ટ કરીને લખી કહાડવામા તેમનું એટલું બધુ ધ્યાન રહેતું કે ઘરસસારનું એમને કાઇ પણ ભાન નહોતુ એ વખતે મિશ્રજી યુવાન હતા અને મિશ્રાણી ભામતી પણ યુવાવસ્થામાં પ્રવેશ કરી ચૂકી હતી, પરન્તુ કામલાલસાએ કોઇ દિવસ તેમના ચિત્તને ટીકા રચવાના કાર્યમાથી આકર્ષિત કર્યું નહોતું. બન્ને જણા સાથે રહેતા હતા, શયનગૃહમા બેસીને પણ વાચસ્પતિ મહારાજ ટીકા કરવાનુ કાર્ય કરતા અને ભામતી તેમને માટે બધી સામગ્રી તૈયાર કરી આપતી આ પ્રમાણે પુસ્તકો રચવામા બન્નેની યુવાવસ્થા તો વીતી ગઇ અને પ્રૌઢાવસ્થા આવી પહોચી, પણ પતિને વાચવા લખવામા વિઘ્ન આવે એમ ધારીને ભામતીએ સાસારિક સુખની કદી પણ અભિલાષા કરી નહિ.

ભાષ્ય પૂરૂ થવા આવ્યુ એ અરસામા એક વખત આખી રાતનો ઉજાગરો કરવાથી ભામતીને જરાક ઊંઘ આવી ગઈ, અને વાચસ્પતિ મહારાજ જે દીવાના અજવાળામા બેસીને ટીકા લખી રહ્યા હતા તે દીવામા તેલ ન રહ્યાથી દીવો હોલવાઈ ગયો. તરત એમણે મો ઉચુ કર્યું તો નિદ્રાવશ ભામતી ઉપર તેમની દૃષ્ટિ પડી પત્નીને સુતેલી જોઈને પહેલા તો આશ્ચર્ય પામ્યા પણ પછીથી પ્રેમભાવથી બોલી ઉઠયા “ સુદરી ! તને ધન્ય છે ! તેં આખરે મને જીતી લીધો તારી મદદથીજ હું આ કામ સમાપ્ત કરી શકયો છુ. તે મને આ ટીકા રચવામા જે મદદ આપી છે, તથા મારે માટે જે અસાધ્ય પરિશ્રમ ઉઠાવ્યો છે, તેથી પ્રસન્ન થઇને હું આ ટીકાનું નામ ભામતી ટીકા રાખુ છુ ”

આટલું કહીને વાચસ્પતિએ પોતાની ટીકાનું નામ ભામતી ટીકા પાડ્યું તથા પત્નીનો ઘણોજ આભાર માન્યો

એકદમ નિદ્રા આવી જવાથી ભામની ઘણી શરમાઇ ગઇ અને હાથ જોડીને પતિને કહેવા લાગી ' પ્રાણનાથ ! મને ક્ષમા કરો ' મને નિદ્રા આવી જવાથી આપના કામમા વિઘ્ન પડ્યું છે એ મારો દોષ છે. મને એને માટે ઘણો પશ્ચાત્તાપ થાય છે તમારી સાથે જ્ઞાનચર્ચા કરવામાજ મારી સર્વ ઇચ્છાઓ તૃપ્ત થઇ છે હવે સાસારિક સુખ ભોગની મને ઇચ્છા નથી. આપને લીધે મને જે લાભ મળ્યો છે તેને માટે હુ આપની ઘણીજ ઉપકૃત છું. '

વાચસ્પતિ બોલ્યા ' ધન્ય છે તને, સતિ ! તેં મારા દોષ તરફ જરા પણ લક્ષ્ય આપ્યું નથી, છતે પતિએ તારૂ યૌવન નિરથક ગયું તેને માટે તે મારી નિંદા કરી નથી, બલ્કે ઉલટો મારો ઉપકાર માને છે. ધન્ય છે તારા શાણપણને ' તારા જેવી પતિવ્રતા અને પતિને પ્રસન્ન રાખનારી સ્ત્રીઓ ઘણા થોડા મનુષ્યોના ભાગ્યમા હોય છે '

ભામતીએ હાથ જોડીને કહ્યું ' સ્વામીનાથ ! આપ આવા વચનો કહીને મને શરમાવશો નહિ પતિની સેવા કરવી એ તો સ્ત્રીઓનો મુખ્ય ધર્મ જ છે પછી મે એમા અધિક શું કર્યું છે કે આપ આટલી બધી પ્રશંસા કરો છો ? મે જે કાઇ કર્યું છે તે પોતાનો ધર્મ ગણીને કર્યું છે, વખાણ કરાવવા સારૂ નથી કર્યું. મહારાજ ! તમે તો જ્ઞાની છો જાણો છો કે બ્રહ્મવૈવર્ત પુરાણમા કહ્યુ છે કે.–' દેવપૂજા, વ્રત, દાન, તપ, ઉપવાસ, જપ, તીર્થસ્નાન, યજ્ઞ, આખી પૃથ્વીની પ્રદક્ષિણા, બ્રાહ્મણ અને અતિથિસત્કાર એ બધી વાતો પતિસેવાના સોળમા ભાગની પણ બરોબર નથી.' વળી કહ્યુ છે કે–' પતિવ્રતા સ્ત્રીએ પતિને દેવતુલ્ય ગણીને સદા તેના હિતકારી કાર્યો કરવા જોઇએ, કારણ કે પતિજ તેનો મિત્ર છે, પતિની સેવાથીજ સ્ત્રીનો જન્મ સફળ થાય છે ' વળી સ્કન્દ પુરાણમા લખ્યું છે કે –

'તીર્થસ્થાન કરવાની ઇચ્છાવાળી સ્ત્રીઓએ પતિનું ચરણામૃત પીવું જોઇએ, કારણ કે સ્ત્રીને માટે પતિ એજ ભગવાન, વિષ્ણુ અને મહાદેવથી પણ અધિક શ્રેષ્ઠ છે હે સ્વામીનાથ ! આપ તો મહા વિદ્વાન્ અને શાસ્ત્રના પારગત છો. આપને હુ વધારે શું કહું. સસારમા સ્ત્રીને માટે પતિસેવા કરતા અધિક સુખ બીજા કશામા નથી, અને એ પતિસેવાજ મે બજાવી છે, એટલે કાંઇ અધિક કર્યું નથી. '

પત્નીના આવા મધુર વચનો સાંભળીને વાચસ્પતિ મહારાજે ઘણા પ્રસન્ન થઈ જઈને કહ્યું 'પ્રિયે! તારૂં કહેવું ઘણું વ્યાજબી છે. વાસ્તવમાં પતિજ સ્ત્રીનું સર્વસ્વ છે, પણ એવું જ્ઞાન ઘણી થોડી સ્ત્રીઓને હોય છે.

ધન્ય છે ભામતીની પતિભક્તિને! પતિના સહવાસથી એને પણ વિદ્યાનું વ્યસન લાગી ગયું હતું એમ કહેવાય છે કે એણે કલ્પતરુ નામક ગ્રંથ ઉપર ટીકા લખી છે.

# रत्न १४ मुं-पुष्पावती

આ રમણી વલ્લભીપુરના યશસ્વી રાજા શીલાદિત્યની ધર્મપત્ની હતી. શીલાદિત્ય ઇ. સ (ગુપ્ત અથવા વલ્લભી) ના છઠ્ઠા સૈકામાં રાજ્ય કરતો હતો તે વલ્લભીપુરના પહેલા રાજા વિજયસેનનો પુત્ર હતો શીલાદિત્ય ઘણો વીર અને બુદ્ધિમાન્ રાજા હતો. તેનો પ્રધાન દેશદ્રોહી અને સ્વામીદ્રોહી નીવડીને મુસલમાનોને તેના રાજ્ય ઉપર ચડાઇ કરવા બોલાવી લાવ્યો હતો શીલાદિત્યે મુસલમાનો સાથે ઘણીજ બહાદુરીથી યુદ્ધ કર્યું હતુ. એ વખતે શીલાદિત્ય રાજાની રાણી પુષ્પાવતી સગર્ભા હતી રાણીને અંબાભવાનીના દર્શન કરવાની ઈચ્છા થવાથી તેણે તેને આરાસુર પર્વત ઉપર મોકલી આપી હતી તે આરાસુર પહોચી ત્યાર પછી દૈવગતિથી શીલાદિત્યનો પરાજય થયો અને વલ્લભીપુરનું સમૃદ્ધિવાન નગર ખેદાન મેદાન થઈ ગયું પુષ્પાવતી રાણી પાછી આવી ત્યારે તેને પતિના મૃત્યુના સમાચાર મળ્યા તેના શોકનો પાર રહ્યો નહિ તરતજ પતિની સાથે સતી થવાનું તેનાથી બની શકે એમ નહોતું, કારણ કે વલ્લભી વંશનું નામ જાળવી રાખનાર બાળક તેના ગર્ભમાં હતો દેવીએ તેને આશીર્વાદ આપ્યો હતો કે તારે પેટે એક પુત્રરત્ન જન્મશે જન્મતા પહેલાજ પુત્રને પિતાનું અને રાજ્યનું સુખ ખોવું પડયું એ વિચારથી તેનું હૃદય ઘણું આકુળવ્યાકુળ થવા લાગ્યું, પરન્તુ એ સમય શોક કરીને બેસી રહેવાનો નહોતો ગર્ભનું રક્ષણ કરવાનો તથા સહીસલામત રીતે સુવાવડ થઈ શકે એવું સ્થાન શોધી કહાડવાની તેની ફરજ હતી એ ત્યાંથી નાશીને પર્વતની ગુફામાં ગઈ આ વખતે વડનગરની એક નાગર બ્રાહ્મણી કમળાવતીએ તેને ઘણી સારી મદદ આપી હતી યથાસમયે પુષ્પાવતીએ પુત્રરત્નને જન્મ આપ્યો. ગુફામાં જન્મ પામ્યો એટલા સારૂ

તેનું નામ ગુહો ( પ્રાકૃતમા ગુફાને ગુહા કહે છે ) પાડ્યુ. એ ગુહોને તેણે પોતાની બેનપણી કમળાવતીને સુપરત કર્યો હતો, અને કહ્યુ હતુ કે 'બેન' હુ તો હવે પતિદેવ સાથે સ્વર્ગલોકમા વિલાસ કરવા સારૂ અગ્નિમા દેહસમર્પણ કરીશ જે ઉદ્દેશને સારૂ હુ જીવી હતી તે ઉદ્દેશ અંબાભવાનીની કૃપાથી ફળીભૂત થયો આ સંસારમા મારૂં સગુવહાલુ કોઈ નથી જેમા ગણું તેમા તુજ છે. તારા ઉપર મારો પૂર્ણ વિશ્વાસ છે તુ ભણી ગણી અને સમજુ છે ગુહોને તને યોગ્ય લાગે એવા પ્રકારનુ શિક્ષણ આપજે અને એ મોટો થાય ત્યારે કોઇ રાજપુત કન્યા સાથે પરણાવજે ' આ પ્રમાણે કહી ચિતા સળગાવીને એ રાણી સતી થઈ ગઈ. નાગરાણીને હાથે શિક્ષણ મેળવીને ગુહો ઘણો રાજનીતિનિપુણ અને પરાક્રમી નીવડયો એ ગુહોજ હિન્દુઓના સૂર્યરૂપ મનાતા, ઉદેપુરના બહાદૂર અને ટેકીલા મહારાણાઓના વંશનો આદિ પૂર્વજ હતો તે પાછળથી ગોહો, ગ્રહાદિત્ય, ઘેલોટી અને બાપારાવળના નામથી ઈતિહાસમા પ્રસિદ્ધ થયો.

# रत्न ९५ मुं–रूपसुंदरी




સં૦ ના સાતમા સૈકાના પાછલા ભાગમા આપણી ગરવી ગુજરાત ઉપર જયશિખરી નામનો ચાવડા વંશનો રાજા રાજ્ય કરતો હતો તેની રાજધાની પંચાસર નામના નગરમા હતી પંચાસર કચ્છના રણની પાસે વસેલુ હતું જયશિખરી ઘણો પ્રતાપી, ચતુર અને વીર પુરુષ હતો. પોતાના રાજ્યનો વહીવટ એણે ઘણી સારી રીતે કર્યો હતો, અને તેને પરિણામે તેનુ રાજ્ય ઘણી સમૃદ્ધ સ્થિતિમા હતું ધનધાન્ય, મણિમાણિક્ય, તથા સુવર્ણ વગેરેથી ગુર્જરાધીશના ભંડાર એ સમયે ભરપૂર હતા, પરંતુ રાજા જયશિખરીના રાજભવનમાં એક અપૂર્વ રત્ન હતું એ રત્નનો પ્રકાશ દૂર દૂર સુધી પ્રસરી રહ્યો હતો અને એવુ અદ્દભુત રત્ન એ સમયના અન્ય કોઈ રાજાના ભવનમા હશે કે કેમ ? એ પણ શંકાયુક્ત ગણાતું. એ રત્ન તે રાજા જયશિખરીની ધર્મપત્ની–મુલતાનની રાજકન્યા રાણી રૂપસુંદરી હતી રૂપસુંદરીમા નામને અનુરૂપજ ગુણ હતા તેનુ રૂપ નિ:સંદેહ અતિસુંદર અને દિવ્ય હતુ, પરંતુ તે ઉપરાત તેનામા શૂરાતન, સહનશીલતા, બુદ્ધિચાતુર્ય આદિ ઉત્તમ ગુણો પણ હતા.

રાજા જયશિખરી જે સમયમા આપણા ગુજરાતમા રાજ્ય કરી રહ્યા હતો,તેજ અરસામા એટલે કે વિ૦ સં૦ ૭૫૨ અને ઇ૦સ૦ ૬૯૬ મા કલ્યાણ કટક નામના નગરમા ભુવડ નામનો રાજા રાજ્ય કરતો હતો કલ્યાણકટક નગર દક્ષિણ ભારતવર્ષમા આવેલુ કલ્યાણ નગર હોય એમ ઇતિહાસવેત્તાઓનુ માનવુ છે. રાજા ભુવડ પણ ઘણોજ પ્રતાપી હતો તેણે પોતાનુ સામ્રાજ્ય ઘણે દૂર સુધી પ્રવર્તાવ્યું હતુ. આસપાસના ઘણા મુલકો રાજા ભુવડના ઝંડાતળે આવી ચુકયા હતા. જે રાજ્યો સીધી રીતે તેના રાજ્યમા ખાલસા નહોતા થઇ ગયા તે રાજ્યોએ ભુવડને ખંડણી આપીને તેનુ ઉપરિપણુ સ્વીકાર્યું હતું. એ સમયના પ્રસિદ્ધ રાજાઓમાથી ફક્ત ગુજરાતનો રાજા જયશિખરીજ તેના તાબામા નહોતો આવ્યો. કોઇનુ પણ શરણુ લીધા વગર રાજા જયશિખરી સ્વતંત્રપણે ગુજરાતમા શાસન કરી રહ્યો હતો.

કલ્યાણનો રાજા ભુવડ વિદ્યાનો પણ રસિક હતો તેના દરબારમા દૂર દેશાવરથી વિદ્વાનો અને પંડિતો આવતા, તથા સાહિત્ય અને કળાની ચર્ચા કરી સારૂં ઇનામ મેળવીને સંતોષપૂર્વક ચાલ્યા જતા એક દિવસ શંકર નામના કોઈ કવિએ ભુવડના દરબારમા જઈને પોતાની પ્રતિભાયુક્ત કવિતામા ગુજરાતની ઘણી પ્રશંસા કરી ગુજરાતની ભૂમિ એ વખતે ઘણી રસાળ હતી. લોકો આબાદ હાલતમા હતા. લક્ષ્મીની રેલછેલ ગુજરાતના નગરોમા થઈ રહી હતી લોકો સુશીલ અને શાન્ત હતા. એવા દેશની પ્રશંસા એક નિપુણ કવિની મધુર અને અસરકારક વાણીમા રાજા ભુવડના સાભળવામા આવવાથી ગુજરાતને માટે તેના મનમા મોહ ઉત્પન્ન થયો અધુરામા પૂરૂં કવિ શંકરે ગુર્જરેશ જયશિખરીની રાણી રૂપસુંદરીના રૂપ અને ગુણના પણ વખાણ કર્યા. વળી રાજા ભુવડ વિદ્યાનો વ્યસની હોવાથી તેણે એ પણ જણાવ્યુ કે 'ગુજરાત આખી પૃથ્વીનુ તત્ત્વ છે ત્યા સરસ્વતીનો નિરંતર વાસ છે મે મારી વિદ્યા પણ એ દેશમાથીજ મેળવી છે ”

કવિ શંકરની વાણીએ રાજા ભુવડના હૃદય ઉપર ઘણીજ ઉંડી અસર કરી. તેણે ગુજરાત તથા ગુજરાતની રાણી યૌવનશ્રી રૂપસુંદરીના સ્વામી બનવાનો સંકલ્પ કર્યો એ સંકલ્પને સાધવા માટે રાજા ભુવડે પોતાના ચાર સામંતો સાથે જયશિખરીના રાજ્ય ઉપર ચડાઇ કરી આ યુદ્ધના પરિણામ સંબધે રાણી રૂપસુંદરીના મનમા ઘણી શંકાઓ ઉત્પન્ન થઇ. ભુવડના મોટા સૈન્ય આગળ પોતાના પતિનુ બળ ચાલી શકે નહિ અને રખે એ યુદ્ધમાં

રાજા જયશિખરીનો કાળ આવી જાય, એવી એવી અનેક શંકાઓ તેના પ્રેમાળ હૃદયને આકુળવ્યાકુળ કરી નાખવા લાગી. પ્રારંભમા તેણે પતિને યુદ્ધમા જવાની ના કહી, પણ જયશિખરીએ જણાવ્યુ કે પ્રિયે! ખરો રાજપુત યુદ્ધથી કોઇ પણ દિવસ ડરતો નથી જીવતા શત્રુને શરણે જવુ, પરાધીન રહીને સુખવૈભવ ભોગવવા, તેના કરતા દેશનો બચાવ કરતા કરતાં શત્રુઓના શસ્ત્રથી ઘાયલ થઈ, આ નશ્વર દેહને યુદ્ધક્ષેત્રમા રણદેવીને સમર્પણ કરવો, એ સેંકડો દરજ્જે સારૂ છે વહાલી! તમે સુશીલ છો, વીરપત્ની છો અને વીરક્ષત્રીની કન્યા છો. ક્ષત્રીનો ખરો ધર્મ જાણ્યા છતા પ્રેમના ક્ષણિક આવેશમા આવી જઈને મને મારો ક્ષાત્ર ધર્મ બજાવતા શા સારૂ રોકો છો? યુદ્ધમા વિજયી થઈશ તો પાછો આવીને તમને આલિંગન દઇશ. પાછા આપણે સુખ અને વૈભવમા જીવન વ્યતીત કરીશુ, પણ ઇશ્વરને જો ગુજરાતના રાજ્યની સ્વાધીનતા જાળવી રાખવાનુ પસંદજ નહિ હોય, તો દૈવની ગતિને આધીન થઇ સ્વર્ગ લોકમા યથાસમયે તને મળવાની રાહ જોતો બેસીશ. આવે સમયે તારે કોઇ પણ જાતની ઉદાસ વૃત્તિને ધારણ કરવી ન જોઇએ

વીરાંગનાને માટે આટલા શબ્દો પૂરતા હતા. રૂપસુંદરીને પોતાની દુર્બળતાનુ ભાન થયું. તેણે ઘણા પ્રેમપૂર્વક રાજા જયશિખરીને રણક્ષેત્રમા જવાની રજા આપી. એટલુજ નહિ પણ યુદ્ધમા મરણીયા થઇને લડવાને રાજાને ઉત્સાહિત કર્યો.

રાજા જયશેખરી પત્નીની રજા લઇને યુદ્ધક્ષેત્રમા ગયો ત્યા એ ભુવડના અસંખ્ય સૈન્ય સાથે વીરતાથી લડયો, પરંતુ દૈવ સાનુકૂળ નહિ હોવાથી એ યુદ્ધમા સફળ થવાનાં કોઇ ચિન્હ રાજા જયશિખરીને જણાયા નહિ રાજા જયશિખરીનો સાળો-રાણી રૂપસુંદરીનો ભાઇ શૂરપાળ પણ તેની સાથે યુદ્ધમા હતો. રાજા જયશિખરીએ શૂરપાળને પોતાની પાસે એકાંતમા બોલાવીને કહ્યુ શૂરપાળજી! આ યુદ્ધનુ પરિણામ આપણા લાભમા ઉતરે એવો સંભવ જણાતો નથી હુ તો આ રણભૂમિમાજ કામ આવીશ, પણ મને આ વખતે તમારી બેનનો વિચાર આકુળવ્યાકુળ કરી રહ્યો છે. એ આ વખતે સગર્ભા છે એને હવે મહેલમાં રહેવા દેવી, એ જરા પણ સલાહભરેલુ નથી. તમારા ઉપર મારો પૂર્ણ વિશ્વાસ છે. તમે જઇને એને કોઇ ગુપ્ત સ્થાનમાં મૂકી આવો, કે જેથી એ નિર્ભયપણે રહી શકે. એના ગર્ભમાથી પુત્ર જન્મશે તો ચાવડા વંશનું નામ ઉભું રહેશે, અને કોઇ પણ

દિવસે મારી વહાલી ગુજરાતનો ઉદ્ધાર થવાનો સંભવ રહેશે. અત્યારે રાણી રૂપસુંદરીનુ અને તેના ભાવી બાળકનુ રક્ષણ કરવાની ઘણીજ જરૂર છે, અને એ કાર્ય તમારા વગર બીજા કોઇથી પાર ઉતરે એમ નથી જાઓ ! સીધાવો ! અને વેળાસર યોગ્ય વ્યવસ્થા કરો !

રાજાની આજ્ઞા મળતાવારજ શૂરપાળ રાજભુવનમા ગયો અને રાજાની ઇચ્છાનુસાર રૂપસુદરીને લઇને વનમા ચાલ્યો ગયો રસ્તામા જ્યારે રૂપસુ-દરીને શૂરપાળના ઉદ્દેશની ખબર પડી ત્યારે તેણે ભાઇને ઘણો ઠપકો આપીને કહ્યુ ' ભાઈ ! તમે આ કેવો અનર્થ કરી રહ્યા છો ! હુ પ્રાણ જતા સુધી પ્રાણનાથનો સાથ છોડવાની નથી સુખમા તેમની સાથી રહી છુ તો આ સકટના સમયમા પણ તેમની સાથીજ રહીશ તમે મને રણક્ષેત્રમા લઇ જાઓ ભુવડને પણ જોઇ લેવા દો કે ગુજરાતની રાણી કેવી રીતે તલવાર ચલાવે છે. ભાઈ ! તમે મને રોકશો નહિ પ્રાણનાથ રણક્ષેત્રમા યુદ્ધ કરી રહ્યા છે અને તમે મને પ્રાણ બચાવવા ખાતર નાસી જવાની સલાહ આપી રહ્યા છો, એ કેટલુ અનુચિત છે ? જીવન અને મૃત્યુમા સ્વામીની સહધર્મિણી થવુ એજ સ્ત્રીનુ પરમ કર્તવ્ય છે ન કરે નારાયણ ને પતિદેવ વીર શય્યામા શયન કરશે, તો હુ પણ તેમને મારા ખોળામા લઇને ચિતામા આરોહણ કરી ભસ્મરૂપ થઇ જઇશ આ દેહનુ સાર્થક એમા છે એથી વિપરીત આચરણ કરવામા મારી જાતને તથા આપણા વીરકુટુબની પ્રતિષ્ઠાને કલક લાગે એમ છે શૂરપાળ ! આપણા દેશના પ્રાચીન ઇતિહાસો તે નથી સાભળ્યા ? રાજા હરિશ્ચન્દ્રની પત્ની શૈવ્યા કેટલુ દુખ વેઠીને અત સમય સુધી પતિની સાથે રહી હતી ? સીતા અને દ્રૌપદી જેવી સતીઓએ પતિની ખાતર કેટકેટલા સકટો વેઠયા છે ? તેનો વિચાર કર. ભાઈ ! તુ પણ તારી બેનને ક્ષાત્રધર્મ બજાવવા રણભૂમિમા જવા દે '

શૂરપાળે ઉત્તર આપ્યો ' બેન ! તારૂ કહેવુ અક્ષરે અક્ષર સત્ય છે તારા જેવી કન્યા મારા કુળમા જન્મ પામ્યાથી મારા કુળનુ ગારવ વધી ગયું છે, એમ હું માનું છુ ક્ષત્રીબાળાના મુખમાથી જે વચનો નીકળવા જોઇએ તેજ વચનો તારા મોમાથી નીકળી રહ્યા છે તારા વિચારોની કાઇક કલ્પના મે પહેલેથીજ કરી હતી, અને એટલા સારૂ મે જ તારી તરફથી મહારાજા સાથે ઘણો વાદવિવાદ કર્યો હતો. પણ આખરે ઘણો ઉડો વિચાર કરીને મહારાજાએ મને આજ્ઞા આપી છે કે-મારે તને ગુપ્તપણે કોઇ નિર્ભય સ્થાનમાં મૂકી

આવવી વધારે વિચાર કર્યાંથી મને પણ મહારાજાની આજ્ઞા ઉચિત લાગે છે. અને તું પણ જરા સ્વસ્થ ચિત્તે એ સંબંધી વિચાર કરીશ તો તને જણાશે કે મહારાજાની આજ્ઞા ઘણી દૂરદર્શી અને સમયોચિત છે. સમય અને સ્થિતિને ધ્યાનમા લઈ, ભવિષ્યનો વિચાર કરી બુદ્ધિમત્તાથી ચાલવું, એજ સુશિક્ષિત રાજપુતાણીનું કર્તવ્ય છે

ચતુર રૂપસુંદરીના હૃદયમા ભાઇનો બોધ એકદમ ઉતરી ગયો. મહારાજ જયશિખરીની અન્તિમ ઇચ્છાનું રહસ્ય એ સમજી ગઇ કે ' મારા ગર્ભમા ઈશ્વરકૃપાએ પુત્ર જન્મશે તો એ કોઇ દિવસ ગુર્જર દેશનો શત્રુઓના હાથમાથી ઉદ્ધાર કરશે, તથા ચાવડા વંશનું નામ ઉજ્જવળ કરશે '

શાન્ત ચિત્તે રૂપસુંદરી ભાઈ શૂરપાળની સાથે વનમા ગઈ, થોડે દૂર ગયા પછી તેણે શૂરપાળને પણ સ્વામીને સહાય કરવા સારૂ રણક્ષેત્રમા મોકલી દીધો. સગર્ભા રૂપસુંદરી એકલી એ વનમા ચાલવા લાગી ચાલતે ચાલતે એ ભીલોના નિવાસસ્થાન આગળ આવી પહોચી. એક ભીલડીએ તેના ઉપર દયા આણીને તેને પોતાના ઝુંપડામા આશ્રય આપ્યો એ ભીલડી રાણી રૂપસુંદરીને સારૂ કંદમૂળ તથા ફળફળાદિ આણી આપતી રાજવૈભવમા ઉછરેલી રાણી રૂપસુંદરી એ સાદા ખોરાકને પણ ઘણા આનંદ અને સંતોષપૂર્વક ખાતી, તથા પોતાને આશ્રય આપવા સારૂ એ ભિલડીનો વારવાર આભાર માનતી. એ ભીલડીના ઘરમાજ રાણી રૂપસુંદરીનો પ્રસવ થયો. સંવત્ ૭૫૨ની વસંત ઋતુમા વૈશાખ શુદિ ૧૫ ને દિવસે સૂર્યોદય સમયે રાણી રૂપસુંદરીના ગર્ભમાથી એક પુત્રરત્ને જન્મ લીધો એ ભીલડીના ઘરમાજ એ બાળકનું લાલનપાલન થયું વનમા જન્મ થયાથી એ પુત્રનું નામ વનરાજ રાખવામાં આવ્યું. વડના ઝાડ નીચે એક ટોપલીમા વનરાજ હિંચવા લાગ્યો. જે કુમારનો પિતા આખા ગુજરાતનો વિશાળ રાજ્યનો રાજા હતો, તે કુમારની આજે આ દશા ! કયા એ રાજા ! કયા એ રાજવૈભવ ! એ મહાન્ રાજાની પટ્ટરાણીની આજે શી દશા ! રત્નજડિત સોનાના પલંગ ઉપર શયન કરનારી પટ્ટરાણીને આજે એક કંગાલ ભીલડીના ઝુંપડામા સૂવા વારો આવ્યો ! ! મખમલની તળાઈઓમા, અથવા રત્નમાણિક્યજડિત સુંદર હિંડોળામા હિંચનાર, દાસીઓના હાથમાં ખમા ખમા થનાર, કોમળ રાજકુમાર આજે ઝાડની નીચે સૂઇ રહ્યો હતો ! ! કાળનું ચક્ર એવુંજ છે. એ ઘડીમાં રાજાને રંક અને રંકને રાજા બનાવી દે છે. સાધારણ મનુષ્યો એવા સંકટના સમયમાં ધૈર્ય ખોઇ

બેસે છે, પણ રાણી રૂપસુંદરીએ પોતાનું ધૈર્ય ચળવા દીધું નહિ. પૂર્ણ શાન્તિથી દુઃખના દહાડા પણ એણે ગુજાર્યા.

વનરાજ છ એક મહિનાનો થયો એવામાં શીલગુણસુરી નામનો એક જતિ એ ભીલડીના ઝુંપડા આગળ આવી પહોંચ્યો તેણે એ વડની ડાળી નીચે કપડાના ખોયામાં વનરાજને હિંચતો જોયો બાળકનું રૂપ જોઇને જતિ મુગ્ધ થઇ ગયો અને તેને પોતાની સાથે લઈ જવાનો નિશ્ચય કર્યો રાણી રૂપસુંદરીએ તેને પરપુરુષ જાણીને પ્રથમ તો કાંઇ વાતચીત ન કરી, પણ જ્યારે એ સાધુની સુશીલતાસંબંધે તેને ખાત્રી થઇ, ત્યારે તેણે તેને પોતાનો ખરો પરિચય આપ્યો. જતિએ રાજા જયશિખરિના મૃત્યુના સમાચાર રાણીને આપ્યા. એ સમાચારથી રાણીને અત્યંત ખેદ થયો, પણ જતિ શીલગુણસુરીના આશ્વાસનથી તેને કાંઇ ધૈર્ય આવ્યું. યતિએ તેને કહ્યું 'બેન! તમે રાજાના રાણી છો તમારે આમ જંગલમાં રહેવું ન ઘટે. તમે મારી સાથે ચાલો હું તમને મારા સગા બેન તરીકે ગણીને રાખીશ રાણી રૂપસુંદરીને તેના વચન પર વિશ્વાસ બેઠો અને તે જૈન યતિના આશ્રયે જઈને વસી યતિજીએ પોતાના વચનનું અક્ષરશઃ પાલન કર્યું તેણે રાણી રૂપસુંદરીનો સગી બેનની પેઠે સત્કાર કર્યો, તથા રાજકુમારને પણ યોગ્ય વિદ્યા આપી થોડા સમય પછી શૂરપાળ પણ ત્યાં આવી પહોંચ્યો અને બેન તથા ભાણેજને સુખી જોઇને ઘણો પ્રસન્ન થયો

રૂપસુંદરીએ વનરાજને ઉત્તમ શિક્ષણ આપ્યું, અને વીરત્વનો મહિમા તથા રાજધર્મસંબંધી ઉત્તમ બોધ આપી યથાસમયે પિતાનું વેર લેવાને તેને પ્રેર્યો. વનરાજ ઘણોજ પરાક્રમી યુવક નીવડયો તેણે પિતાના શત્રુનો પરાજય કરીને વિક્રમસંવત ૮૦૨ ઈ૦ સ૦ ૭૪૬ માં ગુજરાતની રાજગાદી મેળવી.

રાણી રૂપસુંદરીએ પુત્રને રાજ્ય મળ્યા પછી, પોતાને આશ્રય આપનાર ભીલડી તથા જૈન યતિજીને મોટા ઇનામ આપીને પ્રસન્ન કર્યાં વનરાજ જેવા વીરપુત્રને જન્મ આપ્યાથી રૂપસુંદરી 'રત્નગર્ભા' ઉપનામને પાત્ર થઇ છે

વનરાજની માતાના નામસંબંધી તથા તેને આશ્રય આપનાર સાધુના નામસંબંધી ઇતિહાસવેત્તાઓમાં મતભેદ છે. મોઢેરા બ્રાહ્મણોના પુસ્તકમાં વનરાજની માતાનું નામ છત્તા (અક્ષતા) જણાવ્યું છે અને તેને કોઇ બ્રાહ્મણે આશ્રય આપ્યો હતો એમ કહે છે. પોતાની યુક્તિના ટેકામાં બ્રાહ્મણો

એવી દલીલ રજુ કરે છે કે જૈન સાધુઓનો ધર્મ એવો છે કે તેમનાથી વનમા રાણીને આશ્રય આપી શકાય નહિ, પરંતુ એ વિવાદગ્રસ્ત બાબતો સાથે આપણા ઉદ્દેશને કાઇ સંબધ નથી. વનરાજની માતાના સદ્‌ગુણોસંબંધે સર્વેનો એકમત છે અને એ સદ્‌ગુણોજ સ્રીને અનુકરણ કરવા યોગ્ય છે.

# रत्न ९६ मुं–जयशिखरीनी राणीओ तथा दासीओ



જરાતના ચાવડા વંશના રાજા જયશિખરીનું રાજા ભુવડની સાથે યુદ્ધ કરતા મૃત્યુ થયું હતું, તથા તેની પટ્ટરાણી રૂપ સુંદરી પતિની આજ્ઞા મુજબ ગર્ભના સંરક્ષણ સારૂ વનમા ગઈ હતી, તે આપણે આગલા ચરિત્રમા જોઇ ગયા છીએ. અમે અહિં કેવળ જણાવવા માગીએ છીએ કે એ સમયે ગુર્જરદેશના અંતઃપુરની સર્વ રાણીઓ અને દાસીઓ ખરેખરી વીર અને સ્વામીભક્ત હતી યુદ્ધમા રાજા જયશિખરીનું મૃત્યુ થયું તે સમયે બીજી કોઇ દુર્બળ ચિત્તની સ્રીઓ હોત તો ત્યાથી પલાયન કરી જાત, અથવા તો ચૂપચાપ મહેલમા અગ્નિ સળગાવી બળી મરત, પરંતુ જયશિખરીની દાસીઓએ મરતા મરતા પણ શત્રુઓને ગુજરાતનું પાણી બતાવવાનો સંકલ્પ કર્યો હતો.

ભુવડ રાજાની ફોજ તેના રાજનગરને લૂટતી લુંટતી રાજા જયશિખરીના મહેલ આગળ આવી પહોંચી. શત્રુઓને સામેથી આવતા જોઇને જયશિખરીની પાચસે દાસીઓ હાથમા તલવાર અને મજબૂત લાકડીઓ લઇને બહાર નીકળી, તથા મારો મારો કરતી શત્રુઓના ઉપર તૂટી પડી. એ સમયે એ સર્વેએ વીર ચંડીના રૂપ ધારણ કર્યા હતા કોઇના શરીર અડધા ઉઘાડા હતા, તો કોઈએ પુરુષની પેઠે કછોટા મારી દીધા હતા જીવવાની ઇચ્છા તેમણે સમૂળગી છોડી દીધી હતી, અને ક્ષાત્રતેજથી ઉત્સાહિત થઇને શત્રુઓ સાથે યુદ્ધ કરવા નીકળી હતી.

શત્રુને સતાવવામા તેમણે કાઇ કચાશ રાખી નહોતી. કોઇએ તો શત્રુપક્ષના યોદ્ધાઓને ગળુ પકડીને ભોયમા ખૂબ રગદોળ્યા, કોઈએ તો તીક્ષ્ણ દાતવડે શત્રુઓનું માંસ તોડી ખાધુ ભુવડના સૈનિકો સ્રીઓથી ત્રાસ

પામીને બૂમરાણ કરી મૂકવા લાગ્યા અને તેમના હાથમાથી બચવુ કઠણ છે, એમ ધારીને પૂરપાટ શહેરના દરવાજા તરફ નાઠા શૂરવીર સ્ત્રીઓએ ' મારો ! દુષ્ટોને મારો ! ' એવા પોકારોથી ત્યા પણ એમની પૂઠ પકડી આ પ્રમાણે શત્રુઓ ચાર ગાઉ દૂર પહોચ્યા એટલે ગુર્જરેશની દાસીઓ પાછી આવીને શ્મશાનમા ઉપસ્થિત થઈ ચદનના લાકડાની ચિતા ખડકીને તેમા નાળિયેર હોમ્યા. પછી પવિત્ર સંસ્કારપૂર્વક રાજા જયશિખરીના શબને અગ્નિદાહ કરવામા આવ્યો આ વખતે જયશિખરીની ચાર રાણીઓએ પતિની સાથે સહગમન કર્યું . બીજી પણ અનેક દાસીઓએ રાજાની ચિતા-ઓમા પોતાના દેહની આહુતિ આપી એમ કહેવાય છે કે રાજા જયશિખ-રીની ચિતા ત્રણ મહિના સુધી સળગતી રહી હતી

આ પ્રમાણે ગુર્જરેશની દાસીઓ અને રાણીઓ અપૂર્વ સ્વામીભક્તિનો પરિચય આપી ગુજરાતના ઇતિહાસમા અક્ષય કીર્તિ પ્રાપ્ત કરી ગઈ છે.

# रत्न १७ मुं—दाहिर राजानी राणी



હિન્દુગૌરવ સિન્ધુરાજ દાહિર જે સમયે સિધદેશનું રાજ્યસિહાસન સુશોભિત કરી રહ્યા હતા, તે સમયની આ કથા છે. એજ સમયમા ભારતવર્ષને જીતવાને મુસ-લમાનોએ પહેલ વહેલો પ્રયત્ન કર્યો હતો એ વખતે પરદેશીઓને હિદમા પ્રવેશ કરવાનો મુખ્ય રસ્તો સિધમા થઇને હતો

ભારતવર્ષની પશ્ચિમ દિશામા અરબસ્તાનમા આરબ જાતિના લોકોમા મુસલમાન ધર્મનો પહેલવહેલો ઉદય થયો નવા ધર્મબળના ઝનુનથી ઉત્સા-હિત બનેલી એ વીર આરબજાતિએ ઘણા થોડા સમયમા એશિયાખડના પશ્ચિમ ભાગમા અને આફ્રિકાખડના ઉત્તર ભાગમા પોતાનો વિજય વાવટો ફરકાવીને, એક વિશાળ રાજ્યની સ્થાપના કરી આ વિશાળ રાજ્યની પહેલી રાજધાની બગદાદ શહેરમા સ્થાપવામા આવી અને ત્યા બેસીને આરબ રાજાઓ રાજ્ય કરવા લાગ્યા એ રાજાઓ ' ખલીફા ' ના નામથી ઓળખાય છે એ ખલીફાઓના રાજ્યકાળમા ઈ સ ની આઠમી સદીમા, મહમ્મદ બીન કાસીમ નામના એક સેનાપતિએ સિધ ઉપર ચઢાઇ કરી. દેવળ બદર અને બીજા કેટલાક નગર ઉપર પોતાનો કબજો કરીને, કાસીમ સિધુરાજ

દાહિરની રાજધાની આલોર શહેર આગળ આવી પહોંચ્યો. રાજા દાહિર સૈન્ય લઇને કાસીમના સામો થયો.

એ સમયમા ભારતવર્ષના રાજાઓ હાથી ઉપર બેસીને યુદ્ધ કરતા હતા. એમા સગવડ તેમજ અગવડ બન્ને વાના હતા હાથીને શૂરમાં ચડાવીને શત્રુના સૈન્યમા દોડાવવાથી શત્રુઓ ભયભીત થઇને નાસભાગ કરતા, તેમજ કેટલીકવાર એમ પણ થતું કે હાથી શત્રુના લશ્કરમાં જવાને બદલે પાછળ નાસતો, તો પછી એને રોકવાની કે પાછો વાળવાની કોઇની હિંમત ચાલતી નહિ પોતાના પક્ષના માણસોનો કચ્ચરઘાણ વાળી નાખીને એ નાસી જતો. વળી એમ પણ બનતું કે રાજાને લઇને હાથીને આ પ્રમાણે નાસતો જોઇને ફોજના સીપાઇઓ એમ સમજતા કે રાજાજી પલાયન કરી જાય છે, આવું વિચારીને તેઓ પણ એમની પાછળ નાસતા અને અંતે પરાજય પામતા.

આ યુદ્ધમા પણ એવુ બન્યુ મુસલમાનોના હથિયારથી ઘાયલ થવાથી દાહિરનો હાથી પોતાના સ્વામીને લઇને જોરથી નાઠો, અને પાસેની એક નદીમા જઇને પડયો. રાજાને નાસી ગયેલો ધારીને સેનાના લોકો પણ રણ-મ.થી વિખરાઇ ગયા.

દાહિર ઘાયલ થયો હતો, પણ સૈનિકોનો ભય અને ઉચાટ જોઇને, યુદ્ધમા પરાજય પામવાની બીકથી એ પોતાનુ બધુ દુ:ખ ભૂલી ગયો. જરા પણ વિલંબ કર્યા વગર, એ એક ઘોડા ઉપર સવાર થઈને, ઝટપટ વિખરાઇ ગયેલા સૈન્યમા આવી પહોંચ્યો અત્યંત ઉત્સાહપૂર્ણ શબ્દોમા સૈનિકોને ઉપદેશ આપીને શૂર ચડાવ્યુ, અને ફરીથી પરાક્રમપૂર્વક મુસલમાનો સાથે યુદ્ધ કરવાનો સૈન્યને હુકમ આપ્યો

પણ છિન્ન ભિન્ન થઇ ગયેલુ સૈન્ય પહેલાની પેઠે તો એકઠુ નજ થઇ શકયુ આરબ સૈન્ય આટલી વારમા આગળ વધી આવ્યુ હતુ, તે ત્યાનું ત્યાજ કાયમ રહ્યુ પાછા હઠવાને બદલે તેઓ દાહિરની છિન્ન વિચ્છિન્ન સેનાને ભેદીને ધીમે ધીમે અગ્રેસર થવા લાગ્યા

દાહિર સમજી ગયો કે, જય અને રાજ્યરક્ષાની આશા હવે મિથ્યા છે. પણ સ્વતંત્રતા ખોયા પછી જીવતા રહેવુ એ પણ શા કામનુ ? જીવનની શેષ શક્તિ–આશાને લીધે આવેલા છેલ્લા સમયના પ્રચંડ બળવડે શત્રુસેનાનો નાશ કરતાં કરતાં, આખરે આ વીર નૃપતિ દાહિર, શત્રુઓના લોહીથી રંગાયેલી રણશય્યામા ક્ષત્રીય વીરોની પરમગતિને પામી ગયો. દીવો હોલ-

વાઈ ગયો, પણ ક્ષત્રિયોની મર્યાદા તો એ સમયે અકલંકિત રહી

અફસોસની વાત એટલીજ છે કે, આ યુદ્ધમા બહાદુર દાહિરનો બાયલો પુત્ર, ક્ષત્રિયોના ગૌરવને નામોશી લગાડીને, દૂર દેશાવરમા નાશી ગયો સિન્ધુરાજ્ય વિપત્તિના સાગરમા ગરકાવ થઇ ગયુ

આજ રાજધાની આલોર અરક્ષિત છે, રાજા મરણ પામ્યો,રાજપુત્ર અગીઆરા ગણી ગયો, સૈન્ય ખેદાનમેદાન થઈ ગયુ. હવે રાજ્યનું રક્ષણ કોણ કરશે ? નિરાધાર રૈયત આજે વિદેશીને હાથે અપમાન અને દુ ખ વેઠશે ! પવિત્ર આર્ય સન્નારીઓના દેહને વિદેશીઓનો અપવિત્ર સ્પર્શ કલંકિત કરશે ! પણ શુ આલોરવાસીઓ છેકજ નામર્દ થઇ ગયા છે ? આલોરવાસી પુરુષોમાથી એક પણ પુરુષના દેહમા લોહીનુ એક પણ ટીપુ રહેશે ત્યા સુધી શુ ખરેખાત આલોર નગરી પરદેશીઓની દાસી થશે ? આ કલંક શુ ભારતના ઇતિહાસમા આલોરવાસીઓને સદાને માટે કલંકિત કરી રાખશે ? શુ એવુ કોઇ પણ રહ્યું નથી કે આલોર નગરના જીવતા રહેલા, ઘાયલ થએલા સૈનિકોને એકઠા કરીને, તેમના હ્રદયમા એકવાર ફરીથી સાહસનો સંચાર કરીને જીવસટ્ટે આલોરની રક્ષાને માટે છેવટનો પ્રયત્ન કરે ?

દાહિર રાજાની રાણીના હ્રદયમા આ ચિંતાનો દાવાનળ સળગવા માડચો પતિશોકનુ મહા દુ ખ એ ક્ષણભરને માટે વિસરી ગઇ. પુત્રની કાયરતાની દારુણ લજ્જાની વેદના પણ એણે એ સમયે પોતાના હ્રદયમાજ સમાવી દીધી અને વગરવિલંબે રણરંગિની ભૈરવીનો વેશ ધારણ કરીને, ઘોડેસ્વાર થઈ, આલોરના રાજમાર્ગમા આવી ઉભી.

આલોરનુ રાજ્ય ચમકી ઉઠયુ રણક્ષેત્રમા રમવા નીકળેલી રાજરાણીના ગંભીર હુંકારાથી આલોરવાસી સ્તંભિત થઇ ગયા વીરાંગનાના વીર આહ્વનથી ડરી જઈને વિખરાઈ ગયેલા, નાસી આવેલા સૈનિકો નવા સાહસપૂર્વક તેની ચારે તરફ આવીને હાજર થયા નગરવાસી લોકો પણ ઘરબાર છોડી દઇને હથિયાર સજીને, સૈનિકોની પાસે આવી ઉભા. રાણીએ બધાને સંબોધન કરી કહ્યુ ' સૈનિકો ! નગરવાસીઓ ! તમે બધા પોતપોતાની જગ્યાએ ઉભા રહી મારૂ કહ્યુ સાભળો ! તમારા વીર રાજાજી રણક્ષેત્રમા માર્યા ગયા છે. અધમ રાજકુમાર આજ પલાયન કરી ગયો છે, પણ તમે તેથી ગભરાશો નહિ. નિરાશ થશો નહિ હુ હજુ જીવું છુ. રાજાની રાણી હું છુ. વીરપુરુષની હું સહધર્મિણી છુ આજ હું તમને યુદ્ધ કરવાને

ઉત્સાહ આપીશ, તમને સાહસ અને હિંમત આપીશ, આજ હું તમને બધાને લઈને યુદ્ધ કરવા અગ્રેસર થઈશ. તમારી માતૃભૂમિ આજે શત્રુના પગતળે રગદોળાઈ જવાની તૈયારીમા છે, તમારા દેવમંદિરો આજે વિધર્મીઓને હાથે તોડી પડાવાની તૈયારીમાં છે, તમારી માતાઓ, પત્નીઓ, બહેનો અને કન્યાઓને આજે પરદેશીની ગુલામડી બનવાનો વારો આવ્યો છે, તો પછી કયા સુખને માટે આ નિર્માલ્ય જીવનનું રક્ષણ કરવા ઘેર નાસી આવ્યા છો ? સ્વદેશ અને સ્વધર્મનુ અપમાન પોતાનીજ આખ આગળ જોવાની ઇચ્છા ન રાખતા હો, કુળની સ્ત્રીઓને વિદેશીઓના સ્પર્શથી કલંકિત થએલી જોવા ન માગતા હો, કુતરાને મોતે વિદેશીઓને હાથે મરવા ન માગતા હો, અને જંગલી જાનવરની પેઠે પરતંત્રતાની બેડી પહેરીને પરદેશીઓના ઘરમા ગુલામગીરી કરવાની ઈચ્છા ન હોય તો, ચાલો આજે તમે બધા મારી સમક્ષ આવીને રણક્ષેત્રમા મરવાની પ્રતિજ્ઞા લ્યો ' મરણની પ્રતિજ્ઞા લઈને દેશનુ, જાતિનું, ધર્મનુ અને કુટુંબની સ્ત્રીઓનુ સર્વશ્રેષ્ઠ ગૌરવ રાખવા તૈયાર થાઓ ! '

રાજરાણીના મુખમાથી નીકળતાં આવા ઉત્સાહના વાકયની અસર ન થાય એવો પાષાણ હૃદયનો હીચકારો કોણ હોય ? બધાએ રાણીની આજ્ઞા માથે ચડાવી અસંખ્ય સૈનિકો મરતા સુધી દેશનું રક્ષણ કરવા સારૂ લડવાની પ્રતિજ્ઞા લઇને રાણીને શરણાપન્ન થયા રણડંકો વાગી ઉઠયો. સિન્ધુ રાજયમા ખળભળાટ મચી રહ્યો. સૈનિકોના હુંકારાથી અને જયનાદથી આખું શહેર ગાજી ઉઠયુ.

આ તરફ રાણીની આગેવાની નીચે, દેશનુ રક્ષણ કરવાનો સૈનિકોએ અને નાગરિકોએ નિશ્ચય કર્યો, પેલી તરફ આરબ લશ્કરે નગરને ઘેરો ઘાલીને કોટ ઉપર હુમલો કર્યો

સૈનિકો અને નાગરિકોની મદદથી શૂરે ચડેલી વીર રાણીએ નગરના બચાવને માટે મજબૂત ટક્કર ઝીલી અને શત્રુઓના હુમલામાંથી શહેરને બચાવવાનો પાકો બંદોબસ્ત કર્યો. કેટલીકવાર સુધી રાણી પોતાની યુક્તિમા સફળ નીવડી, પણ આખરે શહેરમાની ખોરાકી ખૂટી પડી. બહારથી ખોરાકી આવી શકે એવો કોઇ ઉપાય નહોતો. એકાએક આ પ્રમાણે શહેરમાં ફસાઇ જવાશે, એવો પહેલા કોઇને વિચાર સૂઝયો નહોતો, એટલે લડાઇમાં ઉતરતા પહેલાં અગાઉથી કોઇએ લશ્કરની ખોરાકીને માટે ભંડાર ભરી મૂકયા નહોતા.

રાણીએ દીઠુ કે હવે નગરના રક્ષણનો કોઈ ઉપાય નથી.

તરતજ, એ મહાતેજસ્વી નારીએ નગરના આગેવાનોને અને સૈનિકોને એકઠા કરીને કહ્યુ ' સિંધુગૌરવ વીર પુરુષો ! આજ આપણે જોયુ કે આપણા પવિત્ર શહેરના રક્ષણનો કોઈ ઉપાય હવે રહ્યો નથી, પણ સાભળો ' રક્ષણનો ઉપાય નથી રહ્યો તેનો અર્થ કાંઇ એવો નથી થતો કે આપણે જીવતા રહીને શત્રુને તાબે થવુ ' મરવું તો એક દિવસ છેજ, તો પછી ચાલો, આપણે બધા મનુષ્યની પેઠે મરીએ મનુષ્ય થઇને, ક્ષત્રી થઇને, રાજપૂત થઈને, મનુષ્યત્વહીન, પરાધીન જીવન કદિ સ્વીકારી શુ નહિ અમે આર્ય નારી છીએ સતીત્વને માટે પ્રાણ આપતા કદિ અચકાઇએ એમ નથી સ્વામીના પરલોક સીધાવ્યા પછી અસાર જીવન ગાળવાને બદલે, સ્વામીની ચિતામા બળીને સ્વામીના સાથી બનવું એ આપણું કર્તવ્ય છે નગરવાસી બહેનો ' આજે આપણે બધીઓ સાથે મળીને એકજ ચિતામા પ્રાણનું બલિદાન આપીશું. ત્યાર પછી આપણા આ ભયંકર મૃત્યુનું સ્મરણ હ્રદયમા તાજુ રાખીને, આપણા વીર નાગરિકો શત્રુઓના સામા થશે, અને શત્રુઓનો નાશ કરતા કરતા શત્રુઓની તલવારવડે રણક્ષેત્રમાજ ક્ષત્રીઓને શોભે એવા મૃત્યુને ભેટશે ! સાભળો ' આજે આપણે જે પવિત્ર, કઠોર, જહર વ્રતનું અનુષ્ઠાન કરીશું, તે વ્રતનુ અનુકરણ, પરદેશી અને પરધર્મી દુશ્મનોને હાથેથી ધર્મનુ રક્ષણ કરવા સારૂ, આપણી ભવિષ્યની રાજપૂતાણીઓ કરશે અને એમ કરીને ભારતનારીનું પવિત્ર નામ ઉજ્જવલ કરશે. '

રાણી આટલુ ભાષણ આપીને શાન્ત થઈ. સિંધ દેશના બધા વીરોએ મૂંગે મોએ રાણીની આજ્ઞાને અનુમોદન આપ્યું

એ વખતે શહેરની વચ્ચોવચ એક મોટી ચિતા સળગાવવામા આવી. રાણી અને શહેરમાની બીજી સ્ત્રીઓએ લાલ સાડીઓ પહેરીને હસતે હસતે ધગ ધગ સળગતી ચિતામા પ્રવેશ કર્યો. જોતજોતામા અગ્નિની હજારો ઝાળો આકાશને સ્પર્શ કરવા લાગી હજારો મનુષ્યોએ ત્યાં ઉભા રહીને, પોતાની આંખો આગળ સિંધુ રમણીઓનુ આ મર્મભેદી દ્રશ્ય જોયું કોઇની માતા તો કોઇની સ્ત્રી, કોઈની ભગિની તો કોઇની કન્યા, એકે એકે આ ચિતામા પ્રવેશ કરવા લાગી. વીરપુરુષોના હ્રદયમા પણ હજારો ચિતા સળગી ઉઠી.

થોડીવારમાં એ સર્વ આર્યરમણીઓ ભસ્મભૂત થઇ ગઈ એટલે ભયંકર ગર્જના કરીને હજારો વીરપુરુષો, પ્રલયકાળના એક જ્વલંત વજ્રની પેઠે

આરબસેના ઉપર તૂટી પડયા તેમના તેજથી તેમની તલવારોના ઝપાટાથી આરબસેનામાથી ઘણા લોકો માર્યા ગયા ઘણા દિવસનો રાજપુત્રોનો જઠરાગ્નિ પણ એ દિવસે તૃપ્ત થયો.

દાહિર મહિષીના તેજને લીધે એ દિવસેનો રાજપૂતોનો ટેક સચવાઈ રહ્યો. દાહિર રાજાની મહારાણીથીજ ભારતના ઇતિહાસમા ભીષણ અગ્નિકાંડ-'જહરવ્રત'નો પ્રચાર થયો

# रत्न ९८-९९ मुं-दाहिर राजानी बे कुंवरीओ



ખલીફા વલીના સેનાપતિ મહમદ બીન કાસીમે ઇ. સ ૭૧૮ મા ભારતભૂમિમા આવીને સિંધદેશના રાજા દાહિર ઉપર ચડાઈ કરી રાજા દાહિરે ઘણીજ વીરતાથી યુદ્ધ કર્યું, પણ એ સ્વદેશનું રક્ષણ કરવામા સફળ ન થયો રાજ્યની સાથે એણે પોતાનો પ્રાણ પણ ખોયો. તેની વીર રાણીએ પણ વીરતાથી શત્રુઓ સાથે યુદ્ધ કરીને, વિજયની કાંઇ પણ આશા ન રહી ત્યારે 'જહર વ્રત'નું પ્રથમ ઉદ્યાપન કર્યું એમ કહેવાય છે કે એ યુદ્ધમાથી શત્રુઓ દાહિર રાજાની બે રૂપવતી કન્યાઓને પણ ઉપાડી ગયા. એ બન્ને રમણીઓને બગદાદ શહેરમા મોકલી આપવામા આવી ખલીફા એમના અનુપમ રૂપલાવણ્યની વાત સાભળીને ઘણો પ્રસન્ન થયો, અને એ સુંદરીઓની સાથે પાપકર્મ કરવાની લાલસા તેના મનમા ઉત્પન્ન થઇ પોતાના વિલાસભવનમા એ રાજકુમારીઓને લાવવાનો તેણે હુકમ આપ્યો આજ્ઞાનું તરતજ પાલન થયું ક્ષત્રીકુળની પવિત્ર કમલિની, મદોન્મત્ત હાથી જેવા નિર્દય કામી મુસલમાન બાદશાહની સમક્ષ આણવામા આવી નિ સહાય, નિરાશ્રિત, અનાથ રાજપૂત કન્યાઓનું શિયળ ભંગ થવાનો પ્રસંગ આવી પહોચ્યો. દાહિર રાજાના પવિત્ર નામને કલંક લાગવાનો સમય આવી પહોચ્યો; પણ એ રાજકુમારીઓની રગેરગમા સચ્ચા રાજપૂતનું લોહી વહેતું હતું પાતિવ્રત્ય ધર્મની હિન્દુઓની પવિત્ર ભાવના તેમના દેહના પ્રત્યેક પરમાણુમાં પ્રવેશ કરી ગઈ હતી. એ શુદ્ધ હૃદયની રાજકુમારીઓએ જ્યારે જોયું કે અહિંયા બચવાનો બીજો કોઈ ઉપાય નથી, ત્યારે એમણે પોતાની બુદ્ધિથી એક યુકિત શોધી કહાડી. જે સમયે તેમને ખલીફાની રૂબરૂ લઇ જવામાં આવી તે વખતે એમણે રોવાનું

શરૂ કર્યું, અને રોતે રોતે કહ્યુ ' અમારૂ શરીર આપને સ્પર્શ કરવા લાયક નથી રહ્યુ હરામખોર કાસીમે અમારા શિયળનો ભગ કર્યો છે' આટલુ સાભળતા તા ખલીફા રાતોપીળો થઈ ગયો તરતજ એણે કાસીમને માટે સખ્ત સજા ફરમાવી. એણે પોતાની સેનાના અમલદારને હુકમ લખી મોકલ્યો કે ' મહમદ બીન કાસમને તાજા બળદના ચામડામા જીવતો શીવી દઈને જલદીથી અહિ રવાના કરી દો ' બનતી ઉતાવળથી આ કઠોર આજ્ઞાનુ પાલન થયુ. આખરે દુર્ગંધમય ચામડામા શીવાએલી તેની લાશ બગદાદ પહોચી. બને રાજકુમારીઓએ ખલીફાને આ પ્રમાણે ક્રોધાગ્નિમા નાખીને પોતાના શિયળનું રક્ષણ કર્યું તથા પોતાના પિતાના દેહ અને માતૃભૂમિના સ્વાતત્ર્યનો નાશ કરનાર મહમ્મદ કાસીમનું વેર લીધુ ધન્ય છે રાજકુમારીઓ તમારા સાહસને !

## रत्न १०० मुं—लल्लावदी



એક કાશ્મીરી રમણી હતી કાશ્મીરના એક મુસલમાન સાધુ હઝરત બુલબુલ શાહના ઉપદેશથી તેના માતપિતા મુસલમાન થયા હતા લલ્લા પણ શાહ સાહેબ પાસે ઉપદેશ લેવા જતી હતી શાહ સાહેબ એક આદર્શ ફકીર હતા તેના ઉપદેશથી લલ્લાનુ જીવન ઉત્કૃષ્ટ અને સસ્કારી બન્યું હતું એ ઘણી વિદુષી અને ભકત બની હતી. એમ કહેવાય છે કે લોકોના મનની વાત જાણી જવાની તથા ભવિષ્યમા દૃષ્ટિ નાખવાની અદ્ભુત સિદ્ધિ તેણે પ્રાપ્ત કરી હતી ઈ સ ૭૫૬ મા તેનુ મૃત્યુ થયું.

## रत्न १०१ मुं—सीतादेवी



ભોજ રાજાના સમયમા એનાજ રાજ્યમા એક વિદુષી રમણી હતી. સસ્કૃત ભાષામા સારી કવિતા રચી જાણતી. વિદ્વાનોની સભામા એને આમત્રણ મળતું, અને એ ક્ષોભ પામ્યા વગર પોતાની બુદ્ધિ તથા હાજરજવાબીથી સભાસદોને પ્રસન્ન કરતી. એક વખતે સભામા કવિઓની વાણીવિષે વાદવિવાદ ચાલી રહ્યો હતો, ત્યારે ભિન્ન ભિન્ન કવિ-

ઓએ ભિન્ન ભિન્ન ઉદ્‌ગાર કહાડયા હતા સીતાએ કહ્યું હતું ' એ બિચારા કવિઓને અને બિચારા હાથીઓને દૈવેજ મારી મૂકેલા છે, કે જેમને રાજાધિરાજના ઘરવિના શોભા મળતીજ નથી. "

એક દિવસે કવિ કાલિદાસને સભામા આવતો જોઇને રાજાને હર્ષ થયો, પણુ પાછો કાલિદાસ વેશ્યાલંપટ છે, એવો વિચાર આવતા જરા ખેદ પણુ થયો તે સમયે વિદ્વાનો જેને વદન કરતા હતા એવી સીતાદેવીએ રાજાનો અભિપ્રાય જાણી જઈને કહ્યુ કે "ગુણવાન પુરુષોમા દોષ જોવામા આવે તો-પણુ ગુણુ ઉપરજ પ્રેમ ધરાવનારા મનુષ્યો તેથી ખેદ પામતા નથી. લોકો ચદ્રમામા રહેલા કલકને પણુ પ્રેમથી જુએ છે. "

प्रीत्यैव शशिनि पतितं पश्यति लोक कलंकमपि ॥

રાજા સીતાદેવીના એ શ્લોકથી પ્રસન્ન થયો અને તેને પુષ્કળ ઈનામ આપ્યું

# रत्न १०२ मुं—अवंति सुंदरी



અવતિ સુદરી સસ્કૃત ભાષાના પ્રસિદ્ધ કવિ રાજશેખરની સ્ત્રી હતી. પતિ પત્નીનું જીવન ભારતવર્ષમા અભિન્ન હોય છે, એટલે એ વિદુષીનું ચરિત્ર આલેખતા પહેલા એના પતિનું વર્ણુન કરવું પડે છે

રાજશેખરે પોતાને " યાયાવરીય ' અર્થાત્ યાયાવર ઋષિના કુળમા ઉત્પન્ન થયેલો કહ્યો છે. કાવ્ય મીમાસામા જ્યા જ્યા એણે પહેલાના આચાર્યોથી જૂદા પડીને પોતાનો સ્વતંત્ર અભિપ્રાય દર્શાવ્યો છે, ત્યા આગળ " ઇતિ યાયાવરીય " " નેતિ યાયાવરીયઃ " આ યાયાવરીનો મત છે, આ યાયાવરીનો મત નથી એ પ્રમાણે લખ્યું છે. એના વડદાદા અકાલ જલદ મહા કવિ હતા. એમનું નામ તો બીજુ કાંઈ હતું, પણ એમના એક ચમત્કારી શ્લોકમા ' અકાલ જલદ ' શબ્દ આવી જવાથી એજ નામથી એ ઓળખાયા છે. સસ્કૃતમા બીજા કેટલાક કવિઓના નામ પણ એવી રીતે પડેલા દીઠામા આવ્યા છે. ચેદિ દેશના ભૂષણુ, સુરાનદ, તરલ, કવિરાજ આદિ પ્રસિદ્ધ કવિઓ પણુ આ યાયાવર વશમાજ ઉત્પન્ન થયા હતા. રાજશેખરના પિતા દુર્દુળ રાજાના મહામત્રી હતા અને તેની માતાનું નામ શીલવતી હતું.

રાજશેખર કનૌજના રાજા મહેન્દ્રપાલનો ઉપાધ્યાય હતો, અને તેના પુત્ર મહીપાલના સમયમા પણ એનું સન્માન હતું પ્રાચીન લેખ ઉપરથી જણાય છે, કે મહેન્દ્રપાલ વિક્રમ સવત ૯૬૦ મા અને મહીપાલ ૯૭૪ મા વર્તમાન હતો એજ રાજશેખરનો અને અમારી ચરિત્રનાયિકાનો સમય છે

રાજશેખરે પહેલા બાલરામાયણ અને બાલભારતની રચના કરી ત્યાર પછી વિદ્ધશાલમજિકા અને કર્પુરમજરી નાટક રચ્યા, અને છેવટે કાવ્ય મીમાસા નામનો અપૂર્વ ગ્રથ રચ્યો, જે રા. દલાલના પ્રયત્નથી ગાયકવાડ પ્રાચ્ય પુસ્તકમાલામાં છપાયો છે

અવતિ સુદરીનો જન્મ ચોહાણ ક્ષત્રી કુળમા થયો હતો એ વખતે પણ બ્રાહ્મણે ક્ષત્રીની કન્યા સાથે લગ્ન કરવું એ અનોખી વાત નહોતી ગણાતી. એકજ બ્રાહ્મણના બ્રાહ્મણીથી થયેલા સતાન બ્રાહ્મણ અને ક્ષત્રી સ્ત્રીથી થયેલા સતાન ક્ષત્રી ગણાયા હોય એવા અનેક પ્રમાણ છે

કર્પૂરમજરી નાટિકાનો પહેલો ખેલ અવતિ સુદરીની ઇચ્છાથીજ થયો હતો

એ ઘણી વિદુષી હતી કાવ્યશાસ્ત્રમા એ બહુ સારી રીતે પારાગત હતી કાવ્ય મીમાસામા એના પતિએ ત્રણ જગ્યાએ એના અભિપ્રાયને ટાકયા છે, જેથી વિદ્વાનો અનુમાન કરે છે, કે એણે કાવ્યશાસ્ત્ર ઉપર કોઈ ગ્રથ પણ લખ્યો હશે

કવિતાનો ‘ પાક ’ શો છે ? વામનના મતવાળા એવુ કહે છે કે કવિએ એવા એવા પદ ગોઠવવા જોઇએ કે જે બદલી ન શકાય. એનુંજ નામ શબ્દ પાક છે એ ઉપરથી અવતિ સુદરીનો અભિપ્રાય છે, કે એ તો અશક્તિ થઇ, પાક નહિ. એક વસ્તુ ઉપર મહા કવિઓના અનેક પાઠ પણ પાકવાન હોઈ શકે છે. એટલા માટે ‘ રસોચિત-સૂક્તિ ’-રસને છાજે એવી રીતે કહેલું સરસ વચનજ પાક છે. ગુણ, અલકાર, રીત, ઉક્તિ, શબ્દ, અર્થ એને એવા ક્રમથી ગોઠવ્યા હોય કે વિદ્વાનોને ગમી જાય તો એજ એના અભિપ્રાય પ્રમાણે વાકય પાક છે. કહેનાર પણ હોય, શબ્દ પણ હોય, રસ પણ હોય, છતાયે એક એવી વસ્તુ બાકી રહી જાય છે કે જેના વગર વાણીમાથી મધ નથી ટપકતું

( ૨ ) અર્થ ભલે રસનો અનુગુણ હોય કે વિગુણ હોય, કાવ્યમા કવિ-વચનજ રસ ઉપજાવે છે અથવા બગાડે છે અર્થ નહિ-પાલ્ય કીર્તિનો મત

છે કે વસ્તુનું રૂપ ગમે તેવુજ ન હોય, પણ રસીલાપણું તો કહેનારના હાથમા છે જે અર્થને રાગી વખાણશે એનેજ વિરાગી વખોડશે અને મધ્યસ્થ એ બાબતમાં બેપરવા રહેશે. અવંતી સુદરી કહે છે કે વસ્તુના રૂપનો સ્વભાવ નક્કી કરેલો નથી, એ તો વિદગ્ધના કહેવાના ઢગ ઉપર આધાર રાખે છે

એ કહે છે કે ગુણુ કે અવગુણુ ઉક્તિને વશ છે, વસ્તુસ્વભાવ કવિને કાઇ કામનો નથી ચદ્રમાની સ્તુતિ કરનારો એને 'અમૃતાશુ' કહે છે, અને ધૂર્ત એની નિદા કરીને 'દોષાકર' (રાતને પાડનારો, અથવા દોષનો ભંડાર) કહી નાખે છે.

કાવ્યની ચોરી ઉપર રાજશેખરે ઘણુ લખ્યું છે અને સિદ્ધાત કર્યો છે, કે 'ન તો વાણીઆ ચોરી કર્યા વગર રહે છે ન તો કવિ જેને છાનું રાખતા આવડે છે તે બદનામ થયા વગર મજાહ કરે છે'

नास्त्यचौर. कविजनो नास्त्यचौरो वणिग्जनः ।
स नंदति विना वाच्यं यो जानाति निगूहितुम् ॥

આ વિષયમા પૂર્વ પક્ષ એવો રાખ્યો છે કે ચોરી ન શીખવવી જોઇએ, કેમકે વખત વીતતા મનુષ્યની બીજી ચોરીઓ તો જતી રહે છે, પણ વાક્ ચૌર્ય–કવિતા કે લખાણની ચોરી–પુત્રપૌત્રો સુધી પણ મટતી નથી

એના ઉપર અવતિ સુદરી કહે છે કે "આ (બીજા કવિ) ની પ્રસિદ્ધિ નથી, મારી છે, એની પ્રતિષ્ઠા નથી, મારી છે એનું વસ્તુ ક્રમ વગરનું છે, મારૂ ક્રમપૂર્વક છે, એના વચન ગળોના જેવા, મારા દ્રાક્ષના જેવા છે એ ખાસ ભાષાનો આદર નથી કરતો હું કરૂ છુ; એની રચનાને ઓળખનારા મરી ગયા, એનો કર્તા દૂર દેશાવરમાં રહે છે, ઇત્યાદિ કારણોને લીધે લોકો શબ્દ કે અર્થને ચોરવામા મનને પરોવે છે."

અવતિ સુદરીએ પ્રાકૃત કવિતામા આવનારા દેશી શબ્દાનો એક કોશ બનાવ્યો અને એમા પ્રત્યેક શબ્દનો પ્રયોગ બતાવવા પોતાનું રચેલું ઉદાહરણ આપ્યું. હેમચન્દ્રાચાર્યે પોતાની દેશી નામમાલામા બે જગ્યાએ અવતિ સુદરીના મતભેદનો ઉલ્લેખ કરીને તેની ઉદાહરણોવાળી કવિતાને ઉતારી છે.

અવતિ સુદરી જેવી પ્રોઢ અને વિદુષી પત્નીના પતિના સ્રીકેળવણી સંબંધમા કેવા વિચાર હશે ? સાભળો. એ કાવ્ય મીમાસામા પૃ. ૪૩ મે લખે છે "પુરુષોની પેઠે સ્રીઓ પણ કવિ બનો. સંસ્કાર તો આત્મામાં છે,

એ સ્ત્રી કે પુરુષના ભેદની પરવા નથી કરતા રાજાઓ અને મંત્રીઓની કન્યાઓ, વેશ્યાઓ. કૌતુકીઓની સ્ત્રીઓ, શાસ્ત્રોમાં પારગત બુદ્ધિવાળી અને કવિ જોવામા અને સાભળવામા આવી છે"*

## रत्न १०३ मुं--अक्कादेवी



ગુર્જરવંશી રાજાઓનું મહારાજ્ય નષ્ટ થયા પછી હિંદુસ્તાનમા જે અનેક રાજવંશીઓએ સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી હતી, તેમાના કોઈએ સોલંકીઓના જેવુ પ્રભાવશાળી અને વિસ્તારવાળુ રાજ્ય સ્થાપ્યુ નહોતુ આપણા દેશના ઘણા રાજવંશોનો પ્રાચીન ઈતિહાસ મળી આવતો નથી, પણ સદ્દભાગ્યની વાત છે કે સોલંકી વંશના ઘણા રાજાઓ વિદ્યાના શોખીન અને વિદ્વાનોનો આદર-સત્કાર તથા વિદ્યાની વૃદ્ધિ કરનારા થઇ ગયા છે, એ કારણને લીધે તેમની પ્રશંસામા લખેલા અનેક પ્રાચીન પુસ્તકોમાથી એમનો થોડો ઘણો વૃત્તાત મળી આવે છે.

સોલંકી રાજપૂતો પોતાને અગ્નિવંશી ગણે છે અને વસિષ્ઠ ઋષિદ્વારા તેમનો મૂળ પુરુષ ચૌલુક્ય અથવા ચાલુક્ય આબુ પર્વત ઉપર ઉત્પન્ન થયો હતો, એમ માને છે.

જૂના તામ્રપત્રો, શિલાલેખો તથા પુસ્તકો ઉપરથી જણાય છે કે, સોલંકીઓનું રાજ્ય પહેલા અયોધ્યામાં હતું. ત્યાથી તેઓ દક્ષિણમા ગયા ત્યાથી પાછા ગુજરાત, રાજપૂતાના, વાઘેલખંડ આદિ દેશોમા ફેલાયા

જે સન્નારીનો ટુંકો પરિચય આ ચરિત્રમા અમે આપવા માગીએ છીએ, તેનો જન્મ દક્ષિણના સોલંકી રાજવંશમા થયો હતો. એ સત્યાશ્રય રાજાના નાના ભાઇ દશદર્માની પુત્રી અને વિક્રમાદિત્ય પાચમાની બેન થતી હતી. સત્યાશ્રય રાજાનુ મૃત્યુ વિક્રમ સંવત ૧૦૬૫ ઈ૦ સ૦ ૧૦૦૯ ની લગભગમા થયું હતું, અને તેને કોઇ પુત્ર ન હોવાથી તેની ગાદી તેના ભત્રીજા વિક્રમાદિત્યને મળી હતી. અકકાદેવીની માતાનુ નામ ભાગ્યવતી હતુ. કેટલીક જગ્યાએ તેનું નામ ભાગલદેવી પણ લખ્યું છે.

* નાગરી પ્રચારિણી પત્રિકા ભા ૨ અ ૧ માં સ્વર્ગસ્થ પંડિતશ્રી ચંદ્રધરશર્મા ગુલેરી બી એ ના લેખ ઉપરથી.

અક્કાદેવીને તેનાં માતપિતા તરફથી સારૂ શિક્ષણ મળ્યુ હતુ. એ ઘણી વીર પ્રકુતિની સ્ત્રી હતી. રાજકાર્યમા પણ એ ઘણી નિપુણ હતી. તેનુ લગ્ન કદમ્બવશી કોઈ સામન્ત સાથે થયુ હતુ. તેના સ્વામીનુ નામ જાણ્યામા નથી.

બેલુર સ્થાનમાથી મળી આવેલા શક સવત ૯૪૪ (વિક્રમ સવત ૧૦૭૯ ઇ. સ. ૧૦૨૨) ના કાનડી ભાષાના એક લેખ ઉપરથી જણાઇ આવે છે કે એ સવતમા (ઇ સ ૧૦૨૨) માં એ 'કિસુકાડ સપ્તતિ' નામના પ્રદેશ ઉપર રાજ્ય કરતી હતી સિત્તેર ગામોના કિસુકાડ પ્રદેશને–'કિસુકાડ સપ્તતિ' કહેતા હતા. એ પ્રદેશ બાદામી તાલુકામાં આવેલો છે.

અક્કાદેવી ઘણી સદ્ગુણી અને એકવચની સ્ત્રી હતી યુદ્ધકળામા તે ઘણી પ્રવીણ હતી રણભૂમિમા તે ભૈરવીની સમાન શત્રુઓનો સહાર કરતી હતી ઘણા ઉદાર સ્વભાવની હતી કોઇ પણ ધર્મ ઉપર તેને દ્વેષ નહોતો. જૈન, બૌદ્ધ, શૈવ તથા વૈષ્ણવ સપ્રદાયોનો એ એકસરખો આદર કરતી હતી.

પોતાના મોટાભાઇ વિક્રમાદિત્ય પાચમાના સ્મરણાર્થે તેણે એક ગામનું દાન કરી દીધુ હતુ અને એક મડપ બનાવ્યો હતો

બીજા કેટલાક પ્રાચીન લેખો ઉપરથી જણાય છે કે એકવાર અક્કાદેવીએ ગોકાગે ( બેલગામ જીલ્લામાં આવેલું ગોકાક ) ના કિલ્લા ઉપર ઘેરો ઘાલ્યો હતો અને ઉપર જણાવેલી સિત્તેર ગામ 'કિસુકાડ સપ્તતિ' ઉપરાત ત્રણ બીજા પ્રદેશ પણ તેના અધિકારમા આવ્યા હતા. તેની જાગીરનું મુખ્ય સ્થાન વિક્રમપુર ( બીજાપુર જીલ્લામાં ) મા હતુ. શ૦ સ૦ ૯૭૫, વિ૦ સ૦ ૧૧૧૦, ઇ૦ સ૦ ૧૦૫૩ સુધી તો એ રાજ્ય કરતી હતી, એવું પ્રમાણ મળી આવે છે આગળની કાંઇ ખબર નથી. તેના પુત્રનુ નામ મહામડલેશ્વર કાદબ તોયિમદેવ હતું. એ ઇ સ. ૧૦૬૬ મા વનવાસી અને પાનુગલ નામના સ્થાનોમા રાજ્ય કરતો હતો.

# रत्न १०४ मुं–नर्मदा



સિદ્ધ ભોજરાજાના સમયમા ધારાનગરીમા એક સુધર્મા નામનો બ્રાહ્મણ રહેતો હતો. એ સદા ઇશ્વરભકિતમા લીન રહેતો હતો. પરોપકારને માટે તેનું મન સમુદ્રની પેઠે ઉછાળા મારતું હતું, પરતુ એની પાસે પોતાની ઇચ્છા પૂર્ણ કરવા જેટલું ધન નહિ હોવાથી મનના

તર ગે મનમાજ શમાવવા પડતા છતા પણ પોતાની શકિત મુજબ પુણ્યદાન કરવાનુ એ ચૂકતો નહિ વિધાતાએ સદ્ભાગ્યે એક ઘણી સુશીલ અને દયાળુ સ્ત્રી સાથે તેનુ પાનુ પાડયું હતું તેની સ્ત્રીનું નામ નર્મદા હતું. નર્મદા ઘણી પતિવ્રતા હતી એ કદિ પરપુરુષનુ મો જોતી નહિ. પરપુરુષ તો એ પ્રચડ અગ્નિ સમાન ગણતી, કે જેની પાસે જવાથીજ શરીરમા બળતરા ઉત્પન્ન થાય છે, તો તેનો સ્પર્શ કરવાની તો વાતજ શી ? નર્મદા હમેશા પતિના ઉઠતા પહેલા ઉઠી સ્નાન કરતી તથા સ્વચ્છ વસ્ત્ર પહેરીને ગીતાનો પાઠ તથા ભગવદ્ ભજન કરતી. પતિના ઉઠયા પછી એ તેને ગરમ પાણીથી સ્નાન કરાવતી, તેના વસ્ત્ર ધોઈને સ્વચ્છ કરતી, તેના પૂજાપાઠ તથા અગ્નિ હોમની સામગ્રી તૈયાર કરતી, અને બીજી સર્વ રીતે તનમનધનથી પતિની સેવામા તત્પર રહેતી. સુશર્મા કોઇ દિવસ કોઇની પાસે યાચના કરવા જતો નહોતો દક્ષિણા લેવી એ તેને ઝેરના કરતા પણ વધારે કડવુ લાગતું હતુ એટલા માટે વગર માગ્યેજ જે કાંઇ ઘેર બેઠે મળી જતુ તેટલા ઉપર સતોષ માનીને પતિ પત્ની આનદમા ગુજરાન ચલાવતા હતા

ભોજરાજા ઘણો દાની, ગુણી તથા ધાર્મિક હતો તેણે પોતાના આખા રાજ્યમા કોઈને મૂર્ખ અને અભણ રહેવા નહોતો દીધો દાન અને વિદ્યાદ્વારા તેણે પ્રજાને સુપડિત અને અયાચક બનાવી દીધી હતી એક દિવસ તેણે કવિ કાલીદાસને મોએ પડિત સુશર્માની પત્ની નર્મદાના સતીત્વ અને પાતિવ્રત્યની પ્રશસા સાભળી સતી નર્મદાના સતીત્વની પરીક્ષા કરવાના ઈરાદાથી રાજા ભોજે દ્રવ્ય આપીને લલચાવવા સારૂ પડિત સુશર્માને બોલાવ્યો સુશર્મા જે વખતે રાજા ભોજ પાસે જવા લાગ્યો, તે વખતે નર્મદાએ તેને હાથ જોડીને કહ્યુ ‘ મહારાજ ! રાજા ભોજ મોટા દાની છે. એ કદાચ તમને દ્રવ્ય આપવા માડે તો તમે લેશો નહિ, કારણ કે દાન લેવાથી આપના તપમા ભગ પડી જશે ભૂખે મરી જવાય તો ભલે પણ દાન લેવું એ તો ગેરવ્યાજબી છે

સુશર્મા પણ નિર્લોભી હતો એ રાજાની સભામા જઈને ઉભો રહ્યો એટલે રાજા ભોજે તેનો ઘણો આદરસત્કાર કર્યો તથા વિધિપૂર્વક તેનું પૂજન કરીને ચરણોદક પીધુ પછીથી હજારો મહોરો મગાવીને બ્રાહ્મણને અર્પણ કરી. બ્રાહ્મણે સતુષ્ટ થઈ રાજાને આશીર્વાદ આપ્યો તથા વિનયપૂર્વક કહ્યુ, “પૃથ્વીનાથ ! આજે આપની બ્રાહ્મણો ઉપરની ભકિત જોઇને હુ પ્રસન્ન થયો છુ ઈશ્વર આપને ચિરજીવી કરે એજ મારો ખરા અંત કરણનો આશીર્વાદ છે પરતુ, આ ધનની મારે કાંઇ પણ જરૂર નથી. ધન તો રાજાઓની પાસેજ

શોભે છે. હુ એક દીન–દરિદ્ર બ્રાહ્મણ છુ. અમારે માટે તો તપ એજ અખુટ ધન છે અને એ તપદ્વારાજ અમારૂં પાલન થાય છે મારે લાયક કઇ કામ-કાજ હોય તો ફરમાવો.

એટલુ કહીને બ્રાહ્મણ સુશર્મા ત્યાંથી ચાલ્યો ગયો. આ યત્નમાં સફળ નહિ થવાથી ભોજરાજાએ બીજી યુકિત રચી જે વખતે બ્રાહ્મણ સુશર્મા દેવમંદિરમા દર્શન કરવા ગયો હતો તે વખતે સાધુનો વેશ ધારણ કરીને રાજા એને ઘેર પહોચ્યો, અને બારણા આગળ ઉભો રહી 'भवति भिक्षां देहि' ની બૂમ પાડી. નર્મદા કદિ કોઈ પરપુરુષ સાથે બોલતી નહોતી, પણ સાધુસન્ત ઉપર તેની પૂર્ણ ભકિત હતી. વળી અતિથિ અભ્યાગતનો સત્કાર કરવો એ આર્ય લલનાઓનું પ્રથમ કર્તવ્ય છે, એ વાત નર્મદા સારી પેઠે જાણતી હતી. એટલે સાધુનો અવાજ સાભળીને એ તુરત મુઠી આટો લઇને બહાર આવી પરન્તુ સાધુરૂપ ભોજરાજાને તો એની પરીક્ષા કરવી હતી એટલે તેણે લોટ લેવાની ના કહી અને ભોજન કરવાની ઈચ્છા પ્રગટ કરી. જો કે એ વખતે ઘરમા ધણીધણીઆણી બેને ખાવા જેટલુંજ ધાન્ય હતું, તોપણ સતી નર્મદાએ પોતાના ભાગનું ધાન્ય રાધીને સાધુને હાથપગ ધોવરાવીને આસનપર બેસાડયા, તથા થાળીમા રસોઇ પીરસીને ભોજન કરવાની વિનતિ કરી, પરન્તુ સાધુને કાઇ ભોજન થોડુ જ કરવુ હતું તેને તો જોવુ હતું કે નર્મદામા કેટલુ પાણી છે. તેણે કહ્યુ 'મીઠી વસ્તુ વગર અતિથિનો પૂરો સત્કાર નથી થતો' સાધુના આ વચનો સાભળીને નર્મદાને ઘણો ખેદ થયો, કારણ કે એ વખતે સાધુને ખવરાવવા જેવો મીઠો પદાર્થ કોઇપણ ઘરમા નહોતો, તેમજ ઘરમા પૈસા પણ નહોતા તેણે પતિના ભાગના ચોખા બજારમા વેચવા મોકલ્યા તથા એ પૈસામાથી પડોશણ પાસે ખાંડ મંગાવીને સાધુને પીરસી. સાધુ વેશધારી ભોજરાજા નર્મદાની સાધુભકિત અને સત્યનિષ્ઠા જોઇને ઘણો પ્રસન્ન થઇ ગયો. મનમા ને મનમા એ નર્મદાની ઘણી પ્રશંસા કરવા લાગ્યો. એણે પોતાના રાજચિન્હો છુપાવવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો, પણ ચતુર નર્મદા તેના મો ઉપરના તેજથી કળી ગઇ કે આ ભોજરાજા છે. તેથી તેણે કહ્યું 'નૃપતિ ભોજરાજ ! આપ ઘણા પુણ્યવાન અને બુદ્ધિના ભંડારરૂપ છો. આપ પરસ્ત્રીને માતારૂપ ગણો છો માટે મારી પરીક્ષા લેવા સારૂ આપે આ ઉપાય ગ્રહણ કર્યો, એ વ્યાજબી નથી કર્યું.'

સતીના આવા મૃદુ વચનો સાંભળીને સાધુવેશધારી ભોજરાજ ગદ્ગદ્

થઇ ગયો અને નર્મદાની પ્રદક્ષિણા કરીને નમ્રતાપૂર્વક હાથ જોડીને બોલ્યો 'માતા! મને ક્ષમા કરો. મે તમારો મોટો અપરાધ કર્યો છે હવે દયા લાવીને મને ક્ષમા કરો, અને મને આપનો સેવક સમજો '

નર્મદાએ શાન્ત ભાવે ઉત્તર આપ્યો 'આપ ભય ન પામશો હુ જાણુ છુ કે આપ કપટ કરીને મારૂ શિયળ ભ ગ કરવાની ઇચ્છાથી અત્રે નહોતા આવ્યા તમારો ઉદ્દેશ મારા પાતિવ્રત્યની પરીક્ષા લેવાનો હતો એટલા સારૂજ હુ તમને આજે માફી આપુ છુ, પણ ફરીથી કોઈ દિવસ એ પ્રમાણે સતીને છળવાનો યત્ન ન કરશો. તમારે ખાત્રી રાખવી કે તમે કોઇ પણ ઉપાયથી મારૂ શિયળ ભ ગ કરવામા સમર્થ ન થાત, કારણ કે પતિવ્રતા સ્ત્રીનું સત્ તોડાવવાની શકિત સ સારમા કોઇનામા પણ નથી હુ કોઈ પરપુરુષ સાથે વાતચીત નથી કરતી, પણ આપને સાધુ સમજીને આટલો વાર્તાલાપ કર્યો છે. તેથી મારા પાતિવ્રત્ય વ્રતમા કાંઇ પણ ન્યૂનતા આવી શકે એમ નથી પતિવ્રતા સ્ત્રીઓના ચાર પ્રકાર છે ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ અને અધમ જે સ્ત્રીનો એવો નિશ્ચય હોય છે કે, પોતાના પતિ વગર દુનિયામા કોઈ પુરુષજ નથી, તે ઉત્તમ પ્રકારની પતિવ્રતા છે એ તો એમજ સમજે છે કે મારા પતિ વગર બધા નપુસકજ છે. મધ્યમ શ્રેણીની પતિવ્રતા પરપુરુષને ભાઈ, પિતા અને પુત્ર સમાન ગણે છે. જે સ્ત્રીઓ પોતાના કુળની આબરૂ સાચવવા ખાતર, ધર્મથી બ્હીને શિયળ સાચવી રાખે છે, તે નિકૃષ્ટ પતિવ્રતા છે, અને જે લાગ નહિ મળવાના સબબથીજ શિયળ સાચવી શકી છે, તે અધમ પતિવ્રતા છે. હુ પરણ્યા પછી પતિ સિવાય બીજા બધા પુરુષને નપુસક ગણતી આવી છુ આજ દિનસુધી મે પ્રાણનાથ સિવાય બીજા કોઈ પુરુષ સાથે વાત નથી કરી. આજ પતિ ઘેર નહિ હોવાથી અતિથિ ગણીને, અને અતિથિને ભિક્ષા આપ્યા વગર ખાલી હાથે પાછા મોકલવા એ શાસ્ત્રવિરુદ્ધ હોવાથી આપની સાથે વાતચીત કરી છે. મારી પૂર્ણ ખાત્રી છે કે પતિદેવ મારા ઉપર આ અપરાધને માટે કદી અપ્રસન્ન નહિ થાય.'

સતી નર્મદાનો ઉપદેશ સાભળીને ભોજરાજા ઘણોજ પ્રસન્ન થયો, અને તેના શુદ્ધ પ્રતિપ્રેમ તથા સતીત્વની અત્યંત પ્રશ સા કરીને, તેને સાષ્ટાગ દ ડવત્ પ્રણામ કરી મહેલ ભણી રવાના થયો

જ્યારે બ્રાહ્મણ સુશર્મા દેવદર્શન કરીને ઘેર આવ્યો ત્યારે સતી નર્મદાએ ધ્રુજતે શરીરે હાથ જોડીને સઘળો વૃત્તાંત કહી સ ભળાવ્યો, તથા પરપુરુષની

સાથે વાર્તાલાપ કરવા માટે ક્ષમા માગી

બ્રાહ્મણે ભોજરાજાના સદ્‌ગુણોનો વિચાર કરી પોતાની ગેરહાજરીમા તેનો સત્કાર કરવા માટે નર્મદાની ઘણી પ્રશસા કરી

---

## रत्न १०५ मुं–सुलक्षणा



રાજા ભોજના સમયમા વિષ્ણુદત્ત નામનો એક અગ્નિહોત્રી બ્રાહ્મણ ધારાનગરીમા રહેતો હતો એ ઘણો પડિત અને શાસ્ત્રવિશારદ હતો તેની સ્ત્રીનું નામ સુલક્ષણા હતું સુલક્ષણામા નામ પ્રમાણેજ ગુણ પણ હતા એ ઘણી સ્વરૂપવતી, સુઘડ, ચતુર, બુદ્ધિમતી, સુશિક્ષિત, પતિવ્રતા, ઘરકામમા કુશળ અને મધુરભાષી હતી પતિની આજ્ઞા માનવામા એ ઘણીજ દૃઢ હતી. એક વખતે વિષ્ણુદત્તે તેની પાસે પાણી માગ્યું એ પાણીનો પ્યાલો ભરીને લાવી એટલીવારમાં વિષ્ણુદત્ત કોઈ જરૂરનું કામ સાભળી આવ્યાથી પત્નીને ‘ જરા ઉભી રહે ’ એમ કહીને બજારમા ચાલ્યો ગયો દૈવસ યોગથી એ આખો દિવસ વિષ્ણુદત્ત કામમાજ લાગી રહ્યો અને સાજસુધી તેને ઘેર જવાની ફુરસદ મળી નહિ. ઘેર આવીને જુએ છે તો તેની પત્ની સુલક્ષણા એની એ જગ્યાએ હાથમાં પાણીનું પવાલું લઇને ઉભી છે જેઠ મહિનો હતો અને ગરમી બહુ સખ્ત પડતી હતી. જે વખતે વિષ્ણુદત્ત બજારમા ગયો તે વખતે તો ત્યા આગળ છાયડો હતો, પરન્તુ પાછળથી બપોરને વખતે ત્યા ખબ પ્રચ ડ તડકો પડવા લાગ્યો, પણ સુલક્ષણા એ તડકાથી જરા પણ કટાળ્યા વગર પતિના શબ્દોને માન આપીને ત્યાજ ઉભી રહી હતી વિષ્ણુદત્ત તેને ત્યાજ ઉભી રહેલી જોઇને ઘણુ આશ્ચર્ય પામી ગયો, અને તેનુ કારણ પૂછવા લાગ્યો. સુલક્ષણાએ નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યો ‘ હે નાથ ! આપ જતી વખતે કહી ગયા હતાને ! કે ‘જરા ઉભી રહે’ તો પછી હુ આજ્ઞા વગર કેવી રીતે બેસી શકુ ’

વિષ્ણુદત્તને પોતાની સ્ત્રી ઉપર પૂર્ણ વિશ્વાસ હતો. એ સારી પેઠે જાણતો હતો કે સુલક્ષણા પ્રાણ જતાસુધી પણ ધર્મને છોડે એવી નથી. એક દિવસ તેણે સુલક્ષણાની પરીક્ષા લેવા સારૂ પોતાના એક મિત્રને કોઇ બાગમાં મોકલી દીધો અને કહ્યું કે આ બાગમાં જે સ્ત્રી આવે તેને લલચાવીને તારા

વશમા કરવાનો યત્ન કરજે. પછીથી ઘેર જઇને એણે સુલક્ષણાને ભગવાનના પૂજન માટે પુષ્પ લાવવા સારૂ એજ બાગમા મોકલી પતિની આજ્ઞાનુસાર સુલક્ષણા ત્યા જઈને ફૂલની કયારીઓમા પેસીને પુષ્પ તોડવા લાગી, એટલામા એક છેલછબીલા જવાને આવીને કહ્યું "પ્યારી ! શું કરો છો ? જરા મારી પાસે તો આવો ? આટલા બધા સુદર હોવા છતા તમે આવા મલિન વસ્ત્ર કેમ પહેર્યા છે ? ચાલો મારી સાથે હુ તમને સુંદર વસ્રાલકાર આપીશ.'

આ પ્રમાણે અનેક પ્રકારની લાલચો બતાવીને સુલક્ષણાને પોતાની તરફ ખેચવાનો તેણે પ્રયત્ન કર્યો. કોઇ ભોળી સ્રી હોત તો જરૂર એ પ્રપચી યુવકની પ્રેમજાળમાં ફસાઈને પોતાના સતીત્વનો નાશ કરત, પણ સુલક્ષણા તો ખરેખરી પતિવ્રતા હતી. એણે તે યુવકની વાત ઉપર જરા પણ ધ્યાન ન આપ્યુ અને પુષ્પ લીધા વગરજ ધડકતે હૃદયે દોડતી દોડતી ઘેર પહોચી. તેનુ મો ઉતરેલુ જોઇને પતિ વિષ્ણુદત્તે વિચાર્યું કે જરૂર કાઈ ગોટાળો થયો છે, પણ સુલક્ષણાએ વગર પૂછેજ બધા સમાચાર કહી સભળાવ્યા, તથા ભવિષ્યમા ફૂલ વીણવા જવાની સાફ ના કહી ત્યારેજ વિષ્ણુદત્તની ખાત્રી થઈ કે સુલક્ષણા પોતાનું પાતિવ્રત્ય સાચવી શકી છે.

એક વખત રાત્રીના સમયે વિષ્ણુદત્ત સુલક્ષણાના ખોળામા માથુ મૂકીને સુઇ રહ્યો હતો અને સુલક્ષણા તેને પંખો નાખી રહી હતી, એટલામા અકસ્માત તેનો એક દોઢ વર્ષનો કોમળ પુત્ર રમતો રમતો સળગતી આગમાં પડી ગયો. હવે સુલક્ષણા ગભરાઇ કે શું કરવું ? જો પુત્રને બચાવવા સારૂ પતિને ખોળામાથી ઉઠાડુ છુ, તો પતિની ઉઘ ઉડી જવાથી તેમને કષ્ટ થશે, અને જો નથી ઉઠાડતી તો વહાલો પુત્ર સળગીને મરી જશે એવા સકટના સમયમા તેણે હાથ જોડીને પરમેશ્વરની પ્રાર્થના કરી કે હે દીનાનાથ ! જગત્-રક્ષક સર્વાન્તર્યામી દીનદયાળુ ! જો મે આજ દિનસુધી મારા પતિ સિવાય બીજા કોઇ પુરુષની સ્વપ્નમા પણ ઇચ્છા ન કરી હોય, જો મારા હૃદયમા પ્રાણ-પતિ સિવાય બીજા કોઇને પણ સ્થાન ન મળ્યું હોય, અને જો હું સાચી પતિવ્રતા હોઉં તો આ પ્રચંડ અગ્નિને પણ ચદનના જેવો શીતળ કરી દેજો.

એમ કહેવાય છે કે સુલક્ષણાના મોમાથી આ શબ્દો નીકળતાવારજ ઇશ્વર-ની કૃપાથી અગ્નિ એકદમ શાત થઇ ગયો, અને તેનો પુત્ર હસતો રમતો માતાના ખોળામાં આવીને બેઠો ભોજરાજા આ વખતે નગરચર્ચા જોવા નીકળ્યો હતો તે કમાડનાં છિદ્રમાંથી આ બધું દશ્ય જોઇ રહ્યો હતો. આજનો

દેખાવ જોઈને એ ઘણોજ આશ્ચર્ય પામ્યો, અને સુલક્ષણાના સતીત્વની પ્રશસા કરતો કરતો મહેલ તરફ ગયો ! ધન્ય છે એવી પતિવ્રતાઓને ! એમના સતીત્વના પ્રભાવથીજ ભારતવર્ષ હજુ પણ ટકી શકયુ છે વસુધરા ભારતમા હજુ પણ શિયળવતી સન્નારીઓનો અભાવ નથી, એ આપણા સદ્ભાગ્યની વાત છે

## रत्न १०६ मुं—कळावती



એ કવિ કાળિદાસની કન્યા હતી. પિતાની પેઠે સુશિક્ષિત અને ઘણી ચતુર હતી. એની બુદ્ધિ ઘણી તીવ્ર હતી. પિતાને સાહિત્યચર્ચામા ઘણી વાર મદદરૂપ થઇ પડતી

એક સમયે ભોજરાજ નદી કિનારે ગયો હતો ત્યા એક સુન્દર યુવતીને નદીના પૂરમા તણાઇ આવતી જોઇ. રાજાએ નદીમા પડીને તેને કિનારે ખેચી આણી. તેની મનોહર કાન્તિ જોઈને એ મોહિત થઇ ગયો, અને તેની સાથે વિષયભોગ કર્યો કામનો કેફ ઉતરી ગયા પછી જોયું તો એ મરી ગયેલીજ જણાઈ. શબની સાથે પોતે ક્રીડા કરી તેથી રાજાને ઘણોજ પશ્ચાત્તાપ થયો નોકરોને આજ્ઞા આપી એક રાણીને છાજે એવી રીતે તેનો અત્યેષ્ટિસસ્કાર કરાવ્યો.

રાજમહેલમા જઇને ભોજરાજાએ કવિ કાલિદાસને પૂછયું

**मनोमहीला विष्याविताता कामस्य सत्यं जनक कवे क. ।**

એટલે કે ‘ હે કવિરાજ ! કામદેવને જન્મ આપનાર તો રૂપ, રસ, ગંધ, સ્પર્શ આદિ વિષયો છે, અર્થાત્ એને ઘણા જનક છે, પણ એમા ખરો જનક કોણ ?’

રાજાનો આ પ્રશ્ન સાભળી કાલિદાસ વિચારમા પડયો, પણ કઇ ઉત્તર સૂઝયો નહિ. આઠ દિવસની મુદત માગી. આઠમે દિવસે કાઇ પણ ખુલાસો નહિ સૂઝવાથી એ ઘણા ઊંડા વિચારમા પડયો હતો એવામાં એની પુત્રી કળાવતી ત્યાં આવી અને પિતાના શોકનું કારણ પૂછવા લાગી.

કાલિદાસે કહ્યું “ અનેક ગ્રન્થો ફેદી નાખ્યા પણ જેનો ખુલાસો મળતો નથી એવા પ્રશ્નનો ઉત્તર તું શો આપવાની છે ?

કળાવતીએ કહ્યું ‘ કેટલીક વખત મહાન્ વિદ્વાનો જેમા ગોથાં ખાય છે

તેમાં સાધારણ બુદ્ધિના મનુષ્યને માર્ગ જડી આવે છે. માટે આપ આપની શંકા મને જણાવો."

કાલિદાસે રાજાનો પ્રશ્ન જણાવ્યો. કળાવતીએ ત્રીજે દિવસે સવારે એ પ્રશ્નનો ઉત્તર આપવાનું જણાવ્યુ

કળાવતીનું લગ્ન એજ નગરમા એક પડિત સાથે થયુ હતું માતાનુ મૃત્યુ થયેલું હોવાથી એ સવારસાજ પિતાને ઘેર જઈ એને જમાડી સાજ પડતા પહેલા પોતાને સાસરે જઇ પતિસેવામા નિમગ્ન થતી હતી એ દિવસે એણે સાસરે જવાનું માડી વાળ્યું અને કામને ઉત્તેજીત કરે એવા તામસી ભોજન તૈયાર કર્યા, તથા પોતે પણ સોળે શણગાર સજીને પિતાને જમાડવા બેઠી ત્યાર પછી કાલિદાસના પલગ આગળ જઇ તેની સાથે ચોસર રમવા બેઠી અને હાવભાવ તથા કામકટાક્ષથી કાલિદાસના મનમા વિકાર ઉત્પન્ન કરાવ્યો. મહાન્ કવિ પોતાનુ ભાન ભૂલી ગયો, અને વિષયાધ બનીને તેણે દીવો હોલવી દીધો કળાવતી પતિવ્રતા હતી, એણે એવી યુક્તિ કરી રાખી હતી કે એક દાસીને પડદામા બેસાડી રાખી હતી અને કહી મૂકયુ હતુ કે હું ઈસારો કરૂં એટલે તરતજ તારે મારી- જગ્યાએ ગોઠવાઈ જવું કાળીદાસે દીવો હોલવી નાખ્યો એટલે દાસી આવીને કળાવતીની જગ્યાએ ગોઠવાઈ ગઈ. કામાન્ધ કાલિદાસે તેને પકડીને વિષય- ભોગ કર્યો. કામ શાન્ત થયા પછી તેને અસહ્ય પશ્ચાત્તાપ થવા લાગ્યો, કે હાય! મે આજે આ કેવું ઘોર પાપ કર્યું છે ? આજ મારૂ જ્ઞાન કયાં બળી ગયુ ? મે ઘણીવાર વાચ્યું હતું કે પુત્રી સાથે પણ પિતાએ એકાન્તમા ન રહેવું છતા આજ મારી બુદ્ધિ કયા બહેર મારી ગઈ ? આ પ્રમાણે કાલિદાસ શોક કરી રહ્યો હતો એટલામા કળાવતી હાથમા દીપક લઇને નીચેથી આવી અને અને કાલિદાસના પલગમા પડેલી સ્રી એકદમ શરમાઈને નીચે ચાલી ગઈ. તેથી કાલિદાસ ઘણુ આશ્ચર્ય પામ્યો, અને પુત્રીના ચાતુર્યની પ્રશંસા કરવા લાગ્યો, કે 'હે વિદુષી પુત્રિ ! આજ તે મારી લાજ રાખી છે. બાકી મારી વિદ્યા તો આજે વઠી ગઈ હતી.'

કળાવતીએ કહ્યું 'પિતાજી ! આપ કાંઇ પણ ખેદ ન કરશો આપના પ્રશ્નનો ઉત્તર આપવા સારૂજ મેં આ યુક્તિ રચી હતી. કામદેવનો ખરો પિતા એકાન્તજ છે. કામોદ્દીપન કરનાર બધી સામગ્રી હોય પણ એકાન્ત ન હોય તો બધા સાધનો નિષ્ફળ જાય છે. કાલિદાસે બીજે દિવસે રાજસભામા જઈને ઉત્તર આપ્યો કે

एकान्तमेवैकमवे हि राजन्सर्वेऽपि तेनैव विनाऽन्यलीकाः ।

હે રાજન ! ખરૂં જોતા એકાન્તજ કામદેવનો સાચો પિતા છે, કેમકે એના બીજા પિતાઓ એકાન્ત વગર નિષ્ફળ છે.

આ પ્રસંગ કળાવતીની બુદ્ધિમત્તાનો પરિચય આપવાને માટે પૂરતો છે.

## रत्न १०७ मुं–यशोदा कुमारी



એ ધારાનગરીના નિવાસી એક વૃદ્ધ બ્રાહ્મણની કન્યા હતી. ભોજ રાજાએ સમયે ધારા નગરીમા રાજ્ય કરતો હતો. યશોદાને પિતા તરફથી ઘણું સારૂ શિક્ષણ મળ્યું હતું. સંસ્કૃત ભાષામા તે સારી કવિતા પણ રચી જાણતી.

એક વખતે ભોજરાજા લશ્કરની કવાયત જોવા સારૂ ગયો હતો તે વખતે યશોદાએ તેને એક શ્લોક સંભળાવ્યો કે "હે રાજેન્દ્ર ! તમારો પ્રતાપરૂપી સૂર્ય છત્ર વગરનાઓનો ત્યાગ કરીને છત્રવાળા શત્રુઓના સમૂહને તપાવે છે, એ આશ્ચર્ય છે વળી હે રાજન ! તમારા પ્રતાપરૂપી અગ્નિથી સાતે સમુદ્ર સુકાઈ ગયા હતા, પણ તમારા વૈરીઓની વનિતાઓના આંસુના પ્રવાહોથી એ પાછા ભરપૂર થયા છે" આ શ્લોકો સાભળીને રાજા ઘણો પ્રસન્ન થયો. રાજાએ લોકોની મેદનીમાથી તેને આગળ બોલાવી અને આસન ઉપરથી ઉતરીને તેનુ સન્માન કર્યું, અને પોતાના આટલી બધી સ્તુતિ કરવાનુ કારણ પૂછયું. તેણે ઉત્તર આપ્યો "રાજન ! મે આપની જે પ્રશંસા કરી છે તે અનુચિત નથી. આપનો ઉજ્જવળ યશ જગત્મા સર્વત્ર આનન્દદાયી નીવડયો છે. આપનુ સૈન્ય જોઇને મને ઘણો આનન્દ થાય છે. મહારાજ ! સર્વત્ર આપનો વિજય થજો." આ સાભળી ભોજરાજે દરેક શબ્દદીઠ લાખ રૂપિયાનુ ઇનામ યશોદાને આપ્યું, તથા એની સ્તુતિના ઉત્તરમા જણાવ્યુ કે 'બેન ! યુદ્ધની સામગ્રીઓને તૈયાર રાખવી એ ક્ષત્રીઓનો ધર્મ છે, કેમકે આફતને વખતે એ એકદમ કામ આવે છે રોગ તથા શત્રુને ઉગતાજ છેદવા જોઇએ. રાજાએ એમા બેદરકાર ન રહેવું જોઇએ.'

યશોદાએ વિદાય થતી વખતે રાજાને આશીર્વાદ આપ્યો કે "આપ વિદ્વાન્ અને સરસ્વતીના ઉપાસકોના આશ્રયદાતા છો. આપની વિદ્યાભિરુચિ અને જ્ઞાન અખંડ રહો."

# रत्न १०८ मुं–इन्दुलेखा



એ પ્રાચીન ભારતની એક સસ્કારી વિદુષી નારી હતી કવિતા સારી લખી જાણતી એના જીવનચરિત્રનો પરિચય અમને મળ્યો નથી, પણ એટલા માટે એના નામનુ વિસ્મરણ કરવાના દોષી અમે નથી બનવા માગતા.

સુભાષિતાવલિના સંભોગશૃગાર પ્રકરણમા મહાકવિ કાલિદાસ અને મેણ્ઠના શ્લોકોના અતરાળમા એ વિદુષીનો રચેલો નીચેનો શ્લોક છે

> एके वारिनिधौ प्रवेशमपरे लोकान्तरालोकनं ।
> केचिद्वह्निसयागेतिं निजगदु क्षीणेह्नि चण्डार्चिषः ॥
> मिथ्या चैतदसाक्षिकं प्रियसखि प्रत्यक्षतीव्रातपं ।
> मन्येहंपुनरध्वनीनरमणीचेतोऽधिशेते रवि ॥

સાજે કેટલાક લોકો પ્રચડ કિરણોવાળા સૂર્યને સમુદ્રમા પ્રવેશ કરતો કહે છે, કેટલાક બીજા લોકમા જતો કહે છે કેટલાક કહે છે કે એ અગ્નિમા ભળી જાય છે, પરતુ હે પ્રિય સખિ ! એ ખોટુ અને સાક્ષી વગરનુ છે મારૂં માનવું તો એવુ છે કે પ્રવાસીની પત્નીનુ મન, કે જેમા પ્રત્યક્ષ આકરો તાપ રહેલો છે, તેમા સૂર્ય સૂઇ જાય છે.

# रत्न १०९ मुं–नागम्मा



એ વિદુષીના જીવનચરિત્રની માહિતી નથી, પણ શાર્ગધર પદ્ધતિમા નમસ્કૃતિ પ્રકરણના છેવટમા સૂર્યના વદન માટે નાગમ્માનો શ્લોક આપવામા આવ્યો છે, તે ઉપરથી જણાય છે કે એ સારી કવિતા રચતી હશે.

> शुकतुण्डच्छवि सवितुश्चण्डरुचः पुण्डरीकवनबन्धोः ।
> मण्डलमुदितं वन्दे कुण्डलमाखण्डलाशायाः ॥

પોપટની ચાચ જેવા લાલ અને પૂર્વ દિશાના કુડળ સરખા ઉગેલા કમળ વનના સખા ઉગ્ર કાન્તિવાળા, સૂર્યબિબને હુ નમું છું.

# रत्न ११० मुं—फल्गुहस्तिनी

આ વિદુષી સ્ત્રીનું નામ સંસ્કૃત સાહિત્યમા ઘણુ જાણીતું નથી. એનું કારણુ એ છે કે એની રચેલી કવિતા ઝાઝી મળી આવતી નથી, સુભાષિતાવલિમાં એને નામે બે પદ ઉતારવામા આવ્યા છે, જેમાનું એક ભર્તૃહરિના નીતિશતકમા પણ મળી આવે છે. એટલા માટે એ પદ્ય ( सृजति तावदशेषगुणाकरं ) કોનું રચેલુ છે તે ચોક્કસપણે કહી શકાતું નથી. બીજુ પદ શાર્ઙ્ગધર પદ્ધતિમા પણ મળી આવે છે. એ પદ્ય નીચેનુ છે.—

त्रिनयनजटावल्लीपुष्पं मनोभवकार्मुकं<br>
प्रहाकिसलयं सन्ध्यानारीनितम्बनखक्षतम् ।<br>
तिमिरभिदुरं व्योम्न श्रृंगं निशावदनस्मितं<br>
प्रतिपदि नवस्येन्दोर्बिम्बं सुखोदयमस्तु व ॥

આકાશમા પડવાના ચન્દ્રનો ઉદય થયો છે ચન્દ્રમાના વર્ણનમા કેટલા સુન્દર રૂપકો લાવવામા આવ્યા છે ચન્દ્ર ત્રણ નેત્રવાળા શિવની જટારૂપી લતાનું ફૂલ છે, કામદેવનું વાંકુ ધનુષ્ય છે, અહોનો નવી કુળી સમાન છે સંધ્યારૂપી નારીના નિતમ્બ ઉપર લાલ નખક્ષત જેવો છે. (ઉદય પામતી વખતે ચન્દ્રમામા કાંઇક લાલાશ હોય છે અને નખક્ષત પણ લાલ હોય છે ) અન્ધકારનો નાશ કરનારા આકાશના શિખર સમાન છે, રાત્રિરૂપી નાયિકાના વદન ઉપર કોમળ સ્મિત સમાન છે, એવો મનોરમ ચંદ્રોદય તમારે માટે સુખરૂપ હો.

આ પદ્યમા રૂપકની છટા કેટલી સરસ છે !

વિધિની સરજતમા દૈવનું પ્રાબલ્ય જોઇને ફલ્ગુહસ્તિની કહે છે કે "પ્રથમ બ્રહ્મા સર્વ ગુણુની ખાણરૂપ અને પૃથ્વીના અલંકારરૂપ પુરુષરત્નને ઘડે છે અને તેજ સમયે તેને ઘડીમાં નાશ પામે એવો કરે છે, તો અહહ ! વિધિની એ કેવી મૂર્ખતા ! "

અમે ઉપર કહ્યું તેમ આ શ્લોકને માટે ભર્તૃહરિ અને ફલ્ગુહસ્તિની એ દાવાદાર છે. છતા પ્રથમ શ્લોક ઉપરથી પણ એટલુ તો સ્પષ્ટ જણાઇ આવે છે કે એનામાં ઉંચા પ્રકારની પ્રતિભા હોવી જોઇએ.

# रत्न १११ मुं—मदालसा




ર્ગધરના સંગ્રહમાં ધર્મ નિવૃતિ પ્રકરણમાં વ્યાસના શ્લોક પછી મહાલસાનો નીચે ઉતારેલો શ્લોક છે.

परलोकाहितं तात प्रातरुत्थाय चिन्तय ।
इह ते कर्मणामेव विपाकाश्चिन्तायिष्यति ॥

" હે પુત્ર ! સવારના પહોરમાં ઉઠીને પરલોકના હિતનો વિચાર કર આ લોકનો વિચાર તો તારા કર્મોની ઘટનાઓ ઉભી છે તે કરશે "

# रत्न ११२ मुं—मोरिका

મોરિકાના નામથી સુભાષિતાવલિ અને શાર્ઙ્ગધર પદ્ધતિ બન્ને સંગ્રહોમાં ચાર કવિતા મળી આવે છે તે ઉપરાંત એના કાવ્યોનો પત્તો નથી મળતો, તેમજ તેના જીવનનો કાંઇ વૃત્તાંત પણ જાણવામાં નથી આવ્યો. શાર્ઙ્ગધરના ગ્રન્થમાં કવિ ધનદેવનું એક કાવ્ય ટાંકવામાં આવ્યું છે એમાં સ્ત્રી કવિઓની ગણત્રી કરતાં મોરિકાનું પણ નામ આવ્યું છે

शिलाविज्जामारुलामोरिकाद्याः काव्यं कर्तुं सन्ति विज्ञाः स्त्रियोऽपि ।
विद्यां वेत्तुं वादिनो निर्विजेतुं विश्वं वक्तुं यः प्रवीणः स वन्द्यः ॥

એ ઉપરથી જણાય છે કે મોરિકા કાવ્ય રચવામાં ઘણી કુશળ હોવી જોઇએ. એની કાવ્યરચનામાં શૃંગાર રસ છળાછળ ભરેલો છે. એની કવિતા સાધારણ અને સારી છે નમૂનો પણ જોઇ લ્યો

यामीत्यध्यवसाय एव हृदये बध्नातु नामास्पदं
वक्तुं प्राणसमासमक्षमघृणेनेत्थं कथं सार्यते ।
उक्तं नाम तथापि निर्भरगलद्बाष्पं प्रियाया मुखं
दृष्ट्वाऽपि प्रवसन्त्यहो धनलवप्राप्तिस्पृहा मादृशाः ॥

કોઈ પરદેશી કહી રહ્યો છે, કે પહેલાં તો જાઉં છું એવું આગ્રહપૂર્વક કહેવાનુંજ હૃદયમાં ગમે તેમ કરીને નક્કી કરૂં છું. પણ મારી પ્રાણસમાન પ્રિયા સમક્ષ જતાં એવાં વચન કેવી રીતે નીકળી શકે ? જો કહી દઉં છું તો પ્રિયાની આંખોમાંથી વિયોગને લીધે આંસુઓની ધારા વહેવા લાગે છે, પરન્તુ કરૂં શું? એને પણ જોઇને મારા જેવા નિર્ધન મનુષ્ય ધન કમાવાની લાલચથી પરદેશમાં જાય છે. નહિ તો પ્રિયાને દુઃખસાગર છોડીને જવું એ કહિ ન્યાયપૂર્વક

વર્તન નથી. *

એનો બીજો પ્રસિદ્ધ શ્લોક નીચે પ્રમાણે છે

लिखति न गणयति रेखा निर्भरबाष्पाम्बुधौतगण्डतला ।
अवधिदिवसावसानं माभूदिति शंकिता बाला ॥

પતિ પરદેશથી થોડાકજ દિવસોને માટે ઘેર આવ્યો છે બાલા નાયિકાની આંખોમાથી આસુની ધારા વહી રહી છે. જેથી તેના ગાલ તદ્દન ધોવાઈ ગયા છે એ અવધિના દિનોની લીટીઓ દરરોજ ખેંચતી તો જરૂર જાય છે, પણ ગણુતી નથી મનમા ડર છે કે રખેને દહાડા પૂરા થઇ જાય અને પ્રિય પતિના જવાનું અસહ્ય દુ ખ હમણાજ ઉપસ્થિત થાય. આ પદ્યમાં નાયિકાના કોમળ હૃદયનો પરિચય બહુજ સારી રીતે આપવામા આવ્યો છે. ત્રીજો શ્લોક આ છે:

प्रियतमस्त्वमिमामनघार्हसि प्रियतमा च भवन्तमिहार्हति ।
नहि विभाति निशारहितं शशी न च विभाति निशापि विनेन्दुना ॥

દૂતી નાયકને સમજાવી રહી છે, કે હે પ્રિયા ! આ નાયિકાને યોગ્ય છે. અને એ પણ તારેજ યોગ્ય છે. જુઓ રાત્રિ વગર ચન્દ્રમાની શોભા નથી હોતી અને રાત પણ ચન્દ્રમા વગર શોભતી નથી

નાયક પરદેશમાં જવાને તૈયાર છે એની ખબર મળતાંજ નાયિકાની કેવી કરુણાજનક દશા થઈ જાય છે ! દૂતી નાયકને નાયિકાની એ વિયોગ દશાની ખબર આપી રહી છે.

मागच्छ प्रमदाप्रिय प्रियशतैर्भूयस्त्वमुक्तो मया
बाला प्राङ्गणभूगतेन भवता प्राप्नोति निष्ठां पराम् ।
किंचान्यत् कुचभारपीडनसहैर्यत्नप्रबद्धैरपि
त्रुट्यत्कंचुकजालकैरनुदिनं नि सूत्रमस्मद्गृहम् ॥

હે પ્રમદાપ્રિય ! પરદેશ ન જાઓ. સેંકડો વાર હું તમને આજીજી કરી ચુકી છુ ( તમારી પ્રિયતમા તમારે માટે બહુજ પ્રેમ ધારણ કરે છે. હું એની વિષમ દશાનું કેવી રીતે વર્ણન કરૂ ) તમે આગણામાં પગ મૂકો છો, ત્યારે એ બાળા શ્રેષ્ઠ નિષ્ઠાને પામે છે, અને એના સ્તનો બહુ મજબૂતીથી બાધવા જતા એના ભારને લીધે કચુકીની કસો હમેશા તૂટી જાય છે એથી અમારા ઘરમાં દોરો ખુટી ગયો છે.

---

* આ શ્લોકને કાશીનિવાસી પંડિત બલદેવ ઉપાધ્યાય એમ. એ. એમણે મોરિકાનો જણાવ્યો છે. સ્વર્ગસ્થ સાક્ષરબન્ધુ રણુજીતરામ વાવાભાઇ મહેતાએ એમના સસ્કૃત કવયિત્રીઓના લેખમાં એ લેખને મારુલાનો ગણાવ્યો છે.



# रत्न ११३ मुं-मारुला

સંસ્કૃત ભાષામા કવિતા લખતી. જીવનપરિચય એનો પણ નથી મળતો, પરંતુ એનું નામ સંસ્કૃત ભાષાના અભ્યાસીઓમા વધારે જાણીતુ હોય એમ લાગે છે શીલા ભટ્ટારિકા, વિજયિકા અને મોરિકાની સાથે એનું નામ ધનદેવના એક શ્લોકમા ગવાયું છે સુભાષિતાવલિમા વિરહિણીના પ્રલાપના ઉદાહરણ અર્થે મારુલાનો એક શ્લોક લેવામા આવ્યો છે તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે:–"હે સ્ત્રી ! તુ દુબળી શાથી થઇ છે ? મૂળે તો તારૂં શરીરજ એવું છે. ધુમાડા જેવી મેલી તુ શાથી થઇ છે ? સાસરે રાધવાથી. અમને શું તુ કદિ કદિ સંભારે છે ? 'નહિ નહિ' એમ બોલતાની સાથેજ તે બાળાને સ્મરોત્કમ્પ થયો અને મારી છાતી ઉપર પડતું મૂકીને તે ધ્રૂસકે ધ્રૂસકે રોઇ."

એજ સંગ્રહની શૃંગાર પદ્ધતિમા જે શ્લોક સ્થાન પામ્યો છે, તેનો સારાંશ નીચે પ્રમાણે છે. "'હું જાઉ છું' એવુ કહેવા જોગ નિશ્ચય ભલે હૃદયમા બંધાય પરંતુ પ્રાણસમાન પ્રિયા સમક્ષ નિર્દયતાથી એવા વચન બોલવાને કેવી રીતે શક્તિમાન થવાય ? તેમ છતા ધારો કે 'હું જાઉ છુ' એ વચન ઉચ્ચાર્યું, પરંતુ તેનુ અસ્ખલિત અતિશય આસુઓથી ભરપૂર મુખ જોઇને 'અહો ! મારા જેવાની કિંચિત્ ધન મેળવવા પરદેશ જવાની સ્પૃહા ચાલી જાય છે, અર્થાત્ મને એ કારણે ઈચ્છા થતીજ નથી"

"જલ્હણની સુભાષિત મુક્તાવલિમા એ એક શ્લોક મારુલાનો છે.



# रत्न ११४ मुं-विकट नितम्बा

આ સન્નારી એક પરમ વિદુષી હતી. કવિતા સારી લખતી. રાજશેખરે સૂક્તિ મુક્તાવલિ ગ્રંથમાં એની પ્રશંસા કરતા કહ્યું છે.–વિકટ નિતમ્બાની વાણીથી રંજિત થયેલા કયા પુરુષો પોતાની કાન્તાઓના મુગ્ધતાથી મધુર લાગતા વચનો નિંદતા નથી !

સુભાગ્યે જે વાણી ઉપર રાજશેખર આટલો બધો કુરબાન થયો હતો તે છ શ્લોક જળવાઈ રહ્યા છે

એક અન્યોક્તિના શ્લોકમા એ કહે છે કે "હે ભમરા ! તારો ઉપમર્દ સહન કરી શકે એવી બીજી ફૂલવાળી લતાઓમાં તારા લોલ મનને આનંદ પમાડ, પણ આ નવમાલિકાની મુગ્ધાનના રજવિનાની નાની કળીને અકાળે શામાટે પીડે છે ?"

બીજા એક શ્લોકમા એ કહે છે –

"હે દેવહુતિકા ! બારણામા મોટો કરેલો આંબો શા કામનો ? એ પાપી સહકાર તો ઝેરનું ઝાડ છે, કેમકે એના થોડા પણ વિકાસથી મદનજ્વર નો ઘોર સંનિપાત થાય છે."

ગોવિંદ સ્વામી સભ્યાલંકારમા વિકટ નિતમ્બના શ્લોક છે

## रत्न ११५ मुं-विज्जका



સંસ્કૃત સાહિત્યમા પ્રતિભાશાળી સ્ત્રી કવિઓમા વિજ્જકાનું નામ ઘણુ પ્રસિદ્ધ છે. એની રસભરી કવિતાનો સ્વાદ ચાખ્યાથી સહૃદય વાચકોના હૃદયમા આનન્દની લહરીઓ નાચવા લાગે છે. વાસ્તવમા એના એ મીઠા પદો ઉપરથી એની ઉજ્જવલ પ્રતિભાનો પરિચય મળી આવે છે. દિલગીરીની વાત એટલી છે કે એના બધા કાવ્યો મળી આવતા નથી. સંસ્કૃત કાવ્યોના સંગ્રહરૂપ જે ગ્રન્થોમા એની કેટલીક કવિતાઓ સચવાઈ રહી છે, એ પ્રતિભાસંપન્ન સ્ત્રીકવિના જીવનની ઘટનાઓ પણ અભેદ્ય અન્ધકારના પડદામા છુપાઇ રહી છે

એનું નામ અનેક પ્રકારે સંસ્કૃત સાહિત્યમા મળી આવે છે. વિજ્જકા, વિજ્જાકા, વિદ્યા વગેરે; પણ એ બધા વિજ્જકાના રૂપાન્તર હોય એમ લાગે છે. વિજ્જકા પરમ વિદુષી હતી અને સંસ્કૃત ભાષામાં સારી કવિતા લખી શકતી સાધારણ રીતે કવિઓમા અહંકારની માત્રા અધિક હોય છે, પોતાની શકિત બીજા કરતા વધારે સારી છે એવો એમને ફાંકો હોય છે. વિજ્જકા પણ એ દોષથી ખાલી નહોતી. શાર્ઙ્ગધર પદ્ધતિમાં ટાંકેલા એક પદ્યમાં વિજ્જકાએ મહાકવિ દણ્ડીની ઝાટકણી કહાડી છે. એ પ્રસિદ્ધ પદ્ય નીચે પ્રમાણે છે.

नीलोत्पलदलश्यामां विज्जकां मामजानता ।
वृथैव दण्डिना प्रोक्तं "सर्वशुक्ला सरस्वती" ॥

પદ્યનું ચોથું ચરણ કાવ્યાદર્શના મંગલાચરણશ્લોકનું છેલ્લું પાદ છે. વિજ્જકા કહે છે કે ભૂરા કમળના પાંદડાના જેવા શ્યામ રંગવાળી મને જોયા વગરજ દણ્ડીએ નકામી સરસ્વતીને સર્વ શુકલા કહી છે. આ અભિમાનના વચન ઉપરથી એના અસાધારણ પાંડિત્યની ખબર પડે છે, અને તે સાથે એક ઐતિહાસિક વાત એ પણ જણાય છે કે વિજ્જકાનો જન્મ દણ્ડીની પછી થયેલો હોવો જોઇએ. કેટલા સમય પછી તે ચોક્કસપણે કહી શકાતું નથી.

વિજ્જકાના કેટલાક પદ્યોને અલંકાર શાસ્ત્રના સંસ્કૃત ગ્રન્થોમાં દાખલારૂપે ટાંકવામાં આવ્યા છે. મમ્મટાચાર્યે પોતાના શબ્દ-વ્યાપાર વિચારમાં એના બે શ્લોક ઉતાર્યા છે. કાવ્યપ્રકાશના ચોથા ઉલ્લાસમાં પણ એનું એક પદ્ય ઉદાહરણરૂપે આપવામાં આવ્યું છે. જે જે ગ્રન્થોમાં એના પદ્ય ઉદાહરણરૂપે આપવામાં આવ્યા છે, તે ગ્રન્થકારોના સમય ઉપરથી અનુમાન કરાય છે કે વિજ્જકાનો આર્ભાવ આશરે ઇ૦સ૦ ૭૧૦ અને ૮૫૦ની વચમાં થયેલો હોવો જોઇએ. વિજ્જકાનો જન્મ કદાચ દક્ષિણ દેશમાં થયો હોય એમ પણ અનુમાન થાય છે.

એની ઘણી ખરી કવિતામાં શૃંગાર રસ મુખ્ય છે. ભાવ બંધબેસ્તો રાખવામાં આવે છે. સ્વભાવોક્તિ ઘણી હોય છે.

એના કાવ્યનો રસ પણ જરા ચાખી લો.

कवेरभिप्रायमशब्दगोचरं स्फुरन्तमार्द्रेषु पदेषु केवलम् ।
वदद्भिरङ्गैः कृतरोमविक्रियैर्जनस्य तूष्णीं भवतोऽयमंजलिः ॥

સારાંશ કેઃ—

શબ્દોમાં ગોચર ન થાય એવું કવિના કાવ્યનું રહસ્ય કેવળ મૃદુ પદમાંજ સ્ફુરેલું હોય છે, માટે કવિના ગૂઢ અભિપ્રાયને જાણીને જે કોઇ રસિક શબ્દોદ્વારા કાવ્યાનંદની સૂચના નથી આપતો, પરન્તુ ચૂપચાપ બેસી રહેવા છતાં પણ જેના રોમાંચિત અવયવ એના હૃદયમાં મચી રહેલી આનન્દલહરીને સાફ શબ્દોમાં સૂચવે છે તેજ ખરો રસિક છે; અને એવા રસિક શિરોમણિને હું પ્રણામ કરૂં છું.

બીજા એક શ્લોકમાં કહે છે કે 'હે ચમ્પાના છોડ! તને કોણે આ વાડીમાં રોપ્યો છે? જાણતો નથી કે એની આસપાસ દુષ્ટ જનોની વસ્તી છે. કે ઉગેલા નવા શાકમાં વધારો કરવાના લોભ ખાતર ગાયે ભાંગેલી વાડ સમી કરવાને લાયક તારા પલ્લવને એ લોકો ગણે છે.'

ડાગર છડવાનુ વિજ્જકાએ સુન્દર અને સ્વાભાવિક વર્ણન કર્યું છે. સ્ત્રીઓ ચીકણા તથા સુન્દર સાબેલાથી ડાગર છડી રહી છે. એ કાર્યમાં એમના ચચળ હાથ ચાલવાથી ચૂડીઓ પરસ્પર અથડાય છે, જેથી ઘણોજ રમણીય અવાજ ઉત્પન્ન થાય છે. તેઓ વચમા મનોહર ' હુ કાર ' કરી રહી છે. એમનું ઉરસ્થળ ઘણુ જ કમ્પી રહ્યુ છે. તાલસ્વરથી યુક્ત એ ડાગર છડનારીઓના ગીત કેવા મનોહર લાગે છે

વિરહિણીનું વર્ણન એ નીચેના શબ્દોમા કરે છે. એ પોતાની પ્રિય સખીને કહે છે –હે સખિ ! પ્રેમનુ બન્ધન ઢીલુ પડી ગયું, હૃદયનુ બહુ માન પણ ગળી ગયું, સારો ભાવ પણ હૃદયમાથી ખસી ગયો, અને સાધારણ માણસની પેઠે પ્રાણપ્યારા પણ ચાલ્યા; ચાલ્યા ગયા એટલુજ નહિ પણ આટલા દિવસ પણ વહી ગયા, તો હવે વહાલી બેન! કયા સુખની આશામા આ હૃદયના ટુકડે ટુકડા નથી થઇ જતા? એજ હુ વિચારી રહી છુ ,અર્થાત્ એવી દશામા મરણજ શ્રેષ્ઠ છે.

વિપત્તિમા પડેલી એક નાયિકા પોતાની સખીને નીચેના શબ્દોમા કહે છે: " પ્રિયસખિ ! ચતુર કુભારની પેઠે બ્રહ્મા ચિન્તારૂપી ચાક ઉપર માટીના ગોળાની પેઠે મારા મનને પરાણે મૂકીને વિપત્તિના દડાની અણીથી મને જોરથી ફેરવી રહ્યા છે જેવી રીતે કુભાર માટીના લોદાને ચાક ઉપર ખુબ ફેરવે છે અને પછી જેવો ઘાટ બનાવવો હોય તેવો બનાવે છે, તેવીજરીતે બ્રહ્મા પણ ચિન્તાના ચાક ઉપર મારા મનને ફેરવી રહ્યા છે કોણજાણે હવે શુ બનાવશે ? " વિપત્તિમા ચિન્તાગ્રસ્ત અબળાનું કેવું સુન્દર ચિત્ર છે !

તળાવની દુર્દશા દેખીને એનુ હૃદય દ્રવે છે અને એ સુકુમારી લખે છે "મદોન્મત્ત દિગ્ગજ,હાથીઓના મદથી લિપ્ત ગ ડસ્થળો ધોવાયાથી ક્ષુબ્ધ થયેલા જેના નિર્મળ તરગો વગરરોકાયે આકાશની સીમામાં વિચરણ કરતા હતા,એજ તળાવનુ જળ વખત બદલાતા આજે એક બગલાના ચાલ્યાથી પણ બગડી જાય છે. ઘણા દુ ખની વાત છે. ભાગ્યના પરિવર્તનથી તળાવની આ દશા થઈ છે. "

આવા અનેક ઉચ્ચ ભાવ અને કલ્પનાવાળા શ્લોકો વિજ્જકાના રચેલા છે. કેટલાક વિદ્વાનોનુ અનુમાન છે કે 'વિજ્જકા' અને કર્ણાકી 'વિજ્જ્યા,' જેણે વૈદર્ભી પદ્ધતિ પ્રમાણે શ્લોક રચ્યા છે, અને જેને કાળિદાસ સાથે સરખાવીને રાજશેખર કવિએ ખુબ વખાણી છે, તે બન્ને એકજ વ્યક્તિ છે. ફૂલકેરી

બીજાના મોટા રાજકુમાર ચંદ્રાદિત્યની મહારાણી ‘ વિજય ભટ્ટારિકા અને આ વિજ્જકાને એક માનીને એનો સમય ઇ.સ. ૬૬૦ નો માનવામા આવ્યો છે, કેમકે વિજય ભટ્ટારિકાના લેખ એજ સમયના મળી આવે છે કેટલાક વિદ્વાનો એથી ઉલટો વિચાર ધરાવીને બન્નેને જૂદી વ્યક્તિઓ માને છે. ગમે તે હો ! વિજ્જકા એક ઉચ્ચ પ્રકારની કાવ્યશક્તિ ધરાવનારી મહિલા હતી એ નિર્વિવાદ છે. *

# रत्न ११६ मुं–शीला भट्टारिका

ધનદેવના સુભાષિતમા એનુ નામ જોવામા આવે છે ભોજદેવના દરબારને શોભાવતી કવિમંડળીમા એ હતી એવી દન્તકથા પ્રચલિત છે. એક શ્લોકનો પૂર્વાર્ધ ભોજરાજે રચેલો અને ઉત્તરાર્ધ શીલાએ રચેલો મનાય છે. એ શ્લોકને ભર્તૃહરિ શતકમા પણ સ્થાન મળ્યું છે એટલે વાસ્તવિક હકીકત કળવાનું કામ સહેલુ નથી.

શીલા પરમવિદુષી અને સંસ્કારી કવિ હતી. રાજશેખર કવિએ એની ઘણી પ્રશંસા કરી છે. એ લખે છે કે “ શબ્દ અને અર્થને એકસરખી રીતે ગુંથ્યા હોય એને પાચાલિ રીતિ કહે છે. જો તે શીલાભટ્ટારિકાની વાણીમા કે બાણુની ઉક્તિમાં હોય તો. ”

આવી પ્રસિદ્ધ અને વખણાયેલી નારીની કવિતાનો પરિચય નીચેના શ્લોકમાથી મળે છે. “ હે દૂતિ ! તુ જુવાન છે, અને તે યુવક ચપળ છે, દિશાઓ અંધકારથી કાળી છે, સંદેશો રહસ્યવાળો છે, વળી સંકેતસ્થાન જંગલમા છે, માટે ફરી ફરીને કહું છું કે આ વસન્ત પવન મનને બીજી બાજુ લઈ જાય તો, હે નિપુણ દૂતી ! તુ ક્ષેમ સમાગમને માટે જા. દેવતાઓ તારૂં રક્ષણ કરો ”

બીજા શ્લોકનો ભાવાર્થ આ પ્રમાણે છે. “ પ્રિયાના વિરહથી દુઃખી એવા મારા હૃદયમા આજે ચિંતાને સ્થાન મળ્યું છે, એમ સમજીને નિદ્રા મને છોડીને ચાલી ગઈ છે. ખરૂંજ છે કે કૃતઘ્નની ઉપાસના કોણ કરે ? ”

* આ તથા મોરિકા અને ફલ્ગુહસ્તિનીના ચરિત્રો સ્વર્ગસ્થ ભાઈ રણજીતરામ વાવાભાઈ મહેતા અને પં૦ બલદેવ ઉપાધ્યાય કાશીના સંસ્કૃત કવયિત્રી સંબંધી લેખ ઉપરથી લખવામા આવ્યા છે



# रत्न ११७ मुं—सुभद्रा

આ સન્નારીને માટે રાજશેખર કવિને ઘણું માન હતું. એ કહે છે કે " ખરેખર સુભદ્રાએ પાર્થ અર્જુનના મનમા સ્થાન મેળવ્યું છે. સુભદ્રા કવયિત્રીએ પણ વાકયોના ન્યાસની નિપુણતાથી કવિઓનાં મનહરી લીધાં છે.

કવિઓના મન હરી લેનારીનો એકજ શ્લોક જળવાયેલો છે.

दुग्धं च यत्तदनुयत क्वथितं ततो नु माधुर्य तस्य हृतमुन्माथितं च वेगात्त ।
जातं पुन घृत कृते नवनीत वृत्ति स्नेहो निबन्धन मनर्थं परंपराणाम् ॥

જે દૂધ હતુ તેને પ્રથમ દોહવામા આવ્યુ. તે પછી તે ઉકાળવામા આવ્યું. આધરકીને તેની મધુરતા હરી લેવામા આવી, અને વેગથી તેને વલોવવામા આવ્યુ. વળી ઘી મેળવવા સારૂ તેને માખણ કરી તપાવવામાં આવ્યુ; ખરેખર સ્નેહ ( ઘી ) એ અનર્થની પર પરાઓનું નિબ ધન છે.

આ શ્લોકમાં સ્નેહનો શ્લેષવાળો પ્રયોગ કરીને જે અર્થ સમજાવવાનો ઉદ્દેશ છે તે સર્વને સરળતાથી સમજાય તેવો છે.

---

# रत्न ११८ मुं—जसमा ओडण



વિક્રમની બારમી સદીમાં ગુજરાત દેશમાં સિદ્ધરાજ નામનો રાજા રાજ્ય કરતો હતો અણહિલપુર પાટણમા તેની રાજધાની હતી. સિદ્ધરાજ ઘણો પ્રતાપી અને વીર રાજા હતો. પ્રજાની ઉન્નતિ અને સુખને સારૂ એ સદા પ્રયત્નશીલ હતો. પોતાના પાટનગરમાં એક સારા જળાશયનો અભાવ જોઇને તેણે એક વિશાળ તળાવ બ ધાવવા માડયુ હતુ. એ તળાવ સહસ્રલિંગ તળાવના નામથી પ્રસિદ્ધ છે. આ તળાવના અવશેષ આજે પણ પાટણ નગરમાં દૃષ્ટિગોચર થાય છે. સહસ્રલિંગ તળાવ ઘણુ જ વિશાળ અને ગોળાકૃતિ હશે, તથા તેની આસપાસ શિવાલયો બાંધ્યા હશે એમ તેના 'સહસ્રલિંગ' નામ ઉપર અનુમાન થાય છે.

એ તળાવ ખોદવા માટે સિદ્ધરાજ જયસિંહે માળવા પ્રાંતના ઓડ

જાતિના કુશળ અને મજબૂત મજુરોને બોલાવ્યા હતા એ કામ ઉપર ઓડ જાતિના અનેક સ્ત્રીપુરુષો લાગેલા હતા. તળાવનું કામ તપાસવા સારૂ સિદ્ધરાજ ઘણી વખત સાંજને સમયે એ તળાવ ઉપર જઈ બેસતો. એક દિવસ એ બેઠો બેઠો મજુરોનું કામ તપાસી રહ્યો હતો એવામા જસમા નામની એક ઓડણ ઉપર તેની દૃષ્ટિ પડી ઓડ જાતિની એક સાધારણ મજુરણ હોવા છતા પણ જસમાનું સૌન્દર્ય અપ્રતિમ હતુ. એ ઘણી નાજુક અને ગૌર વર્ણની હતી તેનુ મુખ સુકોમળ અને નિર્મળ ચદ્રમાના જેવું તેજસ્વી હતુ. તેના કેશ લાબા અને કાળા હતા, નેત્ર કમળના જેવા હતા, નાસિકા અણીદાર હતી આખુ અગ ઘાટદાર હતુ, તેનો હાવભાવ ચિત્તાકર્ષક હતો આ બધા કારણોને લીધે એ એક અપ્સરા સમાન જણાતી હતી અને આવું દૈવી સૌન્દર્ય ઓડ જેવી જાતિમા પરમાત્માએ શા સારૂ મૂકયુ હશે ? એ સબધી ઘણાને આશ્ચર્ય લાગતુ. ઓડ જાતિનો વશપર પરાનો ધધો ખાણોમાથી પત્થરો ખોદવા, તથા કૂવા, તળાવ વગેરે ખોદવાનો હતો એવી જાતિમા જન્મેલી જસમા ઓડણ કાંઈ ભણીગણી સ્ત્રી નહોતી, એ તો વગર કહ્યેજ સૌ કોઈ સમજી શકે એમ છે, પરંતુ એ ઘણીજ સુશીલ, વિવેકી અને સદાચારી સ્ત્રી હતી સૌન્દર્યનુ અભિમાન તેના મનમા કદિ પણ ઉત્પન્ન થતુ નહોતુ. એ સદા થોડુ બોલતી, પણ તેની વાણીમા એટલી મીઠાશ હતી કે સાભળનાર તેના ઉપર મુગ્ધ થયા વગર રહેતો નહિ

રાજા સિદ્ધરાજની દૃષ્ટિ જે વખતે જસમા ઉપર પડી તે સમયે જસમા માટીનો ટોપલો લઇને જતી હતી. કામ કરવાથી જસમાના આખા શરીર ઉપર માટી ચોટી રહી હતી, છતા પણ એ માટીના આવરણમાથી પણ તેનુ અસાધારણ સૌન્દર્ય સ્પષ્ટ જણાઇ આવતુ હતું. રાજાએ તેનુ સુદર મુખારવિંદ સ્પષ્ટ જોયુ, તેના પ્રત્યેક અગનો ઘાટ દેખ્યો, તેના આખા અગની સુદરતા અવલોકી, નખથી તે શિખાસુધી સિદ્ધરાજ એ ઓડણને જોતોજ રહ્યો. અનેક વાર તેણે તેના રૂપ અને યૌવનનુ અવલોકન કર્યું, પણ તેની તૃપ્તિ થઇજ નહિ. જસમાની ઉંમર એ વખતે લગભગ અઢાર વર્ષની હતી. યૌવને પોતાનુ સામ્રાજ્ય જસમા ઉપર પૂર્ણરૂપે જમાવ્યુ હતુ. તેને જોતા વારજ સિદ્ધરાજ પોતાનુ રાજ–પદ ભૂલી ગયો. સિદ્ધરાજે પોતાનુ હૃદય એ ઓડણ સુદરીને સમર્પણ કરી દીધું અને નાતજાતનો જરા પણ વિચાર કર્યા વગર એ સુદરીથી પોતાના રાજભવનને વિભૂષિત કરવાનો તેણે વિચાર

કર્યો. રાજાએ ઇશારો કરીને જસમાને પોતાની તરફ બોલાવી, પણ જસમા તો પૂરી પતિવ્રતા હતી. એ પરપુરુષને ભાઈ સમાન ગણતી હતી. રાજાના ઇશારા ઉપર જરા પણ લક્ષ આપ્યા વગર એ તો પોતાનું કામ કરતીજ રહી. રાજાની તરફ તેણે દૃષ્ટિપાત પણ ન કર્યો

સિદ્ધરાજ તો એજ દિવસે મિથ્યા પ્રેમના સાગરમા ઉંડો ડૂબી ગયો હતો. તેને ખાવાપીવાનુ ભાન રહ્યુ નહોતુ. રાજકાજમા તેનુ ચિત્ત ચોંટતું નહિ. ઉદાસ ચિત્તે એ મહેલમા જઇને પલગ ઉપર પડચો રહ્યો અને પડચે પડચે જસમાને પોતાના હાથમા લેવાની યુક્તિઓ શોધવા લાગ્યો. વળી બીજે દિવસે એ પાછો તળાવ ઉપર ગયો અને એક મનુષ્યદ્વારા જસમાને કહેવરાવ્યુ કે ‘ તારો પતિ બે હજાર ઓડોનો પટેલ છે, તું પટેલની સ્ત્રી છે, તારે માથા ઉપર ટોપલો ઉચકીને કામ ન કરવું જોઇએ તુ એવા હલકા કામને યોગ્ય નથી તુ તો રાજાના મહેલમા ચાલ, ત્યાં તારે માટે બધી સારી સોઇ અને સગવડ કરી આપવામા આવશે. ’

જસમાએ કહ્યુ કે “ તમારા રાજાજીને કહેજો કે, હુ તો મજૂરણ છુ માટીના ટોપલા ઉચકવા એ તો અમારો વશપરપરાનો ધધો છે એ કામ કરવામા મને જરા પણ હીણપત નથી રાજાના મહેલમા જવુ મને પસદ નથી. તેમને કહેજો કે મને માફ કરે મને મારી હાલતમા પૂરો સતોષ છે. ”

આ ઉત્તરથી રાજાને સતોષ ન થયો એ વધારે વ્યાકુળ બનીને જાતે જસમા ઓડણની પાસે ગયો અને કહેવા લાગ્યો ‘ તુ કોમળ સ્ત્રી છે. તારૂ શરીર આટલો બધો પરિશ્રમ વેઠવા યોગ્ય નથી. જો તારા કોમળ હાથોની ગૌરતા ચાલી ગઈ છે, મહેનતને લીધે તારૂ ચંદ્રવદન લાલચોળ થઈ ગયુ છે, તારા આખા અગમા પરસેવો છૂટી રહ્યો છે. તારી આવી દશા જોઇને મને ઘણી દયા આવે છે. તું મારા મહેલમા ચાલ, હું તારે માટે જૂદા મકાનનો, તથા સ્વાદિષ્ટ ભોજન વગેરેનો બંદોબસ્ત કરી દઈશ. ’

જસમાએ ઉત્તર આપ્યો ‘ મહારાજ ! હું આપના મહેલમા રહેવા કરતા અહિ જગલમા રહીને મારા ધણીની સેવા કરવી વધારે પસદ કરૂ છુ. મને એમના દર્શનથી જેટલુ સુખ મળે છે તેટલું સુખ સ્વર્ગમા પણ મળવાની મને આશા નથી. ’

રાજાએ ફરીથી કહ્યું “ જસમા ! મારૂ કહ્યુ માન ! તને ઘણું સુખ મળશે. હુ તને મારી રાણી બનાવીશ. તું આખા રાજ્યની અધીશ્વરી બની

જઈશ આખા શહેરમાં તારી આણ વર્તશે. હજારો દાસીઓ તારી સેવામા રાતદિવસ હાજર રહેશે તું ગાદી તકીઆ ઉપર બેસીને અમનચેનમા જીવન ગાળીશ હમણા તો તારે ટાઢ તડકા અને વરસાદમા ફરતા ફરવુ પડે છે, સૂકા રોટલા ખાવા પડે છે અને ભોય ઉપર સુઈ રહેવું પડે છે, પણ મારૂ કહ્યુ માનીશ તો તને સ્વાદિષ્ટ ભોજન ખાવાને મળશે, અને મશરૂ તથા મખમલની તળાઇઓમા સુવાનું મળશે ”

રાજાએ તેને ઘણાએ પ્રકારની લાલચો બતાવી તથા મીઠી મીઠી વાતોથી તેને ફસાવવાનો ઘણોજ પ્રયત્ન કર્યો પણ જસમાના પવિત્ર હૃદય ઉપર તેના શબ્દોની જરા પણ અસર થઇ નહિ. સાક્ષાત્ મહાકાળીના જેવુ ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને એ બોલી, ‘ બસ, બસ, મહારાજ ! ઘણુ થયુ હવે મને ક્ષમા કરો હું આપની વાતો સાભળીને મારા કાનોને અપવિત્ર કરવા નથી માગતી. તમને આવી ગેરવ્યાજબી વાત કહેતા શરમ નથી આવતી ? રાજાનો ધર્મ એવોજ છે કે ? હુ પતિવ્રતા નારી છુ અને આપની ઇચ્છા કદિ પણ કબૂલ રાખી શકુ એમ નથી તમે પ્રજાના રક્ષક છો અને પ્રજાને બાળક સમાન ગણીને તેનુ રક્ષણ કરવુ એ તમારી ફરજ છે. તમે મારી આગળ મિથ્યા બકવાદ કરી રહ્યા છો. આપનુ એમા કાંઈ વળવાનુ નથી. ચોરીમા જે પુરુષનો હાથ મે ઝાલ્યો છે તેને હુ કદિ છોડવાની નથી કોઇ નજીવી વસ્તુ પણ કોઈને અર્પણ કરી દીધા પછી પાછી લઈ શકાતી નથી, તો આ દેહ કોઇને એકવાર સમર્પણ કર્યા પછી બીજા કોઈને કેવી રીતે આપી શકાય ? હુ સુખની ભુખી નથી મારે આપના મહેલના વૈભવ નથી જોઈતા સૂકા રોટલા ખાઇને આખી જીદગી ગાળવી પડે તેની મને પરવા નથી, પરતુ હુ મારા પતિથી એક ઘડીને માટે પણ વિખૂટી થવાની નથી. આપ મને વધારે આગ્રહ કરશો તો હુ આપઘાત કરીને તમારે શિર સ્ત્રીહત્યાનુ કલક ચોટાડીશ. ’

રાજાનિરાશ થઇને મહેલમા પાછો આવ્યો અને પોતાના દીવાનને બોલાવીને જસમા સાથે લગ્ન કરવાની ઈચ્છા પ્રકટ કરી તથા જસમા સાથે પોતાનું ચોકઠું બેસાડી આપશે તો સારૂં ઇનામ આપીશ એવી લાલચ બતાવી, પરતુ સિદ્ધરાજનો દીવાન સ્વાર્થી મનુષ્ય નહોતો ઇનામની લાલચમા ફસાઈને ગેરવ્યાજબી અને નિદનીય કૃત્ય કરવા તૈયાર થઈ જાય એવો એ નહોતો. એ ઘણો જૂનો નોકર હતો તથા નીતિવાન, બુદ્ધિશાળી અને રાજકાજમા પરમનિપુણ હતો. તેણે રાજાને ઘણો સમજાવ્યો, તથા જસમાનો

વિચાર છોડી દઇને કોઇ સારા ઘરની કન્યા સાથે વિવાહ કરવાની સલાહ આપી પણ કામાંધ રાજાને ગળે કોઇ પણ વાત ન ઉતરી.

પેલી તરફ જસમાએ પોતાના પતિની પાસે જઇને રાજાની અનીતિનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો અને જણાવ્યું કે અહિંયા ઝાઝો વખત રહેવાથી મારી લાજ લૂંટાવાનો સંભવ છે માટે આપણે અહિંથી નાસી જવું જોઈએ એ સલાહ મૂજબ જસમાનો પતિ તેને લઇને પાછલી રાતે ઘોર અંધકારમાં પલાયન કરી ગયો. વહાણું વાતાવારજ રાજાને એ વાતની ખબર પડી એટલે એ કેટલાક સ્વારોને લઇને જસમાને પકડી આણવા સારૂ ચાલ્યો. જસમા અને તેનો પતિ થોડે દૂર ગયા હતા એટલામાં રાજાના સ્વારોએ તેમને પકડી પાડયા. જસમાની સાથે તેમની નાતના બીજા પણ અનેક ઓડ હતા ઓડ લોકો અને રાજાના સ્વારો વચ્ચે સારી ઝપાઝપી ચાલી એ લડાઇમાં ઘણા ઓડ મરી ગયા. આખરે જસમાના પતિને પણ એક સખ્ત ફટકો લાગ્યો અને તેને બચવાની આશા ન રહી. પતિનો મરણકાળ સમીપ આવેલો જોઇને જસમાએ પણ પોતાની છાતીમાં ખંજર ભોકી દીધું, તથા ક્રોધ કરીને રાજાને કહ્યું ‘ દુષ્ટ ’ હું તો પતિના પહેલાજ મરણ પામીને સ્વર્ગ લોકમાં જાઉં છું. એક ક્ષણ પછી મારા નાથ પણ સ્વર્ગમાં મને આવી મળશે, એટલે હું તો ત્યાં એમની સાથે અખંડ સુખ ભોગવીશ. મને તો તું કાંઇ પણ નુકશાન પહોંચાડી શકયો નથી, પણ તને તો હું મરતી વખતે શાપ દેતી જાઉં છું કે તારા આ સહસ્રલિંગ તળાવમાં પાણી રહેશે નહિ.’

આટલું કહીને સતી જસમાએ શાન્તિપૂર્વક દેહત્યાગ કર્યો

જસમાના પાતિવ્રત્યનો ભાસ આપનાર એક રાસડો ગુજરાતમાં પ્રચલિત છે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ પ્રગટ કરેલા ‘ રાસમાળા ’ નામના અમૂલ્ય પુસ્તકમાંથી વાચક બેનોના વિનોદને સારૂ ‘ જસમા ઓડણનો રાસડો ’ અમે નીચે ઉતારીએ છીએ.

રાજા બેઠો ભરીરે સભાએ, જાચક આવ્યા જાચવા, સર્વે નારી ભણે રાજા.
રાજા રે જસમાનું રૂપ, એ રે નારી તમ ઘર શોભતી, સર્વે૦
રાજાએ મેલ્યા બારીગર બે ચાર, કે જાઓને જસમાને તેડવા, સર્વે૦
ગાયો ચારતલ ભાઇ રે ગોવાળ, કે કયાંરે વાસો ઓડાતણો ? સર્વે૦
ખિરખિરી આરડીવાડ, કે ઘૂઘરીઆળો ઝાપલો, સર્વે૦
કાગળ દીધો જસમાને હાથ, કે જસમાએ વાચીને માથું ધૂણિયું, સર્વે૦

જસમાએ દીધો સસરાને હાથ સસરે વાચીને માથુ ધુણિયું, સર્વે૦
વહુ ! તારૂ રૂપ સુરૂપ, એણે રે રૂપે લાછન લાગશે, સર્વે૦
સસરા ! તુ હઇડે મા હાર, નહિ રે ટળુ જસમા ઓડણી સર્વે૦
જસમાને વારે છે બાપ, મજા જો બ્રીઅડીરે ગઢ માડવે. સર્વે૦
ઘેલા બાપા ઘેલડુ શુ બોલ, એકવાર જાઉ ગઢ માડવે, સર્વે૦
હારો રે દળાવ્યાજસમાએ ઘઉં, કળશી દળાવ્યોજસાએ બાજરો સર્વે૦
વિજયા દશમકેરી રાત, ઓડાએ ઉચાળા ખડકીયા સર્વે૦
શરદ પૂનમ કેરી રાત, ઓડાએ ઉચાળા પલાણિયા, સર્વે૦
ઓડાને ઉતારા દેવરાવો, કે જસમાને ઉતારા મેડિયે, સર્વે૦
મેડિયે તારી રાણીને બેસાડ, અમે રે ઓડાને ભલા ઝુપડા, સર્વે૦
ઓડાને દાતણિયા દેવરાવ, જસમાને દાતણ દાડમી, સર્વે૦
દાતણ તારી રાણીને દેવરાવ, અમે રે ઓડાને ભલી ઝીલડી, સર્વે૦
ઓડણોને ભોજનિયા દેવરાવો, જસમાને ભોજન લાડવા, સર્વે૦
લાડવા તારી રાણીને જમાડ, અમે રે ઓડાને ભલી રાબડી, સર્વે૦
ઓડણોને મુખવાસિયા દેવરાવ, જસમાને મુખવાસ એલચી, સર્વે૦
એલચી તારી રાણીને ખવરાવ, અમેરે ઓડાને ભલી મોથડી, સર્વે૦
ઓડણોને પોઢણિયા દેવરાવ, જસમાને પોઢણ ઢોલિયો, સર્વે૦
ઢોલિયે તારી રાણીને સુવરાવ, અમે રે ઓડાને ભલી ગોદડી સર્વે૦
જસમાઓડણ હાલો મારે દ્વાર, કહો તો બતાવુ મારી રાણીયો, સર્વે૦
જેવુ તારિ રાણીયોનુ રૂપ, તેવી રે મારે ઘેર ભોજાઇઓ, સર્વે૦
જસમા ઓડણ અમારે ઘર હાલ, કહો તો બતાવુ મારા કુવરો, સર્વે૦
જેવુ તારા કુવરોનુ રૂપ, તેવા રે મારે ઘેર ભત્રીજા સર્વે૦
જસમા ઓડણ હાલો મારેદ્વાર, કહો તો બતાવુ મારા હાથીયો, સર્વે૦
જેવુ તારા હાથીયોનુ રૂપ, તેવી રે મારે ઘેર ભેસડી સર્વે૦
કેવડુ ખણાવશો તલાવ ? કેવડી ખણાવશો તલાવડી ! સર્વે૦
લાખે ખણાવશું તલાવ, અરધ લાખે તલાવડી, સર્વે૦
જસમા તારો પરણ્યો દેખાડ, કિયો રે જસમા તારો ધરધણી, સર્વે૦
સોનઇયો હીંસ છે હાથ, રૂપલા વેઢ ઓડા તણા, સર્વે૦
જસમા માટી થોડરી ઉપાડ, તારી રે કેડે લિચ્ચક લાગશે. સર્વે૦
ઘેલા રાજા ઘેલડુ શું બોલ ? એહ રે અમારો કસબ થયો, સર્વે૦

આ રાસડો અધુરો છે, પણ એટલા ઉપરથીજ જસમાના સતીત્વ, પતિભક્તિ અને આત્મગૌરવ પરિચય મળે છે આ રાસડો રચનારનો ઉદ્દેશ પણ સ્ત્રીઓમા પાતિવ્રત્યના મહિમાનો પ્રચાર કરવાનો હોવો જોઇએ

## रत्न ११९ मुं—मयणल्लदेवी



પૃથ્વીના કોઈ પણ દેશમા ઉત્પન્ન થયેલા મહાન્ પુરુષોનાં ચરિત્રો વાચતા જણાઇ આવે છે કે તેમનામાંના ઘણા પુરુષોના ભાવી જીવનની મહત્તા, બાલ્યાવસ્થામા તેમની સુશીલ માતાઓએ પ્રેરેલા સારા સસ્કારોને આભારી હોય છે જગન્નિયન્તાએ નિર્માણ કરેલી માનવ સૃષ્ટિની અધિષ્ઠાદેવી માતાજ છે સુશીલ અને સુશિક્ષિત સ્ત્રીને જ્યારે રાજ્યમાતા થવાનુ સદ્ભાગ્ય પ્રાપ્ત થાય છે, ત્યારે તેના શિક્ષણ અને અને સદુપદેશનો લાભ કેવળ તેના સતાનનેજ નહિ પણ આખા દેશને મળે છે. દક્ષિણના ઇતિહાસથી પરિચિત પ્રત્યેક મનુષ્ય જાણે છે કે, છત્રપતિ શિવાજી મહારાજનુ મહત્ત્વ કોને આભારી હતું ? નિ.સદેહ તેમની સુશીલ માતા જીજાબાઈનેજ. અગ્રેજીમા એક કહેવત છે. ‘ જે સ્ત્રી બાળકના પારણાને હિચકો નાખે છે તે સ્ત્રી દુનિયા ઉપર રાજ્ય કરે છે ’ એ કહેવતનો મર્મ યથાર્થ છે.

આજ અમે જે પ્રસિદ્ધ રાજમાતાનો પરિચય આપવા માગીએ છીએ તે સન્નારી ગરવી ગુજરાતનુ રત્ન હતું એ પ્રસિદ્ધ મહારાજા સિદ્ધરાજ જયસિહની માતા હતી.

ઇ૦ સ૦ ૧૦૭૨ મા આપણા ગુજરાતમાં કર્ણ નામનો રાજા રાજ્ય કરતો હતો. રાજા કર્ણ સોલકીવશનો હતો. પ્રજાના પાલન અને સરક્ષણ ઉપર તેણે સારૂં ધ્યાન આપ્યું હતું. ભીલ અને કોળીઓ તેની પ્રજાને જે ત્રાસ દેતા હતા તેમાથી તેમને મુક્ત કરવાનો કર્ણે યથાશકિત પ્રયાસ કર્યો હતો તેણે અનેક દેવસ્થાનો તથા જલાશયો બધાવ્યા હતા.

મયણલ્લદેવી દક્ષિણના રાજા જયકેશીની પુત્રી હતી. તેણે પોતાના મનપસદ વરને વરવાનો સંકલ્પ કર્યો હતો. એ સકલ્પની સિદ્ધિ સારૂ તેણે દેશદેશાતરના રાજાઓની છબીઓ એકઠી કરી હતી. એ સર્વ રાજાઓની છબીઓમાંથી ગુજરાતના રાજા કર્ણની છબી તેને ઘણી પસદ પડી ગઇ.

રાજા કર્ણનું રૂપ જોઇને કુમારી મયણલ્લદેવી મુગ્ધ થઇ ગઇ અને પરણુ તો રાજા કર્ણનેજ પરણુ એવો સંકલ્પ કર્યો. કોઇની પણ સંમતિ લીધા વગર રાજા કર્ણને એ પોતાનું હૃદય સમર્પણ કરી ચૂકી, પરંતુ હવે પોતાનો મનો ભાવ કર્ણને કેવી રીતે પહોંચાડવો? મયણલ્લદેવી ઘણી ચતુર કન્યા હતી તેણે એક સુંદર યુકિત શોધી કહાડી તેણે પોતાના એક દૂતને ચિત્રકારના વેશમાં રાજા કર્ણની પાસે મોકલ્યો એ ચિત્રકાર લાંબો પ્રવાસ કરીને રાજા કર્ણના દરબારમા જઇ પહોચ્યો, અને વિવેકપુર:સર રાજાને નમન કરીને બોલ્યો 'મહારાજાધિરાજ! આપની કીર્તિ ચારે દિશામા વ્યાપી ગઇ છે. આપની પ્રશંસા પ્રત્યેક મનુષ્યને મોએ સાભળ્યામા આવે છે આપના દર્શનની અભિલાષા હજારો મનુષ્યો રાખે છે. આ દીન દાસના મનમા પણ શ્રીમાન્‌ના દર્શન કરીને કૃતાર્થ થવાની તીવ્ર ઉત્કંઠા હતી આજે એ ઉત્કંઠા સફળ થઈ તેને માટે પ્રભુનો ઉપકાર માનુ છુ' એમ કહીને એ ચતુર ચિતારાએ રાજાની સન્મુખ એક સુંદર ચિત્ર મૂકયુ. એ ચિત્રમા એક રાજાના મો આગળ લક્ષ્મીને નાચતી ચીતરી હતી, અને તેની એક બાજુએ એક કુમારીકાનું ચિત્ર કહાડયું હતું તે સૌંદર્યમા લક્ષ્મી કરતા પણ ચ્હડે એવુ હતું. રાજાએ એ કુમારીકાના સૌંદર્યની ઘણી પ્રશંસા કરીને પૂછયુ કે 'એ સુંદરી કયી જાતિની છે અને કોની કન્યા છે?' ચિત્રકારે ઉત્તર આપ્યો 'મહા-રાજ! એ રાજા જયકેશીની પુત્રી છે. દક્ષિણમા ચન્દ્રપુરી નામના નગરમા જયકેશી રાજા રાજ્ય કરે છે. તેમની આ કન્યાનું નામ મયણલ્લદેવી છે તે પૂર્ણ યૌવનને પ્રાપ્ત થઈ છે. રાજાએ તેને વિદ્યા અને સદ્‌ગુણોથી વિભૂષિત કરવામા જરા પણ ન્યૂનતા રાખી નથી અનેક રાજાઓ અને રાજકુમારો તેને વરવાની ઇચ્છાઓ રાખે છે પણ એ કોઇનું માગુ સ્વીકારતી નથી સગા સબધીઓ તેને કોઇ યોગ્ય વર સાથે લગ્ન કરવાનો ઉપદેશ આપ્યા કરે છે પણ એ કોઇનું કહ્યુ માનતી નથી, અને કહે છે કે મને સર્વ પ્રકારે પસંદ આવે એવા સુંદર, સુશિક્ષિત અને પરાક્રમી પુરુષ સાથે હુ લગ્ન કરીશ હમણા થોડાક દિવસ ઉપર ચન્દ્રપુરમા મારા જેવો કોઈ ચિત્રકાર આવ્યો હતો, તેની પાસે આપ શ્રીમાનની છબી જોઇને એ મુગ્ધ થઈ ગઈ છે, અને કહેવા લાગી છે કે હુ તો આ કર્ણરાજાનેજ પરણીશ. એ ચિત્ર જોતાવારજ એ તો પ્રેમઘેલી થઇ ગઈ છે. એને ખાવાપીવાનું ભાન રહ્યું નથી, રાતદિવસ તમારૂજ ધ્યાન ધરી રહી છે, અને તમારી સાથે લગ્ન કરાવી આપવા ઈષ્ટદેવનું

ધ્યાન ધરે છે. તેણે રાજા જયકેશીની પણ આ વિષયમા સમતિ મેળવી છે અને આપનો પોતાનો અતરનો અભિલાષ જણાવવા સારૂ મને અહિ મોકલ્યો છે. મહારાજ ! તમે અમારી રાજકુમારીની વિનતિ માન્ય રાખીને તેના પ્રેમાળ હૃદયને તૃપ્ત કરો ' રાજાએ ચિત્રકારની વિનતિ સ્વીકારી મયણલ્લદેવી પ્રસન્નચિત્તે અણુહિલપુર આવી અને ત્યા આગળ કર્ણરાજા સાથે તેના યથાવિધિ લગ્ન થયા, પરન્તુ લગ્ન થયા પછી રાજા કર્ણે મયણલ્લદેવીને તૃપ્ત કરી નહિ એમ કહેવાય છે કે મયણલ્લદેવીના સૌન્દર્યની જેવી કલ્પના રાજાએ કરી હતી તેવુ સૌન્દર્ય તેનુ નીકળ્યુ નહિ અણુહિલપુર આવ્યા પછી રાજાએ તેનાપર લવલેશ પણ પ્રેમ બતાવ્યો નહિ એક પણ દિવસ તેના તરફ પ્રેમથી દૃષ્ટિ કરી નહિ. મયણલ્લદેવીને બીજા અનેક પ્રકારના સુખ હતા. ખાવા પીવાનું તથા રત્નાલકારનુ કાઇ દુખ નહોતુ, પરતુ સ્રીને આખી પૃથ્વીનુ સામ્રાજ્ય મળે અને પતિનો શુદ્ધ અત.કરણનો પ્રેમ ન મળે તો એ સામ્રાજ્ય પણ શા કામનુ ? તેને મનથી આખો સસાર સૂનો થઇ ગયો હતો. ઘણી વખત તેને વિચાર આવતો કે આત્મઘાત કરીને આ હતભાગી જીવનનો અન્ત આણુ, પરન્તુ તેની સાસુએ તથા રાજ્યના વૃદ્ધ આમાત્યોએ સમજાવીને એવું સાહસ કરતા અટકાવી રાખી.

એક દિવસ નમુંજલા નામની એક સુદર નટી ઉપર રાજા કર્ણની દૃષ્ટિ પડી. તેના સૌન્દર્યથી પ્રસન્ન થઇને રાજા તેના ઉપર આશક થઇ ગયો. તેણે એ નટડીને પોતાની પાસે બોલાવી લાવવાનો મંત્રીને હુકમ આપ્યો આવો સરસ લાગ જોઇને મંત્રીએ રાણી મયણલ્લદેવીને નટીનો વેશ પહેરાવીને તથા નટીના જેવા નાચનખરા શીખવીને રાત્રીને સમયે રાજાના શયનગૃહમા મોકલી. રાજા કર્ણે મયણલ્લદેવીને નટી ધારીને તેની સાથે પ્રેમપૂર્વક ભોગવિલાસ કરીને કામની તૃપ્તિ કરી. રાણી મયણલ્લદેવી ઘણીજ ચતુર સ્રી હતી. રખે આજની રાત્રીના સહવાસથી પોતાને ગર્ભ રહે અને રાજા તેના ઉપર વ્યભિચારનુ મિથ્યા આળ ચોટાડે, એવી આશકાથી તેણે વિદાય થતી વખતે રાજા કર્ણની પાસેથી સ્મૃતિચિન્હતરીકે રાજાની આગળી ઉપરની મુદ્રિકા માગી લીધી. પ્રેમપાશમા બધાએલા રાજા કર્ણે પ્રસન્નતાપૂર્વક એ મુદ્રિકા મયણલ્લદેવીની સુકુમાર અગુલીપર પહેરાવી દીધી

રાજા કર્ણ ગમે એટલો તોએ સુશીલ મનુષ્ય હતો. કામનો ક્ષણિક આવેશ શમી ગયા પછી તેને પોતાના કૃત્યમાટે ઘણો પશ્ચાતાપ થવા લાગ્યો

અને એ વ્યભિચારના પાપનુ કઠણુ પ્રાયશ્ચિત્ત કરવાનો તેણે સંકલ્પ કર્યો તેણે તપાવેલી સાત પુતળીઓનો સ્પર્શ કરીને એ ઘોર પાપનુ પ્રાયશ્ચિત કરવાનો નિર્ણય કર્યો કર્ણરાજાના પ્રધાન મંજુલને જ્યારે એ વાતની ખબર પડી ત્યારે તેણે કહ્યું કે 'મહારાજ ! આપ જરા પણુ શોચ કરશો નહિ. વ્યભિચારદોષથી આપ બિલકુલ મુક્ત છો. આપને મે ઠગ્યા છે. આપે જે સ્ત્રી સાથે એ રાતે વિલાસ કર્યો હતો તે સ્ત્રી નમુંજલા નટી નહોતી, એ તો મહારાણી મયણલ્લદેવી હતા. રાજાને એકદમ એ વાત ઉપર વિશ્વાસ બેઠો નહિ, પરન્તુ રાણીએ જ્યારે એ રાત્રીનો બધો વૃત્તાત સવિસ્તાર કહી સંભળાવ્યો તથા રાજાએ ઇંધાણીતરીકે આપેલી મુદ્રિકા બતાવી ત્યારે રાજા પ્રસન્ન થયો અને એ દિવસથી પ્રેમપૂર્વક રાણી મયણલ્લદેવી સાથે અંત પુરમા રહેવા લાગ્યો.

રાણી મયણલ્લદેવી થોડા સમયમા સગર્ભા થઈ, અને પાલણપુર નગરમા તેણે સિદ્ધરાજ જયસિંહને જન્મ આપ્યો.

સિદ્ધરાજ બાળવયનો હતો એવામા, ઇ૦ સ૦ ૧૦૯૪ મા રાજા કર્ણનો સ્વર્ગવાસ થયો. રાજા કર્ણના મૃત્યુ પછી ગુજરાતની રાજગાદીસંબંધી ઘણી તકરારો ઉભી થઈ હતી, પણ આખરે સિદ્ધરાજ રાજ્યસિંહાસન ઉપર બેસવા ભાગ્યશાળી થયો. સિદ્ધરાજ નાનો હતો એવામા થોડા સમય સુધી રાજ્યની લગામ કર્ણના મામા મદનપાળના હાથમા રહી, પણ સાંતુ પ્રધાને મદનપાળને મારી નખાવ્યો ત્યાર પછી અણહિલપુરના રાજ્યની બધી સત્તા સિદ્ધરાજની માતા મયણલ્લદેવીના હાથમા આવી. રાણી મયણલ્લદેવીએ રાજનો પ્રબંધ ઘણી સારી રીતે કરવા માડયો યોગ્ય પ્રધાનોને મુખ્ય મુખ્ય કામ ઉપર નીમી દીધા, અને પોતે રાજ્ય ઉપર સાધારણ રીતે દેખરેખ રાખવા લાગી કુમાર સિદ્ધરાજની કેળવણીનુ કામ પણ તેણે પોતાના હાથમા લીધુ સિદ્ધરાજને તેણે કોઇ દિવસ ખરાબ છોકરાઓ કે ખુશામતીઆ નોકરો સાથે ફરવા દીધો નહિ. સિદ્ધરાજ તેનો એક માત્ર પુત્ર હતો, તેના જીવનનો એક માત્ર આધાર હતો, તેની આખનો મણિ હતો, છતા પણ રાણી મયણલ્લદેવીએ તેને કોઇ દિવસ ખોટા લાડ લડાવ્યા નહોતા. બાલ્યાવસ્થાથીજ સિદ્ધરાજના કોમળ હૃદયમા સારા સંસ્કારો પાડવાનો તેણે યત્ન કર્યો હતો. સિદ્ધરાજ જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ ઘોડે બેસતા, શસ્ત્ર ચલાવતા, કુસ્તી રમતા તથા ક્ષત્રીઓને છાજે એવા અનેક કસરતના

પ્રયોગો કરતા શીખવવા માંડયું. સિદ્ધરાજને બળવાન અને પરાક્રમી બનાવવામા તેણે કોઇ પણ પ્રયત્નની ખામી રાખી નહોતી ગુજરાતના પ્રાચીન ઇતિહાસ, તથા પોતાના પૂર્વજોના અસાધારણ પરાક્રમ અને બુદ્ધિકૌશલ્યની વાત એ દરરોજ પોતાની મીઠી વાણીમા સિદ્ધરાજને કહ્યા કરતી. વિદુરનીતિ, શુક્રનીતિ આદિ ગ્રન્થોદ્વારા તેણે રાજનીતિના સિદ્ધાન્તો સિદ્ધરાજના મનમા ઠસાવ્યા હતા, તથા રાજાના રાજ્યની સહિસલામતી અને મજબૂતી, તેની ન્યાયપરાયણતા અને લોકપ્રિયતા ઉપર આધાર રાખે છે, એ સારી પેઠે હૃદયમા ઠસાવી દીધુ હતું આર્ય ધર્મશાસ્ત્રનો અભ્યાસ પણ તેણે સિદ્ધરાજને સારી પેઠે કરાવ્યો હતો આ બધાનુ પરિણામ એ આવ્યુ કે પુખ્ત ઉમ્મરનો થયા પછી સિદ્ધરાજ પાટણની ગાદીએ બેઠો ત્યારે તેના સુપ્રબંધને લીધે ચારે તરફ તેની પ્રશંસા થવા લાગી આજ દિનસુધી સિદ્ધરાજ જયસિંહનું નામ ગુજરાતના ઇતિહાસમા સુવર્ણાક્ષરે લખાયલુ છે

સિદ્ધરાજ પંદર વર્ષનો થયો ત્યારે રાણી મયણલ્લદેવી તેને લઇને રાજ્યમા ફરવા નીકળી હતી, અને એ પ્રવાસદ્વારા કુમારને રાજ્યની ખરી હાલતથી વાકેફ કર્યો હતો. એ પ્રવાસમા પ્રજાના દુ ખ તેણે જાતે સાંભળ્યા હતા તથા તેમને વ્યાજબી ઇન્સાફ આપ્યો હતો.

રસ્તામા જ્યા કંઇ પાણીની તંગી જોતી ત્યા તળાવ, કૂવા, વાવ વગેરે જળાશય બંધાવી આપતી. રાણી મયણલ્લદેવીએ ઘણા પરોપકારના કાર્ય કર્યા છે. વીરમગામ આગળનુ મીનલસર અથવા માનસર તળાવ અને ધોળકા પાસેનું મલાવ તળાવ એ બે જળાશય રાણી મયણલ્લદેવીએ બંધાવેલાં છે.

રાણી મયણલ્લદેવી જેટલી કુશળ હતી તેટલીજ ન્યાયપરાયણ હતી. તેની ન્યાયપરાયણની એક દંતકથા ગુજરાતમા સુપ્રસિદ્ધ છે. રાણી મયણલ્લદેવી ધોળકાનું તળાવ બંધાવી રહી હતી તે વખતે એક ગણિકાનું મકાન વચ્ચે નડતું હતું એ મકાનને લીધે તળાવની શોભામા ઘટાડો થાય એમ હતું તેણે એ મકાન આપી દેવાને વેશ્યાને ઘણુંએ સમજાવી. મનમાન્યુ દ્રવ્ય આપવાની લાલચ બતાવી, પણ તેણે સાફ ના કહી. ગણિકાએ જણાવ્યુ કે 'રાણીસાહેબનું નામ તો આ મોટું તળાવ બંધાવ્યાથી અમર રહેશે, પણ મારૂં નામ આ ઘર ન આપવાને લીધે પ્રસિદ્ધ થશે.' બીજો કોઇ રાજા હોત તો જોરજુલમથી એ વેશ્યાનું મકાન તોડાવી પાડત, પણ ન્યાયી મયણલ્લદેવીએ એવો કાંઇ પણ અન્યાય કર્યો નહિ. તેણે વેશ્યાનુ ઘર સહીસલામત રહેવા

દીધુ. તેના આ કૃત્યને લીધે તેની સુખ્યાતિ દેશદેશાતરમા પ્રસરી ગઇ એ વખતમા એક કહેવત પ્રચલિત થઇ ગઈ હતી કે' જો તમારે ન્યાય જોવો હોય તો જઈને મલાવ જુઓ.'

રાણી મયણલ્લદેવીએ ઘણી યાત્રાઓ કરી, અને યાત્રાળુઓના અનેક સ કટો દૂર કર્યા હતા

સોમેશ્વર મહાદેવની પૂજા કરીને મયણલ્લદેવીએ એક હાથી, હાથમા ત્રાજવાં ઝાલેલા એવા તુલા પુરુષની એક સોનાની મૂર્તિ અને બીજી મોટી મોટી ભેટો કરી હતી.

આ પ્રમાણે અનેક સત્કાર્યોથી પ્રજાનું મનરજન કરીને, સિદ્ધરાજને ગાદીએ બેસાડયા પછી, મયણલ્લદેવી આ સ સારમાથી સ્વર્ગલોકમા સીધાવી ધન્ય છે એવી રાજમાતાને !*

# रत्न १२० मुं-लाहिनी

રાજપુતાનામા આવેલા સિરોહી રાજ્યમા વસન્તગઢ નામનું એક પ્રાચીન સ્થાન છે. એને કેટલાક લોકો વસન્તપુર પણ કહે છે સાધારણ લોકોમા એ સ્થાન 'વાતપરાગઢ' ના નામથી પ્રસિદ્ધ છે પહેલાના સમયમા ત્યા આગળ પરમાર રાજાઓનુ રાજ્ય હતું. ઈ૦ સ૦ ૧૦૪૨ ની લગભગમા ત્યા આગળ પૂર્ણપાલ નામનો રાજા રાજ્ય કરતો હતો લાહિની એ પૂર્ણપાલ રાજાની નાની બેન હતી તેનું લગ્ન વિગ્રહરાજ સાથે થયું હતું. તે બાલવયમા વિધવા થઇને પોતાના ભાઈને ઘેર ચાલી આવી હતી ભાઇને ઘેર આવ્યા પછી ધર્મસાધન અને ઇશ્વરભક્તિમાં તેણે ચિત્ત પરોવ્યું હતુ તેનો પૂરો ઈતિહાસ મળી આવતો નથી, પણ એટલુ જાણવામા આવ્યુ છે કે તેણે વસિષ્ઠપુરમા રહીને સૂર્યદેવના તૂટી ગયેલા મ દિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, તથા લોકોને પાણી પીવા માટે એક વાવડીનો પણ જીર્ણોદ્ધાર કરાવ્યો હતો એ વાવડી હજુ પણ લાહિનીના ઉપરથી 'લાણુવાવ'

* આ તથા આ સગ્રહમા ગુજરાતના ઈતિહાસને લગતા બીજા કેટલાક ચરિત્રો ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પ્રગટ કરેલી સા૦ શ્રી રણછોડભાઇ ઉદયરામકૃત 'રાસમાળા'ના ભાષાન્તરને આધારે લખવામાં આવ્યાં છે તેને માટે એ પુસ્તકના લેખક અને પ્રકાશક મ ડળનો અત્યત ઉપકાર માનવામા આવે છે

(લાહિનીવાપી) કહેવાય છે. એ વાવડીના શિલાલેખ ઉપર પરમાર રાજાઓની વંશાવળી આપવામાં આવી છે

લાહિનીનું જે થોડું ઘણું વૃત્તાંત મળ્યું છે, તે ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે એ ધાર્મિક અને પરોપકારી વૃત્તિની સ્ત્રી હતી

# रत्न १२१ मुं–राणकदेवी

આ રમણી સિન્ધ દેશના રાજા શેરખાવરની કન્યા હતી. તેનો જન્મ મૂલ નક્ષત્રમાં થયો હતો તેના જન્મ સમયે રાજજોશીએ તેના જન્માક્ષર બનાવીને કહ્યું હતું કે આ બાલિકાના ગ્રહ એવા છે કે એનું મોં જોયાથી એનો પિતા આંધળો થઇ જશે. એ સમાચાર સાંભળીને તેના પિતાએ નવી જન્મેલી બાલિકાને પોતાના નોકરને હાથે એક વનમાં મોકલાવી દીધી રાજાનો વિચાર તો એવો હતો કે એમ કર્યાથી કોઈ જંગલી પશુ આવીને તેને ખાઈ જશે એને બધી બલા ટળી જશે, પરન્તુ રામ રાખે તેને કોણ ચાખે પરમાત્માએ તો બાલિકા રાણકદેવીને માટે કાંઈ ઓરજ ભવિષ્ય નિર્માણ કર્યું હતું, તેથી રાણકદેવી એવી નિરાધાર અવસ્થામાં પણ બચી ગઈ. આખી રાત એ શુનશાન જંગલમાં પડી રહી. બીજે દિવસે સવારમાં હડમતિયો નામનો એક કુંભાર ત્યાં આગળ માટી ખોદવા આવ્યો. તેની નજર એ સુંદર બાલિકા ઉપર પડી તેનું અપૂર્વ સૌન્દર્ય જોઇને એ અંજાઇ ગયો એ કુંભારને ઘેર કાંઈ છોકરૂં પણ નહોતું, એટલે તેણે એ કન્યાને પોતાને ઘેર લઇ જઇને ઉછેરવાનો વિચાર કર્યો. આખો દિવસ કામ કરીને ઘેર પાછો ગયો ત્યારે એ સુંદર બાલિકાને પોતાને ઘેર લેતો ગયો એ કન્યાના મુખનું તેજ જોતાંવારજ ખાત્રી થતી હતી કે એ કોઇ રાજવંશી કન્યા છે એ કન્યા જંગલમાંથી મળી આવી હતી માટે કુંભારે તેનું નામ રાણકદેવી પાડયું હતું. કુંભાર તથા તેની વહુ રાણકદેવીને ઘણા સ્નેહપૂર્વક ઉછેરવા લાગ્યા. દિવસે દિવસે તેનું સૌન્દર્ય ઘણું વિકાસ પામવા લાગ્યું તેના રૂપ-લાવણ્યની પ્રશંસા ચારે તરફ થવા લાગી. કચ્છના લાખા ફુલાણીએ પણ એ કન્યા ઉપર મુગ્ધ થઈ જઈને હડમતિયા કુંભારને કહેવરાવ્યું હતું કે આ કન્યા મને પરણાવો. હડમતિયા કુંભારે લાખાફુલાણીને જવાબ આપ્યો કે મારી નાતવાળાને પૂછીને પરણાવીશ.' લાખાફુલાણી તેને ઘણો આગ્રહ

કરવા લાગ્યો એટલે કુંભાર ત્યાંથી નાસીને સોરઠના રાજ્યમાં મજેવડી ગામમાં જઈ વસ્યો. પરન્તુ ત્યાં પણ એ જંપીને બેસી શક્યો નહિ

એક દિવસ એવું બન્યું કે ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહના ચાર દસોદી ભાટ ફરતા ફરતા સોરઠમાં જઈ પહોંચ્યા, અને એ કુંભારના ઘરમાં રાણકદેવી તેમના દીઠામાં આવી રાજવંશીને છાજે એવું તેમનું રૂપ જોઇને તેમણે વિચાર કર્યો કે આવી કન્યા તો ગુજરાતના રાજાધિરાજના અંતઃપુરમાં શોભે. તેમણે પાટણ નગરમાં જઇને સિદ્ધરાજને વિનંતિ કરી કે 'રાજાધિરાજ ! આપના અંતઃપુરમાં આટલી બધી રાણીઓ છે પણ એક પણ પદ્મિણી નથી ' રાજાએ આજ્ઞા આપી કે ' તમે મારા ભાટ છો. તમે દેશદેશાન્તરમાં જઈ તપાસ કરો અને મારા લાયક કોઈ પદ્મિણી કન્યા હોય તેને શોધી લાવો ' ભાટ લોકો એ કુંભારને ત્યાં ગયા અને કુંભારને ઘણું સમજાવીને રાણકદેવીનું સગપણ સિદ્ધરાજ સાથે નક્કી કર્યું

એ સમયમાં જૂનાગઢમાં રાખેંગાર રાજ્ય કરતો હતો. રાખેંગારની બેન સિદ્ધરાજ જયસિંહના પિત્રાઇઓમાં પરણાવી હતી તે પોતાના બે દિકરાઓ લઇને પિયેરમાં રહેતી હતી. એક દિવસ રાખેંગારના એ બે ભાણેજ-દેશળ અને વિશળ શિકાર ખેલવા ગયા હતા ફરતા ફરતા તેઓ મજેવડી ગામમાં જઈ પહોંચ્યા ત્યાં આગળ રાણકદેવીનું સિદ્ધરાજ સાથે સગપણ થયાની ખબર તેના જાણવામાં આવી. તેમણે જઈને પોતાના મામા રાખેંગારને કહ્યું કે ' આપણા રાજ્યમાં એક કુંભારની પુત્રી ઘણી ખબસુરત છે. એ સોરઠના રાજમહેલમાં શોભે એવી છે તેને ગુજરાતના રાજા સિદ્ધરાજના ભાટ આવીને જોઇ ગયા છે અને તેની સાથે લગ્ન કરવાનું નક્કી થઈ ગયું છે, પરંતુ આપણા રાજ્યમાંની કન્યા બહારનો રાજા લઈ જાય એમાં આપણી આબરૂ રહે નહિ. એવું થાય તો આપનું નાક કપાઇ જાય માટે ગમે તેમ કરીને આ કન્યા હાથ કરવી જોઇએ ' રાખેંગારે ભાણેજને રજા આપી કે ' તું મારી તરફથી ખાંડું લઈને જા અને આપણા અંતઃપુરમાં એ કન્યાને લઈ આવ ' દેશળ મજેવડી ગામ પહોંચ્યો અને કુંભાર પાસે રાણકદેવીનું માગું કર્યું. સિદ્ધરાજની સાથે તેનો વિવાહ થયેલો હોવાથી કુંભારે એ કન્યા રાખેંગારને આપવાની સ્પષ્ટ ના કહી, પણ દેશળે ઘણો આગ્રહ કર્યો અને સીધી રીતે માની જઇને કન્યા નહિ આપે તો બળાત્કાર કરવો પડશે, એવી ધમકી આપી એટલે કુંભારે રાણકદેવીને દેશળ સાથે વળાવી

દીધી સોરઠમા પહોચ્યા પછી રાજા રાખેંગારે યથાવિધિ ગણુકદેવી સાથે લગ્ન કર્યું, અને એની સુદર કન્યા પ્રાપ્ત થઈ એટલા માટે મોટો ઉત્સવ મનાવ્યો. આખા રાજ્યમાં આનદ આનદ પ્રવર્તી રહ્યો. રાજા રાખેંગારે ત્રણ દિવસસુધી ગામની દરેક વર્ણને જમાડી. એ સમયમા રાજા સિદ્ધરાજના પાટનગર પાટણના વાઘરી લોકો માટીના વાસણ વેચવા સારૂ સોરઠ ગયા હતા. તેમણે પૂછ્યુ કે આજે રાજાને ઘેર શું ટાણુ છે કે આખુ ગામ ત્રણ દહાડાથી જમી રહ્યુ છે. રાખેંગારના નોકરે કહ્યુ કેઃ—

સોરઠ સિંગલદ્વીપની, જાત તણી પરમાર,
બેટી રાજા રોજની, પરણ્યો રાખેંગાર.

પોતાના રાજાનુ જે કન્યા સાથે સગપણ થયું હતું તે કન્યાને બીજો રાજા પરણી ગયો, એ વાત એ વાઘરીઓને પણ અસહ્ય થઇ પડી તેમણે પાટણ જઇને પોતાના રાજાને એ વાત કહી સિદ્ધરાજ એ ખબર સાભળીને ઘણો ગુસ્સે થયો અને સૌરાષ્ટ્ર ઉપર ચડાઈ કરવા તેણે પોતાના શુરા સામતોને મોકલ્યા રાખેંગાર પણ વીરરાજા હતો એટલે સિદ્ધરાજના સૈન્યનો પરાજય થયો

આ પ્રમાણે સિદ્ધરાજને પરાજય આપીને રાખેંગાર પૂર્ણ સુખમા રાણી રાણકદેવી સાથે જીવન વ્યતીત કરવા લાગ્યો. સિદ્ધરાજનુ વેર એ બિલકુલ ભૂલી ગયો હતો. આ વખતે રાખેંગારના મનમા એમજ હતું કે આ સંસારમાં કોઈ પણ મનુષ્ય સુખી હોય તો તે હુજ છુ. તેને આ પ્રમાણે સંતોષ માનવાનું કારણ પણ હતુ રાણકદેવી પતિપરાયણા નારી હતી. પતિના સુખવૈભવમા વૃદ્ધિ કરવાને તે રાતદિવસ પ્રયત્ન કર્યા કરતી હતી. સદ્ભાગ્યે એ પ્રેમી દપતીની સ્નેહગ્રથિને મજબૂત કરનાર બે પુત્રરત્ન પણ રાણકદેવીના ગર્ભમાથી ઉત્પન્ન થયા હતા.

આ પ્રમાણે રાણકદેવી અને રાખેંગારનો સુખી સસાર ચાલ્યો જતો હતો પેલી તરફ પાટણમા સિદ્ધરાજ તેનુ વેર લેવાનો લાગ શોધી રહ્યો હતો. તેણે એકવાર ફરીથી ઘણુ મોટુ સૈન્ય લઈ જઇને રાખેંગારના રાજ્ય ઉપર ચઢાઈ કરી. આ સમયે રાખેંગારનો ભાણેજ દેશળ પણ ફુટીને સિદ્ધરાજના પક્ષમા ગયો હતો, એ લોકો પુષ્કળ સૈન્ય લઇને ગઢમા ગયા અને દરવાજો ઉઘડાવીને શરણાઇઓ વગડાવી. દુદો અને હમીર એ દરવાજાનું રક્ષણ કરવા ઉભા હતા તેમને સિદ્ધરાજના સૈન્યે ઠાર માર્યા. શત્રુઓને

મા આવતા જોઇને રાખેગાર લડવા આવ્યો. એ વખતનુ વર્ણન કરતા
રાતનો જૂનો કવિ કહે છેઃ—

ઝાપો ભાગ્યો ભેળ પડિ, ભેળ્યો ગઢ ગરનાર,
દૂદો હમીર મારીયા, સોરઠના શણગાર.
રણ શરણાઇ વાગિયો, પાખરીઆ કેકાણ,
શૂરા મુખ પાણી ચડે, કાયર પડે ભગાણ.

એ વખતે રાખેગાર અને સિદ્ધરાજના સૈનિકો વચ્ચે ઘણી ઝપાઝપી
લી બન્ને પક્ષના ઘણા સિપાહીઓ માર્યા ગયા અને છેવટે રાખેગાર પણ
l યુદ્ધમા કામ આવી ગયો પછી સિદ્ધરાજને સાથે લઇને, રાખેગારનો
મકહરામ ભાણેજ દેશળ, ગણુકદેવીના મહેલમા ગયો, અને કહ્યુ કે
મામીજી ! હમે બે ભાઇઓ તથા મામાજી આવ્યા છીએ, બારણા ઉઘાડો. '
રળ હૃદયની રમણી રાણુકદેવીના પેટમા કાઇ પાપ નહોતુ એણે તરત
ારણા ઉઘાડયા. પતિના મૃત્યુની તેને લેશમાત્ર પણ ખબર નહોતી એ તો
ે સમયે પોતાના બે પુત્રોને આનદપૂર્વક રમાડવામા અને લાડ લડાવ
ામા તલ્લીન હતી સિદ્ધરાજે તેની નિકટ જઈને રાખેગારના મૃત્યુના
ામાચાર જણાવ્યા તથા પોતાની રાણી બનવા માટે ઘણા પ્રેમપૂર્વક આગ્રહ
ર્યો; પરતુ સતી રાણુકદેવીએ તેનો ઘણોજ તિરસ્કાર કરી કહાડયો. એથી
ુસ્સે થઇને સિદ્ધરાજે રાણુકદેવીના પાચ વર્ષના કોમળ બાળકને મારી
ાખ્યો, અને બીજા બાળકને મારવાની પણ બીક બતાવી બીજો બાળક ૧૧
ર્ષનો હતો. તેનુ નામ માણેરો હતુ. એ સિદ્ધરાજથી ડરી જઇને માની
ાઠમા ભરાઈ ગયો. એ વખતે વીરપત્ની રાણુકદેવીએ તેને ક્ષાત્રધર્મના
હસ્યરૂપ સુદર ઉપદેશ સભળાવ્યો

માણેરા તુ મ રોય, મ કર આખ્યો રાતિયો,
કુળમા લાગે ખોટ, મરતા મા ન સભારિયે.

એ સાભળીને સિદ્ધરાજે પોતાના માણસોને હુકમ આપ્યો કે ' આ
ાકરાને અહિયા મારશો નહિ જે વખતે રાણુકદેવી પાટણમા પેસવાને
માનાકાની કરશે, તે સમયે તેને પાટણને દરવાજે ઠાર કરજો '

આ પ્રમાણે કહીને સિદ્ધરાજ રાણુકદેવીને બળાત્કારથી પાટણ તરફ લઈ
જવા લાગ્યો, પરતુ રાણુકદેવીના મનમાથી પતિભક્તિ લેશ પણ ઓછી થઇ
નહોતી. શિયળનુ ગમે તેટલા જોખમે પણ રક્ષણ કરવાનો તથા પતિની

પાછળ સતી થવાનો તેણે મનમા સંકલ્પ કર્યો હતો રાણકદેવીને ગઢમાથી બહાર લઇ જતા હતા તે વખતે રાખેંગારનો ઘોડો તેની નજરે પડયો. એ ઘોડાને જોઇને એ ઘણી દિલગીર થઈને બોલી—

તરવરિયા તોખાર, હૈયું ન ફાટયું હંસલા,
મરતા રાખેંગાર, ગામતરા ગુજરાતના.

થોડીવાર પછી રાખેંગારનો સાબર શૃંગ તેના જોવામા આવ્યો તેને જોઇને તેણે નીચેના ઉદ્‍ગાર કાઢયા.

રે સાબર શૃંગાળ, એક દિન શૃંગાળા હતા,
મરતા રાખેંગાર, ભવના ભીલા થઇ રહ્યા.

થોડીવાર પછી મોરને કેકારવ કરતો સાભળી તેણે કહ્યું—

કાઉ કે ગચ્છ મોર, ગોખે ગરવાને ચડી,
કાપી કાળજ કોર, પિંજર દાઝયો પાણિયે.

સારાશ કે અરે મોર ! ગિરનારની બારીએ ચઢીને શું કામ ટોકે છે ? મારા કાળજાની કોર કાપીને, મારૂં પાંજરૂં (ઘર) પાણીએ બળ્યું છે એટલે કે મારા સગા ભાણેજે મારૂં ઘર ભગાવ્યું છે

જરા આગળ ચાલતા પતિ રાખેંગારની લાશ રાણકદેવીની દૃષ્ટિએ પડી તેને જોઇને એ શોકાર્ત રાણી બોલી ઉઠી.

સ્વામી ઉઠો સૈન્ય લઈ, ખડગ ધરો ખેંગાર,
છત્રપતીએ છાઈઓ, ગઢ જૂનો ગિરનાર.

પછી દામાકુંડ આગળ આવતા તે પતિવ્રતા નારી બોલી—

ઉતર્યા ગઢ ગિરનાર, તનડું આવ્યું તળાટિયે,
વળતાં બીજીવાર, દામો કુંડ નથી દેખવો.

પછી ધારગર નામની વાડી પાસે આવીને તે બોલી કે —

ચંપા તું કાં મહોરિયો, થડ મેલ્યુ અંગાર;
મહોરે કળિયુ માણતો, માર્યો રાખેંગાર.

એમ કહેવાય છે કે રાણીનાં એ વચનો સાભળીને ચંપાનુ ઝાડ સુકાઈ ગયું અને એ લીલી કુંજાર વાડી પણ બળી ગઇ પછી ગિરનાર પર્વતને જોઇને તે બોલી કે:—

ઉંચો ગઢ ગિરનાર, વાદળથી વાતું કરે,
મરતા રાખેંગાર, રંડાપો રાણકદેવીડી.

પાચ ગાઉ ચાલ્યા પછી રાણકદેવીએ પાછુ વાળીને જોયુ. ઉચો ગિરનાર એ સમયે દૃષ્ટિગોચર થતો હતો ગિરનાર જાણે એ ફોજ વળાવવા આવતો હોય એવો ભાસ થતો હતો. તેને સબોધીને રાણકદેવી બોલી.

ગોઝારા ગિરનાર, વળામણ વેરીને કિયો,
મરતા રાખેગાર, ખરેડી ખાગો નવ થયો,

ઘણે દૂર પહોચ્યા પછી ગિરનારને દૃષ્ટિમર્યાદામા પેસી જતો જોઇને એ બોલી ઉઠી–

'મ પડ મારા આધાર, ચોસલા કોણ ચઢાવશે,
ગયા ચડાવણહાર, જીવતા જાતર આવશે.

સારાશ કે, ઓ ગિરનાર ! તુ પડીશ નહિ, હવે તારા ચોસલા પાછા કોણ ચડાવશે ? ચડાવનાર હતો તે તો ગયો અને હવે જીવતા હશે તેઓ તારી જાત્રા કરવા આવશે માટે તું પડી જઇશ નહિ

આ પ્રમાણે રસ્તામા પણ ક્ષણે ક્ષણે પતિનુ સ્મરણ કરતી કરતી રાણકદેવી પાટણ આગળ આવી પહોચી. ત્યા આગળ સિદ્ધરાજે તેને રહેવા માટે સુદર સ્થાન બતાવ્યુ ત્યારે રાણકદેવીએ કહ્યુ કે.—

બાળુ પાટણ દેશ, પાણિ વિના પૂરા મરે,
સરવો સોરઠ દેશ, સાવજડા એ જળ પીએ.

પછી પાટણને પાદર આવીને બધાએ ઉતારો કર્યો. સિદ્ધરાજે શહેર બહાર આખા શહેરને ઉજાણી કરાવીને કહ્યુ કે 'સર્વે લોકોએ સારા સારા લૂગડા પહેરીને બહાર આવવું રાજાની આજ્ઞા માનીને બધા નાગરિકો સુદર વસ્ત્રાલકાર પહેરીને ઉજાણીએ આવ્યા, ત્યારે તેમને જોઇને રાણકદેવી બોલી કે –

બાળુ પાટણ દેશ, જીસે પટોળા નીપજે,
સરવો સોરઠ દેશ, લાખેણી મળે લોબડી

પછી ગુજરાતની કોઈ સ્રીએ તેને પૂછયુ કે તમે સિદ્ધરાજની રાણી છો ? તેના ઉત્તરમા વીરાગના રાણકદેવીએ ઉત્તર આપ્યો કે 'હુ તો મારા કથને એવી દશામા મૂકીને આવી છુ કે —

વાચે ફરકે મૂછડી, રયણ ઝબૂકે દંત,
જુઓ પટોળા વાળીયો, લોબડીવાળીનો કથ
જે સાચે સોરઠ ઘડયો, ઘડીયો રાખેંગાર,
તે સાચો ભાગી ગયો, જાતો રહ્યો લુહાર.

પછી તે સ્ત્રીએ તેને પૂછયુ કે' એવું છે ત્યારે તમારી આખોમા આંસુ કેમ નથી આવતા ?'

રાણુકદેવી બોલી—પાટણને પડતે, કહો તો કૂવા ભરાવિએ,
માણેરો મરતે, શરીરમા સગ્ણા વહે.

આટલા દિવસના સહવાસમા સિદ્ધરાજ જોઈ શકયો હતો કે રાણુકદેવી સાચી સતી છે તેના હૃદયમાથી પતિભકિત લેશમાત્ર ઓછી થઈ નથી સામ, દામ, ભેદ, દંડ આદિ ઉપાયો અજમાવીને સિદ્ધરાજે તેને વશ કરવાનો ઘણોએ પ્રયત્ન કર્યો, પણ સતી રાણુકદેવીનુ ચિત્ત કશાથી ચલિત થયુ નહિ પોતાના ઉપર કુદષ્ટિ રાખવા માટે તેણે સિદ્ધરાજનો ઘણોજ તિરસ્કાર કર્યો. સિદ્ધરાજ ગમે તેવો તોપણ સમજુ રાજા હતો. નિરર્થક રાણી ઉપર બળાત્કાર કરવાનુ તેણે યોગ્ય ન ધાર્યું તેણે રાણુકદેવીનો ઘણો આદરસત્કાર કરીને પૂછયુ ' તમારે કયા રહેવાની ઇચ્છા છે ? ' રાણુકદેવીએ કહ્યું કે' હુ વઢવાણ ગામમા રહીશ.' પછી સિદ્ધરાજ તેને લઈને વઢવાણ ગયો, ત્યાં ગયા પછી રાણુકદેવીએ સતી થવાની ઇચ્છા દર્શાવી. ઉદારચિત્ત રાજા સિદ્ધરાજે તેની ઇચ્છા માન્ય રાખી, અને ભોગાવા નદી આગળ સુગ ધીદાર કાષ્ઠની ચિતા ખડકાવી, એ ચિતામાં રાણી રાણુકદેવીને બેસાડીને સિદ્ધરાજે કહ્યું કે ' તુ સાચી સતી હોઈશ તો અગ્નિ વગરજ ચિતા સળગશે.' પછી રાણુકદેવી ગામમા દેવતા માગવા ગઈ પણ કોઈએ તેને દેવતા આપ્યો નહિ, એટલે સૂર્યનારાયણને પગે લાગીને એ બોલી કે—

વારૂ શહેર વઢવાણ, ભાગોળે ભોગાવો વહે;
ભોગવતો ખેંગાર રાણ, ભોગવ ભોગાવા ધણી.

એમ કહેવાય છે કે એ સમયે ઉષ્ણ વાયુ વાવા લાગ્યો અને ચિતા એકદમ સળગી ઉઠી. એ સમયે સિદ્ધરાજે પોતાની પામરી તેના ઉપર નાખી; તે રાણુકદેવીએ પાછી નાખી અને કહ્યું કે 'મારી ભેગો તું બળી મરે તો આવતા ભવમા હુ તારી રાણી થાઉ ' પણ પ્રેમની ખાતર પ્રિયતમાની સાથે બળી મરવાની હિંમત સિદ્ધરાજની કયાંથી ચાલે ?

જોતજોતામા પતિવ્રતા રાણુકદેવીનો પવિત્ર દેહ એ ચિતામાં ભસ્મ થયો.

---

# रत्न १२२ मुं—सालमणी राणी



રાજા ઓરાદતની રાણી હતી તેણે ભોપાળના કિલ્લાની પાસે એક ઘણુ વિશાળ અને સગીન તીર્થ બધાવ્યુ અને તેનુ નામ સભામડળ રાખ્યુ. એ મદિર વિક્રમ સવત ૧૨૦૮ માં બધાવા માડયુ હતુ, અને વિ૦ સ૦ ૧૨૪૧ મા બનીને તૈયાર થયુ હતું રાણી સાલમણી ઘણી ધર્માત્મા સ્ત્રી હતી તેણે ૫૦૦ બ્રાહ્મણોને રોજગાર બાધી આપ્યો એ બ્રાહ્મણોનુ કામ ફક્ત પૂજાપાઠ કરીને બેસી રહેવાનુ નહોતુ તેઓ ત્યાની પ્રજાને ધાર્મિક શિક્ષણ પણ આપતા હતા આસપાસથી હજારો વિદ્યાર્થીઓ તેમની પાસે વેદશાસ્ત્ર ભણવા આવતા એ સમયે ભારતવર્ષમા ગણી સાલમલીએ સ્થાપેલા એ મડળની સારી ચર્ચા હતી

# रत्न १२३ मुं—कान्ति

કાન્તિનો જન્મ કર્ણાટક દેશમા થયો હતો એ જૈનધર્મ પાળતી હતી એ એક ઉચા પ્રકારની કવિ હતી એની કવિતા ઘણી મનોહારી થતી હતી કાનડી ભાષાના સાહિત્યમા ઘણુ ખરૂ એ પહેલી સ્ત્રીકવિ છે દેવચદ્ર કવિના એક લેખ ઉપરથી જણાય છે કે એ સન્નારી છદ, અલકાર, કાવ્ય, કોશ અને વ્યાકરણ આદિ અનેક ગ્રંથોના અભ્યાસમા કુશળ હતી. બાહુબલિ કવિએ એના કાવ્યોની બહુ પ્રશસા કરીને એને એ વખતની સરસ્વતીની પદવી આપી હતી દ્વાર સમુદ્રના બલ્લા રાજા વિષ્ણુવર્ધનની સભામા પપ અને કાન્તિની વચ્ચે વાદવિવાદ થયો હતો પપે આપેલી સમસ્યાઓની પૂર્તિ એણે કરી હતી કાન્તિનો જન્મ વિ૦ સ૦ ૧૧૦૫ મા થયો હતો

# रत्न १२४ मुं—अतिमम्बे

એ કર્ણાટકનિવાસી કવિ ચક્રવર્તી રત્નની પુત્રી હતી. એને જૈનધર્મ ઉપર અગાધ શ્રદ્ધા હતી. એ સદા વ્રતનિષ્ઠ રહેતી હતી. ધર્મકાર્યો કરવા તરફ એનું વિશેષ ધ્યાન હતુ. એણે સુવર્ણ અને રત્નજડિત

એક હજાર જિન પ્રતિમાઓની સ્થાપના કરી હતી અને લાખો રૂપિયાનું દાન કર્યું હતુ દાનને લીધે એ એટલી બધી પ્રસિદ્ધ થઇ ગઈ હતી, કે લોકો એને દાનચિંતામણી કહેતા હતા એજ દાનશીલા રમણીના સંતોષની ખાતર રત્ન કવિએ અજીત પુરાણની રચના કરી હતી

## रत्न १२५ मुं–महादेवि अक्का



એનો જન્મ કર્ણાટક દેશમા ઉડરડી ગામમા ઈ૦ સ૦ ૧૧૬૦ મા એક પ્રતિષ્ઠિત કુટુબમા થયો હતો. તેના રૂપ અને ગુણથી પ્રસન્ન થઇને રાજા કૌશિકે તેની સાથે લગ્ન કરવાની ઇચ્છા પ્રગટ કરી હતી, પણ એ વિદુષી સન્નારીએ જીવનપર્યન્ત બ્રહ્મચારિણી રહીને લિંગાયત ધર્માનુસાર સન્યાસિની થવાનુ પસંદ કર્યું. લિંગાયત શૈવ સંપ્રદાયનો એક પંથ છે એ પંથના અનુયાયીઓ ગુરુપ્રત્યે પુષ્કળ ભક્તિ ધરાવે છે, અને શિવલિંગ સદા પોતાની પાસે રાખીને તેનુ ધ્યાન તથા પૂજન કરે છે એ કવિતા ઘણી સારી લખતી એના એક કાવ્યનો ભાવાર્થ નીચે પ્રમાણે છે

"પહાડ ઉપર ઘર બાંધો તો જંગલી જનાવરોથી બીવાનુ કેમ પાલવે ? સમુદ્રકિનારે ઘર બાંધો તો મોજાઓનો ભય રાખવો કેમ પાલવે ? ગામડામા ઘર બાંધો અને ગડબડથી કંટાળો તો કેમ ચાલે ? આ સંસારમા આપણે જરા પણ ક્રોધ કર્યા વગર શાન્ત ચિત્તે નિંદા અને સ્તુતિને એકસરખી રીતે સહન કરવા જોઇએ"

## रत्न १२६ मुं–लीलावती



આજથી આઠસે નવસે વર્ષપૂર્વે દક્ષિણ ભારતમા ભાસ્કરાચાર્ય નામના એક વિદ્વાન પંડિત થઇ ગયા છે ગણિત અને જ્યોતિષશાસ્ત્રમા એમણે ઘણી પ્રસિદ્ધિ મેળવી હતી. લીલાવતી એમની એક કન્યા હતી.

લીલાવતી જ્યારે વિવાહયોગ્ય થઈ ત્યારે ભાસ્કરાચાર્યે તેના ગ્રહ જોયા. ગ્રહ જોતાં એમને જણાયું કે લીલાવતીના ગ્રહમા એવો અનિષ્ટ યોગ છે કે પરણ્યા પછી થોડે વર્ષે એ કન્યા વિધવા થશે.

ભાસ્કરાચાર્ય વિચારમા પડયા એમણે એવો વિચાર કર્યો કે એવુ ઉત્તમ શુભ લગ્ન નિર્ધારીને લીલાવતીનુ લગ્ન કરવુ કે આ વૈધવ્યદોષ નડે નહિ

ઘણો વિચાર કરીને તથા ઘણો હિસાબ ગણીને ભાસ્કરાચાર્યે શુભ લગ્ન શોધી કહાડયુ

યોગ્ય સમયનો નિર્ણય કરવા સારૂ એવો નિયમ ઠરાવવામા આવ્યો કે એક નાના ઘડામા છિદ્ર કરીને એ પાત્રને પાણીમા તરતુ મૂકવુ પાત્રના છિદ્રમા થઇને જળ પાત્રમા ભરાતુ જાય અને જે ક્ષણે પાત્ર ડબી જાય તે મુહૂર્તે લગ્ન કરવુ.

આ પ્રમાણે નિર્દિષ્ટ સમયે શુભ મુહૂર્તમા વિવાહ કર્યાથી કન્યા વિધવા નહિ થાય

ભાસ્કરાચાર્યે વિવાહની તૈયારીઓ કરી. દિવસ નક્કી થયો સમયનિર્દેશને માટે જળકુંડીમા છિદ્રવાળુ પાત્ર મૂકવામા આવ્યુ ઉત્કંઠિત નેત્રે બધા જોવા લાગ્યા કે પાત્ર ક્યારે ડૂબે છે

કૌતૂહલવશ લીલાવતી પણ પાત્રની પાસે બેઠી હતી એણે એ સમયે વિવાહના વસ્ત્રો પહેર્યા હતા માથે વિવાહનો માડ હતો લીલાવતી પાત્રની તરફ માથુ નમાવીને, પાત્ર ક્યારે ડૂબે એ આતુરતાથી જોયા કરતી હતી એવામા એકાએક તેના મહોડમાથી એક નાનું મોતી ખરી જઇને પાત્રની વચમા જઇ પડયુ, અને એનુ છિદ્ર પૂરાઇ ગયુ.

મોતી એટલું નાનુ હતુ કે, એ બનાવ તરફ કોઇનું લક્ષ ગયું નહિ

સાધારણ પરપોટાની પેઠે મોતી ઘડાના જળ ઉપર ક્ષણવાર જણાઇને ડબી ગયું સાથે સાથે લીલાવતીનું સાસારિકસુખ પણ ડૂબી ગયું

ઘણી વાર થઇ ગઈ, પણ પાત્ર ડબ્યુ નહિ જળ પણ વધ્યું નહિ બધાએ તપાસ કરીને જોયું તો માલૂમ પડયુ કે લીલાવતીના મુગટમાથી એક નાનું સરખુ મોતી ઘડાના છિદ્રમા ભરાઈ રહ્યુ છે એ કેટલી વારથી ભરાયું છે, કેટલી વાર થયા છિદ્રમાથી પાણી આવતુ નથી તે કોઈ નક્કી કરી શકયુ નહિ એટલે વિવાહનું શુભ મુહૂર્ત નક્કી કરવાનુ કામ પણ અસભવિત થયું. બધા પ્રયત્નો નિષ્ફળ નીવડયાથી ભાસ્કરાચાર્યને અત્યત શોક થયો

બનવા કાળને કોઈ રોકી શકતું નથી. વિધાતાના વિધાનનું કોઈ

ઉલ્લઘન કરી શકતુ નથી કર્મોના ફળરૂપે જેને જે દુ ખ ભોગવવાનું નિર્માણ થયુ છે તે ભોગવ્યા વગર છટકો નથી, એવા વિચારથી ભાસ્કરાચાર્યે વધારે સકોચ ન આણતા લીલાવતીનો વિવાહ કરી દીધો

વિવાહના થોડા દિવસ પછી લીલાવતી વિધવા થઈ

પતિ કે સતાન વગરની અભાગી લીલાવતી શૂન્ય સસારમા પોતાનુ શૂન્ય જીવન કેવી રીતે ગાળશે, એ વિચારે ભાસ્કરાચાર્યને ઘણા આકુળ વ્યાકુળ કર્યા આખરે એમના મનમા વિચાર ઉપજ્યો કે 'ઠીક, ત્યારે લીલાવતીને ગણિત, જ્યોતિષ આદિ વિદ્યા શામાટે ન ભણાવું? એકાન્તમા પોતાની મેળે એ વિદ્યાઓનો અભ્યાસ કરવાથી તેના જીવનની નીરસતા જતી રહેશે.

ફક્ત પતિસેવા અને સતાનપાલનની નાની સીમામા બધાઇ ન જવાથી લીલાવતીનુ જીવનચરિત્ર ઘણું વિશાળ થશે, સાસારિક સુખભોગથી વચિત હોવા છતા પણ જ્ઞાનને લીધે અમર કીર્તિ મેળવ્યાથી લીલાવતીનુ આ પાર્થિવ જીવન ધન્ય થશે, લીલાવતીનુ વૈધવ્ય દુ ખરૂપ થવાને બદલે ઉલટુ તેના મહત્ત્વનું કારણભૂત થઈ પડશે. આવા આવા વિચારોથી ભાસ્કરાચાર્યે ઘણી કાળજીપૂર્વક લીલાવતીને ગણિત અને જ્યોતિષ શાસ્ત્રનું શિક્ષણ આપવું શરૂ કર્યું. એ વિદ્યાઓ ભણવામા લીલાવતીએ પણ પોતાનુ બધુ મન પરોવ્યુ થોડા વખતમા અકગણિત, અને બીજગણિતમા એ ઘણીજ હોશિયાર થઈ ગઈ

અકગણિત, બીજગણિત અને જ્યોતિષશાસ્ત્રસબધી ભાસ્કરાચાર્યે 'સિદ્ધાન્તશિરોમણી' નામનો એક મોટો ગ્રન્થ રચ્યો એ ગ્રન્થના ગણિત વિભાગનો મોટો અશ લીલાવતીનો રચેલો છે અકગણિતનું તો નામજ ભાસ્કરાચાર્યે લીલાવતી રાખ્યુ છે પિતા પ્રશ્ન પૂછે છે અને લીલાવતી તેનો ઉત્તર આપે છે, એ પ્રમાણે આખુ પુસ્તક રચાયુ છે હિન્દુ-ગણિતસબધી લીલાવતીના નિયમો યુરોપ વગેરે દેશમા પણ પ્રસિદ્ધ છે. ત્યાના ગણિત જાણનારા પડિતો પણ પ્રાચીન હિન્દુ વિધવાના અકગણિત અને બીજગણિત સબધી નિયમોની પ્રશસા કરે છે. સાભળ્યા પ્રમાણે આઠસે નવસે વર્ષો પૂર્વે આ દેશમા, લીલાવતીએ ગણિતસબધી જે ગુચવાડાભરેલી સમસ્યાઓના ખુલાસા કર્યા છે, તે સમસ્યાના ખુલાસા યુરોપના પડિતો ફક્ત હમણા થોડા સમય પૂર્વેજ શોધી શકયા છે.

જે ઈચ્છાથી ભાસ્કરાચાર્યે બાળવિધવા કન્યાને વિદ્યાનો શોખ લગાડ્યો તે ઇચ્છા તેમની પૂર્ણ થઇ પતિપુત્ર સાથે ઘણીએ રમણીઓ સુખમા સાસારિક જીવન ગાળે છે, પણ કેટલી સ્ત્રીઓ લીલાવતીની પેઠે જગતમા જ્ઞાનનો પ્રકાશ ફેલાવીને કીર્તિવતી થઇ શકી છે ? યોગ્ય પિતાએ વિધવા બાળાને યોગ્ય વ્રતમાજ નિમગ્ન કરી તેને પરિણામે લીલાવતીનુ વૈધવ્ય જીવન ઘણુ ઉચ્ચ નીવડયુ અને જગતને એ વિદુષી સ્ત્રીના જ્ઞાનથી ઘણો લાભ પહોચ્યો.

વહાલા આર્ય વાચકો ! તમારામાથી ઘણાઓના ઘરમા એવી અનેક બાળવિધવા કન્યાઓ છે તમારા પ્રયત્નના અભાવે, તમારી ઇચ્છા અને લાગણીના અભાવે આ શૂન્ય સસારમા તેઓ શૂન્ય, નીરસ, નિરર્થક અને દારુણ દુ ખ તથા નિરાશાભર્યું જીવન ગાળે છે. તમારાજ દેશમા થઇ ગએલા મહાવિદ્વાન ભાસ્કરાચાર્યે બેસાડેલા દાખલાનુ અનુકરણ કરો તમારી પોતાની પાસે એટલી વિદ્વત્તા કે એટલી અનુકૂળતા ન હોય, તો આપણા દેશવાસી બધુઓ અને બેનોએ સ્થાપેલા ‘ સેવાસદન ’ ‘ વનિતા વિશ્રામ ’ અને પ્રો. કર્વેના ‘ વિધવાશ્રમ ’ જેવી સસ્થાઓમા યોગ્ય શિક્ષકોના હાથમા તેમને સોપીને તમારી વિધવા કન્યાઓના શૂન્ય જીવનમા પૂર્ણતા આણી આપો સસારમા તેમના નિષ્ફળ અને નીરસ થઈ ગયેલા જીવનને જગતના હિતમા કામે લગાડી સફળ કરો !

સ્વામીની સ્મૃતિની સદા પૂજા કરીને, પવિત્ર વિદ્યાના અભ્યાસથી લીલાવતીની પેઠે વૈધવ્યનુ સાર્થક કરીને તમારા ઘરમાની બાળ વિધવાઓ પણ આપણા હતભાગ્ય દેશનુ મુખ ઉજ્જવલ કરે, એજ અમારી જગન્નિયતા પ્રત્યે પ્રાર્થના છે.

# रत्न १२७ मुं—जयदेवपत्नी पद्मिनी



આ સાધ્વીના માતાપિતા શ્રીજગન્નાથપુરીમા રહેતા હતા તેના પિતા એકઅગ્નિહોત્રી બ્રાહ્મણ હતા પદ્મિની ઘણી રૂપવતી અને ગુણવતી હતી. તેનો વિવાહ પુરીની પાસેના કિન્દુબિલ્વ ગામના રહેવાસી જયદેવ કવિ સાથે થયો હતો જયદેવ કવિ ઘણા વિદ્વાન અને પ્રસિદ્ધ હતા તેમની સ્ત્રી પદ્મિની પણ ઘણી પતિવ્રતા હતી પતિ ઉપર તેમનો

ઘણોજ પ્રેમ હતો. શ્રીકૃષ્ણની પણ એ પૂરી ભક્ત હતી જયદેવ કવિ પોતાના ગામના રાજાના આશ્રિત હતા એટલે પદ્મિની પણ વખતો વખત રાજાની રાણીને મળવા જતી હતી એક વખત રાજાની એક રાણીનો ભાઇ મરી ગયો અને તેની સ્ત્રી તેની પાછળ સતી થઈ ગઈ એ કૃત્ય માટે રાણી એ સતીની પ્રશસા કરીને કહેવા લાગી 'જુઓ એ કેવી પતિવ્રતા હતી કે પોતાના પતિની પાછળ બળીને ભસ્મ થઇ ગઇ. આજના જમાનામા એવી સ્ત્રી બીજી કોઈ નહિ હોય !' રાણીની ખુશામતખોર દાસીઓ હાજી હા કહીને તેની વાતને પુષ્ટિ આપતી ગઈ, પણ પદ્મિનીને એ વાત પસંદ ન પડી તેથી એ ચૂપચાપ બેસી રહી પદ્મિનીને ચુપચાપ બેઠેલી જોઇને રાણીને ગુસ્સો ઉપજ્યો અને તેણે આમ મૌન બેસી રહેવાનુ કારણ પૂછયુ પદ્મિનીએ હાથ જોડીને વિનયપૂર્વક ઉત્તર આપ્યો 'રાણીજી ! આપનુ કહેવું વ્યાજબી છે, પણ મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે 'ખરી પતિવ્રતા તો એજ કહેવાય કે જે પતિના મૃત્યુના સમાચાર સાભળતાવારજ દેહનો ત્યાગ કરી દે. પતિના મરી ગયા પછી ચિતામા બળી મરવુ એમા તે શી મોટી વાત છે !'

પદ્મિનીના આ સ્પષ્ટ જવાબથી રાણી ઘણી અપ્રસન્ન થઈ અને કોઈ પ્રસગે તેની પરીક્ષા લેવાનો વિચાર કર્યો. એક વખત રાજા સાત્ત્વિક શિકાર ખેલવા ગયો તેની સાથે કવિવર જયદેવજીને પણ જવું પડયુ. આ લાગ સાધીને રાણીએ આખા શહેરમા જૂઠી ખબર ફેલાવી દીધી કે જયદેવને તો સિંહે ફાડી ખાધા આ ખબર સાભળતાવારજ પદ્મિની પતિવિયોગથી વિહ્વળ થઇ ગઈ અને એકદમ બેહોશ થઇ જઇને જમીન ઉપર ઢળી પડી તેના બચવાની જરા પણ આશા રહી નહિ આખા નગરમા હાહાકાર વ્યાપી ગયો પદ્મિનીનો આવો અગાધ પ્રેમ તથા આટલી બધી પતિભક્તિ જોઈને રાણી ઘણીજ આશ્ચર્ય પામી અને ખુલ્લી રીતે તેની પ્રશસા કરવા લાગી પોતાનેજ લીધે નિર્દોષ પદ્મિનીનું મૃત્યુ આવી પહોચ્યું એ વિચારથી એ ઘણીજ ચિન્તાતુર થઇ. મનમા ને મનમા રાણી વિચારવા લાગી કે 'જ્યારે જયદેવ કવિને આ વાતની ખબર પડશે ત્યારે એ મને શું કહેશે આખા શહેરના લોકો મારી નિદા કરશે અને ઈશ્વરને ત્યા પણ મારે બ્રહ્મહત્યા તથા સ્ત્રીહત્યાનુ પાપ ભોગવવુ પડશે. હાય ! મારી બુદ્ધિ કયા બહેર મારી ગઈ કે મને એવી દુષ્ટબુદ્ધિ સૂઝી' હાય ! હવે મારા પતિ મને શું કહેશે ? આજથી એમની દૃષ્ટિમા હું દુષ્ટ અને ઘાતકી ગણાઈશ હવે એ મને કોઈ દિવસ

પોતાની પાસે નહિ રહેવા દે, તથા હમેશા મારો તિરસ્કાર કરશે.'

આ પ્રમાણે રાણીના મનમાં ઘણોજ પશ્ચાત્તાપ થઇ રહ્યો હતો, તથા ક્ષણે ક્ષણે નવી ચિન્તાઓ ઉપજતી હતી, એટલામાંજ રાજાની સવારી શહેરમાં આવી પહોચી અને રાજાએ મહેલમાં પ્રવેશ કર્યો નગરમાં પ્રવેશ કરતાં વારજ પત્નીસબંધી હૃદયવિદારક સમાચાર જયદેવ કવિના સાંભળ્યામાં આવ્યા તરતજ એ ઘેર પહોચ્યા અને પ્રાણપ્રિયા સાધ્વી પત્નીને મૃત્યુના મુખમાં પડેલી જોઇને વિલાપ કરવા લાગ્યા.

રાજાએ પણ પોતાની રાણીને ઘણીજ ધમકાવી કે 'હે દુષ્ટ ! તું સ્ત્રી નહિ પણ રાક્ષસી છું તું મારી પાસે રહેવાને યોગ્ય નથી. તે નિરપરાધી, નિર્દોષી, સદ્ગુણી સ્ત્રીને જોતજોતામાં મારી નાખી છે એના મૃત્યુથી કવિરાજ જયદેવજીનું જીવન પણ નિસ્તેજ થઈ જશે તારા જેવી નિર્દય સ્ત્રી બીજી કોઇ નહિ હોય.'

જયદેવે મૃત્યુશય્યામાં પડેલી પત્નીની પાસે બેસીને મધુર સ્વરથી ગીતગોવિંદ ગાઇને શ્રીકૃષ્ણની સ્તુતિ કરવા માંડી. એ અપૂર્વ સ્તુતિ સાંભળીને ત્યાં આગળ બેઠેલા બધા લોકો કરુણારસમાં લીન થઈ જઇને રુદન કરવા લાગ્યા એમ કહેવાય છે કે, સ્તુતિ સંપૂર્ણ થતાં વારજ શ્રીભગવાનની કૃપાથી પદ્મિનીનાં નેત્ર ઉઘડયાં, અને ઉંઘમાંથી ઉઠનારા મનુષ્યની પેઠે આળસ મરડીને એ ઉભી થઈ તથા કહેવા લાગી 'અહો ! આજ તો હું ખુબ ઉંઘી.' તેને સાજી થયેલી જોઈને બધાને ઘણોજ આનંદ થયો આખા શહેરમાં પદ્મિનીના સતીત્વ અને પાતિવ્રત્યની ઘણી પ્રશંસા થવા લાગી અને લોકો તેને દેવીતરીકે પૂજવા લાગ્યા.

## रत्न १२८ मुं–आण्डाल



એ દક્ષિણ ભારતના એક પ્રસિદ્ધ વૈષ્ણવ મંદિરના પૂજારીની કન્યા હતી બાલ્યાવસ્થાથીજ મંદિરમાં એનું જીવન વ્યતીત થયું હતું. એટલે પ્રભુભક્તિમાં એનું ચિત્ત સ્વત પરોવાયું, અને એ શ્રીકૃષ્ણની પરમ ભક્ત નીવડી. એ કન્યા મોટી થઇ ત્યારે માતપિતાએ તેને લગ્ન કરવાનો આગ્રહ કર્યો, પણ એણે કહ્યું મેં તો આ જીવન શ્રીકૃષ્ણને સમર્પણ કર્યું

છે, માટે એના વગર બીજા કોઈને હુ પતિ બનાવવાની નથી. આખરે શ્રી-વિલ્લીપુથરના મ દિરના ઠાકોરજી સાથે તેના લગ્ન કરી દેવામા આવ્યા.

આણ્ડાલ સારી કવિ હતી પ્રભુપ્રેમથી પ્રેરાઇને ભક્તિરસથી પૂર્ણ અનેક કવિતાઓ એણે લખી છે તિરુપવાઇ અને તિરુવક્ર મલઇ નામના બે ગ્રન્થ પણ એણે લખ્યા છે વૈષ્ણવ સાધુઓના કાવ્યગ્રન્થમા એ બન્ને ગ્રન્થોનો સમાવેશ કરવામા આવ્યો છે એ સગ્રહ ઇ૦ સ૦ ૧૦૦૦ ની લગભગ રચાયો હોય એમ મનાય છે. અને આણ્ડાલની ગણત્રી દક્ષિણના બાર આલવર–વૈષ્ણવ ભક્ત અને સતોમા આઠમી થાય છે.

એના લગભગ દરેક કાવ્યમા ઉ ડી કૃષ્ણભકિત પ્રગટ થાય છે
તામિલ ભાષાના એક કાવ્યમા એ લખે છે —
‘ હે સંસારવાસી જનો !
અમે અમારા પ્રભુને શું કરવા માગીએ છીએ તે સાભળો !
અમે એ વૈકુઠવાસીના ગુણાનુવાદ ગાઈશું,
કે જેણે ક્ષીરસાગરમા પોતાની શય્યા કરી છે,
અમે ઘી કે દૂધનો ઉપયોગ નહિ કરીએ.
અમે પ્રાતઃકાળે સ્નાન કરીને કાજળ નહિ આજીએ
અમે પુષ્પમાળા નહિ ધારણ કરીએ

વળી ન કરવા યોગ્ય એક પણ કાર્ય અમે નહિ કરીએ, ખરાબ શબ્દનો અમે ઉચ્ચાર નહિ કરીએ. અમે ગરીબોને ભિક્ષા આપીશું અને પ્રભુમય જીવન વ્યતીત કરીશુ.

દેશ સમૃદ્ધિશાળી અને ફળદ્રૂપ કેમ થાય એ સબધમા એક ભક્તિમતી નારી લખે છે –

જો આપણે પ્રા તકાળમા સ્નાન કરીને પ્રભુને પુષ્પમાળા ધારણ કરાવીએ અને એ સદાચારી દેવના નામનો જપ નિયમિત રીતે કરીએ તો આપણી ભૂમિમા ખરાબ દિવસ કદાપિ ન આવે. વરસાદ પુષ્કળ વરસે, મહિનામા ત્રણ ઝાપટા થાય, ડાગરના ખેતરોમા પુષ્કળ પાક ઉતરે, માછલીઓ જગે જગે ઉભરાઇ જાય, પુષ્પની કળીઓ મધથી ભરાઇ જાય અને પતગોને પોતાની તરફ આકર્ષે, ગાયો જાડી અને મોટી થાય અને ચરેચરા ભરીને દૂધ આપે. આ પ્રમાણે ( પ્રભુભક્તિના મહિમાથી ) દેશ અગાધ સુખ ભોગવે.

# रत्न १२९ मुं–अव्वइ



ક્ષિણ ભારતમા જે સૌથી લોકપ્રિય કવિઓ અને કવયિત્રીઓ થઈ ગયા છે, તેમા એ અગ્રગણ્ય હતી એને માટે દક્ષિણ હિન્દુસ્તાનના લોકોને એટલું બધુ માન અને પૂજ્ય ભક્તિ છે, કે કેટલાક સ્થળોમા મ ગળવારને દિવસે તેની પૂજા થાય છે. એના કાવ્યો લોકોને મુખેથી વાર વાર વાતચિતમા સાભળવામા આવે છે, અને એના વચનોનો ઉલ્લેખ કરવામા આવે છે. એના કેટલાક કાવ્યો તો કહેવતરૂપ થઈ ગયા છે

કહેવાય છે કે એના પિતાનુ નામ ભગવાન અને માતાનુ નામ આદિ હતુ. બન્ને તીર્થ યાત્રામા જીવન ગાળતા અને જ્યા આગળ સ તાનનો જન્મ થાય ત્યાજ એને છોડીને આગળ જતા આ પ્રમાણે વરીયુર ગામની ધર્મશાળામા અવ્વઇનો જન્મ થયો એ ગામ હાલના ત્રિચીનાપલ્લીની પાસે હતું, અને એ વખતના રાજાનું પાટનગર હતુ ગામવાસીઓએ બાલકીને ઉછેરીને મોટી કરી ભિક્ષુકની કન્યાને કેળવણી તો આપેજ કોણ? પણ પૂર્વજન્મના સ સ્કારથી એને સ ગીત અને કાવ્યપ્રત્યે અભિરુચિ ઉત્પન્ન થઈ, અને એ વિદ્યાઓમા એણે સારી પ્રવીણતા મેળવી

એણે પણ પોતાનું આખું જીવન ભિક્ષા માગવામા અને પોતાની કવિતા તથા સ ગીતદ્વારા જનસમાજને ઉપદેશ કરવામા ગાળ્યુ લોકો એનો આદર કરતા અને બીજા કવિઓ મશ્કરીમા કહેતા, કે એ તો વાડકી રાબડીને સારૂ ગીત ગાય એવી છે. વાત ખરી છે લોકશિક્ષણ અને જનસેવાજ જેનો ઉદ્દેશ હોય તેને વધારે લોભ લાલચની જરૂર શામાટે હોય? ગરીબ અને ધનવાન સર્વના એ સમાગમમા આવતી, અને સ કટને સમયે બધાને મદદ કરતી

અવ્વઈ લાબુ આયુષ્ય ભોગવીને મરણ પામી હતી. ઈ૦ સ૦ ના બારમા સૈકામા એ થઇ ગઇ છે એની કવિતા તામિલ ભાષામા છે. એના કાવ્યો બોધજનક છે ‘સદાચારનું મૂલ્ય,’ એ વિષય ઉપર એ કહે છે, કે

“સદાચારી મનુષ્યો દુર્દશા પામે તોપણ તેઓ સદાચારીજ રહેવાના.”
દુરાચારી દુર્દશાને પ્રાપ્ત થાય તોપણ તેઓ શા કામના?
સુવર્ણનો કળશ ભાગી જાય તોપણ આખરે સુવર્ણજ છે
માટીનો ઘડો ભાગી જાય, તો શા કામનો છે એ?”

મનુષ્યદેહની નિંદા કરતા એ લખે છે કે "હાય ! આપણુ ગુલામી વેઠીએ છીએ, ભીખ માગીએ છીએ, સાત સમુદ્ર પાર કરીએ છીએ, ભક્તિ કરીએ છીએ, શાસન કરીએ છીએ, કવિતા રચીએ છીએ, અને ઉંચે સ્વરે ગીત ગાઈએ છીએ આ બધુ આપણા આ પાપી પેટને ભરવાને માટે કરીએ છીએ, કે જે એક મુઠ્ઠી ચોખાની ખાતર આપણને આટલા કષ્ટ આપી રહ્યું છે"

ધનના લોભીઓને ઉદ્દેશીને એ વિદુષી નારી કહે છે કે "હે મૂર્ખ મનુષ્યો ! તમે ધનના લોભમા સતત પરિશ્રમ કરો છો અને જોખમથી બચાવવા સારૂ ધનને ભોંયમા દાટો છો, પણ સાભળો, તમારા દેહપિંજરમાથી આત્મારામ ચાલ્યો જાય છે, ત્યારે તમે મહા મહેનતે એકઠુ કરેલુ એ ધન કોણ ભોગવશે ?

અવ્વયાર સ્ત્રી હતી આખું જીવન કવિતાદ્વારા ઉપદેશ આપવામા ગાળ્યા છતા સ્ત્રીસબધી કાંઇ ન લખે એ અસભવિત હતું સારી ગૃહિણીની પ્રશંસામા એ નીચે પ્રમાણે લખે છે

"જે ગૃહમા સારી પત્ની છે તે ઘરને કશી વાતની ખોટ નથી, જો એવી સન્નારી ઘરમા ન હોય, અથવા એ ગૃહિણી કર્કશા હોય, મનને દુખવે એવા શબ્દો બોલનારી હોય, તો એ ઘર વાઘની ગુફા સમાન છે

---




# रत्न १३० मुं–रुक्मिणी वा रुखमाबाइ

સ૦ ના તેરમા સૈકામા દક્ષિણમા આલદી નામના ગામમા સિદ્ધોપન્ત નામના એક પવિત્ર, સદાચારી અને જ્ઞાની પુરુષ વસતા હતા એ ચોવીસ ગામના કુળકર્ણી હતા, અને સારી ધનસપત્તિના સ્વામી હતા તેમની પત્નીનું નામ ઉમાબાઇ હતું એ પણ પતિના જેવીજ ધર્મપરાયણા હતી સાધુ અને અતિથિનો સત્કાર કરવાનો એને ઘણો ઉમગ હતો એ બને પતિપત્નીનો સસાર સુખમા વ્યતીત થતો. તેમને એક કન્યા હતી રુકિમણી અથવા રુખમાબાઇ તેનું નામ હતું. રુકિમણીને માતપિતાએ ધર્મશાસ્ત્ર તથા દેવસેવા વગેરેનું સારૂ શિક્ષણ આપ્યું હતુ. કન્યા પરણવા યોગ્ય વયની થવાથી સિદ્ધોપન્ત અને ઉમાબાઇ બન્ને

યોગ્ય વરની શોધમા હતા એવામા વિઠ્ઠલપત નામનો એક પરમ પવિત્ર અને ધાર્મિક વૃત્તિનો કુળવાન બ્રાહ્મણયુવક તીર્થયાત્રા અને સાધુસમાગમ કરતો કરતો આલંદીમા જઈ પહોચ્યો, અને શ્રીસિદ્ધેશ્વર મહાદેવમા ઉતર્યો આલદીના કુળકર્ણી સિદ્ધોપન્તની ત્યા આગળ એમને મુલાકાત થઇ સિદ્ધોપન્ત સદ્ગુણી અને ધાર્મિક જમાઈનીજ શોધમા હતા આ યુવકમા એમણે એ બધા ગુણો જોયા તેના અગ ઉપર જ્ઞાન તથા વૈરાગ્યની પ્રભા ઝળકી રહી હતી એ દરરોજ નિત્ય નિયમથી પરવારીને ઉપનિષદ્ની કથા કરવા બેસતા સિદ્ધોપન્તે એ યુવકના કુળ તથા માબાપ આદિની તપાસ કરાવી તો ખબર પડી કે એ દરેક રીતે પોતાની કન્યા સાથે લગ્ન કરવાને યોગ્યજ છે, છતા પણ વધારે પરીક્ષા કરવા સારૂ એ વિઠ્ઠલપતને પોતાને ઘેર આગ્રહ કરીને લઇ ગયા, અને પંદર દિવસ સુધી એને પોતાની સાથે રાખીને એના સ્વભાવથી પૂરેપૂરા જાણીતા થયા. એ સમયમા સિદ્ધોપન્તને સ્વપ્ન પણ આવ્યું કે 'આજ યુવકને તું તારી પુત્રીનું દાન કર. એનાદ્વારા દિવ્ય ગુણવાળી પ્રજા ઉત્પન્ન થશે અને એ તારા કુળનો ઉદ્ધાર કરશે ' આ સ્વપ્નને સિદ્ધોપન્તે વિધાતાની સમતિરૂપ માની લીધુ, અને બીજે દિવસે ન્યાત જાતના ચાર પ્રતિષ્ઠિત માણસોને બોલાવીને એમની સમક્ષ વિઠ્ઠલપતને પોતાની કન્યા રુક્મિણી આપવાની વાત કહાડી. વિઠ્ઠલપત તો હસવા લાગ્યા " હુ તો જાત્રાએ નીકળ્યો છુ કે ઘોડે ચઢવા ? હજી તો મારે રામેશ્વરની જાત્રા કરવી છે વળી હજી મારે માથે વડિલ બેઠા છે, એમની આજ્ઞા વગર મારાથી લગ્ન કેવી રીતે કરાય ?" સિદ્ધોપન્ત શાન્ત થઇ ગયા. ઝાઝો આગ્રહ કરવો એ સમયે એમને યોગ્ય લાગ્યું નહિ એજ રાતે વિઠ્ઠલપતને સ્વપ્નું આવ્યુ ને ભગવાને દર્શન દઇને એમને આજ્ઞા આપી કે " તું આ કન્યાનું પાણિગ્રહણ કર એ સ્રી તારે માટેજ નિર્માણ થઇ છે " એ સ્વપ્નને પણ ઈશ્વરનો સકેત ગણીને એણે પોતાની સમતિ જણાવી લગ્નનુ મુહૂર્ત જ્યેષ્ઠ વદમા ઠરાવવામા આવ્યુ, અને તૈયારીઓ ઝડપથી થવા લાગી સમય ટુકો હોવાથી વિઠ્ઠલપતના માતાપિતા આલન્દીમા પુત્રના લગ્ન પ્રસગે આવી શકયા નહિ

શુભ મુહૂર્તમા ઘણી ધામધૂમસહિત લગ્ન થઇ ગયા. સિદ્ધોપન્તે પુષ્કળ વસ્રાલકાર કન્યાને આપ્યા, તથા જમાઇને પણ પોતાના દરજ્જાને છાજે એવી પહેરામણી આપી.

લગ્ન સમાપ્ત થયા પછી વિઠ્ઠલપતે પઢરપુર વિઠોબાના દર્શને જવાની

ઇચ્છા જણાવી સિદ્ધોપન્ત પણ સહકુટુમ્બ તેમની સાથે ગયા, અને પુત્રી તથા જમાઇને વિઠોબાને પગે લગાડયા ત્યાથી તેઓ માર્ગમા ભજનકીર્તન ગાતા આલન્દીમા પાછા આવ્યા

વિઠ્ઠલપત ત્યાર પછી સાસુસસરાની આજ્ઞા લઇ દક્ષિણના તીર્થોની યાત્રા કરવા ગયો, અને રામેશ્વર, શિવકાચી વિષ્ણુકાચી વગેરે પવિત્ર સ્થળોએ જઇ પાછા આલન્દી આવ્યા હવે ઘેર જઈ માતાપિતાના દર્શન કરવાની તીવ્ર ઉત્કઠા એમને થઇ રહી હતી સિદ્ધોપન્તને પણ વેવાઇને મળવાની ઇચ્છા હતી એટલે એ પણ કન્યાને લઇને આપેગામ જવા નીકળ્યા. ઘણે લાબે વખતે પુત્રને યાત્રા કરીને ક્ષેમકુશળ ઘેર પાછો આવેલો જોઇને માતા-પિતા ઘણા હર્ષ પામ્યા. વળી તેમણે જોયુ કે પુત્ર કુળવાન ઘરની સુશીલ કન્યાને પણ પરણી લાવ્યો છે, ત્યારે એમના આનંદનો પાર રહ્યો નહિ. સિદ્ધો-પન્ત પુત્રીને વસ્ત્રાલકાર આપી થોડા દિવસ ત્યા રહી પોતાને ગામ ગયો રુકિમણી અને વિઠ્ઠલપતનો ગૃહસ્થાશ્રમ સુખમા ચાલવા લાગ્યો. વિઠ્ઠલપન્તના પિતા ગોવિદપન્ત અને માતા નિરાબાઈ પુત્ર તથા વહુને સુખી જોઇને થોડા સમયમા મરણ પામ્યા

ગૃહસ્થાશ્રમમા રહેવા છતા વિઠ્ઠલપન્તનુ ચિત્ત બરોબર ચોટતું નહિ એમની વૃત્તિ વૈરાગ્ય તરફ હતી રાતદિવસ હરિકીર્તનમાં એમનો સમય વ્યતીત થતો રુકિમણીએ એ વાત પિતાને જણાવી એટલે સિદ્ધોપન્ત પુત્રી તથા જમાઇને પોતાને ગામ તેડી લાવ્યા. રુકિમણીને અત્યારસુધી કાઇ સતાન થયું નહોતુ, અને થવાનો સભવ પણ ઓછે જ હતો એટલે વિઠ્ઠલ પન્તે પત્નીને કહ્યુ “ તમે જાણો છો કે મારા ચિત્તમા વૈરાગ્યની ઇચ્છા છે, હુ કાશી જઇને સન્યાસ લેવા માગુ છુ તમે રજા આપો રુખમાબાઇને પતિના હૃદયમા વસેલા તીવ્ર વૈરાગ્યની ખબર હતી એટલે એણે જવાની રજા ન આપી અને બધી વાત પોતાના પિતાને જણાવી. સિદ્ધોપન્તે વિઠ્ઠલપન્તને કહ્યુ “ હમણા તમારે સંન્યાસ લેવો ઉચિત નથી. સંતાન થયા પછી ભલે કાશી જઈને પરમહસ બનજો. ” એ વખતે તો વિઠ્ઠલપન્તે માની લીધું પણ પછી એક વખત વિઠ્ઠલપન્તે સિદ્ધોપન્તને કહ્યુ ‘ ગગામા સ્નાન કરવા જાઉં છું.’ સસરાના મુખમાંથી સ્વાભાવિક રીતે ‘જાઓ’ શબ્દ નીકળી ગયો. તેને આજ્ઞારૂપ જાણીને વિઠ્ઠલપન્ત ઉતાવળે પગલે ઘરબાર છોડીને કાશી તરફ ચાલ્યા.

કાશીમાં એ સમયે કબીરજીના ગુરુ રામાનન્દ સ્વામી બિરાજતા હતા.

વિઠ્ઠલપન્તે તેમની સેવા કરી અને દીક્ષા આપવાની પ્રાર્થના કરી. આવા તરુણને સંન્યાસદીક્ષા આપવાને સ્વામીજીએ વાંધો લીધો ત્યારે વિઠ્ઠલપંતે જણાવ્યું કે મારે પત્ની તથા સંતાન કોઇ નથી તમે નિઃસંકોચભાવે મને દીક્ષા આપો રામાનન્દ સ્વામીએ વિઠ્ઠલપંતને સંન્યાસી બનાવ્યા, અને ચૈતન્યાશ્રમ નામ પાડ્યું.

આ વાત ધીમે ધીમે કાશી પણ પહોચી, કેમકે કાશીવાસ નિમિત્તે દરેક પ્રાન્તના લોકો સ્થાયીરૂપે વસે છે, અને ગામે ગામથી હજારો યાત્રાળુ પ્રતિદિન ત્યા આવે છે, રુખમાબાઈને એ સમાચારથી ઘણો ખેદ થયો એણે જાણ્યું કે મારો ગૃહસ્થાશ્રમ સમાપ્ત થયો, સંસારના સુખની આશા મારે માટે હવે મિથ્યા છે પ્રભુ જે કરે તે સહન કરવું જોઇએ પતિદેવ સંન્યાસી બન્યા તો હું ઘરમાં રહીને સંન્યાસિનીના જેવું વ્રત અને તપશ્ચર્યામય જીવન ગાળીશ હવે એણે ચિંતા કરવી છોડી દીધી અને આખો દિવસ ધર્મકાર્યમાં ચિત્તને પરોવ્યું પ્રાતઃકાળે ઉઠી ઇન્દ્રાયણીમાં સ્નાન કરતી, બપોર સુધી પીપળાની પ્રદક્ષિણા કરતી, મુખથી રામનામનો જપ કરતી, એક વેણી રહેતી, અને એકજ વાર જમતી. એ લોકોની વાતો સાંભળતી પણ નહિ, અને બોલતી પણ નહિ, આ પ્રમાણે ભગવાનની સેવામાં બાર વર્ષ એણે વ્યતીત કર્યાં મૂળથીજ તેનું અંગ કાન્તિમાન હતું, અને તેમાં વળી આ ઉગ્ર તપ સાધવામાં આવ્યું, એટલે તેનું શરીર ઘણુંજ તેજસ્વી બન્યું. મહાસતીનું આ અનુષ્ઠાન નિષ્કામ બુદ્ધિપૂર્વક હતું નિષ્કામ વૃત્તિથી સેવા કરનારને પ્રભુ અણધાર્યાં શુભ ફળની પ્રાપ્તિ કરાવે છે

રામાનન્દ સ્વામી પોતાના છપ્પન શિષ્યોસહિત દક્ષિણની યાત્રા કરવા નીકળ્યા. ફરતા ફરતા એમનું ઝુંડ આલન્દીમાં આવી પહોંચ્યું ત્યાં આગળ રુખમાબાઈ એમના દર્શન કરવા સારૂ ગઇ એનું તેજસ્વી મુખ જોઇને રામાનન્દ સ્વામી સમજી ગયા કે આ કોઇ પુણ્યાત્મા સ્ત્રી છે. એમણે પ્રસન્ન થઇને આશીર્વાદ આપ્યો પુત્રવતી ભવ। આ આશીર્વાદ સાંભળતાજ રુખમાબાઇને હસવું આવ્યું હસવાનું કારણ પૂછતાં તેણે જણાવ્યું કે પતિએ તો કાશીએ જઈ સંન્યાસ ગ્રહણ કર્યો છે હું પતિવ્રતા સ્ત્રી છું, તો પછી આપનો આશીર્વાદ કેવી રીતે ફળશે એ વિચારથી મને હસવું આવ્યું સ્વામીજીએ તેની પાસેથી સવિસ્તાર વૃત્તાંત જાણી લીધો. સ્વામીજીની ખાત્રી થઈ કે પોતાનો શિષ્ય ચૈતન્યાશ્રમજ આ યુવતીનો પતિ છે. રામાનન્દને રુખમાબાઈ ઉપર

બહુ દયા ઉત્પન્ન થઇ એ તેના પિતાને ઘેર ગયા સિદ્ધોપન્તે શ્રદ્ધાપૂર્વક તેમનું પૂજન કરીને પોતાને ઘેર ભિક્ષા કરાવી સિદ્ધોપન્તે પણ વિઠ્ઠલપન્તના સન્યાસગ્રહણની વાત સ્વામીજીને જણાવી અને કહ્યુ કે ' એ બનાવથી મારૂં ચિત્ત સદા ચિન્તાતુર રહે છે સ્વામીને હવે એ કુટુમ્બ ઉપર પૂરી દયા આવી અને રામેશ્વર જવાનો વિચાર માંડી વાળીને એ સીધા કાશી ગયા સિદ્ધોપન્ત પણ પોતાની પત્ની તથા કન્યાને લઇને સાથે ગયા રામાનન્દે એમને એક જૂદા મકાનમા ઉતારો આપ્યો, અને પોતે મઠમા ગયા ગુરુને જલદી પાછા ફરેલા જોઇને ચૈતન્યાશ્રમ આશ્ચર્ય પામ્યો. સ્વામીએ તેને કહ્યુ ચૈતન્ય ! તારા પૂર્વાશ્રમનો સાચો વૃત્તાત કહી સભળાવ હુ આલદીથી આવુ છુ આલદીનું નામ સાભળતાજ ચૈતન્યાશ્રમના હોશકોશ ઉડી ગયા, અને તેણે પોતાનો ખરો વૃત્તાત કહી સભળાવ્યો, તથા નમ્રતાપૂર્વક જણાવ્યું કે મારે સ્રી છે એમ જાણીને આપ મને દીક્ષા નહિ આપો એ ભયથી મેં આપની આગળ અસત્ય કથન કર્યું છે ગુરુદેવ ! મને ક્ષમા કરો " સ્વામીએ ચૈતન્યાશ્રમને આશ્વાસન આપતા કહ્યુ બેટા ! તે ઘણી મોટી ભૂલ કરી છે.આવી સુશીલ, પતિપરાયણ, સાધ્વી, તરુણ સ્રીનો ત્યાગ કરનાર કદાપિ સંન્યાસનો અધિકારી બનતો નથી. એવી શુભ સસ્કારવાળી પત્નીના સમાગમમા રહીને પુરુષ ગૃહસ્થાશ્રમમા રહ્યા છતા ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે જા તું તારી પત્નીને પુન: ગ્રહણ કર તારૂ એ કાર્ય સમાજના નિયમવિરુદ્ધ ગણાશે. ન્યાત જાતવાળા તને દુ ખ દેશે, પણ તું કશાની દરકાર કરીશ નહિ આ કાર્યમા પ્રભુની સહાયતા છે. જા ઘેર જઇને ગૃહસ્થાશ્રમમા પુન પ્રવેશ કર, અને સ્વધર્માચરણ કરીને સુખી થા

વિઠ્ઠલપતને માટે આ ધર્મસકટ હતુ એક વખત સન્યાસી થયા પછી પુનઃ ગૃહસ્થાશ્રમ માડવો એ આર્યભૂમિમા અધમમા અધમ કૃત્ય ગણાય છે એ પોતે જાણતા હતા એથી કરીને લોકનિંદા અને લોકયાતના કેટલી સહન કરવી પડશે તેનુ પણ તેને ભાન હતું. બીજી તરફ ગુરુવચન એ પ્રભુની આજ્ઞા સમાન છે, એનો અનાદર કરનાર નરકગામી થાય છે એમ પણ એ માનતા. આખરે બને બાજુનો પૂરો વિચાર કર્યા બાદ ચૈતન્યાશ્રમ ગુરુવાક્યને માથે ચડાવીને પુનઃ સંસારી થયા. વિઠ્ઠલપન્ત અને રુખમાબાઇને લઇને સિદ્ધોપન્ત પાછા આલન્દી આવ્યા.

દેશમાં આવ્યા પછી તેમના ઉપર નિંદાનો વરસાદ વરસવા લાગ્યો.

લોકો એ ધાર્મિક દંપતિ ઉપર અનેક પ્રકારના દોષારોપણ કરવા લાગ્યા. કોઇ વિઠ્ઠલપન્તને વિષયલંપટ કહેવા લાગ્યા. તો કોઈ રુખમાબાઇને પતિને ઉન્નતશૃંગ ઉપરથી ચલાવી લાવનારી વિલાસી સ્ત્રી કહેવા લાગ્યા. વિદ્વાનો ક્રોધ રામાનન્દ સ્વામી ઉપર પણ ઉતરી પડ્યો, કેમકે એમણે શાસ્ત્રોની આજ્ઞાવિરુદ્ધ વિઠ્ઠલપંતને સંસારમાં પડવાની સંમતિ આપી હતી વિઠ્ઠલ પન્તના વૈરાગ્ય, ધૈર્ય, સમતા અને જ્ઞાનની પૂર્ણ કસોટીનો આ સમય હતો એ કસોટીમાં એ કેવા ઉતર્યા તે મહિપતિ કવિના ભક્તવિજય ગ્રન્થ ઉપરથી જણાય છે. એ લખે છે.–“ જનનિંદાનું પૂર આવતાં વિઠ્ઠલપન્તે ઉદરમાં પૂર્ણ શાન્તિ ભરી દીધી, અને કામક્રોધનું શમન કર્યું દ્વિજોએ અને આપ્તોએ તેમનો પરિત્યાગ કર્યો અને તેઓ અરણ્યમાં પર્ણકુટી બાંધીને પોતાની ભાર્યાસહિત રહેવા લાગ્યા. કુટુમ્બપોષણાર્થે તેઓ ભિક્ષા માગી લાવતા અને રાતદિવસ અખંડ ઈષ્ટચિંતન કરતા. ગીતા ભાગવતાદિ ગ્રન્થોનું શ્રવણમનન કરતા અને ચિત્તમાં સદા સર્વદા પ્રસન્ન રહેતા. ” લોકવિરુદ્ધ કામ કર્યાથી સમાજ તરફથી એમને જે કષ્ટ સહન કરવું પડયું તેનો કાંઇક ભાસ નિરંજનમાધવના નીચેના શબ્દો ઉપરથી થાય છે –“ ચૈતન્યાશ્રમે ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કર્યો છે એ વાત સાંભળીને સર્વ બ્રાહ્મણોએ તેમનો પરિત્યાગ કર્યો કોઈ તેમનું મુખ પણ જોતું નહિ. લોકો પુષ્કળ નિંદા કરતા. ધીમે ધીમે તેમને ભિક્ષા મળતી પણ બંધ થઇ. કોઇ કોઈ વખત તેમને ઝાડના પાંદડાં ખાઇને રહેવું પડતું, કોઇ કોઈ વખત તેમને માત્ર એકજવાર અન્ન મળતું, અને કદિ કદિ વાયુભક્ષણ કરીનેજ નિર્વાહ કરવો પડતો આ રીતે બાર વર્ષ ચાલ્યા ગયા, પરન્તુ વિઠ્ઠલપંતને માયાનો સ્પર્શ સુદ્ધાં થયો નહિ ”

આ બધા સંકટમાં રુકિમણીએ પતિની સાથે રહીને હર્ષપૂર્વક ભાગ પડાવ્યો. પિતાના ઘેર સુખમાં ઉછરેલી એ સન્નારીએ પોતાના મુખ ઉપર કદિ શોકની છાયા ન આવવા દીધી. આ આપત્તિકાળમાં સુશીલપત્ની એજ એક આશ્વાસન વિઠ્ઠલપન્તને હતું. એ એકાન્તવાસના સમયમાં રુકિમણીએ ચાર સંતાનને જન્મ આપ્યો. એમનાં નામ અનુક્રમે નિવૃત્તિનાથ, જ્ઞાનદેવ, સોપાનદેવ અને મુક્તાબાઇ હતાં ચારે સંતાન પૂર્વજન્મના સિદ્ધાત્માઓ હતા કેટલાક તો કહે છે કે એ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ તથા લક્ષ્મીના અવતારરૂપ હતા ગમે તેમ હો, પણ એ ચારે સન્તાનોના પાછલા જીવને સાબિત

કરી આપ્યું, કે એ ઉચ્ચ કોટિના જીવ હતા, અને માતાપિતા તરફથી એમને સારૂં શિક્ષણ મળ્યું હતું. નાતબહાર હોવાથી બહાર આવવાજવાનું થોડું થતું, એટલે વિઠ્ઠલપન્ત તથા રુખમાબાઇએ પોતાનો બધો સમય બાળકોને કેળવવામાજ ગાળ્યો. નિવૃત્તિનાથ જયારે સાત વર્ષનો થયો ત્યારે એને જનોઈ દેવાનો વિચાર એમને સૂઝયો, પણ સન્યાસી થયા પછી ગૃહસ્થાશ્રમમા આવનાર મનુષ્યનો દાખલો પહેલા બન્યો નહોતો એટલે પોતાને પુત્રને જનોઇ દેવાનો અધિકાર છે કે નહિ એ બાબત એમને શંકા ઉત્પન્ન થઇ. ધર્મપરાયણા રુકિમણીએ સલાહ આપી કે, આપણે કાંઈ ધર્માનુષ્ઠાન કરીએ, તેથી પાપનું પ્રાયશ્ચિત્ત થશે. આખુ કુટુબ ત્ર્યંબકેશ્વરમા ગયું, અને ત્યા દરરોજ મધ્યરાતે નદીમા સ્નાન કરીને બ્રહ્મગિરીની પ્રદક્ષિણા કરવા માડી. આ પ્રમાણે છ મહિના વહી ગયા. ત્યા આગળ દૈવસ યોગે નિવૃત્તિનાથ માતપિતાથી છૂટા પડી ગયા અને તેમણે શ્રીગૈનીનાથ પાસે દીક્ષા લીધી કેટલેક દિવસે નિવૃત્તિનાથ ગુરુની રજા લઈને ઘેર આવ્યા, અને માતપિતાને મળ્યા.

છોકરાઓને મોટા થતા જોઈ ને રુકિમણી તથા વિઠ્ઠલપન્તની તેમને યજ્ઞોપવીત આપવાની તીવ્ર ઇચ્છા થવા લાગી.હિન્દુસ્તાનમા ન્યાતબહાર રહેવામા કેટલું દુ ખ સમાયુ છે તે તો જેણે ભોગવ્યું હોય તેજ જાણે. આ સુધરેલા જમાનામા પણ ન્યાતબહાર રહેવાંની બીકથી ઘણા સ્વતત્રતાના અભિમાની સુશિક્ષિત નરોને નીચુ મુખ કરીને શ્રદ્ધાવિહીન પ્રાયશ્ચિત્ત કરતા જોયા છે. તો પછી એ યુગમા વિઠ્ઠલનાથ અને રુકિમણીને પોતાના બાળકોને ન્યાત જાતમા દાખલ થઈને નિષ્કલક જીવન ગાળતા જોવાની ઇચ્છા થાય એ સ્વાભાવિકજ હતું. એમને એ શકા હતી કે અમારા જીવનમાજ પુત્રોનું યજ્ઞોપવીત નહિ થાય તો તેમનો બ્રાહ્મણ વર્ણ સાથેનો સબધ તૂટી જશે; અને તેથી અધઃપતન થશે. આ વિચારથી એમણે બ્રાહ્મણોની ન્યાત મેળવીને એમની આગળ મસ્તક નમાવીને પોતાનો અપરાધ વિનયપૂર્વક કબૂલ કરીને ક્ષમા આપવાની પ્રાર્થના કરી. બ્રાહ્મણોએ ઉત્તર આપ્યો, કે "તમારા અપરાધને માટે શાસ્ત્રમા કયાય પણ પ્રાયશ્ચિત્ત જણાવવામા નથી આવ્યું, અને તમારા બાળકોને યજ્ઞોપવીત ધારણ કરવાની શાસ્ત્રની આજ્ઞા નથી. તમારો અપરાધ એવો તો ઘોર છે કે દેહાન્ત પ્રાયશ્ચિત્ત સિવાય બીજો કોઈ ઉપાય તમારે માટે નથી."

બ્રાહ્મણોનો એ નિર્ણય સાંભળીને વિઠ્ઠલપન્ત બાળકોના કલ્યાણ સારૂ

પોતાના દેહનો અન્ત આણવા પણ તૈયાર થયા. તેમણે પોતાનું મન દૃઢ કર્યું. સ્ત્રીપુત્રાદિકનો મોહ છોડયો, બ્રાહ્મણોને વંદન કર્યું, અને એકદમ પ્રયાગ ક્ષેત્ર તરફ પ્રયાણ કર્યું, રુક્મિણી દેવી પણ પતિની પાછળ પાછળ ગયાં પ્રયાગ જઇને ગંગાયમુનાના પવિત્ર સંગમ સ્થળમાં ત્યાગ અને વૈરાગ્યની મૂર્તિ વિઠ્ઠલપન્તે દેહનું વિસર્જન કર્યું. પતિપરાયણા રુક્મિણી દેવીએ પણ તરતજ સ્વામીનું અનુગમન કર્યું. દેહનો જરા પણ મોહ રાખ્યા વગર સંગમના પવિત્ર જળમાં ઝંપલાવ્યાં; જોતજોતામાં તેમનો પવિત્ર આત્મા નાશવંત દેહને ત્યજીને ચાલ્યો ગયો.

રુક્મિણી બાઇના ચારે સન્તાને પોતાની વિદ્વત્તા અને ભક્તિને લીધે મહારાષ્ટ્રમાં પુષ્કળ પ્રસિદ્ધિ મેળવી.

રુક્મિણી બાઇના પતિવ્રતાપણું તથા ભક્તિ ખરેખર પ્રશંસાને યોગ્ય છે *

## रत्न १३१ मुं–पृथा

એ વીર પૃથ્વીરાજની બેન અને મેવાડના રાણા સમરસિંહની રાણી હતી પિતાને ઘેર એને યોગ્ય શિક્ષણ મળ્યું હતું. પૃથ્વીરાજનો તેના ઉપર વિશેષ પ્રેમ હતો. આદર્શ ક્ષત્રિયાણીને છાજે એવા બધા ગુણોથી એ વિભૂષિત હતી. તેમાં વળી સમરસિંહ જેવા પુણ્યાત્મા અને રાજનીતિ વિશારદ પતિ પ્રાપ્ત થવાથી એના સદ્‌ગુણો વિશેષ ખીલી નીકળ્યા હતા. પતિને તથા ભાઇને રાજનીતિના કૂટ પ્રશ્નોમાં એ સલાહ આપતી.

શહાબુદ્દીન સાથેના યુદ્ધમાં પૃથ્વીરાજને સહાયતા કરવા સારૂ રાણા સમરસિંહ દિલ્હી ગયા ત્યારે પૃથા પણ સાથે ગઈ હતી, અને પતિ તથા બન્ધુને યોગ્ય વચનોથી પ્રોત્સાહિત કર્યા હતા મુસલમાનોની સાથેના એ ભીષણ યુદ્ધમાં પૃથ્વીરાજની સાથે રાણા સમરસિંહ પણ મરણ પામ્યા, એ સમાચાર સાંભળતાંજ વીરાંગના પૃથા યુદ્ધભૂમિમાં પહોંચી હતી, અને પતિના શબને ખોળી કાઢી, એને પોતાના ખોળામાં લઇ, ચિતા સળગાવી, ભસ્મીભૂત થઇ ગઈ હતી.

---

* સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયદ્વારા પ્રકાશિત શ્રીજ્ઞાનેશ્વરી ગીતામાં આપેલા શ્રીજ્ઞાનેશ્વર મહારાજના જીવનચરિત્રમાંથી સારરૂપે ઉદ્ધૃત.

# रत्न १३२ मुं–संयुक्ता

મુસલમાનોએ જે વખતે ભારતમા પગપેસારો કર્યો, તે વખતે ઉત્તર હિંદુસ્તાનમા બધે રાજપૂતોનુ વધારે જોર હતું. ભારતવર્ષના પશ્ચિમ ભાગમા જે એક વિસ્તીર્ણ પ્રદેશ છે તેનું નામ રાજસ્થાન કે રાજપૂતાના છે. રાજપૂતોનું એ આદિસ્થાન છે.

સાહસ, વીરતા અને મહાનુભવતામા રાજપૂતોની બરોબરી કરે એવી પ્રજા જગતમા બીજી કોઈ થઇ નથી એ બધા ગુણોમાં રાજપૂત રમણીઓ પણ પુરુષ કરતાં કોઇ પણ પ્રકારે ઉતરે એવી નહોતી. વસ્તુતઃ રાજપૂત જાતિમા જેટલી વીર નારીઓએ જન્મ લીધો છે, તેટલી વીરાંગનાઓ બીજી કોઈ પણ જાતિમાં ઉત્પન્ન થઇ નથી.

વિક્રમાદિત્ય, શિલાદિત્ય વગેરે રાજાઓનો અસ્ત થયા પછી રાજસ્થાનમા રાજપૂત રાજાઓ વધારે પ્રબળ થયા હતા અને આખા ઉત્તર ભારતમાં તેમની વિજયપતાકા ઉડતી હતી

મુસલમાનોએ ધીમે ધીમે ઉત્તર ભારતવર્ષના અનેક પ્રદેશો જીતવા માડયા, પણ રાજપૂત જાતિના મૂળ વતન રાજપૂતાનામા તેઓ પોતાનો અધિકાર જમાવી શકયા નહોતા. હિંદુસ્તાનમા જે વખતે પઠાણ બાદશાહો રાજ્ય કરતા હતા, તે વખતે રાજસ્થાનના રાજપૂતો સપૂર્ણ સ્વતંત્ર હતા. મોગલ બાદશાહ અકબરના વખતમા, મેવાડ સિવાયના બધા રાજપૂત રાજાઓએ બાદશાહનુ ઉપરિપણુ સ્વીકાર્યું હતું, પણ નામમાત્રમાં તેઓ મોગલોને આધીન હતા. ખરૂં જોતા તો તેઓ પોતપોતાના રાજ્ય ઉપર સ્વતંત્રપણે રાજ્ય ચલાવતા હતા. કોઇ કોઇ વખત તેમને બાદશાહના તાબામાં સેનાપતિતરીકે કે કોઇ તાબાના રાજ્યના સુબા તરીકે નોકરી કરવા પણ જવુ પડતુ. એવે વખતે તેઓ વફાદારીથી બાદશાહને ઘણી મદદ કરતા.

રાજપૂત રાજાઓમાં કેટલાક પ્રાચીન સૂર્ય અને ચદ્રવંશીય ક્ષત્રીઓના સંતાન હતા, ત્યારે કેટલાક અગ્નિ વંશના સંતાન હતા. અગ્નિકુળની ચારે શાખાઓ હતી. અગ્નિ કુળની સ્થાપનાવિષે એવી દતકથા ચાલે છે કે, પહેલા આ દેશમાં જૈનલોકોનું ઘણું જોર હતું. પાછળથી બ્રાહ્મણોએ જૈનધર્મનું પ્રાબલ્ય ઓછું કરવાને યત્ન કર્યો. બ્રાહ્મણો અને જૈનો વચ્ચે એક

વખત ઘણો સખ્ત વાદવિવાદ ઉપસ્થિત થયો, ત્યારે ઋષિઓએ જૈનોનું દમન કરવા માટે યજ્ઞ આરંભ્યો. એ અગ્નિકુંડમાથી પુરીહર ચાલુકય, પરમાર અને ચોહાણુ નામના ચાર વીર પુરુષો નીકળ્યા. એ ચારમા પણ ચોહાણુ વીરતામા સૌથી વિશેષ હતો તેના પરાક્રમથી જૈનધર્મનો પ્રભાવ ઓછો થઇને હિંદુ ધર્મનું પ્રાબલ્ય પુન. સ્થાપિત થયું.

એ ચાર વીર પુરુષોના વંશજો અગ્નિવંશી રાજપૂતના નામથી ઈતિહાસમા ઓળખાય છે. સૂર્યવંશી રાજપૂતોમા મેવાડના રાણાઓ અને મારવાડના રાઠોડ રાજાઓ મુખ્ય છે

રાજપૂત જાતિનો સંક્ષેપમા પરિચય આપ્યા પછી હવે અમે આ ચરિત્રની નાયિકા વીરનારી સંયુક્તાના જીવનચરિત્રનું અવલોકન કરીશું ઈસવીસનના અગીઆરમા સૈકાના પ્રથમ ભાગમા ગીઝનીના રાજા સુલતાન મહમદે બારવાર હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરી હતી. તેણે અનેક નગરો લૂટયા હતા અને ઘણી દેવમૂર્તિઓ તોડી નાખી હતી, પણ પંજાબ સિવાય બીજા કોઇ પ્રાંતમાં તે પોતાનુ રાજ્ય સ્થાપી શકયો નહોતો

ત્યાર પછી લગભગ દોઢસો વર્ષ સુધી કોઇ મુસલમાને ભારતવર્ષ ઉપર ચઢાઇ કરી નહિ. ત્યાર પછી બારમા સૈકાના છેવટના ભાગમા અફગાનિસ્તાનના ગોરી વંશના રાજાના ભાઇ તથા સેનાપતિ શહાબુદ્દીન ગોરીએ ભારતવર્ષ ઉપર ચઢાઈ કરી.

એ વખતે દિલ્હી, અજમેર, કનોજ, મેવાડ વગેરે સ્થળે પરાક્રમી રાજપૂત રાજાઓ રાજ્ય કરતા હતા.

દીલ્હીના રાજા અનંગપાળને ફક્ત બે કન્યાઓ હતી. એક કન્યા ચોહાણુ વંશના રાજપૂત અજમેરના રાજા સોમેશ્વરને અને બીજી કન્યા રાઠોડવંશી કનોજરાજ વિજયપાલને પરણાવી હતી. સોમેશ્વરને પૃથ્વીરાજ અને વિજયપાલને જયચંદ નામના પુત્ર જન્મ્યા. સંયુક્તા એ કનોજના રાજા જયચંદની કન્યા હતી. તેનો જન્મ ઇ૦ સ૦ ૧૧૭૦ મા થયો હતો

પુત્રહીન અનંગપાળ, મૃત્યુ સમયે દૌહિત્ર પૃથ્વીરાજને દિલ્હીનુ રાજ્ય આપતો ગયો. એથી એનો મશીઆઇ ભાઇ જયચંદ અદેખાઇથી બળી જવા લાગ્યો. પૃથ્વીરાજને નુકસાન પહોચાડવાનો એ લાગ શોધવા લાગ્યો

મનુષ્યસ્વભાવ જોતા આમા નવાઇ જેવુ કાંઇ નહોતુ જયચંદ અનંગપાળની મોટી પુત્રીનો પુત્ર હતો, અને વયમાં પણ પૃથ્વીરાજ કરતા મોટો હતો.

એટલે બધી રીતે નાનો હોવા છતા પૃથ્વીરાજને માતામહે દિલ્હીની ગાદીનો વારસ ઠરાવ્યો એટલે જયચંદને ઈર્ષ્યાનો અગ્નિ બાળવા લાગે તેમા દુનિયાની દૃષ્ટિએ અસ્વાભાવિક કાંઈજ નહોતુ; પરંતુ અનંગપાળનોએ એમા કાંઇ દોષ નહોતો. બન્ને દૌહિત્ર ઉપર એનો એકસરખો સ્નેહ હતો. બન્નેને તેણે પોતાનીજ પાસે રાખીને લાડમા ઉછેર્યા હતા તેમને શિક્ષણ આપવાને તથા એમના સદ્‌ગુણોને ખીલવવાને પણ અનંગપાળે એકસરખો પ્રયાસ કર્યો હતો; પરંતુ પાંચ આગળી સરખી હોતી નથી એકસરખી કાળજી હોવા છતા જયચંદ અને પૃથ્વીરાજમાં સમાન ગુણ ખીલી નીકળ્યા નહિ.

પૃથ્વીરાજ વયમા નાનો હોવા છતા પણ એણે સર્વ પ્રકારની વિદ્યામાં પારદર્શિતા મેળવી હતી, યુદ્ધવિદ્યામા પણ તે પરમ કુશળ નીવડ્યો હતો, અને ચારિત્ર્ય પણ તેનુ ઘણું શુદ્ધ હતું. એ જેવો રૂપવાન, સાહસી અને શક્તિશાળી હતો, તેવોજ ઉદાર, મહાન, ક્ષમાશીલ અને મીઠાબોલો હતો. જયચંદ રૂપવાન હોવા છતા પણ અહંકારી, બળવાન હોવા છતા પણ ઉદ્ધત, સાહસી હોવા છતા પણ વિલાસી અને અત્યંત ખુશામદ–પ્રિય હતો. નાનપણથીજ પૃથ્વીરાજનુ ધ્યાન માતામહની રાજનીતિને હૃદયમા ઠસાવવા તરફ રહેતું. જયચંદ એ વિષય ઉપર જરાયે ધ્યાન આપતો નહિ

એ ગુણોને લીધે પૃથ્વીરાજ આખા રાજ્યમા બધાનો માનીતો થઈ પડ્યો હતો. જયચંદથી એ દેખી શકાતુ નહિ. પૃથ્વીરાજનાં વખાણ સાંભળતાજ એ બહુ દાઝે બળતો. પૃથ્વીરાજ એ જાણતો પણ હૃદયની ઉદારતાથી તેને ક્ષમા આપતો અને તેની સાથે સદા સારોજ વ્યવહાર રાખતો.

વૃદ્ધ દાદા અનંગપાળ પણ બન્નેના સ્વભાવ પારખી શક્યા હતા એમને એ વખતની ભારતની સ્થિતિનું ખરૂં ભાન થઈ ગયું હતું એ સમજી શક્યા હતા કે પરદેશી મુસલમાનો ભારતભૂમિ જીતવાને તલસી રહ્યા હતા. એ જાણતા હતા કે મોટા દૌહિત્રદ્વારા દિલ્હીની ગાદીનો માનમરતબો સચવાશે નહિ પૃથ્વીરાજ અને જયચંદ બન્ને ઉપર એમનો સરખો સ્નેહ હતો, પણ રાજનીતિકુશળ હોવાથી ભારતના ભવિષ્યના કલ્યાણની ખાતર પોતાના વિશાળ રાજ્યના બે ટુકડા કરી નાખવાનું એમને યોગ્ય ન લાગ્યું. એમની ખાત્રી હતી કે આ સમયમાં મહા પરાક્રમી પુરુષ સિવાય ભારતવર્ષનું રક્ષણ થવાનું નથી. માટે તેમણે જયચંદને કનોજનું રાજ્ય તથા અનેક મણિ-મુક્તા વારસામાં આપ્યાં અને પૃથ્વીરાજને દિલ્હીના રાજ્યનો વારસ ઠરાવ્યો.

આ બનાવથી બન્ને મશીઆઈ ભાઈના મન બહુજ ખાટા થયાં. આ એક પ્રસંગથી ભારતમા એવી મોટી આગ સળગી કે જેમાં ભારતનું ભાગ્ય ભસ્મીભૂત થઈ ગયુ ભારતવાસીઓને માથે પરાધીનતાનુ કલંક એ પ્રસંગને પરિણામે ચોટયુ.

જયચંદ પૃથ્વીરાજને શત્રુ સમજતો, પણ એના ઘરના બીજા બધા એને બહુ ચાહતા.

પૃથ્વીરાજને સૌથી વધારે ચાહનારી અને તેનો પક્ષપાત કરનારી જયચંદની લાડકી કન્યા સંયુક્તા હતી.

સંયુકતા અપૂર્વ સુંદરી હતી. તેને જોતાજ જાણે તે સ્વર્ગ લોકમાથી ચળી આવેલી દેવકન્યા હોય એવો ભાસ થતો વસન્તઋતુમાં વનલતા જેમ ફૂલના આભરણથી સજ્જ થાય છે, તેમ બાલિકા સંયુકતાના દેહ ઉપર યૌવનની પરમશોભા છવાઇ રહી હતી. એના નયનમા લજ્જા હતી, ગાલ ઉપર સ્નિગ્ધ લાલાશ હતી, કટિમા ક્ષીણતા અને ચાલમાં મંદતા હતી, જે સમયની અમે વાત કરીએ છીએ તે સમયે એ નહોતી તરુણી કે નહોતી બાલિકા. અર્ધ ખીલેલી કુસુમકલિકાસમી સંયુકતા વડીલોને વહાલી હતી, આશ્રિતોનું પાલન કરનારી હતી, તેની સાથે પ્રસંગમા આવનાર સાથે મીઠુ પણ રીતસરજ બોલતી, દેવ અને બ્રાહ્મણો તરફ તેને ભકિતભાવ હતો, ઉંચા પ્રકારનુ જ્ઞાન તેણે સંપાદન કર્યું હતુ, લલિત કળાઓમા તેને શોખ હતો, સ્ત્રીજનોને શોભે એવી કોમળતાસહિત એના હૃદયમા અપૂર્વ ક્ષાત્રતેજ વિરાજતુ હતુ. ઘોડેસ્વાર થવુ, શસ્ત્ર ચલાવવા વગેરે વીર-વિદ્યામા પણ એ ઘણી નિપુણ હતી.

બાલ્યાવસ્થાથીજ સંયુકતાનુ આકર્ષણ પૃથ્વીરાજ તરફ હતુ. એ પણ એના સદ્ગુણ તથા સ્વભાવની મધુરતાથી એના ઉપર પ્રસન્ન હતો. પૃથ્વીરાજની પાસે બેસીને ઘણીએ વાર તેણે પ્રાચીનકાળના આર્યોની વીરતાની કથા સાભળી હતી

સંયુકતા ધારતી કે પૃથ્વીરાજના જેવો પુરુષ આ દુનિયામા બીજો કોઈ નથી. એ કોઈ શાપભ્રષ્ટ દેવતા છે. એના મુખમાંથી નીકળતો એક એક શબ્દ એને મનથી વેદવાક્ય સરખો હતો. પૃથ્વીરાજના કોઇ વખાણ કરતું તો એ પ્રસન્ન થતી. એની નિંદા કરનારની સાથે લડવા તૈયાર થતી. આ પ્રમાણે કોઈ અદ્ભુત રીતે એનો પ્રેમ બાલ્યાવસ્થાથીજ પૃથ્વીરાજ તરફ ઢળ્યો હતો અને

વયની વૃદ્ધિ સાથે એ પ્રેમ પણ વધતોજ ગયો હતો.

જયચંદને પૃથ્વીરાજપ્રત્યે દ્વેષ છે તેની એ બાલિકાને ખબર નહોતી. ખબર હોય તોપણ એનું મહત્ત્વ એ સમજી શકી નહોતી. એ તો મનમાં ને મનમા પોતાનો પ્રેમભાવ પોષતી જતી હતી.

અનગપાળના મૃત્યુ પછી જયચદ કનોજ જઈને વસ્યો.

એ પ્રાચીનકાળમા ભારતવર્ષ ભિન્ન ભિન્ન રાજ્યોમા વહેચાઇ ગયું હતુ. કોઇ રાજા વિશેષ પરાક્રમી નીવડતો તો બીજા રાજાઓ તેને મુખ્ય ગણીને માન આપતા અને એ રાજા પોતે 'સમ્રાટ્' કે 'સાર્વભૌમ' ની ઉપાધિ ગ્રહણ કરતો, પૃથ્વીરાજે એક તો પોતાની વીરતાથી ઘણી ખ્યાતિ મેળવી હતી, અને બીજું માતામહ તરફથી દિલ્હીની ગાદી મળવાથી તેનું સામર્થ્ય ઘણું વધી પડયું હતું. કુટિલમતિ જયચદને એ અસહ્ય થઇ પડયું.કનોજનું રાજ્ય સ્વતત્ર નહોતું. દિલ્હીના તાબામા એ ખંડણી ભરનારૂં રાજ્ય હતું. છતા જયચંદે ખડણી આપવી બધ કરી અને પોતાને સ્વતત્ર સાર્વભૌમ રાજાતરીકે જાહેર કરવાનું શરૂ કર્યું. રાજગાદી ઉપર બેઠા પછી તરતજ ગૃહ—કલહ ઉભો કરવો અને પોતાની શક્તિ ક્ષીણ કરવી એ વ્યાજબી નહિ લાગ્યાથી પૃથ્વીરાજે તેની પરવા ન કરી.

જયચદ દિવસે દિવસે વધારે અભિમાની થતો જતો હતો. પોતાનું સાર્વભૌમપણું કાયમ રાખવા માટે એણે રાજસૂય યજ્ઞ રચ્યો. એવો યજ્ઞ કળિયુગમાં ઘણા સમયથી થયો નહોતો. ભારતના જૂદા જૂદા પ્રાન્તોના રાજાઓને એ યજ્ઞમા પધારવાનું નિમંત્રણ મોકલવામા આવ્યું હતું. ફકત પૃથ્વીરાજ અને રાણા સમરસિહને નિમત્રણ મોકલ્યાં નહિ. હલકા મનનો જયચંદ એટલુજ કરીને બેસી રહ્યો નહિ; પરંતુ એ બે વીરોનું અપમાન કરવા સારૂ મંડપના દ્વાર આગળ બે જણના પુતળાં ચોકીદારતરીકે ઉભાં કર્યા.

જયચંદે એક પથમા બે કાજ કરવાનો ઇરાદો રાખ્યો હતો. વરવા યોગ્ય થયેલી કન્યા સંયુકતાનો વિવાહ પણ સ્વયવર પદ્ધતિથી કરવાનો તેણે વિચાર રાખ્યો હતો. પૃથ્વીરાજ તરફ પોતાની કન્યાનું આકર્ષણ છે એ તે જાણતો હતો પણ એનુ અનુમાન હતું, કે યજ્ઞપ્રસગે અનેક દેશવિદેશના નવયુવક પ્રતાપી રાજાઓ આવશે. પૃથ્વીરાજની ગેરહાજરીમા સંયુક્તા એમાથી કોઇને પસંદ કરીને વરશે.

યજ્ઞ નિર્વિઘ્ન સમાપ્ત થયો. હવે સ્વયવરની રચના થઇ. મડપની શોભા

ઘણીજ સરસ હતી યથાસમયે સંયુકતા પિતાની આજ્ઞા મુજબ વરમાળા લઈને મંડપમા દાખલ થઈ. એ જાણુતી હતી કે પિતાએ પૃથ્વીરાજને આમંત્રણ મોકલ્યું નથી, પણ દ્વારપાળતરીકે બારણા આગળ તેમની મૂર્તિ ઉભી કરી છે.

સંયુકતા એ સભામા આવીને પ્રથમ તો રાજગુરુને અને પછી પિતા જયચંદને પગે લાગી. જયચંદે ગદ્દગદ્ સ્વરે કહ્યું " વહાલી દીકરિ ! યોગ્ય પતિને પામજે. "

સભા નિશ્ચય અને નિઃશબ્દ હતી. સંયુકતાએ દૂર દષ્ટિ નાખીને હાજર રહેલા બધા નૃપતિઓને નિરખ્યા, પૃથ્વીરાજને સભામા ન જોયાથી એનું હૃદય કાંપવા લાગ્યું, પગ ઢીલા થઈ ગયા, નયનમા આંસુ આવ્યા, પણુ થોડીજવારમાં દ્વાર તરફ નજર જતા એના મુખકમળ ઉપર આનંદ છવાઈ રહ્યો. એના અધર ઉપર હાસ્યની રેખા અંકાઈ, સ્થિર પગે એ મંચ ઉપરથી નીચે ઉતરી અને બધાને પ્રણામ કર્યા. એની સાથે એક ચતુર દાસી તથા ભારતવર્ષના ઇતિહાસ તથા પ્રત્યેક રાજાના જીવનથી સુપરિચિત એક ભાટ હતો ભાટે એકે એક રાજાનો પરિચય કરાવ્યો; પણુ સંયુકતાના હૃદય ઉપર કોઈએ અસર કરી નહિ એક પછી એક નૃપની અવગણુના કરીને એ આગળજ વધવા લાગી. થોડીવારમા સંયુકતા મંડપના દ્વાર આગળ ગઈ, સખીના હાથમાથી પૂજન સામગ્રી લઈ, પૃથ્વીરાજની દ્વારપાળતરીકે ઉભી કરેલી મૂર્તિનું પૂજન કરી તેનાજ ગળામા વરમાળા પહેરાવી.

પૃથ્વીરાજને સંયુક્તાના અનન્ય પ્રેમની ખબર પહેલેથીજ પહોચી ગઇ હતી. તેથી એ પોતાના વિશ્વાસુ સામંતસહિત ગુપ્તવેશે મંડપના દ્વાર આગળજ ઉભો હતો વરમાળા પહેરાવતા વારજ તેના સામંતોએ ' પૃથ્વીરાજનો જય ' ઉચ્ચાર્યો, અને એ વીર નૃપતિ સંયુકતાને ઘોડા ઉપર બેસાડીને બધાના દેખતા ત્યાંથી વીરતાપૂર્વક ચાલ્યો ગયો.

જયચન્દને આ કપટની ખબર પડતાંજ તેણે પોતાના સૈન્યને ચોહાણો ઉપર આક્રમણ કરવાની આજ્ઞા આપી બન્ને પક્ષ વચ્ચે યુદ્ધ ચાલ્યુ, પણુ રાઠોડ સૈન્યનુ કાંઇ વળ્યુ નહિ. બધાની આંખમાં ધૂળ નાખીને પૃથ્વીરાજ સંયુક્તાને સહિસલામત દિલ્હી લઇ ગયો.

સંયુક્તાહરણની ઘટના બાબત મતભેદ છે કેટલાકનુ કહેવુ છે કે પૃથ્વીરાજની પ્રતિમાના ગળામા સંયુક્તાએ વરમાળ પહેરાવી એજ સમયે પૃથ્વી-

રાજ તેને ઉચકીને લઈ ગયો ચન્દ કવિનો મત જૂદોજ છે. એના મત પ્રમાણે સંયુક્તાએ સ્વયંવર મંડપના દ્વારપાલતરીકે ઉભી કરેલી પૃથ્વીરાજની મૂર્તિના કંઠમાં વરમાળા પહેરાવી એ સમયે પૃથ્વીરાજ ત્યાં હાજર ન હતો. જયચંદ પુત્રીના એ કૃત્યથી ઘણો ક્રોધે ભરાયો અને તેણે ગંગા નદીના કિનારે એક મહેલમાં સંયુક્તાને કેદ કરી દીધી.

એ ખબર એક બ્રાહ્મણદ્વારા પૃથ્વીરાજને પણ મળી. એ કૃત્યથી જયચંદે પોતાનું મોટું અપમાન કર્યું છે એમ એને લાગ્યું. એ અપમાન બાણુની પેઠે એના હૃદયને વિંધવા લાગ્યું અને કોઈપણ પ્રકારે જયચંદનો બદલો લેવો એવો વિચાર એને સૂઝ્યો. ચન્દકવિએ જયચન્દના પરાક્રમ, તેનું વિપુલ સૈન્ય વગેરેનું વર્ણન કરીને એવું સાહસ ન વહોરવાની ઘણી સલાહ આપી, પણ વૈરાગ્નિથી અન્ધ થયેલા પૃથ્વીરાજને ગળે એ સલાહ ઉતરી નહિ, અને આખરે ચન્દ બરદાઇ તથા બીજા સેવકોને લઈને પૃથ્વીરાજે છુપાવેશમાં કનોજ તરફ પ્રયાણ કર્યું એમની સાથે ઘણા સામન્તો અને સૈનિકો પણ હતા

કનોજ પહોચીને પૃથ્વીરાજે અને ચન્દકવિએ ગુપ્ત વેશમાં આખું નગર જોયું. પછી જયચંદની સેના પણ જોઈ. એ વીર સેના જોઇને પૃથ્વીરાજનું હૃદય પણ કંપવા લાગ્યું, પણ હવે શું વળે? હવે તો કાર્ય સાધવું, કે દેહનો ત્યાગ કરવો એ બેજ માર્ગ ખુલ્લા હતા.

કનોજની બહાર એ લોકોએ તંબુ ઠોકયા પૃથ્વીરાજ કવિ ચંદના નોકર-નો વેશ લઇને જયચંદનો દરબાર જોવા તૈયાર થયા.

કવિ ચંદ પૃથ્વીરાજને સાથે લઇને જયચંદના દરબારમાં પહોચ્યો. જયચંદે કવિરાજનો સારો સત્કાર કર્યો. કવિએ પોતાની જાતિની રીત પ્રમાણે એક સરસ કવિત ગાઇને જયચંદની પ્રશંસા કર્યા બાદ પોતાના સ્વામી પૃથ્વીરાજની પ્રશંસામાં પણ ગાયું કે,

જહાં વંશ છત્તીસ આવે હંકારે,
તહાં એક ચહુઆન પૃથ્વીરાજ ટારે.

કવિના એ વચનોએ જયચંદના હૃદયને વીંધી નાખ્યું. એને પુષ્કળ ક્રોધ ઉપજ્યો, અને એ બોલી ઉઠ્યો "પૃથ્વીરાજ મારી સામે આવે તો ખબર લઈ લઉં."

પૃથ્વીરાજ તો ચંદના નોકરના વેશમાં ત્યાંજ ઉભો હતો. એનાં નેત્ર

પણ ક્રોધથી લાલચોળ થઈ ગયા; પણ આ વખતે ક્રોધને દબાવ્યા વગર ચાલે એમ નહોતું એના ચહેરા ઉપરથી જયચંદને શક પણ ગયો, પણ પછી વિચાર આવ્યો કે પૃથ્વીરાજ જેવો પ્રતાપી અને અભિમાની પુરુષ નોકર બનીને મારા દરબારમા શા સારૂ આવે ?

ભાટચારણનો સત્કાર કરવાનુ રાજાનું કર્તવ્ય ગણાતુ હતું, એટલે જયચંદે સત્કારપૂર્વક ચંદને વિદાય કર્યો અને તેના નિવાસ તથા ભોજનાદિનો સારો પ્રબંધ કર્યો. સાથે સાથે પોતાના ગુપ્તચરોને ચંદની સાથે આવેલા વિચિત્ર નોકરની ખબર રાખવા આજ્ઞા આપી. રાજાના ગુપ્તચરોએ પત્તો લગાડયો કે ચંદની સાથે નોકરતરીકે આવનાર પુરુષ પૃથ્વીરાજજ છે.

જયચંદને મૂળ વહેમ તો હતો તેમાં ગુપ્તચરની બાતમીથી પૂરી ખાત્રી થઇ ગઈ હવે એ ચંદ બરદાઇને વિદાય કરવાને બહાને પુષ્કળ ધન, તથા હાથી, ઘોડા અને અલંકાર લઇને પોતાના સિપાઇઓ સહિત ચંદને ઉતારે ગયો. સૈનિકોને આજ્ઞા હતી કે ચંદના સાથીઓમાથી કોઇ પણ નાસવા ન પામે તેની ખાસ ખબર રાખવી, પરંતુ એ સમયે પૃથ્વીરાજે એવી કુશળતાથી પોતાનો વેશ બદલ્યો હતો, કે કેવળ શક ઉપરથી તેને પકડી લેવાની હિંમત જયચંદની ચાલી નહિ. એ પોતાના રાજમહેલમા પાછો ફર્યો. કવિ ચંદની ખ્યાતિ સત્યવકતાતરીકે હતી. રાજાએ તેને બોલાવીને પૂછ્યું ત્યારે ચંદે સ્પષ્ટ જણાવ્યુ, કે પૃથ્વીરાજ આ સમયે કનોજમા છે. રાજાએ ચંદને તો વિદાય કર્યો, અને તરતજ પોતાના ભાણેજની સરદારી નીચે ચંદના પડાવને ઘેરો ઘાલીને પૃથ્વીરાજને જીવતો પકડી આણવા સારૂ એક મોટી સેના મોકલી.

પૃથ્વીરાજ અને તેના સામંતોને પણ એ વાતની ખબર પહોચી ગઇ. તેઓ પણ યુદ્ધ કરવાને સજ્જ થયા. બન્ને પક્ષ વચ્ચે ઘોર યુદ્ધ જામ્યુ, અને પૃથ્વીરાજનો સામંત લંગરીરાય તથા જયચંદનો મંત્રી અને ભાણેજ આ યુદ્ધમા માર્યા ગયા હવે જયચંદ પોતે યુદ્ધ ક્ષેત્રમા પહોચ્યો. પંગુરાયને સેનાપતિ બનાવી યુદ્ધનુ કામ તેને સોપીને પૃથ્વીરાજ નગરની તરફ ગયો અને અંતઃપુરની પાસેના ગંગાના ઘાટ ઉપર જઈ પહોચ્યો. એજ મહેલમા સંયુકતા કેદ હતી, એણે પૃથ્વીરાજને ઓળખ્યો.

એટલામાં પૃથ્વીરાજના ઘોડાના ગળામા લટકી રહેલા મોતીઓના હારમાથી એક મોતી તુટીને ગબડતુ ગબડતું ગંગામા જઈ પડયુ. માછલીઓ તેને પોતાનું ભોજન સમજીને ખાવા સારૂ દોડવા લાગી. પૃથ્વીરાજે એ

જોઇને હારમાથી એકે, એક મોતી તોડીને નદીમાં નાખવા માડયાં. સંયુકતાને પણ આ તમાશો જોવામા આનંદ આવ્યો. તેણે પોતાની એક સખીને મોતીનો થાળ લઇને મોકલી. પૃથ્વીરાજે એ થાળમાના બધા મોતી માછલીઓને સારૂ નદીમા નાખી દીધાં. એ દાસીદ્વારા પૃથ્વીરાજને સંયુક્તાની એ વખતની દશાની ખબર પડી, તથા જાણ્યું કે સંયુકતા પ્રેમવિહ્વળ બનીને અત્યારે એજ મહેલમાં નિવાસ કરી રહી છે દાસીએ પૃથ્વીરાજની સાથે થયેલી વાતચીત સયુકતાને જણાવી. દાસીની મારફત પૃથ્વીરાજ અતઃપુરમા ગયો. ત્યાજ બન્નેનો ગાન્ધર્વવિવાહ થયો, અને સંયુકતાના આગ્રહને વશ થઇ બન્ને જણ ત્યાથી નીકળી પડયા.

માર્ગમા જયચદની ફોજે એમને ઘેરી લીધા. પૃથ્વીરાજના સૈનિકો પણ એટલામા તેને આવી મળ્યા હતા. બન્ને પક્ષ વચ્ચે ઘોર યુદ્ધ જામ્યુ, અનેક સામતો અને સૈનિકો માર્યા ગયા, પણ આખરે પૃથ્વીરાજનો વિજય થયો. સયુકતાને પોતાનાજ અશ્વ ઉપર સ્વાર કરીને પૃથ્વીરાજ ત્યાથી જયચદના દેખતાજ ચાલ્યો ગયો જયચદની સેના એમને પકડવા સારૂ પાછળ પડી પણ કાંઈ વળ્યુ નહિ; અને એ નવદપતી સહીસલામત દિલ્હી પહોચ્યા.

દિલ્હીમા દપતીનો સસાર ઘણાજ સુખ અને વિલાસમાં વ્યતીત થવા લાગ્યો. એક દિવસ સંયુકતા ઉદ્યાનમાં બેસીને એકાતમા કાંઈ વિચાર કરી રહી હતી એવામા પૃથ્વીરાજ ત્યા પહોંચ્યો અને પત્નીનો કર પ્રેમપૂર્વક પોતાના હાથમા લઇ કહેવા લાગ્યો “ પ્રિયે ! તને પ્રાપ્ત કરીને હું કૃતાર્થ થયો છુ. હૃદયમા તને ધારણ કર્યાથી મે જે સ્વર્ગસુખ પ્રાપ્ત કર્યું છે તે કોણ જાણે કયા સત્કર્મોનું ફળ છે. રોગ, શોક, દુઃખ બધું હું વિસરી ગયો છુ. તારા આવ્યાથી પૃથ્વી નંદનવન સમી બની છે. બાલ્યાવસ્થાથીજ મેં તારા પ્રત્યે જે પ્રેમ દાખવ્યો હતો, તેનો તે પૂરો બદલો આપ્યો છે. તને સુખી કરવી, તારા જીવનને અમૃતમય કરવું, એજ મારા જીવનનો એક માત્ર ઉદ્દેશ બન્યો છે; છતાં વહાલી ! આજ તને ઉદાસ કેમ જોઉં છુ ? આજ તારા નેત્રોમા અશ્રુબિન્દુ કેમ દેખાય છે ? આ આનદના દિવસોમાં તારૂં ચિત્ત સ્ફૂર્તિહીન કેમ દેખાય છે ? તારા કોઈ કોડ મારાથી પૂરા ન થઇ શકયા હોય તો સત્વર જણાવ. ”

સતી સંયુકતાએ પતિનો હાથ પકડીને ગદગદ સ્વરે કહ્યું “ પ્રભુ ! ક્ષમા કરો ! આજ મારૂં હૃદય ચીરાય છે. મારા અભિલાષ તૃપ્ત નથી થયા. ”

પૃથ્વીરાજે આશ્ચર્ય પામીને પૂછ્યુ " પ્રિયે ! આજ આ નવી વાત શી સાભળુ છુ, તારી શી આશા છે, શી અભિલાષા છે ? તારો એવો કયો કોડ છે કે જે મારાથી પૂર્ણ ન થઇ શક્યો હોય ! વહાલી ! સત્વર બોલ ! "

વિનયપૂર્વક સયુક્તાએ ઉત્તર આપ્યો " પ્રાણેશ્વર ! મારો સૌથી મોટો અભિલાષ તો એ હતો કે તમને પતિરૂપે પામું, પણ બીજો અભિલાષ એ પણ હતો કે પિતાજી મનાય અને એ પોતાને હાથેજ મારૂ દાન આપને કરે એ ઇચ્છા મારી પૂર્ણ ન થઇ. એમા વિઘ્ન આવ્યુ. પતિપ્રેમ મેળવ્યો છે તેનો મને આનંદ છે, પરતુ પિતૃસ્નેહનુ વિસર્જન થયુ છે તેથીજ મારો પ્રાણ રડી રહ્યો છે. પુણ્ય કરવા જતા મે કોઇ પાપ કર્યુ છે તેથી મારા ચિત્તને શાતિ નથી પિતાજી મને કેટલું ચાહતા ! હું તેમની આખની કીકી હતી. નિદ્રામા પણ એ મનેજ બોલાવતા, હુ પીરસુ નહિ તો એ ભૂખ્યા રહેતા, દરેક વાતમા મારી સલાહ લેતા, મારી આ અવિનયી વર્તણુકથી પિતાજીને કેટલુ માઠુ લાગ્યું હશે તેજ મને સાલે છે.

માતાની સ્થિતિનો વિચાર કરૂ છુ ત્યારે તો મારૂં હૈયુ કહ્યુંજ કરતુ નથી હું એની દિકરીજ નહોતી, પણ સેવિકા અને સહચરી હતી, મારી આગળ મા પોતાના સુખદુઃખની વાત કહેતી. પિતાજી ધમકાવે તો એ મારી આગળ આવીને રડતી, આપ જેવા સુયોગ્ય જમાઈ મળે એવી એની ઉત્કઠા થતી, એમને ખબર હતી કે બાલ્યાવસ્થાથીજ હું તમને ચાહતી હતી, એના સિવાય બીજા કોઇને ખબર નહોતી,એવી સ્નેહાળ માતાની વિદાય લીધા વગર હું ચાલી આવી એ મને સાલે છે.

સ્વામીનાથ ! રાતદિવસ એ ચિન્તા મને બાળી નાખે છે. વિધાતાએ આટલા બધા સુખમાં આવું દુ.ખ પણ મારે સારૂ શામાટે નિર્માણ કર્યુ હશે ? મારી એક ઇચ્છાએજ છે કે હવે તો એકવાર કનોજ જઈ પિતાજીના ચરણમા પડુ. એ લાત મારે, અપમાન કરે તો સહન કરૂં, અને બે હાથ જોડીને વિનતિ કરૂ કે " બાપુ ! ક્ષમા કરો. ક્ષમા કરો. આપના ચરણ કમળમા મને સ્થાન આપો. "

સતી શાન્ત રહી. એના કમળનયનમાથી અશ્રુધારા દડ દડ વહેતી હતી. પૃથ્વીરાજે તેને પોતાની તરફ ખેચી, હૃદય સરસી ચાપી નેત્રના આંસુ લૂછી નાખ્યા, અને એક સ્નેહચુબન દઈ બોલ્યો " પ્રાણાધિકે ! આમ દિલગીર ન થા તારૂ બધું દુઃખ શમાવી દે. તારા નયનમાંનું એકે એક અશ્રુબિન્દુ

તીક્ષ્ણ બાણની પેઠે મારા હૃદયને વીંધી નાખે છે. વિધાતાની આજ્ઞા લોપવાની શક્તિ કોનામાં છે? જયચંદ અને હું જન્મથીજ શત્રુ થોડા હતા. અમે તો એક બીજાને ચાહતા હતા, પણ કોણ જાણે દાદાજીને દિલ્હીનો વારસ મને બનાવવાનું શાથી સુઝયું? અને મેં શા સારૂ એ દાન ગ્રહણ કર્યું? વહાલી! હું સાચું કહું છું, કે આવી સો દિલ્હી એક તરફ છે અને બીજી તરફ તું છે. તારી પ્રસન્નતા ખાતર, હું રાજપાટનો ત્યાગ કરવા તૈયાર છું, ઝુંપડીમાં રહેવાનું અને કંદમૂળ ખાઈને જીવન ગાળવાનું હું તારી સાથે તો પસંદ કરીશ તને તૃપ્ત કરવા હું ગમે તે કરવા તૈયાર છું; પણ હવે કાંઈ ઉપાયજ નથી. જયચંદનો સ્વભાવ હું જાણું છું હવે હું દિલ્હી પાછી આપવા માગું તોપણ એ લેનાર નથી તારા પિતા એ મારે પણ પિતા સમાન છે. એમના પગની ઠોકરને પણ હું આશીર્વાદ ગણવા તૈયાર થાઉં; પણ પ્રિયે! કેમ વિસરી જાઓ છો, કે જેવી રીતે એ કનોજના અધીશ્વર છે તેવીજ રીતે હું દિલ્હીશ્વર છું

સમગ્ર ચોહાણ વીરો મારા પક્ષમાં છે શૌર્ય અને વીર્યમાં તેમની બરોબરી કરે એવા કોઈ નથી. એમની ખાત્રી છે કે, મેં જે કાંઈ કામ કર્યું છે તે વ્યાજબી છે. હું હવે જયચંદને નમું તો તેઓ મારે માટે શું ધારશે? પ્રિયે! મેં સાંભળ્યું છે કે તારા પિતા મને સજા કરવા માટે બહુ તૈયારી કરી રહ્યા છે, મને હાનિ પહોંચાડવા સારૂ એ ગમે તેવા અધમ ઉપાય લેવાને પણ એ તૈયાર થયા છે. જે મુસલમાનોને હું બે વાર વીરતાથી હરાવીને પાછા કહાડી ચૂકયો છું, તેની સાથે એ ગુપ્તપણે મસલત કરી રહ્યા છે એવા સંયોગોમાં જો હું દિલ્હીના રાજાતરીકે તારા પિતાની માફી માગું, તેને મનાવવા પ્રયત્ન કરૂં તો લોકો કહેશે કે યવનોના ભયથી પ્રાણ બચાવવા સારૂ પૃથ્વીરાજ કનોજનો દાસ બન્યો, અને સ્વતંત્રતા ખોઈ. એ અપમાન હું કેવી રીતે સાંખી શકું!! વહાલી! તારા મનની સ્થિતિનું પણ હું અનુમાન કરી શકું છું. તને એકલી પિતાની પાસે મોકલતાં મારો જીવ ચાલતો નથી. મારી ખાત્રી છે કે નિર્દય જયચંદ તારૂં અપમાનજ કરશે. અભિમાનથી એ મસ્ત થયેલો છે, તારા દેખતા એ મને ગાળો ભાંડશે, મારી નિંદા કરશે. મારી પતિપરાયણા સંયુકતા એ વચનોને કેવી રીતે સાંખી શકશે? મને ભય રહે છે કે તમને કનોજ મોકલતા રખે દક્ષને ઘેર યજ્ઞ સમયે થઈ હતી એજ સતી–લીલા પાછી કનોજના રાજમહેલમાં ન થાય!

તું કેવળ રાઠોડ–દુહિતાજ નથી. ચોહાણોની રાણી, દિલ્હીની અધીશ્વરી છે. તારે માટે બન્ને પક્ષ સરખા છે. વિચાર કરી જો. કોનો વાંક છે તે ધ્યાનમા લે. હૃદયના બધા કોમળ ભાવને શમાવી શાન્ત થા ”

સતી ઉત્તર આપી શકી નહિ. પૃથ્વીરાજ પણ શાન્ત થયો. ઇન્દ્રસમ પતિ પ્રાપ્ત કરી સ્વર્ગસુખમા મહાલતી દેવી સંયુક્તાના હૃદયમા પિતૃભક્તિના ભાવને લીધે કેટલુ દુઃખ થઇ રહ્યું હતું તેનો ભાસ કરાવવાજ અમે આ પ્રસંગનો ઉલ્લેખ કર્યો છે પરમાત્માની લીલા વિચિત્ર છે સંપૂર્ણ સુખ કે સંપૂર્ણ દુ.ખ કહીંજ દીઠામાં નથી આવતું.

પૃથ્વીરાજના જીવનને ભારતના સૌભાગ્યના ઇતિહાસ સાથે ઘણો ગાઢો સંબંધ છે ભારતના અધઃપતનનું, એક મુખ્ય પ્રકરણ સંયુક્તાહરણથી શરૂ થાય છે. કુસંપે એ સમયે ભારતમા ઘર ઘાલ્યુ હતુ. જયચંદ અને પૃથ્વીરાજ આંધળા બનીને એક બીજાનું વેર લેવા તૈયાર થઈ ગયા હતા, સારાખોટાનો વિવેક તેમને રહ્યોજ નહોતો. જયચંદે સ્વદેશભક્તિનેતિલાંજલિ આપી હતી પૃથ્વીરાજ વીરતા અને બુદ્ધિમત્તાથી વિભૂષિત હોવા છતા પણ અતિ વિલાસી બન્યો હતો. રાસોમા લખ્યુ છે, કે પૃથ્વીરાજે અગિયાર વાર લગ્ન કર્યાં હતા, અને દરેક લગ્નમા બેચાર હજાર મનુષ્યોની પ્રાણાહુતિ દેવાનો પ્રસંગ આવ્યો હતો અનેક પત્નીઓ હોવાથી રાજમહેલમા જે દ્વેષ, કુસંપ અને ખટપટ સ્વાભાવિક રીતેજ ઉભા થાય છે તેનાથી પૃથ્વીરાજ બચ્યો નહોતો. વળી પૃથ્વીરાજમાં પોતના બળ અને પરાક્રમ માટે વધારે પડતું અભિમાન આવી ગયુ હતું અભિમાન આવવું સ્વાભાવિક પણ હતુ, કેમકે એણે પહેલા કેટલીક વાર શાહબુદ્દીનનો પરાજય કરી તેને નસાડી મૂકયો હતો મુસલમાનોનો પરાજય કરવો એ એને માટે રમત વાત હતી

પૃથ્વીરાજના અનેક વીર સામન્તો બીજા નાના મોટાં યુદ્ધોમા પરલોક સીધાવી ચૂકયા હતા, છતા એ સમયમા ભારતભૂમિ વીર–શૂન્યા નહોતી થઈ ગઇ, હથિયારબંધીનો કાયદો એ સમયે દેશમા નહોતો એ સમયે લોકોમા જીવન હતુ. સ્વતંત્રતાનો પ્રેમ હતો. અનેક રાજપૂત યુવકો દેશની સ્વતંત્રતા માટે દેહ અર્પણ કરવા તૈયાર હતા. હાય ! પરન્તુ વીર પૃથ્વીરાજની શી દશા હતી ! સંયુકતાના પ્રેમપાશમાં એ એવો સપડાયો હતો, કે રાજકાજમા ધ્યાન આપવું તદ્દન છોડી દીધું હતુ. સામન્તોને મળવાનું અને

દેશની સ્થિતિથી જાણીતા થવાનું પણ બંધ કર્યું હતું. રૈયતને રાજાનાં દર્શન નહોતાં થતાં. એમનું દુઃખ રાજાને કાને નહોતું પહોચતું. પ્રજામાં અસંતોષ ફેલાવા માડયો હતો પૃથ્વીરાજ રાતદિવસ સંયુક્તા સાથે રંગમહેલમાંજ પડયો રહેતો હતો. 'રાસો ' મા ચન્દ લખે છે, કે પૃથ્વીરાજ એ સમયે કર્તવ્યહીન થઇ ગયો હતો.

પેલી તરફ ગીઝનીમાં શાહબુદ્દીન મહમદ ગોરી અપમાનનો બદલો લેવા સદા તૈયાર રહેતો હતો એના દૂતો ગુપ્તવેશમા દિલ્હીમા ફરતા, અને પૃથ્વીરાજની બધી હકીકત પોતાના બાદશાહને લખી જણાવતા. બાદશાહ સમજી ગયો, કે પૃથ્વીરાજે કરેલા અપમાન અને પરાજયનો બદલો લેવાનો આજ ખરો સમય છે. રાજાઓમા કુસંપ છે, અને પૃથ્વીરાજ વિલાસમગ્ન છે. એણે તરતજ સૈન્ય એકઠું કરવા માડયું અને થોડાકજ દિવસમા એક પ્રચંડ સૈન્યસહિત દિલ્હી તરફ પ્રયાણ કર્યું જયચંદ આ વખતે અંદરખાનેથી શહાબુદ્દીનની મદદે હતો. ભારતનું ભાગ્ય ફૂટયું હતું. એના ઘોર દુર્દિનનો સમય આવી પહોચ્યો હતો

પૃથ્વીરાજના સામન્તો દેશરક્ષાની તૈયારીમા ગુથાયા; પણ પૃથ્વીરાજ પોતે તો વિલાસમાજ લીન હતો ચંદે તેને ચેતવણી આપી પણ રાજાએ તેને ગણકારી નહિ.

આખરે એ સમાચાર પૃથ્વીરાજના બનેવી રાવળ સમરસિંહજીને પણ પહોચ્યા. એમ પણ કહેવાય છે કે, એમણે એક ભયંકર સ્વપ્ન જોયું હતું, જેથી એમની ખાત્રી થઇ ગઇ હતી કે ભારતના અધઃપતનનો દિવસ પાસે આવી પહોચ્યો છે. પૃથ્વીરાજ પ્રત્યેના સ્નેહને લીધે એ પુત્રને રાજકારભાર સોંપીને પુષ્કળ સૈન્યસહિત, દિલ્હીનું રક્ષણ કરવા સારૂ જઈ પહોચ્યા. મહેલોમા પડેલા પૃથ્વીરાજને એમનું સ્વાગત કરવાનું પણ ભાન નહોતું, સંયુક્તા ચતુર સ્ત્રી હતી. એણે માણસ મોકલીને સમરસિંહનો યોગ્ય સત્કાર કર્યો આખરે પૃથ્વીરાજને પણ સમરસિંહને મળવા સારૂ આવવું પડયું, બહાર આવ્યા પછી સમરસિંહ તથા પોતાના સામન્તોને મુખેથી દેશની ખરી સ્થિતિનો પરિચય મળ્યો. પોતાની ભૂલને માટે એને કાંઈ પસ્તાવો થયો. આજ એ મહાવીર કાંઇક મુંઝાયો પણ ખરો; પરંતુ નામ પ્રમાણે ગુણ ધરાવનાર સમરનીતિવિશારદ સમરસિંહે તેને આશ્વાસન આપ્યું, કે ગભરાવા જેવું કાંઇ નથી. ચિતોડ, અજમેર, અને દિલ્હીની ત્રણ સેનાઓ

સજ્જ થઇને યવનદળને રોકશે આપણા સૈનિકો ઘણા વીર છે. વિજય આપણોજ થશે. પછી જરા હસીને કહ્યુ 'પૃથ્વીરાજ ! ભય છે તો એક વાતનો છે નાની રાણી તમને નહિ છોડે તો પછી તમે રણક્ષેત્રમા કેવી રીતે જઇ શકશો ? મને તો લાગે છે કે તમે એને સાથે લઈનેજ યુદ્ધક્ષેત્રમાં જાઓ તો ઘણુ સારૂં." પૃથ્વીરાજે કહ્યુ "મશ્કરી કરવી રહેવા દો. પૃથ્વીરાજ સમરાંગણમા કદિ પીઠ બતાવનાર નથી. તમે યુદ્ધની તૈયારી કરો. તમારા જેવા અનુભવીની સહાયતા છે તો વિજય આપણોજ છે. હુ હમણા આવું છુ."

એટલુ કહી પૃથ્વીરાજ અંત:પુરમા ગયો ત્યા ઉદ્યાનમા સંયુક્તા એકલી બેસીને સુંદર પુષ્પહાર પોતાના કોમળ કરવડે ગુંથી રહી હતી. એની પાસે ઢાલતલવાર તથા ધનુષબાણુ પડેલા હતા. પૃથ્વીરાજ એકીટશે તેની તરફ ઘણી વાર સુધી જોઇ રહ્યો, અને પછી પૂછવા લાગ્યો "પ્રિયે ! આજ આ શો ધંધો માંડયો છે ? એક તરફથી કોમળ હસ્તવડે ફૂલ ગુંથી રહી છે, બીજી તરફ ઢાલતલવાર પડયા છે. આ વિચિત્ર તૈયારી કોને માટે છે ?"

સતીએ કહ્યુ "પ્રાણનાથ ! કિશોરાવસ્થાથી મને એક અભિલાષ હતો, કે મારે પોતાને હાથે સજાવીને તમને રણક્ષેત્રમા મોકલુ. એટલા માટે આજ મારે હાથે ધાર કહાડીને આ તલવાર તથા ભાલાને તૈયાર કર્યા છે. રણ-ભૂમિની યાત્રાએ આપ કાલે નીકળશો તે સમયે પહેરાવવાને આ પુષ્પમાળા ગુંથી રહી છુ એ વખતે મારે હાથે તમને ઢાલતલવાર ધારણ કરાવીશ તથા મારે હાથે ચાલ્લો કરી, મુગટ પહેરાવી પ્રસન્નમુખે વિદાય કરીશ વીર ચૂડામણિ ! દાસીનો એ અભિલાષ કાલે પૂરો પાડવો પડશે. તમે રણ ભૂમિમા જઇને તુર્કોને નસાડી મૂકો એ દિવસ ફરી ફરીને નથી આવવાનો.

પૃથ્વીરાજે કહ્યુ "વહાલી ! તારો અભિલાષ પૂર્ણ થશે, પણ આ વખતે હુ વહેલો પાછો નહિ ફરી શકુ. ઇસ્લામના ધર્માનુયાયીઓ આર્યાવર્તમા રાજ્યની સ્થાપના કરવા માગે છે. આ વખતે શત્રુઓને ખબર પડી ગઇ છે, કે ન્યાતજાતના ભેદ, અને કુટુંબકલેશને લીધે રાજપૂત જાતિ દુર્બળ થઇ ગઇ છે. રાજપુતોનો સમૂળગો નાશ નહિ કરે ત્યાંસુધી મુસલમાનોને હવે ચેન પડવાનુ નથી. આ વખતનુ યુદ્ધ જેવું તેવું નથી આ વખતે મને રણ-ક્ષેત્રમા લાંબો વખત લાગશે મારી ઇચ્છા છે કે એટલો સમય તારે રાજકાર્ય સંભાળવુ. સુયોગ્ય સચિવોની સલાહ લઇને સમયોચિત આજ્ઞાઓ જારી રાખવી આવા અણીના વખતમા પ્રજાને સંતુષ્ટ રાખવી એ ઘણુ જરૂરનું છે.

મારી લાડકી પ્રજાને ભય કે અસંતોષનુ કાંઈ પણ કારણ ન મળે તેની તુ ખાસ કાળજી રાખજે. પ્રજાની જનની થઈને તુ એમના દુ:ખને દૂર કરજે. બાલ્યાવસ્થામા તને સારૂં શિક્ષણ મળ્યું છે. રાજનીતિમા તું નિપુણ છે. એ જ્ઞાનનો ઉપયોગ કરવાનો આ સમય છે. જે મહાન કાર્યનો ભાર હું તારા હાથમા સોપુ છું તેને પાર ઉતારજે."

સંયુક્તા બોલી "આપે મારે માથે આવી ગભીર જવાબદારી મૂકી તેથી હુ કૃતાર્થ થઈ છુ. આપનો આદેશ હું જીવસટે પાલન કરીશ."

ત્યાર પછી બન્ને મંદિરમા ગયા અને ઈષ્ટદેવતાને પ્રણામ કર્યા. સંયુક્તાએ પોતાને હાથે સ્વામીને લડાઈનો પોશાક પહેરાવ્યો યુદ્ધક્ષેત્રમા ગયા પછી રખે સ્વામીનું ચિત્ત દુર્બળ થાય, રખે એ પ્રિયતમા પત્નીના પ્રેમની ખાતર યુદ્ધક્ષેત્રમા ક્ષત્રીઓને છાજે એટલી વીરતા ન બતાવે,અને રખે રાજાની માફક રાજધર્મનું પાલન કરતા સંકોચ પામે; એવા વિચારથી વિદાય થતી વખતે સંયુક્તાએ સ્વામીને કહ્યુ 'પ્રાણુનાથ! દેશરક્ષાને સારૂ, રાજધર્મના પાલન સારૂ, અને વીરકીર્તિ મેળવવા સારૂ યુદ્ધક્ષેત્રમા પ્રાણુ આપવો પડે, તો તે પણ ખુશીથી આપજો. મોત એક દિવસ જરૂર આવવાનું છે. આ સુંદર હૃષ્ટપુષ્ટ દેહ, આ રાજ્યની સાહેબી અને ભોગવિલાસ એ બધાનો ત્યાગ કરીને, મૃત્યુના કઠોર અને અકસ્માત ઘાથી આત્મા એક દિવસ જરૂર ચાલ્યો જવાનો છે, તો પછી યુદ્ધક્ષેત્રમાં વીરધર્મનું પાલન કરતા કરતા શા માટે ન મરવું? તમારૂં રાજ્ય, ધન, વૈભવ, યૌવન અને સર્વ કાંઈ એક દિવસ નાશ પામશે, પણ તમે જો વીરતાથી યુદ્ધ કરશો તો તમારી એ કીર્તિ કદિ નાશ પામવાની નથી. કોઈ પણ જાતના નાશવંત પાર્થિવ સુખની આશામા અમર કીર્તિ ગુમાવશો નહિ જાઓ, પ્રફુલ્લ હૃદયે તેજસ્વિતા દર્શાવતા યુદ્ધમા સિધાવો. દેવતાઓની કૃપાથી તમારી તલવાર શત્રુઓના ટુકડે ટુકડા કરી નાખશે, તમારા યુદ્ધક્ષેત્રમા શત્રુઓના લોહીની નદી વહેશે, તમારો દેહ હોળીમા ખેલેલા ફાગની પેઠે શત્રુઓના લોહીથી રંગાઈ જશે. જાઓ! વહાલા જાઓ! વિજયના ગૌરવથી દીપ્તિમાન થઈને શત્રુઓના લોહીથી ખરડાએલા હાથે કુળદેવતાના ચરણુમા પ્રણામ કરજો શત્રુઓના વિનાશથી સંતુષ્ટ થનાર કુળદેવતા તમને આશીર્વાદ આપજો!'

યુદ્ધનો દિવસ પણ આવી પહોંચ્યો; યુદ્ધમા જતી વખતે પત્નીનાં વીરતાભર્યાં વાકયોથી ઉત્તેજીત થઈને પૃથ્વીરાજે સમરસિંહને સાથે લઈને

પૂર્ણ પરાક્રમ પૂર્વક રણક્ષેત્રમા પ્રવેશ કર્યો, એ બન્ને વીર રાજાઓના પરાક્રમથી શહાબુદ્દીનની સેનાનો પૂર્ણ પરાજય થયો, અને બાદશાહ પોતે કેદ પકડાયો. એ સમયના રાજપૂતો ઉદાર હૃદયના હતા. વીરશત્રુનો યોગ્ય આદર કરી જાણતા હતા. કેદી સુલતાન જ્યારે પૃથ્વીરાજના દરબારમા આવ્યો ત્યારે પૃથ્વીરાજ ઉઠીને સામો ગયો, અને તેની બેડીઓ ખોલી નાખીને બોલ્યો 'સુલતાન! યુદ્ધમા તમારો પરાજય થયો છે ખરો, પણ હિન્દુઓ વીરત્વની મર્યાદા ભૂલ્યા નથી. વીરતાનો આદર કરતા તેમને આવડે છે તમે મહા પરાક્રમી યોદ્ધા છો. તમારી રણકુશળતા જોઈને હુ મુગ્ધ થઈ ગયો છું. હુ વિજેતા છુ, તમે બન્દીવાન છો, પણ તેથી હુ તમારી ઈજ્જત ઓછી કરનાર નથી હિન્દુનું હૃદય ક્ષમાથી પરિપૂર્ણ હોય છે, આપ મારી સાથે સન્ધિ કરીને સુખે સ્વદેશ સીધાવો.'

શહાબુદ્દીન પાસેથી ખંડણીતરીકે ૮૦૦૦ ઘોડા લઇ પૃથ્વીરાજે તેને છોડી મૂકયો. "આ પ્રસંગે રાજપૂતોનુ ખરૂ ક્ષાત્રતેજ અને યુદ્ધકૌશલ્ય મુસલમાનોના જાણવામાં આવ્યા. પરાજયથી શહાબુદ્દીન અત્યંત દુઃખી થઈને ત્વરાથી સિન્ધુ નદી ઉતરીને ગિજની ગયો. ત્યા બહારથી ખુશ ખુશાલીમા રહીને પોતે હિન્દુસ્થાન માટે પરવા કરતો નથી એવું દેખાડવા લાગ્યો, પરંતુ અંદરખાનેથી તે અત્યંત ધુંધવાઇ રહ્યો હતો. તેણે એક વખત પોતાના પ્રધાનને કહ્યું કે મને સ્વસ્થ નિદ્રા કદિ પણ આવતી નથી ઉંઘતો હોઉં કે જાગતો હોઉં પરંતુ ફિકર અને દુઃખનો ડુંગર મારી આસપાસ થયેલો હું જોઉં છું." (રા. સર દેસાઇકૃત મુસલમાની રિસાયત)

આ યુદ્ધને પાણિપતનું પ્રથમ યુદ્ધ કહે છે. એ ઇ૦ સ૦ ૧૧૯૧ માં પાણિપતની પાસે કર્નાલની ઉત્તરે નારાયણ ગામમાં થયું હતું.* આ યુદ્ધમા પૃથ્વીરાજનું ગૌરવ વધ્યું, પણ તે જયચંદથી સાંખી શકાયું નહિ. પૃથ્વીરાજનો

* કેટલાક માને છે કે આ યુદ્ધ સંયુકતાહરણની પૂર્વે થયુ હતુ, અને જે યુદ્ધમાં સંયુકતાએ પતિને વીર વેશમા સમજાવીને વિદાય કર્યો તે શહાબુદ્દીન સાથેનુ બીજુ યુદ્ધ હતુ અસ્તુ! સંયુકતાની પતિભકિત વીરપત્નીને છાજે એવા ગુણની સાક્ષીતો એ પ્રસંગમાથી મળીજ આવે છે ઈંપીરિયલ ગેઝેટિયરમા લખ્યુ છે, કે પૃથ્વીરાજનુ સૌથી પહેલુ મોટુ કામ સંયુકતાહરણુજ હતુ એ મત ખરો હોય તો પાણીપતના યુદ્ધ સમયે સંયુકતાનુ પતિને વિદાય કરવા હાજર રહેવુ સંભવિતજ ગણાય (રા. રમણલાલ દેસાઇકૃત 'સંયુકતા' નાટક)

નાશ હરેક રીતે કરવાની તે તજવીજમા પડયો. વૈરાગ્નિ તેના હૃદયમા ભડ ભડ સળગવા લાગ્યો. પૃથ્વીરાજનો બદલો લેવાને તેણે અધમમા અધમ સંકલ્પ કર્યો. એણે શહાબુદ્દીનની પાસે માણસ મોકલીને ભારતવર્ષ ઉપર પુનઃ આક્રમણ કરવાની યાચના કરી, અને ખાત્રી આપી કે આ વખતે હું ખુલ્લી રીતે ધન, શસ્ત્ર, હાથી, ઘોડા, તથા સૈનિકની મદદ આપીશ.

જયચંદના આમ ત્રણથી ઉત્સાહિત થઇને શહાબુદ્દીને ફરીથી ભારતવર્ષ ઉપર ચઢાઈ કરી. જયચંદ તેની સાથે આવ્યો પૃથ્વીરાજ અને સંયુકતાએ જયચંદના આ દુષ્ટ કૃત્યની વાત જ્યારે સાંભળી ત્યારે તેમને ઘણોજ કલેશ થયો, સંયુકતાને તો ઘણી શરમ આવી અને એમ થવા લાગ્યું કે પિતાનું આવુ અધમ કૃત્ય જોવા પહેલા વિધાતા મોત આપે તો સારૂં. પિતાને છેલ્લી વાર સમજાવી દેશદ્રોહનુ મહાન પાપ કરતા રોકવાના ઇરાદાથી સંયુકતા રાત્રે છાનીમાની જયચંદના તંબુમા ગઈ. ત્યા જઇ એણે પિતાને મુસલમાનોના પડખે ન ઉભા રહેવાની ઘણી સલાહ આપી. એણે કહ્યું "પિતાજી! આપ માતૃભૂમિને નથી ઓળખતા તેથીજ માતૃભૂમિના અંગેઅંગ છિન્ન-ભિન્ન થવા બેઠા છે. દિલ્લી અને કનોજ જૂદા છે, પરંતુ તે એકજ માતૃભૂમિને ખોળે વિરાજેલા છે ચોહાણ અને રાઠોડ લઢે છે, વઢે છે, પરંતુ એકજ માતૃભૂમિના ધાવણથી ઉછરેલા એ સંતાનો છે. એ સંતાનો ભલે લઢે, વઢે, કપાઇ મરે, પરંતુ ભાઇઓના લોહી રેડવા પરધર્મી પારકાઓને નોતરવા એ પાપ જોયુ જતુંજ નથી પિતાજી! પાંડવકૌરવ લઢયા પણ તેમણે પરધર્મીઓના હાથમા યુદ્ધનું સુકાન સોંપ્યું ન હતું આપે આજ યુદ્ધની બધી બાજી મ્લેચ્છોને સોંપી દીધી છે એ તમારા સેવક થઈ તમારી પાસે નથી આવતા, પરંતુ તમે દાસભાવથી તેમને આવકાર આપતા તેમની સામે જાઓ છો. કદાચ એક દિલ્હી આપને મળશે, પરંતુ એ અને એવી સેંકડો દિલ્હીઓ મુસલમાનોને હસ્તક જશે એનો કાંઇ વિચાર કર્યો ? દિલ્હી લેતાં તમે દિલ્હી અપાવનારના દાસ થઈ રહેશો એ ભૂલશો નહિ; અને દાસ થયા એટલે દિલ્હી ગયું, કનોજે ગયું, અને ભારતભૂમિ–માતૃભૂમિએ ગઈ માનજો."

જયચંદે કહ્યું "પછી હું મારા બાહુબળથી મ્લેચ્છોને કાઢી મૂકીશ."

સંયુકતા:–પછી એ બાહુમા બળ નથી રહેવાનુ ! આજ પણ આપના બાહુનુ બળ મને ખુટયું દેખાય છે. નહિ તો એકલાજ લઢી લેવાને બદલે પરદેશીઓને કેમ આમંત્રણ આપો ? જે બાહુ બીજાનો આધાર માગે એમાં

આપને બળ રહેલુ ક્યા દેખાય છે ? જ્યાં સહાય માગવાની વૃત્તિ થઈ ત્યા જાણવું કે બળ ઓસરવા માંડયા, અને પરાધીનતા પેસવા માડી

હાય ! ભારતના દુર્ભાગ્યને લીધે જયચંદના કઠોર હૃદય ઉપર પુત્રીની આવી સચોટ દલીલોની પણ કાંઇ અસર થઇ નહિ તેણે પૃથ્વીરાજને માટે અનેક અનુચિત શબ્દોનો પ્રયોગ કર્યો, અને અપમાનસહિત સંયુકતાને તખુમાથી કાઢી મૂકી.

સવારે તિરૌરીના મેદાનમા રણશીંગડા વાગવા લાગ્યાં. રાજદુહિતા અને રાજમહિષી સંયુકતા આ યુદ્ધની ભયંકરતાનું ખરૂ માપ કાઢી શકી હતી. જે યુદ્ધમા અનેક કુલાગાર ભારતવાસીઓ શત્રુના પક્ષમા સામિલ થયા હતા, તે યુદ્ધમા વિજય મેળવવો એ સહેલુ નહોતુ એમ એ સમજી શકતી હતી. એનું નારીહૃદય એમ પણ શંકા કરવા લાગ્યુ હતુ કે જયચંદ જેવા વીર પુરુષને આવી વિપરીત મતિ સૂઝી છે તો દેશનો વિનાશકાળ પણ જરૂર નિકટ છે. આવી શંકાઓથી પ્રેરાઇ સંયુકતા નવગ્રહના પૂજન અને શાન્તિ સ્વસ્ત્યયન વગેરે ધર્મકાર્યમા રાતદિન નિમગ્ન રહેતી હતી. ભગવાનની પૂજા અને પ્રાર્થના કરીને આ વખતે પણ સંયુકતાએ પોતાને હાથે પતિને યુદ્ધના પોશાકમા સજાવ્યો હતો, અને કહ્યુ હતું " પ્રાણેશ્વર ! યુદ્ધમા જય મેળવીને વહેલા વહેલા પાછા સીધાવજો. ચક્રપાણિ ગદાધર દેવ તમારૂ રક્ષણ કરજો મારા તરફની કોઇ ચિન્તા ન કરશો. મારા ભાગ્યદોષ વડે, ન કરે નારાયણ ને કાંઈ અમંગળ થશે, તો આ દુનિયામા હુ વધારે વાર ટકીશ નહિ હું તરતજ આપને સૂર્ય લોકમા આવીને મળીશ કે જ્યા ફરીથી કદિ વિચ્છેદ અને વિયોગનુ દુઃખ સહન કરવું પડતું નથી આ યોગિનીપુર દિલ્હીમા એક ક્ષણભર હુ જીવન ધારણ નહિ કરૂ વહાલા ! વિદાય થાઓ શત્રુઓનો સંહાર કરી જલદી પાછા ફરો "

અશ્રુભર્યાં નયને વીર પૃથ્વીરાજે પ્રિયાને હૃદય સરસી ચાંપીને પ્રેમપૂર્વક ચુંબન કર્યું, અને વિદાય થયો પાણીપતના મેદાનમાજ મુસલમાનોને રોકવાનો એનો વિચાર હતો આ તરફથી પૃથ્વીરાજની સેના આગળ વધી બીજી તરફથી શહાબુદ્દીનની સેના સામી આવવા લાગી. તરાયનના યુદ્ધ સ્થળમાં બન્ને સેનાએ પડાવ નાખ્યો. હિન્દુઓ સદા ધર્મયુદ્ધ કરતા આવ્યા છે, તેમને અધર્મ યુદ્ધનો કદિ વિચાર પણ આવતો નથી, શહાબુદ્દીન હિન્દુઓનો એ સ્વભાવ જાણતો હતો તેથી તેણે આ વખતે યુકિતથી કામ લીધુ.તેણે એક પત્ર

મોકલીને પૃથ્વીરાજને જણાવ્યુ કે તમે ઈસ્લામ ધર્મનો સ્વીકાર કરો અને રાજ્યનો થોડોક ભાગ મને આપી દો તો હુ સધિ કરવા તૈયાર છું. એનો ઉત્તર પૃથ્વીરાજે ઘણા સખ્ત શબ્દોમાં આપ્યો, અને આગલી લડાઇઓમાં એને કેવી રીતે નાશી જવુ પડયુ હતુ તેનુ સ્મરણ કરાવ્યું, અને સીધી રીતે પાછા ફરવાની સલાહ આપી. હવે શહાબુદ્દીને દગો દેવાની યુક્તિ શોધી કાઢી. એણે ઉત્તર મોકલ્યો કે " બાદશાહ તો મારા ભાઇ છે. હું તો કેવળ તેમના હુકમને તાબે થઇ તેમના સેનાપતિતરીકે આવ્યો છું. એમની મરજી વગર મારાથી પાછા જવાય નહિ. માટે આપ મને થોડીક મુદત આપો હુ એટલી વારમા દૂત મોકલીને બધો વૃત્તાત મારા ભાઈને લખી જણાવું છુ. જ્યાસુધી ઉત્તર પાછો ન ફરે ત્યાસુધી આપણે બન્ને યુદ્ધને બધ રાખીશુ " ભોળો પૃથ્વીરાજ શત્રુની પ્રપંચજાળમા ફસાયો. રાણા સમરસિહની સલાહ યુદ્ધ બધ રાખવાની નહોતી, પણ બીજા સામન્તોને પોતાના બળમા અતિશય વિશ્વાસ હતો, એટલે એમની સલાહ માની પૃથ્વીરાજે થોડા સમય માટે યુદ્ધ મુલતવી રાખવાની આજ્ઞા આપી. સમરસિંહે પોતાના માણસોને ચેતતા રહેવાની સૂચના આપી હતી, કેમકે એમને મુસલમાનો ઉપર વિશ્વાસ નહોતો. રાજપૂતોએ શત્રુ ઉપર આક્રમણ ન કર્યું. શત્રુઓને ચેતવણી આપ્યા વગર ચઢાઇ કરવી એને રાજપૂતો હીન કૃત્ય ગણતા હતા. અસ્તુ ! બન્ને પક્ષ થોડી વાર તો પડાવ નાખીને શાન્ત બેઠા. આ યુદ્ધમા બન્ને પક્ષ તરફથી બહુ મોટી સેના એકઠી થઇ હતી. રાસોમાં તો બહુ અતિશયોક્તિ ભરેલુ વર્ણન છે, પરતુ વિન્સેટ સ્મિથ કહે છે, કે મુસલમાનોની સેના બાર હજાર હતી, હિન્દુઓની સંખ્યા એથી ઘણી વધારે હોવી જોઇએ, પણ એલ્ફિન્સ્ટન સાહેબ લખે છે, કે એ સૈનિકો સુસ્ત, અને નિરાશ હતા. પદ્ધતિસર લશ્કરી તાલીમ તેમને મળી નહોતી.

રાજપૂતો શહાબુદ્દીનના પત્ર ઉપર વિશ્વાસ મૂકીને નિશ્ચિંત બેઠા હતા, એવામાં શહાબુદ્દીને એક રાતે એવી યુક્તિ કરી કે, પોતાના સૈનિકોને તબુની આગળ સળગતી આગ રાખવાની આજ્ઞા આપી, જેથી હિન્દુઓ એમ સમજે કે શત્રુઓ ત્યાજ છે. થયુ પણ એમજ હિન્દુઓ એ આગ જોઇને શત્રુઓ પોતાના તબુમાંજ બેઠા છે એમ માની આનંદ કરવા લાગ્યા. શહાબુદ્દીને એ લાગ જોઇને પોતાની સેનાને તૈયાર થવાને આજ્ઞા આપી, અને વહાણું વાતા પહેલાંજ પૃથ્વીરાજની સેના નિત્યકર્મથી પરવારે તે અગાઉજ

તેના ઉપર અણધાર્યો દગાભર્યો હુમલો કર્યો* રાજપૂતો સમજ્યા કે શત્રુઓએ પ્રપંચ કરીને પોતાને છેતર્યા છે. તરતજ તેઓ સજ્જ થઇને યુદ્ધ કરવા તૈયાર થયા. બન્ને પક્ષ વચ્ચે ઘોર યુદ્ધ જામ્યું. પૃથ્વીરાજ અને સમરસિંહ ઘોડેસ્વાર થઇને જાતે યુદ્ધમા ઉતર્યા હતા અને ફરીને પોતાની સેનાને ઉત્તેજીત કરતા હતા. તબક્કાત-ઈ-નાસિરીમા લખ્યુ છે કે કાશ્મીરની હિન્દુસેના પણ યવનોના પક્ષમા આ યુદ્ધમા પૃથ્વીરાજ સાથે લડી હતી, અને જમ્મૂના નરસિંહદેવને હાથે પૃથ્વીરાજનો મોટો સામન્ત ગોવિંદરાય માર્યો ગયો હતો. રાજપૂતોની સંખ્યા ધીમે ધીમે ઘટવા લાગી એક સ્થળે પૃથ્વીરાજ પણ યવનસેનાથી ચારે તરફથી ઘેરાઈ ગયા. તેમણે અનેકનો સંહાર કર્યો, પણ હવે એમનાથી બહાર નીકળાય એમ નહોતું જેતરાય નામના એક વિશ્વાસુ સામન્તે સમયસૂચકતા વાપરી પૃથ્વીરાજના માથાનુ છત્ર પોતાના ઉપર ધર્યું. જેતરાય માર્યો ગયો, થોડીવારમા ચામુંડરાય પણ પરલોક સીધાવ્યો રાજપૂતોએ ઘણુ પરાક્રમ દાખવ્યું, પ્રાણની મમતા છોડીને યુદ્ધ કરવા માડયુ, પણ ભારતનો સ્વતંત્રતાનો સૂર્ય આજે અસ્ત થવાનો હતો, એટલે લડતા લડતા વીર સમરસિંહ પણ પરલોક સીધાવ્યા, અને સાંજ પડતા પડતા તો ચોહાન વંશનો કુળદીપક, સંયુક્તાનો કંઠહાર, રાજા પૃથ્વીરાજ પણ દેવલોકની યાત્રા કરી ગયો. ઈ૦સ૦ ૧૧૯૨ મા ભારતના દુર્ભાગ્યે આ મહા પરાક્રમી વીર ૪૩ વર્ષની વયે સ્વર્ગમા સીધાવ્યો ભારતની સ્વતંત્રતા એ દિવસથી ગઇ તે ગઈ, ત્યારથી ભારતવાસીના ભાગ્યમા પરાધીન થઇ ટપલા ખાવાનું, અને જીતાયલી હીણ પ્રજાતરીકે અપમાનજ સાખવાનું રહ્યુ છે

પૃથ્વીરાજની અન્તિમ દશાના સંબંધમા ઐતિહાસિકોમા ઘણો મતભેદ છે ચંદકવિના રાસામા પૃથ્વીરાજને કેદ પકડીને શહાબુદ્દીન ગજની લઈ લઈ ગયો, અને ત્યા પૃથ્વીરાજે એકવાર રાજદરબારમા શબ્દવેધી બાણનો પ્રયોગ કરી બતાવતા, ચન્દની સૂચના પ્રમાણે નિશાન તાકીને શહાબુદ્દીનનું તાળવું ફોડી નાખ્યુ અને પછી ચન્દ અને પૃથ્વીરાજ બન્ને પોતાના છરા પેટમા ખોસી દઇને, આત્મહત્યા કરીને મરી ગયા. ઘેરે ઘેર એજ કથા પ્રચલિત છે, પરંતુ ઇતિહાસની દષ્ટિએ 'રાસોનું' સ્થાન બહુ ઉચ્ચ નથી. પૃથ્વીરાજ જેવો વીર સેલાઇથી શત્રુના હાથમા જીવતો સપડાય એ સંભવિત

* જુઓ, ફરિસ્તા અને તબક્કાત-ઇ-નાસિરી.

નહોતું. અનેક અંગ્રેજ તથા મુસલમાન ઇતિહાસ-લેખકોનો અભિપ્રાય એવોજ છે, કે પૃથ્વીરાજ રણક્ષેત્રમાંજ શત્રુઓને હાથે મરણ પામ્યો હતો.અસ્તુ.*

પૃથ્વીરાજના મૃત્યુના એ શોકસમાચાર દિલ્હી પહોચાડવામા આવ્યા. સમાચાર મળતાં વારજ સંયુક્તાએ ચિતા તૈયાર કરાવી, જોત જોતામા ચિતાના અગ્નિની ઝાળ આકાશને સ્પર્શ કરવા લાગી, સંયુક્તાએ રત્નમય અલંકારો ઉતારી દઈને લાલ વસ્ત્ર તથા લાલ પુષ્પની માળા પહેરીને એ અગ્નિમા પ્રવેશ કર્યો જોતજોતામા તેનું લાવણ્યમય કોમળ શરીર ભસ્મીભૂત થઈ ગયુ ”

જાઓ પૃથ્વીરાજ ! જાઓ સંયુક્તા દેવી ! સિધાવો એ પુણ્યલોકમાં કે જ્યા નથી પાપ, તાપ, નથી ધર્મદ્વેષ, નથી જાતિદ્વેષ, કે નથી, ત્યાં પરરાજ્યનો લોભ. એક પુણ્ય ધામમાં નિત્યાનંદ અને નિત્યપ્રેમ વિરાજે છે

પૃથ્વીરાજ સંયુક્તાને છોડીને જેટલા દિવસ રણભુમિમા રહ્યો હતો, તેટલા દિવસ સંયુક્તા કેવળ જળને આધારે રહી હતી. આહાર તેણે બિલકુલ છોડી દીધો હતો ચન્દ કવિના ગ્રંથમાં એક આખા અધ્યાયમા રાણી સંયુક્તાના આ અસાધારણ પાતિવ્રત્યનુ વર્ણન કરેલું છે. પાતિવ્રત્યને માટે સંયુક્તા ઉત્તમ ઉદાહરણરૂપ છે, અને સ્ત્રીઓને માટે સદા પૂજ્ય છે. પતિવ્રતા સતીઓમા તેનુ નામ સદા માનપૂર્વક જળવાઈ રહેશે.

હજુ પણ જૂની દિલ્હીમા સંયુક્તાના સ્મૃતિચિન્હ જણાઇ આવે છે જે કિલ્લો સંયુક્તાનો વિલાસભવન હતો, તે કિલ્લાની એક દીવાલ હજુ મોજૂદ છે, જે મહેલમા સૌભાગ્યવતી સંયુક્તા પતિપ્રેમમા રાતદિવસ લીન રહેતી હતી તે મહેલના થાભલાઓ આજ પણ એ પ્રાચીન નગરીમા દીઠામા આવે છે. કાળના કઠોર આક્રમણથી એ ખંડેરો કોઈ દિવસ જરૂર નાશ પામશે, પરંતુ એ મહેલોની અધિષ્ઠાત્રી રાણી સંયુક્તાની સ્મૃતિ આ જગતમાથી કદિ વિલુપ્ત થશે નહિ. તેની સરળતા, તેનુ પાતિવ્રત્ય, તેની ઉદારતા એ બધા ગુણોને લીધે સદાને માટે તેનું નામ ઇતિહાસમાં અમર રહેશે. ’

---

* વિન્સેન્ટ સ્મિથે સ્પષ્ટ લખ્યુ છે કે પૃથ્વીરાજના ગજનીમાં કેદ રહેવાની અને એને હાથે શહાબુદ્દીનના માર્યા જવાની વાત, તદ્દન જૂઠી છે, કેમકે ઈ૦ સ૦ ૧૨૦૫-૦૬ માં મુલાક જાતિના એક માણસને હાથે એ પંજાબના ઝેલમ જીલામાં એક ગામમાં માર્યો ગયો હતો.

# रत्न १३३ मुं- शशिवृत्ता



એ દેવગિરિના રાજા ભાનુરાય યાદવની કન્યા હતી. એ અનુપમ સૌન્દર્યવતી રમણી હતી. ભાનુરાયની ઈચ્છા એનું લગ્ન જયચન્દના ભત્રીજા વીરચન્દ કમધજ્જની સાથે કરવાની હતી. એટલા માટે એણે પોતાના ગોરની સાથે જયચન્દની પાસે નાળિયેર પણ મોકલી દીધું હતું. એ લઈને ગોર કનોજ ગયો, પરન્તુ શશિવૃત્તા પૃથ્વીરાજની પ્રશંસા સાંભળીને એના ઉપર મુગ્ધ થઈ ગઇ હતી. એણે સંકલ્પ કર્યો હતો, કે વરીશ તો પૃથ્વીરાજનેજ વરીશ, પૃથ્વીરાજને પણ એ સમાચાર પહોચી ગયા હતા.

લગ્નનો સમય પાસે આવ્યો ત્યારે કનોજથી વીરચન્દ પોતાની સેના તથા સામન્તોને લઈને પરણવા સારૂ દેવગિરિ તરફ રવાના થયો એ વૃત્તાત મળતા પૃથ્વીરાજ પણ અનેક સૈનિકોને લઇને એ તરફ રવાના થયો.

શશિવૃત્તાના માતપિતાને જ્યારે કન્યાનો મનોભાવ જાણવામા આવ્યો ત્યારે તેમણે પુત્રીને ઘણું સમજાવી, પરંતુ શશિવૃત્તા જીવ જાય તોપણ વીરચન્દને પરણવા તૈયાર નહોતી તેની એ દશા જોઈને રાજાએ મંત્રીની સલાહ લીધી મંત્રીએ કહ્યુ કે આપ વીરચંદને ચાલ્લો મોકલી ચૂકયા છો માટે હવે એની સાથેજ રાજકુમારીનું લગ્ન કરવું જોઇએ, પરન્તુ પોતાની કન્યા ઉપરની મમતાને લીધે રાજાએ એમ ન કરતા પોતાને હાથે પત્ર લખીને પૃથ્વીરાજને મોકલ્યો. એમા લખ્યું હતું, કે શશિવૃત્તા શિવાલયમા બેઠી હશે આપ આવીને ત્યાથી એને લઇ જશો.

એ સમાચાર મળતાવારજ પૃથ્વીરાજ પોતાની સેનાનો પ્રબન્ધ એક વિશ્વાસુ સામન્તને સોપી, જાતે બે સામન્ત લઈને દેવગિરિ તરફ ગયો. શશિવૃત્તા પણ આતુરતાથી પૃથ્વીરાજની વાટ જોઇ રહી હતી. પૃથ્વીરાજના આવ્યાના સમાચાર એને મળી ચુકયા હતા. એક દિવસ તેણે રાજમહેલમાથી પૃથ્વીરાજને જતા જોયો. પૃથ્વીરાજને પણ ખબર પડી ગઇ, કે પોતાના આવ્યાના સમાચાર રાજકુમારીને પહોચ્યા છે. શશિવૃત્તા બીજે દિવસે પિતાની આજ્ઞા લઇને શિવપૂજન કરવા ગઈ. એની સાથે કમધજ્જ અને શશિવૃત્તાના પિતાની સેના પણ હતી.

પૃથ્વીરાજે આ સમયે યુક્તિ વાપરી. એણે પોતાના સિપાહીઓને યોગીઓના વેશમાં વીરચન્દ્ર કમધજ્જની સેનામા દાખલ કરી દીધા. શસ્ત્રોને છુપાવીને એ લોકો એની સેનામા ઘુસ્યા, બીજી તરફથી પૃથ્વીરાજ પણ અશ્વ ઉપર સ્વાર થઇને મંદિરની પાસે ગયો, અને શશિવૃત્તા મંદિરની બહાર પૂજા કરીને નીકળી એ વખતે તેનો હાથ પકડીને ઘોડા ઉપર બેસાડી ચાલ્યો ગયો.

શશિવૃત્તાનું હરણ થયલુ જોઇ વીરચંદની સેના પૃથ્વીરાજની પછાડી પડી. બન્ને પક્ષ વચ્ચે ઘણું ભારે યુદ્ધ થયું. શશિવૃત્તાનો ભાઇ એ યુદ્ધમા માર્યો ગયો. બન્ને પક્ષના હજારો સૈનિકોનું બલિદાન અપાયા પછી પૃથ્વીરાજ શશિવૃત્તાને લઇને સહીસલામત દિલ્હી પહોચ્યો

સંયુકતાને પૃથ્વીરાજ પરણ્યો ત્યાંસુધી શશિવૃત્તા એના ગળાનો હાર બની રહી હતી. શશિવૃત્તાનો પ્રેમ પતિ ઉપરથી જન્મભર ઓછો થયો નહોતો. સપત્નીઓ સાથે તેની વર્તણુક બેનના જેવી હતી.

શશિવૃત્તાનો વિશેષ વૃત્તાત જાણ્યામાં આવ્યો નથી.

---

## रत्न १३४ मुं–वीर कन्या ताजकुंवर



આ રમણી કાનપુરની પાસે ગંગાકિનારે વસેલા કિસોરા નામના ગામના નાના પણ સ્વતંત્ર ઠાકોર સજ્જનસિંહની કન્યા હતી. તેના ભાઈનુ નામ લક્ષ્મણસિંહ હતું. તાજકુંવર સૌન્દર્યની પ્રતિમા હતી. તેના સૌન્દર્યની પ્રશંસા ચારે તરફ પ્રસરી રહી હતી. એ સમયે મુસલમાન બાદશાહોનો પ્રવેશ હિંદુસ્તાનમા થઈ ચૂકયો હતો. ગંગાની આસપાસના સુંદર મનમોહક પ્રદેશ ઉપર તેમણે અધિકાર મેળવવા માડયો હતો. તાજકુંવરના સૌન્દર્યની વાત મુસલમાન બાદશાહને કાને પણ પહોચી અને તેણે તેને પ્રાપ્ત કરવાનો સંકલ્પ કર્યો. એ જાણતો હતો કે સજ્જનસિંહ ખરો વીર પુરુષ છે જબરદસ્તીથી માગણી કરવા જઈશ તો એ કદિ પોતાની કન્યા આપવાનો નથી, ઉલટું મેં થોડી ઘણી સત્તા હિંદુસ્તાનમા જમાવી છે, તેનો પણ નાશ થશે. એટલા માટે જ્યાંસુધી પોતાની સત્તા ઘણી પ્રબળ ન થાય ત્યાંસુધી એવું સાહસ કરવાનું તેણે મુલતવી રાખ્યુ.

સજ્જનસિંહે પઠાણો સાથે અનેક વાર યુદ્ધ કરીને કિસોરા સંસ્થાનનો બચાવ કર્યો હતો. એક વખત કાનપુર જીતવા જતી ફોજમાની અડધી ટુકડીએ નાનકડા કિસોરા ઉપર હુમલો કર્યો હતો, પણ સજ્જનસિંહના પરાક્રમ અને સાહસ આગળ એ ગંજાવર સૈન્યનુ પણ કાંઇ વળ્યુ નહિ આ પ્રમાણે કિસોરાનુ નાનુ રાજ્ય પોતાની સ્વતંત્રતા ટકાવી શક્યુ હતુ એ રાજ્ય નાનુ પણ ફળદ્રૂપ હતુ, કારણ કે ગંગા નદીનો જળપ્રવાહ કિસોરાની ઘણીજ પાસે થઇને વહેતો હતો, એને લીધેજ કિસોરાની સમૃદ્ધિ હતી

સજ્જનસિંહે કિસોરા શહેરને એક મજબૂત કોટ બંધાવ્યો હતો, અને લશ્કરી બંદોબસ્ત પણ ઘણો સારો રાખ્યો હતો પઠાણોએ તેને જીતવાને ઘણાએ પ્રયત્નો કર્યા હતા, પણ પોતાની હયાતિમા કિસોરાનું સ્વાતંત્ર્ય નહિ ગુમાવવાનો સજ્જનસિંહે સંકલ્પ કર્યો હતો

એવા તેજસ્વી રાજપૂત વીરના સંતાન પણ તેજસ્વીજ હતા લક્ષ્મણસિંહ પણ વીરોચિત ગુણોમા પિતાના જેવોજ હતો. કન્યા તાજકુંવરે પણ ક્ષાત્ર-કર્મમા પૂરૂં નૈપુણ્ય પ્રાપ્ત કર્યું હતું તીર ચલાવવામા એ એવી નિપુણ હતી કે પૌરાણિક યુગના શરસંધાનમા એક્કા ગણાતા યોદ્ધાઓનું તે સ્મરણ કરાવતી ક્ષત્રીઓ તેને ઘણુંજ સન્માન આપતા અને દેવકન્યા સમાન ગણતા. એક પ્રસંગે એ પણ મુસલમાનો સાથે યુદ્ધ કરવા ગઈ હતી, એ યુદ્ધમા તેને વિજય મળ્યો હતો કિસોરાના દરવાજા આગળ ડાબા હાથમા શત્રુના લોહીથી ખરડાયેલો લાંબો ભાલો પકડીને અને જમણા હાથમા રક્તમાંસથી તરબોળ થઇ ગયેલી તલવાર પકડીને ઘોડા ઉપર સવાર થયેલી એ દેવકન્યાને જોઇને કિસોરાની પ્રજાએ જયજયકાર કરી મૂક્યો હતો

લક્ષ્મણસિંહ અને તાજકુંવરની માતા તેમને નાના મૂકીનેજ મરણ પામી હતી ત્યારથી એ બન્ને ભાઇબેન સંપસંપીને આનંદપૂર્વક રહ્યા હતા. મૃગયાનો બન્નેને ઘણો શોખ લાગ્યો હતો.

એક દિવસ સૂર્યાસ્ત થવાને એકાદ કલાકની વાર હતી એવે સમયે હથિયાર સજીને એ ભાઇ બેન, પિતાની આજ્ઞા લઇને ગંગાની આસાપાસના પ્રદેશમા શિકાર રમવા ગયા હતા કિસોરાના જે પ્રદેશમા થઇને ગંગાનો પુણ્ય પ્રવાહ વહી રહ્યો છે, તે પ્રદેશમા બન્ને જણાં વાતો કરતા કરતાં ધીમે ધીમે ઘોડેસવાર થઇને જતા હતાં.વાયુની ઠંડી લહેરોનું સેવન કરતા કરતા બન્ને જણાં એક નાળા આગળ આવી પહોચ્યાં. એ સમયે બન્નેની વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઇ રહી હતી.

લક્ષ્મણસિંહ:-કેમ બેન ! તુ એમ કહે છે કે તું મારા કરતા વધારે પઠાણોને ઠાર મારીશ ?

તાજકુંવર -હા, અવશ્ય ! હું તમારા કરતા વધારેનેજ મારીશ.

લક્ષ્મણસિંહ.-પણ બેન તને હજી પુરુષોના બળની ખબર નથી.

તાજકુંવર:-ત્યારે તમે મને બિલકુલ નિર્બળ સમજો છો, ભાઇ ! ખરેખાત હું તમારા કરતાં વધારે પઠાણોનેજ મારવાની.

જુવાન ભાઈબેન આ પ્રમાણે વાર્તાલાપ કરી રહ્યા હતા એવામા એકાએક એક સ્વર તેમને કાને પડયો. ' અય ! કાફિર ! જબાન સમાલકે બોલ' આ ઉદ્ગાર સામી બાજુની ઝાડીમાથી આવ્યા થોડીકજ વારમાં બે મોટા પત્થર ધડાક કરતા લક્ષ્મણસિંહના ઘોડાની ગરદન ઉપર આવી પડયા. એ ચમત્કાર જોઈને બન્ને જણાં ક્ષણભર સ્તબ્ધ થઈ ગયા, પણ તરતજ તેઓ બધી વસ્તુસ્થિતિ સમજી ગયા. પઠાણને જોઇનેજ તાજકુંવર સહાસ્ય બોલી ઉઠી.

'ભાઇ ! જોઇશુ હવે કોની તલવાર વધારે પઠાણોના મસ્તક તોડે છે. '

'હા જોઇ લેજે. ' એટલુ કહીને લક્ષ્મણસિંહ ગરજી ઉઠયો. 'હે તુર્ક ! રાજપૂતોને કાફિર કહેનાર તું કોણ છે ? મો સભાળીને બોલજે. હજીસુધી રાજપૂત સાથે કામ પડયું હોય એમ દીસતું નથી.' એમ કહીને તેણે પોતાનો ઘોડો તેના અગ ઉપર ધસાવ્યો તાજકુવર અને લક્ષ્મણસિંહ હથિયાર સજીને તૈયાર થઈ ગયા એટલામા ઝાડીમાથી દશ બાર પઠાણો લાઠી લઈને તેમને મારવા ધસી આવ્યા; પણ આ વીર ભાઈબેન આગળ તેમનું કાંઇ વળ્યું નહિ. તાજકુવર અને લક્ષ્મણસિંહના તીક્ષ્ણ ભાલાથી પહેલેજ સપાટે ચાર પાચ પઠાણો નીચે પડયા લક્ષ્મણસિંહે તાજકુવરને હર્ષભેર કહ્યુ 'જોયું' બેન ! આખરે તારીજ સખ્યા ઓછી રહી. ' અભિમાની બાલિકાને એ શબ્દોથી ઘણું લાગી આવ્યુ. તેણે તરતજ શરસધાન કરીને બે પઠાણોને ઠાર કર્યા. બાકીના પઠાણો જીવ લઇને નાસી ગયા. આ પ્રમાણે બન્નેને મનમાન્યો શિકાર મળ્યો, એટલે ભાઈબેન પ્રસન્ન થયા, અને ઘેર જઇને હર્ષભેર પિતાજીને બધા સમાચાર કહ્યા. સજ્જનસિંહે બાળકોની વીરતાના સમાચાર જાણી ઘણો હર્ષ પ્રગટ કર્યો.

તેમનો એ દિવસ તો આનંદમા વ્યતીત થઈ ગયો, પણ બધા દિવસ કાંઇ એકસરખા જતા નથી. બીજો દિવસ ઉગતાં પહેલા કિસોરા ઉપર નવું સંકટ આવી પડવાનાં ચિન્હ જણાવા લાગ્યાં. ઉપર અમે જણાવ્યું છે કે લક્ષ્મણસિંહ અને તાજકુંવરની સાથે યુદ્ધ કરનારા પઠાણોમાંના બે જીવ લઇને નાસી ગયા

હતા તેમણે જઈને પોતાની દુર્દશાનો વૃત્તાંત પોતાના બાદશાહને કહ્યો. બાદશાહને હવે સજ્જનસિંહને સતાવવાનુ બહાનુ મળ્યું. કિસોરા નગરના અને કિસોરા નગરની શોભારૂપ અત્યંત સૌન્દર્યવતી તાજકુવરના સ્વામી બનવાની તેને તીવ્ર ઇચ્છા હતી તરતજ તેણે પોતાના સરદારને લડાઈની તૈયારી કરવાનો હુકમ આપ્યો અને સજ્જનસિંહને ખબર મોકલાવી કે તારી છોકરીએ મારા સૈનિકોને વગર કારણે ત્રાસ આપ્યો છે. માટે તું એ છોકરીને મારે સ્વાધીન કર, નહિ તો મારી સાથે યુદ્ધ કરવા તૈયાર થા આ સંદેશો સાભળીને સજ્જનસિંહ અને તેના અનુયાયીઓને ઘણોજ ક્રોધ વ્યાપી ગયો. તેમણે તેના ઉત્તરમાં કહેવરાવ્યું કે ' આખુ કિસોરા શહેર પોતાના પ્રાણ આપવા તૈયાર છે અમે કદી પણ અમારા કુળને કલંક લગાડનારૂ કૃત્ય કરીશુ નહિ. દુષ્ટ યવનોનો સંહાર કરવા સારૂજ રાજપૂતો જન્મ ધારણ કરે છે ' આ ઉત્તર સાભળીને મુસલમાન બાદશાહનો ક્રોધ વધી ગયો. ઘણુ મોટુ સૈન્ય લઈને એ કિસોરા ઉપર ચઢાઈ લઈ ગયો. કિસોરા ઉપર એક મોટુ સંકટ આવી પડયું

પણુ રાજપૂત વીરો જરા પણ ભયભીત થયા નહિ તેમણે પણ તૈયારી કરી રાખી હતી. મરતાસુધી સ્વતંત્રતાને માટે લડવાનો તેમણે નિશ્ચય કરી રાખ્યો હતો

પ્રત્યેક રાજપૂત વીર પોતાના પવિત્ર કુળની ખાતર, પ્રાણથી પણ અધિક પ્રિય સ્વાધીનતાની ખાતર અને સ્વર્ગથી પણ શ્રેષ્ઠ જન્મભૂમિની ખાતર **देहं पातयामि वा कार्यं साधयामि** એવો સંકલ્પ કરીને હથિયાર સજીને શત્રુની રાહ જોતો નગરના કોટ આગળ ઉભો હતો. એટલામા શત્રુઓએ કિસોરા શહેરને બહારથી ઘેરો ઘાલ્યો અને ફરીથી સંદેશો કહાવ્યો કે 'હજુ સમજી જાઓ. તાજકુંવરને અમારા હાથમા સોપી દઇને તમારા રાજ્યની સ્વતંત્રતાનો બચાવ કરો, ' પણ રાજપૂતો એવી ધમકી સાખી રહે એવા બાયલા નહોતા. 'અમે અમારી સ્વતંત્રતાનું રક્ષણ યુદ્ધથીજ કરીશુ, એવો સ્પષ્ટ ઉત્તર તેમણે મોકલી આપ્યો. હવે મુસલમાનોને યુદ્ધ કર્યા સિવાય છૂટકોજ નહોતો. યુદ્ધ આરંભાયું.

આ સમયે ઉત્તર તરફના એક ઉંચા બુર્જ ઉપર બે તરુણ ધનુષ્યબાણ સજીને ઉભા હતા. બન્નેની ઉભા રહેવાની છટા ઘણીજ ચિત્તાકર્ષક હતી. બન્નેના ચહેરા ઘણા મનોહર દેખાતા હતા; પણ એ બે તરુણોમાથી એકના મુખ ઉપર સુકુમારતા વધારે સ્પષ્ટ જણાઈ આવતી હતી. તેનો ચહેરો નયનરંજક હતો.

વાચકવૃન્દ ! એ તરુણ કોણ હતો ? એ તો વીરવેશધારી આપણી ચરિત્ર-નાયિકા વીર કન્યા તાજકુંવર હતી. તેના નેત્રોમાંથી આ વેળાએ અગ્નિ વરસી રહ્યો હતો. યુદ્ધ શરૂ થતાવારજ યવનોએ પહેલા તો કોટના દરવાજા ઉપર હુમલો કરીને તેને તોડી નાખ્યો, તથા એ રસ્તે અંદર પેસવાનુ શરૂ કર્યું. રાજપુતોએ ઘણું પરાક્રમ બતાવીને બે વખત તેમને પાછળ હઠાવ્યા; પરન્તુ આખરે શત્રુઓએ કિસોરા શહેરમા પ્રવેશ કર્યો એ વખતે ઘણુ જ ભયંકર યુદ્ધ થયું તેમા રાજા સજ્જનસિંહ મરણ પામ્યો અને રાજપૂત પક્ષ નબળો પડયો.

પેલી તરફ લક્ષ્મણસિંહ અને તાજકુંવર બુરજ ઉપરથી શત્રુઓ ઉપર તીરોનો એકસરખો વરસાદ વરસાવી રહ્યા હતા સજ્જનસિંહના મૃત્યુ વખતે યવન લશ્કરમા જયજયકારનો ધ્વનિ થયો અને આખા શહેરમા મુસલમાન સેના પ્રસરી ગઈ પરન્તુ લક્ષ્મણસિંહ અને તાજકુંવર એ સમયે પણ ઉપરાઉપરિ બાણ છોડીને અનેક મુસલમાનોને ભોંયભેગા કરતા હતા તાજકુંવરની છટા જોઇને મુસલમાન સેનાપતિ આશ્ચર્યચકિત થઇ ગયો. તેણે આજ્ઞા આપી કે, સરદારો ! ગમે તેમ કરીને આ તરુણ ( તાજકુંવર ) ને જીવતો પકડજો. જે કોઇ એ કામ પાર ઉતારશે તેને હું 'બક્ષિસ'-એટલુ બોલતા બોલતામાજ તે બેશુદ્ધ થઇને નીચે પડયો, અને સૈનિકોએ પ્રાણ બચાવવા ઘણોએ પ્રયત્ન કર્યો છતા એ મરણ પામ્યો. જે સમયે તેણે તાજકુંવર તરફ ઇશારો કરીને તેને જીવતી પકડવાની સૂચના કરી હતી તેજ સમયે તાજકુંવરે તેના તરફ તાકીને તીર માર્યું હતુ, અને એ એકજ તીરે તેની જીંદગીનો અંત આણ્યો હતો. એ સમયે તેના અનુયાયીઓ 'દીન દીન' કરતા બુરજ ઉપર ચડી ગયા. તેમની સાથે યુદ્ધ કરવામા તાજકુંવરે ઘણી બહાદૂરી બતાવી. તેણે એકંદર ૮૦ પઠાણોને ઠાર માર્યા, પણ યવન સેના ઘણી પાસે આવતી ગઈ ત્યારે તણે ભાઈને પોતાનું રક્ષણ કરવાને વિનતિ કરી; પરન્તુ રક્ષણનો કોઈ ઉપાય નહોતો. વાચક ! લક્ષ્મણસિંહે તાજકુંવરનું કેવી રીતે રક્ષણ કર્યું તે સાભળવા માગો છો ?

યવનનો સ્પર્શ પોતાની પવિત્ર બેનને ન થાય એટલા સારૂ વીરયુવકે પોતાની તલવાર એકદમ ઉગામી, મમતાનું આવરણ એકદમ કહાડી નાખ્યું. અને પોતાને હાથેજ તાજકુંવરના બે કકડા કરીને તેને શત્રુઓના હાથમા જતી બચાવી, તાજકુંવર પણ એથી પ્રસન્ન થઇ હતી, આખરે લક્ષ્મણસિંહ પણ શત્રુઓની સાથે યુદ્ધ કરતાં કરતા મરણ પામ્યો. રાજસ્થાનમા આજ પણ તાજકુંવરના પરાક્રમના યશોગાન ગવાય છે.

# रत्न १३५ मुं–देवळदेवी

આ ઉદાર હૃદયની વીરમહિલા પ્રસિદ્ધ વીર આલ્હા અને ઉદલની માતા હતી. ટૉડ સાહેબે તેના સંબંધમા લખ્યું છે કે દેવળદેવીએ નીચે લખેલા પ્રસંગ ઉપર જે સ્વામીભક્તિ પ્રકટ કરી હતી તેવી સ્વામીભક્તિનું દૃષ્ટાંત આખી દુનિયાની કોઈ જાતિમાં નહિ મળે. એ વૃત્તાંત ઉપરથી રાજપૂત સ્ત્રીઓના આચારવિચાર, ઉચ્ચ ભાવના, આત્મસન્માન તથા આત્મોત્સર્ગનો પરિચય મળે છે.

પૃથ્વીરાજ, યાદવવંશીય રાજા વિજયપાલની રાજકુમારી સાથે વિવાહ કરીને થોડીક સેના સાથે દિલ્હી પાછો જઇ રહ્યો હતો એટલામા શાહબુદ્દીન ગોરીની મોટી સેનાએ તેના ઉપર આક્રમણ કર્યું. ઘોર યુદ્ધ થયા પછી શાહબુદ્દીનની હાર થઇ. એ લડાઇમા શાહબુદ્દીનના ૫૦૦૦ સૈનિક માર્યા ગયા હતા અને એ પોતે પણ કેદ પકડાયો હતો. છેવટે ૮૦૦૦ ઘોડા દંડતરીકે આપીને એ બંધનમાથી છુટયો હતો. પૃથ્વીરાજ એ યુદ્ધમા વિજયી થઇને દિલ્હી ચાલ્યો આવ્યો, પણ એની સેનામાના કેટલાક ઘાયલ થયેલા સૈનિકો પાછા આવતી વખતે રસ્તો ભૂલી ગયા. ભટકતા ભટકતા તેઓ મહોબા જઈ પહોચ્યા. સાયંકાળે તેઓ મહોબા નગરની સમીપ આવ્યા ત્યારે પ્રચંડ આંધી સાથે વરસાદ વરસવા લાગ્યો પાસેજ મહોબાના રાજા પરમાલ ચંદેલનો બગિચો હતો. ઘાયલ સૈનિકો વિશ્રામ કરવા સારૂ એ બાગમા પેસવા લાગ્યા, પણ બાગના માળીએ તેમને રોકયા. એથી ગુસ્સે થઈને પૃથ્વીરાજના એક સૈનિકે તેનું શિર કાપી નાખ્યુ. માળીની સ્ત્રી રોતી રોતી રાણીની પાસે પહોચી અને પોતાના પતિના મૃત્યુમાટે ઘણો વિલાપ કરવા લાગી. રાણીએ એ દુર્ઘટનાના સમાચાર રાજાને કહ્યા. રાજાએ ચૌહાણ યોદ્ધાઓને દમન કરવા સારૂ સૈનિકોનું એક દળ મોકલ્યુ, પરન્તુ પૃથ્વીરાજના વીર સૈનિકો ઘાયલ હોવા છતા પણ એવી વીરતાથી લડયા કે અનેક ચંદેલ યોદ્ધાઓનો તેમણે જોતજોતામા વધ કરી નાખ્યો. એ સમાચાર પણ પરમાલ રાજાની પાસે પહોચ્યા. તેથી તેને ઘણો ગુસ્સો આવ્યો અને તેણે એ ઘાયલ સૈનિકોને પકડી લાવવાનો ઉદલને હુકમ આપ્યો. ઉદલે કહ્યુ ‘મહારાજ ઘાયલો ઉપર શસ્ત્રોનો પ્રહાર કરવો એ વીર પુરુષોનો ધર્મ નથી.’ પરન્તુ રાજા પરમાલના એ મંત્રીઓ ઉદલ ઉપર અંદરખાનેથી ઘણો દ્વેષ રાખતા હતા. તેમણે તેનુ

કાસળ કહાડવાનો આ લાગ સાધીને કહ્યું કે ' મહારાજ ! ઉદલ પૃથ્વીરાજથી બીહે છે, માટે આવું બહાનુ કહાડે છે. કાનના કાચા રાજા પરમાલે પોતાની આજ્ઞા પાળવા માટે ઉદલને વિશેષ આગ્રહ કર્યો; ઉદલે લાચાર થઈને ઘાયલ થયેલા શત્રુઓ ઉપર આક્રમણ કર્યું. એ વખતે ચોહાણ સૈનિકોની સંખ્યા વીશની હતી, એમ છતા પણ તેમણે ઉદલ જેવા વીર અને પરાક્રમી યોદ્ધા સાથે ઘણી સારી પેઠે ટક્કર ઝીલી. એ લોકો જાણતા હતા કે અમારા શરીર પહેલેથીજ ઘાયલ થયેલા છે અને બળવાન શત્રુ સાથે યુદ્ધ કરવાનુ છે, પણ એમ છતા પણ તેમણે શત્રુને શરણે ગયા કરતા યુદ્ધક્ષેત્રમાં મરવુ વધારે યોગ્ય ધાર્યું.

એમનામા કનક ચોહાણ નામનો એક મોટો વીર યોદ્ધો હતો એ બધાનો સરદાર બનીને ઘણી હિંમતથી યુદ્ધ કરવા સારૂ ઉદલની સામે આવ્યો. એકે એકે બધા ચોહાણ યોદ્ધાઓએ યુદ્ધમા સંપૂર્ણ વીરતા પ્રગટ કરી અને વીર-ગતિને પ્રાપ્ત થયા એ નાનું સરખુ યુદ્ધજ આલ્હા અને ઉદલના વંશના નાશનું કારણ થયુ. પૃથ્વીરાજે જ્યારે પોતાના ઘાયલ થયેલા યોદ્ધાઓના સંહારના સમાચાર સાભળ્યા, ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ ઘણી મોટી સેના સાથે મહોબા ઉપર ચડાઇ કરવાને તેણે પ્રસ્થાન કર્યું. માર્ગમાં ચંદેલા રાજ-પૂતોના ગામ બાળી મૂકતા મૂકતા પૃથ્વીરાજના સૈનિકો મહોબા તરફ ચાલ્યા. એ ચડાઇ વખતે પરાક્રમી યોદ્ધા: આલ્હા અને ઉદલ કનોજમા હતા. એ મહોબા છોડીને ચાલ્યા ગયા હતા. તેમનુ મહોબા છોડીને ચાલ્યા જવાનું કારણ એ હતુ કે, એકવાર રાજા પરમાલ કાલિંજર ગયો હતો. એ કાલિંજર દેવળદેવીના સ્વામી જસરાજને મહોબાના રાજા તરફથી તેની સેવાઓના બદ-લામા જાગીર તરીકે મળ્યું હતું મહોબાના રાજાને આલ્હાની એક ઘોડી ઘણી પસંદ પડી ગઇ, તેથી એ ઘોડી તેની પાસેથી લેવાની તેણે ઇચ્છા કરી. આલ્હાએ ઘોડી આપવાની ના કહી. મહોબાના રાજાએ એ બહાદુર યુવકની આગલી સેવાનો કાંઇ પણ વિચાર કર્યા વગર તેમને ત્યાથી ચાલ્યા જવાની આજ્ઞા આપી. રાજાની આજ્ઞા માનીને એ બન્ને ભાઇઓ મહોબાની હદમાથી ચાલ્યા ગયા અને કનોજમા જઇને રહ્યા. ત્યા એમને સારી નોકરી મળી ગઇ તથા પ્રતિષ્ઠા પણ ઘણી વધી પડી.

રાજા પરમાલને પૃથ્વીરાજના આક્રમણના સમાચાર 'મળ્યા ત્યારે તેને આલ્હા અને ઉદલનું સ્મરણ થયું. તેને પોતાની વર્તણુકમાટે ઘણો પશ્ચા-

ત્તાપ થયો. તેણે પોતાના મંત્રીઓ અને સરદારોને બોલાવીને યુદ્ધના વિષયમા વિચાર ચલાવવાને એક સભા ભરી. મંત્રીઓએ સલાહ આપી કે મહોબાના કિલ્લા ઉપરથીજ લડાઈ થવી જોઇએ, રાજાએ તેમની સૂચના માન્ય પણ રાખી, પરન્તુ રાજકુમાર બ્રહ્માજીતને એ સલાહ પસંદ ન પડી તેણે ઉભા થઇને કહ્યુ કે 'વૃદ્ધાવસ્થામા તમારા બધાની ઇન્દ્રિયો શિથિલ થઇ ગઈ છે અને બુદ્ધિ મંદ પડી ગઈ છે સ્ત્રીઓની પેઠે ઘરમા બેસી રહીને માતૃભૂમિની દુર્દશા રાજપૂત જોઇ શકે કે? હાય! પૃથ્વીરાજની સામા થવા જેટલી શક્તિ ચંદેલાઓમા નથી કે? શુ ચંદેલાઓ પોતાના પૂર્વજોની કીર્તિ એકદમ ભૂલી જશે? તેમને પોતાના પૂર્વજોનુ સ્મરણ પણ નથી આવતું? જન્મીને મરતુ કોણ નથી? પરન્તુ જે કોઇ જન્મીને સ્વદેશની સ્વાધીનતા માટે મરે છે તેનુજ મૃત્યુ પ્રશંસનીય છે' કુમાર બ્રહ્માજીતના આ વચન સાભળતા વારજ યોદ્ધાઓની નસો જોરથી ચાલવા લાગી, અને ઘણા આવેશમા આવી જઇને તેમણે અસીમ પરાક્રમ બતાવવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. મલખાન, અરિસિંહ, વીરસિંહ નરસિંહ એ ચાર સરદારો સેના લઇને પૃથ્વીરાજને રોકવા માટે આગળ ગયા. સિરસાવા નામક સ્થાનમા બન્ને સેનાઓ વચ્ચે યુદ્ધ જામ્યુ બન્ને પક્ષના સૈનિકો ઘણી વીરતાથી લડયા, પરંતુ અન્તમા પૃથ્વીરાજની સેનાનોજ વિજય થયો. એ પરાજયના સમાચાર મહોબા પહોચ્યા ત્યારે આખા શહેરમા શોક પ્રવર્તી રહ્યો બધાએ પરસ્પર સલાહ લઇને નિશ્ચય કર્યો કે આલ્હા અને ઉદલને મહોબા પાછા બોલાવવા જોઇએ. તેમણે બીજી તરફથી પૃથ્વીરાજને એક માસ સુધી યુદ્ધ બંધ કરવાની વિનતિ કરી. પૃથ્વીરાજ વીરપુરુષ હતો તેથી તેણે ઘણી ઉદારતાથી પરમાલની પ્રાર્થના માન્ય રાખી

જગમાલ નામનો ભાટ રાજાની આજ્ઞાથી આલ્હા અને ઉદલને બોલાવવા માટે કનોજ પહોચ્યો અને તેમની પાસે જઇને પૃથ્વીરાજની ચડાઇનો વૃત્તાત સવિસ્તર કહ્યો તથા જણાવ્યુ કે મહોબાના રાજા તમારી મદદ ચાહે છે. તમને રાણી મીનળદેવી ઘણા સંભારે છે. તમારૂ સ્મરણ થતાવારજ તેમની આખમાં અશ્રુ આવે છે અને રોતા રોતા કહે છે કે–હાય, એ બે ભાઇઓના ચાલ્યા જવાથી અમારા રાજ્યમાથી ચંદેલ વંશની બધી પ્રસિદ્ધિ અને પ્રતિષ્ઠા લુપ્ત થઈ ગઈ છે. તમે મહોબા નહિ આવો તો પછી પસ્તાવુ પડશે માટે હમણાજ મહોબા આવવાને તૈયાર થાઓ

એ ભાઇઓએ જગમાલ ભાટની વિનતિ ઉપર જરા પણ લક્ષ આપ્યું નહિ. એમણે કહ્યું તમારા મહોબા ઉપર ધૂળ પડો. અમારે એની શી ગરજ છે. જે રાજાએ વગર કારણે અમને દેશનિકાલ કર્યા છે તેમની મદદે અમે નથી આવવાના. તમારા રાજાને અમારી તરફથી કહી દેજો કે આ વખતે એકલા પૃથ્વીરાજની સાથે લડો. અમારા બાપે મહોબા રાજ્યની જીંદગીપર્યન્ત સેવા કરી અને તેમની તરફથી અનેક યુદ્ધો કરીને રાજ્યની મર્યાદા વધારી. અમે પણ દેવગઢ, ચંદેરી, વગેરે મજબૂત ગઢ જીત્યા છે. આલ્હાએ કહ્યું ' મે કછવાહા રાજાને જીત્યો, ગયામા વિજય મેળવ્યો, રેપુરા જીત્યુ, ગંગા અને યમુનાના પ્રદેશમાં અપૂર્વ વીરતા બતાવી, મેવાતનો નાશ કર્યો, સાત લઢાઇઓમાં હુ ઘાયલ થયો, અને પિતાજીના મૃત્યુ પછી ચાલીશ યુદ્ધોમા મે વિજય પ્રાપ્ત કર્યો. ત્રણ મોટા મોટા યુદ્ધમાં હુ મરતા મરતા બચ્યો. ચંદેલ રાજ્યની પ્રતિષ્ઠા મારી મહેનતથી સચવાઇ રહી છે, પણ તેનો બદલો મને એ મળ્યો કે જન્મભૂમિમાથી અમને દેશનિકાલ કરી દીધા. '

તેમને તેડવા ગએલા દૂતે કહ્યુ ' રાજા પરમાલની બાલ્યાવસ્થામાં એમના પિતા ગુજરી ગયા હતા અને અન્તકાળે રાજાની સંભાળ રાખવાનું કામ તમારા પિતા જસરાજને સોપ્યુ હતું. તમારા પિતા રાજાના પિતાસ્થાને હતા. તમે એમના ધર્મબંધુ છો. રાજા ઉપર આવી પડેલી આ આફતને સમયે તમારે તેમને છોડી દેવા ન જોઇએ જે રાજપૂત આપત્તિ સમયે પોતાના રાજા સાથે વિશ્વાસઘાત કરે છે તે અન્તે નરકગામી થાય છે. તમારા પિતાની પેઠે સ્વામીભક્ત બન્યા રહો. તમારા જન્મના ઉત્સવમા રાજાએ લાખો રૂપિયા ખર્ચ કર્યા હતા, અને તમે તેને આપત્તિગ્રસ્ત જોઇને સુખેથી કનોજમા બેસી રહો એ વ્યાજબી છે કે ? મિનળદેવી રાણી તો તમને પોતાના પુત્રતુલ્ય ગણે છે અને તમને મળવાને માટે ઘણીજ ઉત્સુક છે. તેમણે મારી સાથે તમારી માતાને કહેવરાવ્યું છે કે ' બેન ! તમે વારેઘડીએ કહેતાં હતા કે હું મરણપર્યંત મહોબા નહિ છોડુ, આજે એ પ્રતિજ્ઞા પૂર્ણ કરો ' જે મનુષ્ય પ્રતિજ્ઞાનો ભંગ કરે છે તે નરકમાં જાય છે.

દેવળદેવીએ રાણીનો આ સંદેશો સાભળીને ઉંચે સ્વરે કહ્યું 'પુત્રો ! ઉઠો અને જલદી મહોબા પહોચો.' આલ્હા તો માની આજ્ઞા સાભળીને ચૂપ રહ્યો, પણ ઉદલે ઉત્તર આપ્યો કે 'મહોબા સાથે અમારે કાંઇ લાગતુંવળગતું નથી. જે દિવસે રાજાએ અમારૂં અપમાન કરીને દેશમાંથી કહાડી મૂક્યા હતા, એ

દિવસ હજુ અમે ભૂલી ગયા નથી. હવે તો કનોજ અમારૂં નિવાસસ્થાન છે.' દેવળદેવીએ ઘણી ગુસ્સે થઇને કહ્યું 'હાય! હું વાંઝણી શામાટે ન રહી? રાજપૂતોની મર્યાદા વિરુદ્ધ આપત્તિમાં આવી પડેલા રાજાની મદદે નહિ જનારા પુત્રો મેં શા સારૂ જણ્યા? પાછી દુઃખપૂર્ણ હૃદયે આંખમાં આંસુ સાથે કહેવા લાગી 'હે ઇશ્વર! શામાટે તેં કુળને કલંક લગાડનારા આ પુત્રોનો મારે પેટે જન્મ આપ્યો. ખરો ક્ષત્રી હોય છે, તે તો યુદ્ધનું નામ સાંભળતાંવારજ ઉમંગમાં આવી જાય છે અને પોતાનું પરાક્રમ બતાવવાનો પ્રસંગ મળ્યાથી ખુશ ખુશ થઈ જાય છે, પરન્તુ આ દુષ્ટો તો એવા કપૂત નીકળ્યા કે એમને જસરાજના સંતાન કહેતા પણ શરમ આવે છે

માતાના આ ક્રોધવચન સાંભળીને બન્ને પુત્રો ઉદાસ મુખ અને શોકાશ્રુપૂર્ણ નયન સાથે ઉભા થયા અને કહેવા લાગ્યા 'આજે અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે મહોબાના રક્ષણને માટે રણક્ષેત્રમાં અમે અમારા કુળની આબરૂ અમર રહે એવા પરાક્રમ નહિ કરીએ ત્યાંસુધી અમે તમને મો નહિ બતાવીએ.'

આખરે કનોજના રાજાની રજા લઇને આલ્હા અને ઉદલ મહોબા ગયા. જતી વખતે કાંઇક અપશુકન થયા તેમને તેડવા આવેલા કવિરાજે એ અપશુકનોનું ફળ જણાવ્યું, પણ એ બે વીર ભાઇઓએ હસીને કહ્યું કે 'ધર્મયુદ્ધમાં જનારા ક્ષત્રી વીરોને માટે મૃત્યુ હર્ષદાયક છે, શોકજનક નથી. ક્ષાત્રધર્મ ઘણો કઠણ છે, કષ્ટમય છે, પરન્તુ અમે એને જરા પણ કષ્ટસાધ્ય નથી ગણતા જે થવાનું હોય તે થાય. અમે યુદ્ધમાં હર્ષપૂર્વક મરવાને માટે સદા તૈયાર છીએ.' આ પ્રમાણે કહીને બન્ને ભાઇઓએ ઘોડાઓને વેગપૂર્વક ચલાવ્યા મહોબામાં, પેસતાવારજ તેમણે કેસરિયા વસ્ત્ર ધારણ કર્યાં. રાજપૂતોને જ્યારે મરવાનો સમય આવે છે ત્યારે તેઓ એવા વસ્ત્ર પહેરીને યુદ્ધમાં ઉતરી પડે છે, અને મરણીઆ થઇને લડે છે મહોબાનો રાજા એ બે વીરોનું સ્વાગત કરવા સામો આવ્યો રાણી મીનળદેવીએ પણ તેમનો ઘણો સત્કાર કર્યો તથા પોતાની મદદે આવવા માટે ધન્યવાદ આપ્યો. તેણે બન્ને ભાઈઓને પોતાની પાસે બોલાવીને માથા ઉપર હાથ મૂકીને આશીર્વાદ દીધો. બન્નેએ નીચા નમીને રાણીને દંડવત કર્યાં. આલ્હાએ કહ્યું 'મારૂ શિર મહોબાને અર્પણ છે.' રાણીએ એક રત્ન ભરેલો થાળ તેના માથા ઉપરથી નોછાવર કરીને ગરીબોને વહેંચી દીધો તેમને તેડી લાવનાર દૂતને ચાર ગામ બક્ષિસ મળ્યા.

પૃથ્વીરાજને આલ્હા અને ઉદલના આવ્યાના સમાચાર મળ્યા ત્યારે તેણે

દૂત મોકલીને કહેવરાવ્યું કે 'યુદ્ધને માટે તૈયાર થઇ જાઓ, કાં તો મહોબા અમને સોપી દો.' પરમાલ રાજાએ ઉત્તર મોકલ્યો કે રવિવારે યુદ્ધ થશે; પરન્તુ પૃથ્વીરાજે રવિવારને બદલે શુક્રવારને દિવસેજ રણવાદ્ય વગાડ્યા અને કહેવરાવ્યું કે તેમને જેટલો અવકાશ આપવાનુ મે વચન આપ્યું હતું તેટલો અવકાશ મળી ચુકયો, હવે વધારે સમય આપી શકાય એમ નથી' દિલ્હીની સેના વીરવેશમા સજ્જ થઇને ઘણા ઉમગપૂર્વક યુદ્ધને માટે તૈયાર થઇ અને યુદ્ધનો ઝંડો જે મેદાનમા દાટયો હતો તે મેદાનમાં બધા એકઠા થયા.

યુદ્ધમા જતા પહેલા મહોબામા યુદ્ધસબંધી વિચાર કરવા માટે એક દરબાર ભરાયો હતો. મિનળદેવી અને દેવળદેવી પણ પડદામા બેસીને સભાનું કામ જોતી હતી. મિનળદેવીએ કહ્યુ 'આલ્હાની મા! પૃથ્વીરાજ ઉપર વિજય કેવી રીતે મળી શકશે? આ યુદ્ધમાં આપણો પરાજય થશે તો મહોબા હાથથી જશે. વળી જો આપણે યુદ્ધ કર્યા વગરજ પૃથ્વીરાજના ખંડીઆ રાજા બનીએ છીએ તો તેથી આપણા કુળનુ ગૌરવ જાય છે.'

એના જવાબમા દેવળદેવીએ કહ્યુ 'પહેલાં સરદારો શી સલાહ આપે છે તે આપણે સાભળીએ' માતાના આ શબ્દો સાંભળીને આલ્હા બોલી ઉઠયો 'હે મા! તમારા પુત્રની વાત ધ્યાનપૂર્વક સાભળો ક્ષત્રીઓને પોતાના સ્વામીની સાથે નીમકહલાલી કરવાની હમેશા ઈચ્છા હોય છે જે ક્ષત્રીમાં સ્વામીભક્તિ છે તે તો હમેશાં પોતાના સુખનો વિચાર કર્યા વગર પ્રાણ સમર્પણ કરશે. ચોહાણોની સાથે યુદ્ધ કરીને હુ એવું પરાક્રમ બતાવીશ કે જે સદા યાદ રહેશે. હે મહારાજ! હુ મારા બાળક પુત્ર ઇંદલને તમારે શરણે મૂકુ છુ. મારૂં મૃત્યુ થાય તો એની સંભાળ રાખજો. મારી માતા માટે મારે કાંઇ કહેવાનું નથી. એ બધી રીતે યોગ્ય છે, અને પોતાનું કર્તવ્ય ઘણી સારી રીતે સમજે છે'

દેવળદેવીએ કહ્યુ 'શૂરવીર પુત્ર! તે ઠીક કહ્યુ.'

સભામા બિરાજેલા બધા આલ્હાને ધન્યવાદ દઇ પ્રશંસા કરવા લાગ્યા.

કેટલાક કાયર પુરુષોએ સલાહ આપી કે 'પૃથ્વીરાજ ચોહાણનું લશ્કર ઘણુ વધારે છે. તેની સામે આપણાથી ટક્કર ઝીલી શકાશે નહિ. માટે એમની સાથે સધિ કરીને ખંડણી આપવાનુ વચન આપવું એજ વધારે ડહાપણભરેલું છે.' પરન્તુ એ ડોઢડાહ્યાઓની સલાહના જવાબમા ઉદલે કહ્યું 'તમે બધા અત્યારે ડાહી ડાહી વાતો કરવા આવ્યા છો, પણ પૃથ્વીરાજના ઘાયલ થયેલા માણસોની સામે ધર્મવિરુદ્ધ પ્રહાર કર્યા હતા તે વખતે તમે બધા ક્યાં

ગયા હતા? એ વખતે વિચાર નહોતો કર્યો કે પૃથ્વીરાજ આનો બદલો લીધા વગર છોડશે નહિ હવે તો છેવટનો નિશ્ચય તલવારથીજ થશે. હવે નો તમે બધા તલવાર ખેલીને એવું પરાક્રમ બતાવો કે તમારા માબાપનુ નામ જગત્મા વિખ્યાત થઇ જાય. જુઓ પૃથ્વીરાજના સૈનિકોએ આપણી પ્રજામાંથી જેમના ઘરબાર લુટી લીધા છે, ખેતરપાદર સળગાવી મૂકયા છે તેઓ અહિયા આપણી પાસે ફરિયાદ કરવા આવ્યા છે. તેમને ઇનસાફ આપશો કે નહિ? એમની ખાતર આપણે યુદ્ધ કરવુ જોઇએ કે નહિ? હે યોદ્ધાઓ! ઉઠો અને ચંદેલ રાજ્યની પ્રાચીન પ્રતિષ્ઠાને કલક ન લગાડો જ્યાસુધી મારા દેહમા જીવ છે ત્યાસુધી મહોબાને હાથમાથી નહિ જવા દઉ'

દેવળદેવી પોતાના શૂરવીર પુત્રની વાત સાંભળીને ગદ્ગદ થઈ ગઇ અને કહેવા લાગી કે 'આજ મારી કુખને ધન્ય છે. આજ તારા વચનો સાભળીને હું ઘણી પ્રસન્ન થઇ છુ મારી ખાત્રી છે કે તારા પરાક્રમના સબધમા પણ હુ ઘણી પ્રશંસાની વાત સાભળીશ'

યુદ્ધનો સમય જેમ જેમ પાસે આવતો ગયો તેમ તેમ શૂરવીરોનો ઉત્સાહ વધતો ગયો અને કાયરોના હૈયા ગભરાવા લાગ્યા.

રાજાએ કહ્યુ કે 'કાલે શનિવાર છે એટલે પરમ દિવસે શત્રુની સેના સાથે યુદ્ધ થશે

આ શબ્દો સાભળીને આલ્હાએ ક્રોધપૂર્વક કહ્યુ 'આપ સર્વે શત્રુનુ પ્રજા પીડન અને આક્રમણ જોઇ રહ્યા છો છતા પણ યુદ્ધને પરમ દિવસ ઉપર મુલતવી રાખો છો. જે ક્ષત્રી એવા પ્રસગે શિથિલતા રાખે છે તે અવશ્ય નરકગામી થાય છે અને જે યોદ્ધાઓ બીજી કોઈ પણ વાતનો વિચાર કર્યા વગર પોતાનુ કર્તવ્ય પાલન કરે છે તે સ્વર્ગનુ સુખ ભોગવે છે અને તેનુ નામ ચિરકાળ સુધી ઇતિહાસમા પ્રસિદ્ધ રહે છે

રાજા ચૂપચાપ રાણી મિનળદેવીની પાસે ગયો તેણે પણ તત્કાળ યુદ્ધમા જવાની સલાહ આપી અને કહ્યુ કે હમણા ને હમણા તમે આપણી સેનાના અધ્યક્ષ બનીને યુદ્ધક્ષેત્રમા સિધાવો

વીરયોદ્ધાઓ એ રાતે શાતિપૂર્વક સુઇ રહ્યા. પ્રાતઃકાળે ઉઠીને ધર્મ સબધી નિત્ય નિયમિત કાર્યો કરીને, પોતાની માતાઓ તથા પત્નીને મળીને તેઓ યુદ્ધને માટે વિદાય થયા. જતી વખતે આલ્હાએ પોતાની માતા આગળ પોતાની પ્રતિજ્ઞા ફરીથી કહી સંભળાવી કે 'આજ હું યુદ્ધમા મારૂં અને મારા

પિતા જસરાજનુ નામ પ્રસિદ્ધ કરીશ. આજ હુ જગતને બતાવી આપીશ કે હું દેવળદેવી જેવી વીર માતાનો પુત્ર છુ.'

ઉદલે કહ્યુ ' હું પણ આપનુ અનુકરણ કરીશ '

દેવળદેવીએ કહ્યુ ' જાઓ ! બેટા જાઓ ! ઈશ્વર તમારા સંકલ્પ પૂર્ણ કરશે.' વીર યુવકોની સ્ત્રીઓએ પણ તેમને હર્ષપૂર્વક વિદાય કર્યા.

એ યુદ્ધમા આલ્હા અને ઉદલે એટલું બધું પરાક્રમ બતાવ્યુ કે આજ દિનસુધી તેમના ગુણાનુવાદ ભારતવર્ષમા ગવાય છે. આજ પણ 'આલ્હાખંડ' ઉત્તર હિંદુસ્તાનમા ઘેરેઘેર વંચાય છે, અને દુર્બળ ભારતવાસીઓના હૃદયમાં પણ અપૂર્વ વીરતાનો સંચાર કરે છે.

આલ્હા અને ઉદલના આખ્યાનોથી સાબિત થાય છે કે વીરમાતાના પુત્રોજ વીર નીવડે છે. દેવળદેવીએ તેમને યોગ્ય સમયે સ્વામીભક્તિનો ઉપદેશ ન કર્યો હોત તો આલ્હા અને ઉદલને પોતાનું પરાક્રમ દર્શાવવાનો એવો સરસ પ્રસંગ ફરીથી ન મળત

## रत्न १३६ मुं--कर्मदेवी



ચિતોડ રાજપુતાનાનુ મુકુટમણિ છે. મેવાડ રાજ્યનુ જયનિકેતન છે. ચિતોડનો રાણો સમરસિંહ જેવી રીતે બહાદુરી અને રણકૌશલમા પ્રખ્યાત હતો, તેવીજ રીતે ધાર્મિકતા અને ચરિત્રની પવિત્રતાને લીધે રૈયતમાં ઘણો શ્રદ્ધાભાજન બન્યો હતો. કવિ ચન્દ એનો પરિચય આપતા કહે છે કે "રાવલ સમરસિંહ શૂરવીર,શાન્ત સ્વભાવના અને ધાર્મિક પુરુષ હતા. યુદ્ધમા જેટલા કુશળ હતા તેટલાજ રાજકાજમા સલાહ આપવામાં ચતુર અને ઉત્તમ વક્તા હતા. એમના ઉપર બધા સામન્તોનો પૂરો વિશ્વાસ અને પ્રેમ હતો. ચોહાણ રાજા પૃથ્વીરાજ પણ એમને ઘણા પૂજ્ય ભાવથી જોતા હતા. શકુન જોવામા, ઘોડા દોડાવવામા, ભાલા મારવામા અને લશ્કર ગોઠવવામા સમરસિંહ એક્કા હતા. વિશ્રામના સમયમા કે લડાઇના સમયમા સામન્તોને સલાહ લેવાનુ ઠેકાણું સમરસિંહનો તંબૂજ હતો. રાજનીતિના સંબંધમા મેં મારા ગ્રન્થમાં જે કાંઇ લખ્યું છે તેનો ઘણોખરો ભાગ સમરસિંહના ઉપદેશથી લખ્યો છે, રાજનીતિ સંસારવ્યવહાર મંત્રીઓ-

ની પસંદગી, દૂતના આચરણ તથા એવી બીજી કેટલીએ વાતો સમરસિંહની બતાવેલી છે" ચન્દના ઉપરના શબ્દો ઉપરથી જણાય છે કે રાવલ સમરસિંહ જેવા વીર હતા તેવાજ વિદ્વાન્ હતા. એમ કહેવાય છે કે ધર્મતેજને લીધે તેમના શરીરમા એક અપૂર્વ જ્યોતિ દેખાતી,એટલામાટે લોકો તેમને યોગીન્દ્ર કહેતા. મહાવીર સમરસિંહ પૃથ્વીરાજની બ્હેન પૃથાને પરણ્યા હતા શાહબુદ્દીન ગોરીની સાથેના યુદ્ધમાં સમરસિંહે પૃથ્વીરાજના પક્ષમા લડીને અસાધારણ વીરતા બતાવી હતી, અને પાચહજારથી વધારે મુસલમાન સૈનિકોનો નાશ કરીને વીર ગતિને પામ્યા હતા. એ યુદ્ધમા પતિ અને ભાઈના માર્યા ગયાના સમાચાર મળતાં પતિવ્રતા રાણી પૃથા ચિતામા પ્રવેશ કરીને સતી થઇ ગઈ હતી

સમરસિંહને પૃથા ઉપરાત એક બીજી રાણી હતી તેનુ નામ કર્મદેવી હતું. એ આપણા અણહિલપુર પાટણના ચાલુક્યવંશી રાજાની કન્યા હતી મેવાડમાં શૂરવીર રાણીઓ ઘણી થઇ ગઇ છે, પણ એમા સૌથી પહેલી વીરાંગના ગુર્જર-દુહિતા આ કર્મદેવી હતી, એ આપણે માટે ઓછા ગૌરવની વાત નથી પૃથ્વીરાજની મદદે યુદ્ધમા જતી વખતે સમરસિંહે પોતાના સગીર વયના પુત્ર કર્ણને રાજ્યનો કારભાર સોંપ્યો હતો બાળકપુત્રના વાલી તરીકે કર્મદેવીજ રાજ્ય ચલાવતી હતી. સમરસિંહના મૃત્યુસમાચાર મળતા વારજ પૃથા તો સતી થઈ ગઇ પણ રાજધર્મની ખાતર બાળક પુત્રને રાજકાર્યમા મદદ કરવા ખાતર કર્મદેવી પતિનું અનુગમન કરી શકી નહિ કઠોર વૈધવ્ય વ્રત પાળીને એ પુત્રપાલન તથા રાજ્યનું શાસન ચલાવવા લાગી

બીજી તરફ મહમદ ગોરીએ દિલ્હી જીત્યા પછી બીજે વર્ષે દેશદ્રોહી કનોજરાજ જયચન્દને પરાસ્ત કરીને કનોજ લીધુ હતુ ધીમે ધીમે તેણે બીજા પણ હિંદુ રાજ્યો સર કર્યાં, અને આ પ્રમાણે ઉપરાઉપરિ વિજય મળવાથી ઉત્સાહિત થઇને શાહબુદ્દીન ગોરીના સેનાપતિ કુતુબુદ્દીને પુષ્કળ સૈન્ય સાથે વીરભૂમિ રાજપુતાનાના મુખ્ય રાજ્ય મેવાડ ઉપર આક્રમણ કર્યું.

મેવાડનો રાજા કર્ણ એ વખતે સગીર વયનો હોવાથી કર્મદેવી રાજ્ય ચલાવતી હતી. જે પ્રબળ મુસલમાની શક્તિના પ્રવાહમા આખુ ઉત્તર હિંદુસ્તાન તણાઇ ગયું હતુ, તે પ્રબળ પ્રવાહ આજે નાનકડા મેવાડ તરફ વળ્યો. એ પ્રવાહને રોકીને આજ મેવાડ પોતાનું રક્ષણ કરશે ? મેવાડના વીરપુરુષોનો નેતા સમરસિંહ હવે આ સંસારમાં નથી, તો પછી એ મહાવીર

યેગીન્દ્રના કુલગૌરવનું રક્ષણ કોણ કરશે ? સરદારો અને અમલદારો ચિંતાગ્રસ્ત થયા. બધાએ કર્મદેવીની પાસે જઈને સઘળી હકીકત જણાવીને કહ્યું 'માજી ! હવે શો ઉપાય કરવો ? મેવાડનું રક્ષણ તો નહિ થાય !' કર્મદેવીએ કહ્યું ' શામાટે ? તમે આટલા બધા વીર પુરુષો જીવો છો, છતા મેવાડનું રક્ષણ કરવાનો ઉપાય નહિ થાય !'

તેમણે કહ્યું 'મેવાડની સ્વતંત્રતાના રક્ષણ સારૂ અમે બધા મરવા તૈયાર છીએ અમે તો મરીશુંજ પણ મેવાડ તો બચશે નહિને '

કર્મદેવીએ કહ્યુ 'તમે બધા જીવસટ્ટે યુદ્ધ કરશો તો પઠાણોની મગદૂર શી છે કે મેવાડને જીતી લે ? '

સરદારોએ કહ્યું ' માજી સાહેબ ! મૃત્યુથી તો દેશની આબરૂનુ રક્ષણ થઈ શકશે, દેશનું રક્ષણ થશે નહિ. પ્રતાપી પઠાણો આખા ઉત્તર ભારતને જીતીને મેવાડની તરફ આવ્યા છે અમારૂં શું ગજુ, કે પ્રાણ આપીને પણ મેવાડને સાચવી શકીએ ? આજ જો સમરસિંહ હોત તો અમારામા બળ અને હિંમત આવત આજ એમની સરદારીમા લડવાનું હોત તો સંભવ છે કે અમે આજ મેવાડનું રક્ષણ કરી શકત.'

કર્મદેવીએ કહ્યુ 'સમરસિંહ આજ નથી એ વાત ખરી, પણ તેની સહધર્મિણી હું તો હજુ જીવુ છુ, આજ તમે એની સરદારી ખોઈ છે એ વાત ખરી, પણ મારી સરદારી તો ગુમાવી નથી. હું પોતે યુદ્ધમાં તમારી સરદાર થવા તૈયાર છું '

વિસ્મય પામેલા સરદારો ચૂપ થઈ ગયા કર્મદેવીએ ફરીથી કહ્યુ ' સરદારો ! હું સ્ત્રી છુ એટલે તમને મારી વાત ઉપર વિશ્વાસ નથી આવતો ? સ્ત્રી હોવા છતા પણ હું રાજપૂતરમણી છુ વીરેન્દ્ર, યોગીન્દ્ર, સમરસિંહની સહધર્મિણી છુ. તેમની સહધર્મિણી હોવાથીજ હું આટલા દિવસ રાજધર્મનું પાલન કરી શકી છુ. તેની સહધર્મિણીતરીકે જે હાથમા મેં રાજદંડ ધારણ કર્યો છે તેજ હાથમાં રાજનું ખડ્ગ ધારણ કરીને મેવાડના શત્રુનો નાશ કરીશ. યોગીશ્વર મહા તેજસ્વી મહા પુરુષ રુદ્રની સહધર્મિણી સિંહવાહિની દુર્ગાએ, જેમ દાનવોની સાથે યુદ્ધ કરીને તેમનો સંહાર કરી સ્વર્ગરાજ્યનું રક્ષણ કર્યું હતું, તેમ સમરસિહની પત્નીતરીકે હું પણ પઠાણોનું દમન કરીને સ્વર્ગભૂમિ મેવાડનું રક્ષણ કરીશ. નિર્ભયપણે તમે આજ રણક્ષેત્રમાં મારી સાથે ચાલો, મેવાડનું રક્ષણ કદાચ ન પણ થાય, તો રણરંગિની રાણી

સાથે રણક્ષેત્રમા પ્રાણ દઇને મેવાડના ગૌરવનું રક્ષણ કરજો પરાધીન થઇને જીવન ગાળ્યા કરતા રણક્ષેત્રમા મરવું લાખ દરજ્જે સારૂં છે.'

સરદારોના નિસ્તેજ નિરાશ હૃદયમા આશાનો ઉષ્ણ પ્રવાહ વહેવા લાગ્યો ઉલ્લાસથી બધા કર્મદેવીની જય બોલાવવા લાગ્યા. વિધવા રાણી વીરવેશમા સજ્જીત થઇને, મેવાડના વીરોને સાથે લઈ કુતુબુદ્દીનની સામે યુદ્ધ કરવા ચાલી

શક્તિસેવક રાજપૂત વીરો, શકિતસ્વરૂપ રણુરંગી કર્મદેવીની સરદારી નીચે અદમ્ય ઉત્સાહભેર યુદ્ધ કરવા લાગ્યા. મુસલમાનોથી તેમનું પરાક્રમ સહન થઇ શકયુ નહિ. વીરાંગના કર્મદેવીના સૈન્યથી કુતુબુદ્દીને હાર ખાધી ભારતવિજયી પઠાણવીર એક ભારત લલનાને હાથે પરાજીત થવાથી શરમાઇને દિલ્હી પાછો ગયો.આ પ્રમાણે વીરાંગનાએ મેવાડનું રક્ષણ કરીને અક્ષય કીર્તિ પ્રાપ્ત કરી. એ કીર્તિ ભારતના ઇતિહાસમાથી કોઇ દિવસ ભૂસાશે નહિ ખરેખર, મેવાડ વીરત્વની લીલાભૂમિજ છે'!

---

## रत्न १३७ मुं–सती नागमती



કચ્છ દેશના 'વાગડ' પ્રાન્તના અગ્નિખુણામા 'કાનમેર' નામનો એક જૂનો પહાડી કિલ્લો છે. એ કિલ્લામા ઇ૦ સ૦ ની અગિયારમી સદીમા કાનસૂવો ભેડો નામનો એક બળવાન કાઠી રાજા રાજ કરતો હતો. ૫૦ વર્ષની વય સુધીમા તેને કોઈ સંતાન થયું નહોતુ તેની રાણી પણ આધેડ થઇ ચૂકી હતી. પુત્રની કામનાથી રાણીએ ખેતરપાળ નાગદેવતાની બાધા રાખી અને તેનુ પૂજન કર્યું. તેની કૃપાથી એને મોટી વયે એક પુત્રી અવતરી. વાઝિયાપણું ટળ્યું તેથી રાજારાણીના હર્ષનો પાર રહ્યો નહિ. નાગદેવતાની પ્રસાદીરૂપ ગણીને તેમણે કન્યાનું નામ નાગમતિ પાડયું. એ કન્યાનું લાલનપાલન ઘણા પ્રેમથી થવા માડયુ, એટલુજ નહિ પણ યોગ્ય સમયે તેને સારૂ શિક્ષણ આપવાનો પણ બંદોબસ્ત કરવામા આવ્યો. વયની સાથે એના સૌન્દર્ય અને સદ્‌ગુણ બન્નેનો વિકાસ થવા લાગ્યો. એ સમયના લોકો એમ માનવા લાગ્યા કે કાનસૂવા ભેડાને ઘેર દેવાશી નાગકન્યાએ જન્મ લીધો છે.

નાગમતિના રૂપલાવણ્ય તથા ગુણની કીર્તિ ચારે તરફના પ્રદેશમા

ફેલાઈ જતા વાર લાગી નહિ અનેક રાજકુમારો એને પરણવાની આશા બાધવા લાગ્યા. અનેક રાજ્યો તરફથી નાગમતિને માટે માગા આવવા માડયા; પરન્તુ કાનસૂવાએ પુત્રીને વરાવવા માટે એક વિચિત્રજ શરત રાખી હતી. તેણે બધાને ઉત્તર વાળ્યા કે "હુ મારા દેશની ખેતીની ઉન્નતિ કરવા માગું છુ. માટે જે કોઇ ખેતીની કળામા સૌથી સારૂં જ્ઞાન અને અનુભવ ધરાવતો હશે તેનેજ હું મારી પ્રિય કન્યા વરાવીશ " આ શરત બહાર પડતા અનેક યુવકો વાગડમા આવીને ખેતીનું શિક્ષણ લેવા લાગ્યા. ખેતીના જ્ઞાનની પરીક્ષા એવી હતી, કે 'એક પ્રાજા ( સરકારી માપના આઠ એકર બરોબર જમીન ) જમીનના સમચોરસ ખેતરમા સાતિડાનો તદ્દન સીધો ચાસ કાઢવો કે જેથી ચાસની વચ્ચે એક સેઢે મૂકેલી સોપારી બીજે સેઢેથી જોઇ શકાય " રાજાએ ઉમેદવારોને ખેતીના સાધનો પૂરા પાડયા, તથા યોગ્ય સૂચનાઓ પણ આપી. જાતે કોઇ કોઈ વખત તેમનુ કાર્ય તપાસી પણ આવતો.

થોડા સમયમા દેશમાં દુકાળ પડયો. મૂળે તો કચ્છમા વરસાદ ઓછો પડે છે તેમા એ વર્ષે વરસાદ બિલકુલ નહિ પડવાથી પાણીના પણ સાંસા પડવા લાગ્યા. લોકો ઢોર તથા કુટુબીઓને લઇને આસપાસના પ્રદેશમા નાસવા લાગ્યા.

કાનસૂડો પણ સોરાષ્ટ્રમા સમિયાણા નામના રાજ્યમા પોતાના ઢોરોને લઇ જઇને સપરિવાર રહ્યો.

સમિયાણાનો રાજા ધમ્મરવાળો એક રાજનીતિકુશળ અને ધર્મનિષ્ઠાવાળો દયાળુ રાજા હતો. એની રૈયતે નવા આવેલા લોકોને પોતાની સીમમા ન આવવા દેવાનો ઘણો આગ્રહ કર્યો, પણ ધમ્મરવાળો સમજુ રાજા હતો. એણે તપાસ કરાવી અને કાનસૂડો એક કુલીન રાજા છે અને વખાનો માર્યો આશ્રય લેવા આવ્યો છે એ વાત જાણતા એ એને મળવા સારૂ પાધરે ગયો. ભેડા રાજાએ તેનો ઘણો આદરસત્કાર કર્યો અને પોતાને ત્યાં ભોજન કરવાનો આગ્રહ કર્યો. ધમ્મરવાળાને તેના આગ્રહને માન આપવુંજ પડયું. ભોજન પ્રસંગે ધમ્મરવાળાને નાગમતીને જોવાનો પ્રસગ આવ્યો. તેનું રૂપ, તથા સુશીલતા જોઇને એને એ કન્યાને પોતાની પુત્રવધૂ બનાવવાની અભિલાષા થઈ. ભેડા રાજાના નિવાસમાટે અનેક સગવડો કરી આપીને તે પાછો ફર્યો.

ધમ્મરવાળાના પુત્ર નાગવાળાને કાને નાગમતીના રૂપ તથ ગુણની પ્રશંસા પહોંચી ચુકી હતી. એ સુન્દર કન્યાને જોવાની તેને ઇચ્છા થઇ.

એક દિવસ તે સરોવરકાઠે ફરવા ગયો હતો, ત્યા એણે નાગમતીને સ્નાન કરતી જોઈ. તેની કાકી જે પ્રોઢ વયની હતી તે કિનારે બેસીને તેનાં વસ્ત્ર સાચવતી હતી. નાગમતીનું સૌન્દર્ય પ્રત્યક્ષ જોઇને કુમાર મુગ્ધ થઇ ગયો. નાગમતિના હૃદયમા પણ કુમાર નાગવાળાને જોતા એકદમ પ્રેમનો સ ચાર થયો બન્નેના નેત્ર ઉપરથી પ્રોઢ કાકી તેમનો મનોભાવ સમજી ગઈ. તેને ખબર હતી કે નાગવાળાને આલણદે નામની પત્ની હતી. તેથી તેણે કુ વરને ઠપકો આપતા કહ્યું.—

‘ ઘેરી ઘોડા વાર, અતડેથી ઉતારમા,
ઘર આલણદે નાર, નાગમતી શુ ન્યાળિયે?’

નાગવાળો શરમાઇને ત્યાથી ચાલ્યો ગયો. એનું ચિત્ત હવે કાબૂમા નહોતું. કોઈ કામમા એને ગોઠતુ નહિ, તેની પત્ની આલણદેને એ ઉપરથી શ કા પડી કે પતિનું ચિત્ત કોઈ પ્રમદાએ ચોર્યું છે તેણે પતિને પૂછયું –

“ નાગડા ! કા ઉપરાઠો સુએ નખે ચીતરે ભીત ?
શુ થી રૂપાળી ગોરડી, ( તને ) કથી ચડી છે ચિત્ત ” ?

નાગવાળો તેના ઉત્તરમા તબિયત ખરાબ હોવાનુ બહાનુ બતાવી તેની વાત ઉડાવી દેતો.

આખરે એક દિવસ તેણે સાહસ કરીને નાગમતીના પિતાની મુલાકાત લીધી, અને વિનયપૂર્વક નાગમતીના હાથની માગણી કરી નાગવાળાના શૌર્ય, વિનય વગેરે ગુણોથી ભેડા રાજા પરિચિત હતો એવા નરને પોતાની કન્યાનું દાન કર્યાથી કન્યાનું જીવન સુધરશે એવી એને ખાત્રી હતી, છતા પોતાની પ્રતિજ્ઞા ઉપર તે દૃઢ હતો. નાગવાળાને પણ તેણે એજ પ્રતિજ્ઞા જણાવી રાજકુમારને માટે રાજ્ય તજી ખેતીના જ્ઞાનની પરીક્ષા આપવા જવું એ લજ્જાસ્પદ હતું, એટલે નાગવાળો નિરાશ થઇને ઘેર પાછો આવ્યો.

એક દિવસ પ્રાતઃ કાળે નાગમતી પોતાની પ્રૌઢ સખી કસ્તુરી સાથે સરોવરમા સ્નાન કરવા સારૂ ગઇ હતી, એવામા નાગવાળો પણ ત્યા જઇ ચડયો અને ઘોડાસહિત સરોવરમા ગયો. નાગમતિની અને તેની દૃષ્ટિ એક થઈ. નાગમતિને ઘણીવાર સુધી જોવાનો પ્રસ ગ મળે તેટલા માટે તેણે પોતાની આગળી ઉપરનો સોનાનો કિંમતી વેઢ પાણીમા નાખી દીધો અને પછી એ વેઢ કાઢી આપવાને નાગમતીને પ્રાર્થના કરી. નાગમતી તરવાની કળામા કુશળ હતી. એ ડુબકી મારીને સરોવરમાથી વેઢ શોધવા લાગી યુવક યુવ-

તીની આ પ્રેમચેષ્ટાઓ નાગવાળાની પત્ની આલણુદે છાનીમાની તળાવકાંઠે આવીને જોઈ રહી હતી. એની આંખમાંથી ઝેર વરસવા લાગ્યું. પોતે આવી છે અને એમની ચેષ્ટા જોઈ લીધી છે એ સૂચવવા સારૂ એણે એક સોરઠો કહ્યો.

" જળ તરસ્યો જુવાન, જળદેખી જળમા પડયો,
ભી જે પાખર (ને) પલાણ,(તોય) નેણે હેરે નાગમતી તણા."

પત્નીનો આ ઠપકો સાભળી નાગવાળો શરમાઇ ગયો. તેના મુખમાથી એક શબ્દ નીકળ્યો નહિ. એટલે રૂપનું અભિમાન ધરાવતી આલણુદેએ કહ્યુ :-

" આભા મંડન વિજળી, ધરતી મડન મેહ;
નરા મડન નાગડો (ત્યમ) સ્ત્રિયાં આલણુદેહ. "

અર્થાત્ મારા જેવી સુદર સ્ત્રી બીજી કોઇ નથી છતા તું શા સારૂ આમ ફાંફા મારે છે ? હવે નાગવાળાથી ચૂપ રહેવાયુ નહિ. એણે ઉત્તર આપ્યો

' આલણુદે એકાર (તે) કાયાનો કરિયે નહિ, '
( ઇ ) ઘડિયલ કાચો ધાર(તે) માટીમા જાશે મળી.

હવે આલણુદેનો ગુસ્સો નાગમતી ઉપર ઉતરી પડયો. તેણે એ નિર્દોષ કન્યાને ઘણા મેણા માર્યા.

નાગમતીએ વિનયપૂર્વક ઉત્તર આપ્યો કે ' બેન ! હું તમારા પતિને બોલાવા નહોતી ગઇ. એ અહિ આવ્યા અને એમનો વેઢ પાણીમા પડી ગયો. હુ તેને શોધી રહી છુ.ચાલો તમે પણ આવો તો આપણે બન્ને મળીને શોધી કહાડીએ ? આલણુદે એટલુ સાભળતાજ પાણીમાં પડી અને ચોટલો પકડીને ખૂબ મારવા લાગી. નાગવાળાએ તેને એમ કરતા વારી પણ તેણે નજ માન્યું. ત્યારે આખરે નાગવાળાએ પત્નીને એક ચાબુક ખેંચી કહાડી. આલણુદેએ સોળને પંપાળવા લાગી એટલે નાગમતી પોતાની દાસી સાથે ત્યાથી ચાલી ગઇ. નાગવાળો પણ ઘોડો દોડાવતો મહેલમા ગયો.

આજના બનાવથી આલણુદેને નાગમતી ઉપર પુષ્કળ ક્રોધ ઉપજ્યો પોતાના અપમાનનો બદલો લેવાનો એણે નિશ્ચય કર્યો, અને એને મારી નાખવા માટે કેટલાક માણસોને તૈયાર કર્યાં.

કાનસૂવા ભેડાએ હવે બીજા પ્રદેશમા જવાનો નિશ્ચય કર્યો હતો. નાગમતીએ જતા પહેલા પ્રિયતમની છેલ્લી મુલાકાત લેવાનો વિચાર કર્યો. પિતાની આજ્ઞા લઇ, કસ્તુરી કાકી તથા બીજી દાસીઓને સાથે લઇ રથમાં બેસી ગામ જોવા ગઈ. ત્યાં આગળ બજારમા નાગવાળાનાં તેને દર્શન થયા.

નાગમતીએ એક દૂહો લખીને કસ્તુરી કાકીને હાથે તેને પહોંચાડયો

'(અમે)આવેલ ઉભે દેશ, (પણ) કો ગંજો( ગામ ) ગમિયો નહિ,
( પણ ) નાગડા ! તારે નેશ, ( અમારે ) મનડે માળો ઘાલિયો !'

આ સોરઠો વાચીને નાગવાળો પ્રસન્ન થયો, પરન્તુ પોતાની સાથે વરવામા જે જોખમ રહેલું હતું તે સુકુમાર અને પરતંત્ર નાગમતી નહિ ઉઠાવી શકે એમ ધારીને એણે નિરાશાજનક ઉત્તર લખ્યો, એ વાચીને નાગમતીએ પુનઃ લખ્યુ.

નાગડા ! નાની મ જાણ, મોટાથી પણ મત ઘણી,
કેદિક પડશે કામ ( તે દી ) નોરા કરશો નાગડા !

આટલુ વાચ્યા છતા પણ નાગવાળાએ ઉત્તેજક ઉત્તર ન આપ્યો, ત્યારે નાગમીતએ જણાવ્યું કે ' આપણે પૂર્વજન્મના પતિપત્ની છેયે આપણો સંબંધ કાંઇ નવો નથી

જે દી તમે નાગપાર, તે દી અમે નાગની,
( પણ ) કાળજે મારે કટાર, ( તે દી ) સંજોગ આપણો નાગડા !
તમે પાણી અમે પાળ, તે આઠે પહોર આ હટતા,
તે ધુની ટાઢાર, ( આ ) નવી નથી કંઈ નાગડા !

હવે નાગવાળાએ પ્રતિજ્ઞા આપી કે હુ છ મહિનામા તને મારી પત્ની બનાવીશ

નાગમતી પ્રસન્ન થઇને પોતાને મુકામે પાછી ફરી.

નાગવાળાનુ ચિત્ત હવે કશામા ચોટતું નહિ ગમે તે પ્રયાસે નાગમતીને પ્રાપ્ત કરવી એજ એના જીવનનો એકમાત્ર ઉદ્દેશ બન્યો. એક દિવસે યોગ્ય પ્રસંગ જોઇને તેણે પ્રવાસે જવાની પિતાની આજ્ઞા માગી.

એકના એક પુત્રને દેશાવર મોકલતા પિતાનો જીવ ચાલ્યો નહિ. એટલે નાગવાળાએ કહ્યુ ' પિતાજી ! આપ મારી ચિન્તા ન કરશો. બાલ્યાવસ્થામા મે આગણામા એક ચમ્પાનું વૃક્ષ રોપ્યુ છે તે વૃક્ષને મારા જીવન સાથે સંબંધ છે. મારા જીવનનો અન્ત આવશે ત્યારે એ વૃક્ષ પણ સુકાઇ જશે. મને મારા પૂર્વજન્મનું સ્મરણ છે. આપની ગાદીએ આવતા પહેલા મારે પૂર્વજન્મનું એક ઋણ અદા કરવાનું છે. એ કાર્ય પાર પાડી હુ પાછો આપની સેવામા હાજર થઇશ. '

પિતાએ હવે પ્રસન્નતાથી પુત્રને આશીર્વાદપૂર્વક રજા આપી. નાગવાળો

પોતાના પાણીદાર ઘોડા ઉપર સવાર થઈને નાગમતીના પિતાના ઉતારાભણી ગયો. ત્યાં જતા ખબર પડી કે એ લોકો તો પહેલા કુચ કરી ગયા છે. કુમાર એમનીપાછળ પાછળ ભેડાની રાજધાની કાનમેર ગયો. ત્યા એને ખબર પડી કે કાનમેરમા હવે વરસાદ સારો વરસવાથી નાગમતીને વરવા સારૂ અનેક ઉમેદવારો ખેતી કરવા સારૂ ત્યા આવીને હાજર થયા છે. નાગમતીને પ્રાપ્ત કરવાના અભિલાષમાં એ બધા રાજકુમારો સાધારણ ખેડુતનું કામ કરતા; એટલુજ નહિ પણ ખેડુતની પેઠેજ છાશ અને રોટલાનું સાદુ ભોજન કરતા અને સરળ જીવન ગાળતા. રાજમહેલમાથી છાશ અને રોટલાનું ભોજન ગાડામા ભરાઇને એમને સારૂ આવતું, અને બધા આનદપૂર્વક એ સાદો આહાર કરતા નાગવાળો પણ એ ઉમેદવાર વર્ગમા દાખલ થયો, અને ધીમે ધીમે કૃષિકર્મની બારાખડી શીખવા લાગ્યો.

રિવાજ પ્રમાણે ગાડામા બધાને સારૂ ભોજન આવ્યું. નાગવાળાએ એ ભોજન ખાવાની ના કહી. તે ઉપરથી બીજા યુવકોએ મશ્કરી કરી, કે ભાઇ એ તો આપણી પેઠે નહિ ખાય એને તો નાગમતી ભાત લાવી આપશે ત્યારે ખાશે કુમારે કાંઇ ઉત્તર ન દીધો; અને ત્રણ ચાર દિવસ નિરાહારજ રહ્યો. આ સમાચાર નાગમતીને કાને પહોચ્યા, અને તેણે કસ્તુરી કાકીને ભોજન લેઇને મોકલી. નાગવાળાએ કસ્તુરીને ઓળખી, અને કહ્યું કે મારી પ્રતિજ્ઞા છે કે નાગમતી આવીને પોતાને હાથે જમાડે તોજ જમવુ

કસ્તુરીએ જઇને નાગમતીને એ સદેશો કહ્યો. નાગમતી પોતાને હાથે સુન્દર રસોઈ બનાવીને રથમા બેસીને ખેતરમા ગઈ તેને જોઇને અનેક યુવકો આગળ આવ્યા. કસ્તુરીએ તેમની આગળ ખુલાસો કર્યો, કે પેલો ગાડો રાજપૂત પાચ દિવસથી જમ્યો નથી, તેને જમાડવા રાજકુમારી આવ્યા છે, માટે તમે બધા અહીંથી ચાલ્યા જાઓ. ' નાગવાળાનું ધૂળથી ખરડાયલું શરીર તથા ઉજાગરાથી લાલચોળ થયેલી આખો જોઇને નાગ મતીને ઘણું લાગી આવ્યું. પોતાની ખાતર આ સુકુમાર રાજપુત્રને આવું સંકટ વેઠવું પડે છે એ વિચારથી એનું હૃદય ભરાઇ આવ્યું. તે નાગવાળાને હળ છોડાવી દઈને એક વૃક્ષની પાસે લઇ ગઈ. નાગવાળાએ દાતણ કર્યું નહોતું એટલે પોતાના કોમળ હસ્તવડે બાવળનું તાજુ દાતણ તોડીને નાગવાળાને આપ્યું, તથા સ્વચ્છ જળ આપીને મુખ ધોવડાવીને, ભોજન કરવાનો આગ્રહ કર્યો. નાગવાળાએ કહ્યું કે, મારી પ્રતિજ્ઞા છે કે 'તું જમાડે-

તોજ જમુ' નાગમતીએ પ્રેમપૂર્વક પોતાને હાથે તેને જમાડયો. ત્યાર પછી બન્ને જણાં વચ્ચે પ્રેમની ઘણી વાતો થઈ, અને એવો સ કેત નક્કી થયો, કે આવતી કાલે શરદ્ પૂર્ણિમાની રાતે મધ્ય રાત્રે ચન્દ્ર બરાબર આકાશમાં આવે તે વખતે, નાગવાળાએ બે પાણીદાર અશ્વસહિત સરોવર કિનારાના શિવાલયમા હાજર રહેવું. નાગમતીએ મહેલમાથી ગુપ્તપણે નીકળી એ સમયે શિવાલયમા પહોચવું, અને ત્યા બન્ને જણાએ કોઈ ન જાણે એ રીતે વાગડની સીમાની બહાર ચાલ્યા જવું

પૂર્ણિમાની રાત્રી આવી પહોચી. નાગમતીએ સાથે લઈ જવા યોગ્ય ધન, અલ કાર, વસ્ત્ર તથા જરૂરી સામાન એક પોટલામા કમરે બાધી લીધા, સાથે એક તલવાર અને કટાર પણ આત્મરક્ષણ સારૂ રાખી. મહેલની બારીએ એક રેશમની દોરી બાધીને તેને આધારે નીચે ઉતરી પડી. કસ્તુરી દાસીએ તેના ગયા પછી એ દોરી છોડી લઇને બાળી નાખી.

નાગમતી શહેરમાથી નીકળી કિલ્લા પાસે આવી તો દરવાન દરવાજો બ ધ કરીને સૂતો હતો.કસ્તુરીએ પ્રથમથી એવી યોજના કરી હતી કે નાગમતીના પહોચતાવાર દરવાન દરવાજો ઉઘાડી દે; પણ છેલ્લી ઘડીએ દરવાન બદલાઈ ગયો; હવે એ કિલ્લાની પાસેના એક વૃક્ષ ઉપર ચઢી અને એના ઉપરથી છલ ગ મારીને કોટની રાગ ઉપર આવી. હવે ત્યાથી નીચે શી રીતે ઉતરવુ એ મહા પ્રશ્ન હતો. આખરે એ વીર કન્યાએ પોતાની રેશમી સાડી કોટની રાગમાના બ દૂકની ગોળી મારવાના એક છિદ્રમાં બાધી અને એ સાડી પકડીને નીચે ઉતરી સાડી ટુ કી હતી, એટલે નાગમતીને જરાક ઉ ચેથી ભૂસકો મારવો પડયો. એમ કરવાથી એના કોમળ અ ગને ઇજા થઇ અને થોડીવાર મૂર્ચ્છા પણ આવી, પર તુ ભાન આવતા તે તરતજ પોતાના પ્રેમી નાગવાળાને મળવા ચાલી, પરન્તુ આમ કરવામા ધાર્યા કરતા ઘણો વધારે સમય ચાલ્યો ગયો હતો. નાગવાળાએ નાગમતીને કહ્યું હતું કે ' મધ્યરાત્રી પછી તું જો નહિ આવે તો હુ પ્રાણત્યાગ કરીશ " નાગવાળો આતુરતાથી પ્રિયાની વાટ જોતો હતો; પરન્તુ મધ્યરાત્રીનો સમય ચાલી ગયો, અને પાછલા પહોરનો આર ભ થવા લાગ્યો હતો. નાગમતી વાયદા પ્રમાણે દોડતી પાવડિયારાના શિવમંદિરમાં ગઇ. ત્યા જુવે છે તો બે ઘોડા બહાર બાધેલા છે અને મહાદેવનુ મ દિર અંદરથી બ ધ છે. પ્રેમ વિહ્વળા રાજકન્યાએ ઘણીએ બૂમો પાડી પણ કાઇ ઉત્તર ન મળ્યો, એણે કહ્યુ

"વાળા! જોતા વાટ, નખતર પતિ નમી ગિયો;
(પણ) કરમેં આ કચવાટ, (મે) નર નિરખ્યો નહિ નાગડો."

ધક્કા મારીને બારણાં હચમચાવ્યા પણ કાંઇજ ઉત્તર ન મળ્યો. હવે તેના સ્નેહાળ હૃદયમા શકા થવા લાગી કે નાગવાળાએ આત્મહત્યા તો નહિ કરી હોય ! એણે ફરીથી કહ્યુ:—

'દરશનિયા દે નાગ ! (હું) મોહન ! વગાડુ મોરલી;
પણ કરમે કાળો ડાઘ ! મે નર નિરખ્યો નહિ નાગડો !
દિન ઊગે દેવળ ચડા, જોઉ વાલારી વાટ;
(પણ) આતમમા ઉચાટ, (મને) નેણુવાળો નાગડો. !'

એને શકા થઇ કે નાગવાળો આ સરોવરમા પાણી પીવા ગયો હોય અને એમા સરી પડયો હોય તો ! તેથી તે બોલી:—

'નાગ નિસરણી નાખ, (અમે) કિયે આરે જઇ ઉતરિયે?
પાવડિયારાની પાળ, (અમે) નરજ ગુમાવ્યો નાગડો.'

સરોવરની ચારે તરફ ફરતા નાગવાળાના પદચિન્હ કહીં પણ દેખાયા નહિ, એટલે એ શિખરના પત્થર કહાડીને મુશ્કેલીથી દેરામા ઉતરી, તો નાગવાળાને પેટમા કટાર ખોસીને મરણ પામેલો જોયો. આખુ મદિર લોહી-લોહાણ થયેલું હતું. હાય! નાગવાળાએ પોતાની પ્રતિજ્ઞા પાળવામા બહુજ જલ્દી કરી હતી. પ્રિયાને આવવામા અણધાર્યા વિઘ્નો નડયા અને તેને લીધે સેજ વિલમ્બ થયો, પણ વાળાના અનુભવશૂન્ય હૃદયમા એથી ઘણી શકાઓ ઉત્પન્ન થઇ એને લાગ્યુ કે નાગમતીએ મારા વિશ્વાસનો ભંગ કર્યો છે. એમ ધારીને તેણે પોતાના જીવનનો અન્ત આણ્યો હતો.

નાગમતીના શોકનો પાર રહ્યો નહિ. સયોગની પ્રથમ રાત્રીએ-અરે સયોગ પહેલાજ-વિયોગ- ચિર વિયોગનું અસહ્ય દુ:ખ ભોગવવાનો પ્રસગ પ્રાપ્ત થયો. એણે હૃદય ચીરી નાખે એવો વિલાપ કરવા માંડયો.

નાગડા! નાગરવેલ, (તે) થડમાથી થાહિયે નહિ;
પણ કટકો કુપળ મેલ, અમે આશાભર્યાં આવિયાં.
* * * * * * *
નાગડા! નાગરવેલ, પોળી પાથરિયે નહિ;
મોરલિયુ મા મેલ, (તને) નાટક રમાડું નાગડા.
* * * * * * *

નાગડા નાગરવેલ, તું કો રાફ્ડ રોકી પેઓ ?
નીકળ નીકળ ને છેલ, હું વાહણ વગાડું મોરલી

નાગરવેલનું મૂળ નામ ' નાગલતા ' છે, તેથી નાગમતી કહે છે કે ' હું નાગવલ્લી જેવી તારી પ્રિયતમા ઉભી છું, અને તું કેમ ઘોર નિદ્રારૂપ રાફડામા પડયો છે હું વિયોગના વિલાપરૂપે મોરલી વગાડુ છુ, માટે હે છેલ ! તું બહાર આવ.

એણે વિલાપ આગળ ચલાવ્યો–

કાંધે કરડિયો લઇ, વગાડુ છત્રીશે રાગ,
( તુ ) જાગને વાળા નાગ ! આ વેષ જોવા વાહણુ તણો ?

કિનારે આવેલું પોતાનુ આશારૂપી વહાણુ ડુબ્યું, એ વિચારથી એ કહેવા લાગી.

વોળાતણ્યા વહાણુ, આવ્યા સાયર ઝુલતા,
(પણુ) ઊંડાં જળ એ લાણુ,(ત્યા) નાગર તૂટયા નાગડા !

એ વીર કન્યાને વળી વિચાર આવ્યો કે સ્વામી યુદ્ધ કરતા વીર ગતિને પામ્યા હોત તો મને આટલો ખેદ ન થાત, પણુ આ તો મારા પ્રેમની ખાતર આપઘાત કરીને દેહનો અન્ત આણ્યો, એથી મારૂ હૃદય ચીરાઇ જાય છે.

' શરતણ્યિા સુજાણુ ! સૂતે રણુ સજિયે નહિ,
(મુજ) વીંધે કાળજ (ને) પ્રાણુ, (તું) લોહીમા લોઢયાં કરે

વિલાપમા ને વિલાપમાં રાત્રી સમાપ્ત થઇ. એણે જોયું કે હવે આ દેહે તો નાગવાળાનો મેળાપ થવો એ અસભવિત છે એણે કેશ છોડી નાખ્યા અને પતિની સાથે સતી થવાનો નિશ્ચય કર્યો.

પેલી તરફ રાજકુમારીના ગુમ થયાના સમાચાર વહાણું વાતાંજ રાજમહેલમા જાહેર થયા, અને કાનસૂવો ભેડો શોધ કરતો કરતો પાવડિયારાના શિવાલયમા જઈ પહોચ્યો. ત્યાં એણે સતી થવાને તૈયાર થયેલી પુત્રીને જોઈ. પિતાને જોતાજ નાગમતી બોલી ઉઠી–

' અગર ચંદનના લાકડા ( તેની ) ચૌટે ખડકાવો ચેહ;
(આ) નાગો મુ કારણુ મુઓ, (તો) એહમા બળશે બેહ

પુત્રીનો આ નિશ્ચય જાણુતા ભેડાને ઘણો ખેદ થયો. એણે ઘણીયે દલીલો કરી, પણુ સતી નાગમતીએ પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિ. આખરે એણે પોતાના નોકરોને ચિતા ખડકવાની આજ્ઞા આપી.

એવામા એક યોગી ત્યા આવી પહોંચ્યો, અને નાગમતીની પ્રિયતમપ્રત્યે ભક્તિ જોઇને પ્રસન્ન થઇને આશીર્વાદ આપ્યો કે 'બેટા! તારૂં સૌભાગ્ય અખંડ રહેશે."

એમ કહેવાય છે કે થોડીવાર પછી શિવાલયમાથી લોહીથી ખરડાયલા વસ્ત્રસહિત નાગવાળો જીવતો ઉભો થઇને બહાર આવ્યો. બધાના હર્ષનો પાર રહ્યો નહિ. નાગમતીને માટે તો આ ખરેખર જીવનનો સૌથી ઉત્તમ દિન હતો. કાનસુવો બધાને હર્ષપૂર્વક રાજમહેલમાં લઈ ગયો, અને ત્યા ધામ ધૂમથી નાગમતી અને નાગવાળાનાં લગ્ન કરી દીધાં. આ પ્રેમી દંપતીએ સુખપૂર્વક લાબુ આયુષ્ય ભોગવ્યુ હતું. *

# रत्न १३८ मुं–सुलताना रझिया बेगम



સૂર્ય, ચન્દ્ર કે અગ્નિવંશ જેવા પ્રતાપી રાજ્યકુળોથી શાસિત થયેલા આપણા દેશના ભાગ્યમા ઇ૦સ૦ ૧૨૦૬ થી ૧૨૮૮ સુધી ગુલામ વંશના રાજાઓનો રાજ્યઅમલ ભોગવવાનુ નિર્માણ થયું હતું! ઐબક ઉર્ફે કુત્બુદ્દીન એ વંશનો સ્થાપક હતો ઐબકને બાલ્યાવસ્થામા ખુરાસાનનીરાજધાનીનિશાપુરમા આણવામાઆવ્યો હતો ત્યા એક ધનવાન પુરુષે તેને ખરીદી લીધો, અને ભણાવ્યો. એ શેઠના મૃત્યુ પછી એકબીજા વેપારીએ તેને ખરીદી લીધોઅને તેની ચંચળતા જોઇને શહાબુદ્દીન ઘોરીને ભેટ આપ્યો. શહાબુદ્દીનની એના ઉપર ઘણી પ્રીતિ થઈ અને તે તેના ઉપર પુષ્કળ પ્રેમ રાખવા લાગ્યો. બાદશાહનો તેના ઉપર ઘણો વિશ્વાસ હતો. બાદશાહે તેને યુદ્ધકળા અને રાજ્યપ્રબન્ધમા કેળવ્યો, અને આખરે એને હિન્દુસ્તાનમા પોતાના પ્રતિનિધિ તરીકે મોકલ્યો. ગિઝનીમા શહાબુદ્દીન મહમ્મદ ઘોરીનું મરણ નીપજ્યા પછી કુત્બુદ્દીન પોતાને દિલ્હીનો સ્વતંત્ર બાદશાહ ગણવા લાગ્યો. પોતાના નામથી તેણે ખુત્બા પઢાવ્યા અને સિક્કા

* આ આખુ ચરિત્ર 'ગુજરાતી'ના દીવાળીના એક ખાસ અંકમાંથી, વિદ્વાન કવિ રા રા જીવરામ અજરામર રાજગુરુના ઐતિહાસિક લેખ ઉપરથી સારરૂપે ઘણુખરૂ તેમના શબ્દોમાં પણ લખવામાં આવ્યું છે. તે બદલ લેખક તથા એના પ્રકાશકના ઉપકૃત છીએ.

પણ પડાવ્યા, એટલુ જ નહિ પણ સ્વર્ગવાસી બાદશાહના સગાઓ સાથે લગ્નનો સબધ બાધ્યો. ગિજનીના સુબેદારની કન્યા સાથે પોતે લગ્ન કર્યું, અને સિધના સુબેદારને પોતાની બહેન તથા અલ્તમશ નામના બીજા સરદારને પોતાની પુત્રી પરણાવી. આ પ્રમાણે દિલ્હીની ગાદી પચાવી પડનાર ગુલામને ઉચ્ચ કુળના મુસલમાનો સાથે સંબધ બાંધી કુળવાન બની જતા વાર ન લાગી. કુત્બુદ્દીને પોતાના રાજ્યનો વિસ્તાર ઘણો વધાર્યો એ એક સજ્જન, ન્યાયી અને ઉદાર બાદશાહ હતો.

કુત્બુદ્દીનને આરામ નામે એક પુત્ર હતો. ઇ૦સ૦ ૧૨૧૦ મા પોલો રમતાં રમતા બાદશાહનું મૃત્યુ થયુ, ત્યારે આરામશાહ એની ગાદીએ બેઠો, પણ આવડું મોટુ સામ્રાજ્ય ચલાવવાની શક્તિ એનામાં નહોતી એના અનેક સુબાઓ પોતાના તાબાના પ્રાન્ત પચાવી પડીને સ્વતત્ર બનવા લાગ્યા. આવી સ્થિતિ જોઇને દિલ્હીના મુખ્ય સરદારોએ કુત્બુદ્દીનના જમાઇ અલ્તમશને દિલ્હી આવીને રાજ્યપ્રબન્ધ પોતાના હાથમાં લેવાની વિનતિ કરી. અલ્તમશે આવી આરામ શાહનો પરાજય કરી દિલ્હીનુ રાજ્ય કબજામાં લીધુ અલ્તમશ સારા કુળમા જન્મ પામ્યો હતો; પરન્તુ મોટા ભાઇએ તેને એક તુર્કને ત્યા ગુલામ તરીકે વેચી નાખ્યો હતો.એ તુર્કે એના સૌન્દર્ય અને બુદ્ધિથી પ્રસન્ન થઇ એને સારૂં શિક્ષણ આપ્યું અને પુષ્કળ ધન લઇને કુત્બુદ્દીનને વેચ્યો. કુત્બુદ્દીને તેને ઇ૦ સ૦ ૧૧૯૬ મા ગ્વાલિયરનો કારભાર સોપ્યો અને તેના ગુણ તથા સેવાથી પ્રસન્ન થઇ પોતાની પુત્રી પણ તેને પરણાવી. અલ્તમશે ઇ૦ સ૦ ૧૨૧૦ થી ૧૨૩૫ સુધી રાજ્ય કર્યું, અને અનેક પ્રાન્ત જીતીને દીલ્હીની સત્તામા વધારો કર્યો ઈ૦ સ૦ ૧૨૩૬ મા એ પ્રતાપી બાદશાહનુ મૃત્યુ થયુ તેની જગ્યાએ તેનો પુત્ર રૂકનુદ્દીન ફીરોજશાહ ગાદીએ બેઠો. એ ઘણોજ દુર્ગુણી, વ્યસની અને જુલ્મી રાજા હતો રાજા શિવપ્રસાદ 'ઇતિહાસ તિમિરનાશક' ગ્રન્થમા એના સબધમા લખે છે કે "એને તો રાત દિવસ ભાડ અને વેશ્યાઓનું કામ હતું, નશો કરવો અને તમાશા જોવા એજ વિનોદ આઠે પહોર ચાલ્યા કરતો હતો રાજ્ય માને ભરોસે છોડયુ હતુ, ખજાનો ખોટા ખર્ચોમાં લૂટાવી દેવામાં આવતો હતો, એની મા પણ ઘણી જુલ્મી હતી " પ્રજા તેમજ સરદારો માતા અને પુત્રથી ત્રાસી ગયા, એમણે એ બન્નેને કેદ પકડયા અને રૂકનુદ્દીનની બેન ને બાદશાહ અલ્તમશની પુત્રી રઝિયાને સર્વાનુમતે રાજસિંહાસન ઉપર બેસાડી. ભારતના મુસલીમ ઇતિહાસમા પ્રથમવારજ એક રમણીને રાજકર્મ થવાનું

સદ્ભાગ્ય પ્રાપ્ત થયું. દિલ્હીના સિંહાસન ઉપર બિરાજનાર તો રઝિયા પહેલી અને છેલ્લીજ મહિલા હતી, અયોગ્ય રાજ્યકર્તાને લીધે રાજ્યપર આવી પડેલી ઘોર આપત્તિને સમયે પ્રજા તેમજ સરદારોએ એકમતે રઝિયાનેજ પસંદ કરી, એજ બતાવી આપે છે કે એ ઘણી સુયોગ્ય,વિદુષી અને રાજકાર્ય-કુશળ સ્ત્રી હોવી જોઈએ.

અલ્તમશ પોતે ઘણો સુન્દર હતો એટલે અપૂર્વ સૌન્દર્ય તો રઝિયાને વારસામા મળ્યું હતું, તે ઉપરાંત પિતાને એના ઉપર વિશેષ પ્રેમ હોવાથી એક રાજકુમારીને છાજે એવું ઉત્તમ પ્રકારનું શિક્ષણ એને મળ્યું હતું. ફારસી વ્યાકરણ પ્રમાણે રઝિયા સુલ્તાના કહેવાવી જોઈતી હતી, પરન્તુ એ પોતાને સુલતાન ( નરજાતિના ) શબ્દથી સંબોધાવું પસંદ કરતી હતી, પોતાના નામના સિક્કામાં એણે લખાવ્યું "સુલ્તાને-આજમ દીન અને દુનિયાની શોભા" ફરિશ્તા પોતાના ઇતિહાસમાં લખે છે " રઝિયામા સારા રાજાઓના બધા ગુણોનો સમાવેશ હતો. તેનામા કોઈ દોષ હોય તો તે એટલોજ હતો કે તે સ્ત્રી હતી."પણ એમા એનો શો દોષ ? એને સ્ત્રી બનાવી એ દોષ તો વિધાતાનો હતો, ગુણવાન મનુષ્યોમા પૂજવાયોગ્ય તો તેમના ગુણ છે, તેમનું સ્ત્રીપણું, કે પુરુષપણું નહિ રઝિયા દિલ્હીની ગાદીને શોભાવવાને કેવી રીતે યોગ્ય હતી, અને અલ્તમશે પોતાના અનેક સંતાનોમાથી એનેજ એ કામને યોગ્ય શાસાર્ ગણી હતી તે સબંધે કાંઈક કહીશુ.

રઝિયાને વિદ્યાનો ઘણો પ્રેમ હતો. એ કુરાન સારી રીતે વાચી તથા સમજી શકતી. એ ઉપરાંત સાહિત્યનો પણ એણે સારો અભ્યાસ કર્યો હતો. ફારસી ભાષામા કવિતા પણ લખતી, દિલ્હીમા કુતુબ-મિનાર નામનો જે આશ્ચર્યજનક અને સુન્દર મિનારો છે, તે વાસ્તવમાં રઝિયાના પિતા અલ્તમશના સમયમા બધાયો હતો. સંભવ છે કે બાદશાહ કુતબુદ્દીનના સમયમા તેનો આરંભ થયો હોય અથવા તો મૂળ યોજના એની હોવાથી કુતુબ મિનાર નામથી પ્રસિદ્ધ થયો હોય. એ મિનારની પૂર્ણાહુતિ નિમિત્તે થયેલા સમારંભમા વિદુષી રાજકન્યા હાજર હતી, અને એમ કહેવાય છે કે એ પ્રસિદ્ધ સ્તમ્ભ ઉપર કોતરેલા વાક્યની રચના રઝિયાએ પોતેજ કરી હતી.

ઈ૦ સ૦ ૧૨૨૬ મા દક્ષિણનાં સ્વતંત્ર રાજ્યોને હસ્તગત કરવાના ઉદ્દેશથી અલ્તમશ બાદશાહ દિલ્હીથી પોતાનું સૈન્ય લઈને નીકળ્યો. આ સ્વારીમાં તેને સંપૂર્ણ વિજય મળ્યો,પરન્તુ એમાંએને છ વર્ષ વીતી ગયાં.પોતાની ગેર-

હાજરીમાં રાજકારભાર કોને સોપવો એ એક મહત્ત્વનો પ્રશ્ન થઇ પડ્યો હતો. તે વખતે અલ્તમશના વયે પહોચેલા વીસ પુત્રો વિદ્યમાન હતા, બાદશાહે દિલ્હી જઇને પોતાના તખ્તપર રઝિયાને સ્થાપિત કરી અને સાભિમાન કહ્યું "મારા વીસ પુત્રો આજે હયાત છે તોપણ રાજ્યનો બોજો તે સર્વને ભારે લાગશે, પરન્તુ આ મારી કોમળ રઝિયાને તેનો લેશ પણ ભાર લાગનાર નથી. આ વીસના અંગમાં જેટલું પાણી છે તે કરતા આ પુત્રીમા વિશેષ પાણી છે." પિતાની ગેરહાજરીમાં તેણે એવા ઉત્તમ પ્રકારે રાજકારભાર ચલાવ્યો, કે લોકોએ તેના સબધમા બાંધેલી શુભાશાઓ પૂર્ણ થઈ.

રઝિયા જો કે તરુણ હતી તોપણ તે પોતાની જવાબદારી સપૂર્ણ રીતે જાણતી હતી. ન્યાય અને દયાપૂર્વક રાજ્ય ચલાવવાનો એણે નિશ્ચય કર્યો હતો. એની વૃત્તિ ઘણી ધાર્મિક હોવાથી, એ દરરોજ ઇશ્વરને પ્રાર્થના કરતી કે 'હે ખુદા ! મને બુદ્ધિ અને બળ આપ કે જેથી હુ સત્કાર્યમા પ્રવૃત્ત થાઉ, અને મારા હાથમા સોંપાયલી રૈયતનુ કલ્યાણ કરૂ.' રઝિયાએ કોઈના ઉપર અન્યાય કે જુલમ નહોતો કર્યો. એના સુશાસનથી બધા પ્રસન્ન થતા. એટલે-સુધી કે જેમનો હક્ક ડુબાવીને પિતાએ રાજ્યવહિવટ એને સોપ્યો હતો, તે શાહજાદાઓ પણ બેન ઉપર બહુ પ્રસન્ન હતા, કેમકે એમને પોતાનુ પેન્શન વખતસર મળી જતુ. ઇ૦સ૦ ૧૨૩૨ મા અલ્તમશ વિજય પ્રાપ્ત કરીને દિલ્હી પાછો ફર્યો ત્યારે રઝિયાએ રાજ્યનો બધો કારભાર એને સોપી દીધો અને પોતે આજ્ઞાકારી પુત્રી તરીકે મહેલમા વસવા અને વિદ્યાધ્યયનમા પોતાનો સમય ગાળવા લાગી

પિતાના મૃત્યુ અને રૂકનુદ્દીનના પદભ્રષ્ટ થયા પછી એ સુલતાના બની એણે 'પડદા' નો ત્યાગ કરીને પુરુષની માફકજ રાજ્યતત્ર ચલાવવા માડ્યુ.

રાજા શિવપ્રસાદ સિતારે-હિન્દ નામના પોતાના ઇતિહાસમાં લખે છે "એ દરરોજ બાદશાહોની પેઠે કબા (ઝભ્ભો) અને તાજ પહેરીને તખ્ત ઉપર બિરાજીને દરબાર ભરતી હતી. મો ઉપર નકાબ-ઘુમટ-કદિ નાખતી નહિ, અને શુદ્ધન્યાય આપીને લોકોની ફરિયાદ સાભળતી હતી. યુદ્ધના સમયમા એ બધી સેનાને મોખરે હાથી ઉપર સવાર થઇને જતી અને જાતેજ સૈન્યને ચલાવતી હતી. રાજ્યનો બધો કારભાર જાતે ચલાવતી, જેથી અમલદારોને કાંઇ અસાવધાની કરવાનો પ્રસંગજ નહોતો મળતો. એણે કેટલાએ સારા અને નવા સુધારાઓ દાખલ કર્યા અને અને સારા કાયદાઓ ઘડયા હતા. બધાને એ-

કાયદા પ્રમાણે ચલાવવાનો પ્રયત્ન કરતી હતી. ગરીબ અને દુઃખીઓ ઉપર તેને બહુ દયા આવતી હતી. એ ઘણી લાગણીપૂર્વક ન્યાય કરતી અને એક ઉદાર બાદશાહની પેઠે શાસન કરતી હતી."

રાજ સિંહાસન ઉપર કોઇ નિશ્ચિન્ત બેસી રહેવા પામતું નથી. દેખીતી રીતે રઝિયા સર્વની સંમતિથી ગાદીએ બેઠી હતી, પણ વાસ્તવિક રીતે એક પક્ષ એની વિરુદ્ધમાં પણ હતો સ્ત્રીજાતિની યોગ્યતા ઉપર વિશ્વાસ ન રાખનાર એક વર્ગ બધા કાળમાં અસ્તિત્વ ધરાવતો રહ્યો છે એ વર્ગ રઝિયા ગાદી ઉપર બિરાજીને પોતાના ઉપર શાસન ચલાવે એ સાંખી શકયો નહિ ધીમે ધીમે તેમની નાખુશીએ ઉગ્ર સ્વરૂપ ધારણ કરવા માડયું. આ ઉમરાવોએ સૈન્ય એકઠું કરીને પદભ્રષ્ટ થયેલા બાદશાહના વઝીરને તેનો મુખ્ય સેનાધિપતિ બનાવી દિલ્લીપર સ્વારી કરી આ લોકોના સૈન્યની આગળ રઝિયાના સૈન્યનો નિભાવ થઇ શકયો નહિ, પરંતુ જે કાર્ય સૈન્યથી થઇ શકયુ નહિ તે રઝિયાએ પોતાના ચાતુર્યથી કર્યું. પોતાના શત્રુ પૈકી કેટલાક તેના માનીતા છે; એવો ભાસ ઉત્પન્ન કરી તે ઉમરાવોમા પરસ્પર દ્વેષાગ્નિ સળગાવ્યો. આથી તેઓમા પરસ્પર ફાટફુટ થઈ અને તે સર્વે રઝિયાના તાબેદાર થયા આ લોકો પૈકી જેમના તરફથી વિશેષ ઉપદ્રવ થવાનો સંભવ જણાયો તેને તેણે દેહાત દંડ કર્યો અને ઈતરને પોતાના સ્વાભાવિક ઔદાર્યથી પોતાના કરી લીધા. આ પ્રકારે તેણે સર્વ રાજ્યવિદ્રોહનો અંત આણ્યો અને જયાં ત્યા શાંતિ પ્રસારી દીધી.

ત્યાર પછી બે વર્ષ પર્યંત તેનો રાજ્ય કારભાર અત્યુત્તમ રીતે ચાલ્યો. રઝિયાનુ રાજ્યનીતિચાતુર્ય શ્રેષ્ઠ પ્રતિનુ હતું અને અંતસ્થ કારભારમાં પણ તેની દક્ષતા પ્રશંસાપાત્ર હતી તે નિત્ય સુલતાનનો પોશાક પહેરી દરબારમાં બેસતી. સ્ત્રીજાતિનો પોશાક અને પડદો તેણે ત્યજ્યો હતો. તે પુરુષની પેઠે મસ્તકપર ટોપી પણ ધારણ કરતી હતી. અર્જદારોની અર્જ તે પોતે સાંભળતી અને કોઇ પણ પ્રકારનો આડપડદો રાખ્યા સિવાય ખુલ્લે મોઢે હાથીપર બેસતી. તે પોતાના રાજ્યવ્યવસ્થાનાં કાર્યો અંતઃકરણની લાગણીપૂર્વક અને સદસદ્વિવેકબુદ્ધિપૂર્વક કરતી હતી.

ફીરોજશાહની કારકીર્દિમા જે અંધાધુંધી પ્રસરી રહી હતી તે સર્વે નિર્મૂળ કરી તેણે સુવ્યવસ્થા સ્થાપી અને ઉત્તમ સુધારા કર્યા. જૂના કાયદાઓ દુરસ્ત કર્યા, મહત્ત્વના મુકર્દમાઓનો ફેંસલો કર્યો અને એકંદર રીતે રાજ્ય-

વ્યવસ્થાનું કાર્ય એવા ઉત્કૃષ્ટ પ્રકારે કર્યું કે સર્વે જણને આ સ્ત્રી નથી, પરંતુ એકાદ ન્યાયી અને કર્તૃત્વકુશળ પાદશાહજ છે એમ લાગ્યુ.

અત્યાર સુધી વિવાહસબંધી કાઇ પણ વિચાર તેના મનમાં આવ્યો હોય એમ દેખાતુ નથી. તે અલ્પવયસ્ક હતી ત્યારે તેનું સૌંદર્ય જોઇને અનેક પુરુષોનાં મન તેના પ્રતિ આકર્ષિત થયા હતા, પરંતુ આજ પર્યંત કોઇને પણ તેણે ઉત્તેજન આપ્યું નહોતું તે સિંહાસનારૂઢ થઈ ત્યાસુધી એ બાબતમા તેના મનની સ્પષ્ટ વલણ કયી તરફ હતી તે કાઇ જણાતુ નથી, પરંતુ તેના મનની આવી સ્થિતિ ઘણીવાર સુધી ટકી નહિ. રઝિયાની પાસે એક હબશી સરદાર ઘોડેસ્વારોનો નાયક હતો આ સરદારના પ્રારંભના દિવસો ગુલામગીરીમા ગયા હતા તે રૂપમા સુંદર, ચતુર અને રઝિયા જેવી સ્રીનુ મન હરણ કરે એવી યોગ્યતા ધરાવતો હતો, પરંતુ આ હલકા દરજ્જાના માણસ પર રઝિયાનુ ચિત્ત ચોટેલુ જોઇ તેના અમીર ઉમરાવોને ખોટું લાગ્યુ જ્યારે સુલતાના અશ્વારૂઢ થવાની હોય ત્યારે આ હબશી સરદાર તેને ઉંચકીને બેસાડતો હતો, એ સિવાય તેની સાથે કાઇ વિશેષ ઘાડો સબંધ નહોતો. પોતાની ઉજ્જવળ કીર્તિને કલંક લાગે એવું કોઈ પણ કૃત્ય તેના હાથથી થયુ નહોતું સુલતાના રઝિયાના અંગમા સર્વ સદ્ગુણો વાસ કરતા હતા અને તેનુ વર્તન સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારને દૂષિત લાગતુ નહોતુ, એમ ફેરિસ્તા કહે છે

સુલતાનાનુ મન આ હબશી સરદાર પર ચોટયુ હતુ એ વાત સત્ય છે. વખત જોઇ તેનો દરજ્જો વધારવો અને તેને પોતાનો પતિ કરી બન્નેએ રાજ્યસુખ અનુભવવુ એવો રઝિયાના મનનો વિચાર સર્વ લોકોને જણાઈ ચૂકયો હતો, પરંતુ આ પ્રીતિનુ પરિણામ સારૂં આવ્યુ નહિ. પોતાના પ્રિયકરની યોગ્યતા વધારવા જતા રઝિયાને પોતાને અનિષ્ટ પરિણામ ભોગવવું પડયું તે સરદારને રઝિયાએ મુખ્ય સેનાપતિ અર્થાત્ અમીર-ઉમરાવની પદ્વી આપતાજ સર્વ સરદારોને અત્યંત ક્રોધ ચઢયો અને તેમણે પ્રકટ રીતે બંડ કર્યું.

અલ્ટુનિયા નામનો તુર્કી સરદાર બંડ કરવાને પ્રથમ પ્રવૃત્ત થયો અને તેણે સૈન્ય એકત્રિત કર્યું. આ વાત સુલતાના રઝિયાના સાભળવામા આવી કે તરતજ તે પોતાનું પ્રચંડ સૈન્ય લઇને તેનાપર હલ્લો કરવાને ગઈ, પરંતુ માર્ગમા તેના પોતાનાજ સૈન્યે બંડ કર્યું અને તેના પ્રિયકર પેલા હબશી સેનાપતિને તેની સમક્ષજ ઠાર કર્યો સૈન્યના આ કૃત્યથી સુલતાના રઝિયાને ઘણો

ક્રોધ ચઢયો, પરંતુ તેના સરદારોએ પોતાના બચાવને માટે તેને કેદ કરી, એટલુ જ નહિ, પરંતુ તેની આજીજી પ્રતિ લક્ષ ન આપતા તેને તેના શત્રુઓના હાથમા સોંપી દીધી. પછી તે સરદારોએ રઝિયાના બંધુ બહેરામને સિંહાસનપર બેસાડયો આ બહેરામ અત્યંત નીચ અને વિષયલંપટ હતો.

બેગમ તેના શત્રુના હાથમા ગઇ એટલે તેમના સરદારને પોતે કેવું કૃત્ય કરે છે એ વાતનુ બિલકુલ ભાન રહ્યું નહિ. અદ્દુનિયાને તેની શોચનીય સ્થિતિ જોઇને દયા આવી અને તેણે તેને સ્વતંત્ર કરવામા વાર લગાડી નહિ. એટલુજ નહિ, પરંતુ તેનું સોંદર્ય અને વર્તન જોઇને તેને એટલો આનંદ થયો કે તેણે પોતાનુ અંત:કરણ તેને અર્પણ કર્યું. તે તુર્કી સરદારનુ શૌર્ય અને અનુપમ ઉદારતા જોઇને રઝિયા પણ તેના ઉપર મોહિત થઇ અને પરણવા કબૂલ થઇ. થોડા સમયમા એ ઉભયનો લગ્ન સમારંભ મોટા ઠાઠમાઠ સાથે થયો.

પછી ભટીંડાના કિલ્લામા બન્નેએ કેટલોક સમય ગાળ્યો. પછી તેમણે પોતાના મહત્ત્વના કાર્ય તરફ લક્ષ આપ્યું, અને એક મોટું લશ્કર એકઠુ કરીને રાજ્ય પાછુ મેળવવા દિલ્હી ઉપર હુમલો કર્યો, પરન્તુ બિચારી રઝિયા અને તેના સ્વામીનું કાંઇ વળ્યુ નહિ. તેના સૈન્યે અપૂર્વ શૌર્ય બતાવ્યુ પરંતુ શત્રુનું જોર વિશેષ હોવાથી તેને પાછું ફરવું પડયુ પાછળથી પણ એકાદ બે યુદ્ધ થયા, પરંતુ પુષ્કળ માણસો નાશ પામ્યા અને રઝિયા પોતાના પતિ સહિત શત્રુના હાથમા સપડાઇ. તેમણે તેને અને તેના પતિને ઠાર મારી નાખ્યા.

કૃતઘ્ની અને અભિમાની સરદારો રઝિયાની ઉદારતા, વીરતા, અને સુશાસનને એટલા જલ્દી ભૂલી ગયા ! રઝિયા એમની સમ્રાજ્ઞી હતી, એના ઉપર એમણે દયા બતાવવી જોઇતી હતી ! અફસોસ !

રાજા શિવપ્રસાદ રઝિયાના મૃત્યુનું વૃત્તાંત આ રીતે લખે છે. " રઝિયા પુરુષના વેશમા નાઠી હતી. રસ્તામા સૂઇ ગઇ. એક ખેડુતે એના પોશાકની નીચે કશબ અને મોતીથી ભરેલી ચોળી જોઇ લીધી. જાણ્યું કે સ્ત્રી છે. મારી નાખીને કપડા ઉતારી લીધાં. લાશ જમીનમા દાટી દીધી."

આ પ્રમાણે કેવળ ૩ાા વર્ષનુ રાજ્ય કરીને ઈ૦ સ૦ ૧૨૪૦ માં રઝિયાના જીવનનો અંત આવ્યો એ ટુંક સમયના રાજ્યશાસનમા પોતાના ઉચ્ચ ગુણોનો પરિચય આપતી ગઇ છે. મુસલમાની રિયાસતનો ઇતિહાસ લખનાર રા. રા. સર દેસાઇ એના સંબંધમા નીચે પ્રમાણે લખે છે.

"વાસ્તવિક રીતે રાજ્યકારભાર ચલાવવાને તે સમર્થ હતી, પરંતુ સ્ત્રી રાજ્ય કરે એ કલ્પનાજ તુર્કી લોકોને રુચી નહિ, તેથી તેનો નાશ થયો આજ સુધી મુસલમાની અમલમા ત્રણ સ્ત્રીઓએ રાજગાદી ભોગવી છે એક આ રઝિયા અને બીજી શજારૂદર ઈ. સ. ૧૨૫૦ મા ઈજીપ્તની રાણી હતી. એણે ધર્મયુદ્ધમાં ફ્રાન્સના નવમા લુઇ (સેંટ લુઇ) નો પરાભવ કર્યો હતો ત્રીજી આબિશ ઇરાનમા તેરમા સૈકામા રાજ્ય કરતી હતી. દિલ્હીના તખ્ત ઉપર બેસનાર પહેલી રાણી રઝિયા હતી." ત્યાર પછી કોઇ નારી એ સિંહાસન ઉપર બેઠી નથી ફકત મહારાણી વિકટોરિયાએ દિલ્હીમા દરબાર ભરીને કૈસરેહિન્દનો ખિતાબ ધારણ કર્યો હતો

## रत्न १३९-मुं-रूपसुंदरी (माधवपत्नी)

ઈસવીસનના ૧૩ મા સૈકાના અંતમા ગુજરાતમા વાઘેલા વંશનો કરણરાજા રાજ્ય કરી રહ્યો હતો તેના જીવનની સમાપ્તિની સાથેજ ગુજરાતની સ્વતંત્રતાની પણ સમાપ્તિ થયેલી હોવાથી, આપણા પૂજ્ય સાક્ષર સ્વર્ગસ્થ શ્રી નંદશંકરભાઇએ પોતાની ઉત્તમ નવલકથાદ્વારા તેનું ચરિત્ર ઘણીજ અસરકારક રીતે આલેખેલું છે અને તેથી ગુજરાતમાં પ્રત્યેક મનુષ્ય તેના નામથી પરિચિત છે એ રાજાનો મુખ્ય પ્રધાન માધવ નામનો એક નાગર ગૃહસ્થ હતો. તેણે વડનગર શહેરમા કોઈ ગરીબ કુટુંબમા જન્મ લીધો હતો, અને ૧૬ વર્ષની વયે પાટણ શહેરમા નોકરી શોધવા આવ્યો હતો.

"પહેલા તો લશ્કરના સિપાઈઓના પગાર વહેંચવા ઉપર કારકુન રહ્યો. ત્યા ચાલાકી, હોશિયારી, તથા ઈમાનદારી બતાવી તે ઉપરથી તેને કોઠારીની જગા મળી ધીમે ધીમે તે સારંગદેવ રાજાનો માનીતો થઇ પડયો સારંગદેવ મરી ગયો ત્યારે તેના છોકરાઓ વચ્ચે ગાદીને માટે તકરાર પડી, તેમા માધવની હોશિયારી તથા કાવત્રાથી કરણનો રાજ્યાભિષેક થયો. તે દિવસથી માધવના ભાગ્યનો ઉદય થયો, અને કરણ રાજાએ ગાદી ઉપર નિર્ભય થતાંજ માધવને મુખ્ય પ્રધાનપદ આપ્યુ." માધવ ઘણોજ બુદ્ધિમાન, રાજનીતિ-

નિપુણ અને કાર્યકુશળ મંત્રી હતો. "તેણે પોતાના બુદ્ધિબળે રાજા (કરણ) ઉપર એટલી તો સત્તા મેળવી હતી કે તેને પૂછયા સિવાય રાજા કાંઈ કામ કરતો ન હતો. સઘળુ કામકાજ તેજ કરતો. રાજા તો પૂતળા જેવો હતો, અને ખરેખરો રાજા તે પોતેજ હતો."

કરણ રાજાના એ મહા પ્રભાવશાળી પ્રધાનની સ્ત્રીનું નામ રૂપસુંદરી હતું. રૂપસુંદરી તેના નામ પ્રમાણે અપૂર્વ સૌન્દર્યવાળી સ્ત્રી હતી. તેનું સૌન્દર્ય ચીતરવાનુ સાહસ અમે નહિ કરીએ. ફક્ત પ્રસિદ્ધ નવલકથાકારની કુશળ કલમથી આલેખાયલુ ચિત્રજ ગુજરાતી બ્હેનો આગળ રજુ કરીશુ રા. શ્રી નંદશંકર ભાઈ નીચે પ્રમાણે રૂપસુંદરીનું વર્ણન કરે છે. 'તે સ્ત્રી ખરેખરી પદ્મિની હતી. તેનું મો પૂર્ણિમાના ચંદ્ર જેવુ હતું અને તેના ગાલના ગૌરવર્ણ ઉપર વખતે વખતે તેની ભરજુવાનીને લીધે જ્યારે ગુલાબી રંગ ચઢી આવતો ત્યારે તેની આગળ ગુલાબના ફુલનો રંગ પણ ઝાંખો જણાતો. તેનુ મોઢુ ઘણું નાનું હતુ તથા તે ઉપરના બે હોઠ પાતળાં પરવાળાના જેવા રંગના હતા જ્યારે તે મંદ મંદ હસતી ત્યારે તેના દાંત સમાકાર ધોળા મોતીના દાણા જેવા દેખાતા. તેને નાકે ઘણા ઉંચા પાણીદાર મોતીની વીંટલી ઘાલેલી હતી. તેના મોતી તેના પરવાળા જેવા હોઠને અડકતાં, ત્યારે તે કમળની લાલ પાંદડી ઉપર ઓસના ટીપા જેવા ચળકતા હતા તેના ગાલ ઉપર એક છુંદણુ હતું તેથી તેની ખુબસૂરતી એટલી તો વધતી હતી કે જેમ ફારસી શાએર હાફિઝ, શિરાજની એક બઈરીના ગાલ ઉપરના કાળા તલને વાસ્તે સમરકંદ તથા બોખારા શેહેર આપી દેવા તૈયાર થયો હતો તેમ તે છુંદણાને માટે આખુ ગુજરાતનુ રાજ્ય કોઈ આપે તો પણ થોડુ હતું તેની આંખ જરા લાબધાટી હતી, અને સ્વાભાવિક રીતે કાળી હતી, તેની સાથે વળી તેમા કાજળનુ ઝીણું અંજન કીધેલું હતુ તેથી તે વધારે મોહ પમાડતી હતી. તે ઘણી નરમાશવાળી તથા કામથી ભરપૂર દેખાતી હતી. તે એટલી ચપળતાથી ચોગરદમ ફરતી કે જે પુરુષ પર તે પડતી તેના હૃદયમા કારીઘા માર્યા વિના રહેતી નહિ. તેની ભમર પાતળી ઇન્દ્રના ધનુષ્ય જેવી હતી અને એ ધનુષ્યમાથી મદનદેવ પોતાના શસ્ત્ર ઉડાવી હજારો લોકોના મનની શાંતિનો નાશ કરતો તેના કપાળ ઉપર જે રાતો હિંગળોકનો ચાલ્લો હતો તે બરફના મેદાન ઉપર લોહીના ટપકા જેવો દેખાતો હતો. ચોટલો નાગની ફેણ જેવો ઘાટદાર અને તેવોજ કાળો હતો. તેના કેશ જો છુટા મૂકે તો

કમ્મર સુધી પહોચતા. એ સિવાય તેના બીજા અવયવો પણ ઇશ્વરની બેહદ કારીગરી તથા ચાતુર્યના નમુના હતા'

આવા અપૂર્વ રૂપલાવણ્યથી વિભૂષિત થયેલી રમણી રૂપસુદરી એક દિવસ પોતાના ઈષ્ટદેવ શકરનુ પૂજન કરવા ગઇ હતી, દૈવસયોગે રાજા કરણ પણ એ સમયે એ માર્ગે થઇને જઈ રહ્યો હતો. તેની દૃષ્ટિ રૂપસુદરી ઉપર પડી રૂપસુદરીની કાન્તિ જોઇને કરણ રાજા અત્યંત કામાધ થઇ ગયો અને ગમે તે પ્રકારે એ રમણીને પોતાના અત પુરમા આણવાનો સંકલ્પ કર્યો. રૂપસુદરી પતિવ્રતા સ્ત્રી હતી અને માધવ પણ શૂરવીર નર હતો. એટલે સીધીરીતે કોઈ પણ પ્રકારની લાલચથી પોતાનુ કામ પાર નહિ પડે એમ ધારીને કરણ રાજાએ ઘણો નીચ પ્રપચ રચ્યો. માધવ પ્રધાન ઘર આગળ ન હોય એવે પ્રસગે પાછળથી સેના મોકલીને રૂપસુદરીનુ હરણ કરી લાવવાનો અધમ સકલ્પ તેણે કર્યો. એક દિવસે માધવ પ્રધાન કોઇ રાજદરબારી કામને માટે બહાર ગામ ગયો, તે લાગ સાધીને કરણ રાજાએ પ્રધાનના ઘર ઉપર રૂપસુદરીને લઇ આવવા માટે સૈન્ય મોકલ્યુ. રૂપસુદરી એ સમયે દેવપૂજા કરીને ભોજનની સામગ્રી તૈયાર કરવામા નિમગ્ન હતી. એવામા તેણે પોતાના ઘરના આગલા ચોગાનમા શોરબકોર થતો સાભળ્યો. નોકરને મોકલીને તપાસ કરાવી તો માલૂમ પડયુ કે રાજાના સિપાહીઓએ તેના ઘરને ઘેરો ઘાલ્યો છે અને તેના ઘણા નિમકહલાલ સેવકોને ઠાર મારવા માડયા છે. એ ખબર સાભળતા રૂપસુદરી ઘણીજ ચિંતાતુર થઈ ગઈ. તેનો દિયેર કેશવ એ વખતે ઘરમા હતો. કેશવ ઉપર રૂપસુદરીનો ઘણોજ સ્નેહ હતો બાલ્યાવસ્થાથી તેણે પુત્ર સમાન તેનુ પાલન કર્યું હતુ. કેશવ પણ મોટી ભાભીને માતા સમાન ગણીને ચાહતો હતો. એ એક સાચો નાગર હતો અગકસરત, દાવપેચ, કુસ્તી, તલવારના પટા આદિ વીરોચિત રમતોમા તેણે પોતાની જીદગી ગાળી હતી તેનુ શરીર કસાયેલુ અને બળવાન હતુ ભાભીનુ હરણ કરવા રાજાના સિપાહીઓ આવ્યા છે, તે સાભળતા વારજ તેની રગેરગમા ક્રોધ વ્યાપી ગયો. તેની આખ લાલચોળ થઇ ગઇ, અને તેમાથી ક્રોધનો અગ્નિ વરસવા લાગ્યો. તે પોતાના હથિયાર સજીને ભાભીની આગળ આવી ઉભો અને જીવને જોખમે પણ તેનુ રક્ષણ કરવા તૈયાર થયો જોતજોતામા કરણ રાજાના સિપાહીઓ ઉપર ચડી આવ્યા અને રક્તપાત કર્યા વગર સીધી રીતે રૂપસુદરીને પોતાને સ્વાધીન કરી દેવાને કેશવને ઘણુંએ સમજાવ્યો, પરતુ કેશવે ક્રોધથી

લાલચોળ થઈ જઇને સિંહની માફક ગર્જના કરીને કહ્યું કે 'તમારા કૃતઘ્ની, અધમ, વિષયી રાજાને રૂપસુંદરી જોઇતી હોય, તો મને મારીને લઇ જાઓ. આ દેહમા જીવ છે ત્યાસુધી રૂપસુંદરીના દેહને સ્પર્શ કરવા કોઇ પણ મનુષ્ય સમર્થ નથી. પોતાનો જીવ બચાવવા ખાતર નાગર બચ્ચો કોઈ દિવસ કુળ, ધર્મ અને જ્ઞાતિની પ્રતિષ્ઠાને કલંક લાગવા દેનાર નથી.' કેશવના આ વચનો સમાપ્ત થતા વારજ સેંકડો સિપાહીઓ તેના ઉપર તુટી પડયા. એકલા કેશવે તેમની સાથે ઘણી વીરતાથી યુદ્ધ કર્યું. કલમ ચલાવનાર નાગર યુવક તલવારના દાવપેચ પણ કેવી ઉત્તમ રીતે ખેલી શકે છે, તેનુ કેશવે સારી પેઠે ભાન કરાવ્યુ. તેણે રાજાના અનેક સિપાહીઓને કાપી નાખ્યા, પરંતુ એટલા બધાના પ્રહાર સામે એ એકલો કેટલીવાર સુધી ટકી શકે? શત્રુઓના અસંખ્ય પ્રહાર ખમીને શત્રુઓને મારતા મારતાજ એ ભૂમિ ઉપર પડ્યો અને એક ક્ષણમાત્રમા વીરગતિને પામ્યો. કેશવનુ મૃત્યુ થતા વારજ રૂપસુંદરીને મૂર્છા આવી ગઈ. એ બેહોશ હાલતમાંજ રાજાના સૈનિકો તેને રાજમહેલમા લઇ ગયા.

રાજાએ રૂપસુંદરીને લલચાવવા અનેક પ્રકારની લાલચો બતાવી, પોતાની પટ્ટરાણી બનાવવાનુ વચન આપ્યુ. પણ કોઈ પણ પ્રકારની લાલચ કે ધમકીની અસર પતિવ્રતા રૂપસુંદરીના હૃદય ઉપર થઇ નહિ. રાજાની અધમ વિનતિનો તેણે તિરસ્કાર કર્યો અને રાજા પોતાના ઉપર બળાત્કાર કરવાનો યત્ન કરશે તો આપઘાત કરીને શિયળનુ રક્ષણ કરીશ, એવું સ્પષ્ટ જણાવી દીધું.

કરણ રાજાના મહેલમાં અનેક પ્રકારના સુખ હોવા છતાં પણ રૂપસુંદરી પતિવિયોગથી ઝુરવા લાગી. પતિનો સત્વર મેળાપ થાય તે સારૂ રાત દિવસ એકાગ્રચિત્તે ઇષ્ટદેવની પ્રાર્થના કર્યા કરતી હતી. એ વિપત્તિના સમયમા એક ક્ષણને માટે પણ તેણે પોતાના ચિત્તને ચળવા દીધુ નહોતુ, અને પતિ સિવાય બીજા કોઇને પણ હૃદયમા સ્થાન આપ્યુ નહોતું. પતિની મંગળવાસનાજ તેના હૃદયમાં સર્વોપરિ સ્થાન ભોગવતી હતી

માધવપ્રધાન પોતાના કામથી પરવારીને ઘેર પાછો ફર્યો, ત્યારે રાજા તરફથી પોતાના કુટુંબ ઉપર વરસેલા ત્રાસની તેને ખબર પડી. તેના શોકનો પાર રહ્યો નહિ. ક્રોધ અને વેરનો અગ્નિ તેના હૃદયમા ઉત્પન્ન થઇને જોરથી સળગવા લાગ્યો. રાજાને પાયમાલ કરવાના ઉદ્દેશથી તે સીધો દિલ્હીના મુસલમાન બાદશાહ અલ્લાઉદ્દીન પાસે ગયો અને ગુજરાતની ફળદ્રુપતા તથા સમૃદ્ધિનું વર્ણન કરીને એ દેશને જીતવાની સલાહ આપી. અલ્લાઉદ્દીનને તો

એટલુંજ જોઈતું હતું કાચા સોના જેવી ગુજરાતની રસાળ ભૂમિનો સ્વામી બનવાની ઇચ્છા તેના મનમાં ક્યારનીએ થયા કરતી હતી, તેવામા માધવરાવના જેવો ભોમિયો માણુસ મદદ કરવાને મળી આવ્યો એટલે પૂછવુ જ શું? તેણે સેનાપતિ અલફખાની સરદારી હેઠળ માધવની સાથે ઘણું મોટુ સૈન્ય મોકલ્યું. એ યુદ્ધમા કરણ રાજાનો પરાજય થયો અને ઈ૦સ૦ ૧૩૦૦ મા મુસલમાન લોકોએ ગુજરાતમા પ્રવેશ કર્યો. માધવે અલ્લાઉદ્દીનને ૩૬૦ કચ્છી ઘોડા નઝર કર્યા અને દેશનો કારભાર મેળવ્યો. અલફખાને લશ્કરી ખાતાનો સૂબો ઠરાવ્યો. કરણ રાજાને જીવ લઇને નાસવુ પડયું. પારકી સ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરનાર એ રાજાની રાણી તથા પુત્રીને અંતે મુસલમાનોને સ્વાધીન થવુ પડયુ તથા મુસલમાનોની સાથે લગ્ન કરીને જાતિભ્રષ્ટ થવુ પડયુ.

આ પ્રમાણે કરણ રાજા ઉપર મનમાન્યું વેર લઇને માધવ પોતાની પ્યારી પત્ની રૂપસુંદરીને મળવા અંતઃપુરમા ગયો. “ઘણા દહાડાના વિયોગ પછી તે ધણીધણીયાણી પાછાં મળ્યા. તેઓ ભેટયાં, રડયા તથા હર્ષનાં બીજા સઘળા ચિન્હો તેઓએ દેખાડયા. રૂપસુંદરીને કરણ લઇ ગયો તેમા તેની તરફનો કાંઇ વાક નહોતો,તે માધવને સારી પેઠે માલૂમ હતું. બંનેના વિયોગમા માધવનુ દિલ રૂપસુંદરી ઉપર ઉતરી ગયુ ન હતું પણ તેને પાછી મેળવવાની તથા તેના હરણ કરનારનુ વેર લેવાની તેની આતુરતા જે પ્રમાણે પ્રબળ થતી ગઇ તે પ્રમાણે તેની ધણિયાણી ઉપરનુ હેત પણ વધતુ ગયુ. આટલી સહેલથી તેને પોતાની પ્રિયા મળશે એવી આશા નહોતી જ્યારે રૂપસુદરી આગળના જેટલાજ હેતથી તેને ભેટી, ત્યારે તેના હર્ષનો પાર રહ્યો નહિ રૂપસુદરીના પ્યારમા કાંઇ ફેરફાર થયેલો નહોતો. તેના અંતઃકરણની પ્રીતિનું નિર્મળ ઝરણ પોતાનો માર્ગ બદલીને બીજી દિશામા વહ્યું નહોતું, તથા તેના હેતના ખજાનાનો ભાગીદાર થવાને બીજા કોઈએ દાવો કીધો નહોતો, ત્યારે એ ઝરણે માધવની તરફજ અસલ માફક વહ્યા કીધુ, અને તેનું હેત માધવ ઉપર કાયમ રહ્યું, એટલુ જ નહિ પણ તે પાસે ન હોવાથી તેમા વધારો થયો એવી સ્થિતિમા તે બન્ને મળ્યા અને તેઓનુ અસલનુ હેત તેટલાજ જોરથી પાછુ આવ્યુ માધવે શાસ્ત્રીઓની સભા કીધી, અને બ્રાહ્મણની સ્ત્રીનો રજપૂત સાથે બળાત્કારથી સંસર્ગ થયો તેનો દોષ નિવારણ કરવાનું પ્રાયશ્ચિત્ત તેઓની પાસે શોધી કઢાવ્યુ. પછી તે પ્રમાણે સઘળી ક્રિયા રૂપસુદરી પાસે કરાવી, બ્રાહ્મણોને મનમાનીતી દક્ષણા આપી, અને લાડુનું ભોજન કરાવી સઘળા બ્રાહ્-

દેવોને સંતોષ્યા. હવે બીજી કાંઇ હરકત રહી નહિ, તેથી માધવ તથા રૂપસુંદરીએ પાછો પોતાનો ધણીધણીયાણીનો સંબંધ જારી કીધો. એ પાછા મળેલા સુખની યાદગીરીને વાસ્તે માધવે વર્ધમાનનગર (વઢવાણ)મા એક વાવ બંધાવી તે હજી તેના નામથી ઓળખાય છે ”

કરણ જેવા રાજાની લાલચો અને ધમકીઓની લેશમાત્ર પરવા કર્યા વગર પોતાનુ પાતિવ્રત્ય અખંડ રાખવા માટે નાગર રમણી રૂપસુંદરી સર્વ સ્ત્રીઓની શ્રદ્ધાને પાત્ર છે.

# रत्न १४० मुं–गुणसुंदरी

આ રમણી ગુજરાતના રાજા કરણ વાઘેલાના પ્રધાન માધવના નાના ભાઇ કેશવની પત્ની હતી. એ જો કે પોતાની જેઠાણી રૂપસુંદરી જેવી ખૂબસુરત નહોતી, તોપણ નામ પ્રમાણે તેનામા અનેક ગુણ હતા. એ સુશીલ, ભણીગણી, કાર્યકુશળ અને પતિવ્રતા સ્ત્રી હતી. રૂપસુંદરીના રૂપ ઉપર મોહી જઇને કરણ રાજાએ તેનું હરણ કરવા સૈન્ય મોકલ્યું અને એ સૈન્ય સામે લડીને ભાભીનો બચાવ કરવા જતા ગુણસુંદરીનો વીર પતિ ભરજવાનીમા કામ આવી ગયો, તે આપણે આગલા ચરિત્રમાં જોઈ ગયા છીએ પતિને મરણ પામેલો જોઈને એ નાગર રમણીએ સતી થવાનો સંકલ્પ કર્યો આડોશીપાડોશી તથા સગાવહાલાઓએ તેને ઘણું એ સમજાવી, પણ એણે કોઇનું કહ્યુ માન્યું નહિ ગુણસુંદરી શાસ્ત્ર અનુસાર કાર્ય કરીને પતિનુ સહગમન કરવા તૈયાર થઇ હતી. તેથી તેની જનેતા અંદરખાનેથી ખુશ થઈ હતી, પણ પોતાની પુત્રીનુ વધારે પારખુ જોવા સારૂ તેણે પણ વિલાપ કરીને સતી ન થવાની સલાહ આપી પરન્તુ ગુણસુંદરીએ વિનયપૂર્વક માતાને સમજાવ્યું કે સ્ત્રીને માટે પતિવગરનુ જીવન મિથ્યા છે. સંસારમા સગાસંબંધીઓના ટપલાખાઈને ને દુનિયામા લોકોનું અપમાન સહન કરીને જીવન ગાળવા કરતા મરણ પામવું એ ઘણું સારૂં છે. એ પ્રમાણે કહીને તે ‘જે અંબે ’ ‘જે અંબે’ કરતી સતી થવાના આવેશમા આવી જઇને નીચે ઉતરી. સર્વ કોઈ તેને સતી ગણીને પૂજવા લાગ્યાં.તેણે શાસ્ત્રની વિધિ પ્રમાણે પતિને પિંડદાન કર્યું તથા પતિના શબને ખો-

જામા લઈને સળગતી ચિતામા ચડી બેઠી.તેણે મરતી વખતે પોતાના બે હાથ ચોળી બળતા અગારાએ ખોબો ભર્યો અને પાટણ શહેર ઉપર એ અગારા ફેકી દઇને બોલી કે ' રાજાએ વગરવાકે પોતાના વિશ્વાસુ પ્રધાનની સ્ત્રી, અને તે પણ નાગર જેવી ઉચી બ્રાહ્મણ જાતિની ! એવીનું હરણ કર્યું, તે રાજા થોડા દિવસમાં રણમા ને વગડામા રઝળશે, તેની સ્ત્રીને બીજા લોકો લઈ જશે, તેની પુત્રી દુઃખ પામી પામીને પરપુરુષના હાથમા પડશે, રાજા પોતાનું મોત પોતાને હાથે માગશે, તે કયા મુઓ અને કયારે મુઓ તેનો પણ પત્તો નહિ લાગે; તેના સમૃદ્ધિવાન નગરનો નાશ થશે; તેનું દ્રવ્ય લુટાઇ જશે તથા સર્વ રીતે તેની પાયમાલી થશે. '

આ પ્રમાણે કહીને તેણે સૂર્યદેવનુ આવાહન કર્યું, અને જોતજોતામાં તેની પવિત્ર દેહ ભસ્મીભૂત થઇ ગઈ

# रत्न १४१ मुं–वीरमती



તેરમા સૈકામા દક્ષિણમા દેવગિરિ અથવા દેવગઢમા યાદવ રાજાઓનું રાજ્ય હતું. રાજાનુ નામ રામરાજા હતું, તેને એક કન્યા હતી. એ ઘણી સુદર હોવાથી એને પરણવા સારૂ ઘણા શત્રુ રાજાઓ રામરાજા ઉપર ચઢાઇ ર્ક્યા કરતા હતા. રામરાજાનો સેનાપત્તિ ઘણો સ્વામીભક્ત અને સાચો મરાઠા રજપૂત હતો જ્યારે કોઇ શત્રુ રામરાજાની સાથે યુદ્ધ કરવા આવતો ત્યારે એ સેનાપતિજ સામે જતો અને શત્રુઓને મારીને નસાડી મૂકતો હતો. આ પ્રમાણે એણે ઘણા યુદ્ધોમા વિજય મેળવ્યો હતો, પરન્તુ દેવ કાઇ સદા અનુકૂળ હોતુ નથી એક વખતે શત્રુઓની સાથે યુદ્ધ કરવા જતા એ વીરગતિને પ્રાપ્ત થયો

એ સેનાપતિને વીરમતી નામની એક કન્યા હતી. પિતાના મૃત્યુથી એ નિરાધાર થઇ ગઈ, પણ રામરાજાએ તેને પોતાના મહેલમા બોલાવી લીધી; ત્યાજ તેનું પાલન પોષણ થવા લાગ્યું રાજા તેને પોતાની કન્યા જેટલુંજ ચાહતો એટલે વીરમતી રાજકુટુંબના એક બાળક જેવી થઇ ગઇ. રાજાની

કન્યા અને વીરમતી વચ્ચે ઘણી પ્રીતિ બધાઇ ગઈ. એ બે જણીઓ એકબી-જીને સગી બેન જેવી ગણવા લાગી. યોગ્ય વયની થયા પછી રામરાજાએ પોતાની પુત્રીનું લગ્ન કરી દીધુ એ વખતે વીરમતીની ઉમ્મર જરા નાની હતી, એટલે તેનુ લગ્ન કર્યું નહિ પણ તેનું સગપણ કૃષ્ણુરાવ નામના એક મરાઠા સરદા-રની સાથે કરી દીધુ.

કૃષ્ણુરાવ દેખાવમા રૂપાળો અને ઉંચા કુળને બાળક હતો વીરતામાં પણ એ એકકો હતો. તેના ગુણોની પ્રશસા સાભળીને વીરમતી ઘણી પ્રસન્ન થતી અને એવો વર આપવા માટે મનમાને મનમા પરમેશ્વરને સેંકડો ધન્ય-વાદ આપતી ધીમે ધીમે લગ્નનો સમય પણ નજીક આવી પહોચ્યો પરન્તુ એ વખતે એક એવી દુર્ઘટના થઇ ગઈ કે જેને લીધે વીરમતિ અને કૃષ્ણુરા-વનું લગ્ન થઇ શકયુ નહિ.

ઈ૦ સ૦ ૧૨૯૪ મા ખિલજી વશના બાદશાહ અલાઉદ્દીને દક્ષિણ ઉપર ચડાઇ કરી હતી અલાઉદ્દીનનો ઉદ્દેશ નવા પ્રાન્તોને પોતાના રાજ્યમા મેળ-વીને રાજ્ય અને ધનની વૃદ્ધિ કરવાનો તથા સાથે સાથે વીરમતી જેવી યુવાન સુદરીઓને પ્રાપ્ત કરવાનો પણ હતો. અલાઉદ્દીનની પાસે મોટી સેના હતી, અને દક્ષિણમા આ તેની પહેલી વારની સવારી હતી, એટલે લોકો ઘણા ગભરાટમાં પડયા હતા.

અલાઉદ્દીનના આવવાની ખબર પડી એટલે રામરાજાએ પણ પોતાનું સૈન્ય એકઠું કર્યું રાજપૂતો ઘણા ઉત્સાહથી લડવા સારૂ તૈયાર થયા. વીરમતીનો ભાવી પતિ કૃષ્ણુરાવ પણ આ યુદ્ધમા પોતાનું વીરત્વ બતાવવાના ઉમગમા શસ્ત્ર અને બખતર સજીને તૈયાર થઇ ગયો અને શત્રુઓની રાહ જોવા લાગ્યો. જેમ જેમ અલાઉદ્દીનની સેના પાસે આવતી જતી હતી તેમ તેમ રામરાજાની સેના પણ અધિક ઉત્કઠિત થતી હતી થોડીવારમા શત્રુની સેના આવી પહોચી અને બન્ને તરફથી લડાઈ શરૂ થઈ આ યુદ્ધમા રામરાજાના સૈ-નિકોએ ઘણુ સારૂ પરાક્રમ બતાવ્યું.

અલાઉદ્દીને ઘણીવાર હિદુસ્તાનના ભિન્ન ભિન્ન પ્રદેશો ઉપર ચડાઈ કરી હતી. અસખ્ય મનુષ્યોના પ્રાણ અને ધન હરી લીધા હતા, અને અનેક રાજા-ઓને પોતાના શરણાગત બનાવ્યા હતા. થોડા સમયમાજ એણે ભારતમાં પોતાનો વિજયવાવટો ફરકાવ્યો હતો; પરન્તુ રામરાજાની સાથે દેવગઢની લડાઈમા તેણે જેવી હાર ખાધી તેવી પહેલા કદિ ખાધી નહોતી. આથી એને

ઘણી શરમ આવી. સીધી રીતે રામરાજાને જીતવાનો કોઇ ઉપાય ન રહ્યો ત્યારે તેણે એક પ્રપંચ રચ્યો તેણે એકદમ પોતાની સેનાને પાછી ફરવાની આજ્ઞા આપી અને ચારે તરફ ખબર ફેલાવી દીધી કે ' રામરાજાની પ્રબલ સેનાથી ડરી જઇને અલાઉદ્દીન બાદશાહ નાસી જાય છે. રામરાજા જેવો શત્રુ એને કોઈ મળ્યો નથી. તેથી લાચાર થઇને પાછા જવું પડે છે. '

શત્રુઓને નાસતા જોઇને રામરાજાની સેનામા ઘણો હર્ષ ફેલાયો, નિશ્ચિન્ત થઇને સૈનિકો પાછા ફર્યા, પરન્તુ થોડીવાર પછી ખબર પડી કે આ સમાચાર જૂઠા છે અલાઉદ્દીનની ફોજ તો પાંચ સાત ગાઉ ઉપર સંતાઇ રહી છે.

એ સમાચાર સાભળીને રામરાજાએ કૃષ્ણરાવ અને બીજા સેનાપતિઓને બોલાવીને તેમની સલાહ પૂછી. એ વખતે બધાએ સલાહ આપી કે શત્રુઓની પછાડી પડવું જોઇએ, કે જેથી એ લોકો આપણી સીમામાથી બહાર નીકળી જાય, અને પાછા આવવાની હિમ્મત ન કરે. રામરાજાને એ વાત યોગ્ય લાગી અને તેણે સેનાને તૈયાર થવાનો હુકમ આપ્યો, પરન્તુ એટલામાજ કૃષ્ણરાવ બોલી ઉઠયો 'પૃથ્વીનાથ ! શત્રુઓનો જડમૂળથી નાશ કરી નાખવાની મે એક યુક્તિ વિચારી છે આશા છે કે ઈશ્વર કરશે તો એમા આપણે ફાવી જઇશુ.'

રામરાજાએ ઘણા પ્રેમપૂર્વક પૂછયુ ' એ કયી યુક્તિ છે ? '

કૃષ્ણરાવે ઉત્તર આપ્યો ' યુક્તિ એવી છે કે એક મનુષ્ય વેશ બદલીને શત્રુ સેનામા જાય અને અંદર જઇને સારી પેઠે જોઇ આવે કે તેમનું સૈન્ય કેટલુ છે, સરસામાન કેટલો છે, દારૂગોળો કેટલો છે, વગેરે. એ બધો ભેદ જાણ્યા પછી એમના કરતા વધારે બળવાન ફોજ લઈને આપણે ધાવો કરીશું એટલે એ લોકોનો સમૂળગો નાશ થઈ જશે '

રાજાએ કહ્યું ' આ કામ જેવા તેવા આદમીનું નથી એને માટે તો કોઇ બહુ હોશિયાર અને પ્રમાણિક મનુષ્યની જરૂર છે વળી એ માણસનો જાન પણ ભારે જોખમમા છે, કારણકે શત્રુઓને ખબર પડી જાય કે એ છુપો દૂત છે તો તેઓ તરતજ તેના પ્રાણ લઈ લેશે '

કૃષ્ણરાવ તરત બોલી ઉઠયો ' મહારાજ ! આપ એ બાબતની ચિન્તા ન કરશો. હું જાતે જવાને તૈયાર છું, ફક્ત હજૂરના હુકમની રાહ જોઉં છું. '

રાજાએ એને જવા દેવાની એકદમ હા કહી નહિ, પરન્તુ કૃષ્ણરાવે ઘણોજ આગ્રહ કર્યો એટલે આખરે તેને કબૂલ કરવુંજ પડયુ. કૃષ્ણરાવની મનોકામના પૂર્ણ થઇ ગઈ. મનમા ને મનમા એ ઘણો પ્રસન્ન થવા લાગ્યો. એ તર-

તજ ત્યાથી ઉઠીને વેષ બદલીને શત્રુની સેના તરફ જવાનીતૈયારી કરવા લાગ્યો

પોતાના ભાવી પતિને શત્રુના મુખમા જતો જોઇને વીરમતી કાંઇક પ્રસન્ન અને કાંઈક દુઃખી થઇ. કૃષ્ણુરાવને મળીને એ એકાન્તમા કહેવા લાગી 'હજુ સુધી મારૂં લગ્ન આપની સાથે થયું નથી, તોપણુ સગપણુ થઇ ચુકયુ છે અને મારૂ હૃદય મે આપને સમર્પણુ કરી દીધુ છે એટલે આપ મારા પતિ છો અને આપનુ સુખદુ ખ તે મારૂ સુખદુઃખ છે શત્રુસેનામાં જવું એ યમરાજની પાસે જવા બરાબર છે, તમે માથું હાથમાં લઈને સ્વામીનું કલ્યાણુ સાધવા જાઓ છો, તેથી મને ઘણો સંતોષ થયો છે સાચા ક્ષત્રીઓ અને વીર મરાઠાઓનો એજ ધર્મ છે હુ આપને આપનુ કર્તવ્ય કરતા રોકતી નથી, પણુ મારી એક પ્રાર્થના છે, કે આપ મને પણુ આપની સાથે લઇ ચાલો હુ પુરુષનો વેષ બદલીને આવીશ એટલે મને કોઈ ઓળખી શકશે નહિ. '

કૃષ્ણુરાવ.–પ્રિયે ! તું કહે છે એ તો ઠીક છે, પણુ સ્ત્રીઓગમે તેટલો પુરુષનો પોષાક પહેરે તોપણુ એ મર્દ બની શકતી નથી, તું મારી સાથે આવીશ તો મારો જીવ તારામાજ રહેશે અને મારાથી મારૂ કામ પૂરેપૂરૂં થઇ શકશે નહિ

વીરમતીઃ–મારાથી બનશે તેટલી હુ આપને મદદ આપીશ, હુ આપને કોઇ પણુ જાતની તસ્દી આપીશ નહિ, આપ કાળના મુખમા જાઓ અને હુ સુખે બેસી રહુ, એ વાત મારાથી કદિ બનવાની નથી.

કૃષ્ણુરાવ –સ્ત્રીઓને યુદ્ધમા સાથે લઇ જવી એ ઠીક નથી લોકો મારી નિન્દા કરશે

વીરમતી –મને લઈ જવાથી આપની નિંદા થશે, તો આપને એકલા મોકલવા માટે વીરાંગનાઓ મારી પણુ નિંદાજ કરશે, પણુ હુ બીજી વાતનો આપની પાસે ખુલાસો ચાહું છુ. મે સાભળ્યુ છે કે આપ કપટથી શત્રુસેનાનો ભેદ લેવા જાઓ છો. મારા વિચાર પ્રમાણે એવુ છળકપટ કરવું એ ઠીક નથી

કૃષ્ણુરાવ –હુ ત્યા જઇને એકવાર શત્રુઓની ફોજને જાતે જોઈ આવીશ તો પછી તેમની સાથે લડવામા સગવડ પડશે, હજારો મનુષ્યોને પકડીને તેમના પ્રાણુ લેવા કરતા, તથા રક્તની નદી વહેવરાવવા કરતા, તો શત્રુને છાનામાના પકડી લેવા એ સારૂં કામ છે.

વીરમતીઃ–પ્રાણુનાથ ! દેશ અને ધર્મના રક્ષણુ સારૂ હજારો વીર પુરુષોએ પોતાના પ્રાણુ ખોયા છે. સાચા વીરપુરુષનું કામ તો મરવું અને મારવું

એજ છે. તેને પ્રાણુનો ભય હોતો નથી. રણુક્ષેત્રમા માર્યા જવાથી સીધા સ્વર્ગમા જવાય છે. મુસલમાનો છળકપટથી કામ લે છે તો તે માટે તેમની કેટલી બધી નિંદા થાય છે ? તમારે હાથે એવું નિંદનીય કૃત્ય ન થાય, તેની બહુ સભાળ રાખવી જોઇએ. મારા પ્રાણ ! મારી નમ્ર વિનતિ ઉપર ધ્યાન આપો અને મારી સૂચના પ્રમાણે કાર્ય કરો.

કૃષ્ણુરાવ —હમણા તો હું ફક્ત શત્રુઓનુ બળ જોવા માટેજ જાઉ છુ. તું નાહક ચિન્તા શા સારૂ કરે છે ?

એટલું કહીને કૃષ્ણુરાવ ઘોડાઉપર સવાર થઇને ચાલી નીકળ્યો વીરમતીથી એકલા રહેવાયુ નહિ, પતિ શત્રુઓના દળમા જાય અને પોતે નિશ્ચિન્ત થઇને ઘેર બેસી રહે, એ તેનાથી સહન થઇ શકયુ નહિ, તેણે પુરુષનો વેશ ધારણ કર્યો અને એક તેજ ઘોડા ઉપર સવાર થઈને કૃષ્ણુરાવ ગયો હતો તે રસ્તે જવા માડર્યું, આગળ કૃષ્ણુરાવ ઘોડો દોડાવતો જઈ રહ્યો હતો, પાછળ વીરમતી પણ ઘોડાને પૂરપાટ દોડાવતી જઈ રહી હતી, કૃષ્ણુરાવને તો વીરમતીના પાછળ આવવાની ખબરજ નહોતી, પરન્તુ કૃષ્ણુરાવ પણ ઝાડીઓમા એટલે દૂર નીકળી ગયો હતો કે વીરમતીની દૃષ્ટિ તેના સુધી પહોચી શકતી નહોતી બેએક કલાક એ પ્રમાણે ચાલ્યા પછી વીરમતીએ પોતાનાથી થોડે દૂર ઘોડાના પગનો ખખડાટ સાભળ્યો, અને એક ક્ષણુ પછી બે માણુસોને આ પ્રમાણે વાર્તાલાપ કરતા સાભળ્યા.

'કોણુ ?'

'અલાઉદ્દીન બાદશાહનો દોસ્ત'

'તમારૂ નામ ?'

'કૃષ્ણુરાવ.'

'વાહ ! કૃષ્ણુરાવ ! શાબાસ ! શાબાસ ! મને એજ ફિકર થયા કરતી હતી કે તમે પાછા આવીને અમને બાતમી આપી શકશો કે નહિ ?'

'કેમ, એમા શક લાવવા જેવું શુ હતું ? એકવખત વચન આપી ગયા પછી મારાથી ફરી જવાય એમ થોડુંજ હતું ? આજ હું ઘણી યુક્તિ કરીને આવ્યો છુ, રામરાજાની આખમા ધૂળ નાખીને આવ્યો છુ. એ બિચારો તો એમજ જાણે છે કે હુ શત્રુસેનાનો ગુપ્ત ભેદ જાણુવા આવ્યો છુ, પણ એને હજુએ ખબર નથી કે બહુ થોડીવાર પછી એનીજ ગાદીએ બેસશે.'

'બેશક ! તમે જ્યારે અમારા બાદશાહ સલામતને આ પ્રમાણે મદદ

કરશો ત્યારે એ તમને જરૂર આ ઇલાકાના સુબા બનાવશે તમે ઘણી હિંમત અને અક્કલમદીનું કામ કર્યું છે.'

આ શબ્દો સાભળતાવારજ વીરમતી ચોકી ઉઠી. દસ હજાર વીંછીઓએ એકસાથે ડંખ માર્યો હોય એવી સખ્ત વેદના તેને થવા લાગી, નખથી માથાસુધી એનું શરીર ચિન્તાગ્નિથી સળગવા લાગ્યુ, તેના મનમા ઉપરાઉપરિ અનેક વિચારો આવવા લાગ્યા થોડી વારમાજ તેણે કર્તવ્યનો નિર્ણય કર્યો કમરમાથી એક ચળકતી તલવાર કહાડીને એ પોતાના ભાવી પતિ કૃષ્ણુરાવની તરફ દોડી અને ક્રોધ અને તિરસ્કાર દર્શાવીને બોલી દુષ્ટ ! નીચ ! અધમ ! પાપી ! વિશ્વાસઘાતી ! રાજદ્રોહી ! કુલાગર ! ચાડાલ ! તારા જેવા દેશદ્રોહીઓએજ ભારતવર્ષને પાયમાલ કરી દીધુ છે '

વીરમતીના કોમળ કંઠમાથી આ કઠોર શબ્દો નીકળ્યા, શબ્દોની સાથે સાથેજ તેના સુકોમળ હાથે એવી સરસ રીતે તલવાર ચલાવી કે કૃષ્ણુરાવ પોતાની તલવાર ઉપર હાથ મૂકે તે પહેલાજ વીરમતીની તલવાર તેની છાતીમા ઉંડી પેસી ગઈ કૃષ્ણુરાવ તરતજ ઘોડા ઉપરથી નીચે ઢળી પડયો તેણે ઉંચે જોયુ તો વીરમતીનુ ઉગ્ર સ્વરૂપ તેના દીઠામા આવ્યુ. એ મંદ સ્વરે બોલી ઉઠયો 'કોણ ? વીરમતી !હાય મારી !'તેને આગળ બોલતો અટકાવીને વીરમતી બોલી 'બસ ! બહુ થયું ! ચુપ રહે દુષ્ટ ! વિશ્વાસઘાતી ! ખબરદાર ! મોમાથી એક પણ અક્ષર કહાડયો છે તો ! દેશને હાનિ પહોચાડનાર તારા સરખા નરાધમની તો આજ દશા થવી જોઇએ. જે મોએ તે વિશ્વાસઘાતી વચનો કહ્યા છે તે અપવિત્ર મુખમાથી મારૂં નામ ઉચ્ચારીને મને અપવિત્ર ન કરીશ. તું દેશદ્રોહી છે, સ્વજનદ્રોહી છે, સ્વામીદ્રોહી છે, સ્વાર્થી છે અને મહાપાપી છે મોએ મીઠુ બોલીને અંદરખાનેથી દેશની સ્વાધીનતાનો નાશ કરવા ઈચ્છનાર દગાબાજ પુરુષને હું પતિ બનાવવા નથી માગતી '

કૃષ્ણુરાવને વીરમતીની તલવારનો જે ઘા લાગ્યો હતો તે ઘણોજ કારી હતો તેની જીવનયાત્રા પૂરી થવામાં પાચ દશ પળનીજ વાર હતી મૃત્યુ સમયે વીરકન્યા વીરમતીનો તિરસ્કાર સાભળીને કૃષ્ણુરાવને પોતાના કૃત્ય માટે પશ્ચાત્તાપ થયો. તેના મુખમાથી છેવટને વખતે નીકળી ગયુ કે ' પ્રિયે ! તે મને આવા મોટા કલંકમાથી બચાવ્યો એ ઘણું સારૂ કર્યું. હજુસુધી કશું બગડયુ નથી.'

વીરમતીએ કહ્યું 'પતિનો ધર્મ સ્ત્રીને અધર્મમાંથી બચાવવાનો છે. તેવીજ

રીતે પુરુષ પણ નિંદનીય અને કલંકિત માર્ગે જતો હોયતો તેને ઠેકાણે લાવવો એ પત્નીનું કામ છે હું પણ વીરપુરુષની કન્યા છું. તમે મારા પતિ છો હું તમને ખરા અંતઃકરણથી ચાહું છું. હું જાણીજોઇને તમને કુમાર્ગે કેવી રીતે જવા દઇ શકું ? તમે એમ ન સમજશો કે તમને મારી નાખીને હું પોતે સુખમાં જીવન ગાળીશ. હું તો તમારી સાથેજ આવું છું આ દુનિયામાં રહીને હવે શું કરવાની છું ? તમારા વગર સંસાર મારે માટે નીરસ અને શૂન્ય છે

એટલું કહીને વીરમતીએ પતિના રક્તથી ખરડાએલી તલવાર એકદમ પોતાની છાતીમાં ખોસી દીધી અને જોતજોતામાંજ સ્વર્ગે સિધાવી

આ પ્રમાણે આ પ્રેમી યુગલની જીવનલીલા પૂર્ણ યૌવનાવસ્થામાંજ એકાન્ત વનમાં સંપૂર્ણ થઇ. રામરાજાએ એ બન્નેની ઘણીએ શોધ કરાવી, પણ પત્તો લાગ્યો નહિ. ઘણે દિવસે અલાઉદ્દીનની સેનાએ દેવગઢનો કિલ્લો પોતાના હાથમાં લીધો ત્યારે મુસલમાન સૈનિકને મોઢે આ ભેદ પ્રગટ થયો

વીરરમણીઓ સ્વદેશ અને સ્વધર્મની ખાતર વહાલામાં વહાલી વસ્તુની પણ પરવા કરતી નથી. ધન્ય છે એમના જીવનને !!

---

## रत्न १४२ मुं–सुहडादेवी



આબુના રળિયામણા પર્વત ઉપર પ્રવાસ કરી આવેલી અમારી વાચક ભગિનીઓ ત્યાંના પુરાતન જૈન મંદિરોનું અપૂર્વ સૌન્દર્ય જોઇને મુગ્ધ થઇ ગઇ હશે ત્યાં આગળ નેમિનાથ મહારાજનું એક મંદિર છે, જે વસ્તુપાલ તેજપાલના મંદિર તરીકે પ્રસિદ્ધ છે એ મંદિર વસ્તુપાલના નાના ભાઈ તેજપાળે પોતાના પુત્ર લૂણસિંહ અને પોતાની સ્ત્રી અનુપમદેવીની સદ્દગતિ નિમિત્તે કરોડો રૂપિયાનું ખર્ચ કરાવીને ઇ૦ સ૦ ૧૨૩૧ માં બંધાવ્યું હતું. એ એક ઘણું જ સુંદર મંદિર છે અને ત્યાંના ઉત્તમ મંદિર વિમળશાહના દહેરાની ઘણા અંશમાં સમાનતા કરી શકે છે એ મંદિરની કારીગીરીના સંબંધમાં ભારતીય શિલ્પસંબંધી વિષયોના પ્રસિદ્ધ લેખક ફર્ગ્યુસન સાહેબે પોતાના પુસ્તક (પિકચરસ ઇલસ્ટ્રેશન્સ ઓફ એન્શીયન્ટ આર્કિટેકચર ઈન હિન્દુસ્તાન)અર્થાત્ 'હિંદુસ્તાનમાં પ્રાચીન કોતરકામનાં જોવા

લાયક ચિત્રો ' મા લખ્યુ છે, કે આ મ દિર આરસપહાણનુ બનેલુ છે અત્યત પરિશ્રમ સહન કરી શકનારી હિન્દુઓની ટાકીથી, બારીકાઈથી એટલી મનોહર આકૃતિઓ બનાવી છે કે, તેની નકલ ઉપર ગમે તેટલી મહેનત કર્યા છતાં અને ગમે તેટલો સમય રોકાયા છતા, હુ કાગળ ઉપર ઉતારી શકતો નથી. તેના ઘુમટોની કારીગરીના વખાણ કરતા કર્નલ ટોડ લખે છે કે એનુ ચિત્ર તૈયાર કરતા કલમ થાકી જાય છે અને અત્યત પરિશ્રમ કરનારા ચિત્રકારની કલમને પણ એમ કરતા ઘણો પરિશ્રમ પડશે ' ગુજરાતના ઇતિહાસકાર ફાર્બસ સાહેબે પણ ' રાસમાળા ' મા એ મ દિરોના કોતરકામની ઘણી પ્રશ સા કરી છે એ મ દિરને બ ધાવનારા વસ્તુપાળ અને તેજપાળ ગુજરાતની જૂની રાજધાની અણહિલપુર પાટણના રહેવાસી પોરવાળ વાણિયા હતા તેમના બાપનુ નામ અશ્વરાજ ( આસરાજ ) હતુ, અને તેઓ ગુજરાતમા ધોળકા પ્રાન્તના (બઘેલ) વ શના રાણા વીરધવળના મ ત્રી હતા. જૈન ધર્મના મંદિરો બ ધાવવામા એમના જેટલુ દ્રવ્ય બીજા કોઈએ ખરચ્યુ નથી. તેણે પોતાના કુટુ બના અનેક સ્ત્રીપુરુષોના નામ ઉપરથી નાના મોટા ( બાવન ) દહેરાં બ ધાવ્યા છે મુખ્ય મ દિરના દ્વારની બન્ને તરફ ઘણી સરસ કારીગરીવાળા બે ગોખલા છે એ ગોખલાને લોકો 'દેરાણી જેઠાણીના આળિયા' કહે છે. ' એ આળિયા ' ને માટે એમ કહેવાય છે કે એક આળિયું વસ્તુપાળની સ્ત્રીએ અને બીજુ આળિયું તેજપાળની સ્ત્રીએ પોતાને ખર્ચે બ ધાવ્યું હતું. મહારાજ શાતિવિજયની બનાવેલી ' જૈનતીર્થ ગાઈડ'મા એ પ્રમાણે લખેલું છે, પણ પ્રખ્યાત ઇતિહાસવેત્તા પ ડિત ગૌરીશ કરજી એ વાતને સ્વીકારવા યોગ્ય ગણતા નથી. તેમના કહેવા પ્રમાણે એ બન્ને ગોખલા વસ્તુપાલે પોતાની સ્ત્રી સુહડાદેવીના સ્મારકમા તેની સદ્ગતિ નિમિત્તે બ ધાવ્યા હતા. સુહડાદેવી પાટણના રહીશ મોઢ વાણિયા જાલ્હણના પુત્ર આસાજીની પુત્રી હતી. એ વખતે ગુજરાતમા પોરવાળ અને મોઢ વાણિયામા પરસ્પર લગ્નવ્યવહાર હતો.

સુહડાદેવી ઘણી યોગ્ય સ્ત્રી હોવી જોઇએ કેમકે તેના મૃત્યુ પછી તેના પતિએ તેનુ સ્મારક જાળવી રાખવા ઘણુ મોટુ ખર્ચ કર્યું હતુ. એ બતાવી આપે છે કે પોતાની હયાતિમા તેણે પતિનો પ્રેમ ઘણી સારી રીતે સ પાદન કર્યોહશે.

## रत्न १४३ मुं--दाइ मनमेल



એ નું મૂળ નામ હમબલ હતુ એ ખ્વાજા કુત્બુદ્દીન કાકીની દાઇ હતી. કુત્બુદ્દીન ખ્વાજા સાહેબ એ દાઈનુ સ્તનપાન કરીનેજ ઉછર્યા હતા ખ્વાજા સાહેબ મોટા સિદ્ધ પુરુષ હતા અને પાછળથી દિલ્હીમા આવી વસ્યા હતા દિલ્હીમાં ગયા પછી તેમણે દાઈ મનમેલને પોતાને ત્યા બોલાવીને ઘણી પ્રતિષ્ઠા કરી હતી ખ્વાજા સાહેબના સહવાસથી એ દાઇ પણ ધાર્મિક અને સાધ્વી થઈ ગઈ હતી ઈશ્વરભક્તિમા તેનો સમય વ્યતીત થતો ખ્વાજા સાહેબના દર્શનાર્થે આવનારી સ્રીઓને એ ઉપદેશ આપતી તથા તેમના જીવનમા ધાર્મિકતાનો સચાર કરતી ખ્વાજા સાહેબનો તેના ઉપર પૂર્ણ વિશ્વાસ હતો ઘરનો બધો કારભાર એમણે દાઈ મનમેલને સોપી દીધો હતો એ ઘણી વિનયી અને મર્યાદાશીલ સ્રી હતી. પુરુષોને પોતાનુ મો કદિ બતાવતી નહોતી એની કબર પુરાણી મસ્જીદની સામે પૂર્વી દરવાજા આગળ હજરત ખ્વાજા સાહેબની કબરની પાસેજ દિલ્હીમા છે.

## रत्न १४४ मुं--पद्मिनी



જગતના શ્રેષ્ઠ વીર અને વીરાગનાઓના પુણ્ય લોહીથી પવિત્ર થએલી મેવાડની ભૂમિ ભારતીય વીર ધર્મના મુખ્યતીર્થરૂપ છે પૌરાણિક યુગમા જે પ્રમાણે કુરુક્ષેત્ર હતું તે પ્રમાણે ઐતિહાસિક યુગમા મેવાડ વીરધર્મની સાધના માટે સર્વશ્રેષ્ઠ સાધનભૂમિ હતુ ભારતમા કદિ વીરધર્મનો અભ્યુદય થશે, વીરધર્મ જો કદિ ભારતવાસીઓના હૃદયમા ફરીથી સ્થાન મેળવશે, તો કુરુક્ષેત્ર અને મેવાડ ભારતવર્ષમા સર્વશ્રેષ્ઠ તીર્થસ્થાન તરીકે પૂજાશે જો કોઇ પણ દિવસ ભારતવાસીઓ અનુભવશે, કે કુરુક્ષેત્ર અને મેવાડની ધૂળની પ્રત્યેક રજકણ ભારતવાસી વીરોના રક્તથી અભિષિક્ત થયેલી છે, તથા તેમા ભારતવાસી વીરોની વીરતા અને મહાનુભાવતા સમાયેલી છે, તો એ વખતે જાગૃત ભારતવર્ષના કરોડો નરનારીઓ એ બન્ને તીર્થમા એકઠા થઈને એ પવિત્ર ધૂળનો સ્પર્શ કરીને વીરધર્મથી ઉત્તેજીત થશે. વીરત્વહીન

ભારતમા એવો દિવસ આવશે ત્યારે ભારતવર્ષના એ મહાન્ વીરોનો આત્મોત્સર્ગ સફળ થશે

આગલા ચરિત્રમા અમે મેવાડની રાણી કર્મદેવીની અપૂર્વ વીરતાની કહાણી વર્ણવી ગયા છીએ આ અને આના પછીના કેટલાક ચરિત્રોમા ક્રમસર જે કેટલાક વીરપુરુષો અને વીરાગનાઓની કીર્તિકથા વર્ણવવામા આવશે તે ઉપરથી વાચક બહેનો સમજી શકશે કે મેવાડને ભારતના વીર-ધર્મના મુખ્ય તીર્થતરીકે પૂજવાનુ કહેવામા અમે વ્યાજબી છીએ કે નહિ ?

સમરસિહ અને કર્મદેવીના આવિર્ભાવને એક સો કરતા વધારે વર્ષ વીતી ગયા પછી ઇ૦ સ૦ ૧૨૭૫ મા લક્ષ્મણસિંહ ચિતોડની ગાદીએ બેઠો હતો લક્ષ્મણસિહ એ વખતે સગીર વયનો હોવાથી રાજ્યનો વહિવટ તેના કાકા ભીમસિહના હાથમા હતો. ભીમસિહ એક પરાક્રમી વીર હતો અને સિહલની રાજકુમારી પદ્મિનીને સમુદ્રપારથી પરણી લાવ્યો હતો. પદ્મનુ સૌરભ જેમ આખા સરોવરને પ્રફુલ્લિત કરી દે છે તથા ધીમે ધીમે તેની સુગધ દિગદિગતમા પ્રસરાવી દે છે, તે પ્રમાણે કમલાસન ઉપર બિરાજતા લક્ષ્મીદેવીના જેવી સુદર પદ્મમુખી રાજપૂતાણી પદ્મિનીના રૂપનો મહિમા તથા તેના સદ્ગુણોની કીર્તિ દિવસે દિવસે આખા ભારતવર્ષમા પ્રસરી ગયા ગરીબ દુ:ખી મનુષ્યની સાધારણ ઝુપડીથી માડીને રાજાધિરાજોના મહે-લોમા પદ્મિનીના જેવી સુદરી એ વખતે કોઇ નહોતી

એ વખતે દિલ્હીની ગાદી ઉપર અલાઉદ્દીન ખિલજી બાદશાહ રાજ્ય કરતો હતો. પદ્મિનીના દેવદુર્લભ સૌન્દર્યની વાત એક દિવસ તેને કાને પણ પહોચી, અને એ પ્રશસાથી એ એટલો બધો પ્રેમમુગ્ધ થઇ ગયો કે પદ્મિનીને પોતાની બેગમ બનાવવાના સકલ્પથી તેણે ચિતોડ ઉપર પ્રચડ સૈન્ય સાથે ચડાઇ કરી જાતીય સ્વાધીનતા અને રાજકુટુબની લલનાના સન્માનની ખાતર રાજપૂત વીરો અદમ્ય ઉત્સાહ અને પરાક્રમથી યુદ્ધ કરવા તત્પર થયા અલાઉદ્દીન દિલ્હીનો બાદશાહ હતો. તેનુ સૈન્ય અને બળ અપરિમિત હતુ પૈસાટકાની પણ ખોટ નહોતી, પરંતુ એવા પરાક્રમી શત્રુઓ સાથે પણ મેવાડ સરખા નાના રાજ્યના રાજપૂતો એવા અલૌકિક વીરત્વ અને સાહસથી લડયા કે મુસલમાન સેના ચિતોડના કિલ્લા તરફ એક ડગલુ પણ આગળ ન વધી શકી.

લાબા સમય સુધી યુદ્ધ ચાલવાથી બન્ને પક્ષના લોકો થાકી ગયા.

અલાઉદ્દીને ભીમસિંહને કહેવરાવ્યુ કે ' મારે પદ્મિની જોઇતી નથી. મે સાભળ્યુ છે કે એ અદ્વિતીય સુદરી છે. એક વાર તેને આખેથી જોવાની મારી ઇચ્છા છે, તેની સુંદર મૂર્તિના એક વખત દર્શન કર્યા પછી, હુ સૈન્ય લઇને પાછો દિલ્હી જઇશ. '

આ સ દેશો સાભળીને ભીમસિંહ અને ચિતોડના બીજા સરદારો વિચારમા પડયા અલાઉદ્દીનની પાપી દૃષ્ટિ આગળ રાજકુટુબની લક્ષ્મી જેવી પવિત્ર સુદરીનું સૌન્દર્ય કેવી રીતે દેખડાય ? એવી હીનતાનો સ્વીકાર કરવાને કોઇનું મન લલચાયું નહિ. આખરે પદ્મિનીને આ વાતની જ્યારે ખબર પડી ત્યારે તેણે પતિને કહ્યુ ' મારૂં આ ક્ષણભ ગુર રૂપ ચિતોડને માટે કાળ-સ્વરૂપ નીવડયું હવે એ મિથ્યા સૌન્દર્યની ખાતર ચિતોડના વીર રાજપૂતોનો રક્તપાત મારાથી જોઈ શકાશે નહિ. મને એક વાર માત્ર જોવાથીજ અલાઉદ્દીન બાદશાહ સ તુષ્ટ થતો હોય અને ચિતોડના વીરોનુ રક્ષણ થતું હોય, તો પછી એમ કરવામા શી હાનિ છે ? હુ એકદમ તેને મો દેખાડવાને તો તૈયાર નથી આરસીમા મારૂં મો જોયાથીજ એની આકાક્ષા તૃપ્ત થતી હોય તો એમ કરવા તૈયાર છુ એને તમે ખબર આપો કે એમ કરવાને એ રાજી છે ?

ઘણો વિચાર કર્યા પછી પદ્મિનીની એ સલાહ ભીમસિંહે પસ દ કરી.આ સમાચાર અલાઉદ્દીનને પહોચાડવામા આવ્યા અલાઉદ્દીને એ સૂચના કબૂલી.

નિયમિત દિવસે અલાઉદ્દીનને ચિતોડના રાણાજીના મહેલમા લઇ જવામા આવ્યો. ઉદાર હૃદયના વીર રાજપૂતો એક વખત વચન આપ્યા પછી કદિ પણ ફરી જતા નથી. શત્રુને પણ મિત્ર અથવા અતિથિતરીકે પોતાના ઘરમા નોતર્યા પછી તેઓ કોઇ દિવસ તેની સાથે વિશ્વાસઘાત કરતા નથી રાજપૂતોના આ ગુણવિષે અલાઉદ્દીન બાદશાહની પણ ખાત્રી હતી, તેથી એ પણ ફક્ત ગણ્યાગાઠયા અનુચરોને સાથે લઇને નિર્ભય ચિત્તે રાણા ભીમસિહના મહેલમા ગયો

આરસીમા અલાઉદ્દીને પદ્મિનીની પ્રતિમૂર્તિ દેખી તેની ખાત્રી થઈ કે પોતાની કલ્પનાવડે હૃદયમા તેણે પદ્મિનીનુ જે સૌન્દર્ય આકી રાખ્યુ હતુ, તેના કરતાં હજારોગણુ સૌન્દર્ય પદ્મિનીનું છે જોતાવારજ તેની પાપવાસના દૂર થવાને બદલે સોગણી વધારે પ્રદીપ્ત થઈ ગઇ, પણ પદ્મિનીને મેળવવાનો ઉપાય શો ? મનમા ને મનમા તેણે એક યુક્તિ શોધી કાઢી, અને જતી વખતે મિત્રભાવે ઘણા મધુર વચનોમાં રાણા ભીમસિહને પોતાના તબુમા

પધારવાનું નિમંત્રણ કર્યું. સરળ સ્વભાવનો ભીમસિંહ કાંઈ પણ આનાકાની કર્યા વગર અલાઉદ્દીનના તંબુમાં ગયો અલાઉદ્દીનના પેટમાં તો પાપ હતુંજ તેણે ભીમસિંહને કેદ કરી દઈને ચિતોડવાસીઓને જણાવ્યું કે, પદ્મિની નહિ આપી દો ત્યાંસુધી ભીમસિંહને છોડવામાં નહિ આવે.

યથાસમયે આ સમાચાર પદ્મિનીને કાને પહોંચ્યા ચિતોડના રાજકુટુંબની વધના સન્માન અને રક્ષણ સારૂ ચિતોડવાસીઓ જીવસટ્ટે લડવા તૈયાર છે એ તે જાણતી હતી દૈવસંયોગે ચિતોડવાસીઓનો એ પ્રયત્ન નિષ્ફળ જાય અને મુસલમાનોનો વિજય થાય તો ચિતાના અગ્નિમાં પ્રવેશ કરીને નારીધર્મનું રક્ષણ કરતાં પણ પદ્મિનીને આવડતું હતું, પરંતુ એ અત્યંત પતિભક્ત સ્ત્રી હતી. પતિ ભીમસિંહનું રક્ષણ કેવી રીતે થાય, મુસલમાન શત્રુના હાથમાંથી એ કેવી રીતે છૂટકારો મેળવે, એજ બાબતની એને ચિંતા હતી. ધર્મના રક્ષણ સારૂ, દેશના રક્ષણ સારૂ, સતીઓના સતીત્વના રક્ષણ સારૂ, શત્રુને હાથે સમરક્ષેત્રમાં તલવારથી મરવું એ રાજપૂત વીરની શ્રેષ્ઠ ગતિ છે. પોતાના સ્વામી કુલધર્મને છાજતી આ ગતિને પામ્યા હોત, તો સતી પદ્મિનીને એટલો શોક ન થાત, પણ આ તો પોતાનો મહા વીર સ્વામી, વિશ્વાસઘાતી આતતાયી શત્રુને હાથે નીચપણે કતલ થશે; એ ચિંતા સતી પદ્મિનીને અસહ્ય થઈ પડી બીજી સાધારણ સ્ત્રીઓની પેઠે પદ્મિની આ વિપત્તિને સમયે જરા પણ ગભરાયા વગર ધીર ચિત્તે સ્વામીના ઉદ્ધારની યુક્તિ શોધવા લાગી તેની સાથે તેના પિયેરથી ગોરા અને બાદલ નામના બે વિશ્વાસુ વીરો ચિતોડમાં આવ્યા હતા. આ વખતે તેણે તેમને બોલાવીને સલાહ લીધી. કેવી યુક્તિથી પતિનો ઉદ્ધાર થાય, અને પોતે પોતાનું સતીત્વ અકલંકિત રાખીને બાદશાહના તંબુમાંથી રાણાજીને છોડવી લાવે એ સંબંધી પદ્મિની ગોરા અને બાદલ સાથે ઘણા વખતસુધી વાતચીત કરવા લાગી

આખરે ત્રણે જણાએ એકમત થઇને એક યુક્તિ શોધી કાઢી. તેમણે અલાઉદ્દીન બાદશાહને કહેવરાવ્યું કે ‘ સ્વામીને છોડાવવા સારૂ હું બાદશાહને તાબે થઇશ, પરંતુ તે પહેલાં બાદશાહે મારી એક વિનતિ મંજૂર રાખવી પડશે. હું એક રાજકન્યા અને રાજમહિષી છું મારે ઘણી બેનપણીઓ છે તેમાંથી સાતસે બેનપણીઓ મ્યાનામાં બેસીને મારી સાથે આપની છાવણીમાં આવશે એમાંથી કેટલીક તો પાછી જશે અને કેટલીક સાથે રહેશે. એ બધી સખીઓ સારા ઘરની રાજપૂતાણીઓ છે. તેમના સન્માનાર્થે મુસ-

લમાન સૈનિકોએ દૂર ઉભા રહેવું પડશે. બીજું એકે તબુમા જતા પહેલાં હું મારા સ્વામી પાસે એકવાર છેવટની વિદાય લેવા જઈશ એ વખતે એમના બ દીખાનાની આસપાસ પણ મુસલમાનોને ઉભા ન રહેવા દેવા

આ સ દેશો મળતાવારજ અલાઉદ્દીન હર્ષઘેલો થઇ ગયો એ સ દેશામા કાઈ મર્મ હશે, કે એમા કોઇ છુપો ભેદ સમાયલો હશે, એવી શ કા તેને કદિ ઉપજી નહિ આન દમા ઉન્મત્ત થયેલો બાદશાહ પદ્મિનીની બધી શરતો પાળવા તૈયાર થયો. પદ્મિનીએ દિવસ અને સમય નક્કી કરીને બાદશાહને ખબર મોકલી.

નિર્દિષ્ટ દિવસે સાતસો મ્યાનાઓ પઠાણ છાવણીમા ભીમસિ હના કારાગારની સન્મુખ ઉપસ્થિત થયા મુસલમાન સૈનિકો અને પહેરેગીરો બધા છેટે હતા. પદ્મિની કોઈ ન જાણે એવી રીતે ભીમસિ હને પોતાની સાથે મ્યાનામા બેસાડી પલાયન કરી ગઇ. રક્ષકતરીકે બીજા કેટલાક મ્યાનાઓ તેમની સાથે ગયા. બાકીના મ્યાનાઓ ત્યા ત બુ આગળજ રહ્યા મુસલમાનો સમજ્યા કે પદ્મિનીની સાથે આવેલી જે બેનપણીઓ પાછી જવાની હતી તે ચિતોડ પાછી જઈ રહી છે. પદ્મિની હવે થોડા વખતમા બાદશાહના તબુમા જશે

પર તુ આમ રાહ જોતા જોતા ઘણો વખત થઈ ગયો, પણ પદ્મિની બાદશાહ પાસે ગઇ નહિ. બાદશાહ વિચાર કરવા લાગ્યો કે સ્વામીનો ત્યાગ કરવા તો આવી છે અને વળી આટલો બધો વખત વાતચીત શાની કરે છે ? બાદશાહનુ મન ચ ચળ થઈ ગયુ. ધીમે ધીમે તેના શ કાશીલ હૃદયમા કાઇક શક પણ ઉત્પન્ન થયો સૈનિકો સાથે તેણે ભીમસિ હના કારાગાર આગળ આવીને ત બુનો પડદો ઉપાડવાનો હુકમ કર્યો. એકદમ વીરગર્જના કરીને ત બુની અ દરથી તથા એ મ્યાનાઓમાથી હથિયારબ ધ રાજપૂત વીરો નીકળી આવ્યા. મ્યાના ઉપાડનારા ભોઇઓએ પણ પોતાનો કપટીવેશ છોડી દઇને ખરા રાજપૂતતરીકે શસ્ત્ર ધારણ કર્યા. મુસલમાનો અને રાજપૂતો વચ્ચે ઘોર યુદ્ધ મચી ગયુ

પદ્મિની આ પ્રમાણે સાતસે યોદ્ધાઓને પોતાની બેનપણીઓતરીકે તથા દરેક મ્યાના દીઠ છ છ મળીને બેતાળીસે રાજપૂતોને મ્યાનો ઉ ચકનારા ભોઇ તરીકે લઈ ગઈ હતી અને યુક્તિ તથા કૌશલ્યપૂર્વક શત્રુના હાથમાથી પતિને છોડાવીને ચાલી ગઈ હતી.

એ જગ્યાએ ભીષણ યુદ્ધ આર ભાયુ. મુસલમાનોનુ એક લશ્કર ઝપાટા

બધ પદ્મિની અને ભીમસિંહની પછાડી ગયુ. રસ્તામા બન્ને પક્ષ વચ્ચે ખુબ ઝપાઝપી ચાલી રાજપૂત અને મુસલમાન સૈનિકોના રક્તથી યુદ્ધભૂમિ રગાઇ ગઇ, પણ ભીમસિંહ અને પદ્મિની ક્ષેમકુશળ ચિતોડગઢમાં પહોચી ગયા

ગોરા નામક પદ્મિનીના પિયરનો સબધી એક મહાવીર એ સમયે ચિતોડમા સેનાનાયક હતો ગોરા અને તેના બાર વર્ષના ભત્રીજા બાદલે આ યુદ્ધમા અતુલ પરાક્રમ દેખાડયુ ગોરા પોતાની તલવારથી અસખ્ય મુસલમાન સૈનિકોનો વધ કરીને વીરશય્યામા સૂઈ ગયો. બાળક વીર બાદલ ઘોડેસવાર થઇને મુસલમાનોના લશ્કરને ભેદીને ચિતોડ આવ્યો, અને પોતાની કાકીને ગોરાના મૃત્યુના સમાચાર જણાવ્યા

બીજી તરફ ચિતોડ જીતવાની તથા પદ્મિનીને વરવાની આશા મિથ્યા છે એમ જાણીને અલાઉદ્દીન બાદશાહ વીલે મોએ દિલ્હી પાછો ગયો

ઘણા વર્ષ વીતી ગયા પદ્મિનીના ચાતુર્યને લીધે પોતે જે છક્કડ ખાધી હતી, તે તેના હૃદયમા હમેશા ખુચ્યા કરતી હતી પદ્મિની, ભીમસિંહ અને ચિતોડના રાજપૂતોનુ વેર લેવા માટે તેના હૃદયમા પ્રબળ ડંખ લાગ્યા કરતો હતો. એટલા સારૂ ફરીથી એક વખત લાગ જોઇને તેણે ચિતોડ ઉપર બીજી વારની ચઢાઇ કરી. ઈ૦ સ૦ ૧૨૯૬

પહેલા યુદ્ધમા રાજપૂતોના મોટા મોટા શૂરા સામન્તો માર્યા ગયા હતા. એ લોકો હજુસુધી પોતાની ખોટ પૂરી કરી શકયા નહોતા, એટલામા અલાઉદ્દીને પ્રચડ સૈન્યસહિત ચિતોડને ફરીથી ઘેરી લીધુ રાજપૂતો જલદીથી જેટલી સેના એકઠી થઇ શકે તેટલી કરીને મુસલમાનોની સાથે મરણીઆ થઈને લડવાને તૈયાર થયા એ યુદ્ધ ઉપર ટીકા કરતા ‘ ઇતિહાસ રાજસ્થાન ’ ગ્રથના લેખક ચારણ રામનાથ રત્નુ લખે છે, કે “ સિસોદિયાઓએ ગઢમા બેસી રહીને લડાઇ કરી એ એમની મોટી ભૂલ થઈ અને એમના પછી પણ મહારાણા પ્રતાપસિંહજીના વખત સુધી એ ભૂલ ચાલુ રહી, જેને લીધે મુસલમાનોને ઘણુ ખરૂ જીત મેળવવાને અવસર મળ્યો, કેમકે ગઢમા બેસીને લડવાથી રાજપૂતો ઘેરાઇ જતા હતા, આખો દેશ શત્રુઓના હાથમા આવી જતો હતો, પ્રજાને શત્રુઓથી બચાવનાર કોઇ રહેતું નહિ. શત્રુઓને બધી જાતનુ સુખ અને સગવડ મળતા. એમને ફક્ત એટલીજ ફીકર રાખવી પડતી કે કિલ્લાની અદર બહારથી અન્ન અને જળ

પહોંચવા ન પામે આને લીધે કિલ્લાની અંદરના રાજપૂતોને અન્નજળ વગર બેચાર દિવસ રહેવાનો પ્રસંગ આવતાજ તેમને બેબાકળા થઇ જઇને કિલ્લો છોડીને બહાર લડવાને નીકળી આવવું પડતું. એ વખતે શત્રુઓ તંદુરસ્ત હાલતમા રહેતા, અને રાજપૂતો ભૂખ્યાતરસ્યા બે ત્રણ દિવસના અપવાસી હોવાથી જો કે એ લોકો પુષ્કળ વીરતાથી લડતા, તોપણ આખરે થાકીને ઘણા ખરા માર્યા જતા. જો બચતા તો માંહોમાંહે કપાઈ મરતા; કેમકે એવા ભયંકર યુદ્ધ વખતે ક્ષત્રીઓ સદા પોતાની સ્ત્રીઓને સળગાવી મૂકીને કેસરીયા કરીને લડવા નીકળતા એટલે પરાજીત અવસ્થામાં સંસારમા રહેવુ એમને કદાપિ પસંદ નહોતુ. આ પ્રમાણે બધા રાજાઓએ દિલ્હીના બાદશાહની આગળ પરાજય મેળવ્યો.

મહારાણા પ્રતાપસિંહે એવા પ્રકારની લડાઇ છોડી દીધી તેનું પરિણામ એ આવ્યું, કે અકબર જેવો પ્રબળ બાદશાહ પણ એમને વશમા ન કરી શકયો" અસ્તુ !

ચિતોડવાસીઓ સ્વદેશના રક્ષણ સારૂ આ વખતે પણ જીવસટે યુદ્ધ કરવા લાગ્યા, પરંતુ ભારતના બાદશાહની પ્રબળ શક્તિ આગળ નાનકડું મેવાડ કેટલા દિવસ ટકી શકે ? મેવાડવાસીઓ સમજી ગયા કે આ વખતે ઘણા દિવસ સુધી ટકી શકાય એમ નથી, પરંતુ દેહમા પ્રાણ હોય ત્યા લગી બીજા કોઇની તાબેદારી સ્વીકારવી, એ રાજપૂતોને માટે અસંભવિત હતુ. એટલે ફરીથી રાજપૂત વીરો દેશનું ગૌરવ સાચવી રાખવા સારૂ સમરક્ષેત્રમા દેહવિસર્જન કરવા તૈયાર થયા.

એક દિવસ રાણા લક્ષ્મણસિંહ ઘાડી રાત્રે એકલા પડયા પડયા ચિતોડ ઉપર આવી પડેલી આ વિપત્તિનો વિચાર કરતા હતા, એટલામા ગંભીર સ્વરે "મે ભૂખી હુ" એ શબ્દ રાણાના સાંભળવામા આવ્યા. ચમકી જઇને રાણાએ જોયુ તો ચિતોડની અધિષ્ઠાત્રી ચતુર્ભુજા દેવી ભયંકર મૂર્તિ ધારણ કરીને સન્મુખ ઉભી છે રાણાએ દેવીને પ્રણામ કરીને કહ્યું 'મા ! ઘણા વર્ષોથી હજારો રાજપૂતો રણક્ષેત્રમા પ્રાણ અર્પણ કરી રહ્યા છે, એમના એટલા બધા લોહીથી પણ તમારૂં પેટ નથી ભરાયું ?'

દેવીએ કહ્યુ 'ના, હું હજુ ધરાઇ નથી. મારે રાજરક્ત જોઈએ છે. તારા બાર પુત્રો એકેએક રાજ્ય ઉપર અભિષિક્ત થઇને રણભૂમિમા પ્રાણ આપશે, ત્યારે તેમના તાજા લોહીથી મારી તૃપ્તિ થશે. નહિ તો હું કોઈ

દિવસ ધરાવાની નથી અને ચિતોડનું રક્ષણુ પણુ થવાનું નથી.'

દેવી અંતર્ધાન થઇ ગઈ. બીજે દિવસે રાણા લક્ષ્મણુસિંહે રાજપુત્ર, મંત્રી અને સરદારોને બોલાવી આ અદ્દભુત ઘટના કહી સંભળાવી; પરંતુ બધાએ એજ કહ્યુ કે ફરીથી એકવાર દેવી અમારી સમક્ષ એ પ્રમાણે કહે, તો અમે એવું કરવા દેવા તૈયાર છીએ એ રાતે દેવીનો આદેશ સાભળવા માટે બધા ભક્તિપૂર્ણ ચિત્તે લક્ષ્મણુસિંહના મહેલમા સુઈ રહ્યા

યથાસમયે દેવીએ ફરીથી આવિર્ભૂત થઇને બધાને પોતાનો આદેશ સંભળાવ્યો દેશરક્ષાને સારૂ દેશની અધિષ્ઠાતા ચતુર્ભુજા દેવી જાતે આવીને તેમના લોહીની માગણી કરે છે, એના કરતા વધારે સદ્દભાગ્યનું કારણુ ચિતોડવાસી વીરરાણાવંશી રાજપુત્રોને માટે બીજુ શુ હોય ? આનંદ અને ઉત્સાહથી રાજપુત્રો ઉન્મત્ત થઇ ગયા

એકે એકે અગિયાર રાજકુમારોએ ગાદી ઉપર બેસીને સૈન્યસહિત યુદ્ધક્ષેત્રમા પ્રાણુ વિસર્જન કર્યા.

રાણાના ૧૨ પુત્રોમા એક ફકત અજયસિંહ જીવતો હતો. અજયસિંહના મૃત્યુ પછી રાણાવંશ નિર્મૂળ થવાનો સંભવ હતો એટલે અજયસિંહને બીજે મોકલીને તેની જગ્યાએ પોતે પ્રાણુ આપવાને રાણો લક્ષ્મણુસિંહ તૈયાર થયો

આ તરફ, ચિતોડ હવે બિલકુલ વીરશૂન્ય થયુ આ છેવટના યુદ્ધ પછી ચિતોડની રમણીઓની આબરૂ સાચવે એવું કોઇ રહેવાનું નહોતુ. દેવીની આજ્ઞા મુજબ ૧૨ રાજપૂતોના બલીદાનનું ફળ કયારે મળશે ? તે તો દેવી જાણે ! પણુ ચિતોડ મુસલમાનોના તાબામા જશે, એ વાત એ વખતે બધા સમજી શકયા હતા.

આવે વખતે પદ્મિનીએ ચિતોડવાસી સ્ત્રીઓને એકઠી કરીને કહ્યુ 'બહેનો ! આપણા સ્વામી, પુત્ર, અને ભાઇઓમાથી અનેક વીરો વીરશય્યામા સૂઇ ગયા છે જે લોકો બચ્યા છે, તેઓ પણુ આજે એજ શય્યામા શયન કરશે આપણા સન્માન રક્ષણુનો ભાર આજે આપણા પોતાનાજ હાથમા છે રાજપૂત લલનાઓ મરતા બીતી નથી. અગ્નિકુંડમાં દેહ અર્પણુ કરવો, એ આવે વખતે રાજપૂત બાળાઓનું અવશ્ય ભાવિ નિર્માણુ હોય છે, ધર્મરક્ષાનો આ એકમાત્ર ઉપાય છે. રાજપૂત વીરો પ્રશાન્ત ચિત્તે રણુક્ષેત્રમા પ્રાણુસમર્પણુ કરી રહ્યા છે, તો હે બેનો ! રાજપૂત

વીરોની યોગ્ય અર્ધાંગનાઓ આપણે પણ આજે અગ્નિમા પડીને તેમનુ અનુગમન કરીએ. મુસલમાનો પણ જોશે કે એમની પાશવશક્તિ કરતા પણ આપણુ ધર્મબળ કેટલું બધુ ઉચ્ચ છે જગત્ જોશે કે રાજપૂત વીરાગનાઓ કેવી રીતે પાશવશક્તિ ઉપર પોતાનુ મહત્ત્વ સિદ્ધ કરી શકે છે '

બધી રાજપૂતાણીઓએ એકેઅવાજે પદ્મિનીની વાતને અનુમોદન આપ્યુ રાજધાની ચિતોડમા એક ઉંડો વિશાળ કૂવો હતો તેમા મોટી ચિતા સળગાવવામા આવી ગગનસ્પર્શી ઝાળ એ ચિતામાથી ઉઠવા લાગી એ રાજપૂત લલનાઓમાં પદ્મિની સૌની આગળ હતી તેણે પહેલવહેલું એ ચિતામા ઝ પલાવ્યુ અને તેની સાથે સાથે સેકડો રાજપૂત સુદરીઓએ હસતે મોએ પ્રચડ અગ્નિદેવને પોતાના રૂપમય દેહ સમર્પણ કર્યા

ચિતાના ધમાડાથી ચિતોડ આચ્છન્ન થઈ ગયુ એ ધુમાડાને ભેદીને લક્ષ્મણસિહ અને ભીમસિહ, બચેલા રાજપૂત વીરોને સાથે લઇને પ્રબલ વેગથી મુસલમાન સેના ઉપર તૂટી પડયા પઠાણ સૈન્યનો નાશ કરતા કરતા તેમના લોહીથી પવિત્ર રણભૂમિમા છટકાવ કરતા કરતા રાજપૂત વીરો એકે એક યુદ્ધમાં કામ આવી ગયા

યુદ્ધમા અલાઉદ્દીનનો વિજય થયો અને યુદ્ધ સમાપ્ત થયા પછી, વીર રાજપૂતોના લોહીથી ખરડાયેલા ચિતોડમા, વીરાગનાઓની ચિતાના ધમાડાથી આચ્છન્ન થયેલા, એક પણ મનુષ્ય વગરના, ચિતોડમા તેણે પ્રવેશ કર્યો.

જે ચિતાકુડમા પદ્મિનીએ હજારો રાજપૂત વીરાગનાઓ સાથે દેહ સમર્પણ કર્યો હતો, તે કુડ હજુ પણ ચિતોડમા જોવામા આવે છે કોઈ મનુષ્ય એમા પ્રવેશ કરી શકતો નથી કહે છે કે એક પ્રચડ અજગર સાપ રાતદિવસ ત્યાં આગળ પહેરો ભરે છે.

## रत्न १४५ मुं–गोरानी पत्नी

પદ્મિનીના ચરિત્રમા ગોરા અને બાદલનો પરિચય અમે આપી ગયા છીએ પદ્મિનીના શિયળના રક્ષણ તથા મહારાણા ભીમસિંહના છુટકારા સારૂ મુસલમાનો સાથે પરાક્રમપૂર્વક યુદ્ધ કરતા કરતા તેનો પ્રાણ ગયો હતો. તેના બાર વર્ષની વયના ભત્રીજા બાદલે પણ એ યુદ્ધમા અસાધારણ વીરતા દાખવી હતી, અને અનેક શત્રુઓનો સહાર કરીને એ વિજયી

વીર લોહીલવાણુ શરીરે કાકીની પાસે ગયો હતો. વીર ગોરાની પત્ની પણ એક વીરાંગના રાજપૂતાણી હતી. ગોરાને એકલો ખિન્ન હૃદયે પાછો ફરતો જોઈને એ સમજુ નારી કળી ગઇ, કે પ્રાણનાથે સંગ્રામભૂમિમાં પ્રાણ ત્યજી દીધા છે. વીર બાળક બાદલને ચુપચાપ ઉભેલો જોઇને એ બોલી "બાદલ! હું શોકસમાચાર તો જાણી ચુકી છું, હવે તો કેવળ એટલુંજ જાણવાની ઈચ્છા છે, કે પ્રાણેશ્વરે યુદ્ધમાં કેવી વીરતા પ્રગટ કરીને દેહ ત્યજ્યો. બેટા! મને એ વૃત્તાંત પૂરેપૂરો કહી સંભળાવ, એ કથા સાંભળ્યાથીજ મને શાન્તિ વળશે" બાદલે ઉત્તર આપ્યો "કાકીજી! કાકાના પરાક્રમનું વર્ણન મારાથી નથી થઇ શકવાનું. એમની અદ્દભુત વીરતા જોઇને શત્રુનું લશ્કર પણ છક થઇ જતું હતું અને તેઓ પણ એમની પ્રશંસા કરતા હતા એમણે તો પોતાની સામે આવનાર એક પણ શત્રુને જીવતો જવા દીધો નથી." એ સમાચાર સાંભળીને વીરાંગના ગોરા-પત્ની ઘણીજ પ્રસન્ન થઇ, અને બોલી "બસ, મારે આટલુંજ સાંભળવું હતું હવે સ્વામીની પાસે જતાં મને જેટલી વાર થશે તેટલા સ્વામી અપ્રસન્ન થશે" એટલું કહીને તેણે પતિના શબના અગ્નિસંસ્કાર સારૂ ચિતા તૈયાર કરાવી અને પતિના શબને ખોળામાં લઇને ચિતામાં પ્રવેશ કરીને સતી થઇ ગઇ.

ગોરાની સ્ત્રીએ ભત્રીજાને મુખેથી પતિની વીરતા અને પરાક્રમનું વર્ણન સાંભળ્યું ત્યારે એને પતિના મૃત્યુનો જરા પણ શોક થયો નહોતો, બલકે આનંદોલ્લાસથી તેનું મુખ પ્રફુલ્લિત થયું હતું અને શાન્તિથી પતિની સહગામિની થઇ હતી. એ પ્રસંગનું સ્મરણ કરીને એક ઇતિહાસલેખક લખે છે કે "સતી શિરોમણી વીરાંગનાઓ! તમારી જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી થોડી છે. આવા દૃષ્ટાન્તો ઉપરથી સ્પષ્ટ જણાય છે કે એ વખતની વીર ક્ષત્રીઆણીઓનો પોતાના પ્રાણાધાર પતિઓ સાથે કેટલો બધો પ્રેમ હતો. યુનાન દેશની સ્પાર્ટન જાતિની સ્ત્રીઓ તથા કાર્થેજ દેશની ફિનિશિયન સ્ત્રીઓ પણ એ આર્ય વીરાંગનાઓની આગળ કશી ગણત્રીમાં નથી, એવું કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી"

સ્વામીભક્ત ગોરાને અને પતિ પરાયણા તેની પત્નીને ધન્ય છે!

# रत्न १४६ मुं--कलावती



મધ્ય ભારતમા એક નાના સરખા રાજ્યના રાજા કરણુસિંહની એ રાણી હતી દિલ્હીના બાદશાહ અલાઉદ્દીને એક વખત રાજા કરણુસિંહના રાજય ઉપર ચઢાઈ કરી રાજા કરણુસિંહનુ રાજય ઘણુ નાનું હતું બાદશાહની સેનાના પ્રમાણુમા એની પાસે સૈન્ય પણુ વધારે નહોતું, પરંતુ એમ છતા પણુ એ પોતાના ક્ષત્રી ધર્મ અનુસાર બળીઆ સાથે બાથ ભીડવા તૈયાર થયો શત્રુથી ભયભીત થઈને યુદ્ધ કર્યા વગર તેને શરણે જવું એ ક્ષત્રીને મનથી મોટામા મોટુ પાપ અને શરમનું કાર્ય છે એટલે પછી રાજા કરણુસિંહ જેવો સચ્ચો રાજપૂત બાદશાહના આક્રમણુ વિરુદ્ધ યુદ્ધ કરવાના કર્તવ્યથી પરાઙ્મુખ કેવી રીતે થાય ? એ તરતજ યુદ્ધની તૈયારી કરીને દેશનું રક્ષણુ કરવાને માટે રણુભૂમિમા જવા તૈયાર થયો. પોતાના પતિને યુદ્ધને માટે તૈયાર થએલા જોઈને રાણી કલાવતી પણુ ઢાલતલવાર બાધીને પુરુષવેશ સજીને, ઘોડેસવાર થઇ પતિની સાથે ગઈ રણુક્ષેત્રમા યુદ્ધ આરભાયુ. ધીમે ધીમે યુદ્ધની ભીષણુતા વધવા લાગી થોડા સમય સુધી તો બન્ને પક્ષના યોદ્ધાઓ ઘણી વીરતાથી યુદ્ધ કરતા રહ્યા પોતાની સંખ્યા થોડી હોવાથી રાજપૂત વીરો પ્રાણુનો મોહ બિલકુલ છોડી દઇને તલવાર ચલાવવા લાગ્યા અસાધારણુ વીરતા અને સાહસથી એ મુસલમાન સૈન્યના સિપાઈઓના માથા ઉડાવી નાખતા ગયા એ યુદ્ધમા રાણી કલાવતી ઘણી વીરતાથી પતિને મદદ આપી રહી હતી જે તરફ રાજા કરણુસિંહ શત્રુઓની સાથે લડી રહ્યા હતા, તેજ તરફ એ પણુ પોતાનુ રણુકૌશલ બતાવી રહી હતી, તેમજ પોતાના પતિના અંગરક્ષકનુ કામ પણુ કરતી હતી રાજાને યુદ્ધમા ઘણા તલ્લીન થએલા જોઈને વિરુદ્ધ પક્ષનો એક સિપાઇ ડાબી તરફથી આવીને તેમના ઉપર તલવારનો ઘાવ કરવા જતો હતો, એટલામા રાણીએ પોતાનો ઘોડો તેની તરફ દોડાવીને પોતાની તેજ તલવારથી એ સિપાઈના બે ટુકડા કરી દીધા, પરંતુ થોડીવાર પછી રાજાને એક બીજો કારી ઘા વાગ્યો. રાજાની એ દશા જોઈને રાણી ઘણા ગુસ્સાથી શત્રુસૈન્ય સાથે લડવા લાગી. રાણીનું પરાક્રમ જોઇને રાજપૂત યોદ્ધાઓને વધારે શૂર ચડયું અને તેઓ બેવડા પરાક્રમથી લડવા લાગ્યા આખરે રાણી અને રાજપુત વીરોની વીરતા

આગળ યવનોની સેના ટકી શકી નહિ. તેમને યુદ્ધભૂમિમાથી નાસવું પડયું રાણી કલાવતી પોતાના પતિને લઇને રાજધાનીમા પાછી ફરી, અને હોંશિયાર વૈદ્યોને બોલાવીને તેમની દવા કરાવવા લાગી રાજાના ઘા ઉપર વૈદ્યોએ ઘણુાએ મલમપટા કર્યા પણુ જ્યારે તેથી કાંઈ પણ ફાયદો ન જણાયો ત્યારે તેમણે રાણીને કહી દીધુ કે આ ઘા ઝેર પાએલા હથિયારનો છે. જો ઝેરને કોઇ ચૂસી લે તો રાજાને આરામ થઈ શકશે, પણ ચુસનારો મરી જશે એના વગર રાજાને મટાડવાનો બીજો કોઈ ઉપાય નથી. રાણીએ વિચાર કર્યો કે સૌને પોતપોતાનો જીવ વહાલો હોય છે, માટે એ કામ બીજા કોઈને સોપવા કરતા મારે પોતેજ પતિના આરોગ્ય ખાતર કરવુ જોઈએ એ વિચારથી રાજા સુઇ ગયા હતા એ વખતે એણે રાજાના ઘાનું ઝેર ચુસી લીધું, અને ચુસતાવારજ એ કારી ઝેરની અસર એના ઉપર એટલી બધી થઇ ગઇ કે એ તરતજ મરી ગઇ રાજાની આખ ઉઘડી ત્યારે એમણે આ સમાચાર સાભળીને કહ્યુ ‘ જે પ્રાણપ્યારીએ મારો પ્રાણ બચાવવા માટે પોતાનો પ્રાણ આપ્યો, તેના વગર હું પણ આ દુનિયામા જીવીને શું કરૂં ? ’ તેમણે પણ તરતજ પોતાના પેટમા કટારી ખોસીને પ્રાણ ત્યજ્યો. ધન્ય છે એ પતિપત્નીને જેમણે એક બીજાની ખાતર જીંદગીના મોહને છોડી દીધો ! પતિની ખાતર પ્રાણ સમર્પણ કરનાર આર્ય સ્ત્રીઓનાં દષ્ટાંત તો ઘણા, મળી આવે છે, પરંતુ પત્નીના વિયોગથી જીવનને નિરર્થક ગણીને આત્મોત્સર્ગ કરનાર પુરુષોના દષ્ટાન્ત વિરલજ હોય છે ધન્ય છે એ પ્રેમી દંપતીને !

# रत्न १४७ मुं–कोटा राणी*



વાચક બેનો ! જે કાર્યદક્ષ અને શીલવતી સન્નારીનો પરિચય અમે આ ચરિત્રદ્વારા આપવા માગીએ છીએ, તેનો જન્મ રાજસ્થાનમા થયો નહોતો. કોટારાણી નામથી ઘણા લોકો સંદેહમા પડે છે કે

* આ ચરિત્ર મારા સ્નેહી ગુર્જર વિદ્વાન્ રા રા. નારાયણ વસનજી ઠક્કરના લખેલા ‘ વિશ્વરંગ ’ નામના પુસ્તક ઉપરથી લખવામાં આવ્યુ છે, જેને માટે અત્રે એ મિત્રનો ઉપકાર માનું છુ શિ. દ. પં

રાજપૂતાનામા આવેલા કોટા નામના સુપ્રસિદ્ધ રાજ્યની કોઇ અધીશ્વરની એ રાણી હશે, પર તુ વસ્તુતઃ એમ નથી. કોટારાણી એ કાશ્મીરના નદન કાનનનું એક અત્યુત્તમ પુષ્પ હતું બિલ્હણ કવિએ શકે ૧૦૭૦ મા રચેલા ' રાજતરગિણી ' નામના કાશ્મીર દેશના મોટા ઇતિહાસમાં કોટારાણીનો વૃત્તાત લખવામા આવ્યો છે.

ઇ૦ સ૦ ૧૩૩૦ મા કાશ્મીર દેશનુ રાજ્ય શ્રીમાન્ મહારાજા ઉદયદેવના અધિકારમા હતું. એ રાજા ઘણો પ્રતાપી અને યશસ્વી હતો ન્યાયી રાજા તરીકે એ રાજાનું નામ અત્યત પ્રસિદ્ધ હતું, અને દયામા પણ એ અદ્વિતીય ગણાતો હતો એ રાજાના રાજ્યકાળમા દુલ્લચ નામના એક મોગલે પ્રવેશ કર્યો હતો. દુલ્લચ સાક્ષાત્ કાળ જેવો નિર્દય હતો 'शिव शिव न हिन्दुर्न यवन' જેવો અર્થાત્ કે નહિ હિન્દુ કે નહિ મુસલમાન એવો એ હતો. એણે કાશ્મીર રાજ્યમા પ્રવેશ કરીને ત્યાના નગર, મદિર, મહેલો અને બાગબગિચા વગેરેનું નિકદન કાઢી નાખ્યુ હતું. મનુષ્યોને પણ તેણે ઘાસની પેઠે કાપી નાખ્યા હતા સુદર કાશ્મીર દેશ ઉજ્જડ થઈ ગયો હતો, અને કાશ્મીરમાથી પ્રાચીન આર્યોના રાજ્યનો નાશ થતો જોઇને વિધાતાએજ તેની પ્રાચીન શોભાનો અત આણ્યો હોય એવુ દેખાતુ હતું. ઇ૦ સ૦ ૧૩૩૨ મા મહારાજા ઉદયદેવને કઇ સતાન નહોતું, એટલે તેની રાણી કોટાએજ રાજ્યની લગામ પોતાના હાથમા લીધી.

મહારાજા ઉદયદેવના સમયથીજ શાહમીર નામનો એક પુરુષ કારભારીની પદવી ભોગવતો હતો આસપાસના કેટલાક કારણોથી રાજ્યનુ બળ ઘણા દિવસથી ઘટી ગયું હતું એટલે કોટારાણીને સિહાસનારૂઢ થયાને નવ મહિનાનો સમય થયા પછી તે વિશ્વાસઘાતી કારભારીએ ધીમે ધીમે રાજ્યના બીજા બધા અમલદારોને પોતાના પક્ષના કરી લેવા માડયા. એ પ્રમાણે પોતાનો પક્ષ મજબૂત કર્યા પછી એણે કોટારાણીને પદભ્રષ્ટ કરી દીધી, તથા પોતેજ કાશ્મીરનો રાજા બની ગયો કાશ્મીરની પ્રજાએ તો એને પોતાના રાજાતરીકે સ્વીકાર્યો નહિ, પરતુ તેમનામા એને ગાદીએ બેસતાં અટકાવવા જેટલી શક્તિ નહોતી, એટલે શાહમીર નિર્વિઘ્ને રાજા બની ગયો; પરતુ નિમકહરામ શાહમીરની દુરાકાક્ષા એટલેથીજ તૃપ્ત થઈ નહિ તેણે રાણી કોટા સાથે લગ્ન કરીને તેને પોતાની પત્ની બનાવવાનો નીચ સકલ્પ કર્યો.

રાણી કોટાને તેના એક વિશ્વાસુ નોકર મારફતે એ બાબતની ખબર

મળી તેના હૃદયને ઘણો ઉંડો ઘા લાગ્યો. એ વિશ્વાસુ સેવકની સહાયતાથી એ રાજધાનીમાથી પલાયન કરી ગઇ, પરંતુ દુષ્ટ શાહમીરના માણસોએ તેને ગુપ્ત વાસમા પણ ઝાઝા દિવસ રહેવા દીધી નહિ તેઓ તેને પકડીને રાજધાનીમા લાવ્યા દુષ્ટ શાહમીરે હવે ખુલ્લી રીતે લગ્નની તૈયારીઓ કરવા માડી. આખા શહેરમા હાહાકાર વર્તી રહ્યો. પોતાના સ્વર્ગવાસી મહારાજાની પ્રિય પત્નીનુ શિયળ આજે એક અધમ મુસલમાનને હાથે ભગ થશે, એ વિચારથી પ્રજાજનને ત્રાસ ઉપજવા લાગ્યો.

પરતુ રાણી કોટાએ ગમે તેટલા જોખમે પોતાનુ શિયળ સાચવવાનો દૃઢ સકલ્પ કરી રાખ્યો હતો. જે વખતે નરાધમ શાહમીર તેનું પાણિગ્રહણ કરવા સારૂ લગ્નમડપમા આવ્યો તેજ સમયે એણે પોતાની પાસે સતાડી રાખેલી કટાર પોતાના પેટમા મારીને આપઘાત કર્યો

રાણી કોટાની સાથે કાશ્મીરનુ હિન્દુ રાજ્ય પણ સમાપ્ત થયુ

શિયળને સારૂ દેહનુ બલિદાન આપનાર રાણી કોટાને ધન્ય છે !

એક માન્યતા એવી પણ છે કે સતી કોટાએ પોતાની તીક્ષ્ણ કટારથી નરપિશાચ શાહમીરને પણ જહન્નુમવાસી કરી દીધો હતો.

---

# રત્ન ૧૪૮--૧૪૯ મું-હમીરમાતા અને હમીરપત્ની

ચિતોડનો સંહાર થયાના થોડા દિવસ અગાઉ રાણા લક્ષ્મણસિંહનો જ્યેષ્ઠ પુત્ર અરિસિહ મૃગયા રમવાને માટે આન્દાબા નામક એક જગલમા ગયો હતો. અરિસિહ અને તેના અનુચરો એક સુવરની પછાડી હથિયાર લઇને દોડયા. સુવર એક જુવારના ખેતરમા પેસી ગયું

જગલી પશુપક્ષીઓ આવીને ધાન્ય ખાઈ ન જાય એટલા માટે ખેડુતો ખેતરમાં એક માળો બાધીને તેમા પહેરો ભરવા બેસે છે, તેમજ એ ખેતરના માલિક ખેડુતની જવાન કન્યા એ વખતે માળા ઉપર બેસીને પહેરો ભરતી હતી સુવર ખેતરમા પેઠું હતું પણ રાજકુમાર અને તેના સોબતીઓ પણ તેની પછાડી ખેતરમા પેસી જઇને દોડાદોડી કરી મૂકે, તો એના ખેતરને ઘણુંજ નુકસાન થવાનો સંભવ હતો, તેથી એણે માળા ઉપરથી

નીચે ઉતરીને અરિસિંહને કહ્યું 'રાજકુમાર! આપ ખેતરમાં પેસીને મારૂં ધાન્ય બગાડશો નહિ હું સુવર મારી આપું છું.' બધા વિસ્મય પામી ગયા. ખેડુતકન્યાએ જુવારની એક પૂળી કાપી સુવરની આગળ નાખી અને પાછી હઠી ગઇ. જ્યારે એ સુવર ત્યાં આગળ આવ્યો, ત્યારે પોતાના તીરથી એને વીંધીને તરતજ રાજકુમારની પાસે લઇ ગઇ. કુમારીનું આ પુરુષાતન અને પરાક્રમ જોઇને બધા મુગ્ધ થઇ ગયા અને તેની ઘણી પ્રશંસા કરતા કરતા સૌ પોતાને મુકામે ગયા.

તંબુમાં ગયા પછી રાજપુત્ર અને તેના અનુચરો નદીને કિનારે સ્નાન સંધ્યા કરી રહ્યા હતા, એવામાં એક મોટો પત્થર આવીને અરિસિંહના ઘોડાના પગ ઉપર પડયો. ઘોડો તરતજ જમીન ઉપર પડી ગયો બધાએ તપાસ કરીને જોયું તો ખબર પડી કે ખેડુતની કન્યા માળા ઉપરથી જાનવરોને હાંકવા માટે પત્થર ફેંકી રહી હતી. તેમાંથી એક પત્થરે આટલે દૂર આવીને ઘોડાનો પગ ભાગી નાખ્યો હતો ખેડુતકન્યાના બળનું આ બીજું પ્રમાણ મળવાથી બધા રાજપૂતો આશ્ચર્ય પામી ગયા. એ કુમારીને જ્યારે ખબર પડી કે તેના પત્થરે રાજકુમારના ઘોડાને ઘાયલ કર્યો છે, ત્યારે એ ઘણી શરમાઇ ગઇ અને ભયભીત થઈને રાજકુમાર પાસે જઇને બોલી, 'રાજકુમાર! મને ક્ષમા કરો. મારી ગફલતથી આપના ઘોડાને સખ્ત ઇજા થઇ છે હું સ્ત્રીજાતિ છું આપની પ્રજા છું મારો અપરાધ મનમાં ન આણશો.

અરિસિંહે હસીને કહ્યું 'ક્ષમા તો આપીશ પણ તારી શકિત જોઇને અમે બધા છક થઇ ગયા છીએ તારી બરોબરી કરી શકવાનું અમારામાંથી કોઈનું ગજું નથી, તારા જેવી બળવાન સ્ત્રીઓ મારા દેશમાં ઘણી હોય તો દરેકને હાથે ફેંકાએલા પત્થરથી મારા દશ દશ ઘોડાના પગ તૂટી જાય તોપણ હું પરવા ન કરૂં! મને અફસોસ એટલોજ થાય છે કે અત્યારે તને ભેટ આપવા લાયક કોઇ વસ્તુ મારી પાસે નથી'

ખેડુતકન્યાએ કહ્યું 'રાજપુત્ર! આપે મને ક્ષમા આપી છે, તથા આપની મારા ઉપર કૃપા છે, એજ મારે મનથી મોટું ઇનામ છે. મારે બીજું કાંઇ ઈનામ જોઈતું નથી. ગરીબ રૈયતનું સ્મરણ રાખજો,એજ પ્રાર્થના છે' રાજપુત્રને પ્રણામ કરીને ખેડુતકન્યા પોતાને કામે વળગી.

અરિસિંહ પોતાના સોબતીઓ સાથે રાજધાની તરફ જવા નીકળ્યો રસ્તામાં પાછો એમને એ ખેડુત કન્યા સાથે મેળાપ થયો. માથા ઉપર

દૂધનું એક હાલ્લુ મૂકીને તથા બે હાથમા બે લે સોની સાકળ પકડીને એ ઘેર પાછી જતી હતી રાજકુમારના સાથીઓમાથી એક જણાના મનમાં વિચાર આવ્યો કે આ છોકરીએ આજે અમને બધાને નીચુ જોવડાવ્યું છે માટે હવે એને પણ જરા હફાવવી જોઇએ. એમ વિચારીને એણે પોતાના ઘોડાને એવો પૂરપાટ દોડાવ્યો કે એની ઠોકરથી ખેડુતકન્યાના માથા ઉપરનું હાલ્લુ પડી જાય ખેડુતકન્યા પણ તેનો મનસુબો સમજી ગઇ. એણે જરાક હસીને પોતાના હાથમાની સાકળ ઘોડાને એવા જોરથી મારી કે,એ કૌતુકપ્રિય રાજપૂત ઘોડાસમેત નીચે પડી ગયો.

બધા ખડખડાટ હસી પડયા. રાજપુત્રના સોબતીએ બીજાની મશ્કરી કરતા પોતાનીજ ફજેતી કરાવી એણે લગડાતે લગડાતે ખેડુતકન્યાની પાસે આવીને કહ્યુ ‘ તુ જેવી તેવી સ્ત્રી નથી તું અમારા શિકારી રાજકુમારની રાણી થા. તારે બીજુ કાઇ નહિ કરવુ પડે. એમની સાથે ઘોડા ઉપર બેસીને શિકાર ખેલજે, અને લડાઈમા યુદ્ધ કરજે. ’

ખેડુતકન્યા શરમાઇને ત્યાથી ચાલી ગઈ, પણ ખરેખર અરિસિહની ઇચ્છા એ કન્યા સાથે લગ્ન કરવાનીજ હતી વીર પુરુષજ વીરાગનાની મર્યાદા જાણે છે. આવી વીર્યવતી સ્ત્રી ઉપર કયો વીર પુરુષ મોહિત ન થઈ જાય ? રાજકુમારે પોતાના સોબતીઓને જણાવ્યું હતું કે ‘ જો એ રાજપૂત કન્યા હશે તો હુ એને જરૂર પરણીશ ’

રાજપુત્રે રાજધાનીમા જવાનું મુલતવી રાખીને,એ ગામમા એ કન્યાના કુળસબધી તપાસ કરી. તેની ખાત્રી થઇ કે એ ક્ષત્રીકન્યાજ છે.

વૃદ્ધ ખેડુતને બોલાવીને રાજપુત્રે તેની આગળ વિવાહનું માગુ કર્યું, પણ વૃદ્ધના મનમા કોણ જાણે શીએ ધૂન ભરાઇ કે એણે રાજકુમારની વિનતિ સ્વીકારી નહિ. રાજપુત્ર નિરાશ થઈને ચિતોડ પાછો ગયો.

વૃદ્ધે ઘેર જઇને પોતાની સ્ત્રીને બધી વાત કહી. રાજાનો કુવર જમાઈ થવા આવ્યો અને સ્વામીએ તેને જાણી જોઈને પાછો ઠેલ્યો એ જાણીને એ સ્ત્રીએ ડોસાને ઘણેજ ધમકાવી નાખ્યો અને કહ્યું ‘ હમણા ને હમણાંજ છોકરીને લઈને ચિતોડ જાઓ રાજપુત્રને આગ્રહ કરીને આપણી છોકરી તેમની સાથે પરણાવો. ’

વૃદ્ધને પણ પોતાની ભૂલને માટે પસ્તાવો થવા લાગ્યો અને એ કન્યાને લઇને ચિતોડ ગયો. કુમાર અરિસિહ આવી પરાક્રમી પત્ની મળવાથી

પોતાને અહોભાગ્ય માનવા લાગ્યો એ ખેડુત કન્યાના ગર્ભમા અરિસિંહના જ્યેષ્ઠ પુત્ર હમીરનો જન્મ થયો અલાઉદ્દીનને હાથે જે વખતે ચિતોડના રાજ્યનો નાશ થયો તે વખતે હમીરનું વય ફક્ત બાર વર્ષનું હતુ એ સમયે એ પોતાની માતા સાથે મોસાળમા હતો

આવી પરાક્રમી માતાનો પુત્ર હમીર હીનવીર્ય હોય એ તો કદિ બની શકેજ નહિ એ હમીરેજ આખરે ચિતોડનો ઉદ્ધાર કરીને ફરીથી રાણાવંશની ત્યા સ્થાપના કરી. જે પહાડી પ્રદેશમા હમીરનું મોસાળ હતુ તેનું નામ કેલવાડા રાજપૂતાનાના પહાડી પ્રદેશમા ભીલ નામની કાળા રંગની એક અનાર્ય જાતિ વાસ કરે છે ભીલ લોકો સાહસ અને રણકાશલ્યને માટે પ્રખ્યાત છે. ભીલ સરદારો મૂળથી રાજપૂત રાજાઓની ઘણી વિશ્વાસુ અને વફાદાર પ્રજા છે યુદ્ધ અને વિપત્તિમા હમેશા તેઓ રાજાને મદદ કરતા આવ્યા છે. આ કેલવાડા પ્રાતમા પણ ઘણા ભીલ સરદારો વસતા હતા એ બધા ભીલો હમીરને રાણાનો વંશજ ગણીને ખૂબ માન આપતા હતા

વાચકોને સ્મરણ હશે કે, અલ્લાઉદ્દીનની સાથે છેવટના યુદ્ધ વખતે રાણા લક્ષ્મણસિંહે પોતાના એકના એક પુત્ર અજયસિંહને બીજે કઇ મોકલાવી દઇ, તેને બદલે પોતે રણક્ષેત્રમા પ્રાણ વિસર્જન કરીને ચિતોડની અધિષ્ઠાત્રી દેવીનો હુકમ પાળ્યો હતો. એ અજયસિંહે પણ કેલવાડા પ્રદેશમા વાસ કર્યો હતો કેટલાક પહાડી રાજપૂત સરદારોએ તેની સાથે ટંટો કર્યો. એ લડાઇમા અજયસિંહના બે પુત્ર આજીમસિંહ અને સુજનસિંહે તેને વિશેષ મદદ કરી નહિ, પણ તેના ભત્રીજા હમીરે શત્રુઓનું દમન કરીને તેમને સંતુષ્ટ કર્યા તેના મુખ્ય શત્રુ મુંજ નામના સરદારનું મસ્તક કાપીને જ્યારે હમીર અજયસિંહની પાસે લઇ ગયો, ત્યારે તેણે મુંજના કપાયલા મસ્તકના લોહીથી હમીરના કપાળમા રાજતિલક કરીને હમીરનેજ રાણા વંશનો ઉત્તરાધિકારી તરીકે જાહેર કર્યો

ચિતોડ અને મેવાડની સમતલ ભૂમિ એ વખતે અલ્લાઉદ્દીનના તાબામા હતી અલ્લાઉદ્દીનના તાબામા માલદેવ નામનો એક રાજપૂત રાજા એ વખતે મેવાડ ઉપર રાજ્ય કરતો હતો, પણ હમીરે રાણાનો ખિતાબ ધારણ કરીને કેલવાડા અને તેની પાસેના પહાડી મુલકોમા ભીલ સરદારોની મદદથી પોતાનું રાજ્ય વિસ્તારવા માડયુ એટલા માટે માલદેવ અને હમીરની વચ્ચે ઘણી દુશ્મનાવટ ઉત્પન્ન થઇ

પરંતુ આટલી શત્રુતા હોવા છતા પણ માલદેવે પોતાની કન્યા હમીરને પરણાવવાની ઇચ્છા કરી. એ ઉદ્દેશથી તેણે હમીરની પાસે વિવાહના માગા સાથે નાળિયેર મોકલ્યુ. હમીરના સ્નેહીઓએ નાળિયેર સ્વીકારવાની ઘણીએ ના કહી, છતા હમીરે એનો સ્વીકાર કરીને કહ્યુ 'આફત તો રાણા વંશીઓની હમેશાની સાથી છે તો પછી એનો ભય શો ? એક ક્ષણને માટે પણ બાપદાદાની રાજધાનીમા જવાથી હુ કૃતાર્થ થઈશ '

વિવાહનો દહાડો નક્કી થયો હમીર પાચસો સવાર લઈને ચિતોડ ગયો પણ ત્યા આગળ વિવાહની કાંઈ તૈયારી નહિ જોતાં એ વિસ્મય પામ્યો. માલદેવ અને તેના પુત્રે તેમનો સત્કાર કર્યો અને તેમની રૂબરૂજ તેમનો વિવાહ થઈ ગયો

રાત્રે પિતૃગૃહમા હમીર સૂતો હતો. નવવધૂ હમીરને પ્રણામ કરીને દૂર ઉભી રહી હમીરે તેને પાસે આવવાનુ કહ્યુ તેણીએ નીચે મોએ કહ્યું 'મહારાણા ! દાસીને ક્ષમા કરો સ્રીતરીકે આપની શય્યામા સુઈ રહેવાને યોગ્ય હુ નથી '

હમીરે કહ્યુ 'માલદેવ અમારા દેશના શત્રુ પઠાણોને શરણે ગયો છે એ જાણવા છતા પણ હું મારી ઇચ્છાથી તને પરણ્યો છુ. સ્રી ગમે તે કુળની હોય, ગમે તેની છોકરી હોય તોપણ સ્વામીના આદર અને સન્માનને પાત્ર છે તો પછી તુ આવા વચન શામાટે બોલે છે ? '

માલદેવકન્યાએ કહ્યુ 'મહારાણા ! પિતાની નીચતાને લીધે હું આખી જીદગીને માટે લજ્જીત અને દુખી થઇ છુ. પિતા પઠાણના તાબામા છે તોપણ હુ તેમને દેશના શત્રુ ગણીને ધિક્કારૂ છુ. મેવાડના ગૌરવરૂપ રાણાવંશીઓજ મારે માટે સદા પૂજ્ય છે. આપને પણ દેવતારૂપ ગણીને ઘણા સમયથી મારા હૃદયમા પૂજ્યા કરતી હતી. એટલે આપના ચરણકમળ આગળ બેસીને આપની ચરણસેવા કરવાને માટે હું અયોગ્ય નથી, પણ એક બીજુ કારણ છે કે જેને લીધે મહારાણાની રાણીના ગૌરવયુક્ત પદની હુ અધિકારી છુ કે નહિ, તે બાબતનો સંદેહ રહે છે. મહારાણા ! તમે વિચાર કરીને મારો સંશય નિવારણ કરો '

હમીરે કહ્યું 'એ શું કારણ છે તે જાણ્યા વગર વિચાર કેવી રીતે કરૂં ? '

માલદેવકન્યાએ કહ્યું 'મહારાણા ! હુ વિધવા છુ. ઘણા બચપણમાં મારૂં લગ્ન ભટ્ટી વંશના કોઈ સેનાપતિ સાથે થયું હતું. વિવાહ પછી ઘણાજ

થોડા વખતમા એ સ્વામીનું મૃત્યુ થયું. વિવાહસબધી તથા સ્વામી સબધી કોઇ વાત મને યાદ નથી. મારા પિતાએ દુશ્મનીને લીધે આપનું અપમાન કરવા સારૂ આપની સાથે પોતાની વિધવા કન્યાનો વિવાહ કરી દીધો છે વિધવાના સસર્ગથી રાણાવશને કલકિત કરવાનો તેમનો ઉદ્દેશ છે. વિવાહની અગાઉથી આ વાતની રખે કોઈને ખબર પડી જાય એમ ધારીને એમણે પોતાના કોઇ સગાસબધીઓને નિમત્રણ કર્યું નહોતું, એટલા માટેજ ચિતોડના રાજા હોવા છતા પણ એમણે કાઇ ધામધૂમ કરી નહોતી'

હમીર સ્તભિત થઇને બેસી રહ્યો ક્રોધ અને અભિમાનને લીધે તેનું બધુ અગ કપવા લાગ્યું. માલદેવે વિશ્વાસઘાત કરીને પોતાને ઘેર બોલાવી તેને મારી નાખવા યત્ન કર્યો હોત તોપણ તે આટલો ગુસ્સે ન થાત

પરતુ પરણેલી સ્ત્રી, માલદેવકન્યા સામેજ ઉભેલી હતી એ પરમ સુદરી હતી અતુલનીય સરળતા, ઉદારતા અને આત્મત્યાગનો મહિમા એ સૌન્દર્ય ઉપર એક સ્વર્ગીય પ્રકાશ પાડી રહ્યો હતો રમણીની સુલભ કોમળતામા ચરિત્રની દૃઢતા અને તેજસ્વિતા ભળી જવાથી એ મુખ અપૂર્વ વિકસી રહ્યું હતુ. હમીરે તેની તરફ ધારીને જોયુ જોતાવારજ તેનો પ્રાણ મુગ્ધ થઇ ગયો. રોષ અને અભિમાનનો આવેગ ધીમો પડી ગયો માલદેવ કન્યાએ તેને ફરીથી કહ્યું ' મહારાણા ' મને અપરાધી ગણશો નહિ. વિવાહના મત્રોજ ફક્ત ઉચ્ચારાયા છે,હજુ પણ આ હીન દેહના સ્પર્શથી આપના ચરણ કલકિત થયા નથી બધી વાત સાચેસાચી મે આપને નિવેદન કરી છે હમણા ને હમણાજ મારો ત્યાગ કરીને આપ આપના વશને નિર્મળ અને નિષ્કલકિત રાખી શકશો આગલા વિવાહનુ કે આગલા સ્વામીનુ તો મને સ્મરણ પણ નથી. કુમારિકાની પેઠે મારૂં ચિત્ત નિર્મળ છે. હુ પોતે આપને સ્વામી ગણીને મનમા ને મનમા આપની પૂજા કરવાની અધિકારી છુ એટલા માટેજ મેં આ વિવાહમા વાધો લીધો નહિ મનમા વિચાર કર્યો હતો કે આપને બધી હકીકત કહી દઈશ, જો આપ બધુ સાભળ્યા પછી પણ આપની ચરણ-સેવા માટે મને યોગ્ય ગણશો તો હું મારા જીવનને સફળ ગણીશ જો તેમ નહિ કરો તો, સ્વામીતરીકે હૃદયમાજ આપની માનસિક પૂજા કરવાનો મારો અધિકાર તો કોઈથી છીનવી શકાય એમ છેજ નહિ. એમા પણ આ અભાગણી તો સપૂર્ણ સુખ અને ગૌરવ માનત. '

હમીર એકદમ મુગ્ધ અને વિસ્મિત થઈ ગયો. પત્નીને આલિગન

દઈને તેણે કહ્યુ 'તારા જેવી સરળ અને ઉદાર હૃદયની નારી ચિતોડના રાણાની રાણી થવા યોગ્ય છે તારા જેવુ રત્ન પ્રાપ્ત થયાથી રાણાવંશ ધન્ય થશે; કલંકિત થશે નહિ. માલદેવનો ઉદ્દેશ ગમે તેવો હશે પણ વસ્તુતઃ આવું રત્ન દાન કરીને એ મારા ધન્યવાદને પાત્ર થયો છે.'

સ્વામીની પાસેથી આટલી ક્ષમા અને કૃપાની આશા માલદેવકન્યાએ રાખી નહોતી આશા કરતા પણ વધારે સુખ મળવાથી એ અવસન્નભાવે સ્વામીની છાતી ઉપર ઢળી પડી પછી, ધીમેથી એ બોલી 'મહારાણા! રાણાવંશજોને ચિતોડમાથી કહાડી મૂકવામા આવ્યા છે ચિતોડના રજપૂતો પઠાણોના તાબામા છે, એ વિચાર મને અસહ્ય થઈ પડ્યો છે. મારા પિતા પોતે ચિતોડના માલિક છે એ વિચારથી પણ મને ધીરજ વળતી નથી. આપ ફરીથી ચિતોડનો ઉદ્ધાર કરીને ચિતોડવાસીઓને પોતાના દેશમાજ ગૌરવપૂર્વક વસાવો, એજ મારી અંતઃકરણની ઈચ્છા છે સામાન્ય સ્ત્રી હોવા છતા પણ આપની કૃપાથી આજ હુ આપની સહધર્મિણી બની છું. એ મહાન્ પદનુ કર્તવ્ય પાલન કરવાની રજા દાસીને આપો છો?'

હમીર બોલ્યો 'જરૂર રજા આપીશ તારા જેવી જીવનસંગિની મળી છે તો હુ નિશ્ચય ચિતોડનો ઉદ્ધાર કરી શકીશ.'

માલદેવકન્યાએ કહ્યુ 'જાલ નામનો મારા પિતાનો એક વિશ્વાસુ નોકર છે. એ ઘણોજ ચતુર અને બહાદુર છે. રાજ્યરક્ષા અને રાજ્યપ્રબંધમા એજ મારા પિતાને મુખ્ય મદદ આપે છે આપ લગ્નની પહેરામણીમા પિતાજી પાસેથી એ જાલને માગી લેજો મારી ખાત્રી છે કે એ આપના પક્ષમા આવશે તો આપ જરૂર ચિતોડનો ઉદ્ધાર કરવામા સમર્થ થશો.'

બીજે દિવસે પત્નીની સલાહ મુજબ હમીરે સસરા પાસેથી પહેરામણીમા જાલને માગી લીધો. માલદેવ પણ જમાઈની વિનતિ પાછી ઠેલી શક્યો નહિ. લગ્નના થોડાક દિવસ પછી, હમીર પત્નીને તથા વિશ્વાસુ નોકર જાલને લઈ કેલવાડા ગયો.

થોડા દિવસ પછી હમીરને એક ક્ષેમસિંહ નામનો પુત્ર થયો. એ પુત્ર જન્મના ઉત્સવ પ્રસંગે માલદેવે કેલવાડા અને તેની પાસેનો પ્રદેશ દૌહિત્રને દાન કર્યો.

ચિતોડમા ક્ષેત્રપાળ નામના એક દેવતા પ્રતિષ્ઠિત હતા. પુત્રના કલ્યાણને માટે તેને ક્ષેત્રપાલ દેવતાને પગે લગાડવા જવું પડશે એમ કહીને પતિની

રજાથી, જાલને સાથે લઇને હમીર-પત્ની ચિતોડ ગઇ ચિતોડ ગયા પછી તેણે જોયુ કે, માલદેવ અને તેના પુત્રો પોતાનુ સૈન્ય લઇને કોઈ શત્રુની સામે યુદ્ધ કરવા ગયા છે. ચિતોડનો ઉદ્ધાર કરવાનો એ ઠીક અવસર હતો જાલની સલાહ લઈને હમીરપત્નીએ ચિતોડમા વસનારા મુખ્ય રાજપૂતોને બોલાવીને કહ્યુ ‘ રાજપૂત વીરો ! હવે તમે કેટલા દિવસ પઠાણોના તાબામા પડયા રહેશો ? તમે બધા મદદ આપો તો રાણાજી ચિતોડનો ઉદ્ધાર કરી શકે એમ છે. રાજપૂત કોઈ દિવસ પરદેશીની અધીનતા સહન કરી શકતો નથી સ્વદેશની સ્વાધીનતાને માટે, રાજપૂત જાતિના ગૌરવના રક્ષણને માટે, હજારો રાજપૂત વીરોએ સમરક્ષેત્રમા, અને રાજપૂત વીરાગનાઓએ અગ્નિમા પોતાના દેહ સમર્પણ કર્યા છે

જે પઠાણોના અત્યાચારથી બચવા માટે આપના બાપદાદાઓએ લોહીની નદીઓ વહેવરાવી છે, અને આપની દાદીઓએ પવિત્ર દેહને અગ્નિમાં ભસ્મીભૂત કરી નાખ્યા છે, તે પઠાણોના તાબામા આજ તમે નામર્દ થઈને શુ મો લઈને પડયા રહ્યા છો ? પરાધીન થઇને ભોગવિલાસમા સમય ગાળતા તમને શરમ નથી આવતી ? તમારા દેહમા એજ ક્ષત્રીઓનુ લોહી વહેતુ નથી ? તમારા પ્રમાણમા એ રાજપૂતોની મહત્તા અને તેજસ્વિતાનો અંશમાત્ર પણ બાકી નથી રહ્યો ?

જો આ પ્રમાણે આળસુ થઇને પરાધીનતાની બેડી પહેરી રાખવાનીજ તમારી મરજી હોય તો તમે તમારા વીર માતપિતાના આત્માઓને દુભાવવાના દોષથી દૂષિત થશો. પઠાણોથી રક્ષિત, પઠાણોના તાબેદાર, માલદેવ હમણા ચિતોડમા નથી એટલે ચિતોડનો છુટકારો કરવાને આ યોગ્ય અવસર આવી પહોચ્યો છે દેશને માટે, જાતીય ગૌરવને માટે, તમને જરા પણ લાગણી હોય, પઠાણોની સાથે લડતા લડતા ઘાયલ થઇને સ્વર્ગમા ગએલા બાપદાદાઓ ઉપર જરા પણ શ્રદ્ધા હોય, તો ખરા રાજપૂતની પેઠે દઢતાથી આજે ચિતોડનો ઉદ્ધાર કરવા તૈયાર થાઓ. રાણાજી સૈન્ય સાથે કેલવાડા તમારી રાહ જોઇ રહ્યા છે તમે એમને મદદ આપવા તૈયાર છો, એવી ખબર મળતા વારજ એ અહિ આવી પહોચશે. ’

રાજપૂતોને વધારે લાબો ઉપદેશ આપવાની જરૂર પડી નહિ. તરતજ એમણે વચન આપ્યુ કે, રાણા હમીર ચિતોડમા પધારશે તો અમે બધા તેમને મદદ કરીશું

આ સમાચાર, હમીરને પહોંચાડવામા આવ્યા

જરા પણ વિલબ કર્યા વગર અમીર પોતાના લશ્કર સાથે ચિતોડ પહોચ્યો. ચિતોડવાસી રાજપુત સરદારોની સહાયતાથી થોડાજ વખતમા ચિતોડ હમીરના કબજામા આવ્યું, અને ફરીથી ચિતોડમા રાણા વશનો અધિકાર સ્થાપિત થયો

લક્ષ્મણસિહ અને તેના અગિયાર પુત્રોના રક્તદાનથી ચિતોડની અધિષ્ઠાત્રી દેવીની રક્તપિપાસા શાન્ત કરવામા આવી હતી તેનું ફળ આજે આટલે બધે દિવસે મળ્યું

હમીર સંવત ૧૩૫૭ ( ઈ સ. ૧૩૦૧ ) મા ગાદીએ બેઠા, અને ૬૪ વર્ષ સુધી રાજ્ય કરીને ઈ સ ૧૩૬૫ મા મૃત્યુ પામ્યો હતો.

---

# रत्न १५० मुं–साधुपत्नी कर्मदेवी

રાજસ્થાનના ઉત્તર ભાગમા અરિન્ત નામના નાના શહેરમા મોહિલ નામની એક રાજપૂત જાતિ રહેતી હતી એ નગરમા મોહિલરાજ માણિકરાવ રાજ્ય કરતો હતો

કર્મદેવી એ માણિકરાવની કન્યા હતી

પુગલ નામનું એક બીજુ નાનું શહેર હતુ ભટ્ટી વશનો રાજા રણગદેવ એ વખતે પુગલમા રાજ્ય કરતો હતો. રણગદેવનો પુત્ર સાધુ ઘણો બળવાન અને પરાક્રમી હતો. એક દિવસ પોતાના વીર સહચરોને લઈને એ કોઈ યુદ્ધમાથી પાછો આવતો હતો. સિધુ નદીના કિનારાસુધીનો બધો દેશ કુમાર સાધુના પ્રતાપથી કાપતો હતો સાધુના વીરત્વની વાત ચારે દિશામા પ્રસરી ગઈ હતી વીરાગના કર્મદેવી સાધુની વીરતાની પ્રશસા સાભળીને મનમા ને મનમા તેના ઉપર આસક્ત થઈ.

મેવાડના રાણાઓ ગુહિલોત વશના છે એ કુળ સૂર્યવશની એક શાખા ગણાય છે મારવાડના રાઠોડો પણ સૂર્યવશની એક બીજી શાખા મનાય છે રાજપૂતોમા સિસોદીયા રાજપૂતોનું કુળ સર્વશ્રેષ્ઠ ગણાય છે. ત્યાર પછી રાઠોડોનું કુળ છે એ સમયમા મારવાડના રાઠોડ રાજાઓની રાજધાની મુંદર નગરમા હતી. પાછળથી જોધસિંહ નામના એક રાજાએ પોતાની

રાજધાની જોધપુરમા સ્થાપન કરી હતી સુદરરાજ ચડના પુત્ર અરણ્યક દેવ સાથે અરિન્તરાજ માણિકરાવની કન્યા કર્મદેવીની સગાઈ થઇ હતી રાઠોડવશમા કન્યા આપ્યાથી પોતાની પ્રતિષ્ઠા વધશે એમ ધારીને કન્યાનો મત જાણ્યા વગર તેણે એ સગપણ બાધ્યું હતું

એ સમયમા કોઇ યુદ્ધમાથી પાછા ફરતી વખતે કુમાર સાધુ અરિન્ત નગરમા આવી પહોચ્યો. માણિકરાવે એ પ્રખ્યાત વીરનું ઘણુ સન્માન કરીને તેને પોતાના નગરમા આવવા માટે વિનતિ કરી

કર્મદેવીએ પૂર્વે કોઈ દિવસ સાધુને દીઠો નહોતો. તેના વીરત્વનાં વખાણુ સાભળીનેજ એ તેના ઉપર આસક્ત થઇ હતી આજે એ વીરયુવકની વીર તેજથી ચળકતી ભવ્ય મૂર્તિ પોતાની આખે જોઇને અત્યત મુગ્ધ થઈ ગઇ કર્મદેવીએ તેને વરવાનો નિશ્ચય કર્યો

તેના પિતાએ પહેલેથી રાઠોડ રાજપુત્ર અરણ્યકદેવની સાથે તેનો વિવાહ કર્યો હતો રાઠોડનું કુળ સાધુના કુળ કરતા શ્રેષ્ઠ હતુ મારવાડનું રાજ્ય ઘણું પરાક્રમી હતુ, પુગલ તો જેસલમીરના તાબાનું એક નાનું સરખું શહેર હતુ. સાધુ એક નાના શહેરના રાજાનો કુમાર હતો વળી પહેલેથી નક્કી કરેલી સગાઇ તોડી નાખવાથી મારવાડનો રાજા તેનું વેર વાળ્યા વગર રહે એમ નહોતુ. પ્રબળ મારવાડરાજના ક્રોધમાથી પોતાનું રક્ષણ કરવા જેટલી શક્તિ પુગલ રાજ્યમા કયાથી હોય ? આ બધી વાતો કર્મદેવીને તેની સખીઓએ સારી પેઠે સમજાવી, પરતુ કર્મદેવીએ ઉત્તર આપ્યો ‘ ઉચુ કુળ અને રાજ્યસપત કરતા, રાજપૂત બાળા વીરત્વનો ઘણો આદર કરે છે સાધુ જેવા વીરની સહધર્મિણી થવાનુ મળે તો હું મારવાડના તો શું પણ આખી દુનિયાના રાજ્યને લાત મારવા તૈયાર છુ અતઃકરણના પ્રેમ વગર રાઠોડ રાજાની રાણી થઇને સુન્દરમા રાજવૈભવ ભોગવવાની મને ઇચ્છા નથી સાધુની સાથે ઘોડા ઉપર બેસીને ફરવા જવામા મને ઘણી મજા પડશે. એ વીરના પરાક્રમ અને સદ્‌ગુણોથી મુગ્ધ થઇને હુ મનમા ને મનમા તેને વરી ચુકી છુ.હવે એજ મારા સ્વામી છે ભય કે લોભને લીધે હવે હું બીજા કોઈની પત્ની બની શકુ એમ નથી. આટલા બહાદુર હોવા છતા, આટલા બધા યુદ્ધોમા વિજયી નીવડયા છતા પણ સાધુ મારવાડની વિરુદ્ધ થઇને મારૂ રક્ષણ નહિ કરી શકે, તો હુ માની લઇશ કે પાર્થિવ સુખ મારા નસિબ-મા લખાયુજ નથી. તેના મૃત દેહની સાથે ચિતામા બળી મરીને હું આ

પાર્થિવ દેહનો ત્યાગ કરીશ, તથા સ્વર્ગમા એમની સાથે દિવ્ય સુખ ભોગવીશ

તેની સખીઓ શાન્ત થઈ ગઇ. પોતાની કન્યાના દૃઢ સ કલ્પની વાત માણિકરાવના જાણવામા આવી. કન્યાને સમજાવવા તેણે પણ પ્રયત્ન કર્યો, પણ એ પ્રયત્ન વ્યર્થ ગયો. આખરે માણિકરાવે સાધુની પાસે જઇને કર્મદેવીને વરવાની વિનતિ કરી

સાધુએ તેની વાતચીત સાભળી લીધી. એ વિવાહને નિમિત્તે મારવાડના રાજા સાથે યુદ્ધ કરવું પડશે એ તેની ખાત્રી હતી; પર તુ યુદ્ધના ભયથી પોતાના પર પ્રેમ રાખનાર વીરાગનાની વિનતિ પાછી ઠેલે એવો કાયર સાધુ નહોતો. સાધુએ ઘણી ખુશી સાથે માગું સ્વીકાર્યું યથાસમયે પિતાની રજા લઇને સાધુએ કર્મદેવી સાથે લગ્ન કર્યું

વિવાહને બીજે દિવસે સાધુ નવવધૂ સાથે પુગલ જવા નીકળ્યો બધાને ભય એ હતો કે રસ્તામા મારવાડ રાજ્ય તેમના ઉપર આક્રમણ કરશે એટલા માટે મોહિલરાજ માણિકરાવે પણ તેમની સાથે ચાર પાચ હજાર સૈનિકો મોકલવાનું કહ્યુ હતુ, પણ આત્મશક્તિ ઉપર આધાર રાખનાર સાધુએ સસરાની એ મદદ સ્વીકારી નહોતી. છતા પણ માણિકરાવે ઘણો આગ્રહ કરીને પોતાના પુત્ર મેઘરાજને સાતસે સૈનિકો સાથે તેમને વળાવવા મોકલ્યો હતો

રસ્તામા એક સ્થળે સાધુ વિશ્રામ કરવા બેઠો. એટલામા મારવાડ–કુમાર અરણ્યકદેવ ચાર પાચ હજાર સૈનિકોને લઇને સાધુની સામે ઉભો રહ્યો.

કુમાર અરણ્યકદેવ સાચો વીર હતો. તેનામા રાજપૂતોની મહત્તા અને વીરતાનો પૂરો અ શ હતો આ યુદ્ધ કાઇ રાજ્ય મેળવવા ખાતર કે રાજ્ય સાચવી રાખવા ખાતર નહોતું, પર તુ ટેકની ખાતર હતુ. અરણ્યકદેવ સાથે જેની સગાઇ થઈ ચુકી હતી, એવી કન્યાને સાધુ પરણી ગયો તેથી અરણ્યકદેવનુ ઘણું અપમાન થયું હતું અને એ અપમાનનો બદલો વાળવાની તેની ફરજ હતી કર્મદેવીની ખાતર તેને સાધુ સાથે વિવાદ ઉપસ્થિત થયો હતો, પણ એ વિવાદમા તેની સાથે આબરૂભેર યુદ્ધ કરીને બદલો લેવાની અરણ્યકદેવની ઇચ્છા હતી ગમે તે પ્રકારે સાધુનો વધ કરવાનો તેનો ઉદ્દેશ નહોતો.

એટલા માટે જ્યારે તેણે જોયું કે પોતાના વિપુલ સૈન્યના પ્રમાણમા સાધુના સાથીઓની સ ખ્યા ઘણીજ થોડી છે ત્યારે પોતાના સૈનિકોને હુમલો કરવાની મના કરી દીધી.

એની ઉદારતાથી પ્રસન્ન થઇને સાધુએ પ્રશંસાપૂર્વક તેના સામુ જોયું.

થોડીવાર પછી બન્ને જણાએ દ્વન્દ્વ યુદ્ધ કરવાનુ નક્કી કર્યું, પરંતુ ધીમે ધીમે એમના પક્ષના સૈનિકો પણ એમના દ્વન્દ્વ યુદ્ધમા સામીલ થતા ગયા. આ અન્યાય જોઇને બન્ને વીરપુરુષો ચિંતાતુર થયા આ યુદ્ધ સાધુ અને અરણ્યકદેવની વચ્ચે પોતપોતાના ટેક સારૂ થયુ છે, તો પછી નિરર્થક બીજા લોકોના જાનને શામાટે જોખમમા નાખવા ? એમણે સૈનિકોને આઘા જતા રહેવાનો હુકમ આપ્યો અને પાછા બન્ને જણા દ્વન્દ્વ યુદ્ધ કરવા લાગ્યા.

એ વખતે સાધુ પોતાની સ્ત્રીની પાસે છેવટની વિદાય લેવા ગયો. કર્મદેવી એટલો વખત સુધી ઉચી આંખે ઉત્સુકતાથી યુદ્ધ જોઈ રહી હતી સાધુ વિદાય માગવા આવ્યો ત્યારે તેણે હસીને કહ્યુ ‘ઘણી ખુશીથી સિધાવો ' મે મારી આખે તમારૂં વીરત્વ અને રણકૌશલ કોઈ દિવસ જોયુ નથી, આજ એ જોઈને નયન સાર્થક કરીશ જાઓ, અને રણક્ષેત્રમા શત્રુની સાથે વીરતાથી યુદ્ધ કરીને વિજય મેળવો. જય ના મળે તો યુદ્ધક્ષેત્રમા મરણ પામીને તમારી પ્રતિષ્ઠા સાચવજો મારી કાંઇ ચિંતા કરશો નહિ. તમારા મૃત્યુથી હું દુ ખી નહિ થાઉ, મારા દુ ખનો વિચાર કરીને યુદ્ધક્ષેત્રમાથી પાછા આવશો નહિ યુદ્ધમા તમે કામ આવશો તો હુ તમારી સાથે ચિતામા પ્રવેશ કરીશ એ ખાત્રી રાખજો ’

સાધુ અને અરણ્યકદેવ યુદ્ધક્ષેત્રમા ઉપસ્થિત થયા. વીર પુરુષોની રીત પ્રમાણે બન્ને એકબીજાને માનપૂર્વક પ્રણામ કરીને દ્વન્દ્વ યુદ્ધ કરવા લાગ્યા.

બન્ને જણા એક બીજાના મસ્તકને લક્ષમા રાખીને ઘણીજ સ્ફૂર્તિથી તલવારો ચલાવવા લાગ્યા તલવારના ઘાથી બન્ને જણા જમીન ઉપર એક સાથે પડયા થોડીવાર પછી અરણ્યકદેવને ચેતના આવી, પણ સાધુ તો પાછો ઉઠયોજ નહિ.

કર્મદેવી ચુપચાપ ઉભી રહીને યુદ્ધ જોયા કરતી હતી સાધુ નીચે પડયો એટલે એ તેની પાસે ગઈ. તેની આખમા આસુ નહોતા, મો ઉપર વિષાદના ચિન્હન નહોતા. આ સંસારમા સ્વામીની સાથે સુખ ભોગવી શકી નહિ તો પરલોકમા જરૂર અનન્ત કાળ સુધી એ સ્વર્ગીય સુખ ભોગવાશે, એ વિચારને લીધે પતિના આવા અકાળ મૃત્યુમાટે તેણે જરા પણ ખેદ કર્યો નહિ. એ જાણતી હતી કે સ્વામીના આત્મા સાથે તેનો આત્મા મળી ચુકયો હતો. મૃત્યુમા એટલી શકિત કયા છે કે આત્માઓના યોગનો

વિચ્છેદ કરી શકે ? તો પછી સ્વામીના વીરક્ષેત્રમા આબરૂભેર થયેલા મૃત્યુથી વીરનારી કર્મદેવી શામાટે ભયભીત થાય ? તરતજ નોકરોને બોલાવીને ચિતા તૈયાર કરવાનો તેણે હુકમ આપ્યો.

ચિતા તૈયાર થઇ. સ્વામીને પોતાના હાથે કાળજીપૂર્વક ચિતા ઉપર સુવાડીને કર્મદેવીએ તેની તલવાર પોતાના હાથમા લીધી તથા પોતાને હાથે એ તલવારના ઘાથી બીજો હાથ કાપીને સ્વામીના એક વિશ્વાસુ સેવક સાથે સસરાની પાસે મોકલ્યો અને કહ્યુ કે "સસરાજીને મારા સવિનય પ્રણામ કહેજો તેમના ચરણના દર્શન કરવાનું મારા ભાગ્યમા લખ્યુ નહોતુ આ મારો કપાયલો હાથ તેમના ચરણ આગળ મૂકીને કહેજો કે તમારી પુત્રવધૂનું રૂપ આવુ હતુ."

એટલુ કહીને તેણે પાસે ઉભેલા બીજા નોકરને તલવાર આપીને કહ્યું ' આ એક હાથ મારાથી કાપી શકાશે નહિ. માટે તુ એ હાથ કાપી નાખ. '

નોકરે હુકમ પ્રમાણે કર્યુ.

કર્મદેવીએ કહ્યુ ' આ હાથ તુ લઇ જા. એ હાથ મોહીલ રાજપૂતોના ભટ્ટી કવિને આપજે '

આ પ્રમાણે બે હાથ કાપીને કર્મદેવી ચિતામા સ્વામીની પડખે જઇને સુઇ રહી ચિતા સળગી. જોતજોતામા વીર અને વીરાંગનાના અનુપમ રૂપ-મય દેહ બળીને ભસ્મીભૂત થઈ ગયા.

કર્મદેવીનો છિન્ન હાથ પુગલ પહોચ્યો. વૃદ્ધ રણગદેવ પુત્રવધૂનો હાથ જોઇને ઘણુ રોવા લાગ્યો. ત્યાર પછી ચદન વગેરે સુગધિદાર કાષ્ઠની ચિતા ખડકાવીને તેમા એ હાથનો અગ્નિસસ્કાર કરાવ્યો, તથા એ જગ્યાએ એક મોટુ તળાવ બધાવ્યુ. એ તળાવ કર્મદેવી સરોવરના નામથી પ્રખ્યાત થયુ.

મારવાડના કુમાર અરણ્યકદેવને સાધુને હાથે જે ઘા લાગ્યા હતા તે ઘા બિલકુલ રૂઝાયાજ નહિ છ મહિનામા એ પણ સ્વર્ગવાસ પામ્યો.



# रत्न १५१ मुं--साध्वी रौशनआरा



જે રમણી રત્નનું જીવન ચરિત્ર અમે અહિ યા આપવા માગીએ છીએ તે મોગલ સમ્રાટ્ ઔર ગઝેબની બેન રૌશન આરા નથી, પણ એક બીજીજ સન્નારી છે એ પવિત્ર હૃદયની સ્ત્રીનું સમાધિમ દિર—રૌજો બ ગાળામા રજ પરગણામા બસિર હાટ જિલ્લામા કાખુલિયા પરગણામા તારા ગુણિયા નામના ગામમા આવેલો છે, અને હજી પણ સાતસો વર્ષ પહેલાના ઈતિહાસનું સ્મરણ કરાવે છે, પણ એ સન્નારી કોણ હતી અને કેવી રીતે તારાગુણિયા ગામમા આવી વસી તેનો ઇતિહાસ નીચેના વૃત્તાત ઉપરથી જણાશે

ઇ૦ સ૦ ૧૨૭૯ મા મક્કાના જમજમ મહોલ્લામા એનો જન્મ થયો હતો એ વિદુષી મહિલાનું ખરૂં નામ રૌશનઆરા હતું, પણ જનસમાજમા રૌશન બીબીના નામથી પ્રસિદ્ધ થઇ છે. એના પિતાનું નામ સૈયદ કરિમ ઉલ્લા અને માતાનું નામ મિન્નત ઉનનિસા હતું એના માતપિતા બન્ને વિદ્વાન અને ધર્મશીલ હતા પુણ્યાત્મા સૈયદ કરીમ ઉલ્લાને ચાર સ તાન હતા પ્રથમ સ તાન બ ગ દેશમા પ્રખ્યાત થયેલા પીર હજરત સૈયદ અબ્બાસ અલી ઉર્ફે ગોરા ચાદ શાહ હતા અમારી ચરિત્રનાયિકા તપસ્વિની રૌશન આરા તેમના સ તાનોમા બીજી હતી રૌશન આરા તથા એમના બે નાના ભાઈ રાજર્ષિ શાહજલાલના આશીર્વાદથી જન્મ પામ્યા હતા, એવી કથા છે

ઇ૦સ૦ ૧૨૬૫ મા શાહગોરાચાદ ઉર્ફે સૈયદ અબ્બાસઅલીનો જન્મ થયો હતો, અને રજ પરગણામા હાડોયા ગામમા હજુ પણ તેમનું સમાધિમ દિર છે ગોરા ચાદના જન્મના ૧૪ વર્ષ પછી ઈ૦સ૦ ૧૨૭૯મા પુણ્યશીલા, વિદુષી તપસ્વિની ચિરકૌમારવ્રતધારિણી રૌશનઆરાનો જન્મ થયો હતો

રૌશનઆરાના હૃદયમા બાલ્યાવસ્થાથીજ ધર્મભાવ જાગૃત થયો હતો, અને ઈશ્વર ઉપર તેની પૂરી ભક્તિ હતી એને સર્વદા પરમેશ્વરની આરાધના અને જપ કરવાનુ તથા કુરાન શરીફનો પાઠ કરવાનુ ગમતું. હમેશા સાચુ બોલતી, કોઈ પણ દિવસ જૂઠુ બોલતી નહિ, એટલુ જ નહિ, પણ મિથ્યાવાદીઓ ઉપર તેને ખરા અ ત.કરણથી તિરસ્કાર ઉપજતો બાલ્યાવસ્થાથીજ નઠારા સ્વભાવના બાલકબાલિકાઓ સાથે રમવાનુ પણ એને પસ દ નહોતું. ઈ૦ સ૦ ૧૨૮૩ મા પાચ વર્ષની વયે તેને નિશાળે બેસાડવામા આવી

જે 'મક્તબ' મા તેનો વિદ્યારંભ થયો હતો તે મકતબના શિક્ષક હમેશા કહેતા, કે "આગળ જતાં આ કન્યા આધ્યાત્મિક સાધનામા અસાધારણ ઉન્નતિ કરશે " રૌશનઆરાના ત્યાર પછીના જીવને એ શિક્ષકની ભવિષ્યવાણી અક્ષરે અક્ષર સાચી પાડી છે.

મુસલમાન લોકોના ધર્મ અનુસાર બાકલબાલિકાઓને ભણાવવાનું શરૂ કરતાવારજ સૌથી પહેલા એમના ધર્મનો પવિત્ર ગ્રન્થ કુરાનનો પાઠ કરાવવામા આવે છે હિન્દુઓમા પણ પહેલા " શ્રીગણેશાયનમ ' કરાવી ધાર્મિક સંસ્કારો બાળકાના ચિત્ત ઉપર પાડવાનો સંપ્રદાય હતો, તેને બદલે હવે તો ' બા ચા પા' થીજ આરંભ કરી વિદેશીઓના આ પરમ પ્રિય પેયનું ધ્યાન ધરાવાય છે અસ્તુ ! રૌશનઆરાનો અભ્યાસક્રમ પણ એજ પ્રાચીન રિવાજ મુજબ ચાલ્યો ઇ૦ સ૦ ૧૨૯૨ સુધી, એટલે કે દશ વર્ષપર્યન્ત તેણે ગુરુજી પાસે અરબી સાહિત્ય અને વ્યાકરણ આદિનો અભ્યાસ કર્યો ૧૨૯૩ ની સાલમા એણે નિશાળે જવું બંધ કર્યું, અને ઘેર બેસીનેજ ભાષાતત્ત્વ, અલંકાર શાસ્ત્ર અને દર્શનશાસ્ત્રના વિવિધ ગ્રન્થોનો અભ્યાસ ટીકાટિપ્પણી તથા વ્યાખ્યાસહિત કરવાનુ આરંભ્યું એજ સમયમા ઇમન નગરના પ્રખ્યાત દરવેશ-સાધુ શાહ-અહમદ કવિવરના મુખ્ય શિષ્ય રાજર્ષિ શાહ હોસેનની પાસે તેણે દીક્ષા ગ્રહણ-કરી 'મુરીદ' બની

વિદુષી રૌશનઆરા અસાધારણ સુંદરી હતી આખા મક્કા નગરમા નગરમા તેના સૌન્દર્યની ખ્યાતિ થઇ ગઇ હતી વળી એણે ઘણી નાની વયમાજ પૂરતી વિદ્યા પ્રાપ્ત કરી હતી ધર્મ પ્રતિ તેને અગાધ વિશ્વાસ હતો, અને રાતદિવસ તત્ત્વચિંત્વન કરવાનોજ તેને શોખ હતો, એટલે એના સદ્ગુણોનો સુવાસ મક્કામા સર્વત્ર પ્રસરી ગયો અને કોરેશી વંશના અનેક મનુષ્યો તેને પુત્રવધૂતરીકે સ્વીકારવાની ઇચ્છા પ્રગટ કરાવવા લાગ્યા, અને એ ઉદ્દેશથી તેના પિતા સૈયદકરીમ ઉલ્લાની આગળ માગા મોકલવા લાગ્યા સૈયદ કરીમ ઉલ્લા પણ કન્યા મોટી થઇ છે, અને વરવા યોગ્ય છે એ વિચારથી સારા વરની તપાસમાજ રહેતા હતા ઘણી તપાસ પછી એક કુળવાન અને સુયોગ્ય વરનો પત્તો લાગ્યો, પરન્તુ ઇસ્લામ શાસ્ત્રનો એવો નિયમ છે, કે ઉમરે પહોચેલી કન્યાનું લગ્ન તો શું, એની સગાઈ પણ એની પોતાની મરજી વગર ન થઈ શકે. એટલા માટે એ વિવાહસંબંધી કન્યાનો શો અભિપ્રાય છે, એ જાણવાનું કામ કરીમઉલ્લાએ પોતાની એક સગીને સોપ્યું.

એક દિવસ મધ્યાહ્નકાળે રોશનઆરા પોતાના ઉપાસનાગૃહમા બેસીને તન્મય અને તદ્ગત થઈને કુરાન શરીફનો પાઠ કરી રહી હતી. એ વખતે પેલી વૃદ્ધ સગી ત્યા પહોચી, અને પાઠ સાભળવા લાગી. જ્યારે કુરાનનો પાઠ સમાપ્ત થયો ત્યારે પેલી ડોશીને રોશનઆરાએ પૂછ્યું "આપ તો આ વખતે કદિ પધારતા નથી. આજ કવખતે પધારવાનુ પ્રયોજન શું છે ? " ઉત્તરમા ડોશીએ તેના વિવાહસબધી બધી હકિકત માડીને કહી. રોશનઆરાએ તેને કહ્યું "માજી ! મે પ્રથમથીજ એક જણને મારૂ હૃદય અર્પણ કર્યું છે. જો એની સાથે મારૂ લગ્ન થશે તો હુ ખુશીથી લગ્ન કરીશ" ડોશીનુ કુતૂહલ વધી પડ્યુ અને તેણે પૂછ્યું " તારા હૃદય રાજ્યનો અધીશ્વર કોને બનાવ્યો છે? એ કહે હુ તેનેજ ખોળી કહાડીશ અને તારા આ શૂન્ય સિહાસન ઉપર એને પધરાવીશ " એ વાકયો સાભળતાંજ રોશનઆરાએ કહ્યું " પરમ આરાધ્ય ખુદા તાલાને મે આ હૃદય સમર્પણ કર્યું છે. એજ મારા એકના એક પ્રણય-પાત્ર છે. આશક છે તમે એમની સાથે મારૂ લગ્ન કરાવી આપશો ? જો એમન કરી શકતા હો, તો નાહક બીજા કોઇ સાથે મારી સગાઇ કરવાની ખટ-પટમા પડવાની તસ્દી લેશો નહિ "

ડોશીએ જઈને કન્યાના પિતાને બધી વાત કહી સભળાવી. પિતાએ પુત્રીનો વિચાર બદલાવવા સારૂ, સાધુ હુસેનનુ શરણુ લીધુ. મહર્ષિ હુસેને આરભથી માડીને બધો વૃત્તાત સાભળ્યા પછી કહ્યું "આપ રોશનઆરાની ઇચ્છા વિરુદ્ધ જબરદસ્તીથી એનું લગ્ન કરશો નહિ, કારણ કે એ બ્રહ્મજ્ઞાનની ઉચ્ચ સીડીએ ચડી ચુકી છે. હવે એ રિપુઓને અધીન નથી સંસારના કોઈ પદાર્થ ઉપર તેને આસક્તિ રહી નથી." લાચારીએ કરીમ ઉલ્લાએ રોશનઆરાના લગ્નનો વિચાર માડી વાળ્યો, અને બીજા પુત્ર સાહદત અલી, તથા નાની છોકરી મેહરે આરાના લગ્ન ઉકેલી નાખ્યા. એ લહાવો લીધા પછી થોડા દિવસોમા કરીમ ઉલ્લા અને તેમના પત્નીએ પણ એકે એકે આ સસારનો ત્યાગ કર્યો માત પિતાના મૃત્યુથી રોશનઆરાને ઘણો શોક થયો, પરન્તુ વિધાતાના વિધાન આગળ કોઇનુ કાઈ ચાલતું નથી. તેની આગળ લાખ રોશનઆરાને પણ હાર માનવી પડે છે લક્ષ રોશન આરાની એકઠી શક્તિ પણ પ્રભુની ઇચ્છા આગળ તુચ્છ છે.

એ બનાવ બન્યા પછી કેટલેક દિવસે મહર્ષિ હુસેન શાહ રોશનઆરાને ઘેર ગયા,અને દર્શનશાસ્ત્રની ચર્ચા કરીને કહ્યું " ખુદા તાલાની આજ્ઞાથી

હું થોડાકજ સમયમા ભારતવર્ષ તરફ રવાના થનાર છુ. તારે કાંઇ જાણુવું હોય, પૂછવું હોય તો પૂછી લેજે ” એ વખતે રોશનઆરાએ કહ્યું હજરત એકલાજ ભારતવર્ષ પધારવાના છો ? ઉત્તરમા શાહ સાહેબે જણાવ્યું કે ના, મારા શિષ્યોમાથી ઘણા મારી સાથે આવનાર છે. એ ઉપરથી રોશન આરાએ કહ્યું “ હજરતની આજ્ઞા હોય તો મને પણ આપની સાથે ભારતવર્ષ આવવાની ઈચ્છા થઇ છે. ” મહર્ષિએ રોશનઆરાની ઇચ્છા જાણીને જરા હસીને કહ્યું “ ઠીક છે, પણ તારા ભાઇની સમાધિની જાત્રા તારા નસીબમા નથી, લખાઈ છતાં પણ તું ભારતવર્ષ આવી શકીશ, મારે કાંઇ વાધો નથી ” એમની એ પ્રમાણેની વાત સાભળીને રોશનઆરાના નાનાભાઇ શાહદત-અલી તથા તેની પત્ની જિનત્-ઉન-નિસાએ પણ ભારતવર્ષ જવાની ઇચ્છા પ્રગટ કરી. મેહર આરા સ્વામીની સાથે સુખપૂર્વક સાસરે રહેતી હતી, એટલે એને પ્રબળ ઇચ્છાનું દમન કરવું પડયુ. યથાસમયે મહર્ષિ શાહહુસેન સ્ત્રીપુરુષ મળીને ૧૬૫ શિષ્યોસહિત ભારતવર્ષ તરફ રવાના થયા અને ઇ સ ૧૩૨૧ના અન્તમા બાદશાહ ગ્યાસુદ્દીન તઘલખના રાજ્યમાં ઠાઠ સહિત દિલ્હી આવી પહોચ્યા

બાદશાહ ગ્યાસુદ્દીને મહર્ષિ હુસેન અને તેમના ફકીર શિષ્યોનો ઘણો આદરસત્કાર કર્યો. મહર્ષિ થોડાક દિવસ સુધી પોતાના મુરીદોની સાથે દિલ્હીમા રહ્યા, ત્યાર પછી શિષ્યોને કેટલાક દળમા વહેચી નાખીને દરેક દળને ભારતવર્ષના ભિન્ન ભિન્ન સ્થાનમા મોકલવાનું આરભ કર્યું. શાહ સાહેબ પોતે મૃત્યુના દિવસપર્યન્ત દિલ્હીમા રહ્યા હતા. દિલ્હી નગરમા આજ પણ તેમનો મકબરો વિદ્યમાન છે અને તેમની પુણ્યગાથાનો પ્રચાર કરી રહ્યો છે. શાહસાહેબે મોકલેલા શિષ્યોની એક ટોળી બંગાળામા જઈ પહોચી. એ ટુકડીમા સાધ્વી રોશનઆરા તથા તેના ભાઇ સોજાઇ હતાં. બાદશાહ ગ્યાસુદ્દીન બળવો શમાવવા સારૂ બગાળા ગયા હતા તે વખતે એ સાધુઓને પણ પોતાની સાથે બગ દેશમા લેતા ગયા હતા શિષ્યોને વિદાય કરતી વખતે શાહ સાહેબે તેમને ખાસ પ્રકારે ઉપદેશ આપ્યો હતો, કે કેવી રીતે રહેવુ અને કયા કયા રહેવુ. દરેક શિષ્યના હાથમા એમણે એક મુઠી ભરીને માટી આપી હતી, અને કહ્યું હતું કે આ માટીના જેવી સુગંધ-વાળી માટી જ્યા આગળ મળી આવે ત્યાં આગળ તમારો આશ્રમ કાયમ કરજો કેવળ રોશનઆરાને એવું કહ્યું હતું “ કે જે સ્થળે તને દિવસને વખતે

તારા દેખાય તે સ્થળે તારે આશ્રમ કરવાનુ વિધાતાએ નિર્માણુ કર્યું છે, એમ સમજવું તારે એ સ્થાનમાથી ખસવું નહિ ”

મહર્ષિ હુસેનના એ શિષ્યો બગાળામા વિચરવા લાગ્યા, અને ગુરુની આજ્ઞાનુસાર જે સ્થાનની માટીની સુગધ પોતાની પાસેની માટીને મળતી આવી ત્યાજ વસવા લાગ્યા આ પ્રમાણે એમની સખ્યા ઘટવા લાગી. એક દિવસ રોશનઆરા, એમના ભાઇ તથા ભાભી એક નૌકામા બેસીને ઇચ્છામતી નદી ઓળગી રહ્યા હતા એવામા એક સ્થળે દિવસને સમયે તેમણે તારો દીઠો તેમણે ત્યાથી આગળ જવાનુ બધ કર્યું અને ગુરુની આજ્ઞા પ્રમાણે એજ સ્થાનને પોતાનુ નિવાસસ્થાન નક્કી કર્યું હજુ પણ એ સ્થાન ‘ તારા ગુણિયા ’ નામથી પ્રસિદ્ધ છે પહેલા ત્યા આગળ વસ્તી નહોતી, પણ રોશન બીબીના વસ્યા પછી ત્યા આગળ ગામ વસ્યું અને હાલ પણ ઇચ્છામતીને પશ્ચિમ કિનારે એક સારૂં ગામ વસેલુ છે. પ્રારભમા ત્યા આગળ વસ્તી નહિ હોવાથી રોશનઆરાને પોતાના સાથીઓસહિત થોડા દિવસ તો નૌકામાજ રહેવુ પડયું ત્યારપછી વૃક્ષની નીચે એક ઝુપડી બાધીને ત્યાજ રહ્યા. થોડા દિવસમા તેમના આવ્યાના ખબર આસપાસના ગામોમા પહોચી ગયા, અને તેમના દર્શન કરીને પુણ્યસચય કરવા સારૂ ચારે તરફથી લોકો આવવા લાગ્યા. રોશનઆરા પણ તેમને સદુપદેશ આપવા માડી. પોતાની મનોવાચ્છના પૂર્ણ કરવાના ઉદ્દેશથી જે કોઈ તેની પાસે જતું, તેની મનોકામના વ્યાજબી હોય તો રોશન આરા આશીર્વાદ અને પ્રભુપ્રાર્થનાદ્વારા એ પણ પૂર્ણ કરતી. કોઇ વાઝિયાને ઘેર પુત્રપ્રાપ્તિ થઇ, કોઇનો રોગ મટયો, કોઇનું દારિદ્ર મટી ગયું એવા એવા ચમત્કારો થવાથી રોશનઆરાનો યશ સર્વત્ર વ્યાપી ગયો, અને દુ ખી તથા આતુર લોકોની ભીડ જામવા લાગી ધીમે ધીમે ત્યા આગળ ગામ પણ વસી ગયું. ખરા ઈશ્વરભક્ત સાધુઓની સેવા કરવામા હિન્દુઓ જાતિભેદ કે ધર્મભેદને જોતા નથી મુસલમાન સન્તોનો સમાગમ કરવા, તેમની સેવા તથા ભક્તિ કરવા અને તેમનો આશીર્વાદ લેવા તેઓ સદા તત્પર રહે છે ખરા મુસલમાન સન્તો પણ હિન્દુમુસલમાનને એક દૃષ્ટિએ જુએ છે અને પોતાના આધ્યાત્મિક અનુભવનો લાભ બન્નેને એક સરખો આપે છે ધાર્મિક દ્વેષ અને ઝગડાઓ, તો પુરોહિતો, કાજીઓ, મુલ્લાંઓ જેમનો નિર્વાહજ ધર્માન્ધતા ઉપર રહેલો હોય છે તેમની સકુચિત દૃષ્ટિને લીધે થાય છે. સ્વાર્થને તિલાજલિ આપી સર્વત્યાગી સંન્યાસી પ્રભુમા તન્મય

થયેલા બ્રહ્મવાદીને માટે તો વસુધાના દરેક મનુષ્ય એકસમાન પ્રિય હોય છે. રૌશનઆરાના સંબંધમાં પણ એમજ હતું. એ ગામના એક નાગ બાબુ એમની પાસે આવતા અને ઘણી ભક્તિ પ્રગટ કરતા. સાધ્વીની પ્રસન્નતાને લીધે નાગ બાબુએ પુષ્કળ ધન પેદા કર્યું અને અનેક ગામ ખરીદીને પ્રતિષ્ઠિત જમીનદાર બન્યા. એમ કહેવાય છે, કે રૌશનઆરાએ નાગ બાબુને ત્રણ કામ કરવાનો નિષેધ કર્યો હતો. “(૧) જમીનદારીના ગામની કોઈ પણ પ્રજાને કદિ પણ પીડા આપવી નહિ ( ૨ ) અહંકાર અને તમોગુણને હૃદયમાં કદિ પણ સ્થાન આપવું નહિ (૩) મારા સેવકો પ્રત્યે કદિ પણ અભક્તિ અથવા અશ્રદ્ધા પ્રગટ કરવી નહિ. જો આ ત્રણે ઉપદેશની વિરુદ્ધ આચરણ કરશો તો પડતી દશા આવશે.” નાગ બાબુના સંતાનોએ એ ઉપદેશ પ્રમાણે અમલ ન કર્યો, ત્યારે તેમની પડતી પણ આવી

કેટલાએક વર્ષ આ પ્રમાણે પ્રભુભક્તિ તથા ધર્મોપદેશમાં વ્યતીત થયા. પછી એક દિવસ રૌશનઆરાને તાવ આવ્યો. ભકતોએ સેવાશુશ્રૂષા કરવામાં કાંઈ ન્યૂનતા રાખી નહિ એમના ભાઈએ વૈદને બોલાવવાનું કહ્યું ત્યારે જણાવ્યું કે “ મારો આ રોગ મટનાર નથી મને મહાયાત્રાને સારૂ ખુદાના ઘરનું તેડું આવ્યું છે ” એ દિવસના તાવમાં ઇ૦ સ૦ ૧૩૪૨માં ૬૪ વર્ષની વયે સાધ્વી રૌશનઆરાએ સ્વર્ગવાસ કર્યો તારાગુણિયા ગામમાં આજ પણ તેમનું સમાધિ-મંદિર વર્તમાન છે. સૈયદ શાહાદત અલીના વંશજો એ રોજાના સેવકતરીકે ત્યાંજ વસે છે તેમની કબ્રને હજુ પણ લોકો પૂજે છે, અને તેના સંબંધી અનેક ચમત્કારોની વાતો ગામવાસીઓમાં પ્રચલિત છે.

મક્કાવાસી પવિત્ર અને વિદુષી રમણી રૌશનઆરાએ ગુરુઆજ્ઞા માનીને ભારતનેજ પોતાનો દેશ બનાવ્યો, અને ભારતની પવિત્ર ભૂમિમાજ પોતાના પંચમહાભૂતના પૂતળાને મેળવી દીધું એવી પવિત્ર વ્યકિતઓના ચરિત્રનું સ્મરણ હિન્દુમુસલમાનોના હૃદયને એકતાના મજબૂત સૂત્રથી બાંધો એજ અમારી પ્રાર્થના છે. રૌશન આરાના ત્યાગ અને પ્રભુપ્રેમની કથા હિન્દુ વાચકોના હૃદયમાં પણ તેને માટે ભક્તિ ભાવનો સંચાર કર્યા વગર રહેનાર નથી*

---

* દાક્તર અબ્દુલ ગફુર સિદીકીના એક બંગાળી લેખનો ઉચિત ફેરફાર સહિત અનુવાદ.

# रत्न १५२ मुं–मखदूम–इ–जहां–बीदरनी बेगम



ક્ષિણમાં ઈ૦સ૦ ૧૩૪૭ મા અલાઉદ્દીન હુસેન ગંગુ નામના એક અફ્ગાન મુસલમાને પોતાના આગલા સ્વામીના સ્મરણાર્થે 'બ્રાહ્મણી વંશ'ની સ્થાપના કરી હતી એ વંશમા કેટલાયે પ્રતાપી બાદશાહ થયા બે એક સ્ત્રીઓ પણ થઇ ગઈ. પ્રસિદ્ધ સુલતાના ચાદબીબી એજ વંશની હતી. એના શૌર્ય, પ્રતાપ અને રાજનીતિનો પરિચય તેના ચરિત્રમા આ ગ્રંથમા અન્યત્ર આપવામા આવ્યો છે એના પણ પહેલા એ વંશમા એક વીર, ચતુર અને રાજકાર્યમા કુશળ સુલ્તાના થઇ ગઈ છે

આ વંશની રાજધાની પહેલા ઇતિહાસપ્રસિદ્ધ બીદર નગરમા હતી. એ શહેર અહમદશાહ સુલતાને ભીમા નદીને કિનારે એક સુંદર અને રમણીય સ્થાનમા વસાવ્યું હતું કાળચક્રની ગતિથી બીદરનો પુરાણો વૈભવ આજ રહ્યો નથી. હવે તો એ નાનુંસરખુ કસબા ગામ છે. બીદરના નાશનું મુખ્ય કારણ એના રહેવાસીઓનો કુસંપ હતું ત્યા આગળ દેશી અને પરદેશી એવા બે ભાગ પડી ગયા હતા જે મુસલમાનો ત્યા ઘણા લાબા સમયથી વસ્યા હતા તે દેશી ગણાતા હતા, અને નોકરીધંધાની ખાતર આવી વસેલા ઈરાની, કાબૂલી વગેરે પરદેશી કહેવાતા હતા

સુલતાન અલાઉદ્દીન બીજાના મૃત્યુ પછી ઇ૦ સ૦૧૪૫૮ મા એનો પુત્ર હુમાયુ શાહ ગાદીએ બેઠો. એ હુમાયુ અમારી ચરિત્રનાયિકાનો પતિ થાય. એના સમયમાં દેશી અને પરદેશી પક્ષોમા પરસ્પર મોટો કજીયો ઉભો થયો હતો દેશી પક્ષનો આગેવાન ખ્વાજા જહા હતો અને પરદેશીઓનો નેતા મહમૂદ ગવા હતો એ બન્નેમા બહુજ સખ્ત હરિફાઇ ચાલતી હતી ગવા ઘણો બુદ્ધિમાન અને હોશિયાર હતો. સુલ્તાને તેને 'મલિક ઉત્–તજ્જાર' નો ખિતાબ આપ્યો હતો તથા બિજાપુરનો સુબો બનાવ્યો હતો ખ્વાજા જહાથી એની ચડતી દેખી શકાઇ નહિ. અદેખાઇનું જોર દિવસે દિવસે એનામા વધ્યુંજ ગયું

હુમાયુ ઘણો કઠોર રાજ્યકર્તા હતો. મૂર્ખતાની તો એ મૂર્તિ હતો. એના જેવો અયોગ્ય રાજકર્તા દક્ષિણમાં ભાગ્યેજ બીજો કોઇ થયો હશે. એની વૃત્તિઓ ઘણીજ રાક્ષસી હતી. એક વાર એ રાજ્યની તપાસ કરવા સારૂ ક્યાંક

ગયો હતો. એ વખતે રાજમહેલમા કાંઇ ગડબડ થઇ ગઈ. કોનો વાક છે તેની તપાસ ન કરતા એકદમ હજારો કમનસીબ માણુસો જીવતા બળતી કઢાઇઓમા ઉકાળીને મારી નાખ્યા પોતાના સગા ભાઈ હસનખાને પણ ક્રૂરતાથી મારી ન ખાવ્યો હતો. કોઇ કહે છે કે જીવતા એની આંખો ફોડાવી નાખી હતી. કોઇ કહે છે કે વાઘના મો આગળ છોડી દઇને એનો પ્રાણ લેવરાવ્યો હતો. રાજગાદી, વૈભવ અને સત્તા મળ્યા પછી પ્રમાદી મનુષ્ય ઉન્મત્ત બની જઇને શું શું નથી કરતો ! નિર્દોષ મનુષ્યોની હાય કદાપિ ખાલી જતી નથી ભરજુવાનીમા ગભીર મદવાડ ભોગવીને એ દુરાચારી બાદશાહ મરણ પામ્યો. મરતી વખતે એ પોતાના આઠ વર્ષના સગીર પુત્રને યુવરાજ, ગવાને મુખ્ય મંત્રી, ખ્વાજાને સહાયક અને બેગમને પોતાની વારસ બનાવતો ગયો. હવે અમે બેગમ સાહિબાના સંબધમા કાંઈક લખીશું.

હુમાયુનું મૃત્યુ બ્રાહ્મણી રાજ્યને માટે ખરેખર લાભદાયીજ નીવડયું. ‘ ઝાલિમ ’ ( અત્યાચારી--આતતાયી ) નામથીજ પ્રસિદ્ધ થયેલો એ બાદશાહ લાંબો વખત જીવ્યો હોત તો રૈયતને કોણ જાણે કેટલીએ જાતના દુ:ખ દેત. બાદશાહ જેટલો કઠોર અને સાકડા મનનો હતો, તેટલીજ તેની બેગમ દયાળુ, સદાચારી અને ઉદાર મનની હતી. કાદવ અને કમળના સયોગ જેવો એમનો સંબધ મનાતો હતો. પતિના મૃત્યુ પછી બેગમે પુત્રને યુવરાજ તરીકે ગાદી ઉપર બેસાડવાની ક્રિયા કરી, અને પોતાના રાજનીતિસંબંધી ઉત્તમ જ્ઞાનને લીધે ગવાં જેવા મત્રીની સહાયતાથી રાજ્યની અવ્યવસ્થાને જલ્દી સુધારી દીધી.

હુમાયુના મૃત્યુના સમાચાર બીજા પ્રાન્તોમા પહોચતાવારજ માળવાના સુલ્તાનની દાનત બગડી અને તેણે વિચાર કર્યો કે બાદશાહ મરણ પામ્યો છે, રૈયત અસતુષ્ટ અને દુ:ખી છે, શાહજાદો બાળક છે. બીદર જીતવાને માટે આના કરતા સારો લાગ ફરીને મળવાનો નથી, એટલા માટે જલ્દી એક મોટી સેના તૈયાર કરીને એણે બીદર ઉપર ચડાઈ કરી. એક નિરાધાર અબળાનું રાજ્ય વગરવાંકે પડાવી લેવાનો પ્રયત્ન કરવો એ માળવેશ્વરને માટે ઘણીજ શરમની વાત હતી, પરન્તુ લોભ મનુષ્યનો પરમ શત્રુ છે. એ વિકારને વશ થઇ મનુષ્ય ગમે તેટલા અન્યાયી કામ કરે છે.

બેગમને જ્યારે સમાચાર મળ્યા કે માળવાનો મુસલમાન રાજા પોતાના રાજ્ય ઉપર ચડાઇ કરવા સારૂ આવી રહ્યો છે, ત્યારે એના ક્રોધનો પાર રહ્યો નહિ. એ ગભરાઇને આકળી ન થઈ ગઇ, પણ પુખ્ત વિચાર કરીને માળવે

શ્વરની સાથે યુદ્ધ કરવા સારૂ એક મજબૂત સૈન્ય જલ્દી તૈયાર કરવાની સેનાપતિને આજ્ઞા આપી, અને પોતે પણ વીરવેશ ધારણ કરીને યુદ્ધક્ષેત્રમા સેનાપતિતરીકે જવા તૈયાર થઈ. બેગમનું સાહસ, વીરતા અને શૌર્ય દેખીને સૈનિકો પ્રસન્ન થયા એની સરદારી નીચે તેઓ પ્રાણ આપીને પણ બીદરની સ્વતંત્રતાનું રક્ષણ કરવા તૈયાર થયા.

માલવેશ્વર બીદરની સીમા ઉપર આવી પહોચ્યો. બેગમ લશ્કરસહિત વીરાંગનાને છાજે એવી રીતે તેની સામે ટક્કર લેવા તૈયાર થઈને ગઈ બન્ને પક્ષ વચ્ચે ભયંકર યુદ્ધ થયુ બેગમના શૌર્ય અને પરાક્રમથી માલવેશ્વર છક થઈ ગયો, યુદ્ધમા સ્ત્રી પણ આવી વીરતા દાખવી શકે છે એ એણે પહેલીજ વાર જોયું એ બહાદુર સ્ત્રી આગળ પોતાનું કાંઈ ચાલવાનું નથી, પરાજય નિશ્ચિત છે, એમ ધારીને રાજા શરમીંદો થઈને વીલે મોએ પાછો માળવા પહોચ્યો બીદરની બેગની બાલ્યાવસ્થામાજ સ્વદેશપ્રેમ, રાજનીતિ, વીરતા અને યુદ્ધવિદ્યાનું શિક્ષણ મેળવ્યુ હતુ એજ શિક્ષણને અમલમા મૂકીને આ વખતે એણે પોતાના રાજ્યનું શત્રુના આક્રમણથી રક્ષણ કર્યું

બેગમે શત્રુ તરફની આ આફતને મહા મહેનતે ટાળી હતી, એવામા એના ઉપર બીજી વધારે ગંભીર દૈવી આપત્તિ આવી પડી. સગીર સુલ્તાનનું લગ્ન નક્કી થઈ ચૂકયું હતું, એવામા અચાનક એનુ મૃત્યુ થયુ. માતાના ઉપર વજ્રનો ઘા થયો; પણ બેગમ ઘણી ધૈર્યવાળી સ્ત્રી હતી રાજ્યની લગામ હાથમા લીધા પછી સ્ત્રી હોય કે પુરુષ પણ તેને હૃદય કઠણ કર્યા વાગર ચાલતું નથી. પથ્થર સરખી છાતી કરીને એણે પોતાના બીજા શાહજાદા મુહમ્મદને ગાદીએ બેસાડયો અને પોતે પ્રજાના હિતની ખાતર પહેલાની પેઠેજ રાજ્ય ચલાવવા લાગી.

ખ્વાજા જહા અને મહમુદ ગવાના એક બીજાપ્રત્યે દ્વેષની બાબત અમે આગળ કહી ગયા છીએ. મહમ્મુદ ગવા ખરો સ્વામીભક્ત, પ્રમાણિક અને સદાચારી હતો, પરન્તુ ખ્વાજા જહા સ્વભાવથીજ ક્રૂર અને કુટીલ હતો. બેગમને આપત્તિમાં પડેલી જોઇને એણે પોતાની ક્રૂરતાનો આરંભ કરી દીધો. ગવા જેવા સજ્જન અને બેગમ જેવી સતી એના છળકપટને એકદમ સમજી શકયા નહિ ખ્વાજા જહાના પ્રપંચોને પહેલેથી કોઇ સમજી ન શકયું તેનુ પરિણામ ઘણુ ભયંકર આવ્યું. ધૂર્ત ખ્વાજા જહાએ ખાસ બીદરનો રાજ્યપ્રબન્ધ તો પોતાના હાથમા લઈ લીધો, અને બાકીના આખા દેશનો વહિવટ

મહમૂદ–ગવાને સોંપ્યો. એટલે ગવાને ઘણું ખરૂં બીદરની બહારજ રહેવું પડતું. ખ્વાજા નગરમા રહીને રાજ્યપ્રબન્ધ કરવા લાગ્યો અને ધીમે ધીમે રાજ્યના બધા અધિકારોને પોતાના હાથમા લેતો ગયો એને ખાત્રી હતી, કે ગવા બહાર રહે છે, સુલ્તાન હજુ બાળક છે, બેગમ પડદામા રહેનારી છે, એને મારા છળપ્રપ ચની શી ખબર પડનાર છે ? પણ એને ખબર નહોતી કે પડદાની આડમાથી મહેલોના અ ત પુરમા વસનારી બેગમ એના બધા કાર્યોને સૂક્ષ્મ દૃષ્ટિથી જોઈ રહી હતી બેગમે જ્યારે જોયુ, કે એ ધૂર્ત પોતાના પ્રપ ચ ની જાળ ફેલાવતોજ જાય છે, ત્યારે એણે સુલતાનને કહ્યું ' બેટા ' આ માણસ વિશ્વાસઘાતી છે કોણ જાણે ક્યી વખતે શુ કરી બેસે તે કહેવાય નહિ; માટે કાલેજ ભર્યાદરબારમા એનો ફેસલો કરી દો ”

બીજે દિવસે અમીરઉમરાવોની સામે સુલ્તાને મહમૂદ જહાની વિશ્વાસઘાતકતાનુ પોગળ ઉઘાડુ પાડયું, અને એનો ઇશારો થતા એક સૈનિકે દરબારની વચમાજ એનુ શિર ઉડાવી દીધુ બેગમની આ ચતુરાઈની અસર જહાના મળતીયા બીજા ગુપ્ત શત્રુઓ અને નિમકહરામ નોકરો ઉપર ઘણી સારી થઈ દુરાચારી જહાને બરાબર બદલો મળેલો જોઇને બીજા લોકો પણ ચેતી ગયા, કે આપણી કોઈ હિલચાલ આ ચતુર અને દૂરઅ દેશ બેગમથી છાની રહેવાની નથી, અને કાવતરાની ખબર પડી જતા બેગમ બદલો વાળ્યા વગર પણ રહેવાની નથી. તેના આ કૃત્યથી રાજ્યમા ધાક બેસી ગઇ.

મનુષ્યોને પારખવાની શકિત બેગમમા ઘણી સારી હતી. મહમૂદ ગવાની સ્વામીભક્તિ અને સદાચારની પણ એને ખાત્રી થઇ ગઈ હતી એટલે એ વિશ્વાસુ મ ત્રીને રાજકાજ સોપીને પોતે ઇશ્વિરભજનમા વખત ગાળવા લાગી. ગવા પણ બેગમને માતા સમાન ગણીને ભક્તિપૂર્વક તેની આજ્ઞાનું પાલન કરતો હતો, અને રાજ્યનો બધો કારભાર એની સંમતિથીજ કરતો હતો. ગવાની પ્રમાણિકતા અને નિસ્પૃહતા વખાણવા યોગ્ય હતા.

બેગમની રાજકાર્યમા કુશળતા ઉંચા પ્રકારની હતી અને તેને લીધે તેનુ નામ ઇતિહાસમા યાદગાર રહેશે. મહમદશાહ મોટો થયા પછી રાજકાર્યમાં બેગમ મખદૂમ–ઈ૦ જહાની સલાહ લેતો અને દરરોજ તેને સલામ કરવા જતો. મહમદ શાહે નલગવાના કિલ્લા ઉપર ચડાઇ કરી ત્યારે બેગમ માતા એની સાથે હતી અને એજ અરસામા તેનું મૃત્યુ થયુ. *

*મુસ્લિમમહિલારત્ન મઆહિર નિસ્વાનડિક્ષનેરી ઑફ ઓરીએન્ટલ બાયોગ્રાફી ઉપરથી.

# रत्न १५३ मुं-गंगादेवी

એ વિજય નગરના પ્રાચીન રાજ્યના સ્થાપકના રાજા રાજકુમાર કમ્પનદેવની પત્ની હતી. ઇ૦સ૦ ના ૧૪ મા સૈકામા તેનો જન્મ થયો હતો એણે ભક્તિ માર્ગની કવિતા સંસ્કૃત ભાષામાં રચી છે.

# रत्न १५४ मुं-लालदेड



એ શૈવ સંપ્રદાયની યોગિની હતી. ઇ૦સ૦ ૧૪ મા સૈકામા થઇ ગઇ છે કાશ્મિરમા ઇસ્લામ ધર્મનો પ્રચાર કરનાર સૈયદ અલી હમદનીની અસરપણ તેના ઉપર બહુ થઇ લાગે છે. એણે ભક્તિમાર્ગના કાવ્ય રચ્યા છે, પણ એમા કોઇ ખાસ દેવ કે મૂર્તિની પ્રશંસા નથી. પ્રભુને મિત્રરૂપે વર્ણવી પ્રભુની સાથે એકતા સાધવાનો પ્રયાસ તેના કાવ્યોમા જણાઈ આવે છે કાશ્મીરી ભાષામા એણે કાવ્યો રચ્યા છે

ખરી મુક્તિ કોણ પ્રાપ્ત કરે છે, તે સબંધમા એ લખે છે:—

" કેટલાંક મનુષ્યો ઘોર નિદ્રામા હોવા છતા જાગૃત હોય છે, તેથી વિપરીત કેટલાક જાગતા દેખાતા છતા ઘોર નિદ્રામાં પડેલા હોય છે. કેટલાક પવિત્ર સરોવરમા સ્નાન કરતા હોવા છતા, અપવિત્ર છે. ત્યારે એથી ઉલટુ કેટલાક એવા પણ છે કે જે ગૃહસંસારની જંજાળમા રાતદિવસ ગ્રસાયલા હોવા છતા, કર્મબન્ધનથી મુક્ત રહે છે " એવાજ મનુષ્યો જીવન્મુક્ત છે

બીજા એક કાવ્યમા એ સૂચવે છે કે મનુષ્યદેહ દુર્લભ છે. ' હું ઠીક રસ્તે આવી, (અર્થાત્ મોક્ષ મેળવવાના એકમાત્ર સાધનરૂપ માનવદેહને પામી) પણ ઠીક રસ્તે ગઇ નહિ વાકા ચુકા પૂલની વચમા આવી પહોંચી એટલામા સાંજ પડી ગઇ. હવે મારે કેવી રીતે પેલી પાર જવું ? (વૈતરણી પાર ઉતરવા માટે નાવિકને આપવા પૈસા જોઇએ. ) મે મારા પાલવમા ખોળી જોયું, પણ પાસે એક કોડી પણ રહી નહોતી. ( અર્થાત્ પુણ્ય સંચય કર્યું નહોતુ. પ્રભુજીને ઓળખ્યા નહોતા)હવે હું હોડીવાળાને ઉતરામણ કેવી રીતે આપીશ?

એના બીજાં કાવ્યો પણ ઉચ્ચ પ્રભુભક્તિથી પ્રેરાયલા છે.

# रत्न १५५ मुं–माह–मालिक



સન્નારી અલાઉદ્દીન જાન્ સોજની દૌહિત્રી હતી. એનું લાડનું નામ જલાલ–ઉદ્–દુનિયાઓ–ઉદ્દીન હતું. એ ઘણી વિદ્વાન હતી, અને પોતાના જમાનામા એક વિદુષી સ્ત્રી તરીકે ઘણી પ્રસિદ્ધિ પામી હતી.'તબકાત–ઇ–નાસિરી'નો ગ્રન્થકાર મિનહાજ તેનાજ આશ્રયનીચે ઉછર્યો હતો, અને ભણી ગણીને મોટો થયો હતો. મિનહાજે પોતાના ગ્રન્થમા બેગમના ઉચ્ચ ગુણની પ્રશ સા કરી છે.

માહ–માલિકના હસ્તાક્ષર ઘણાજ સરસ–મોતીના દાણા જેવા હતા.

# रत्न १५६ मुं--बांका



એક ગુજરાતી કુંભારની પત્ની હતી એના પતિનું નામ રાકા હતું. બન્ને જણા પ્રભુભક્ત હતા. પઢરપુરના વિઠોબા ઉપર ભક્તિ હોવાથી ત્યાજ નિવાસ કરતા હતા.

એક દિવસે રાકાએ કેટલાક ઘડા ઘડીને ઘરમા તૈયાર રાખ્યા. એવામાં એક બિલાડી વીઆઇ અને એક ઘડામા તેણે પોતાના બચ્ચાં મૂકયાં. કુંભારને તેની ખબર નહોતી, એટલે એણે તો બધા ઘડાને નીમાડામા ચઢાવ્યા. એટલામાં બિલાડી આવી અને ઘરમા ચારે તરફ બચ્ચાઓને ખોળવા લાગી. પછી તે રોતી રોતી, નીમાડા તરફ ગઇ. હવે રાકાને જણાયું કે એમા બિચારી બિલાડીના બચ્ચા રહીગયા; પણ તાપ એટલા જોરથી સળગતો હતો કે એમાંથી બચ્ચાંને ઉગારવા એ અસ ભવિત હતુ. એના શોકનો પાર રહ્યો નહિ, માથુ કૂટવા લાગ્યો અને પત્ની બાકાને બોલાવીને તેની સલાહ પૂછવા લાગ્યો. બાકાને પ્રભુ ઉપર અથાગ શ્રદ્ધા હતી. તેણે કહ્યુ ' બધાને બચાવનાર પ્રભુ શ્રીકૃષ્ણ છે, આપણે એમનીજ પ્રાર્થના કરવી જોઇએ લાખા ઘરમાથી પાંડવોને એમણેજ બચાવ્યા હતા. પ્રલ્હાદને સળગતી આગમાંથી ઉગારનાર પણ એજ હતા, માટે ચાલો આપણે પણ ભગવાનની એકચિત્તે પ્રાર્થના કરીએ કે એ આપણાં બિલાડીનાં બચ્ચાને બચાવે.

બે દિવસ અને બે રાત એમણે ભગવાનનુ કીર્તન સાથે મળીને કર્યું. ત્રીજે દિવસે નીમાડો પાડયો, અને આગ શાન્ત થઇ ત્યારે બન્ને જણા બિચારા નિર્દોષ બચ્ચાઓની શી દશા થઈ છે તે જોવા આતુરતાથી ગયા ભગવાનની લીલા વિચિત્ર છે. એમણે જોયુ કે બધા ઘડા પાકી ગયા છે, પણ જે ઘડામા બચ્ચા હતા તે ઘડો એવો ને એવો કાચો છે આગે જાણે એને સ્પર્શજ નથી કર્યો બિલાડી હરખભેર દોડતી આવી અને બચ્ચાને મોમા ઘાલીને ચાલી ગઈ

ધાર્મિક દંપતીને એ દિવસથી કુંભારના ધંધા ઉપર તિરસ્કાર છૂટયો, કેમકે એમા જીવહિંસા થવાનો સંભવ હતો. હવે એમણે કઠિયારાનો ધંધો શરૂ કર્યો બન્ને જણા જંગલમાથી લાકડા લાવી, ભારો માથે ઉચકીને શહેરમા લાવે અને વેચે એ પ્રમાણે એમનો વ્યવસાય ચાલવા લાગ્યો. એમા પણ બન્ને એવા પ્રમાણિક હતા કે તેઓ ઝાડને કાપતા નહિ, પણ સુકાઇ ગયેલા લાકડા લઇ આવતા, અને જે કાંઇ મળે તેથી નિર્વાહ ચલાવતા. નિર્ધન સ્થિતિ હોવા છતા બન્ને શુદ્ધ દાનતના હતાં એક દિવસ બન્ને જણાં ભારો લઇને આવતા હતા, એવામા માર્ગમા એક સોનાની ઇંટ પડેલી જોઇ. રાકો ભારો લઈને આગળ જતો હતો, એણે સુવર્ણની ઈંટ જોઈ, પણ તેથી એનુ મન લલચાયુ નહિ, એના મનમા વિચાર આવ્યો કે મારી સ્ત્રી પાછળ આવે છે રખે એનુ મન લલચાય અને એ આ વગર પરિશ્રમનુ ધન ઉપાડી પાપમા પડે એમ વિચારી એણે એ ઈંટ ઉપર પગવડે ધૂળ નાખીને આગળ ચાલવા માડયુ. ઘેર આવ્યા પછી પત્નીએ પતિને પૂછયુ તમે પગવડે ધુળ કેમ ખસેડતા હતા? રાકાએ ખરૂ કારણ જણાવી દીધુ કે 'મે તો ઈંટ લીધી નહિ, પણ તમે સ્ત્રીની જાત છો અને રખે લલચાઈને ઉપાડી લ્યો એ શંકાથી મેં ધુળ ઢાકી દીધી. બાકા ખરે ખરી જ્ઞાની હતી. તેણે કહ્યું ' વાહ રે તમે આટલી બધી ભક્તિ કરી તોપણુ તમને ખરૂ આત્મજ્ઞાન થયુ નહિ! તમે એને સુવર્ણરૂપ ગણી એજ ભૂલ! એને લીધેજ તમારે એના ઉપર ધૂળ પાથરવાની જરૂર પડી ખરૂ જોતા ધૂળ અને સોનુ બન્ને બરાબર છે એ દૃષ્ટિએ તમે જોયુ હોત તો તમે કદાપિ એના ઉપર ધુળ પાથરતજ નહિ; કેમકે ધૂળ ઉપર ધૂળ પાથરવાની મૂર્ખતા કોઇ કરતુંજ નથી,' પત્નીનુ ખરૂ તત્ત્વજ્ઞાન જોઇને રાકો પ્રસન્ન થયો અને ઘણો ધન્યવાદ આપીને કહેવા લાગ્યો કે મારી ભક્તિ તારા કરતા રંક અને ઉતરતા પ્રકારની છે, માટે મારૂં નામ રાકા છે તે ઠીક છે. તારી ભક્તિ તો ખરેખર બાકી છે; અને તેથી તારૂં નામ પણ યથાર્થ છે. ધન્ય છે કુંભારપત્ની બાકાને!

## रत्न १५७ मुं–टोडानरेश राव रत्नसिंहनी कन्या तारावाइ

રાણા હમીરના મૃત્યુને સો વર્ષ કરતાં વધારે અરસો થઈ ગયો હતો એ વખતે રાણા રાયમલ્લ મેવાડમા રાજ્ય કરતો હતો. ઇ૦સ૦ ૧૪૭૪ ની સાલમા એ મેવાડની ગાદી ઉપર અભિષિકત થયો હતો. અસાધારણ વીરતા અને ચરિત્રની પવિત્રતામાટે રાણા રાયમલ્લ રાજપૂતોના ઇતિહાસમા વિશેષ પ્રસિદ્ધ છે એ રાણા રાયમલ્લને ત્રણ પુત્ર હતા સંગ્રામસિંહ, પૃથ્વીરાજ, અને જયમલ્લ. એમા પૃથ્વીરાજ ઘણો સાહસી અને બળવાન હતો, પરન્તુ એ ઘણો ઉદ્ધત સ્વભાવનો હોવાથી પિતાએ તેને દેશપાર કર્યો હતો બીજા બે પુત્રો પિતાની પાસે રહેતા હતા થોડા સમય પછી સૌથી નાના પુત્રનુ આયુષ્ય પૂરૂં થયુ. ક્ષત્રીઓને ન છાજતુ કાર્ય કરવા જતા કુમાર જયમલ્લ રાવ, સુલતાન સોલકીના સાળા સાખલા રત્નસિંહને હાથે માર્યો ગયો હતો સૌથી મોટા પુત્રે મોગલ બાદશાહ બાબર સાથે બહાદુરીથી યુદ્ધ કરીને ઘણી પ્રસિદ્ધિ મેળવી હતી પૃથ્વીરાજનો પરિચય આપણે આ આખ્યાનમા મેળવીશુ

ભારતવર્ષના પશ્ચિમ પ્રાન્તમા ટોડા નામનુ એક નાનુ સરખુ રાજપુતોનું રાજ્ય હતુ રાવ રત્નસિંહ એ સમયે ટોડાનો રાજા હતો. લલ્લા નામના એક જબરદસ્ત પઠાણે રાવ રત્નસિંહને હરાવીને ટોડા ઉપર અધિકાર મેળવ્યો હતો રાવ રત્નસિંહે સપરિવાર મેવાડ રાજ્યમા આશ્રય લીધો હતો. તારાબાઇ એ રાવ રત્નસિંહની એકની એક કન્યા હતી તારાબાઇ ઘણીજ રૂપવતી સ્ત્રી હતી.

એ પરમ સુંદરીના ચિત્તમા એક મોટી ચિંતાની જ્વાળા સળગતી હતી પિતા દેશવટો ભોગવે છે, પોતાનુ રાજ્ય પરધર્મી પઠાણોના હાથમાં છે. એ વિચાર બહાદુર રાજપુતાણીને અસહ્ય થઇ પડયો હતો. પિતાને કોઈ પુત્ર નહોતો. પોતેજ તેનુ એકમાત્ર સંતાન હતી અબળા હોવા છતા પણ સંતાન તરીકેનું કર્તવ્ય પૂર્ણ કરવાની જવાબદારી તેને માથે હતી તારાબાઇએ મનમાને મનમાં સંકલ્પ કર્યો ‘ બીજુ કોઈ મને મદદ નહિ કરે તો હું જાતે યુદ્ધ કરીને પિતાજીના રાજ્યનો ઉદ્ધાર કરીશ.’

પહેલાના સમયમા રાજપૂત કન્યાઓ કેવળ જનાનામા બેસી રહેતી નહોતી, ઘણી વખત તેઓ યુદ્ધમા ઉતરી પડતી અને તેટલા સારૂ તેમના પિતાઓ બચપણથીજ તેમને કસરત કરાવતા, તથા ઘોડે સવાર થવાનુ અને હથિયાર ચલાવવાનુ શિક્ષણ આપતા. તારાબાઈએ એ બધી વિદ્યાઓનો અભ્યાસ ઘણી કાળજીપૂર્વક કર્યો હતો, અને અશ્વારોહણ તથા 'અસ્ત્રચાલનમા એ ઘણી પ્રવીણ થઇ ગઈ હતી, પરતુ હજાર તોએ તે એક અબળા હતી, રાવ રત્ન નિરાધાર હતો. કોઈ યોગ્ય રાજપૂત વીરની મદદ વગર ટોડાનો ઉદ્ધાર થવાનો સભવ નહોતો. બીજી તરફ તારાબાઈના રૂપ, ગુણ અને શૌર્યની વાત રાજસ્થાનમા એટલી બધી પ્રસરી ગઇ હતી કે તેની સાથે વિવાહ કરવાને અનેક રાજપૂત યુવકો ઉત્સુક હતા. રાવ રત્નસિહે ખબર ફેલાવી કે જે વીરપુરુષ ટોડા રાજ્યનો ઉદ્ધાર કરશે તેની સાથે મારી એકની એક કન્યા પરમ સુદરી તારાબાઈ વરશે

એક દિવસ તારાબાઈ અસ્ત્રશસ્ત્રથી સુરક્ષિત થઇને ઘોડા ઉપર બેસીને કઇ જઇ રહી હતી. એવામા રાણા રાયમલ્લના કનિષ્ઠ પુત્ર જયમલ્લની તેના ઉપર દૃષ્ટિ પડી. તેના સૌન્દર્યથી જયમલ્લ મુગ્ધ થઈ ગયો, પણ રાવ રત્નસિહનુ પણ એ સારી પેઠે જાણતો હતો એ પણનુ રક્ષણ કર્યા વગર રૂપવતી વીરાગના તારાબાઈને વરવાનો બીજો કોઈ ઉપાય નહોતો રાવ રત્નસિહને પોતાની ઈચ્છા જણાવીને જયમલ્લ સૈન્ય સાથે ટોડાનો ઉદ્ધાર કરવા ગયો, પણ એનુ કાઈ વળ્યું નહિ. પઠાણોને હાથે હારીને એ પાછો આવ્યો. હવે નિર્લજ્જ જયમલ્લે બળાત્કારે વીરાગના તારાબાઈનુ હરણ કરવાનો યત્ન કર્યો; એ રાણાનો પુત્ર હતો, રાવ રત્નસિહ રાણાજીના આશ્રયનીચે હતો, એટલે પછી એક આશ્રિતની કન્યાનુ હરણ કરવાનુ સાહસ એ કરી બેસે તો કાઈ આશ્ચર્યકારક નહોતુ, પણ રાજપૂતોનુ આત્મગૌરવ એ સમયે નષ્ટ થયું નહોતુ; રાવ રત્નસિહ રાણાને શરણે હતો એ વાત ખરી, પણ પોતાના કુળનુ ગૌરવ સાચવવા ખાતર એ રાણીની રતિભાર પણ પરવા રાખે એવો નહોતો, કન્યાનુ હરણ કરવા આવેલા રાજકુમાર જયમલ્લને તેણે ઠાર કરી નાખ્યો,

એ સમાચાર રાણા રાયમલ્લ પાસે પહોચ્યા, રાણાએ કહ્યું, 'જયમલ્લે મેવાડના રાજવશને કલક લગાડયું છે; એ કુલાંગારને રાવ રત્ને બરોબર સજા કરી છે, એને લીધે હુ રત્નસિહ ઉપર ખુશ થયો છુ, મને તેના ઉપર

જરા પણ રોષ ઉપજ્યો નથી. રાવ રત્નની આ વીરતા અને સાહસના બદલામા તેને હું બેદનોરની જાગીર બક્ષિસ આપુ છુ '

મેવાડના રાણાવંશમાં ઉત્પન્ન થયેલા મહાન પુરુષો વગર આવી ઉદારતા ક્યા દીઠામા આવશે ?

જયમલ્લની વર્તણુકથી નિષ્કલંક સિસોદિયાઓના કુળને કલંક લાગ્યુ હતુ હવે બહારનો કોઇ વીર આવીને ટોડાનો ઉદ્ધાર કરે તો ચિતોડના રાજપૂતોને એથી પણ વધારે શરમાવુ પડે એટલા માટે રાણા રાયમલ્લનો વચલો પુત્ર પૃથ્વીરાજ, ટોડાનો ઉદ્ધાર કરીને તારાબાઇને પરણવી અથવા એમ ન થાય તો ત્યાજ યુદ્ધ કરતા કરતા મરવું એવો દૃઢ સંકલ્પ કરીને બેદનોર ગયો.

પૃથ્વીરાજની વીરતા અને તેજસ્વિતાની ખ્યાતિ તારાબાઈ અગાઉથીજ સાભળી ચુકી હતી આજ ક્ષત્રીય તેજની મૂર્તિસ્વરૂપ એ સુદર યુવકને સાક્ષાત જોવાથી એ તેના ઉપર મોહિત થઇ ગઈ. એના મનમા ખાત્રી થઇ કે આ વીર યુવક જરૂર ટોડા રાજ્યનો ઉદ્ધાર કરી શકશે. મુગ્ધ થયેલી વીરાગગના તારાબાઇ મનમા ને મનમા પૃથ્વીરાજને વરી ચૂકી તારાબાઈએ આ યુદ્ધમા પણ પૃથ્વીરાજની સાથે જવાની પિતા પાસે રજા માગી રાવ રત્નસિંહે કેટલીક ઉપયોગી સૂચના સાથે તેને યુદ્ધક્ષેત્રમા જવાની આજ્ઞા આપી. પૃથ્વીરાજ ત્યાથી રવાના થઈને એટલો જલદી ટોડા રાજ્યમા પહોચ્યો કે એ દિવસથી એ ચિતોડના ઇતિહાસમા ‘ ઉડુન પૃથ્વીરાજ ’ ના નામથી પ્રસિદ્ધ થયો.

એટલા થોડા સૈન્ય સાથે બહાદૂર પઠાણોના હાથમાથી ટોડાનો ઉદ્ધાર કરવો એ કાંઈ સહેલુ નહોતુ. પૃથ્વીરાજ અને તારાબાઇએ પરસ્પર સલાહ લઇને નક્કી કર્યું કે કોઈ પણ યુક્તિ રચીને પઠાણોના સરદાર લલ્લાને પહેલા ઠાર કરવો જોઇએ

મહોરમનો દિવસ હતો. ટોડા શહેરમા બધા મુસલમાનો એ તહેવારમા મસ્ત હતા. તાજીઆ લઇને મુસલમાનોના ઝુંડના ઝુંડ ગામમા પ્રવેશ કરી રહ્યા હતા પૃથ્વીરાજને માટે ગામમાં પ્રવેશ કરવાનો એ ઘણો સરસ લાગ હતો. પોતાના સૈન્યને બહાર રાખીને એમાથી એક વિશ્વાસુ સેવકને લઇને પૃથ્વીરાજ તથા તારાબાઈ ગુપ્ત વેશે તાજીયાવાળાઓની સાથે ગામમા પેસી ગયા. તાજીઆની સાથે જવા માટે પઠાણ રાજા લલ્લા પણ પોતાના મહેલ આગળ સફેદ પોશાક પહેરીને ઉભો હતો. પૃથ્વીરાજ અને તારાબાઈએ તેને જોતાંવારજ તીક્ષ્ણ બાણ ફેંક્યાં. એ બાણ વાગવાથી લલ્લા જમીન ઉપર

પડી ગયો. બધાએ ભયભીત થઇને કોલાહલ મચાવ્યો. એ ગડબડનો લાભ લઇને પૃથ્વીરાજ, તારાબાઇ અને તેનો અનુચર પૂરપાટ ઘોડા દોડાવીને ગામની બહાર જવા લાગ્યા ઘણા લોકોએ તેમના ઉપર શક જવાથી તેમને રોકવાનો યત્ન કર્યો, પરન્તુ એ બધાને હઠાવીને તેઓ આગળ વધતા ગયા શત્રુઓએ ફેંકેલા બાણ તેમના બખતરને અથડાઇને જમીન ઉપર પડવા લાગ્યા નગરના દ્વાર આગળ જઇને તેમણે જોયું કે એક મદોન્મત્ત હાથી રસ્તો રોકીને ઉભો છે તેની આગળ થઇને જવુ જોખમભરેલું હતું. તારાબાઇએ પોતાની તલવારથી એ હાથીની સૂંઢ કાપી નાખી હાથી દૂર નાઠો એટલે રસ્તો ખુલ્લો થયો, અને તેઓ સહીસલામત બહાર નીકળી ગયા.

તેમનું ઘોડેસવાર લશ્કર પાસેજ હતુ. પૃથ્વીરાજ અને તારાબાઈએ સૈન્ય લઇને પ્રબળ વેગથી ટોડા નગર ઉપર ચડાઈ કરી. નગરવાસીઓ યુદ્ધને માટે બિલકુલ તૈયાર નહોતા અધુરામા પૂરૂ તેમનો પઠાણ સરદાર મ રી જવાથી બધે ગભરાટ ફેલાયો હતો આવી સ્થિતિમા ઓચિ તો હુમલો થયાથી પઠાણોની હાર થઈ. રાવ રત્નસિ હના નામથી પૃથ્વીરાજ અને તારાબાઇએ ટોડા નગર ઉપર વિજયવા ટો ચડાવ્યો. રત્નસિ હે વગરવિલ બે પોતાની કન્યા તારાબાઇનો વિવાહ ઘણી ધામધુમપૂર્વક પૃથ્વીરાજ સાથે કરી દીધો.

કમલનેરના કિલ્લામા રાણા રાયમલ્લે પુત્ર અને પુત્રવધૂનો ઉતારો નક્કી કરી આપ્યો પૃથ્વીરાજ ઘણોજ રણપ્રિય હતો. દરરોજ એ કોઈને કોઇ શત્રુની સાથે યુદ્ધ કરવામા નિમગ્ન રહેતો દરેક યુદ્ધમા તારાબાઈ તેનીસાથે રહેતી. એ નવદ પતીનું પ્રથમ વિવાહિત જીવન પણ યુદ્ધક્ષેત્રમાજ વ્યતીત થયુ, પણ અફસોસ કે તેઓએ અપૂર્વ પ્રણયસુખ ઘણા સમય સુધી ભોગવ્યા વગરજ, અતિ કોમળ વયમા મરણ પામ્યા.

રાજપૂતાનામા આબુ પહાડની પાસે સિરોહી નામનું એક નાનું રાજ્ય છે. એ રાજ્યના રાજાની સાથે પૃથ્વીરાજની એક બેનનો વિવાહ થયો હતો સિરોહીનો રાજા ઘણો અફીણી હતો, અફીણના નશામા સ્ત્રીના ઉપર ઘણો જુલમ કરતો. સ્વામીનો જુલમ વધારે સહન નહિ થવાથી પૃથ્વીરાજની બેને પૃથ્વી રાજના ઉપર એક પત્ર લખીને પોતાની બધી હકીકત જણાવી તથા પોતાને પિયેર બોલાવી લેવાની વિનતિ કરી. પૃથ્વીરાજ તરતજ બેનને સાસરે પહો ચ્યો સિરોહીરાજ પૃથ્વીરાજનો સ્વભાવ તથા તેમનું પરાક્રમ જાણતો હતો. પૃથ્વીરાજે એને ઘણો ધમકાવ્યો એટલે તેણે વિનયપૂર્વક ક્ષમા માગી, પણ

પૃથ્વીરાજ એમ ઝટ મનાઈ જાય એવો નહોતો. એણે લાલપીળા થઇ જઇને કહ્યું 'તમે રાણા રાયમલ્લની પુત્રીનુ અપમાન કર્યું છે, માટે એના ખાસડાં તમારા માથા ઉપર મૂકાવીને માફી મગાવીશ ત્યારે તમને છોડીશ.

આખરે સિરોહીરાજને એજ પ્રમાણે કરવું પડ્યું, પણ આ અપમાન તેમની રગેરગમા પેસી ગયું. તેનો બદલો લેવાની પ્રબળ વૃત્તિ તેના હૃદયમા ઉત્પન્ન થઇ ઘણી ઘાતકી રીતે તેણે એ બદલો લેવાનો નિશ્ચય કર્યો.

પોતાની બેનને મળીને પૃથ્વીરાજ ચિતોડ પાછો જવા નીકળ્યો. તે વખતે સિરોહીના રાજાએ ભાતામા ઝેરના લાડુ બાધી આપ્યા રસ્તામા ભૂખ લાગી એટલે પૃથ્વીરાજે એજ લાડુ ખાધા હડહડતા વિષને લીધે તેનું શરીર એકદમ ઢીલુ થઇ ગયું. એ સમજી ગયો કે બનેવીએ દગો કર્યો છે, અને હવે મૃત્યુ-કાળ આવી પહોચ્યો છે. એક દેવમદિરમા તેણે આશ્રય લીધો. તારાબાઈને એ સમાચાર પહોચાડવામા આવ્યા. એ તરતજ મદિરમા આવી પહોંચી; પણ એ વખતે પૃથ્વીરાજનો આત્મા સ્વર્ગલોકમા પહોચી ગયો હતો.

ધીમેથી સ્વામીના મસ્તકને પોતાના ખોળામા મુકીને તારાબાઇ મૃત સ્વામીને બોલાવા લાગી. 'પ્રભુ! સ્વામી! તમે વીર હતા યુદ્ધ એ તમારા જીવનનું પવિત્ર વ્રત હતુ. યુદ્ધમા મૃત્યુ થાય એ વીરોની શ્રેષ્ઠ ગતિ છે. યુદ્ધક્ષેત્રમાં આપની સાથે શત્રુઓને મારતા મારતા મરી જવાની મારી ઇચ્છા હતી અને એમ નથી બન્યુ તો ચિતામા તમારી સાથે બળી મરીને સતી થવા પણ તૈયારછુ, પણ મને આજ ઘણી દિલગીરી એટલા માટે થાય છે કે સ્વપ્ને પણ ન ધારેલી એવી હલકી રીતે તમારૂ મોત થયું છે. શત્રુઓના લોહીથી રગાયલા તમારા દેહની સાથે ચિતામા પ્રવેશ કરવાનો લાભ મને નથી મળ્યો એજ મને દુઃખ છે, પણ વિધાતાની આજ્ઞાનું ઉલ્લઘન કોઇથી થાય એમ નથી. આજ આ દેવમંદિરની સામેજ તમારી આ દાસીનો દેહ પણ તમારા પવિત્ર દેહની સાથેજ ચિતામા ભસ્મીભૂત થઇ જશે પ્રાણનાથ! દેવલોકમા આપણો મેળાપ થશે.'

તરતજ ચિતા સળગાવવામા આવી. સ્વામીના દેહને છાતી ઉપર ધારણ કરીને હસતે મોએ વીરાગના તારાબાઇ ચિતામા સુઈ ગઈ જોતજોતામા તેનો સુદર દેહ બળીને રાખ થઇ ગયો

તારાબાઇના પિતાનું નામ ટૉડ સાહેબે રાવ સુરતાન લખ્યુ છે; પણ અમે પ્રસિદ્ધ ઐતિહાસિક, મેવાડના રાજકવિ કવિરાજ શામળદાસજીને અનુસરીને તેનું નામ રત્નસિહ લખ્યું છે.

---

# रत्न १५८ मुं--राममणि



ગાળી ભાષાના કાવ્ય–ઈતિહાસનું અવલોકન કરતા ઘણી વિદુષી રમણીઓનો પરિચય મળી આવે છે. પ્રાચીન વૈષ્ણવીય ગ્રન્થોમા ઘણી સ્ત્રી કવિઓના રચેલા પદ મળી આવે છે રામમણિ બ ગાળી સ્ત્રીઓમા સૌથી જૂની કવિ છે એણે રાધાકૃષ્ણની લીલાસબધી ઘણા પદ રચ્યા છે, એ પ્રખ્યાત ભક્તકવિ શ્રીચડીદાસ ઠાકુરની સમકાલીન કવિ હતી. એ એક ધોબીની છોકરી હતી એક દિવસ એ ભુખી તરસી નિરાધાર અવસ્થામા ફરતી ફરતી વાકુડા જીલ્લામા નાન્નુર ગામમા વિશાલાક્ષી દેવીના મદિરના બારણા આગળ આવીને ઉભી ચડીદાસ જે વિશાલાક્ષી દેવીના પૂજારી હતા, તેમણે રામમણિની દુર્દશા જોઇને તેને દેવ મદિરની દાસી તરીકે નોકર રાખી રામમણિ બે વખત દેવીનો પ્રસાદ જમીને ત્યાજ દિવસ ગાળવા લાગી ચડીદાસ નીચેના શબ્દોમા રામમણિનો પરિચય આપે છે.

‘ રામિણી નામની એક ધોબીની બાલિકા, ઘણી દીન અવસ્થામા, ઘાટ ઘાટ અને મેદાનમા ભટકતી ભટકતી ભિક્ષા માગ્યા કરતી હતી તેનો અપાર કલેશ જોઇને મદિરનું વાસીદુ વગેરે કરવાના કામ ઉપર મે તેને નિમી એ દેવીના આશ્રયમા રહેવા લાગી. અલ્પ વયમાજ એ દુખી સ્ત્રી એ કાર્યમા નિયુક્ત થઈ દિવસે દિવસે એ વધવા લાગી

એ સ્ત્રી રામિણી કામકાજમા નિપુણ હોવાથી બધાને પ્રિય થઇ પડી હતી ચડીદાસ કહે છે–‘તાહાર પિરીતિ જગતે નાહિ ઉપમા ’ તેની પ્રીતિનો જોડા જગતમા મળે એમ નહોતુ ’

લોકો એવો અપવાદ મુકતા કે ચડીદાસ આ રામમણિ ઉપર પ્રેમાસક્ત હતા રામમણિ પણ ચડીદાસને ચાહતી. તેમના શુદ્ધ પ્રેમનો પરિચય રામમણિના લખેલા પદ ઉપરથી મળી આવે છે.

ચડીદાસે જ્યારે ચિતામા શયન કર્યું ત્યારે રામમણિએ ઉન્મત્ત થઈને એક હૃદયદ્રાવક ગીત ગાર્યુ હતું

ચડીદાસ એક ધોબણ ( રામમણિ )ના ઉપર આસક્ત થઇ ગયા એવો આરોપ મુકીને ગામના બ્રાહ્મણોએ તેમને ન્યાત બહાર મુકયા હતા અને પૂજારી પદ ઉપરથી પણ કહાડી મુકયા હતા, પરન્તુ એ આરોપ મિથ્યા હતો. ચડી-

દાસે રામમણિને ભાવના આવેશમા કદી માતાતરીકે અને ગુરુ તરીકે સબોધન કર્યું છે

ચડીદાસ અને રામમણિના પ્રેમમા કોઇ પણ જાતનો વિકાર નહોતો. એ વાતની સાક્ષી તેના રચેલા બગાળી પદોમાથી સારી પેઠે મળી આવે છે પ્રેમની નિર્મળ જ્યોતિથી રામી( રામમણિ)ધોબણે પોતાના ચરિત્રને ધોયું હતું.

# रत्न १५९-१६२--इन्दुमुखी, माधुरी, गोपी अने रसमयी



ભારત વર્ષના પ્રત્યેક પ્રાન્તમા સ્ત્રી કવિઓ થતી આવી છે આ પુસ્તકમા આપણા ગુજરાતની તથા ઉત્તર હિદુસ્તાનની કેટલીક સ્ત્રી કવિઓનો થોડો ઘણો પરિચય અમે આપી ચૂકયા છીએ બગાળા પ્રાન્તમા પ્રાચીન સમયમા પણ કેટલીક ઉત્તમ સ્ત્રી કવિઓ થઇ ગઇ છે તેમાની એક સ્ત્રી કવિ રામમણિનો થોડો ઘણો વૃત્તાત અમે ઉપર આપી ગયા છીએ બગાળી ભાષામા ઉપર જણાવેલી ચાર સન્નારીઓએ પણ ઈશ્વરભક્તિ સબધી સારી કવિતાઓ લખી છે વૈષ્ણવોના ગ્રન્થોમા તેમણે રચેલા બગાળી પદ મળી આવે છે, પરન્તુ તેમનું જીવનચરિત્ર મળી આવતું નથી. છતા પણ જે સ્ત્રીરત્નોએ પોતાની પ્રાસાદિક વાણીથી ભગવાનના ગુણાનુવાદ ગાયા છે, તથા જેમના ઉપદેશથી આજ પણ અમારી અનેક બેનો ભગવત્પરાયણ બને છે, તેમના નામ માત્રનો પણ ઉલ્લેખ કરીને અમે કૃતાર્થ થઇએ છીએ.



# रत्न १६३ मुं—नागबाइ—चारणी*



આઈ! આઈ! આપણે ત્યા આજે આપણા પવિત્ર મહારાજાધિરાજ પધારે છે એવી ખબર દૂત લાવ્યો છે. માટે તેમનો યથાયોગ્ય આદરસત્કાર અને સેવા બરદાસ કરવાની આપણે તૈયારી કરીએ. એમ પુત્રી તુલ્ય પુત્રવધૂએ પોતાની સાસુ નાગબાઈ ચારણીયાણીને ઉતાવળે ઉતાવળે આનદભેર ખબર આપી સૌરાષ્ટ્રના મહારાજા રા માડળિક ૫ડે પોતાને ત્યા પધારવાના છે, એ પોતાનું સદ્‌ભાગ્ય માની નાગબાઇએ તેનો સત્કાર કરવાની સઘળી તૈયારી કરી, પોતાને ત્યા આજે સોનાનો સૂરજ ઉગ્યો ગણી પોતાના સ્વજન કુટુબને એકઠુ કર્યુ, ચારણનાં બૈરાઓએ ગીતો ગાવા માડયા 'સૂરજ ઉગ્યો રે કેવડીયાની ફડશે કે, રાજાજી ભલે આવે રે' ઈત્યાદિ.

આ પ્રમાણે નાગબાઈને ત્યા આનદમગળના ગીતોસહિત ઉત્સવ થઈ રહ્યો છે, તેવામા નવ સોરઠના ધણી નોઘણના પુત્ર રા માડળિકે મોણીયા ગામમા પ્રવેશ કર્યો

ચુડાસમા રાજપૂતોનું રાજ્ય સૌરાષ્ટ્રમા હતુ અને તેઓ રા (રાહ) ને નામે ઓળખાતા હતા. તે વાત તો ગુજરાતનો ઈતિહાસ ભણી ગએલા સર્વને સુવિદિતજ હશે અણહિલપુર પાટણના મહારાજાધિરાજ મૂળરાજ સોલકીની સામે થનારા જુનાગઢના રા' આહરિયા કે ગૃહરિપુને તેમજ નૃપચક્ર ચૂડામણિ લોકપ્રિય ગુર્જરેશ્વર મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિહની સામે થનારા રાણકદેવીના પ્રિયપતિ રા ખેગારને ગુજરાતના ઈતિહાસના અભ્યાસકો સારી રીતે જાણે છે તેથી વિસ્તારના ભયથી અહી ટુકામા એટલુંજ જણાવવાનું કે એ વશમા જુનાગઢની ગાદીપર છેલ્લામા છેલ્લો જે સ્વતત્ર રાજા થઇ ગયો તે રાજા રા માડળિક આજે જુનાગઢથી વીસ માઈલ દૂર ગિરનારજીની પવિત્ર છાયામા આવેલા મોણીયા ગામમા નાગબાઇ ચારણને ઘેર આવે છે.

રા મડળિકને નાગબાઇએ ડેલીના ઉમરા પાસે આવી સોનારૂપાનાં

---

* સુદરી સુબોધ અક ૧૦૦–૧૦૧ માંના બેન નિર્મળાનો લેખ ઉપકાર સાથે ઉતારવામા આવ્યો છે

પુષ્પોથી વધાવ્યા તેને કળશ્યો કર્યો, કંકુનો ચાલ્લો કરી અક્ષતરૂપે મોતી ચોડયા. પોતાના મુખ્ય ગૃહની ઓસરીમા રાજાજી માટે ગાદીતકીયાની જે બેઠક કરી હતી ત્યાસુધી ડેલીએથી મધરાશીનું આખુ થાન પાથરી દીધું હતું તેપર રાજાજીને ચલાવીને જોગમાયા જેવી નાગબાઈએ તેને તે ઓસરી તરફ લઈ ચાલી રાજા પણ અતિ પ્રસન્ન થઇ ઉતાવળે ઉતાવળે ચાલી આગળ વધ્યા ને પોતાને માટે તૈયાર રાખેલા સિંહાસન ઉપર આવીને બેઠા. ચારણદેવીઓ મોટા મોટા વીંજણાવડે તેને પવન ઢોળવા લાગી

માંડળિકે ચાલ્લો કરવાની ઈચ્છા દર્શાવવાથી તે વખતની રીતરસમ મુજબ, નાગબાઇના દીકરાની વહુ, રા માંડળિકને ચાલ્લો કરવા હાથમા કંકાવટી અને અક્ષત લઇને આવી. પૂર્વાભિમુખે બેઠેલા રાજાને ચાલ્લો કરવા જતા રાજા ઉત્તર તરફ મોઢું કરીને બેઠા. એટલે પુત્રવધ તે દિશામા તેને ચાલ્લો કરવા ગઈ, પરંતુ ત્યાંથી પણ ફરીને રા માંડળિક પશ્ચિમ તરફ મોઢું કરીને બેઠા વહુ બિચારી તે તરફ વળી તેને ચાલ્લો કરવા ગઇ–પણ અફ-સોસ ! હજારવાર અફસોસ ! કે રાજાએ પુત્રવધૂ તરફ કુદૃષ્ટિ કરી અને દક્ષિણ દિશા તરફ ફરીને બેઠા. વહુ તરતજ સાસુ તરફ પાછી ફરી અને બોલી કે ‘આઈ ! રાજા તો ફરતો છે.’ નાગબાઈ બોલી કે ‘વહુ ! હું તેનું મન સમજી ગઇ છુ. એ રાજા ફરતો નથી પણ તેનો દિવસ ફરતો છે.’ સખેદ લખવું પડે છે કે પોતાની પુત્રી સમાન રૈયતની સ્ત્રીઓ ઉપર જ્યારે પિતા સમાન રાજાની કુદૃષ્ટિ થાય ત્યારે તો તેનો દિવસ ફરતો–માઠોજ આવ્યો એમ સમજવું

ચારણીયાણી દેવી કહેવાય છે, અને તેમા પણ નાગબાઇની પવિત્રતાએ તેના કુળને એટલું બધું ઉજ્જવળ બનાવ્યું હતું કે તે કાળે તે પ્રદેશમા નાગબાઈ જોગમાયાતુલ્ય ગણાતી હતી નાગબાઇને રાજાના આવા દુષ્ટ ઇરાદાની પ્રથમથી ખબર નહોતી તેણે તો પવિત્રતાથી માની લીધું હતું કે કુલગુરુ જેવા ગણાતા ચારણને ત્યા મહેરબાનીની નિશાની તરીકે રાજાજીની આ પધરામણી થઇ હતી રા માંડળિક પણ મૂળે ઘણો પવિત્ર રાજા હતો. કાવડિયા રાખી ઠેઠ ગંગાજીથી તે પોતાને માટે ગંગાજળ દરરોજ મંગાવતો હતો. તેના એક મિત્ર વીંજાને રક્તપિત્તનો રોગ હતો તે તેના સ્પર્શ-થીજ મટી ગયો હતો, છતા જ્યારે માણસની મતિ ભ્રષ્ટ થાય છે ત્યારે કાંઈ બાકી રહેતું નથી. સારાસારનો વિચાર કરવામા પણ તે વખતે તેનું ભેજું

કામ કરતુ નથી જોગમાયા જેવી નાગબાઇની પુત્રવધૂના રૂપના વખાણ બદ-માસ હજુરીઆએ કરવાથી તેના કાનમા ઝેર રેડાયુ ને તેને નજરે જોવા તથા પાછળથી પોતાની સાથે જુનાગઢ ઉપાડી લાવવા માટે તે મોણીયે આવ્યો હતો

રાજાની કુદૃષ્ટિથી એ વખતે નાગબાઇને તથા તેના સ્વજન કુટુબી-ઓને રૂવે રૂવે ક્રોધ વ્યાપી ગયો સૌરાષ્ટ્રના લોકો આજે પણ પોતાના રાજાનુ માન જાળવવામા ઘણો આનદ માને છે તો પછી હાલની સ્વાર્થપરાયણતાવાળી સ્વતત્ર હવાથી દૂર રહેલા તે વખતના જૂના માણસો રાજાનુ માન જાળવે તેમા નવાઈ નથી તેથી તેઓએ રાજાને ત્યાને ત્યા પૂરો ન કરી નાખતા જીવતોને જીવતો ઘેર જવા દીધો જેથી લોહીનુ એકે બિન્દુ તો ન પડયુ, પણ ક્રોધાવેશમા જોગમાયા નાગબાઇએ કહ્યુ કે —

ગગાજળ ગઢેશા, પડ તારૂ હતું પવિત્ર,
વી જાને રગત ગયા, પણ મને તો વાવા માડળિક

અને શાપ આપ્યો કે—

ગઢ જૂનાની પોળ, દામો કુડ દેખીશ નહિ,
રતન પડશે રોવ, તે દિ મુ સભારીશ માડળિક
જાશે રાની રીત, રાખણ રેશે નહિ,
ભમતો માગીશ ભીખ, તે દિ મુ સભારીશ માડળિક
ભૂલ્યો રાજા ભીત, નાગબાઇને નમ્યો નહિ,
મદિર ઠેકાણે મસીદ, મુ સભારીશ માડળિક.
નહિ વાગે નિશાન, નકી બહુ કલશે નહિ,
ઉમટશે અસરાણ, તે દિ મુ સભારીશ માંડળિક.

સતીના આ શાપનું પરિણામ એ આવ્યુ કે મહમદ બેગડાએ રા મા-ડળિકને હરાવી મુસલમાન કર્યો અમદાવાદમા આજે પણ કદોઇઓળમા તેની કબર હોવાનુ કહેવાય છે

'ભ્રષ્ટ થયુ તેનો શતમુખ વિનિપાતજ નિર્મેલો'

# रत्न १६४ मुं–झीमाचारणी




જાગલૂ દેશ કે જ્યા હાલ બિકાનેરનું રાજ્ય છે, ત્યાના ચારણ બીઠુનીની બેન હતી એ ઘણી વાચાળ અને કવિતાની રસિક હતી એક વખત પોતાની જાતિની વૃત્તિ મુજબ યાચના કરવા હાલ કોટા રાજ્યમા આવેલા ગાગરોણુના કિલ્લામા ગઈ ત્યાના રાજા ખીચી અચળદાસજી આગળ તેણે પેતાના દેશના માલિક સાખલીરાવ ખીમસીની પુત્રી ઉમાદેના વખાણ એવી સરસ ભાષામા કર્યા કે અચળદાસજીએ મોહિત થઇને એને ચાર ઘોડા આપ્યા, તથા ઉમાદે સાથે પોતાના વિવાહ કરાવી આપવા માટે, ઝીમાની સાથે પોતાના પ્રધાનને મોકલ્યો ઝીમાએ ઘેર આવીને પોતાના ભાઇ બીઠુની મારફત પ્રધાનને રાવ ખીમસી સાથે મુલાકાત કરાવી આપી અને વિવાહ નક્કી થયો અચળદાસજી ઘણી ધામધુમથી જાન લઈને આવ્યા અને ઉમાદે સાખલીને પરણી ગયા, પરતુ રાજાની પહેલી રાણી લાલાદે મેવાડીએ તેમનુ ઉમાદે પાસે જવું બધ કરી દીધું લાલાદે મેવાડી ચિતોડના રાણા મોકળજીની પુત્રી હતી અને અચળદાસજીને પોતાના વશમા રાખતી હતી.

ઉમાદે આથી ઘણી દિલગીર થઈ ઘણા વર્ષ એણે શોક સતાપ ગાળ્યા. આ દુ:ખી અવસ્થામા ઝીમાચારણી સિવાય બીજુ કોઇ એને દિલાસો આપે એવું નહોતુ ઝીમાનો જીવ પણ ઘણો બળી જતો હતો કદિ તો એ વિરહના દોહા ગાઇને એને રોવડાવતી તો કદી ઉપદેશ આપીને તેના વિક્ષિપ્ત ચિત્તને ધીરજ આપતી હતી એક દિવસે રાણી ઉમાદેએ ઘણીજ દુખી થઇને સખી ઝીમાને કહ્યુ ‘ બેન ! તું કેમ કાંઈ ઉપાય કરતી નથી તારી વીણા સાભળીને તો જગલમા દોડતા હરણ પણ ઉભા રહી જાય છે, તો રાવજીને એ વીણા સભળાવીને મારે વશ કેમ નથી કરી દેતી ? ’ ઝીમાએ કહ્યું ‘ બાઈજી ! હું રાવજીને એક વાર મળું તો તો તરત ઠેકાણે લાવું ’ ઉમાદેએ કહ્યુ ‘ એનો પણ ઉપાય તુંજ કર ’ ઝીમાએ ઘણો વિચાર કરીને એક યુક્તિ શોધી કહાડી. એણે વાતચીત કરતા કરતા સ્રીઓમા એવી ચર્ચા ફેલાવી કે ઉમાદેની પાસે રત્નનો એક એવો હાર છે કે લાલાદેજીની પાસે એવો હાર કદિ નહિ હોય. ’ આ વાત લાલાદેની પાસે પહોચી. સ્રીઓને

ઘરેણાંનો ઘણો શોખ હોય છે એણે તરતજ ઉમાદેની પાસે પોતાની એક સખી મોકલીને હીરાનો હાર જોવા મગાવ્યો એ હાર એને ઘણો પસંદ આવ્યો તેથી ફરીથી ઉમાદેને કહેવરાવ્યુ કે આ હારને એક રાત મારી પાસે રહેવા દો, હું રાવજીને બતાવીને પાછો મોકલીશ ઉમાદેએ જવાબમાં કહેવરાવ્યું કે તમે રાવજીને એક રાત મારી પાસે મોકલો તો હું હાર આપુ. લાલાદેએ એ વાત સ્વીકાર કરીને હાર મગાવ્યો, અને સોળ શૃગાર સજીને રાત્રે રાવજીના શયનગૃહમા ગઈ એ જોઇને રાવજી ઘણા પ્રસન્ન થઇને બોલી ઉઠયા ‘ ધન્ય છે મેવાડદેશને ! કે જ્યા આવા આવા રત્નોના આભૂષણ છે ’ લાલાદેએ કહ્યુ ‘ કાલે આપ સાખલી ( ઉમાદે ) ના મહેલમા જજો પણ ખાલી બેસીનેજ પાછા આવજો ’

અચળદાસજી તેના શબ્દોનો મર્મ સમજી ગયા અને તે પ્રમાણે વચન આપીને બીજી રાતે ઉમાદેના વિલાસભવનમા ગયા. અડધી રાતસુધી તો આડીઅવળી વાતો ચાલી પછી હથિયાર સાથેજ ઉંઘી ગયા. ઉમાદે તેમની પગચપી કરવા લાગી ઝીમાચારણીએ લાગ જોઇને વીણા વગાડવી શરૂ કરી, અને આશાવરી રાગમા પોતેજ રચેલા પ્રસંગને અનુસરતા ગીત ગાવા લાગી

કામને ઉત્તેજીત કરનારા એ દોહા સાભળ્યા છતા પણ અચલદાસજીએ હથિયાર ઉતાર્યાં નહિ, અને લાલાદેને આપેલુ વચન નિભાવતા ગયા. આખરે પ્રાત.કાળ થવા આવ્યો અને લાલાદેની દાસી તેમને બોલાવવા માટે આવીને ઉભી રહી એ વખતે ઉમાદેએ કહ્યુ,

માગ્યા લાભે જબ ચણા, માગી લભે જુવાર,
માગ્યા સાજન કિમિ મિલે, ગહલી મૂઢ ગવાર,
પહો ફાટી પગડો હુઓ, વિછરણરી હૈ વાર,
લે સખિ થારો વાલમો, ઉર દે મારો હાર.

એટલુ સાભળતાંજ ઝીમા વીણા ફેકી દઇને પલગની પાસે આવીને અચળદાસજીને ઢઢોળવા લાગી, અચળદાસજીએ કહ્યુ હુ ઉઠું છુ, પણ તે તારા ગીતમા એ શું ગાયુ હતું કે —

હાર સટે પિવ આનિયો

ઝીમાએ ગુસ્સે થઇને કહ્યુ ‘ ઠાકોર સાહેબ ! ’ આપને તો લાલાંજીએ વેચી દીધા છે, અને અમે એક હારમા ખરીદી લીધા છે અમારો હાર પણ

ગયો અને તમે પણ જાઓ તો પછી હમે શું કમાયા ? ' આ સાભળીને અચ-ળદાસજીએ ક્રોધના આવેશમા કહ્યુ ' શુ મને લાલા મેવાડીએ વેચી દીધો છે ? ' ઝીમાએ કહ્યુ ' હાજી ' એમ કહીને એણે એ સબંધી એક સરસ કવિતા કહી અને બધો વૃત્તાત સવિસ્તર કહી સભળાવ્યો, એ સાભળીને રાવજીએ કહ્યુ ' વાહ લાલાદેએ હારને મારા કરતાં પણ વધારે પ્યારો ગણ્યો. ઉમા ! ચાલો ઉઠો. તમે કહો તો હવે, હુ લાલાના મહેલમા જવાના પણ સોગન ખાઉં ઉમાદેએ કહ્યું ' ના, એમ કરવાથી તો આપના વચનનો ભગ થાય આપ વચન આપીને આવ્યા છો, તો હાલ તો લાલાજીની પાસે પધારો પણ મારા ઉપર આજ આપની આટલી બધી કૃપા થઈ છે તો વચન આપતા જાઓ કે જ્યારે મારી સખી બોલાવવા આવે ત્યારે તરત પધારજો ' એ પ્રમાણે વચન આપીને રાવજી લાલાજીને મહેલ પધાર્યા.

આ વાતને સાત આઠ દિવસ વીતી ગયા. એક દિવસ લાલાદે અને રાવજી અહધી રાતે ચોપટ રમી રહ્યા હતા, એટલામા ઉમાદેની સખી ત્યા પહોચી અને કહેવા લાગી ' આપને સાખલી ( ઉમાદે ) જી બોલાવે છે. અચળદાસજી ઉભા થવા લાગ્યા તો રાણી લાલાદેએ તેમનુ ધોતીઉ પકડયું અને કહ્યુ ' કયા જાઓ છો ? બાજી તો પૂરી કરો. ' અચળદાસજીએ કહ્યું ' હવે બાજી શેની પૂરી કરે. તુ તો મને સાખલીજીને વેચી ચુકી છુ. ' એમ કહીને પલ્લો છોડાવીને સાંખલીજી ઉમાદેના મહેલમા પહોચ્યા લાલા-દેએ રોષમા આવીને કહ્યું કે ' હવે હું તમારી સાથે વાસ કરૂં તો મને રાણા-જીના સોગદ છે. આ સમાચાર સાભળીને ઉમાદે તથા ઝીમાચારણી ઘણા પ્રસન્ન થયા. રાવજી હવે ઉમાદેની સાથેજ રહેવા લાગ્યા

આ પ્રમાણે ઝીમાચારણીએ પોતાની યુક્તિથી તથા સુદર કવિતાથી ઉમાદે સાખલીનું દુઃખ દૂર કર્યું. આ બનાવથી એણે એવી કીર્તિ મેળવી કે હજુ સુધી રાજસ્થાનના ઈતિહાસમા તેનુ નામ અચળ રહ્યુ છે.

ઝીમાચારણી સવત ૧૪૬૦ ની લગભગમાં થઇ ગઇ છે.

# रत्न १६५ मुं—झेबा चहेरा



સ ગેસરના રાજાની કન્યા હતી  અલ્લાઉદ્દીન બહરમની તરફથી દક્ષિણના અનેક રાજ્યો જીતવાનો દીલાવરખાને હુકમ મળ્યો હતો. તે વખતે સ ગેસરના રાજાએ બાદશાહ અલ્લાઉદ્દીન બહમનીને જજીયા વેરો આપવાનું કબૂલ કર્યું હતુ  દીલાવરખાએ જોયુ કે રાજાની પુત્રી ઘણીજ સુદર હતી, તેણે હીજરી સને ૮૪૧ મા  એ કન્યાને બાદશાહના અંત પુરમા મોકલી આપી  એ રાજકન્યા ઘણીજ ખુબસુરત અને સ ગીતમાં અતિકુશળ હતી.બાદશાહે તેના ઉપર પ્રસન્ન થઇ જઇને તેનુ  નામ ‘ ઝેબા-ચહેરા ’ પાડયુ હતુ  અલ્લાઉદ્દીન અને ઝેબા ચહેરાનો પ્રેમ દક્ષિણમા પ્રસિદ્ધ હતો

# रत्न १६६ मुं—गुन्नोरनी राणी



ધ્ય હિંદુસ્તાનમા હાલના ભોપાળ શહેરની પાસે ગુન્નોર નામનું એક નાનું હિન્દુ રાજ્ય હતું જે વખતે એક પછી એક હિન્દુ રાજ્યો મુસલમાનોના તાબામા આવવા માડયા હતા, તે સમયે નાના સરખા ગુન્નોરના રાજ્યે પોતાની સ્વતત્રતા જાળવવા ધૈર્યપૂર્વક પ્રયત્ન કર્યો હતો. એ સમયમા દિલ્હીમા પઠાણોનું રાજ્ય રહ્યું નહોતું મોગલોના ઝુડના ઝુડ પરદેશમાથી આ દેશમા આવવા લાગ્યા હતા  પઠાણોનો વિજય કરીને તેઓ ભારતવર્ષમા પોતાના રાજ્યનો વિસ્તાર વધારતા હતા  પઠાણોને જ્યારે મોગલોના ત્રાસથી દિલ્હી છોડવુ પડયું ત્યારે તેઓ ભારતવર્ષના બીજા પ્રાન્તોમા  અધિકાર જમાવવા નીકળ્યા  માળવા, ગુજરાત, વગેરે પ્રાન્તોમા જઇને તેઓ ત્યાના નાના નાના હિન્દુ રાજાઓને પરાજીત કરીને તેમના રાજ્યો પડાવી લેતા  આ પ્રમાણે દિલ્હીમાથી નાઠેલો એક પઠાણ પોતાના સાથીઓ સાથે ગુન્નોર રાજ્યમા આવ્યો અને ત્યા આગળ મુસલમાનોનું રાજ્ય સ્થાપવાનો યત્ન કર્યો. એણે ધાર્યું હતું કે ગુન્નોર નાનું સરખું

રાજ્ય હોવાથી એને સર કરવામાં વિશેષ પરિશ્રમ પડશે નહિ, પરંતુ યુદ્ધ આરંભ્યા પછી એને ખબર પડી કે ગુન્નોરને સ્વાધીનમા લેવું એ નાનું સૂનું કામ નથી શત્રુના આક્રમણના સમાચાર મળતાવારજ ગુન્નોરનો રાજા પોતાના સૈન્ય સાથે પઠાણની સામે યુદ્ધ કરવા ગયો અને પઠાણસૈન્યને એક એક ડગલુ આગળ વધતા ત્રાહે ત્રાહે પોકરાવી, પરન્તુ મુસલમાનોનું સૈન્ય પ્રબળ હતું શત્રુઓનો પરાજય કરવાને ઘણોએ પ્રયત્ન કર્યા છતા રાજા પોતાના ઉદ્દેશમા સફળ થયો નહિ અને પોતાના અનેક વીર સૈનિકો સાથે રણભૂમિમાજ મરણ પામ્યો.

આ શોકજનક સમાચ.ર જ્યારે ગુન્નોર નગરમા પહોચ્યા ત્યારે રાણીને ઘણોજ શોક થયો, પરન્તુ આ શોક કરવાનો સમય નહોતો એણે પોતાના દુખને મનમાજ શમાવી દીધું એણે પોતાના શહેરમાથી મળી આવે એટલા નવા સૈનિકો એકઠા કર્યા અને તેમનું સેનાપતિપણુ પોતે સ્વીકારીને શત્રુઓ સાથે યુદ્ધ કરવા ગઇ, ગુન્નોરના વીર સૈનિકોના હૃદયમા રાણીનો આટલો બધો ઉત્સાહ જોઇને નવીન બળનો સચાર થયો રાણી શસ્ત્રવિદ્યા અને રણ-કૌશલમા ઘણીજ પ્રવીણ હતી પોતાના સ્વર્ગસ્થ પતિની પેઠે એ પણ ઘણી વીરતાથી પઠાણો સાથે લડી, સૈનિકોએ પણ સ્વદેશની ખાતર પ્રાણ આપ-વામા બાકી ન રાખી, પરન્તુ દૈવ સાનુકૂળ નહિ હોવાથી તેમના બધા પ્રયત્નો નિષ્ફળ નીવડયા, પઠાણોનું સૈન્ય ઘણુ વિપુલ હતું અને રાણીના સૈનિકો એમના પ્રમાણમા ઘણાજ થોડા હતા. દિન પ્રતિદિન રાણીના વીર સૈનિકો યુદ્ધમા મરણ પામતા ગયા, અને શત્રુઓના હાથમાથી ગુન્નોરનું રક્ષણ કર-વાની આશા નિરાશામા બદલાઈ ગઇ; પરન્તુ એમ છતા પણ રાણીએ યુદ્ધ બધ રાખ્યું નહિ ઘોરયુદ્ધ કર્યા વગર મુસલમાનોના હાથમા એક તસુ પણ જમીન ન જવા દેવાનો એણે નિશ્ચય કર્યો હતો, પરન્તુ મુસલમાનો પોતાના પ્રબળ સૈન્યને લીધે એકે એકે ગુન્નોર રાજ્યના કિલ્લા પોતાના અધિકારમાં લેતા ગયા પાંચ કિલ્લાઓ શત્રુઓના હાથમા આવી ગયા પછી રાણીએ નર્મદાના કિનારે આવેલા એક મજબૂત કિલ્લામા આશ્રય લીધો, પરન્તુ નદી ઓળગીને રાણી કિલ્લામા પ્રવેશ કરે તે પહેલા શત્રુઓને તેના ઇરા-દાની ખબર પડી ગઇ તેઓ તેની પછાડી પડયા. રાણી પોતાના કેટલાક વિશ્વાસુ સૈનિકોને લઇને શત્રુઓના આવતા પહેલાજ દુર્ગમાં પહોચી ગઇ અને ત્યા જઇને દુર્ગનાં દ્વાર બધ કરી દીધા, પરન્તુ આ નાસાનાસમાં

રાણીના પક્ષના અનેક સિપાહીઓ માર્યા ગયા. હવે રાણી પાસે કિલ્લાની અંદર ગણ્યા ગાઠયા મનુષ્યો હતા. મુસલમાનોએ નીસરણીઓ મુકી મુકીને કિલ્લાની અંદર પ્રવેશ કરવા માડયો હતો. આ વખતે પોતાનો બચાવ થવો અસંભવિત જાણીને રાણીએ બીજી યુક્તિ રચી, તેણે પઠાણ સરદારને કહેવરાવ્યું કે 'હું આપને શરણે આવવા તૈયાર છુ અને હવે આપ કૃપા કરીને આ વૃથા રક્તપાત બંધ કરો '

રાણીના તરફથી આવો વિનયપૂર્વક સંદેશો પહોચતા વારજ ખાનસાહેબ તો પીગળી ગયા. તેના આનંદનો પાર રહ્યો નહિ. રાણીના અત્યુત્તમ સૌન્દર્યની કીર્તિ તો એ પહેલેથીજ સાભળી ચુકયો હતો

હવે તો ગુન્નોરને સર કરવા કરતા ગુન્નોરની અપૂર્વ સૌન્દર્યવતી રાણીને પ્રાપ્ત કરવાની લાલસા તેના મનમા વધારે પ્રબળ થઇ પડી. જરા પણ આનાકાની કર્યા વગર એણે રાણીની વિનતિ માન્ય રાખીને દૂતની સાથે કહેવરાવ્યું કે ' યુદ્ધમા તમારી અસાધારણ બહાદૂરી જોઇને હું ઘણોજ ખુશ થયો છુ. આપે આજ સુધી મહારાણીનું પદ ભોગવ્યું છે, અને જ્યાસુધી મારા દેહમા જીવ છે ત્યાં સુધી તમે એજ પદ ઉપર બિરાજ્યા રહેશો. આ નમ્ર સેવક આપના તાબેદાર તરીકે રહીને આપની આજ્ઞા મુજબ રાજ્યનો વહિવટ કરશે ' ખાનસાહેબનો આ વિવેકપૂર્ણ સંદેશો સાભળીનેજ ગુન્નોરની રાણી તેનો આતરિક ઉદ્દેશ શો છે તે કળી શકી એ ઘણા ઉંડા વિચારમા પડી ગઇ એની વિનતિ સ્વીકારે તો પઠાણને હાથે પોતાનું પાતિવ્રત્ય નષ્ટ થવાનો સંભવ હતો, અને ન સ્વીકારે તો પોતાનો તથા પોતાના સ્વામીભક્ત સૈનિકોનો અવશ્ય સંહાર થવાનો પ્રસંગ હતો.

આ બન્ને આપત્તિઓમાથી મુક્ત થવાને માટે તેણે ઘણો વિચાર કરીને એક યુક્તિ શોધી કહાડી. પઠાણ સરદારની વિનતિના ઉત્તરમા તેણે કહેવરાવ્યું કે ' હુ પણ રણસંગ્રામમા ખાન સાહેબનું અતુલ પરાક્રમ જોઇને અતિ પ્રસન્ન થઈ ગઇ છુ એવા બહાદૂર સરદારની પટ્ટરાણી થવાની મને પણ ઇચ્છા થાય છે અમને રાજપૂત સ્ત્રીઓને શૌર્ય અને સાહસ એ બે ગુણ ઘણા પ્રસન્ન હોય છે ખાનસાહેબ મારે માટે યોગ્ય પુરુષ છે. મારી વિનતિનો એ સ્વીકાર કરશે તો એમણે મારૂં માન રાખ્યુ એમ હું માનીશ મારી ઇચ્છા છે કે અમારા કુળના આચાર પ્રમાણે અમારા ગઢની અગાશી ઉપર ખાન સાહેબ સાથે મારા લગ્નની વિધિ થાય. મારા દરવાજાને છાજે એવા સુંદર વસ્ત્રાલંકા-

રમા સજ્જ થવાને મને બે કલાકનો સમય લાગશે ’

ખાનસાહેબે રાણીની બધી વિનતિનો સાદર સ્વીકાર કર્યો. આજ તેના હર્ષનો કોઈ પારજ નહોતો. આજ એ પોતાના જીવનને ધન્ય થયું સમજતો હતો થોડીકજ વાર પછી ગુન્નોરની રાણીએ પોતાના ભાવી પતિને માટે એક કિંમતી કિનખાબનો પોશાક તથા અમૂલ રત્નોનો કંઠો પ્રેમના ઉપકાર તરીકે મોકલી આપ્યો અને બે કલાક પછી એ પોશાક સાથે મહેલમા પધારવાને કહેવરાવ્યું અત્યારે યુદ્ધના રણશિંગડા બંધ કરી દેવરાવામા આવ્યા હતા મંગળ વાદ્ય ચારે તરફ વાગી રહ્યા હતા. પોતાના સરદારના આજે ભારતવર્ષની એક અત્યંત રૂપવતી રમણી સાથે ‘ નિકાહ ’ થશે એ સમાચારથી પઠાણ સૈનિકોમા હર્ષ વ્યાપી ગયો હતો પઠાણો તલવારોને તંબુમા મુકી દઇને મોજમઝા, ગાનતાન, અને નાચ તમાશામા મશગુલ થઇ ગયા હતા. ઘણા દિવસોથી જે સુંદરીના અપ્રતિમ રૂપલાવણ્યની પ્રશંસા પોતે સાભળ્યા કરતો હતો તેના આજે દર્શન કરવા, તેને આલિંગન દેવા આજ પઠાણ સરદારનું મન તલપાપડ થઇ રહ્યુ હતું.

આખરે નિયત સમયે રાણીનો દૂત ખાનસાહેબને તેડવા આવ્યો ખાનસાહેબ એ રત્નજડિત કિનખાબનો પોશાક પહેરીને ઉતાવળો ઉતાવળો મહેલમાં ગયો ત્યા જઇને રાણીના જ્યારે સાક્ષાત્ દર્શન કર્યા, ત્યારે ખાનસાહેબની ખાત્રી થઇ કે તેનુ સૌન્દર્ય પોતે સાભળ્યુ હતું તેના કરતાં પણ ઘણુ શ્રેષ્ઠ હતું પોતે કોઈ સ્વર્ગની અપ્સરાને જોતો હોય એમ તેને લાગ્યું. એક મોટા સિંહાસન ઉપર મખમલના ગાલીચા ઉપર રાણી સુંદર વસ્રાલંકાર પહેરીને બેઠી હતી અને તેની આસપાસ બીજા સાધારણ ગાલીચાઓ ઉપર તેની સખીઓ બેઠી હતી. દાસીઓના હાથમા નાની નાની સળગતી મશાલો હતી એ મશાલોના પ્રકાશમા રાણીનું સૌન્દર્ય ઘણું દીપી ઉઠતું હતું રાણીએ મૃદુ વચનોથી ખાનસાહેબને પલંગ ઉપર બિરાજવા કહ્યુ ખાનસાહેબ તો રાણીના રૂપથી એટલા બધા મુગ્ધ થઇ ગયા હતા કે રાણીના આદેશનું પાલન કરવામા જરા પણ વિલંબ કરતા નહિ. રાણીએ તેની સાથે મીઠી મીઠી વાતો કરવાનો આરંભ કર્યો. એ વાતોમા ખાનસાહેબને એટલો બધો રસ પડયો હતો કે સમય પૂર્ણ વેગથી ચાલ્યો જતો તેનું તેમને જરા પણ ભાન નહોતું. ગુન્નોરની રાણીના સૌન્દર્યનું દર્શન કરવાથી તેને એક કલાક એક મીનીટ જેટલો લાગતો. આ પ્રમાણે વાર્તાલાપ ચાલી રહ્યો હતો એવામાં ખાનસાહે-

બની તબિયત બગડી આવી તેમનો જીવ ગભરાવા લાગ્યો. તેનું મુખ નિસ્તેજ થવા લાગ્યું. તેના શરીરમા અત્યત બળતરા થવા લાગી, રાણીની દાસીઓ પખો નાખવા લાગી, પીવાને માટે ઠડા શરબતો આપવામા આવ્યા, પણ કશાથી પઠાણ સરદારની તબિયત સુધરી નહિ ધીમે ધીમે તેની વેદના વધતીજ ગઇ એ વસ્ત્ર ફાડવા લાગ્યો. તેની આ દશા જોઇને ગુન્નોરની રાણી પોતાના આસન ઉપરથી ઉભી થઇને બોલી "ખાનસાહેબ, હવે તો તોબાહ કરો, તમારી છેલ્લી ઘડી આવી પહોચી છે. તમે જે પોશાક પહેર્યો છે તે ઝેરી છે, અને ઝેર તમારી રગેરગમા વ્યાપી ગયું છે મારૂ શિયળ સાચવીને તમારો સહાર કરવાનો એજ એક માત્ર રસ્તો મારે માટે ખુલ્લો હતો " આશબ્દો સાભળીને ખાન અને તેના થોડા ઘણા સૈનિકો આભાજ થઇ ગયા એ લોકોને પોતાની ખરી સ્થિતિનું ભાન થાય તે પહેલા તો ગુન્નોરની રાણી કિલ્લા ઉપરથી નર્મદામા કુદી પડી હતી

પોતાની સાથે દગો થયેલો જોઇને પઠાણો ત્યા બેઠેલી રાજપૂત સ્ત્રીઓ તરફ ધસ્યા પણ એ લોકો તેમના અગને સ્પર્શ કરે તે પહેલા તો તેમણે પોતાના ગાલીચાની નીચે દાબેલા દારૂગોળાના કોથળાઓને મશાલ અડકાડી દીધી તરતજ એક ભયકર ગર્જના સાથે કિલ્લો તુટી પડયો, અને ખાન પોતાના સૈનિકો સાથે એક ક્ષણભરમા ભસ્મીભૂત થઇ ગયો.

આ પ્રમાણે ગુન્નોરની કઠોર અને તેજસ્વી રાણીએ પોતાનું પાતિવ્રત્ય સાચવીને શત્રુઓનો સહાર કર્યો

---

# रत्न १६७ मुं–मीरांबाई




જપુતાનામા મેડતા નામનુ એક નાનું સરખુ ગામ છે. વિકાનેરથી જોધપુર જતા એ ગામ રસ્તામા આવે છે એ ગામમા રાઠોડવશના રાજા રાજ્ય કરતા હતા જોધપુર શહેરના વસાવનાર રાવ જોધાજીના પૌત્ર રાવ રત્નસિહ મેડતામા વિક્રમના સોળમા સૈકામા રાજ્ય કરતા હતા એ રાવ રત્નસિહ પરમભક્ત મીરાબાઈના પિતા થાય. મીરાબાઇનો જન્મ મેડતાના તાબામા આવેલા ચોકડી નામના ગામડામા થયો હતો.

જગત્‌મા જે પૂજ્ય સન્નારીઓ સગા સબધી અને જનસમાજના અત્યાચારને સહન કરીને પણ ભગવાનને પ્રાપ્ત કરવા સારૂ કઠણ સાધના કરી ગઈ છે, તે સન્નારીઓમા મીરાબાઈનું નામ ઘણે ઉચે દરજ્જે બિરાજે છે મીરાબાઇના જન્મથી ભારતવર્ષની સ્ત્રી જાતિનુ ગૌરવ વધ્યું છે.

મીરાબાઈનો જન્મ ઇ૦ સ૦ ૧૫૦૪ ની લગભગમા માનવામા આવે છે. મીરાબાઇની જનની ઘણીજ ધર્મપરાયણ સ્ત્રી હતી માતાના શિક્ષણ તથા ઉદાહરણથી મીરાબાઈના કોમળ હૃદયમા ધર્મના બીજ બાલ્યાવસ્થાથીજ અકુરિત થયા હતા.

મીરાબાઇ જ્યારે બાળક હતી ત્યારે તેના મહેલ આગળ થઈને એક દિવસ લગ્નનો વરઘોડો જતો હતો એ વરઘોડો જોવા સારૂ આખા ગામની છોકરીઓ અગાશી ઉપર ચડી હતા એ વખતે એકાતનો પ્રસંગ જોઇને મીરાબાઈની મા નીચે ઠાકોરજીના મદિરમા જઈને પૂજા કરવા બેસી ગઇ ભગવાનની પૂજા કરવામા તેને એવો આનદ આવ્યો કે વરઘોડો જોવા જવાની તેને જરા પણ ઇચ્છા થઈ નહિ

માતાને આ પ્રમાણે ભગવાનની પૂજામા તન્મય થતી જોઇને મીરાબાઇનુ ચિત્ત પણ રમત ગમત અને ખેલ તમાશા ઉપરથી ઉઠી ગયું

બાલિકા મીરા માતાની પાછળ પાછળ પૂજાના મદિરમા જતી અને માતાની ભક્તિ ચુપચાપ જોયા કરતી તેણે એક વખત પોતાની માને પૂછ્યું ‘મા, મારે વિવાહ કરવો પડશે? મારા વર કયા હશે?’ માએ બાલિકાને છાતી સરસી ચાપીને સ્નેહપૂર્વક ચુબન કર્યું ત્યાર પછી ઠાકોરજી તરફ ઇશારો કરીને કહ્યુ ‘આ ઠાકોરજી તારા સ્વામી’

સરળ બાલિકા માની વાતને સાચી માનીને શાન્ત થઈ ગઇ એ દિવસથી મીરા ખરેખાત એમજ સમજવા લાગી કે ઠાકોરજી મારા સ્વામી છે સ્વામીની આગળ નવવધૂ જેમ ઘુમટો તાણે તેમ મીરા માના દેખતા ઠાકોરજીની લાજ કહાડતી. મીરાની જનની નાની સરખી બાલિકાનો આવો સ્વાગ જોઇને ખુબ હસીને ચાલી જતી

બાલિકા મીરાબાઇનો ચહેરો ઘણો સુદર હતો. તેનો વર્ણ સોના જેવો ઉજ્જ્વળ હતો. જોતા વારજ એ કોઈ દેવીપ્રતિમા હોય એવો ભાસ થતો હતો. તેનો કઠ-સ્વર પણ ઘણો મધુર હતો. મીરાના ગીત સાભળીને મેડતામાં નરનારી મુગ્ધ થઈ જતાં

નાની વયમાંજ મીરાંબાઇ વાચતા લખતા શીખી હતી. એ પોતે કવિતા રચીને ગાતી હતી તેની કવિતા અને સંગીતની પ્રશંસા ચારે તરફ ફેલાઇ ગઇ હતી.

રાજપુતાનામા મેવાડનું રાજ્ય સૌથી વધારે પ્રતિષ્ઠિત છે. એ રાજ્યમા અનેક વીર પુરુષો જન્મ્યા છે. એ વીરપુરુષોએ પોતાના રાજ્યનું સન્માન સાચવી રાખવા સારૂ બાદશાહની સાથે લડીને પ્રાણ આપ્યા છે એ સર્વ કારણોને લીધે રાજપુતાનાના રાજાઓમા મેવાડપતિની ઘણીજ આબરૂ-ઇજત છે મેવાડપતિ આજદીન સુધી હિન્દનો સૂરજ-હિન્દુઓના સૂર્યના ઉપનામથી ઓળખાય છે. હાલ આપણી અંગ્રેજ સરકાર પણ મેવાડના અધિંપતિનો ઘણોજ આદરસત્કાર કરે છે. આ વખતના દિલ્લી દરબારના શુભ પ્રસંગે નામદાર શહેનશાહ જ્યોર્જ પંચમે પણ મેવાડના હાલના મહારાણા શ્રીને ખાસ સન્માન આપીને તેમની પ્રતિષ્ઠા સાચવી હતી. અસ્તુ!

જે સમયની આપણે વાત કરી રહ્યા છીએ તે સમયમા મેવાડની ગાદી ઉપર રાણા સંગ બિરાજતા હતા રાણા સંગ એક બહાદૂર પુરુષ હતો માળવા અને ગુજરાતના બાદશાહો ઉપર વિજય મેળવીને તેમણે ઘણી ખ્યાતિ મેળવી હતી. મેવાડપતિ રાણા સંગના સાભળવામા મીરાબાઇના રૂપ અને ગુણની પ્રશંસા આવી હતી, એટલે પોતાના મહારાજ કુમાર ભોજરાજની સાથે તેનો વિવાહ કરવાની તેમને ઇચ્છા થઇ. મેવાડના રાણાના કુમાર સાથે લગ્ન કરવામા રાજપુતો પોતાનું ગૌરવ સમજતા હતા, એટલે રત્નસિંહ રાઠોડે ઘણાજ આનંદપૂર્વક ભોજરાજ સાથે મીરાબાઈનું લગ્ન સ્વીકાર્યું એ વખતે મીરાબાઈની ઉમ્મર માત્ર બાર વર્ષની હતી વિવાહ કરવાની તેની પોતાની મરજી નહોતી, કારણ કે એ તો ગિરધર ગોપાળનેજ પોતાનો સ્વામી ગણવા લાગી હતી. વિવાહની ખબર સાભળવાથી તેના જીવને ઘણું દુઃખ થયું, પણ શરમને લીધે એ માતપિતાની આગળ ના કહી શકી નહિ

લગભગ ઇ૦ સ૦ ૧૫૧૬ મા મેવાડના યુવરાજ ભોજરાજ સાથે મીરાબાઇનું લગ્ન થઇ ગયું. રાજા મહારાજાનો વિવાહ એટલે વૈભવનું તો પૂછવુજ શું? મહારાજ કુમાર ભોજરાજ ઘણી ધામધુમ સાથે લાવ લશ્કર લઇને લગ્ન કરવા આવ્યો હતો.

મીરાબાઇનું જીવનચરિત્ર બાલ્યાવસ્થાથી તે અન્તકાળ સુધી અનેક

ચમત્કારી બનાવો અને દંતકથાઓથી ભરપૂર છે. એ કથાઓની સત્યાસત્યતાનો નિર્ણય હજુ સુધી જોઇએ એટલી રીતે સંતોષકારક થયો નથી. પરન્તુ એ ચાલતી આવેલી દંતકથાઓમાંથી પણ વાચક બેનોને કાંઇક ઉપદેશ મળે એ ઉદ્દેશથી આ ટુંકા ચરિત્રમાં અમે એ કથાઓનો પણ સમાવેશ કરીશું.

એમ કહેવાય છે કે લગ્ન પ્રસંગે મીરાને જ્યારે વરની પ્રદક્ષિણા કરવાનું કહેવામાં આવ્યું, ત્યારે એ વરના સામું પણ જોયા વગર ઠાકોરજીના મંદિરમાં જતી રહી અને ગિરધરલાલજીની મૂર્તિની પ્રદક્ષિણા કરીને તેમનું ભજન કરવા લાગી.

સાસરે વળાવવાનો વખત આવ્યો ત્યારે મીરાંબાઇની સખીઓએ તેના સુંદર દેહને અનેક કિંમતી સુવર્ણ અને રત્નના અલંકારથી શણગારી દીધો તેની માતાએ આંખમાં આંસુ આણીને તેને પ્રેમપૂર્વક ઘણી શિખામણ આપી 'જોજે બેન સાસરે જઈને આવી ઘેલછા ન કરતી ત્યાં જઈ ને સાસુ સસરાની સેવા કરજે. પતિને દેવ સમાન ગણજે, અને ડાહી થઇને રહેજે.' પણ મીરાના હૃદયમાં આ ઉપદેશે જરાએ અસર કરી નહિ. તેની ઘેલછા એવીને એવીજ રહી ભોંય ઉપર ઢળી પડીને એ છાતીફાટ રુદન કરવા લાગી. મીરાબાઇના રોવાનું કારણ એ હતું કે સાસરે ગયા પછી ભગવાનની ઉપાસના કરવાનો તથા રાત દિવસ ગીરધરલાલજીના ગુણ ગાવાનો અવકાશ નહિ મળે. ઠાકોરજીની પૂજા કરવાને જે અનુકૂળતા સ્નેહાળ માતાએ કરી આપી છે તે અનુકૂળતા સાસરે ગયા પછી કદી નહિ મળે. આવા આવા વિચારોથી ભક્તશિરોમણિ મીરાબાઇ શોકથી આકુળવ્યાકુળ થઇ ગઇ હતી

પરન્તુ વિવાહ કરીને સાસરે ગયા વગર કોઈને ચાલ્યું છે કે બિચારી મીરાને ચાલે ? મરજી હોય કે ન હોય પણ મીરાને સાસરે જવુંજ પડ્યુ

સાસરે ગયા પછી મીરા પોતાના પતિ ભોજરાજને ચાહવા લાગી પણ પતિપ્રેમમાં પતિના પણ પતિ પરમેશ્વરને એ વિસરી ગઇ નહોતી

પતિનું સુખ મીરાબાઈ વધારે સમય સુધી ભોગવી શકી નહિ લગ્ન પછી થોડાજ અરસામાં રાણા સંગના ગાદીવારસ મહારાજ કુમાર ભોજરાજનું તરુણ વયમાં મૃત્યુ થયું. પરન્તુ વૈધવ્યના અસહ્ય દુ:ખમાં પણ વિધાતાની અપૂર્વ દયા સમાયેલી જોઇને સાધ્વી મીરા એમાં પણ સંતોષ માનવા લાગી તથા પ્રભુભક્તિમાં મનને વિશેષ પરોવીને વૈધવ્યને સફળ કરવા લાગી.

મીરાંબાઇના વિધવા થયા પછી થોડે સમયે રાણા સંગનું પણ મૃત્યુ

થયું રાણા સંગની જગ્યાએ તેનો પુત્ર રત્નસિંહ વિ૦ સં૦ ૧૫૮૪મા ગાદીએ બેઠો, અને તેનો બીજો ભાઇ વિક્રમાજીત રણુથભોરની ગાદીએ બેઠો રાણા રત્નસિંહનું પણ સં૦ ૧૫૮૮ મા બુંદી રાજ્યની સરહદ ઉપર બુંદીના મહારાવ સૂર્યમલ્લને હાથે મૃત્યુ થયું એટલે ચિતોડની ગાદી વિક્રમાજીતના હાથમા આવી. એ વિક્રમાજીત ઘણા ખરાબ સ્વભાવનો હતો એણે થોડો સમયજ રાજ્ય કર્યું હતું પણ એ થોડા સમયમાજ એ પોતાની પ્રજામા ઘણો અપ્રિય થઈ પડયો હતો. એ રાજાના દુષ્ટ આચરણોનું વર્ણન રાજસ્થાનના ઈતિહાસકારોએ ઘણી સારી રીતે કર્યું છે મીરાબાઇ ઉપર પણ સખ્તી કરવામા તથા તેને ભક્તિમાર્ગમાથી વિમુખ રાખવા માટે તેણે કચાશ રાખી નહોતી.

મીરાબાઇના સાસરીઆએ તેને ગિરધર ગોપાળની પૂજા છોડી દેવાનો આગ્રહ કર્યો હતો, પણ મીરાએ સ્પષ્ટ કહી દીધુ હતું કે.—

મેરે તો ગિરધર ગોપાલ દૂસરા ન કોઈ,
દૂસરા ન કોઇ હો નાથ ! દૂસરા ન કોઇ

મીરાંબાઇની સાસુએ ક્રોધે ભરાઈને તેને જૂદા મહેલમા રાખી હતી મીરાને તો ભાવતું હતું અને વૈદે કહ્યુ જૂદા મહેલમાં રહેવાથી સંસારની બધી ગડબડથી તે બચી ગઇ કોલાહલશૂન્ય મકાનના એક એકાન્ત ઓરડામા બેસીને તે મન ખોલીને ભગવાનની પ્રાર્થના કરવા લાગી. સગાસંબંધીઓએ મીરાનો ત્યાગ કર્યો પણ ભક્તવત્સલ ભગવાને તેને પોતાની તરફ વધારે આકર્ષિત કરી મીરાબાઇએ હવે ખુલ્લી રીતે સાધુસન્તોનો સત્કાર કરવાનું અને તેમની પાસે ભગવાનના ગુણાનુવાદ સાભળવાનું શરૂ કર્યું સાધુસન્યાસીઓ વગર સંકોચે મેવાડની પુત્રવધૂના મહેલમા આવજા કરે છે એ સમાચાર ધીમે ધીમે રાણાના મહેલમાં પહોચ્યા, અને તેઓ મીરા ઉપર ઘણાજ ક્રોધે ભરાયા. મેવાડના કુળને મીરા આ પ્રમાણે કલંક લગાડે એ કોઇને પણ રુચ્યુ નહિ મીરાંની એક નણંદ ઉગ્ર ચંડિકાના જેવું રૂપ ધારણ કરીને મીરાને ધમકાવવા આવી કે 'તમે મહારાણાના ઘરના વહુ થઇને આમ સાધુસન્તોને વગર સંકોચે તમારા મહેલમા આવવા જવા દો છો એ ઘણીજ શરમની વાત છે. તમારે ઇશ્વરનું ભજન કરવું હોય તો એકલા બેસીને કરો અમારા કુળને શુ કામ કલંક લગાડો છો ?' સાધ્વી મીરાએ નણંદનો બધો ઠપકો શાન્ત ચિત્તે સહન કરીને પ્રભુને પ્રાર્થના કરી 'હે ગિરધારી ! મારી સાસુ કેવી નિષ્ઠુર અને નણંદ પણ કેવી કજીયાખોર છે. આ કષ્ટ મારાથી કેમ

સહન થાય ? પણ હે ગિરિધર, તારી ખાતર હું બધું સહન કરીશ.' આ પ્રસંગને ઉદ્દેશીને તેણે ગાયું છે કે,

સાધુન સંગ બૈઠ બૈઠ લોકલાજ ખોઈ,
યહ તો બાત ફૂટ ગઈ જાનત સબ કોઈ,
મેરે તો ગિરધર ગોપાલ દૂસરા ન કોઇ.

અંસુઅન જલ સીંચ સીંચ પ્રેમ બેલ બોઈ,
યહ તો બેલ ફૈલ ગઈ અમૃત ફલ હોઇ,
મેરે તો ગિરધર ગોપાલ દૂસરા ન કોઇ.

આઇથી મૈં ભગત જાન જગત દેખ રોઇ,
લોગ કુટમ ભાઈબંધ સંગ નહિ કોઈ;
મેરે તો ગિરધર ગોપાલ દૂસરા ન કોઇ

આ બનાવ પછી રાણાના ક્રોધનો પાર રહ્યો નહિ. તેમણે મીરાને મારી નાખવાના ઉપાયો શોધવા માંડ્યા એ સંબંધી ખબર કોઇ કોઇ વખત મીરાબાઈના શુભેચ્છકો તરફથી મીરાબાઇને કાને પણ પડતી, પણ એ તો સ્પષ્ટ જવાબ આપતી કે,—

રાણાજી મેવાડા મારો કાંઈ કરલેસી
મૈં રસિયો રામ રિઝાવા એમા, રાણાજી મેવાડા.—(.ટેક)

રાણાજી રૂસેગા તો ઘર જાવેગા,
રામ રૂસ્યા મર જાવા એમા, રાણાજી મેવાડા.

અર્થાત્ કે મેવાડપતિ રાણાજી મને શું કરી શકવાના છે. હું તો પરબ્રહ્મ પરમેશ્વરને રીઝવી રહી છું રાણાજી નાખુશ થઈને ઘર બહાર મને કહાડી મૂકશે, પણ પરમેશ્વર રીસાશે તો મારૂ મોતજ આવશે.

રાણાજીએ હવે ક્રોધના આવેગમા આવી જઇને એક કાળા ઝેરી સાપને સુંદર પેટીમા પૂરીને એ પેટી મીરાબાઈની પાસે એક દાસીની સાથે મોક- લાવી આપી તથા કહેવરાવ્યું કે ' હું તમારી દૃઢ ભક્તિ જોઇને ઘણો પ્રસન્ન થયો છુ અને આ કિંમતી રત્નોનો હાર તમારે માટે ભેટ તરીકે મોકલુ છું. તેને કંઠમાં ધારણ કરજો.' મીરાંએ ઘણા આશ્ચર્ય સાથે પેટીનું તાળુ ઉઘા- ડીને હાર કહાડવા સારૂ હાથ ઘાલ્યો. હાથ ઘાલતા વારજ વિષમય સર્પે

તેને દંશ દીધો, પણ મીરા તો એથી જરા પણ ગભરાઇ નહિ. એણે તો એ વખતે નીચેનું પદ ગાયું.

સાપ પિટારો રાણાજીને ભેજ્યો,
ચન્દનહાર વણાસ્યા એમા.

અને પોતાના ઇષ્ટ દેવતા રણછોડજીનું સ્મરણ કરીને એ ઝેરી સાપને પણ મીરાએ ફૂલોની માળાની પેઠે ગળામા ધારણ કર્યો

સદ્‌ભાગ્યે એ સર્પના ઝેરની કોઈ પણ અસર મીરાબાઇના ઉપર ન થઇ સર્પ કરડવાથી પણ મીરાબાઈ ન મરી ત્યારે રાણાજીએ બીજી યુક્તિ શોધી ક્હાડી. એક સોનાના પ્યાલામા વિષ ઘોળીને એ પ્યાલો મીરાંબાઇની પાસે મોકલાવી કહેવરાવ્યુ કે 'આ શ્રી રણછોડજીનું ચરણામૃત છે. એને પી જજો' ચતુર મીરાંબાઇ સમજી ગઈ હતી કે આ ચરણામૃત નથી પણ મને મારી નાખવા સારૂ મોકલેલું હળાહળ વિષ છે, છતા પણ એણે તો નીચેનું પદ ગાઈને 'ચરણામૃત' પી લીધું.

વિષકો પ્યાલો રાણાજીને ભેજ્યો,
ચરણામૃત કર પીસા એમા

અર્થાત્ કે રાણાજીએ મોકલેલા વિષને પ્રભુનુ ચરણોદક ગણીને હુ તો પી જઇશ. અને ખરેખર પ્યાલો ઉઠાવીને મીરા એ હળાહળ ઝેર પીજ ગઈ ધન્ય ! ધન્ય ! ધન્ય ! એવી પરમ ભક્તને ! !

વિષપાનથી પણ મીરાનુ મૃત્યુ ન થયુ ત્યારે રાણાજીએ ગામમા ઢંઢેરો પીટાવ્યો ' કે જે કોઇ સાધુસંત મીરાના મહેલમા જશે તેને મારી નાખવામા આવશે '

મીરા ઘણીવાર એકલી બેસીને ઉંચે સ્વરે પ્રભુની પ્રાર્થના કર્યા કરતી હતી પહેરાવાળાઓએ એક દિવસ સાભળ્યુ કે મીરા કોઇની સાથે ઘરમા વાતચીત કરી રહી છે. તેમણે જઇને રાણાજીને ખબર આપી કે ' માતાજી કમાડ બંધ કરીને કોઈની સાથે વાત કરી રહ્યા છે '

રાણાજી લાલચોળ આંખો કરીને મીરાના મહેલ તરફ ગયા. રાણાજીના હાથમાની તલવાર સૂર્યના પ્રકાશમા ઝગઝગ થઈ રહી હતી રાણાએ બારણા આગળ જઇને ગર્જના કરીને મીરાને કહ્યું ' તુ છાનીમાની કોની સાથે વાતચીત કરી રહી છુ ઝટ બોલ હુ તેને એકદમ મારી નાખીશ. ' મીરાએ કમાડ ઉઘાડયાં. તેના ચહેરા ઉપર ભયની એક પણ રેખા જણાતી નહોતી. તેની

આંખોમા ઇશ્વરપ્રેમનું ઉજ્જ્વલ તેજ હતું તેણે ધૈર્યપૂર્વક ઉત્તર આપ્યો. ' હુ ભગવાનની સાથે વાત કરી રહી હતી. ' રાણા ગર્જના કરીને બોલી ઉઠયા ? કયા છે તારો ભગવાન, એકદમ કહી દે. ' મીરાએ ઉત્તર આપ્યો ' આ મારી સનમુખ ઉભા છે મારા હૃદયની અંદર તેમજ બહાર સર્વત્ર એજ વસી રહ્યા છે ' મીરાનો દૃઢ વિશ્વાસ જોઇને રાણા પણ સ્તભિત થઇ ગયા અને નીચે મોએ પોતાના મહેલમાં પાછા ગયા.

આખરે રાણાજીના ત્રાસથી કંટાળીને મીરાબાઈ યાત્રા કરવા નીકળી પડી. મથુરા, વૃન્દાવન આદિ તીર્થોની યાત્રા કરતી કરતી એ દ્વારિકા નગરીમા પહોચી. રાણાજીએ પાછળથી મીરાંને તેડી લાવવા સારૂ માણસો મોકલ્યા હતા. પોતાના રક્ષણનો બીજો કોઈ ઉપાય ન સુઝવાથી મીરાબાઇ ગભરાતી ગભરાતી ઇષ્ટદેવ રણછોડજીના મદિરમા પેસી ગઈ, અને સાષ્ટાગ પ્રણામ કરીને પ્રાર્થના કરવા લાગી ' હે નાથ, દીનાનાથ, કૃપાળુ, ભક્તવત્સલ, અંતર્યામી, દુ:ખભંજન, ભગવાન ! મારૂં રક્ષણ કરો. આ દુષ્ટોના હાથમાથી મને બચાવો ! ! ' દતકથા એવી છે કે, એવી પ્રાર્થના કર્યા પછી તરતજ મીરાબાઇ અંતર્ધાન થઇ ગઈ અને રણછોડજીની કૃપાથી સદ્દગતિને પામી ગઇ જે લોકોએ તેને મદિરમા પેસતા જોઇ હતી તેમણે તેનો ઘણોએ શોધ કર્યો, પણ કઈ પણ પત્તો લાગ્યો નહિ. અસ્તુ ! આ તો ભકતોની માન્યતા છે, મહાન્ ભકતોની અન્તિમ લીલાસબધી ચમત્કારી વાતો આપણા દેશમા સર્વદા પ્રચલિત થાય છે તો મીરાબાઇના સબધમા પણ એવી ચમત્કારી વાત કહેવાય તો એમા કાંઇ આશ્ચર્ય નથી. એટલું તો નક્કી છે કે ભકતશિરોમણિ મીરાબાઇનો દેહાત દ્વારિકા નગરમાં થયો હતો. તેનું મૃત્યુ સવત ૧૬૦૩ ના વર્ષમા થયેલુ સુપ્રસિદ્ધ ઈતિહાસવેત્તા મુનશી દેવીપ્રસાદજી દ્વારા માનવામાં આવે છે. કેટલાકના અભિપ્રાય પ્રમાણે ત્યાર પછી પણ થોડા વર્ષ સુધી મીરાબાઈ વિદ્યમાન હતી.

મીરાબાઇ ઘણી વિદ્વાન્ સ્ત્રી હતી તેના રચેલા પદ ભારતવર્ષમા સર્વત્ર પ્રસિદ્ધ છે. આપણી ગુજરાતી ભાષામા પણ તેણે ઘણા ભજન રચેલા છે એમ મનાય છે, અને એ ભજનોનો સગ્રહ એક વિદ્વાન્ સાક્ષર તરફથી ભવિષ્યમાં થવાનો છે એમ સાભળવામા આવ્યું છે. મીરાબાઇના ચરિત્રમાની ખરી ઘટનાઓમાથી દંતકથાઓ છુટી પાડીને સત્યાસત્યનો નિર્ણય થવાની આશા પણ અમને એ વિદ્વાન્ પાસેથીજ છે.

મીરાબાઇના ભજનોના સંબંધમા રાજસ્થાનના સુપ્રસિદ્ધ ઇતિહાસવેત્તા, જોધપુર રાજ્યના મુન્સફ, કાયસ્થકુલભૂષણ મુનશી દેવીપ્રસાદજી શું કહે છે તે અમે નીચે જણાવીએ છીએ.

મીરાબાઇના ભજનો દરેક સ્થાને, મંદિરોમા, સદ્‌ગૃહસ્થોના ઘરોમા અને સાધુ સંતોની સમાજોમાં ગવાય છે તેમા ખરા તો ઘણા થોડા છે. બાકી નકલી ઘણા છે સાધુસન્તોએ પુષ્કળ ભજનો મીરાબાઇના નામથી બનાવ્યા છે અને એ ભજનોમાં રાણાજીને મીરાનો પતિ ગણીને સારી ખોટી ઘણી વાત કહી છે. અજ્ઞાનતાને લીધે એ લોકો મીરાબાઇને રાણાજીની પત્ની માને છે ખરૂ જોતા એ વાત સર્વથા જૂઠી છે

એક વખત જોધપુરના મહારાજા શ્રી માનસિંહજીના દરબારમા મીરાબાઈના નામથી પ્રચલિત થયેલુ એક બનાવટી પદ ગાવામા આવ્યુ હતુ પદ સાભળીને એક દરબારીએ પૂછ્યુ હતું કે 'મીરા સ્વર્ગમા ગઇ હશે કે નરકમા ?' મહારાજે પુછ્યુ 'શા માટે ?' દરબારીએ જવાબ આપ્યો 'એ પદમાં પતિની નિંદા કરવામા આવી છે જેમકે,

અબ નહિ રહુ રાણા મૈ હટકી મન લાગો ગિરધરસુ,
રાણાજી મેવાડો બાકો કાઈ કરસી,
હથ લેવો રાણા સંગ, જુડિયો ગિરધર ઘર પટરાણી'

મહારાજાએ કવીન્દ્ર જોશી શંભુદત્તજીની તરફ જોયુ તો એમણે વિનતિ કરી જણાવ્યુ કે 'અન્નદાતાજી' એવા ભાવના ભજનો બોડકાઓ (સાધુ-ઓ) ના ઘડી કહાડેલા છે. મીરાબાઇ તો ઘણી મોટી સતી અને પતિવ્રતા હતી, એ શા સારૂ આવું આડુ અવળુ ભાષણ કરે ? એમણે તો ગીતગોવિંદની ટીકા રચી છે, એ પુસ્તક મંગાવીને આપ વાચી જુઓ, એટલે આપને મીરાબાઈના વિચાર અને આચરણ સ્પષ્ટ જણાઈ આવશે

મહારાજાએ એ ગ્રંથ મંગાવીને વાચ્યો, તો એમા એ ભજનોને મળતો આવતો ભાવ કંઈ દીઠામા ન આવ્યો. રાજાની સભાના બધા સભાસદોને જોશીજીના કથન ઉપર વિશ્વાસ બેગ્રો ગયો કે સાધુઓએ એમના નામથી ઘણા જૂઠા પદ બનાવ્યા છે ઘણો ઉંડો વિચાર કર્યાથી જણાઇ આવે છે કે એ પદમાની કવિતા પણ કાંઇ ઉંચા પ્રકારની નથી મીરાબાઈ તો મોટી પંડિતા હતી અને તેની કવિતા પણ ઘણીજ સુંદર, સરસ અને સુશીલતા ભરી હતી. મીરાબાઈને નામે કપોલકલ્પિત ભજનો એટલા બધા પ્રચલિત

થયા છે કે એમા એની મહત્તા અને પ્રતિભાસૂચક ખરા પદો ઢંકાઇ ગયા છે.

મીરાંબાઇના બે અસલી પદ કાચન કવિરાજ રાજાજી શ્રી સોહનસિંહજી સાહેબે પોતાના હાથથી નકલ કરીને મુનશી દેવીપ્રસાદજીને આપ્યાં છે સોહનસિંહજી મહારાજા માનસિંહજીના પુત્ર હતા એ પદ મોકલી આપતી વખતે તેમણે લખ્યુ છે કે ' પહેલુ પદ શ્રીમીરાબાઇએ દ્વારિકામા મંદિરના દર્શન કરવા પધારી તે વખતે ગાયુ હતું, અને બીજુ પદ લય થતી વખતનું છે.

( રાગ સોરઠ, તાલ જલદ તિતાલા વધીમા તિતાલા )

હરિ કરિહો જનકી ભીર

દ્રોપદીકી લાજ રાખી તુમ બઢાયો ચીર;
ભકત કારણરૂપ નરહરિ ધર્યો આપ શરીર.
હરિનકસ્યપ માર લીનો ધર્યો નાહિન ધીર,
બૂડતે ગજરાજ તાર્યો કિયો બાહિર નીર,
દાસ મીરા લાલ ગિરધર દુંખ જહા ન પીર
સાજન સુધ જ્યો જાને ત્યા લીજે હો,
તુમ બિન મેરે ઔર ન કોઈ કૃપારાવરી કીજે હો,
ઘોસ ન ભૂખ રૈન નહિ યૂ તન પલપલ છીજે હો,
મીરા કહે પ્રભુ ગિરધર નાગર મિલે બિછુર નાહિ કીજે હો

## મીરાબાઇના ગ્રંથ

મીરાબાઈએ ભકિત માર્ગના અનેક ગ્રંથ બનાવ્યા છે. એણે નરસિંહ મહેતાનુ મામેરૂં હિન્દી ભાષામા લખ્યુ છે

બીજો ગ્રંથ ગીતગોવિંદની ટીકાનો છે.

ત્રીજો ગ્રંથ રાગગોવિન્દ નામનો છે એ ગ્રંથ પ્રસિદ્ધ પુરાતત્ત્વવેત્તા ગૌરીશંકરને મળી આવ્યો છે. મીરાબાઇની કવિતા સંબંધી એ વિદ્વાન લખે છે કે ' મીરાબાઇની કવિતા ભકિતરસથી ભરેલી છે, એમા ઇશ્વરપ્રેમ અને વૈરાગ્ય ઝળકી ઉઠે છે તેની કવિતાની વાણી કોમળ, મધુર અને રસિક છે.

## મીરાંબાઈનાં ભજન

મીરાબાઇના ખરેખરા ભજનો શોધી કહાડવાનું કામ ઘણુ કઠણ છે તે અમે ઉપર જણાવી ગયા છીએ. જોધપુરના પુસ્તકભંડારમાથી તથા અન્ય વિદ્વાનોના પુસ્તકાલયમાથી મુનશી દેવીપ્રસાદજીએ મેળવેલાં કેટલાક ભજનો અમે નીચે ઉતારીએ છીએ

( કાફી )

આજ અનારી લે ગયો સારી, બેઠી કદમકી ડારી હે માય;
મારે ગેલ પડયો ગિરધારિ, હે માય આજ.
મે જલ જમુના ભરન ગઈથી, આ ગયો કૃષ્ણ મુરારી હે માય
લે ગયો સારી અનારી મારી, જલ મેં ઉભી ઉઘારી હે માય.
સખી સાઇનિ મોરી હસત કે, હસિ હસિ દે મોહિ તારી હે માય.
સાસ બુરી અર નણુદ હઠીલી, લરિ લરિ દે મોહિ ગારી હે માય.
મીરા કે પ્રભુ ગિરધર નાગર, ચરન કમલકી વારી હે માય

( રાગ સુખ સોરઠ )

પ્રભુજી થે કહા ગયો નેહડી લગાય, ( ટેક )
છાડ ગયા વિસવાસ સંગાતી, પ્રેમ કી બાત બણાઇ
બિરહ સમંદ મેં છાડ ગયા છો, પ્રેમકી નાવ ચલાઇ
મીરા કહે પ્રભુ કબ મિલોગે, તુમ બીન રહ્યો ન જાઈ,

( પદ )

દેખો સહિયા હરિ મન કાટો કિયો, ( ટેક )
આવન કહ ગયો અજૂ ન આયો, કરિ કરિ વચન ગયો.
ખાનપાન સુધ બુધ સબ બિસરી, કૈસે કરિકે જિયો
વચન તુમારે તુમહી બીસારે, મન મેરે હર લિયો.
મીરા કહે પ્રભુ ગિરધર નાગર, તુમ બીન ફુટત હિયો.

મીરાબાઇએ ગુજરાતી ભાષામાં પણ પદ રચ્યા કહેવાય છે મીરાબાઈના નામથી પ્રચલિત પદો ગુજરાતમા સારી પેઠે પરિચિત છે, એમાના બે એકનો અત્રે ઉલ્લેખ કરીને સંતોષ માનીશું

"બોલ મા બોલ માં બોલ મા રે, રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા. ટેક
સાકર શેરડીનો સ્વાદ તજીને, કડવો તે લીમડો ઘોળ મા રે. રાધાકૃષ્ણ૦
ચાંદા સૂરજનું તેજ તજીને,આગીઆ સંગાતે પ્રીત જોડ મા રે રાધાકૃષ્ણ૦
હીરા રે માણેક ઝવેર તજીને, કથીર સંગાતે મણિ તોળ મા રે. રાધાકૃષ્ણ૦
મીરા કહે પ્રભુ ગિરિધર નાગર, શરીર આપ્યુ સમતોલમારે-રાધાકૃષ્ણ૦
ગોવિંદો પ્રાણ અમારો રે, મને જગ લાગ્યો ખારો રે
મને મારો રામજી ભાવે રે, બીજો મારી નજરે ન આવે રે.
મીરાબાઇના મહેલમા રે, હરિસંતનનો વાસ,

કપટીથી હરિ દૂર વસે, મારા સતન કેરી પાસ. ગોવિંદો૦
રાણોજી કાગળ મોકલે રે, દેજો રાણાજીને હાથ;
રાજપાટ તમે છોડી રાણાજી, વસો સાધુને સાથ ગોવિંદો૦
વિષનો પ્યાલો રાણે મોકલ્યો રે, દેજો મીરાને હાથ;
અમૃત જાણી મીરા પી ગયા,જેને સહાય શ્રી વિશ્વનો નાથ. ગોવિંદો૦
સાંઢવાળા સાઢ શણગારજે રે, જાવું સો સોરે કોશ,
રાણાજીના દેશમા મારે, જળ રે પીવાનો દોષ. ગોવિંદો૦
ડાબો મેલ્યો મેવાડ રે, મીરા ગઈ પશ્ચિમ માંય,
સર્વે છોડી મીરા નીસર્યા જેનું, માયામા મનડુ ન કાય. ગોવિંદો૦
સાસુ અમારી સુષુમણા રે, સસરો પ્રેમ સતોષ,
જેઠ જગજીવન જગતમા મારો,નાવલિયો નિર્દોષ. ગોવિંદો૦
ચુદડી ઓઢુ ત્યારે રગ ચુવેરે, રંગ બેરગી હોય,
ઓઢુ હુ કાળો કાબળો, દુજો ડાગ ન લાગે કોય. ગોવિંદો૦
મીરા હરિની લાડણીરે, રહેતી સત હજૂર;
સાધુ સઘાતે સ્નેહ ઘણો પેલા,કપટીથી દીલ દૂર ગોવિંદો૦

# रत्न १६८ मुं-रन्ती बाई

એ કૃષ્ણ ભગવાનની પરમ ભકત હતી. એને એક પુત્ર હતો. એના ઘરની પાસેની ધર્મશાળામા હરિકથા થતી એ કથામાં ડોશી રન્તીબાઇ અને તેનો પુત્ર વારા ફરતી જતા, કેમકે બન્ને જણા સાથે જાય તો ઘર સૂનું રહે. એક દિવસ કથામા શ્રીકૃષ્ણ ભગવાનની માખણ ચોરીની લીલા આવી, કૃષ્ણ ભગવાને ગોળીમાથી માખણ ચોરીને ખાધુ તેથી તેમની માતા જશોદાએ તેમને દોરડાથી બાધ્યા. છોકરાએ કથા માતાને જઈ સભળાવી કૃષ્ણ ભકિતમા રાત દિવસ લીન રહેનારી, પ્રભુની સાથે સાક્ષાત્કાર અનુભવનારી એ ભકત નારીને એથી ઘણોજ શોક થયો, અને તે ભયભીત થઈને બોલી ઉઠી “ કેવી નિર્દય જશોદા, કે મારા સુકુમાર ભગવાનને દોરડાથી બાધ્યા. ” એ ભયના માર્યા તેનું તાળવું ફાટી ગયું, અને મરણ પામી.

કૃષ્ણ પ્રત્યે એની એવી ભકિત હતી કે દેશકાળનું ભાન ભૂલી ગઈ. રન્તીબાઇની ગણના ભકત મનુષ્યોમા થઈ છે.

# रत्न १६९ मुं--नामदेव कुंवरी



એ જયસિંહ નામના એક રાજાની બેન હતી અને ઘણીજ પ્રભુભકત હતી રાતદિવસ પ્રભુસેવામાંજ જીવન ગાળતી. પરંતુ જયસિંહને બેનની ખરેખર કદર નહોતી. એક વખત એવું બન્યુ કે નારાયણસિંહ નામનો એક રાજા એને મળવા સારૂ આવ્યો, એ રાજા ઘણો પ્રભુભકત હતો. જ્યા જાય ત્યા ઠાકોરજીને સાથે લઇ જતો, અને પ્રેમપૂર્વક એમની સેવા કરતો જયસિંહે એની ઘણી પ્રશંસા કરી ત્યારે નારાયણસિંહે ઉત્તર આપ્યો ' તમારી વિધવા બેન નામદેવ કુંવરી ઠાકોરજીની જે પ્રેમ પુર્વક સેવા કરે છે તેની સરખામણીમા મારી ભકિત કાંઇજ ગણત્રીમા નથી, તમારી બેન સર્વ ભકતજનોમા શ્રેષ્ઠ છે. " પોતાની બરોબરીના રાજાને મુખેથી ભગિનીની પ્રશંસા સાંભળીને રાજા જયસિંહને આનંદ થયો હવે તેણે બેનને સર્વ પ્રકારે સેવાના કાર્યમા મદદ આપવાનો હુકમ પોતાના નોકરોને મોકલ્યો, તથા પોતે એનુ એક ગામ જપ્ત કર્યું હતુ તે પાછું આપી દીધું.

નામદેવ કુંવરીએ ઠાકોરજીની ભકિતમાંજ જીવન ગાળીને પોતાનુ નામ અમર કર્યું છે.

# रत्न १७० मुं–विदुषी गुलबदन बेगम



મુસલમાનોના સુખ, સૌભાગ્ય, યશકીર્તિ, માનગૌરવ, આચાર વિચાર એ બધાનો પરિચય તેમની ધર્મની ભાષા અરબી તથા તેમની જાતીય ભાષા ફારસીમા મળી આવે છે, પરંતુ એ ભાષા જાણનારા ઘણા થોડા લોકો હોવાથી, તથા જે થોડાક ગુજરાતી વિદ્વાનો એ ભાષાઓ જાણે છે તેમણે મુસલીમ સુધારા તથા મુસ્લીમ તવારીખસંબંધી જ્ઞાનનો ગુર્જર પ્રજામા પ્રચાર કરવાનું દુરસ્ત નહિ ધારેલું હોવાથી, આપણે એ સંબંધે ઘણું થોડુ જાણીએ છીએ બલ્કે એવા જ્ઞાનને અભાવે આપણે મુસલમાન ભાઇઓ માટે ઘણોજ ઉલટો અભિપ્રાય બાંધીએ છીએ ઘણાઓ એમ ધારતા હશે કે મુસલમાનો મૂળથીજ વિદ્યા ભણવા તરફ બેદરકાર

હશે, પણ એ વાત બિલકુલ પાયા વગરની છે. મુસલમાનોએ હમેશા વિવિધ ભાષાઓના જ્ઞાનભડારમાથી સગ્રહ કરીને પોતાની માતૃભાષાને ઉત્કૃષ્ટ બનાવવાનો યત્ન કર્યો છે ભારતવર્ષમા જે મુસલમાન બાદશાહો થઇ ગયા છે તેમણે પણ ફારસી ભાષાની ઉન્નતિ માટે ઘણોજ યત્ન કર્યો છે

આગલા જમાનામા કેવળ મુસલમાન પુરુષોજ વિદ્યા પ્રાપ્ત કરતા નહોતા, પણ તેમના અ ત પુરની રમણીઓ પણ ઉચા દરજ્જાનું શિક્ષણ મેળવતી હતી. ઓછામાં ઓછુ, પોતાના ધર્મકર્મ નિભાવવા જેટલું શિક્ષણ તો પ્રત્યેક રમણીને આપવામા આવતુ. એ વખતની બાદશાહજાદીઓ તો ઘણુ ઉચ્ચ શિક્ષણ મેળવતી હતી

જે પુણ્યશીલા, દાનશીલા અને જ્ઞાનથી ગૌરવ પ્રાપ્ત કરનારી મહિલાઓના નામ મોગલ ઇતિહાસમા સુવર્ણાક્ષરે લખાવા યોગ્ય છે, તેમા ગુલબદન બેગમનુ નામ સૌથી આગળપડતું છે એ મોગલ સામ્રાજ્યના સ્થાપક બાદશાહ બાબરની પુત્રી, ચઢતી પડતીની વિચિત્ર લીલાના નાયક હુમાયુની સાવકી બેન, અને સર્વશ્રેષ્ઠ મોગલ સમ્રાટ્ અકબરની ફોઇ હતી. ગુલબદને ઘણુ લાંબુ આયુષ્ય ભોગવ્યુ હતું, અને એથી પુષ્કળ અનુભવ પ્રાપ્ત કર્યો હતો, ત્રણ મોગલ બાદશાહોની કારકીર્દિ તથા તેમનો અસ્તોદય એણે પોતાની આખે જોયા હતા બીજી સ્ત્રીઓની પેઠે ગુલબદન બેગમે સુખ-દુ ખમા સસાર યાત્રા કરી હતી, તેણે પોતાના લાબા આયુષ્યમા રાજકાર્યમા કદિ હાથ ઘાલ્યો નથી એ વાત ખરી, પણ રાજનૈતિક દૃષ્ટિથી એનુ જીવન વ્યર્થ નથી ગયુ, 'હુમાયુ નામા' ' નામનો જે ગ્ર થ એણે રચ્યો છે તે એને માટે ગૌરવ અને કીર્તિનુ કારણ છે. એ સેવાને લીધે તે ઇતિહાસવેત્તાઓની કૃતજ્ઞતા અને શ્રદ્ધાને પાત્ર બની છે.

થોડા વર્ષ પૂર્વ સુધી અંગ્રેજો મોગલ વ શનો જે ઇતિહાસ લખી ગયા છે તેમા ગુલબદન બેગમના 'હુમાયુ નામા'નો ઉલ્લેખ નથી ' આઇન-અકબરી ' ના અ ગ્રેજી સ સ્કરણમા બ્લેકમેન સાહેબ પણ એ બાબતમા કાઇજ કહેતા નથી. મોગલ ઇતિહાસની એ અમૂલ્ય સામગ્રીની ખબર હોત તો બ્લેકમેન સાહેબ ગુલબદનને અકબરની બેગમ લખવાની ગભીર અને અક્ષમ્ય ભૂલ કરી ગયો છે તે કદિ ન કરત

લ ડનના બ્રિટિશ મ્યુઝિયમમા ' હુમાયુન-નામા ' ની એક હાથની લખેલી નકલ સુરક્ષિત છે. કર્નલ વિલિયમ હેમિલ્ટનની વિધવા પાસેથી

ઇ૦સ૦ ૧૮૯૮ મા એ ગ્રંથ સરકારે ખરીદી લીધો હતો. મિસિસ બેવરીજ નામની વિદુષી અંગ્રેજ મહિલાએ એ ગ્રંથનો અંગ્રેજીમા અનુવાદ કર્યો છે.

ભૂમિકામા ગુલબદન બેગમ લખે છે, 'બાદશાહ અકબરે આજ્ઞા આપી કે બાબર અને હુમાયુના સંબંધમાં તમે જે કાંઇ જાણતાં હો, તે લખો.' એ રાજફરમાનને વશ થઇ ગુલબદને 'હુમાયુન-નામા'ની રચના કરી. એ ગ્રંથ ઇ૦સ૦ ૧૮૫૭ મા રચાવ્યો હોય એમ મનાય છે.

એ ગ્રંથના પ્રથમ ભાગમા બાબરનું વર્ણન છે. એમા બાબરના આત્મ-ચરિત્રનો ઘણો ખરો ઉપયોગ કરવામા આવ્યો છે એ બાબતમા જાતિ અનુભવ ગુલબદનને હોઈ પણ ન શકે, કેમકે પિતાના મૃત્યુ સમયે તેની ઉમર કેવળ આઠ વર્ષની હતી. સગાઓના હાથે લખાયલા ચરિત્રોમા એક દોષ એ રહે છે, કે ચરિત્રનાયકના દોષો ઉપર ઢાંક પીછોડો કરવામા આવે છે. ગુલબદનના ગ્રંથમાં પણ એ દોષ છે, તેમ છતા પણ ઇતિહાસના એક ઉચ્ચ કોટીના ગ્રંથમા એની ગણના છે

'હુમાયુન-નામા' ઉપરાત તેણે ફારસીમાં અનેક કવિતાઓ પણ રચી હતી એ કવિતાનો જનસમાજમા સારો આદર હતો. સુપ્રસિદ્ધ કાવ્યસંગ્રહોમાં એની કવિતાને સ્થાન મળ્યુ છે એક કાવ્યમાં એ લખે છેઃ—પ્રિયતમ તરફ વિમુખ થનારી હે સુંદરિ ! નિશ્ચય જાણજે કે કોઇએ જીવનરૂપી ફળનો પૂરો સ્વાદ ચાખ્યો નથી, અર્થાત્ આ જીવન નાશવંત છે, એ ટુંકા જીવનમા જેટલું સુખ ભોગવાય, જેટલા લહાવા લેવાય તેટલા ભોગવી તથા લઈ લો

ગુલબદન બેગમને પુસ્તકો વાચવાનો ઘણોજ શોખ હતો. એણે એક પુસ્તકાલય સ્થાપ્યું હતું અને તેને માટે અનેક સ્થળોએથી પુષ્કળ ગ્રંથો એકઠા કરવામાં આવ્યા હતા.

## रत्न १७१ मुं—गुलचहेरा बेगम

મોગલવંશના પ્રથમ બાદશાહ બાબરની પુત્રી અને આગળ વર્ણ-વેલી ગુલબદન બેગમની આ નાની બેન હતી. બેનની માફક એને પણ ઘણું સારૂં શિક્ષણ મળ્યુ હતું, એણે પણ ફારસી ભાષામાં કવિતા લખતી હતી

## रत्न १७२ मुं–माहमा बेगम



એ પ્રથમ મોગલ બાદશાહ બાબરની પત્ની અને દ્વિતીય મોગલ બાદશાહ હુમાયુની માતા હતી શેખ અહમદ જાનના વંશમાં ઉત્પન્ન થયેલા ખુરાસાનના રાજાની એ પુત્રી હતી ૯૧૩ હિજરીમા બાદશાહ હુમાયુનો તેને પેટે જન્મ થયો હતો. તેણે ૯૯૯ હિજરીમા એક નિશાળ અને એક મસ્જિદ પુરાણા કિલ્લાની પાસે બંધાવ્યાં હતા. એ બન્ને ઇમારતો તૂટી જઇને ખંડેરની હાલતમા આવી ગઇ છે, છતા પણ તેના નિશાન હજુ મોજુદ છે

## रत्न १७३ मुं–शिहलादि राजानी वीर राणी दुर्गावती

પંદરમો શતાબ્દી વ્યતીત થઈ ગયો હતો સોળમો શતાબ્દી જગત્ ની પરિવર્તનશીલતા દેખાડતો વિશ્વ–સંસારમા પદાર્પણ કરી ચૂકયો હતો એ સમયે ભારતવર્ષમા મુસલમાનોના રાજ્યે ધીમે ધીમે જડ ઘાલી હતી, લોદી વંશના રાજાઓનો નાશ થયા પછી મોગલ વંશના રાજાઓ ભારતમા રાજ્ય ચલાવતા હતા પંજાબથી દિલ્લી સુધી મોગલોની જયપતાકા ઉડી રહી હતી બંગાળા,ગુજરાત અને મધ્યભારતમા મુસલમાનો નું રાજ્ય ફેલાઈ ગયું હતું પહેલો મોગલ શહેનશાહ બાબર સ્વર્ગવાસી થયા પછી તેનો પુત્ર હુમાયુન દિલ્હીના સિંહાસન ઉપર બિરાજમાન થયો હતો ભારતની સ્વતંત્રતા, પરિવર્તનશીલ સમયના પ્રવાહમા ધીમે ધીમે ઘસડાતી જતી હતી એવા દુઃખી સમયમા એક વીરનારીએ અપૂર્વ તેજસ્વીતા બતાવી હતી

ગુજરાતમા હિંદુ રાજ્યનો ઉચ્છેદ થયા પછી મુસલમાનોનું રાજ્ય સ્થપાયુ હતું હુમાયુ જે વખતે દિલ્હીના તખ્ત ઉપર બિરાજતો હતો તે વખતે બહાદુરશાહ ગુજરાતમા રાજ્ય કરતો હતો. ઇ સ. ૧૫૨૮ મા બહાદુરશાહ બીરાડના મુસલમાન રાજાને મદદ કરવા સારૂ અહમદનગરના રાજા નિઝામશાહની સાથે યુદ્ધમા પ્રવૃત્ત થયો હતો. એ યુદ્ધમા તે ફાવ્યો નહિ. અહમદનગરનો રાજા નામમાત્રમાં તેમને શરણે આવ્યો પણ વર્તણુકમા એ પહેલાની પેઠેજ સ્વતંત્રપણે રાજ્ય કરતો હતો. ત્યાર પછી ત્રણ વરસે ઇ૦ સ૦ ૧૫૩૨ મા બહાદુરશાહ અને નિઝામશાહનો ખાનદેશમાં મેળાપ

થયો એ વખતે બહાદૂરશાહે નિઝામશાહનો સારો આદરસત્કાર કર્યો. એ સમયમા રાઇસિન દુર્ગમા હિન્દુ રાજા રાજ્ય કરતો હતો ક્ષત્રીવંશી શિહ-લાદિ એ રાજાનું નામ હતું. બહાદૂરશાહે રાઇસિનના કિલ્લા ઉપર ચડાઇ કરી. પ્રથમ યુદ્ધમા શિહલાદિ બહાદૂરશાહના હાથમા કેદ પકડાયો, એટલે યુદ્ધ ચલાવવાની જવાબદારી તેના ભાઇ લક્ષ્મણના ઉપર આવી પડી. યુદ્ધ ચાલવા લાગ્યુ.

પરંતુ મુસલમાનો દુર્ગ ઉપર પોતાનો કબજો કરી શકયા નહિ આખરે બહાદૂરશાહે એક યુક્તિ શોધી કાઢી. તેણે લક્ષ્મણને કહેવરાવ્યુ કે ' જો તમે સીધી રીતે કિલ્લો અમને સોપી દેશો તો હુ શિહલાદિને છોડી દઇશ અને તમારા શહેરની પ્રજામાથી કોઈ પણ સ્ત્રી પુરુષ ઉપર અત્યાચાર કરીશ નહિ. જો સીધી રીતે નહિ માનો તો યુદ્ધ કરીને કિલ્લો સર કરીશું અને એ વખત કોઈની ઇજ્જતઆબરૂ સચવાશે નહિ, તેમજ રાજા શિહલાદિનો પણ છૂટકારો થશે નહિ. '

ભોળો લક્ષ્મણ શત્રુઓની મીઠી વાતોમા ભોળવાઇ ગયો એણે કિલ્લો મુસલમાનોના હાથમા સોપી દીધો

કિલ્લામા પ્રવેશ કરતાવારજ મુસલમાનો પોતે આપેલુ વચન ભૂલી ગયા. દુર્ગવાસીઓ ઉપર અત્યાચાર કરવામા તેમણે કોઈ પણ જાતની બાકી રાખી નહિ હજાર પ્રકારે તેઓ ગરીબ રૈયતને સતાવવા લાગ્યા. લક્ષ્મણને હવે ખાત્રી થઇ કે મુસલમાનોએ તેની સાથે પ્રપંચ રચ્યો છે, અને તેમની વાત ઉપર વિશ્વાસ રાખીને એણે દેશનું સત્યાનાશ વાળ્યુ છે પણ હવે કાંઇ ઉપાય નહોતો.મુસલમાનો હિંદુ સ્ત્રીઓના સતીત્વનું રક્ષણ કરશે એવી આશા રાખવી પણ ફોગટ હતી હવે તો સ્ત્રીઓને લઇને પલાયન કરીજવાય તોજ તેમની લાજમરજાદા સચવાય એમ ધારીને એ ઉતાવળો અંતઃપુરમા ગયો

તેને જોતાવારજ છંછેડાએલી સિંહણની પેઠે ગર્જના કરીને દુર્ગાવતી બોલી ઉઠી ' મૂર્ખ ! હિચકારા ! શત્રુના હાથમા દુર્ગ સોપી દઇને અંતપુ-રમા નાસી આવ્યો છુ ? ! '

ભયભીત અને લજ્જીત થઇને લક્ષ્મણે કહ્યું ' દેવી ! મને ક્ષમા કરો; મોટાભાઈનો પ્રાણ બચાવવા ખાતર, દુર્ગવાસી પ્રજાના રક્ષણ ખાતર, તથા તમારા ધર્મના રક્ષણ ખાતર મે મુસલમાનોના હાથમા દુર્ગને સોપી દીધો હતો તેમણે મને વચન આપ્યુ હતું કે ' અમે મોટાભાઇને છોડી દઇશું,અને દુર્ગવાસીઓ ઉપર કોઈ પણ જાતનો જોરજુલમ કરીશું નહિ. '

દુર્ગાવતીએ કહ્યુ ‘ શત્રુઓની એવી પ્રપચયુક્ત વાતોમાં તમે ભોળવાઇ ગયા એજ તમારી મૂર્ખતા બતાવી આપે છે. બધાનો પ્રાણ બચાવવાની આશામા યુદ્ધ કર્યા વગર શત્રુના હાથમા કિલ્લો સોપી દીધો એજ તમારૂં હિચકારાપણું સૂચવે છે. તમારા ભાઈ વીર પુરુષ છે બાપદાદાઓએ બંધાવેલા આ દુર્ગ અને આ રાજ્યની સ્વતંત્રતાના બદલામા એ કદિ પ્રાણને વહાલો કરત નહિ. આપણા દુર્ગમા વસનારા ક્ષત્રીઓ પણ વીર છે તેઓ પોતાની જન્મભૂમિના રક્ષણ સારૂ પ્રાણ આપતા સંકોચાત નહિ, અને અમે પણ અમારા ધર્મના રક્ષણને માટે શત્રુ પાસે દયાની વિનતિ કરવા ન જાત. આ ક્ષણભંગુર દેહના રક્ષણ સારૂ ક્ષત્રીસંતાન થઇને દુશ્મનોને શરણે જનાર કોઇ દિવસ જીવ બચાવી શકયો છે ? ક્ષત્રી વીર તો સિંહની માફક વીરતાથી મરે છે, પણ એવા હિચકારાઓ શિયાળ અને કુતરાને મોતે મરે છે ! તમારે ભરોસે તમારા ભાઈ કિલ્લો છોડી ગયા હતા, એજ દુર્ગની આજ આવી દશા જોઇને શુ મો લઇને તમે અહિ આવ્યા છો ? ’

લક્ષ્મણને લાગ્યુ કે આ અપમાન કરતા તો મોત પણ ઘણુ સારૂ તેણે અત્યંત શરમાઇ જઇને કહ્યુ ‘ દેવી ! બેશક હુ આપના હજારો તિરસ્કારને પાત્ર છુ, પણ હુ જીવ બચાવવા ખાતર અંતઃપુરમા આવ્યો નથી આપ સર્વને લઈને કોઇ સહીસલામત સ્થળેજ નાસી જવાને માટેજ હું અત્રે આવ્યો છુ. વધારે વાર સુધી આ દુર્ગમા રહેવાથી તમારા શિયળનો ભંગ થવાનો ભય રહે છે. ’

દુર્ગાદેવી બોલી ‘ ધર્મરક્ષાને માટે ક્ષત્રી રમણીને પલાયન કરી જવાની જરૂર નથી જીવનમા હવે કયુ સુખ રહ્યું છે ? કઈ આશા રહી છે કે જેની ખાતર નાસી છૂટવાનો યત્ન કરૂ ? રાજ્ય ગયુ, સ્વતંત્રતા ગઇ, માન-આબરૂ ગયા, હવે એ નાશવંત દેહ શુ એવા કિંમતી છે કે સિંહણ થઇને શિયાળડીની પેઠે પલાયન કરી જાઉં ? એવું કરનારને ધિક્કાર છે ! ક્ષત્રી નારી એવું હીન જીવન કદી પસંદ કરતી નથી. તમારે નાસી જવું હોય તો ભલે જાઓ. આ દુર્ગ ખોયા પછી તેને છોડીને જીવ બચાવવાનો હુ યત્ન કરીશ નહિ. સ્વામી અને પુત્રોને ખોયા પછી મારા દુર્ગની બીજી સ્ત્રીઓ પણ એવુ હીન જીવન ગાળવા માટે નાશી જશે નહિ ક્ષત્રી રમણી કેવી રીતે પોતાના શિયળનું રક્ષણ કરે છે તે તમે જોજો. ’

એમ કહીને, દુર્ગાવતીએ પોતાના મહેલને આગ લગાડી દીધી. દુર્ગમાં

રહેનારી સ્ત્રીઓએ પણ પોતાની રાણીનું અનુકરણ કરીને પોતપોતાના ઘરને આગ લગાડી દીધી, અને એ અગ્નિમા પ્રાણ વિસર્જન કર્યો, સાતસે વીરનારીઓ જોતજોતામાં ભસ્મીભૂત થઇ ગઇ. આવી અસાધારણ તેજસ્વિતા જોઇને, લક્ષ્મણ ઘણો લજ્જીત થયો થોડીકવાર વિચાર કર્યા પછી એ હાથમા તલવાર લઈને કેટલાક સાહસિક સેવકોને લઈને દુર્ગનું રક્ષણ કરવા સારૂ લડાઈમા ઉતરી પડયો, પણ મુસલમાનોના વિશાળ સૈન્ય આગળ એમનું શું ચાલે ? થોડીકજ વારમા એ બધા રાજપૂતો કપાઈ મુઆ. મુસલમાન રાજાએ દુર્ગને પોતાના કબજામા લીધો, પણ દુર્ગના ગૌરવનો નાશ એમનાથી થઈ શકયો નહિ. વીરનારી દુર્ગાવતીની અનંત કીર્તિને લીધે નાનકડુ રાઇસિન ઈતિહાસમા સદાને માટે પ્રસિદ્ધિ પામી ગયુ

## रत्न १७४ मुं--हमीदा



એ હુમાયુ બાદશાહની પત્ની અને જગપ્રસિદ્ધ મોગલ શહેનશાહ મહાન્ અકબરની જનેતા હતી.એનો પિતા હુમાયુના ઓરમાન ભાઇનો ગુરુ હતો. એ સૈયદ જાતિનો હતો. હમીદા પોતાના પિતાની સાથે ઘણીવાર રાજમહેલમા જતી હુમાયુ પણ પોતાની સાવકી માતાના મહેલમા આવજા કરતો હતો, એમ કરતા કરતા એક દિવસ યૌવનમા મદમસ્ત હમીદા ઉપર તેની દૃષ્ટિ પડી, અને તેના સૌન્દર્યથી હમીદા પણ મુગ્ધ થઈ. બન્ને જણા પ્રેમભરી દૃષ્ટિથી અન્યોન્યની તરફ જોવા લાગ્યા. એ પ્રેમ દિન પ્રતિદિન વધવા લાગ્યો અને થોડા સમયમા બન્ને જણા લગ્નની પવિત્ર ગાંઠથી બધાઈ ગયા આ પ્રમાણે એક સામાન્ય ઉસ્તાદની કન્યા મોગલ બાદશાહની બેગમ બની. એ ઘણીજ ધાર્મિક સ્ત્રી હતી. રાજવૈભવ પ્રાપ્ત થયા પછી પણ તેણે ધર્મનિષ્ઠા ઓછી થવા નહોતી દીધી તે મક્કા શરીફની જાત્રા કરી આવી હતી. તેથી એ હાજીબેગમના નામથી પણ પ્રસિદ્ધ છે મક્કા શરીફથી એ ૩૦૦ આરબો લેતી આવી હતી હિજરી સન ૯૯૯ માં દિલ્હીથી ત્રણ માઈલ ઉપર એક ગામ વસાવીને તેમા એ આરબોને વસાવ્યા હતા એ ગામ આરબસરાહ કહેવાય છે એજ વર્ષમાં તેનુ મૃત્યુ થયું હતું મરણ પછી તેને મરિયમની ઉપાધિ આપવામા આવી હતી

અકબર જેવા ન્યાયપરાયણ સમ્રાટ્‌ને જન્મ આપ્યાથી હમીદાનુ જીવન સફળ થયું છે

# रत्न १७५ मुं—कमला बेगम

એ અકબર બાદશાહના સમયની એક સ્ત્રી કવિ હતી. સુપ્રસિદ્ધ કવિ ફેઝીના શોકમા તેણે નિવાપાજલિ લખી છે.

# रत्न १७६ मुं--यशोदा



ભારતવર્ષમા એવો કયો મનુષ્ય હશે કે જે મહાત્મા તુલસીદાસજીનું નામ ન જાણતો હોય ? એ ભક્તકવિનુ બનાવેલુ રામાયણ આખા હિંદુસ્થાનમાં ઘેર ઘેર પૂજાય છે ઉત્તર હિંદુસ્થાનમા વસનારા હિન્દુઓ તો એ ગ્રન્થને એટલી બધી પૂજ્ય દૃષ્ટિથી જુએ છે કે ‘તુલસીકૃતરામાયણ’ ને એ લોકોનો ‘ વેદ ’ કહેવામા અતિશયોક્તિ નહિ ગણાય. એનું કારણ માત્ર એ છે કે તુલસીદાસનુ રામાયણ એટલી સરળ અને રસીલી ભાષામા લખાયું છે કે જેને સહેજ પણ વાચતા આવડતું હોય તે મનુષ્ય ‘ રામાયણ ’ સારી પેઠે વાચી શકે છે એ રામાયણના રચનાર તુલસીદાસજી યમુના નદીને કિનારે રાજાપુર નામક ગામમા વસતા હતા, કેટલાક લોકો કહે છે કે એ કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા, ત્યારે કેટલાકના મત પ્રમાણે એ સારસ્વત બ્રાહ્મણ હતા. અસ્તુ ! એટલો તો નિશ્ચય થયો છે કે એ બ્રાહ્મણ હતા. તેમના પિતા ઘણા ધનવાન, પ્રતિષ્ઠિત અને વિદ્વાન હતા, પરન્તુ નાની વયમા મરણ પામ્યા હતા. તુલસીદાસજીની માતા ઘણી સુશીલ હતી એણે પોતાની શક્તિ અનુસાર પુત્રને ભણાવવા ગણાવવામા તથા વ્યાજબી લાડ લડાવવામા કોઇ પણ જાતની કસર રાખી નહોતી. માતાએ પદર વર્ષની વયમા તુલસીદાસનો વિવાહ કરી દીધો. સદ્‌ભાગ્યે તુલસીદાસજીને પત્ની પણ ઘણી સારી મળી. એ ઘણીજ સુશીલ,સાધ્વી, નીતિમાન અને પતિવ્રતા હતી. આ પ્રમાણે સોનામા સુગંધનો યોગ થાય તેવો યોગ આ દપતીનો થયો.

તુલસીદાસની પત્નીનું નામ યશોદા હતું કેટલાકના કહેવા પ્રમાણે એનું નામ રત્નાવલી હતું. નામ તેનું ગમે તે હો, પણ એટલી વાત તો ખરી છે કે તુલસીદાસની પત્ની ઘણી સુશીલ હતી. જે દિવસથી સાસરે આવી તેજ દિવસથી તેણે ઘર સસારનો બધો ભાર પોતાને માથે ઉઠાવી લીધો હતો. સાસુની

પણ એ એવી સેવાચાકરી કરતી, કે સાસુ રાતદિવસ તેનીજ પ્રશંસા કર્યા કરતી તેના આડોશીપાડોશી સૌ તેનાથી ઘણાજ પ્રસન્ન રહેતા હતા. બાળકો પણ તેની સાથે એવા હળી ગયા હતા કે રાતદિવસ તેનીજ પાસે રમ્યા કરતા.

આ પરમ ગુણવતી સુંદરીના પ્રેમપાશમા તુલસીદાસ એટલા બધા લુબ્ધ થઇ ગયા હતા કે પત્નીનો એક ક્ષણભરનો પણ વિયોગ તેમને અસહ્ય થઇ પડતો હતો સવારમા ઉઠીને યમુનાકિનારે સ્નાનસંધ્યામા બે ત્રણ કલાક લાચારીએ ગાળવા પડતા તે સિવાયનો બધો વખત તુલસીદાસ પત્નીના સહવાસમા ગાળતા પત્નીનું ચન્દ્રવદન જોઇને રાતદિવસ એ તેની પાસેજ બેસી રહેતા કામધંધો, લખવુવાચવું, બધુ ખીંટીએ મૂકીને તુલસીદાસજીએ પત્નીના મુખારવિન્દના દર્શન કરવાનુ જ પોતાનું મુખ્ય કર્તવ્ય માન્યું હતું તેમનો સાળો એક બેવાર પોતાની બેનને તેડવા પણ આવ્યો,પરન્તુ તુલસીદાસજીએ પત્નીથી એક ક્ષણભરને માટે વિખુટા થવાની સાફ ના કહી

આ પ્રમાણે કામધંધો કર્યા વગર ઘેર બેસીને ખાવામા તુલસીદાસે બાપની પૂંજી ખુટાડી નાખી એ દશા જોઇ તેમની માતાને ઘણી ચિન્તા ઉત્પન્ન થઇ તેણે તુલસીદાસને ઘણુંએ સમજાવ્યા, પણ તુલસીદાસની આખ એ ઉપદેશથી પણ ઉઘડી નહિ બધાનો ઉપદેશ સાભળતા હતા પણ કોઇના પણ કહ્યા પ્રમાણે ચાલતા નહિ. આથી લોકોમા એમની ઘણી નિંદા થવા લાગી

તુલસીદાસની સ્ત્રી ઘણી બુદ્ધિમાન હતી. એ સ્વામીની નિંદા સાભળીને ઘણી લજ્જિત થતી હતી વારેઘડીએ પતિને સમજાવતી કે 'તમારે આખો દહાડો મારી પાસે ન બેસી રહેવુ જોઇએ પુરુષને કામધંધો કરીને ધન ઉપાર્જન કર્યા વગર ચાલે નહિ.' પરન્તુ તેની આ બધી નમ્ર વિનતિની પત્થર ઉપર પાણીની પેઠે કાંઇ અસર થતી નહિ આથી યશોદાને ઘણું દુઃખ ઉપજતુ હતુ, પણ એ ખરેખરી સાધ્વી અને પતિવ્રતા હોવાથી પોતાનું દુ.ખ બીજા કોઇને જણાવી શકતી નહિ

એક દિવસ એવું બન્યુ કે તુલસીદાસ પ્રાત કાળે યમુના નદી ઉપર સ્નાન કરવા ગયા હતા. એવામા તેમનો સાળો તેમને ઘેર પહોચ્યો તુલસીદાસની માતાએ લાગ સાધીને યશોદાને પિયેર રવાના કરી દીધી તુલસીદાસે ઘેર આવીને જોયુ તો સ્ત્રી ઘર આગળ નથી તેમણે માતાને પૂછ્યુ તો તેણે જવાબ આપ્યો કે એ તો પિયેર ગઇ છે તુલસીદાસ એજ વખતે પ્રેમવિહ્વળ થઈને, ઉઘાડે પગે અને ખુલ્લે માથે સાસરાની તરફ રવાના થયા ગામ દૂર

હતુ અને રસ્તામા નદી આવતી હતી ચાલતે ચાલતે સાય કાળે તુલસીદાસ નદીકિનારે પહોચ્યા, પરતુ એ વખતે હોડી સામે પાર બાધેલી હતી, અને ખલાસીઓનો પત્તો નહોતો, કે એમને બોલાવીને હોડીમા બેસીને એ પાર ઉતરે. કોઈ પણ જાતના ભયની પરવા કર્યા વગર શ્રાવણ ભાદરવાના પૂર વેગ સાથે વહેતી નદીમા તુલસીદાસજીએ ઝ પલાવ્યુ, અને મહામુસિબતે તરતા તરતા પેલે કિનારે પહોચ્યા

એ વખતે રાત અડધી વીતી ગઇ હતી. અ ધકાર ચારે તરફ વ્યાપી રહ્યો હતો આકાશમા વીજળીના ચમકારા થઈ રહ્યા હતા. ગામમા બધા ભર-નિદ્રામા સૂઈ ગયા હતા.

એવે વખતે તુલસીદાસજી સાસરે પહોચ્યા, તો ત્યા ઘરનાં કમાડ બ ધ હતા ઘણી બૂમો પાડી પણ કોઈ બોલ્યું નહિ હવે એ વિચારમા પડ્યા કે અંદર જઇને પ્રિયતમાને કેવી રીતે મળુ. થોડીક વાર વિચાર કર્યા પછી એક કાળી દોરી બારીમાથી લટકતી તેમના દીઠામા આવી. એ દોરીને પકડીને તુલસીદાસજી ઉપર ચડી ગયા, પણ ઉપર જઈને એ દોરીને તેમણે છોડી દીધી તે વખતે ફુ ફવાટા સાથે એ દોરી નીચે ઉતરી. હવે તુલસીદાસજીને ખબર પડી કે પ્રેમના આવેશમા જે વસ્તુને પકડીને પોતે ઉપર ચડી ગયા હતા તે વસ્તુત' દોરી નહોતી પણ વિષધર સર્પ હતો

આ પ્રમાણે કામાગ્નિમા પ્રાણની આહુતિ આપતા આપતા તુલસીદાસજી ઘરની અ દર પહોચ્યા, અને પોતાની સાસુના સૂવાના ઓરડામાં ગયા. ત્યાં આગળ માદીકરી સાથે સુઈ રહી હતી તુલસીદાસ પલંગ આગળ પહોચ્યા એટલે તેમની સાસુ જાગી ઉઠી અને 'ચોર આવ્યો ચોર આવ્યો' કહીને બૂમો પાડવા લાગી ઘરના બધા માણસો તેની બૂમરાણથી જાગી ઉઠયા. યશોદા પણ જાગી ઉઠી અને ચોરને પકડવા સારૂ દીવો સળગાવવા લાગી દીવો કરતાવારજ તેણે જોયું કે 'ચોર તો પોતાના પ્રિયપતિ તુલસીદાસજી છે' પતિની આ દશા જોઇને એ ઘણી શરમાઇ ગઇ. બીજા બધા તુલસીદાસ ની મશ્કરી કરવા લાગ્યા પણ યશોદા બિચારી લજ્જિત થઈને કોરાણે જઇને બેસી રહી પતિની આવી વર્તણુકથી તેને ક્રોધ તો ઘણો આવ્યો હતો, પણ ક્રોધને શમાવીને ચુપચાપ બેસી રહી. બધા એ મેઠામાથી જતા રહ્યા અને પતિપત્ની એકલા રહ્યાં ત્યારે યશોદાએ તુલસીદાસજીને કહ્યું "હુ તમને ઘણી વાર સમજાવી ચૂકી છું પણ તમે માનતાજ નથી. તમે જાણતા નથી કે

આ શરીર હાડકા અને માંસનું પુતળુ છે. એમા આસક્તિ રાખ્યાથી અન્તે નરકમા પડવા વારો આવે છે, જેમ જેમ દેહ ઉપર આસક્તિ વધતી જાય છે તેમ તેમ મનુષ્યનું મન સત્કાર્યો ઉપરથી ઉઠતું જાય છે અને અન્તે તેને કષ્ટ વેઠવું પડે છે. અતિમોહ એ પણ અનર્થનું મૂળ છે. છતા તમે મારા ઉપર આટલો બધો પ્રેમ શા સારૂ રાખો છો ? મારા આ મળમૂત્રથી ભરેલા, અંદરખાનેથી ગંદા અને દુર્ગંધીયુક્ત શરીરઉપર જેટલો પ્રેમ રાખો છો તેટલો પ્રેમ ભગવાન શ્રીરામચન્દ્રજીના ઉપર રાખો તો ભવસાગરમાંથી પાર ઉતરી જવાય "

યશોદાના આ શબ્દોએ તુલસીદાસજીના હૃદય ઉપર વીજળી જેવી અસર કરી તેમનું અજ્ઞાન એકદમ દૂર થઈ ગયું જે આસક્તિ તેમના હૃદયમા ઘણા સમયથી વાસ કરી રહી હતી, તે પત્નીનો સદુપદેશ સાભળતાવારજ નાશ પામી ગઈ. તેમની મનોવૃત્તિ એકદમ બદલાઇ ગઇ એમણે પશ્ચાત્તાપપૂર્વક કહ્યું 'પ્રિયે ! તારૂ કહેલું સત્ય છે ! હું આજસુધી સંસારની મિથ્યા જાળમા ફસાઈ ચુકયો હતો. તે આજે એ જાળમાથી મને મુક્ત કર્યો છે હુ તારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે તે આજે મને અમૂલ્ય ઉપદેશ આપ્યો છે તેને માટે હું જીંદગી સુધી તારો આભારી રહીશ તે મને આ અમૂલ્ય ઉપદેશ વહેલો આપ્યો હોત તો મારા જીવનના આટલા બધા વર્ષો વ્યર્થ ન જાત, પણ થવાનું હતું તે થઇ ચુકયુ છે. ગઈ ગુજરી વાતનો શોક કર્યા વગર હવે ભવિષ્યમા મારે તારી શિખામણ પ્રમાણે ચાલવું જોઈએ તે મને મુકિતનો માર્ગ બતાવ્યો છે. એટલે તું મારી સ્ત્રી નહિ પણ ગુરુ છે.'

એટલું કહીને તુલસીદાસજી એજ વખતે સાસરેથી પાછા ફર્યા અને ચિત્રકૂટમા જઇને રામચન્દ્રજીની ભકિત કરવા લાગ્યા.

પતિને કડવા વેણ કહેવા માટે યશોદાના ચિત્તને પાછળથી ઘણો પશ્ચાત્તાપ થવા લાગ્યો એણે પણ સંસારનો મોહ છોડી દઇને સાધ્વીતરીકે જીવન ગાળવા માડયુ.

તુલસીદાસજી સામાન્ય મનુષ્યત્વમાથી પરમ સાધુપદને પામી ગયા એ યશોદાનાજ પ્રતાપ છે. ધન્ય છે એવી સ્ત્રીને ! !



# रत्न १७७ मुं–ज्वाहिरवाइ



યમલ્લના મૃત્યુ પછી તેનો જ્યેષ્ઠપુત્ર સંગ્રામસિંહ ચિતોડ-ની ગાદીએ બેઠો હતો સંગ્રામસિંહના રાજ્યકાળમાં દિલ્હીના પઠાણુ રાજ્યનો નાશ થયો હતો અને તેની જ-ગ્યાએ પ્રતાપી મોગલોના રાજ્યની સ્થાપના બાબરે કરી હતી.

સંગ્રામસિંહ મહા પરાક્રમી વીર હતો. ગુજરાતથી જમના નદી સુધીના બધા પ્રદેશ ઉપર તેનો અધિકાર ફેલાયો હતો પઠાણો-ના રાજ્યનો નાશ થયા પછી, ઉત્તર હિંદુસ્તાનમા હિંદુ રાજ્ય સ્થાપવાની તેની ઇચ્છા થઇ. પઠાણુવિજયી મોગલવીર બાબરના પ્રતિસ્પર્ધી તરીકે એ રણક્ષેત્રમા ઉતરી પડયો તેણે પ્રતિજ્ઞા કરી કે ઉત્તર ભારતમા હિંદુરાજ્ય સ્થા-પન કર્યા વગર હું મેવાડમાં પગ નહિ મૂકુ ભારત સામ્રાજ્યને માટે મોગલો અને રાજપૂતો વચ્ચે ભારે ટંટો ઉભો થયો. આગ્રાથી દસ ગાઉ છેટે, ફતેહ-પુરસિક્રિ નામક સ્થાનમા, બે ભયંકર લડાઇઓ થઈ પ્રથમ યુદ્ધમા બાબરે હાર ખાધી, પણ બીજા યુદ્ધમા સંગ્રામસિંહનું ગંજાવર સૈન્ય બિલકુલ નાશ પામ્યું હિન્દુ–ગૌરવ, રાજપૂત વીર સંગ્રામ પરાજીત મુખે દેશમા પાછો ગયો નહિ પરાજયના થોડા દિવસ પછી ભગ્ન હૃદયે તેણે પ્રાણત્યાગ કર્યો ભારતમા પ્રબલ પ્રતાપી મોગલ રાજ્યની સ્થાપના થઇ. હિન્દુઓની આશા વ્યર્થ ગઈ.

એ વીર રાણા સંગ્રામસિંહના મૃત્યુ પછી ચિતોડનું રાજ્ય ઘણું દુર્બળ થઇ ગયું એ દુર્બળ રાજ્યપર રાણા સંગ્રામનો અયોગ્ય, ગર્વિત અને ઉદ્ધત સ્વભાવનો તરુણ પુત્ર વિક્રમજીત રાજા થયો એ હલકી જાતના ખવાસો અને સ્વાર્થી ખુશામતીઆઓનું કહ્યુ માનીને આબરૂદાર કુળવાન સરદારોનું અપ-માન કરતો. મેવાડના શ્રેષ્ઠ રાણાઓ તરફથી લાંબા સમયથી માન પામતા આવેલા સરદારોએ તેની આવી વર્તણુકથી રીસાઇને દરબારમા આવવુ બંધ કરી દીધુ, અને યુદ્ધમા કે રાજ્યના પ્રબંધમા વિક્રમજીતને કોઈ પણ જાતની મદદ ન આપવાનો સંકલ્પ કર્યો.

ત્યાંસુધી મોગલ રાજ્ય પાકા પાયા ઉપર જામ્યું નહોતું. પઠાણુ રાજ-

ઓના સુબાઓ મઠાણુ રાજ્યના અધ.પતનના સમયમા પોતપોતાના તાબા હેઠળના રાજ્યના રાજા બની ગયા હતા એમાના કેટલાક સુબાઓ હજી પણ સ્વતત્ર રાજા તરીકે રાજ્ય કરતા હતા મેવાડની પાસે ગુજરાત અને માળવામા, એવા બે સ્વાધીન રાજાઓ રાજ્ય કરતા હતા મેવાડની સાથે વારવાર એમને યુદ્ધ થયા કરતુ સગ્રામસિહે માલવા અને ગુજરાતના રાજાઓને વારવાર હરાવ્યા હતા, પણ એ ઘણો ઉદાર સ્વભાવનો વીર પુરુષ હતો એટલે એમણે તેમના રાજ્યોને પોતાના કબજામા લીધા નહોતા તેમની પાસે પોતાનું ઉપરિપણુ સ્વીકરાવીને તેમને પોતપોતાના રાજ્યમા કાયમ રાખ્યા હતા.

પણ એટલું અપમાન પણ એ રાજાઓ ભૂલી ગયા નહોતા સગ્રામસિહ હવે મરી ગયો હતો, તેનુ વિપુલ રાજપૂત સૈન્ય પણ નાશ પામ્યુ હતું, દુર્બળ ચિતોડમા અતર વિરોધ ઉભો થયો હતો આવો સરસ લાગ જોઇને ગુજરાતનો બાદશાહ બહાદુરશાહ માલવાના રાજાની મદદથી મેવાડ ઉપર ઈ૦ સ૦ ૧૫૩૩ મા ચડી આવ્યો દુર્બુદ્ધિ વિક્રમજીતને આ વખતે અસતુષ્ટ સરદારો તરફથી અધિક મદદ મળી નહિ પ્રબળ પરદેશી શત્રુ દેશમા આવી પહોચ્યો હતો રાજા અયોગ્ય હતો, સરદારો સહાયતા કરવાને ના પાડતા હતા. એવી દુર્દશા મેવાડની કોઈ દિવસ આવી નહોતી વિક્રમજીત પરાજીત થઇને પલાયન કરી ગયો મુસલમાનો ચિતોડમા પ્રવેશ કરવા તૈયાર થયા. નગરવાસી સ્ત્રીઓ જહરવ્રત ( એક અગ્નિ કુડમા બધાએ સાથે બળી મરવાની ક્રિયા )ની તૈયારી કરી. એટલામા રાણી જવાહરિબાઈ બધી સ્ત્રીઓને સબોધીને બોલી ‘ રાજપૂત વીરાગનાઓ ' આજ આ આફતને દિવસે આપણે બધા અગ્નિકુડમા બળી મરીને નારીધર્મનુ રક્ષણ કરવા તૈયાર થયા છીએ ! એથી આપણી મર્યાદા સચવાશે એ વાત તો ખરી, પણ એથી દેશનુ કાઇ હિત સધાવાનુ નથી. આપણે આટલી બધી રાજપૂતરમણીઓ મરવાને તૈયાર છીએ, તો ફોગટમા શામાટે મરી જઇએ ? મરવું તો છેજ, તો પછી મૃત્યુના બદલામા આપણા દેશના શત્રુના પ્રાણ પણ શા માટે ન લેતા જઇએ ! ચિતોડની વીરાગનાઓના બાહુમા શું શક્તિ નથી ? જે હાથ આપણે રાજપૂત વીરના હાથમા પકડાવ્યો છે તે હાથમા રાજપૂત વીરના ભૂષણરૂપ તલવાર ધારણ નહિ કરીએ ? ફૂલની માળા ગુથવાને માટેજ રાજપૂત રમણીનો હાથ પરમાત્માએ બનાવ્યો નથી રાજપૂત રમણી સ્વામીના ઘરની ગૃહલક્ષ્મી છે;

પ્રણયમા વિલાસિની–વિનોદિની છે, રાજ્યને સમયે રાજ્યરાણી છે, અને યુદ્ધને સમયે સમરરગી છે. અનાદિ કાળથી રાજપૂત લલનાઓ સ્વામીની સાથે રાક્ષસમર્દિની દુર્ગાદેવીની પેઠે રણક્ષેત્રમા ઉતરતી આવી છે તો આજ આપણે શામાટે એવું કરતા સકોચાવુ જોઈએ ? ચાલો બેનો, ચિતામાં આપણી દેહને ફોગટમા સળગાવી મુકયા કરતા, હાથમા તલવાર લઈને પ્રબળ વેગથી રણચડિકાની પેઠે શત્રુના સહારને માટે રણક્ષેત્રમા ઉતરી પડો' દેશના શત્રુને મારતા મારતા આપણે બધીઓ શત્રુની તલવારથી યુદ્ધક્ષેત્રમાજ મરીશુ. આપણામાથી કોઈ કેદ પકડાશે નહિ આપણને કેદ પકડવાના ઇરાદાથી શત્રુ કદાચ આપણને તલવાર નહિ મારે તો આપણે એકબીજાની છાતીમા તલવાર મારીને પ્રાણ વિસર્જન કરી દઇશું અને પતિવ્રતા ધર્મનુ રક્ષણ કરીશુ '

રાણીના આવા ઉશ્કેરનારા ઉપદેશથી બધી રાજપૂત વીરાગનાઓ મધુર કઠે ગભીર ગર્જના સાથે જયધ્વનિ કરીને ઉભી થઇ. તરતજ ઢાલ, તલવાર બાધીને ભાલા, બરછી તથા ધનુષબાણ વગેરે હથિયારો લઇને સેકડો વીરનારીઓ તૈયાર થઇ ગઇ તેમણે બખતર પણ પહેરી લીધા.

ચિતોડની જયઘોષણા કરીને ઘોડેસવાર થઈ એ અપૂર્વ લશ્કર, રાણી જવાહરિબાઈની સરદારી તળે પ્રચડ વેગથી ચિતોડને ઘેરો ઘાલનાર પઠાણ સૈન્ય ઉપર તૂટી પડયુ

પઠાણો તો સ્તભિત થઇ ગયા અચાનક મરવા કે મારવાનો દૃઢ સકલ્પ કરીને આવેલી વીર રાજપૂતાણીઓના પ્રચડ હુમલાથી પઠાણ સૈન્ય છિન્નભિન્ન થઈ ગયું, પણ થોડીવારમા પઠાણ સેનાપતિએ પોતાના સૈનિકોને એકઠા કરીને જવાહિરબાઈ અને તેની વીર સહચારીઓને ઘેરો ઘાલ્યો. વીરરમણીઓ જીવસટ્ટે લડી

આ અપૂર્વ યુદ્ધમા પઠાણોના ઘણા સિપાહીઓ માર્યા ગયા અને ઘાયલ થયા રાણી જવાહિરબાઇ અને તેની સાહેલીઓએ પણ શત્રુને હાથે અથવા તો પોતાનીજ તલવારથી પ્રાણ તજ્યા.

બહાદુરશાહે ચિતોડ ઉપર અધિકાર મેળવ્યો રાજપુતાનામા એક રિવાજ છે કે કોઇ રાજપૂત રમણી વિપત્તિમા આવી પડે છે ત્યારે કોઇને કોઈ વીર પુરુષ પાસે મદદની આશામા રાખડી મોકલે છે રાખડીનો સ્વીકાર કર્યાથી એ પુરુષ એનો ' રાખીબધ ભાઇ ' ગણાય છે, અને જીવસટ્ટે બેનને મદદ

કરવાની તેની ફરજ ગણાય છે. વિક્રમસિંહની માતા કર્ણવતીએ આ આફ્તને વખતે દિલ્હીના બાદશાહ હુમાયુ પાસે રાખડી મોકલી

ઉદાર હુમાયુ રાજપૂત મહિલાની રાખડીનો અસ્વીકાર કરી શકયો નહિ, સૈન્ય સાથે ચિતોડ આવીને તેણે બહાદુરશાહને પરાજીત કર્યો અને વિક્રમાજીતને પાછો ચિતોડના સિંહાસન ઉપર બેસાડયો

# रत्न १७८ मुं--उमादे अथवा रुठी राणी

ક્ષત્રીઓમા અનેક પતિવ્રતા શૂરવીર, વિદુષી, ગુણવતી અને રૂપવતી સ્ત્રીઓ થઈ ગઇ છે અને તેમણે જે જે દુ સાધ્ય કામ કર્યા છે તેને લીધે આજસુધી દુનિયામા તેમનુ નામ પ્રસિદ્ધ છે ક્ષત્રાણીઓનો સૌથી મોટો ગુણ પતિવ્રતા ધર્મના રક્ષણનો છે ઉમાદેએ જે કષ્ટસાધ્ય વ્રત ધારણ કર્યુ હતું તે તેણે આખી જીંદગી સુધી નિભાવ્યુ અને તેને લીધેજ આજદિન સુધી તેની પ્રશ સા થયા કરે છે. રાજપુતાનામા ‘ રૂઠીરાણી ’ એટલે કે રીસાયલી રાણીની ચર્ચા ઘણા કૌતૂહલપૂર્વક કહેવા અને સાભળવામા આવે છે. મારવાડના કવિઓએ તો પોતાના કઠોર વ્રતમા અટલ રહેવા માટે એની ઘણીજ પ્રશ સા કરી છે એ બધા કવિઓમા આશાજી ચારણે ‘ રૂઠીરાણી ’ ની પ્રશ સામા લખેલી કવિતા પ્રસિદ્ધ છે

ઉમાદે જૈસલમીરના રાવ લુણકરણની પુત્રી હતી. તેનુ રૂપ અસાધારણ હતું સ વત્ ૧૫૯૩ ના વૈશાખ સુદી ત્રીજને દિવસે તેનો વિવાહ મારવાડના પ્રસિદ્ધ રાવ માલદેવની સાથે થયો હતો રાવ માલદેવ રાજપૂતાનાના ઇતિહાસમા વીરતા, પરાક્રમ અને યુદ્ધકુશળતા માટે અત્ય ત પ્રસિદ્ધ છે; પર તુ ખેદની વાત છે કે એના ચિત્તમા પણ પાપી કામવિકાર ઉત્પન્ન થયો અને પોતાની રાણી ઉમાદેની દાસી ભારેલી ઉપર તેણે કુદૃષ્ટિ કરી પોતાનો વિવાહ થઇ ગયા પછી આઠ મહિને રાણી ઉમાદેને સાથે લઇને એ જૈસલમીર ગયા હતા, ત્યારે એક દિવસ દાસી ભારેલીનું રૂપયૌવન જોઇને રાજા માલદેવ કામવિહ્વળ થઈ ગયો, અને એ દાસીને પોતાની રાણીના ઓરડામા એકલી જોઇને પોતાની પાશવવૃત્તિને સ તોષી પોતાની ચિરસ્થાયી કીર્તિને કલ ક લગાડયુ. રાણી ઉમાદેને પતિના આ અધમ કૃત્યની ખબર પડી ત્યારે તેણે પતિના ક્ષાત્રધર્મથી પતિત થઈ જવા માટે ઘણોજ શોક

પ્રગટ કર્યો અને એજ વખતે પ્રતિજ્ઞા કરી કે એવા પતિ સાથે જન્મપર્યન્ત હુ સબંધ નહિ રાખું. એ પ્રતિજ્ઞા એણે ઠેઠ સુધી નિભાવી. કેટલાક લેખકોનુ એવું કહેવુ છે કે આ બનાવ ઉમાદેના વિવાહ પ્રસગે બન્યો હતો. બૂદીના પ્રસિદ્ધ કવિ સૂર્યમલજી તથા જોધપુરના પ્રખ્યાત ઇતિહાસકાર મુનશી દેવીપ્રાસાદજી એ મત ધરાવે છે, પણ જોધપુરના કવિરાજ મુરારીદાનજીનુ માનવું છે કે આ ઘટના રાજા માલદેવના લગ્ન પછી આઠ મહિને બની છે. અસ્તુ !

જોધપુર ગયા પછી રાવ માલદેવે રાણી ઉમાદેને મનાવવા ઘણોએ પ્રયત્ન કર્યો, પરતુ અસલી ક્ષત્રાણીની પ્રતિજ્ઞા પર્વતની પેઠે અટલ હોય છે. ક્ષત્રાણીઓનો સિદ્ધાન્ત હોય છે કે ' જે રાજપૂતાણી પોતાનો ટેક છોડે તે રાજપૂતાણી નહિ પણ કુતરી છે ' તો પછી રાણી ઉમાદે પોતાનો ટેક કેવી રીતે છોડી દે ? રાવ માલદેવ જ્યારે તેના મહેલમા જતા ત્યારે એ તેમના સન્માનાર્થ ઉભી થઈ જતી, પણ તેમના સામુ જોઇને કદી પણ પ્રેમપૂર્વક વાર્તાલાપ કરતી નહિ. ઘણા પ્રયત્ન કર્યા છતા પણ રાવ માલદેવ રાણી ઉમાદેને મનાવવામા નિષ્ફળ નિવડ્યો ત્યારે એણે જેસલમીરના ચારણ ઈશ્વરદાસને રાણીને સમજાવવા મોકલ્યા; પણ રાણીએ એમને પણ એજ જવાબ દીધો કે ' મે રાવજીની સાથે સબધ નહિ રાખવાની પ્રતિજ્ઞા લીધી છે અને એ પ્રતિજ્ઞા જીદગીસુધી નિભાવીશ ' ઇશ્વરદાસે જ્યારે ઘણોજ આગ્રહ કર્યો તથા અનેક પ્રકારના દૃષ્ટાત દ્વારા ઉપદેશ આપ્યો ત્યારે રાણીએ કહ્યુ કે ' હુ હાથમા જળ લઇને સકલ્પ કરી ચુકી છુ જો આપ એ પ્રતિજ્ઞાભગનું પાપ આપને માથે લો તો હુ રીસાવું છોડી દઉ ' રાણી સમજતી હતી કે ઈશ્વરદાસ ઘણા હરિભક્ત છે એટલે પ્રતિજ્ઞાભગ કર્યાનુ પાપ પોતાને માથે કદિ નહિ લે, પરંતુ ઇશ્વરદાસને તો કોઇ પણ યુક્તિથી રાજાનુ દુખ મટાડવું હતું. એટલે એમણે એ વાત કબૂલ રાખીને પોતે બહાર આવ્યા. રાવ માલદેવની પાસે જઇને તેમણે બધી વાત કહી, તથા રાણીની પ્રતિજ્ઞાભગ કર્યાનુ પાપ પોતાને માથે વહોરી લીધામા પોતાને માથે કેવો દોષ લેવો પડશે તે પણ જણાવ્યુ માલદેવ હવે ઇશ્વરદાસને સાથે લઈને રૂઠીરાણીને મહેલ ગયા. ઉમાદેએ ઇશ્વરદાસજીને કહ્યું કે તમે પડદાની અદર હાથ રાખીને પાણી લઇને સકલ્પ કરો કે ઉમાદેને જે પાપ લાગે તે મારે માથે છે. આ વખતે રાવ માલદેવે ઇશ્વરદાસજીને બદલે પોતે પડદાની અદર હાથ ઘાલી

દીધો અને પ્રતિજ્ઞા લેવા માડી ઉમાદે પોતાના પતિનો હાથ તરત ઓળખી ગઇ આ પ્રમાણે દગો રમવાથી એ ઇશ્વરદાસજી ઉપર ઘણી અસતુષ્ટ થઇ અને તેમને કડવાં વેણુ સભળાવીને ત્યાથી ચાલી ગઈ ત્યાર પછી એ આખી જીદગી સુધી પોતાની પ્રતિજ્ઞા ઉપર દઢ રહી

રાણી ઉમાદેનો સૌથી વિશેષ સ્નેહ પોતાની શોકય કછવાહી રાણી લાછલદે ઉપર હતો. રાણી લાછલદે માલદેવની પટ્ટરાણી હતી રાણી લાછલદેના પુત્ર રામસિહ ઉપર રાણી ઉમાદે સગા પુત્ર જેટલો પ્રેમ રાખતી હતી એક વખતે રામસિહે મડોરમા માલદેવને ગાદી ઉપરથી ઉતારી મૂકવાનો પ્રયત્ન કર્યો, ત્યારે માલદેવે અપ્રસન્ન થઇને રામસિહ તથા તેની માતા લાછલદેને પોતાના રાજ્યમાથી કાઢી મૂકવાનો હુકમ કર્યો રાણી ઉમાદે પણ આ પ્રસગે રાણી લાછલદેની સાથે જોધપુર જતી રહી ઉદયપુરના મહારાણાએ કેલવાગામ રામસિહને લખી આપ્યુ અને ત્રણે જણા ત્યા રહેવા લાગ્યા

ઇ૦ સ૦ ૧૫૬૧ મા અકબર બાદશાહે રાવ માલદેવનુ બળ ઓછુ કરવા માટે મારવાડ ઉપર પોતાનું સૈન્ય મોકલ્યું એ વખતે બાદશાહ અને માલદેવની સેના વચ્ચે ઘણું ભીષણ યુદ્ધ થયુ. આખરે મહામહેનતે બાદશાહની સેનાએ માલોટ અને નાગોડના કિલ્લાઓ ઉપર અધિકાર મેળવ્યો બાદશાહના એક સેનાપતિએ રાણી ઉમાદેના ગામ કેલવા ઉપર પણ ચડાઇ કરી રાણીએ પોતાના વીર રાજપૂત સૈનિકોની મદદથી શત્રુઓ સાથે ઘણી બહાદુરીથી યુદ્ધ કર્યું ઘણા મુસલમાન સૈનિકો માર્યા ગયા અને છેવટે બચેલા સિપાહીઓ પણ અગિયારા ગણી ગયા

સવત્ ૧૬૧૯ ના કાર્તિક સુદી બારશે રાવ માલદેવનો સ્વર્ગવાસ થયો અને જોધપુરમા એ વખતે જેટલી રાણીઓ હાજર હતી તે તેમની સાથે સતી થઇ મહા રાવના મૃત્યુ પછી ત્રીજે દિવસે તેમની પાઘડી 'કેલવા' ગામમા પહોચી. એ પાઘડી લઇને રાણી ઉમાદે પણ સત્વર સતી થવાને તૈયાર થઇ. જે રાણીએ સત્તાવીસ વર્ષ સુધી પતિની સાથે રૂસણુ લીધુ હતું તેજ રાણી ઉમાદે આજે પતિના મૃત્યુના સમાચાર સાભળીને બોલી ઉઠી 'હવે કોનાથી રીસાવું ? જેમની સાથે રીસાઈ હતી તેજ ચાલ્યા ગયા તો હવે મારે જીવીને શું કરવુ ?' રાણી ઉમાદે અને તેની સપત્ની લાછલદે પતિ માલદેવની પાઘડીને ખોળામા લઇને ચિતામા બેસી ગઇ, તેમનો પુત્ર રામસિહ રાજ્યના લોભમા એ ચિતામાં આગ મૂકયા વગરજ સીધો જોધપુર

ચાલ્યો ગયો હતો, એટલે જોધપુરથી આવેલા એક રાઠોડ રાજપૂતે ચિતામા આગ મૂકી. પોતાની ચિતામા આગ મૂકયા વગરજ ચાલ્યા જવા માટે રૂઠી રાણી ઉમાદે રામસિહ ઉપર ઘણી ગુસ્સે થઇ અને પોતાના નિવાસસ્થાન 'કેલવા' ગામ આગ મુકનાર રાઠોડને આપી દેવાને ઉદયપુરના રાણા ઉપર એક પત્ર લખતી ગઇ રાઠોડના સરદારે ઉમાદે તથા લાછલદેની ચિતામા આગ મૂકી, જોતજોતામા તેમના સુદર શરીર ભસ્મીભૂત થઇ ગયા આજ રૂઠી રાણીને મરી ગયે લગભગ ૩૫૦ વર્ષ થઇ ગયા, પરતુ એનું ગુણકીર્તન આજે રાજસ્થાનમા સર્વત્ર થયા કરે છે

## रत्न १७९ मुं-आमीना



હિજરી સન ૯૬૧ માં મરણ પામેલા બરહાન નિઝામશાહની એ માનીતી બેગમ હતી એની બુદ્ધિ બહુજ તીવ્ર અને સાફ હતી. એણે વિદ્યાભ્યાસ સારો કર્યો હતો લોકહિતના કામોમા વિશેષ શોખ ધરાવતી હતી એના ગર્ભથી હુસેન નિઝામશાહ અને અબદુલ કાદર નામના બે પુત્ર ઉત્પન્ન થયા હતા બાદશાહના અતપુરમા બીજી અનેક બેગમો હતી, પણ સોથી વધારે પ્રતિષ્ઠા આમીના બેગમનીજ હતી

હિજરી સન ૯૨૯ પૂર્વે એણે આમીનાબાદનગર વસાવ્યુ હતુ, અને ત્યાની રૈયતને ઘણી સગવડ કરી આપી હતી. આજ પણ એ ગામ આમીના બેગમની પ્રજાવત્સલતાનુ સ્મરણ કરાવે છે *

## रत्न १८० मुं-असीर



દિલ્હી નિવાસી અમીર બેગમનું એ તખલ્લુસ હતું. એ દિલ્હીના કવિશાહ ફખરૂદ્દીન અહમદની શિષ્યા હતી. કવિઓમા તેમજ મુગલાઇ મહેલોમા અસીર પોતાના સમયમા અનુપમ હતી. શીઘ્ર કવિતા રચી જાણતી હતી. એક વખત કોઇએ કહ્યુ :—

'બેકરારી કરાર હૈ અપના'

*જુઓ ફરિસ્તાકૃત ભારતનો ઇતિહાસ.

અસીરે તરતજ એની પાદપૂર્તિરૂપે કહ્યું કેઃ—

'ઇશ્ક દારો મદાર હે અપના,
બેકરારી કરાર હે અપના.'
ખાકમે મિલ ગઈ હો જિસપર અસીર,
ઉન કે દિલ મે ગુબાર હે અપના

ઉર્દૂ ભાષાની સારી કવયિત્રીમા એની ગણના છે.

## रत्न १८१ मुं—वीरधात्री पन्ना




હિરબાઇના વૃત્તાતમા આપણે જોઇ ગયા છીએ કે રાણા સગ્રામસિહનો જ્યેષ્ઠ પુત્ર વિક્રમ દુશ્મનોથી ડરીને કાયર મનુષ્યની પેઠે નાસી ગયો હતો ગમે તેટલુ દુ ખ વેઠચા છતા પણ એણે પોતાની ખરાબ ટેવો છોડી નહિ. ખરાબ યુવકોની દોસ્તી તેણે ચાલુજ રાખી તેની વર્તણુક દિવસે દિવસે એટલી બધી ખરાબ થતી ગઇ કે સરદારોનો તેના ઉપરથી બિલકુલ વિશ્વાસ ઉઠી ગયો વિક્રમસિંહને રાજ્યભ્રષ્ટ કરવાનો તેમણે સંકલ્પ કર્યો પણ હવે રાણાની ગાદીએ કોને બેસાડવો? વિક્રમનો નાનો ભાઇ ઉદયસિહ એ વખતે છ વર્ષનો બાળક હતો રાણા વંશમા એવો કોઈ પ્રતિભાશાળી પુરુષ નહોતો કે જે વિક્રમ અને તેના પક્ષકારોનું દમન કરીને રાજ્યનો કારોબાર સારી રીતે ચલાવે.

રાણાના કુટુંબમા વનવીર નામનો સગ્રામના ભાઇ પૃથ્વીરાજનો ખવાસપુત્ર રહેતો હતો એ ઘણો બહાદુર હતો એની વીરતાને લીધે મહારાણા સગ્રામસિહ પણ તેના ઉપર ઘણા પ્રસન્ન રહેતા હતા તે ભણ્યો ગણ્યો તો કાંઈ પણ નહોતો, પણ રાતદિવસ રાણા સગ્રામસિહ જેવા પ્રતિભાશાળી વીર રાણાની સાથે રહેવાથી એણે રાજ્યપ્રબંધનું સારૂં જ્ઞાન મેળવ્યું હતું. વિક્રમ અને તેના સાથીઓનુ દમન કરીને યુક્તિપૂર્વક રાજ્ય ચલાવે એવો એ વખતે એ એકજ પુરુષ ચિતોડમા હતો સરદારોએ વિક્રમને પદભ્રષ્ટ કરીને તેની જગ્યાએ સગીર વયના બાળક ઉદયસિહને ગાદીએ બેસાડચો. ઉદયસિહ પુખ્ત ઉમરનો થાય ત્યાસુધી રાજ્યનો વહીવટ તેમણે વનવીરના હાથમા સોપ્યો.

રાણા ઉદયસિંહના વાલીતરીકે આખા ચિતોડની લગામ વનવીરના હાથમા આવી, પણ એટલાથી એ ધરાયો નહિ. કાળા અક્ષરને કૂટી મારે એવા નિરક્ષર વનવીરના હાથમા ચિતોડ જેવા રાજસ્થાનમાં શ્રેષ્ઠ ગણાતા રાજ્યનો પ્રબંધ આવ્યો તોપણ તેની તૃષ્ણા મટી નહિ તેનો લોભ વધતોજ ગયો ઉદયસિંહ પુખ્ત ઉંમરનો થયા પછી પોતાને રાજ્યસત્તા છોડી દેવી પડશે એ વિચાર તેને અસહ્ય થઇ પડયો વંશપરંપરા રાજ્ય પોતાના હાથમાજ રહે એવો પ્રપંચ રચવાનો તેણે યત્ન કર્યો એ દુષ્ટ વાસનાથી એણે બાળક ઉદયસિંહની હત્યા કરવાનો નિશ્ચય કર્યો.

રાણાના કુટુંબમાં પન્ના નામની એક દાસી હતી, ઘણી પેઢીઓથી તેના પૂર્વજો રાણાવંશીઓનું દાસત્વ કરતા આવ્યા હતા આથી પન્નાના હૃદયમા રાણાવંશને માટે ઘણીજ ભક્તિ હતી માબાપ વગરના બાળક ઉદયસિંહને ઉછેરવાનુ કાર્ય એ ધાત્રી પન્નાને સોપવામા આવ્યુ હતું. પન્નાને ચંદન નામનો એક પુત્ર હતો.તે વયમા ઉદયસિંહ જેવડોજ હતો એ બન્ને બાળકોને પન્ના સરખા સ્નેહથી પાળતી હતી બન્નેની સાથે તેનો એવો પ્રેમમય વ્યવહાર હતો કે પન્નાનો પોતાનો પુત્ર કયો અને ઉદયસિંહ કયો તે ઓળખવું મુશ્કેલ હતું બાળક ઉદયસિંહ પણ પન્નાનેજ 'મા' કહીને બોલાવતો, પન્નાના લાડને લીધે માતૃસ્નેહનો અભાવ તેને કદિ જણાતો નહિ પોતાની માતાને સંભારીને એ કદિ રોતો નહિ

અંધારી રાત હતી. ઉદય અને ચંદન પથારીમા સૂઇ રહ્યા હતા પન્ના તેમની પાસે બેસીને કાંઇ કામ કરી રહી હતી.

એવામા ઓચિંતો એક હજામ ત્યા આવ્યો, એ હજામ પણ રાણાકુળનો વંશપરંપરાનો નોકર હતો. સ્વામીભક્તિ તેની રગેરગમા વહેતી હતી. પોતાનાજ જેવો રાણાવંશનો આશ્રિત સાધારણ ગુલામ થોડા દિવસમા આવી મોટી પદવીએ ચડી ગયો એ તેને અસહ્ય થઇ પડયુ હતું. મૂળથીજ તેને વનવીર માટે ઘણો તિરસ્કાર હતો અને તેથીજ વનવીરે પોતાનો સંકલ્પ ગમે તેટલો ગુપ્ત રાખવાનો યત્ન કર્યો હતો તોપણ ચતુર નાપિતરાજ તેની અધમ વાસના પારખી શકયા હતા. આજે મોડી રાત્રે એણે પન્નાને પાસે આવીને કહ્યુ 'પન્ના! વનવીરે વિક્રમસિંહનો વધ કર્યો છે,અને હમણાજ ઉદયસિંહની હત્યા કરવા એ મહેલમાં આવશે'

પન્નાના માથા ઉપર આફતનું વાદળ તૂટી પડયું. કુમાર ઉદયનું રક્ષણ

કરવાનો ઉપાય શો ? એ વખતે મેવાડ વંશનો એકમાત્ર વારસ એ બાળકજ હતો એ બાળકની હત્યા કરવામા આવે તો બાપા રાવળ, સમરસિંહ લક્ષ્મણસિંહ, હમીર, રાયમલ્લ અને સંગ્રામસિંહ જેવા રાજસ્થાનના સર્વશ્રેષ્ઠ વીર પુરુષોનો વંશ, નિર્મૂળ જાય એમ હતુ. પન્ના રાજપૂતાણી હતી, રાણા વંશનું નિકંદન પોતાના ચક્ષુ આગળ થતું. એક રાજપૂત રમણી કેવી રીતે જોઇ શકે? એ દૃશ્ય તેનાથી કેમ સહન થાય?

રાણા વંશના અસ્તિત્વનો આધાર આજે પન્નાના હાથમા હતો. પોતાનો જીવ આપીને, જીવ કરતા પણ હજારગણી પ્રિય વસ્તુ આપીને પણ, આજ બાળક ઉદયસિંહનો પ્રાણ બચાવવાનો તેણે સંકલ્પ કર્યો.

કેવી રીતે તેમનુ રક્ષણ કરવુ તે સંબંધી પન્નાએ ક્ષણભર વિચાર કર્યો એકવાર ઉદય અને ચંદનના સામું જોયુ. એ વખતે તેના મુખ ઉપર રાજપૂત રમણીની ભીષણ દૃઢતા જણાઇ આવતી હતી. થોડીવાર પછી એણે હજામને કહ્યું 'નેગીજી ! ( રાજપૂતાનામા હજામને એ નામથી બોલાવાય છે ) આ મેડામા ફળની એક ટોપલી છે. એમા ઉદયસિંહને મૂકીને ઉપરથી ફળફૂલ ઢાકીને મહેલની બહાર લઈ જાઓ તેને લઈને નદીકિનારે જજો હું તમને ત્યા આગળ આવી મળીશ ' હજામે કહ્યું 'તુ પણ ચંદનને લઇ સાથે જ શામાટે નથી આવતી ?' પન્નાએ કહ્યુ ' ઉદયને લઈને આપણે બધા એકસાથે પલાયન કરી જઇએ તો તેથી આપણુ કાર્ય સરશે નહિ વનવીર આજે ચિતોડનો કર્તાહર્તા છે. જો એને ખબર પડે કે ઉદય નાસી ગયો છે તો તરતજ એ ચારે તરફ માણસો દોડાવીને તેને ખોળી કહાડે અને સત્વર એનો સંહાર કરે '

નાપિતે કહ્યુ ' તો શુ તારા અહીં રહેવાથી એ ઉદયને માટે તપાસ નહિ ચલાવે ?'

પન્ના.— હા, એવી તપાસ નહિજ કરાવે

નાપિત —એ કેવી રીતે.

પન્નાઃ—વનવીરને ખબર પડે કે ઉદય જીવે છે,તો એ તપાસ કરાવેને ? એને તો એમજ સમજાવવું જોઇએ કે ઉદયની હત્યા કરીને તેણે પોતાનો માર્ગ નિષ્કંટક કર્યો છે

નાપિતઃ—એને માટે શું કરવું ?

પન્ના.— નેગીજી ! મને એ સંબંધી પૂછશો નહિ. એની કલ્પના કરતાં

મારૂ હૈયુ ફાટી જાય છે તમે મારા હૈયાના હાર ચંદનને અહિંયા જુઓ છો આજ રાણાવંશના રક્ષણ સારૂ, ચિતોડના ગૌરવના રક્ષણ સારૂ, ચંદનનો હું ત્યાગ કરીશ

નાપિતઃ—એ કેવી રીતે ?

પન્નાઃ— ઉદયના કપડા પહેરાવીને ચંદનને તેના બિછાનામાં સુવાડીશ વનવીર આવશે તો તેનેજ ઉદયતરીકે ઓળખાવીશ.'

નાપિત તો સ્તબ્ધજ થઇ ગયો. તેણે આશ્ચર્ય સાથે કહ્યુ 'પન્ના' તું માણુસ છે કે રાક્ષસ છે ?

પન્નાએ કહ્યુ ' આજ હું રાક્ષસી છુ. સાતવાર રાક્ષસી, જનેતા થઇને ચંદનને મૃત્યુના મુખમા સોપુ છુ ' આટલું બોલતા બોલતા તેનું હૃદય ભરાઇ આવ્યુ, પણ થોડીવાર પછી આત્મસંવરણ કરીને એણે ખુલાસો કર્યો. ' જે રાણાવંશ આજસુધી મેવાડનું રક્ષણ કરતો આવ્યો છે, જે રાણાવંશને હાથે મેવાડનું ગૌરવ ભવિષ્યમા પણ વધવાનો સંભવ છે, જે રાણાકુલના નામથી આપણા જન્મસ્થાન ચિતોડની પ્રતિષ્ઠા વધી છે, તે રાણાવંશના રક્ષણ સારૂ હું મારા ચંદનનો ભોગ આપુ તો તેમા વધારે શુ કરૂ છુ ? આજ રાણાના કુમાર ઉદયસિંહની ખાતર મારો એક પુત્ર તેનો પ્રાણ સમર્પણ નહિ કરે ? નેગીજી હું રાજપૂતાણી છુ, મારો પુત્ર રાજપૂત બાળક છે રાણાના સોબતી તરીકે રાણાના જીવનના રક્ષણાર્થે યુદ્ધમા મરવુ એ તેનું મુખ્ય કર્તવ્ય હતુ થોડા વરસ પછી, પોતાની ઇચ્છાથીજ રાણા માટે પ્રાણ આપીને એ પોતાને ધન્ય માનત, તો પછી આજ બાલ્યાવસ્થામા માની ઇચ્છાથી એજ ગતિને પામવામા એ પોતાના જીવનને સફળ નહિ કરે ? પોતાના ક્ષુદ્ર જીવનના બદલામા આજ એ રાણાના પવિત્ર વંશને દુનિયામા કાયમ રાખવાને ભાગ્યશાળી નીવડશે, એ શુ ઓછા ગૌરવની વાત છે ? માટે જાઓ નેગીજી ! હવે તમે વિલંબ ન કરશો. વનવીર હમણાજ આવી પહોચશે હમણાને હમણાજ તમે ઉદયને લઇને સહીસલામત ઠેકાણે પહોંચી જાઓ.

નાપિતે પન્નાને પ્રણામ કરીને કહ્યુ ' પન્ના ! તને મે રાક્ષસી કહી એ મારી ભૂલ થઇ. તું રાક્ષસી નથી માનવી પણ નથી તું ખરેખરી દેવી છે

એટલું કહીને એ એક ફળની ટોપલી લઇ આવ્યો. એ ટોપલીમાં પન્નાએ ઉદયને સુવાડીને તેના ઉપર ફળફૂલ અને પાદડા ઢાકી દીધાં. નાપિત એ ટોપલી લઇને બહાર ગયો. પન્નાએ ચંદનને ઉદયનાં વસ્ત્ર પહેરાવીને

ચૂપચાપ ઉદયના પારણામાજ સુવાડી દીધો.

થોડીકજ વારમા ખુલ્લી છરી લઇને વનવીર આવી પહોચ્યો. કઠોર સ્વરે તેણે પન્નાને પૂછ્યું 'ઉદય કયા છે?'

પન્ના કાંઇ બોલી શકી નહિ. આગળીના ઇશારે તેણે ચદનને બતાવ્યો. વનવીરે તરતજ તીક્ષ્ણ છુરીથી ચદનની છાતી ફાડી નાખી એ વેદનામા ચદને એક કારમી ચીસ પાડીને દેહત્યાગ કર્યો. એ ચીસનો પડઘો આખા મહેલમા ગુજી રહ્યો. નિશ્ચળ દેવીપ્રતિમાની પેઠે પન્નાએ ઉભી રહીને આ દારુણ દૃશ્ય પોતાની આખે જોયુ

રાણાવશનુ નિકદન કહાડયુ છે, એવા સતોષ સાથે વનવીર મહેલમાથી ચાલ્યો ગયો લોહીથી ખરડાએલા પુત્રના શબને ખોળામા લઇને પન્ના વેગસહિત અધારી રાતે નદીને કિનારે ગઇ ત્યા આગળ નાપિત નિદ્રિત ઉદયસિહને લઇને તેની વાટ જોતો હતો નાપિતની મદદથી પન્નાએ પોતાના પુત્રનો અગ્નિસસ્કાર કર્યો, અને ત્યાર પછી બન્ને જણાં મેવાડના કોઇ દૂરના સ્થાનમા જઇને સતાઇ રહ્યા.

મેવાડના પહાડી પ્રદેશમા આશાશા નામનો કોઇ જૈન શેઠીઓ રહેતો હતો. પન્નાએ ઉદયસિહ સાથે એના ઘરમા આશ્રય લીધો.

નરપિશાચ વનવીરના જુલમથી ચિતોડના સરદારો ધીમે ધીમે ઘણા ત્રાસ પામી ગયા,એ વખતે ઉદય મોટો થયો હતો.ઉદયસિહને શોધી કહાડીને ઇ૦ સ૦ ૧૫૪૧ મા તેમણે ગાદીએ બેસાડયો

પન્ના એ વખતે જીવતી હતી.

## रत्न १८२ मुं–कृष्णाबाइ



એ વડનગરની નાગરણ હતી. એના સબંધમા 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો'માં એના લેખક રા રા. કૃષ્ણલાલ ઝવેરી નીચે મુજબ લખે છે:—એના "કૃષ્ણનાં હાલરડા" અને "સીતાજીની કાંચળી" ગુજરાતના સ્ત્રીવર્ગમાં પ્રસિદ્ધ છે. "કાચળી"ની વાત જાણીતી છે પચવટીમા રાવણનો મામો મારીચ સુવર્ણ મૃગને વેષે આવ્યો ને સીતાજીની દૃષ્ટિએ પડયો. સ્ત્રીની

સ્વાભાવિક નિર્બળતાને વશ થઇને આ મૃગને મારીને એના ચર્મની કાચળી સીવડાવવાની સીતાજીને "રઢ લાગી". રામ મૃગને મારવા તેની પાછળ ગયા, ને થોડીવારમા રામ સંકટમાં હોય એવા શબ્દ સંભળાયા. સીતાએ ધાર્યું કે રામ સંકટમા હશે તેથી લક્ષ્મણ,જેને એનું રક્ષણ કરવાનું કામ રામ સોપી ગયા હતા–તેને પોતાના ભાઇની સહાયે જવા સીતાએ કહ્યુ. રામે જતી વખતે લક્ષ્મણને આજ્ઞા કરી હતી કે –"લક્ષ્મણબાળ તું મઢીએ રહેજે, મૃગને લાવું મારી " તે ઉપરથી લક્ષ્મણે રામની સહાયે જવા ના કહી. સીતાએ તેને મેણા-ટોણા "વચનબાણ" મારીને રામની પાછળ મોકલ્યો એટલે રાવણને સીતાનું હરણ કરવાનો માર્ગ મોકળો થયો આ કવિતામા રામ અને સીતા,અને સીતા અને લક્ષ્મણ વચ્ચેના સંવાદો એવી તો સરળ ઘરગથ્થુ ને જોડે જોડે ઝમકદાર ભાષામા મૂકવામા આવ્યા છે કે તેમા સ્ત્રીહઠ, પતિનું એ હઠને અનુકૂળ વર્તન અને નાના ભાઈનું આજ્ઞાકિતપણુ એ સર્વના આબેહૂબ ચિત્ર દેખાય છે." સ્ત્રીના સ્વભાવ તથા આચારવિચારનું એના કાવ્યમા આબેહૂબ વર્ણન છે.

---

# रत्न १८३ मुं—पुरीबाइ

એ ગુજરાતની સ્ત્રીકવિ હતી. તેણે લખેલુ સીતામંગળ કાવ્ય પ્રસિદ્ધ છે અને તેના કેટલાક ભાગ લગ્નપ્રસંગે સ્ત્રીઓ ગાય છે તેના જે કાવ્યો પ્રસિદ્ધ છે તે ઉપરથી તેની કવિત્વશકિત સામાન્ય હોય એમ જણાય છે. તેની ભાષા ગૌરવવાળી છે. તેના જીવનની હકીકત જણાયલી નથી સીતા-મંગળમાથી એકાદ કડવુ અમે નમુના રૂપે ઉતારીશું, એથી એની કવિતાનો તથા એના સમયના રીતરિવાજ વગેરેનો પણ પરિચય મળશે.

" ઉત્તમ જળ ઉષ્ણોદક મેલ્યા, તે કોણને નાવણ કાજેજી,
પાટ પીરોજા ને સોના આડણિયો, તે જાનને આસન દીજેજી.
વીસલ નગરની થાળિયો અણાવો, ને ડુંગરપુરની ઝારીજી,
વાટકડા વીજાપુરી મેલો તો, સુવરણ લોટા શુભકારીજી.
કાઠા ઘઉની લાપશી પીરસો તો, માહે માળવિયો ગોળજી;
ઘી તો ગવરી ગાયના પિરસોને, દહી દૂધ કેરી છોળજી.
શાક તો સૂરણના પિરસો તો, શાઈતાનો નહિ પારજી,

દાળ ચંપાના છોડશિ પિરસોને, વિધ વિધ માહિ વઘારજી.
શેવ સુવાળી સુંદર પિરસોને, પાપડ પૂનમ ચાંદજી,
ભાત કમોદતણો પિરસો તો, ખોબલે પિરસો ખાંડજી.
ભોજન રૂડા ભાવથી કીધા, સંતોકિ સર્વ જાનજી;
શુદ્ધાચમન લેઇ બાર પધાર્યા, ને આપ્યા ફોફળ પાનજી.

* * * * * * *

ત્યાર પછી પહેરામણીનું વર્ણન કરી સીતાજીની વિદાય નીચેના શબ્દોમાં વર્ણવે છેઃ—

સીતાબાઇ સાસરે ચાલ્યા ને, દાદાના દેશ મૂકયાજી.
સીતા વિના તો સૂનું લાગે ને, તુલસીના કયારા સૂકયાજી.
પાછું વાળી જુવે સીતા પનોતાને, દાદાને આશિષ દેયજી.
ઘણું જીવજો દાદાજી મોરા ને, રાજ અવિચળ રહેયજી.
ઘણુ જીવજો વીરજી મોટા ને, ભાભીના નવરંગ ઘાટજી.
સીતાબાઇને પાસે બોલાવીને, કહે છે પોતાની માતજી.
ગદગદ કંઠે થયા જનકજી ને, આસુડા ઢોળે માયજી.
મારી સીતાને તમે સુખ દેજો ને, ચૌદ ભુવનના રાયજી
લાડકી સીતા કહ્યુ કરજે તું, લાજ વધારજે તારીજી.
રમકડા રળિઆમણા આલ્યાને, દીધી શિખામણ સારીજી.
સીતાબાઇ સહિયરોને મળીને, પછી સાસરિયે જાયજી.
પૂરીબાઈ કહે છે કે કડવા તે, પ્રીતે પૂરણ થાયજી.
ગાય, શિખે ને સાભળે, તેનો વૈકુંઠ થાયે વાસજી.
અડસઠ તીરથનું ફળ મળશે, પાપ થશે સૌ નાશજી.

## रत्न १८४ मुं—रूपमती



પમતીનો જન્મ ઉજ્જનથી ૫૫ માઇલ દૂર ઈશાન ખુણામાં કાબીસિંધ નદીના કિનારા ઉપર સારંગપુર નામના ગામમા થયો હતો. તેની માતા એક વેશ્યા હતી. રૂપમતીમા નામઅનુસાર ગુણ નહોતા, અર્થાત્ તે અસાધારણ સુંદર નહોતી, પરન્તુ એ છેક કદ્રૂપી પણ

નહોતી. એની આકૃતિ સુડોળ અને કાન્તિ આકર્ષક હતી. તેનો સ્વભાવ સરળ અને સીધો હતો, તથા બોલચાલ ઘણીજ મીઠ્ઠી અને મનોહર હતી. વારાંગનાને ઘેર જન્મ લીધાથી ગાવા વગાડવાનો તેને ઘણો શોખ હતો, એટલુંજ નહિ પણ એ વિદ્યામા એણે ઘણી પ્રવીણતા મેળવી હતી તેના સગીત તથા નૃત્યના જ્ઞાનની પ્રસિદ્ધિ ચારે તરફ પ્રસરી ગઇ હતી બુદ્ધિ એની ઘણી તીવ્ર હતી. કવિતાપ્રત્યે એને અનુરાગ હતો, અને સુદર ગીતોનું રાત દિવસ રટણ કરવાનો પ્રસગ મળવાથી,પોતે પણ રસભરી કવિતા કરતા શીખી હતી.

'મુતખાબ-ઉત્-તવારિખ' નામના ઇતિહાસના ગ્રન્થમા તેનો લેખક બદાયૂની લખે છે કે "રૂપમતીની પ્રસિદ્ધિ જનસમાજમા એક પદ્મિની સ્ત્રી તરીકે હતી" મઆસિરૂલ ઉમરા ગ્રન્થમા પણ રૂપમતીના ગુણોની પ્રશસા કરતા લખ્યું છે કે "હિન્દુસ્તાનના વિદ્વાનોએ સ્ત્રીઓના જે ચાર પ્રકાર ઠરાવ્યા છે તેમાથી ઉત્તમ પ્રકારની સ્ત્રી રૂપમતી હતી, અર્થાત્ એ પદ્મિની હતી. સારી સ્ત્રીઓના દેખાવમા જે ખુબીઓ હોવી જોઇએ તે એનામાં હતી

સગીતશાસ્ત્રમા તેની કુશળતાના વખાણ કરતા માળવાના ઇતિહાસમા મુન્શી કરમઅલીએ લખ્યું છે કે "તાનસેને એકવાર દીપક રાગ ગાયો હતો, અને તેની ગરમીથી એના આખા શરીરમા આગ વ્યાપી ગઇ હતી. જ્યારે કોઇ પણ ઉપાયથી એ ગરમી શમી નહિ ત્યારે એ રૂપમતીની પાસે આવ્યો, અને તેણે મેઘરાગ ગાઇને વરસાદ વરસાવ્યો તથા તાનસેનનો તાપ શમાવ્યો.

તાનસેનના સબધમા એવીજ એક દતકથા ગુજરાતની અંજ્ઞાતનામા નાગર કન્યાના સબધમા છે કે એણે પણ મેઘરાગ ગાઇને એની ઉષ્ણતાને શાન્ત કરી હતી, એટલે રૂપમતીના સબધમાં એ કથનમા કેટલુ ઐતિહાસિક સત્ય છે તે અમે કહી શકતા નથી, પરન્તુ એ તો નિર્વિવાદ છે કે એ સગીતશાસ્ત્રમા અસાધારણ નિપુણતા ધરાવતી હતી

માળવામા એ સમયે બાજ બહાદુરનું રાજ્ય હતું, બાજ બહાદુર અને બાદશાહ અકબર સમકાલીન હતા, એટલુંજ નહિ પણ બન્ને એકજ વર્ષમા અર્થાત્ સવત ૧૬૧૨ મા ગાદીએ બેઠા હતા, પણ ભાગ્ય બન્નેનાં જૂદા જૂદા હતા અકબરના ભાગ્યમા આખા હિન્દુસ્તાનના ઘણા મોટા ભાગના બાદશાહ થવાનુ સરજાયું હતું, અને બાજ બહાદુરના નસિબમા માળવાનું રાજ્ય કાયમ રહેવાનુ પણ નહોતું લખાયુ. અસ્તુ! સારગપુર એની રાજધાની હતી. પોતાના રાજ્યની સીમા વધારવાના ઉદ્દેશથી એણે ગઢ કરં-

ગાની વીરાંગના રાણી દુર્ગાવતી ઉપર ચડાઈ કરી. રાણી પોતાના બહાદુર ગોંડ સૈનિકોની સેનાપતિ બની, અને બહાદુરીથી યુદ્ધ કરીને બાજ બહાદુરનો પરાજય કર્યો. તેના ઘણા માણસો માર્યા ગયા, અને બાજ બહાદુરને પોતાને પણ વીલુ મુખ લઈને સારંગપુર પાછા નાસી આવવું પડયુ. પોતાનો શોક દૂર કરવા સારૂ એ ઘણા વખત સુધી સારંગપુરની બહાર નહોતો નીકળ્યો, અને ત્યાંજ વિનોદમા સમય ગાળવા લાગ્યો સારંગપુરમા એ વખતે મોજ-શોખ અને ભોગવિલાસના સાધનોની ખોટ નહોતી, માળવાનું એ અલબેલુ શહેર હતું ગલીએ ગલીએ ગાનતાનની મિજલસો થતી હતી, સુંદર સ્ત્રીઓની મનમોહક મૂર્તિઓ સ્થળે સ્થળે દેખાતી હતી, તથા તેમના મધુર કંઠના ગીત અનેક સ્થાનોમા સભળાતા હતા બાજ બહાદુરે પોતાના મહેલમા અનેક ગાનારીઓ એકઠી કરી રાખી હતી, અને તેનો બધો સમય ગાનતાન અને ભોગવિલાસમાજ જવા લાગ્યો હતો દિવસ કયારે આથમે છે તેનું પણ એને ભાન રહ્યુ નહોતું

આવા યુવક અને રસીલા રાજાની દૃષ્ટિ રૂપમતી જેવી ગુણવાન ગુણિકા ઉપર ન પડે એ કેમ સભવે ! બન્નેના સ્વભાવમા સમાનતા હતી, એટલે એ રૂપમતી ઉપર મોહિત થઇ ગયો, અને એ ક્ષણકાળના મોહે, જીવનપર્યન્તની મિત્રતા, તથા શુદ્ધ પ્રેમનુ રૂપ ધારણ કર્યું બન્નેની એક બીજા પ્રત્યે એટલી બધી આસક્તિ હતી કે બન્ને સાથેજ ખાતા, સાથેજ પીતા, ક્ષણ ભરનો વિયોગ પણ બન્નેને અસહ્ય હતો આ પ્રમાણે યોવનનો અમૂલ્ય સમય વ્યતીત થવા લાગ્યો

રૂપમતીને પોતાના જોબનના લાવણ્યનુ ઘણુ અભિમાન હતુ, પણ બાજ-બહાદુરના પ્રેમમા તો એ એવી આસકત થઇ ગઇ હતી, કે વિવાહિતા સ્ત્રીના કરતા પણ એની વિશેષ આજ્ઞાકારી બની હતી એની ઇચ્છાનુસાર વર્તવા, એના જીવનને સુખમય બનાવવા એ સદા તત્પર રહેતી એના હૃદય ઉપર કેવળ બાજ બહાદુરનુજ સામ્રાજ્ય હતું બન્નેના દેહ ભિન્ન હતા, પણ પ્રાણ એક હતો. એવા અનન્ય પ્રેમમા તેઓ જીવનનો ઉપભોગ કરતા હતા.

રૂપમતીમા સ્ત્રીજાતિની કોમળતા સાથે, પુરુષોચિત વીરતા પણ હતી. શિકાર ખેલવામા એ ઘણી કુશળ હતી. બહાદુરીથી હિસક પ્રાણીઓનો વધ કરવાનો શોખ પણ એને ઘણો હતો બાજ બહાદુરની સાથે એ ઘણી વાર શિકારે જતી, અને આબાદ નિશાન લગાવતી. એનો ઘોડો સદા બાદ-

શાહથી આગળ રહેતો. એનુ તીર છુટયા પછી કોઈ પશુ બચવા પામતું નહિ. જગલી ભીલ, ગોડ, કે મોગિયા લોકો આક્રમણ કરવા આવતા તો રૂપમતીના તીરનો ભોગ થઈ પડીને ત્યા ને ત્યાજ રહેતા તેના તીર દુશ્મનોની છાતી વીધીને આરપાર નીકળી જતા.

પ્રાચીન સમયના કેટલાક ચિત્રોમા શિકાર સમયની રૂપમતીની વીરતાના દ્રશ્યો આળેખાયલા છે, અને તે અત્યારે ઇતિહાસની ગરજ સારીને એના ગૌરવની સાક્ષી પૂરે છે

સુખનો સમય કોઇને પણ સદાને માટે ટકી નથી રહ્યો બાજ બહાદુરનો એ ભોગવિલાસનો પણ પાચ સાત વર્ષમા અન્ત આવ્યો

ઐશઆરામમા રાતદિવસ પડયા રહેવું એ કદિ સારૂ નથી આ સસાર-મા જે કર્તવ્ય કર્મ છે તે કરવાની પ્રત્યેક સ્ત્રી પુરુષની ફરજ છે રાજારાણીને માથે તો કર્તવ્યનો મહાન બોજો છે, કેમકે એમના ઉપરજ લાખો મનુષ્યના સુખ તથા જીવનમરણનો સવાલ આધાર રાખે છે રૂપમતીના રૂપમા આસક્ત થઇને બાજ બહાદુરે સરકારી કામ ઉપર ધ્યાન આપવુ બિલકુલ છોડી દીધું હતુ રૂપમતીને પ્રસન્ન કરવાના વિચારજ રાતદિવસ એને આવતા હતા એને સારૂ એણે એક સુદર મહેલ બધાવ્યો હતો, જેના ખડેર આજ પણ એ પ્રેમી યુગલના સ્વર્ગીય પ્રેમની સાક્ષી આપી રહ્યા છે બાદશાહ અકબર એ સમયમા ભારતવર્ષમા સર્વત્ર પોતાનુ સામ્રાજ્ય વિસ્તારવાના પ્રયત્નમા લાગ્યો હતો. માળવાને પોતાના તાબામા કરવાના પ્રયત્નોમા અ-ત્યાર સુધી બાજ બહાદુરની વીરતાને લીધે એને સફળતા મળી નહોતી, પણ એ ચતુર બાદશાહ સમજી ગયો કે બાદશાહ બાજ બહાદુર ભોગવિલાસમા નિમગ્ન છે એ સમયમા ચડાઇ કર્યાથી અવશ્ય વિજય મળશે ઇ૦ સ૦ ૧૫૬૦ મા બાદશાહ અકબરે સરદાર અહદમખાને એક વિશાળ સૈન્ય લઈને માળવા ઉપર આક્રમણ કરવા સારૂ મોકલ્યો માલવેશ્વરને ખબર મળતાં એ પણ યુદ્ધને સારૂ તૈયાર થયો, પણ હવે એનામા પહેલાના જેવુ બળ રહ્યું ન-હોતું યુદ્ધમા જતી વખતે એ પોતાની પ્રિયતમા રૂપમતીની પાસે વિદાય માગવા સારૂ ગયો. બન્નેની આખોમાથી અશ્રુ વહેવા લાગ્યા મુખમાથી વાણી નીકળતી નહોતી, ભાવિ આપત્તિની આશકાથી બન્નેના હૃદય ધડકવા લાગ્યા. રૂપમતીએ વજ્ર સમાન હૈયું કરીને સ્વામીને રજા આપી બાજ બહાદુર યુદ્ધક્ષેત્રની તરફ ચાલ્યો

એ યુદ્ધમા અહમદખાને વિજય મળ્યો બાજ બહાદુરને જીવ લઈને

નાસવુ પડયુ.

બાજ બહાદુર યુદ્ધક્ષેત્રમા પ્રયાણ કરતી વખતે રાજમહેલના રક્ષણ સારૂ થોડાક સિપાહીઓને મૂકતો ગયો હતો, અને તેમને હુકમ આપતો ગયો હતો, કે હું યુદ્ધમા પરાજીત થઇને નાસી જાઉ અથવા તો યુદ્ધમા મરણ પામું તો તમે લોકો મારી બેગમો અને પાતરોને શત્રુને હાથ ન પડવા દેતા, તમારે હાથેજ એમનો વધ કરજો એની એ ઇચ્છા પૂર્ણ થઇ એના સ્વામિભક્ત નોકરોને ખાત્રીપૂર્વક ખબર મળ્યા, કે અમારા રાજા યુદ્ધક્ષેત્રમાથી નાસી ગયા છે, ત્યારે તેમણે સાહસ કરીને અતઃપુરમાની બધી સ્ત્રીઓને કાપી નાખી. રૂપવતી ઉપર પણ તલવારનો હાથ ફરી ચૂકયો

સેનાપતિ અહમદખાએ રૂપમતીના રૂપગુણની પ્રશસા પહેલેથીજ સાભળી હતી, અને તેને પોતાની પત્ની બનાવવાને ઘણી મોટી અભિલાષા હતી, એટલે વિજય મળતાવાર સૌથી પ્રથમ કાર્ય એણે રૂપમતીની ખબર મેળવવાનું કર્યું. તપાસ કરતા એને સમાચાર મળ્યા કે બાજ બહાદુરના વફાદાર સૈનિકોએ એના ઉપર તલવારનો જે પ્રહાર કર્યો હતો, તે સફળ નથી નીવડયો. એ લોકો તો એને મરણ પામેલી સમજીને ત્યા ને ત્યાજ છોડીને ચાલ્યા ગયા, પણ રૂપમતી ઘાયલ થયેલી અવસ્થામા પોતાના પ્રાણાધાર બાજ બહાદુરનુ સ્મરણ કરીને છાતીફાટ વિલાપ કરી રહી છે આ સમાચાર મળતા અહમદખા બાજ બહાદુરના અતઃપુરમા ગયો લોહીલવાણ અવસ્થામા રૂપમતી એ વખતે મૂર્ચ્છામા હતી અહમદખાએ એના શબની પરીક્ષા કરી જોઇ તો જણાયું, કે એનો જીવ હજુ ગયો નથી શ્વાસ ચાલી રહ્યો છે, અને શ્વાસ છે તો ત્યાસુધી પોતાની ઇચ્છા પૂરી થવાની આશા પણ છે એણે એની ચિકિત્સાનો પૂરતો બદોબસ્ત કર્યો હોશિયાર વૈદ હકીમ મલમપટ્ટા કરવા લાગ્યા, શક્તિને સારૂ દવાઓ અપાવા લાગી, પણ બેગમને જ્યારે ભાન આવ્યું ત્યારે એણે તો કહ્યુ કે "પતિવિહીન થઈને હું જીવવા નથી માગતી હું કેવી દુર્ભાગિની કે પતિની ઇચ્છાનુસાર મારૂ મૃત્યુ ન થયું. આપ મને પતિનું નામ ઉચ્ચારતા શાન્તિથી મરવા દો" અહમદખાએ પોતાનો મતલબ સાધવા ખાતર એને ખોટુ આશ્વાસન આપ્યુ, કે "બાજ બહાદુર હજુ જીવે છે. તમે નિરાશ કે દિલગીર ન થાઓ. તમે સાજાં થશો એટલે હુ એને તમારી પાસે મોકલી આપીશ." એ ખબર સાભળતા વારજ રૂપમતીના જીવમા જીવ આવ્યો. પ્રિય મિલનની આશામા એ પોતાનું દુ:ખ વિસરી ગઈ ઉત્સાહથી એણે મલમપટ્ટા કરાવવા માડયા તથા ઔષધનું

પણ સેવન કરવા માડ્યુ. ' ઇકબાલ નામા જહાગીર ' નામના ગ્રથમા એવુ લખ્યુ છે, કે રૂપમતીએ અહમદખાંને એવું કહાવ્યુ હતું કે મને શેખ અહમદની પાસે મોકલી આપો. એમના ઘરની સ્ત્રીઓ મારી સારવાર કરશે. ઘા રૂઝાઈ ગયા પછી હુ મહેલમા આવીશ. શેખ અહમદ એક ધર્માત્મા મહા પુરુષ હતો, અને રૂપમતી ઉપર એની દયા હતી. રૂપમતી એને ત્યાજ કેટલાક દિવસ રહી, ત્યાં એના દેહના ઘા તો રૂઝાયા, પણ પતિના વિયોગજન્ય હૃદયનો ઘા રૂઝાયો નહિ એણે સેનાપતિ અહમદખાને બાજ બહાદુર પાસે પોતાને મોકલી આપવાની પ્રાર્થના કરાવી, એણે જવાબમા કહાવ્યુ કે બાજ બહાદુર હજીસુધી બાદશાહનો દુશ્મન છે બાદશાહની સમીપમાં એ હાજર થઈ ગયો હોત તો હું તમને ખુશીથી એની પાસે મોકલત, પણ હમણા તો તમારા બન્નેનો મેળાપ કરાવ્યાથી અકબરશાહ મારા ઉપર ગુસ્સે થઇ જાય. "

ચતુર રૂપમતીને હવે મુગલ સેનાપતિની દાનતસબધી શક ગયો. એ સમજી ગઇ કે મારી સાથે પ્રપચ રમાઈ રહ્યો છે. પતિને મળવાની આશા તૂટી જવાથી એના શોકનો પાર રહ્યો નહિ. એને શકા થવા લાગી કે દુષ્ટ અહમદખા જરૂર મારા શિયળનો ભગ કરવા સારૂ આ બધી યુક્તિઓ રચી રહ્યો છે. એનું અનુમાન ખરૂં પડતા પણ વાર ન લાગી રાત પડતાજ અધીરા અહમદખાએ તેને સદેશો કહાવ્યો, કે ચાલો ખાન આપને યાદ કરે છે. હવે તો એજ માળવાના માલિક છે, ચાલો એની રાણી–બેગમ બનો બાજ બહાદુરનો વિચાર કાઢી નાખો. એનો તો પત્તો પણ નથી અને જીવતો હશે તોપણ એની પાસે શુ બચ્યુ છે કે તમને લાડ લડાવશે ! અહમદખા સુદર ઉમગ યુવક છે, બાજ બહાદુરના કરતા પણ તમને વધારે લાડમા રાખશે.

આ સખ્ત શબ્દો સાભળવાને રૂપમતી તૈયાર નહોતી એને દાઝયા ઉપર ડામ જેવું થયુ. વેશ્યાને પેટે જન્મ ધારણ કર્યા છતા, અને પ્રથમાવસ્થામાં નાચનારીનો ધધો કર્યા છતા, એણે પોતાનું હૃદય કેવળ બાજ બહાદુરનેજ અર્પણ કર્યું હતું, અને બાજ બહાદુરના સમાગમમા આવ્યા પછી સાચી પ્રતિવ્રતાને છાજે એવું જીવન વ્યતીત કર્યું હતું. બાજ બહાદુર સિવાય બીજા કોઇ પુરુષને સ્પર્શ સુદ્ધાન્ત નહિ કરવાના એણે સોગદ ખાધા હતા અને આજસુધી એ પ્રતિજ્ઞાનું પાલન કર્યું હતું. એના એ સદ્‍ગુણની સાક્ષી ઇતિહાસકારોએ પૂરી છે. આજ એને ચિતા થવા લાગી કે શું અહમદખા મારૂં

વ્રત ભંગ કરશે ! એ અધમ કામી છે, એની પાસે પુષ્કળ સત્તા અને સાધન છે, બળાત્કારથી પણ એ પોતાની ઇચ્છા પૂર્ણ કરવાને ચુકશે નહિ, માટે અત્યારે યુક્તિથી કામ લેવું જોઇએ. એની તીવ્ર બુદ્ધિએ ઉપાય શોધી કાઢયો. પોતાના શોક અને અહમદખા પ્રત્યેના તિરસ્કારને ઘડીભરને માટે દબાવીને એણે સંદેશો લાવનારને કહ્યું " હું તો નવાબ સાહેબની તાબેદાર છુ. જેમ ફરમાવશે તેમ કરીશ તમે જાઓ, એમને લઇ આવો એટલી વારમા હુ નાહી ધોઈ શણગાર સજીને તૈયાર થાઉં છુ.' એ માણસ ખુશીથી અહમદખાને વધામણી આપવા ગયો. પેલી તરફ રૂપમતીએ પોતાના વિલાસભુવનને સરસ રીતે સજાવ્યો પોતે સ્નાન કરીને ઉત્તમ વસ્ત્રાભૂષણ ધારણ કર્યા. ખુબ અત્તર લગાડયુ ગળામા સુગંધીદાર ફૂલોની માળા ધારણ કરી. આ બધુ શુ અહમદખાના સત્કારને માટે હતું ! ના, કદી નહિ એણે જીવિત દશામા અહમદખાના હાથમા કદી પણ નહિ જવાનો સંકલ્પ કર્યો હતો. ઉત્તમ શણગાર સજીને, ફૂલની ચાદર ઓછાવેલા એક પલંગ ઉપર એ હળાહળ ઝેર ખાઇને સૂઈ ગઈ, અને મુખ ઉપર અત્તર છાંટેલો રૂમાલ ઢાંકીને પડી રહી. અજાણ્યો માણસ એમજ જાણે કે અહમદખાને આવતા વાર લાગી તેથી રીસાઇને સૂઈ ગઇ હશે

થોડીવાર પછી અહમદખા ઘણા ઠાઠસહિત છેલછબીલો બનીને રાણી રૂપમતીના મહેલમા ગયો, અને તેના પલંગ પાસે જઈને ઘણા પ્રેમપૂર્વક તેને જગાડવા લાગ્યો,પણ જાગે કોણ ? રાણી રૂપમતી તો પહેલેથીજ વિષ ખાઇને એવી ગાઢ નિદ્રામા સૂઈ ગઈ હતી કે અહમદખા માથુ ફોડીને મરી જાય તોપણ એનું જાગવુ સંભવિત નહોતું રૂપમતીનો પવિત્ર આત્મા તો પરલોકમા ચાલ્યો ગયો હતો, એનું પાર્થિવ શરીર અહમદખાનો ગર્વ ઉતારવાને અહી પડયું હતું. એમ કહેવાય છે કે એના તકીઆ નીચેથી એક કાગળનો ટુકડો મળી આવ્યો તેમા નીચેનો દોહરો લખ્યો હતો

"રૂપમતી દુખિયા ભઈ, વિના બહાદુર બાજ,
અબ જિય તુમ પૈ જાત હૈ, યહા કહા હૈ કાજ "

+અહમદખાન દિઙ્મૂઢ થઇ ગયો અને રૂપમતીના પાતિવ્રત્યની મુક્તકંઠે પ્રશંસા કરવા લાગ્યો એણે રૂપમતીના શબને દફન કરાવવાનો હુકમ આપ્યો અને પોતે નિરાશ થઇને પાછો પોતાના તંબુમા ગયો એક ફારસી

+ અહમદનું નામ અદહમખાન પણ કેટલાકે લખ્યુ છે.

કવિ કહે છે કે: -"મિત્રને ઘેર જઇને હું શું કહીશ કે હું કેવી રીતે ગયો. પૂરા શોખથી આવ્યો હતો, અને પૂરી નિરાશાસહિત પાછો ગયો." અહમદખાની એજ દશા હતી.

રૂપમતીએ તો પોતાના જીવન અને મૃત્યુથી બતાવી આપ્યું કે,

"સુન રખે હે જો હવસ ઇશ્કી કરનેવાલે,
ઇસ તરહ ઇશ્ક મે મર જાતે હે મરનેવાલે"

રૂપમતીની કબર સારંગપુરમા છે તવારીખ માળવામા લખ્યું છે કે રૂપમતીનો ઘુમટ અને તેની સમાધિ બન્ને એક તળાવમા છે કબર ઉપરથી પ્રેમના ચિહ્‌ન જણાઇ આવે છે ઘુમટ તુટી ગયો છે એ તળાવને કિનારે બાજબહાદુરના મહેલ પણ હતા, પણ હવે એનુ નામનિશાન રહ્યુ નથી. કેટલાકનું એવું પણ કહેવુ છે કે માંડુમા રેવાકુંડ ઉપર રૂપમતીની કબર છે અને એની સામે બાજબહાદુરના મહેલ છે.

વાચક બેનો ! વેશ્યાઓનો તેના નામમાત્રથી ધિક્કારશો નહિ નીચ કુળમા જીવન ધારણ કરવાને લીધે અથવા તો પાપી પેટ ભરવાની ખાતર કાં તો કોઇ અધમ પુરુષની જાળમા ફસાયાથી એમને ઘૃણાસ્પદ જીવન ગાળવાનું દુર્ભાગ્ય પ્રાપ્ત થાય છે, પરંતુ એ અશુદ્ધ પાપમયજીવન એમને ખરા દીલથી ભાગ્યેજ પસંદ હોય છે એકજ પુરુષને પોતાનુ હૃદયદાન કરવાની ઇચ્છા તેમને પણ હોય છે,અને પ્રસંગ આવે તેમ કરી બતાવે છે.તે આ ઉદાહરણથી સાબીત થાય છે. પતિત સ્ત્રીઓનો ઉદ્ધાર કરવાનો અને સદુપદેશદ્વારા તેમને નીતિના પવિત્ર માર્ગપર આણવાનો પ્રયાસ શુદ્ધ આચરણવાળા ઠરેલ સ્ત્રીપુરુષોને હાથે થાય તો એ અધમ ગણાતા વર્ગમાથી ઉચ્ચ ગૃહિણીઓ અને દેશસેવિકાઓ નીકળી આવવાનો સંભવ છે

અમે ઉપર જણાવી ગયા છીએ કે રૂપમતી કવિતા પણ રચતી હતી. "સૈર-ઉલ-મુતાખિરીન" કાવ્યમા લખ્યું છે કે "રૂપમતી ગાનવિદ્યામા અનુપમ હતી. હિન્દી ભાષામા ઘણીવાર કવિતા પણ લખતી હતી, અને એમા પોતાનુ નામ એવી ખુબીથી ગોઠવતી હતી કે હૃદય લોટપોટ થઇ જતું હતુ."

"હિન્દુઓકી મશહૂર ઔરતો" નામના ઉર્દૂ ગ્રંથમા લખ્યુ છે કે રૂપમતાના રચેલા અનેક ગીત માળવાની સાદી ભાષામા ઘણા છે, જેમાથી એના હૃદયની વેદના ટપકી આવે છે એક ગીતનો અનુવાદ આ પ્રમાણે છે.

"જે દોલતવાળો છે તેમને પોતાની દોલતનુ અભિમાન કરવા દો.

અહિં આ તો નિષ્કપટ પ્રેમમાજ આનંદ છે. આ ખજાના ઉપર મજબૂત તાળું વાસેલુ છે તેની રખેવાળ હું છુ અને જે પારકી આંખોથી બચેલો અને સહિ-સલામત છે એની કુચી મારી પાસે છે એ પૂજી દિનપ્રતિદિન વધતી જાય છે એને ઘટવાનુ શું કામ ? મે તો મારા મનમા એજ નિશ્ચય કરી લીધો છે કે લાભ થાય કે હાનિ, આખી જીંદગી સુધી બાજબહાદુરની સાથે રહું અને તેને સહાયતા આપુ. એ અનુવાદનુ મૂળ નીચેનુ ગીત જણાય છે.

ઔર ધન જોડતા હૈરી, મેરે તો ધન પ્યારેકી પીત પૂજી,
કાહુ ત્રિયાકી ન લાગે દૃષ્ટિ, અપને કર રાખુગી પૂજી.
દિન દિન બઢે સવાયો ડેવઢો, ઘટે ન એકો ગુજી,
બાજબહાદુર કે સનેહ ઉપર, નિછાવર કરૂગી ધન ઓરજી.

રૂપમતીનો મૃત્યુકાળ સવત ૧૬૧૮ના ચૈત્ર સુદી ૧૩ અને વૈશાખ સુદી ૩ ની વચમાનો કોઇ દિવસ હોય એમ ઇતિહાસવેત્તાઓ માને છે

બાજબહાદુર અને રૂપમતીના પ્રાચીન ચિત્રો કેટલાક મળી આવ્યા છે, તે એમના જીવન ઉપર પ્રકાશ નાખે છે.

એક ચિત્રમા એવું દૃશ્ય બતાવ્યુ છે કે રૂપમતી શિકાર કરી આવીને થાકની મારી મહેલના બગિચામા પલગ ઉપર સુઇ ગઇ છે બાજબહાદુર એની પાસે બેઠો છે સખીઓ કોઈ ઘોડાને પકડીને ઉભી છે તો કોઇના હાથમા બાજ પક્ષી છે. કોઇ આમતેમ જોઇ રહી છે બધી પુરુષના અને સૈનિકોના વેશમા છે

બીજી એક તસ્વીરમા રૂપમતીની જગલી લોકો સાથેની લડાઇ બતાવી છે બાજબહાદુર અને રૂપમતીના તીરવડે કેટલાએક જગલી લોકો જે એમના ઉપર હુમલો કરતા આવ્યા હતા, તે ઘાયલ થએલા અને લોહીલવાણ થએલા બતાવવામા આવ્યા છે

એક ચિત્રમા ઘનઘોર ઘટા છવાઈ રહી છે રૂપમતી પુરુષના વેશમા બગિચામા ખુરશી ઉપર એકલી બેસીને હાથમા તબૂરો વગાડી રહી છે.

કલકત્તાના "ઇડિયન મ્યુઝિયમ" મા પણ એ પ્રેમી યુગલનું ઘોડા ઉપર વનમા જઈ રહ્યા છે તે સમયનું સુદર ચિત્ર છે ×

×મુસ્લિમમહિલારત્ન 'બાજબહાદુર અને રૂપમતી' સબધી સ્વ૦ મુશી દેવીપ્રસાદજીનો લેખ (નાગરી પ્રચારિણી પત્રિકા ભાગ-૩ અ. ૨) મસાહિર ઇનિસ્વાન વગેરે વગેરે ઉપરથી

# रत्न १८५ मुं–चांपादे राणी



જૈસલમીરના રાવ લહરરાજની પુત્રી અને બિકાનેરના રાજા રાજસિંહજીના ભાઇ પૃથ્વીરાજની રાણી હતી. ચાપાદેના પહેલા પૃથ્વીરાજનું લગ્ન લાલાદેજી નામની સ્ત્રી સાથે થયું હતું. એ પણ જૈસલમીરના ભટ્ટી રાજપૂતનીજ કન્યા હતી, અને કેટલાકના કહેવા પ્રમાણે એ ચાપાદે રાણીની બેનજ હતી, પરન્તુ જૈસલમીરના ઇતિહાસથી એ વાત સિદ્ધ નથી થતી, કારણ કે રાવ લહરરાજની ત્રણ કન્યાઓનાં નામ ગગા, ચપા, અને નાથી હતા

અસ્તુ ! પૃથ્વીરાજ જેવા રસજ્ઞ કવિ હતા, તેવીજ તેમને લાલાદે જેવી રસીલી રમણી મળી હતી તેના રસમા મસ્ત રહીને પૃથ્વીરાજ સુખચેનમા દિવસ વ્યતીત કરતા હતા; પરન્તુ દુર્ભાગ્યથી ભરજવાનીમા થોડોક મદવાડ ભોગવીને રાણી લાલાદે સ્વર્ગમા સિધાવી. પૃથ્વીરાજ જેવા પ્રેમી અને રસિક પતિને પ્રાણાધિક પત્નીના અકાળ મૃત્યુથી જે શોક થયો હશે, તેનુ અનુમાન રસિક વાચકોજ કરી શકશે પોતાની પ્રિયતમાના સુકુમાર દેહને આગમા બળતો જોઇને એ એટલા બધા વ્યાકુળ થઇ ગયા કે તેમના મોમાથી આ દુહો નીકળી ગયો

તો રાંધ્યો નહિ ખાવસ્યો રે ! બાસ દે નિસહું,
મો દેખત તૂ બાલિયા, લાલ રહ દા હડું

પોતાની પ્રિયાના નાજુક દેહને ભસ્મીભૂત કરવાના દોષ માટે તેમણે અગ્નિમા રાધેલુ ભોજન ખાવું છોડી દીધુ. સુખવિલાસમા જન્મથી રહેલા રાજપુત્ર ફળાહાર કરીને કેવી રીતે રહી શકે ? તેમનું શરીર બગડવા લાગ્યુ અને મરણતોલ થઇ ગયા આખરે લોકોએ એમને ઘણુ સમજાવીને તેમનુ લગ્ન ચાપાદે રાણી સાથે કરાવ્યુ ચાપાદે રૂપ, ગુણ અને લાવણ્યમા લાલાદેથી પણ વધે એવી હતી. એટલે પૃથ્વીરાજનું દુખી હૃદય કાઇક શાન્ત થયુ. બન્ને ઘણા પ્રેમ અને પ્રસન્નતાપૂર્વક રહેવા લાગ્યા, ચાપાદેને દેખ્યા વગર પૃથ્વીરાજને જરા પણ ચેન પડતું નહિ

પૃથ્વીરાજજી ઘણા હરિભક્ત તથા કવિ હતા એટલે એમની સોબતથી ચાપાદેને પણ કવિતા રચતા આવડયુ હતું ઘણી વખત એ પતિને કાવ્યરચનામા મદદ આપતી.

પૃથ્વીરાજ ડિંગલ ( મારવાડી ) ભાષામા રુકિમણી મંગળ કાવ્ય રચી રહ્યા હતા એક વખત એ કાવ્યમા રાજા ભીષ્મના વિલાસભવનોનુ વર્ણન કરતા કરતા એ ' ચદનપાટ, ચંદનપાટ ' વારવાર ઉચ્ચારવા લાગ્યા, કારણ કે આગળનું પદ એમને જડતું નહોતું, ચાપાદેએ પતિની મુંઝવણ સમજી જઇને તરત કહ્યું ' કપાટહી ચન્દન ' તરતજ પૂરૂ ચરણ બની ગયું

' ચદન પાટ, કપાટહી ચદન '

ચાપાદે જેટલી ચતુર હતી તેટલીજ ચચળ અને હાજરજવાબી પણ હતી

એક વખત પૃથ્વીરાજ વાળ ઓળી રહ્યા હતા ચાપાદે છાનીમાની એમની પાછળ આવીને ઉભી રહી પૃથ્વીરાજે દાઢીમાથી એક ધોળો વાળ ઉખાડી નાખ્યો એટલે એ મો ફેરવીને હસી પડી આરસીમાથી ચાપાદેનો પડછાયો જોઇને પૃથ્વીરાજે પાછુ જોયું, તથા શરમાઇ જઈને ધોળા વાળને લીધે પોતામા એક પ્રકારની જે ખોડ આવી ગઇ હતી તેને માટે, એક દોહામા શોક જાહેર કર્યો પતિની ગ્લાનિ કહાડી નાખવાને માટે ચાપાદેએ તરતજ કવિતામા ઉત્તર આપ્યો કે,

' પ્યારી કહે પીથળ સુનો, ધોળા દિસમત જોય,
નરઁના હરઁા ડિગમરઁા, પાકૉહી રસ હોય,
ખેડજ પકકૉ ધોરિયૉ, પથ જગ ઉધા વાવ,
નરઁા તુરઁગા વન ફળૉા, પકકઁા પકકઁા સાવ

સારાશ કે હે પ્રીતમ ! તમારે ધોળાવાળને લીધે કાઇ ઓછુ આણવુ ન જોઇએ મોટા મોટા દિગ્મ્બર જોગીઓને ધોળાવાળ હોય છે વળી ખેતી પણ પાકા બળદથીજ થાય છે અને મજલ પણ પાકા ઉટના પગથીજ કપાય છે. નર, તુરગ અને વનફળ પાકીનેજ પૂરેપૂરા પક્કા થાય છે

આ પ્રમાણે રસિક ચાપાદેએ પતિનો ખેદ નિવારણ કર્યો.

## रत्न १८६ मुं–राणी राडघडीजी

એ મારવાડમા, રાડધડ પ્રાન્તના રાણાની પુત્રી હતી, અને સિરોહીના રાવજીને પરણી હતી, રાજા રાણી બન્ને વિદ્વાન્ હતા અને કોઇ કોઈ દિવસ કવિતા રચીને પોતાના મનને તૃપ્ત કરતા હતા આબુનો સજળ અને સુરમ્ય પહાડ સિરોહીના રાજ્યમા છે એક સમય વસત ઋતુમાં રાવ-

જીએ ત્યાની અનુપમ છટા જોઇને નીચેનો દોહો કહ્યો.

ઠુ કે ઠુ કે કેતકી, ઝિરને ઝિરને જાય,
અર્બુદકી છબિ દેખતા, ઓર ન આવે દાય

એ વખતે રાણીજી પગે ચાલીને થાકી ગઇ હતી વળી એના દેશમાં સિરોહી કરતા વધારે ઘઉ પાકતા હતા, એટલે એણે પતિની સાથે સમત ન થતા નીચેનો દોહો કહ્યો

જબ ખાનો ભખનો જહર, પાલો ચલનો પથ;
અર્બુદ ઉપર બૈઠનો, ભલો સરાયો કથ

રાવજીને એ સાભળીને મનમા જરાક ખોટુ લાગ્યુ અને તેમણે કહ્યું ' શું આણુ તમારા નિર્જલ અને નકામા દેશથી પણ ખરાબ છે ? ' રાણીએ કહ્યુ 'વાહ ' અમારા દેશની તે વાત શી ? એ તો દેવતાઓને પણ દુર્લભ છે એમ કહીને એની પ્રશસામા નીચેનો દોહો કહ્યો

ઘર ઢાગી આલમ ઘની, પરગલ લુણાપાસ,
લિખિયો જિણને લાભસી, રાડધડારો વાસ

રાણી રાડધડીજી રાઠોડવશની રાજપુનાણી હતી અને તેનો સમય સવત ૧૬૫૦ ની લગભગ માનવામા આવે છે

પહેલાના સમયમા અત પુરવાસી રાજપૂત રમણીઓ કેવો કાવ્યવિલાસ કરતી હતી, તે બતાવવા અમે આ સક્ષિપ્ત જીવનચરિત્ર પ્રગટ કર્યું છે.

## रत्न १८७–१८९ मुं–कर्मदेवी, कमलावती अने कर्णवती

( પુત્તની માતા, પત્ની અને બેન )



ઉદયસિહ જે વખતે ચિતોડમા રાજ્ય કરતો હતો, તે વખતે અકબર બાદશાહ તરુણ વયે દિલ્હીની ગાદી ઉપર બેઠો હતો દિલ્હીની ગાદી ઉપર જે પઠાણ અને મોગલ વશના મુસલમાન બાદશાહો બેઠા હતા તે બધામા રાજનીતિની કુશળતામા મહત્ત્વ અને રાજગૌરવમા અકબર સૌથી શ્રેષ્ઠ હતો ઘણી અલ્પ વયમાજ ઉત્તર ભારતવર્ષમાં પોતાનું સામ્રાજ્ય વિસ્તારીને તેણે ઇ૦ સ૦ ૧૫૬૮ માં ચિતોડ

ઉપર ચડાઈ કરી

સોળ વર્ષનો બાળક વીર પુત્ત એ સમયે કેલવાડા પ્રદેશમા રાજ્ય કરતો હતો પુત્તની જનની કર્મદેવી બધી વાતે આદર્શ રાજપૂત સ્ત્રી હતી. પુત્ત ઉમરમા બાળક હોવા છતાં પણ જનનીની સહાયતાથી પોતાના રાજ્ય ઉપર ઘણી સારી રીતે શાસન ચલાવતો હતો.

અકબરે ચિતોડ ઉપર ચડાઈ કરી છે એવા સમાચાર સાભળીને, કર્મદેવીએ પુત્તને કહ્યુ ' પુત્ત ! પ્રબળ શત્રુ મેવાડમા આવ્યો છે યુદ્ધની તૈયારી કર. સૈન્ય લઇને ચિતોડનું રક્ષણ કરવા જા. '

પુત્તે કહ્યુ 'મા ! રાણાજીએ તો મને યુદ્ધમા જવાનુ તેડુ મોકલ્યું નથી '

કર્મદેવીએ કહ્યુ ' તું હજુ બાળક છે એમ ધારીને રાણાજીએ તને તેડું નહિ મોકલ્યું હોય, પણ એટલા માટે તું મેવાડવાસી રાજપૂત થઇને મેવાડ ઉપર આવી પડેલી આફતને વખતે ઘેર બેસી રહીશ ? રાણાની પ્રજા થઇને શત્રુઓના આક્રમણ સમયે તેમને મદદ નહિ કરે ? જા, સૈન્ય લઇને સ્વદેશના રક્ષણ સારૂ રાણાજીની વારે ધા, અને દુશ્મનો સાથે યુદ્ધ કર બાળક છુ એમ ધારીને બીશ નહિ, કે કોઈ પણ જાતનો મનમા સ કોચ આણીશ નહિ વયમા બાળક હોવા છતા પણ બહાદુરીમાં તું કોઇ પણ પુખ્ત ઉમરના રાજપૂત કરતા ઉતરે એમ નથી. રાણાએ બોલાવ્યો નથી એટલા માટે જવાની આનાકાની કરીશ નહિ તારી જન્મભૂમિ વિપત્તિમા છે અને એ જન્મભૂમિ તને બોલાવે છે, જન્મભૂમિના તેડા કરતા રાણાજીનું તેડુ વધે કે ? વળી, તું સૈન્ય લઇને તેમની મદદે પહોચીશ તો તેઓ કદિ તારી મદદ પાછી નહિ ઠેલે, અને એ કદાચ એવુ કરે તોપણ રાણાજી ન જાણે એવી રીતે સ્વદેશનું રક્ષણ કરવા અને શત્રુઓનો નાશ કરવા જીવસટ્ટે યત્ન કરજે, અને એમ કર્યાથી ભવિષ્યમા રાણાજી નારાજ થાય તો એ નારાજી પણ હસતે મોએ સહન કરી લેજે. '

પુત્ત સૈન્ય લઇને ચિતોડ તરફ ગયો. પુત્રને આશીર્વાદ સાથે વિદાય કર્યા પછી કન્યા કર્ણવતી અને પુત્રવધૂ કમલાવતીને બોલાવીને કર્મદેવીએ કહ્યું 'મારો પુત્ત હજુ બાળક છે. તેને એકલો યુદ્ધમા મોકલીને હું નિશ્ચિન્ત બેસી શકીશ નહિ હું પણ યુદ્ધમા જઇશ. બનશે ત્યાસુધી હું પુત્તને સહાય કરીશ.

કર્ણવતીએ કહ્યુ ! "મા તમે જશો તો હું પણ આવીશ તમે પુત્રની સહાયતા માટે હથિયાર બાધશો તો હું વીર ભાઇની બેન થઇને હાથમા એકલા

અલકારજ પહેરી રાખીશ કે ? ”

કમલાવતીએ કહ્યું ‘ હું પણ આવીશ. હું વીર રાજપૂતની સહધર્મિણી છું. સ્વામીની સાથે રહીને શત્રુઓ સાથે યુદ્ધ કરવું એ મારૂં કર્તવ્ય છે. ગમે તેટલી નાની ઉમરની હોય તોપણ રાજપૂત બાળા પોતાનો ક્ષાત્ર ધર્મ પાળતાં કદિ સ કોચાતી નથી. સ્વામી યુદ્ધમા વિજય મેળવશે તો હું એમની કીર્તિમાં ભાગ પડાવીશ, અને દૈવજોગે જો એ સદાને માટે વીરશય્યામા સુઈ રહેશે, તો હું પણ તેમની સાથેજ સુઇ રહીને પ્રાણ ત્યજીશ ’

કન્યા અને પુત્રવધૂના સાહસ અને વીરતાથી પરમ આલ્હાદિત થઈને કર્મદેવીએ તેમને બન્નેને વીરવેશ પહેરાવ્યો તથા પોતે પણ વીરવેશ સજીને ઘોડેસવાર થઇને ચિતોડ તરફ ચાલી

આ યુદ્ધમા જે બધા સામતો રાજા ઉદયસિહની મદદે આવ્યા હતા, તે બધામા બેદનોરનો ઠાકુર જયમલ બહાદુરી અને હિંમતમા શ્રેષ્ઠ હતો રાણા ઉદયસિંહે તેનેજ મુખ્ય સેનાપતિ બનાવ્યો જયમલ યુદ્ધમા કામ આવ્યો એટલે પુત્ત તેની જગ્યાએ પ્રતિષ્ઠિત થયો

આવી ઉચી પદવી મળ્યાથી તથા ચિતોડનું રક્ષણ કરવાનું જોખમદારી-ભર્યું કામ પોતાને સોપવાથી પુત્ત મનમા ને મનમા ઘણોજ પ્રસન્ન થઈ ગયો. પુત્તની સાથે અકબરને ભીષણ યુદ્ધ થયું. બાદશાહના સેનાપતિના તાબામા એક સૈન્ય પુત્તની સાથે યુદ્ધ કરી રહ્યું હતું બીજુ સૈન્ય લઇને અકબર બાદ-શાહ પોતે બીજી તરફથી પુત્તની ઉપર હુમલો કરવા નીકળી પડયો હતો

એવામા એકાએક એક સાકડી ખીણમા થઇને સીધી ગોળીઓની ધારા આવીને અકબરના લશ્કર ઉપર પડવા લાગી

વિસ્મિત અને સ્તભિત થઇને મોગલોએ પાછુ જોયું તો જણાયું કે પર્વતની ખીણ આગળનો રસ્તો રોકી દઇને ત્રણ રાજપૂત રમણીઓ ગોળી-ઓનો વરસાદ વરસાવી રહી છે. તેમની પ્રત્યેક ગોળીથી મોગલ સૈનિકો ઘાયલ થઈને પડવા લાગ્યા.

એ રાજપુત રમણીઓ કોણ હતી ? પુત્તની માતા કર્મદેવી, તથા તેની કન્યા અને પુત્રવધૂ.

યુદ્ધના આરંભમાજ કર્મદેવી સમજી ગઈ હતી કે અકબર જાતે સૈન્ય લઇને બીજે રસ્તેથી પુત્તના ઉપર આક્રમણ કરશે. એ હુમલાને રોકી શકાશે તો પુત્ત બીજા સૈન્યને સારી પેઠે પહોચી વળશે. એ વિચારથીજ એ પોતાની

કન્યા તથા વધૂને લઇને ગુપ્ત રીતે પર્વતની ગુફામા સતાઈ ગઇ હતી.

અકબરનું સૈન્ય જે વખતે પર્વતની તરફ આગળ વધતું હતું તેજ વખતે તેણે ગોળીઓનો જબરો મારો ચલાવ્યો પોતાના જરાસરખા લશ્કરથી અકબર બાદશાહના પ્રબલ સૈન્ય સાથે કેવી રીતે ટક્કર ઝીલાશે એવી નિરાશા કર્મદેવીના મનમા ઘડીને માટે પણ ઉત્પન્ન થઇ નહિ. એને એટલી ખાત્રી હતી કે પુત્તનું લશ્કર અકબરના બીજા સૈન્યનો સહાર કરે ત્યાસુધી આ સૈન્યને પુત્તના ઉપર હુમલો કરતા રોકી શકાશે.

મહા પરાક્રમી મોગલ બાદશાહ સાથે ત્રણ રાજપૂત મહિલાઓનું આ અપૂર્વ યુદ્ધ પ્રબળ વેગથી ચાલવા લાગ્યુ થોડી વાર પછી કર્ણવતી મોગલોની ગોળીથી વીંધાઈને જમીન ઉપર પડી, કર્મદેવીએ એકવાર તેના મુખ તરફ જોયુ તેણે જોયુ કે બાલિકા પુત્રી મરણ પામી, પણ તેણે પોતાના કામમા વિક્ષેપ પડવા દીધો નહિ મરવાને માટે તો પુત્રી આવી હતી, તો પછી તેના મૃત્યુથી શોક શામાટે કરવો ? એ શોક કરવાનો આ સમય નહોતો કર્મદેવી હાથમાની બહુકને બમણા વેગથી પકડીને ગોળી ચલાવવા લાગી, પણ આવા પ્રબળ સૈન્યના સામે બે સ્રીઓ કેટલીક વાર ટકી શકે ? કર્મદેવી અને કમળાવતી બન્ને ઘાયલ થઈને જમીન ઉપર ઢળી પડી.

એવામા બાદશાહના પ્રથમ સૈન્યને હરાવી પુત્ત અકબરના સૈન્ય ઉપર આક્રમણ કરવાના વિચારથી એ પર્વત આગળ આવી પહોચ્યો. જનની, ભગિની અને પત્નીને પડેલા જોઈને, સૈન્યને આગળ વધવાનો હુકમ આપીને પોતે એમની પાસે ગયો

કર્મદેવી અને કમળાવતી એ વખતે પણ જીવતી હતી પુત્તે બન્ને જણને ઉઠાડીને પોતાના ખોળામા સુવાડયા કમળાવતીએ ઉંચી ડોક કરીને પતિના સામું જોયુ અને હસતે મોએ પતિના ખોળામાજ પ્રાણત્યાગ કર્યો. કર્મદેવી ઘણા કષ્ટપૂર્વક શ્વાસ લેતી લેતી કહેવા લાગી “ પુત્ત હુ જાઉં છુ આ યુદ્ધની ગડબડ હું સાભળી રહી છું તું અહિંયા શામાટે નકામો સમય ગુમાવે છે ? જા બેટા, જા યુદ્ધ કર. શત્રુને જીતીને દેશનું રક્ષણ ન કરી શકાય તો ઘેર પાછો જઇશ નહિ. આ માટીના દેહને યુદ્ધક્ષેત્રમાજ મૂકી દઇને સ્વર્ગમા ભોગવિલાસ કરવા માટે જજે. હું ત્યા તને વધાવી લેવા માટે તૈયાર રહીશ ’

તેનો અન્તિમ ઉપદેશ પૂરો પણ થવા ન પામ્યો એટલામા તેનો પવિત્ર

આત્મા તેનો દેહ છોડીને ચાલ્યો ગયો ' હરહર મહાદેવ ! જય એકલિંગી !' વગેરે શબ્દોથી ચારે દિશાઓને ગજાવી મેલીને પુત્તે યુદ્ધમા પ્રવેશ કર્યો. મોગલ સૈન્યનો સહાર કરતા કરતા એ પણ થોડા વખતમા માતા, બેન અને પત્નીનો અનુગામી થયો.

ચિતોડનો નાશ થયો. અકબરે ચિતોડ ઉપર અધિકાર જમાવ્યો. ઉદયસિહે અરવલ્લી પર્વતમા આશ્રય લીધો, અને ત્યા ઉદયપુર નામનું નવું રાજ્ય સ્થાપીને પહાડી પ્રદેશ ઉપર રાજ્ય કરવા લાગ્યો

એમ કહેવાય છે કે એ યુદ્ધમા એટલા બધા રાજપૂત વીરો મરણ પામ્યા હતા કે તેમની જનોઇનું વજન ૭૪ાા મણ થયું હતું એ વખતે રાજપુતાનામા ચાર શેરનો એક મણ થતા હતો. ઘણા લોકો કાગળના સરનામાની પાછળ ૭૪ાા નો આકડો લખી રાખે છે એ આકડો લખેલો હોય તો કાગળના ધણી વગર બીજો કોઈ એને ફોડે તો ચિતોડ નાશ અને એટલા બધા રાજપૂત વીરોના સહારના પાપનો એ ભાગી થશે એમ લોકોનું માનવું છે. અસ્તુ !

આ ત્રણે રમણીઓ રાજસ્થાનની ખરેખરી વીરાગનાઓ હતી. સ્વતત્રતાના અવતારરૂપ દેવીઓ હતી એમનું જીવન આત્મત્યાગનું અદ્વિતીય ઉદાહરણ છે સસારમા તેમની કીર્તિ અક્ષય અને અમર રહેશે એ નિ.સદેહ છે

## रत्न १९० मुं—गुलशन




મુસલમાન રમણીનો જન્મ માળવામા એક સાધારણ સરદારને ઘેર થયો હતો. યૌવનાવસ્થામા માળવાના સ્વતત્ર નવાબ બાજ બહાદુરે ગુલશનની સાથે લગ્ન કરવાનું માગુ કર્યું હતું, પણ ગુલશને તેને રોકડો જવાબ આપી દીધો હતો નવાબે ઘણાએ પ્રયત્ન કર્યા પણ ચતુર ગુલશનના હૃદય ઉપર તેની કાંઇ અસર ન થઈ વાત એ હતી કે ગુલશન માળવાના એક વીર સરદાર ઉંમરઅલી સોહાનીની વીરતા ઉપર મુગ્ધ થઇ ગઈ હતી, અને મનમા એનેજ પોતાનો પતિ માની ચુકી હતી એવી દશામા બાજ બહાદુર ગમે તેવો સમૃદ્ધિવાળો નવાબ હોવા છતાં, પણ એની સાથે લગ્ન

કરવાને ગુલશન ધર્મવિરુદ્ધનું કાર્ય ગણતી હતી.

સોહાની એ સમયમાં વીરકેસરી હતો. એણે પોતાના બાહુબળથી ઇદલગઢનો કિલ્લો જીતી લઇને એક નાનુ સરખું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું, એ પ્રમાણે માળવામા બાજ બહાદુર અને અલીસોહાની બે નવાબ બની ગયા હતા. બાદશાહ અકબરે ઇદલગઢ લેવાને ઘણોયે પ્રયત્ન કર્યો પણ સોહાનીની આગળ એને હારવુંજ પડયુ. અકબરના મહાન શત્રુ મહારાણા પ્રતાપે પચીસ વર્ષ સુધી યુદ્ધ કરીને પોતાની સ્વતંત્રતા કાયમ રાખી હતી. એવીજ રીતે માળવાના બન્ને નવાબ બાજબહાદુર અને સોહાનીએ પણ મૃત્યુ સમય સુધી પોતાની સ્વતંત્રતાને આચ આવવા દીધી નહોતી રાજપૂતાનામા પ્રતાપે મોગલોની જે દશા કરી હતી તે માળવામા સોહાનીએ કરી હતી એ વીર પુરુષનુ અકાળ મૃત્યુ ન થાત તો માળવાને જીતવાને અકબરને કોણ જાણે કેટલી વિપત્તિઓ નડત, અને એ માળવા–સર કરી પણ શકત કે નહિ તે પણ કહી શકાય એમ નથી.

સદ્‌ભાગ્યે સોહાનીને ગુલશન જેવી વીર પત્ની મળી હતી, એથી એનામા એવડુ બળ આવ્યું હતુ ખરૂ જોતા સોહાનીને સ્વતંત્રતાનુ રક્ષણ કરવામા ગુલશન તરફથી વખતો વખત ઘણી સારી મદદ મળી હતી. કેટલીક વાર તો તો બેગમે એવા સારા કામ કર્યાં હતા, કે મોગલો સોહાની કરતા પણ ગુલશન બેગમથી ઘણુ ડરતા હતા.

એકવાર અકબરે સોહાનીને જીતવા સારૂ પોતાના પ્રસિદ્ધ સેનાપતિ મુહબતખાને મોકલ્યા આખો દિવસ યુદ્ધ કરીને સોહાનીએ મોગલ સૈન્યને હાકી કાઢયું પણ રાતને વખતે તેમણે કિલ્લાને ફરીથી ઘેરો ઘાલ્યો. સોહાની એ વખતે નિદ્રાદેવીના ખોળામા વિશ્રામ કરી રહ્યો હતો. આ સમાચાર મળતાજ ગુલશન કોટની રાગ ઉપર જઇ પહોચી અને યુક્તિથી મોગલ સૈન્યને દરવાજા આગળ ખાઇની પાસે કેદ કરી લીધું. પોતાને એક રમણીની ચતુરાઈથી કેદ પકડાયલો જોઇને મુહબતખા ઘણોજ શરમાયો. ગુલશનને સામે ઉભેલી જોઈને એણે શરમના માર્યા મો નીચુ કરી લીધુ બેગમે ગુસ્સે થઇને કહ્યુ “ કેમ મુહબતખા ' અહિયા તમે કોની રજાથી આવ્યા ? તમે મારા સ્વામીને કેદ કરવાના છો ? ગીદડ ! દિવસે પાછી પાની કરીને નાસતા તને શરમ ન આવી ? હવે રાતે ચોરની પેઠે આવ્યો છે ! બહાદુરીનું અભિમાન હતુ તો ધોળે દહાડે મેદાનમા ઉતરી પડવું હતું, અને પઠાણ સિપા-

હીઓની તલવારની ધારની પરીક્ષા કરવી હતી. ખેર ! તને પ્રાણનો જરાપણ મોહ હોય તો હમણા તારાં તાજ અને તલવાર મારે સ્વાધીન કરીને ચાલ્યો જા, નહિ તો સવાર થતાંજ પઠાણ સૈન્ય તારા “ ટુકડે ટુકડા કરી નાખશે અથવા તો હુ જ ખાઈમા પાણી ભરીને તમારા પ્રાણ લઇશ. ”

ખા સાહેબે જોયુ કે ખાઈમાં પાણી ધીમે ધીમે ભરાવા માડયુ છે, અને હવે બચવાની આશા નથી વાણીઆ મૂછ નીચી કરીને પોતાના તાજ અને તલવાર ગુલશનને સોપી દઇને મુહબ્બતખાએ રજા લીધી. જતી વખતે ગુલશને કહ્યું “ ખા સાહેબ ! આપની આ વસ્તુઓ મારે ત્યા ગીરવી મૂકેલી છે. તમને વીરતાનુ જરા પણ અભિમાન હોય તો એને છોડાવી લેજો, અને શકિત ન હોય તો તમારૂં કાળુ મો ફરીથી ન દેખાડશો. ”

થોડા દિવસ પછી અકબર બાદશાહે દૂતની સાથે એક તલવાર અને એક સાકળ મોકલીને સોહાનીની ઇચ્છા જાણવાનો પ્રયત્ન કર્યો સોહાનીએ સાકળને ફેકી દીધી અને ઘાટો પાડીને કહ્યુ “ તમે તમારા બાદશાહને કહેજો કે આપ પણ મુસલમાન છો, અને હુ પણ મુસલમાન છું તમારો જે અધિકાર ભારતના બીજા ભાગો ઉપર છે, તેજ અધિકાર મારો માળવાની ઉપર છે. તમે મારી તલવારને પણ ઓળખો છો. જે દિવસે ઇદલગઢ ઉપર ચઢી આવશો, તે દિવસે તમારી એજ વલે થશે કે જે પ્રતાપે હલ્દીઘાટમા કરી હતી. સોહાની મરતા સુધી સ્વતત્રતા વેચનાર નથી.”

સોહાનીનો એ સદેશો સાભળ્યા પછી અકબરના ક્રોધનો પાર રહ્યો નહિ એક નાના સરખા કિલ્લાનો અધિપતિ ભારતવર્ષના બાદશાહની બરોબરી કરવાનુ કરે ! એણે તરતજ પોતાના નવા સેનાપતિ ઇસ્કન્દરખાને આજ્ઞા આપી કે “ તમે હમણા ને હમણા ૫૦ સૈનિક લઇને ઇદલગઢ જાઓ અને ગમે તેમ કરીને સોહાનીને કેદ પકડી લાવો હુ સોહાની અને તેની સ્ત્રીને ચાહું છુ. આ કામ પાર પાડશો તો તમને કોઇ એક પ્રાતના નવાબ બનાવી દઇશ, અને નહિ પાર પાડો તો પછી તમારી વાત તમે જાણો ! ” સેનાપતિએ તરતજ સેનાસહિત ઇદલગઢનો રસ્તો લીધો. અહિયા એ પણ લખવું જરૂરનુ છે, કે સેનાપતિ ઇસ્કન્દર અને સોહાની રૂપરંગમા એક બીજાને તદ્દન મળતા આવતા હતા.

ઇદલગઢમા એક વૃદ્ધ પઠાણની ‘ સરાય ’ હતી. મુસાફરો એમાંજ ઉતરતા હતા. ઇસ્કન્દર પણ ઇરાની સોદાગરના વેશમા જઈને ત્યાજ ઉતર્યો.

એના બીજા સૈનિકો પણ ગુપ્તવેશમા ગામમાં ગમે ત્યા ભરાઈ ગયા. સોહાનીના જાસૂસોને મોગલોની આ યુક્તિની ખબર ન પડી.

સોહાની કદિ કદિ એ સરાયમાં જતા અને એ વૃદ્ધ શેખની તરુણ સ્ત્રી કુલસમના હાથની કૉફી પીને ચાલ્યા આવતા હતા. એને લીધે વૃદ્ધ શેખ સોહાની અને કુલસમ ઉપર મનમા ને મનમાં દાઝ રાખતો હતો, પણ કુલસમ વૃદ્ધ પતિને ચાહતી હતી. એક દિવસ ઇસ્કન્દરની ગફલતને લીધે એના કેટલાક કાગળો કુલસમના હાથમા આવ્યા, એ ઉપરથી બધો ભેદ એને તથા એના વૃદ્ધ પતિને જણાઇ ગયો. એ દુષ્ટ ઇદલગઢનો વિભીષણ નીકળ્યો વૃદ્ધ તો પહેલેથીજ સોહાનીની સાથે અંદરખાનેથી દુશ્મની રાખતોજ હતો આજ એને બદલો લેવાનો પ્રસંગ મળ્યો. કુલસમે પણ ધનની લાલચમા આવી જઇને ઈસ્કન્દરને મદદ આપવાનો નિશ્ચય કર્યો. સરાયથી કિલ્લા સુધી એક ગુપ્ત માર્ગ હતો, એની ખબર સોહાની કુલસમ અને એના પતિ સિવાય કોઇને નહોતી. એક દિવસ સોહાનીએ દુર્ગમા ઉત્સવ કરીને એની ખુશીમા બધા સિપાઈઓને રજા આપી દીધી. એજ દિવસે વૃદ્ધ શેખ ઇસ્કન્દર અને તેના સૈનિકોને લઈને એ ગુપ્ત માર્ગે કિલ્લામા જઈ પહોચ્યો, અને એ લોકોને મૂકીને પોતે બીકનો માર્યો પાછો નાસી આવ્યો. એ વખતે દુર્ગમા સોહાની, ગુલશન અને કેટલીક બાદીઓ સિવાય બીજુ કોઇ નહોતું.

સોહાની વીર-કેસરી હોવા છતા પણ મદિરા પીને ઉન્મત્ત થઈ ગયા હતા. હાય નશા ! તારૂં સત્યાનાશ જજો ! જે માણસ પોતાના બાહુબળને ભરોસે હમેશા દિલ્હીશ્વરને ધમકાવી નાખતો હતો, તેજ આજ તારે વશ થયાથી એના એક તુચ્છ નોકરને હાથે કેદ પકડાવાની તૈયારીમા છે દુર્ગના નબળા પડી ગયેલા કમાડ તોડીને ઇસ્કન્દર અંદર ગયો.દ્વાર આગળ પહોચતા વારજ એણે જોયુ, કે સામે એક અનુપમ સુંદરી ઉભી છે. ઇસ્કન્દર એના રૂપથી લોભાયો અને એને પોતાની પત્ની બનાવવાના તરંગો મનમાં ને મનમા રચવા લાગ્યો ગુલશન એ વખતે પતિને સારૂ મદિરા લેવા આવી હતી. પર પુરુષને પોતાના અંતઃપુરમાં ઘુસી આવેલો જોઇને તેણે સ્ત્રીસુલભ લજ્જાથી ઘુમટો તાણીને જોરથી કહ્યુ " તું કોણ છે ? અહિંયા ચોરની પેઠે શા કામે આવ્યો છે ?" ઇસ્કન્દરે કહ્યું "હું મોગલ સેનાપતિ છુ.જલ્દી બતાવો કે સોહાની કયા છે ? હું હમણા તમને બન્નેને કેદ કરીશ." ગુલશને કહ્યું " પેલા હરામી ડોસાએ તને મદદ આપી લાગે છે. વહાણુ વાતાજ એને

એના પાપની સજા કરવામા આવશે હુ તને હુકમ આપુ છુ, કે તને પોતાનો જીવ બચાવવાની જરા પણ ફિકર હોય તો, હમણાજ રસ્તો પકડ ” ઇસ્કન્દરે કહ્યું:–

“ હવે શેખીની વાત જવા દો આજ તમારા આ કિલ્લાને મારા ૫૦૦ સૈનિકોએ ઘેરો ઘાલ્યો છે. જલ્દી બતાવો કે સોહાની કયા છે ?

ગુલશનને છેતરવા માટે સેનાપતિએ ૫૦૦ સૈનિકોની તો ગપજ મારી હતી, પણ ગુલશન એવી વાતોથી ડરી જઇને પોતાનું સાહસ ખુવે એવી નહોતી. એણે વિચાર્યું કે આ વખત ઘણો કટોકટીનો છે. મારા પતિ ઉપર ઘણી મોટી આફ્ત આવી પડી છે. આવે વખતે બળથી નહિ પણ કળથી કામ લેવું એજ વ્યાજબી છે. એમ વિચારીને એણે વિનયપૂર્વક ઇસ્કન્દરને કહ્યું “ તમે વીરપુરુષ જણાઓ છો. મારા પતિને એક ભિક્ષા આપશો ? ” ઇસ્કન્દરે પૂછ્યુ ? “ શુ જોઇએ છે ? તમને તે ભિક્ષા અપાય ! અસંભવ છે. ” ગુલશને કહ્યું “ ઇસ્કન્દર ! તમે બહાદુર છો મારા પતિની બહાદુરી તમારાથી છાની નથી. અત્યારે એ મદિરા પીને મસ્ત બન્યા છે, ‘હુ નથી ચાહતી કે મારા પતિને આવી ઉન્મત્તાવસ્થામા પકડવામા આવે. એથી દુનિયામા એમની વીરતાને કલક લાગશે મારી એજ ઇચ્છા છે, કે તમે એમને સવાર થતા સુધીની મુદત આપો એ વખતે તમે એમને સુખેથી કેદ પકડજો; કેમકે એ જાગી ગયા હશે, અને પોતાના ભાનમા હશે તમારી સેના અમારા કિલ્લાને ઘેરીને પડી છે, એટલે અમારાથી નાસી તો શકાય એમ નથી, તમે વીરપુરુષ હોઇને મારી આટલી પ્રાર્થના પણ મજુર કરશો. હુ એક નાના સરખા રાજ્યની બેગમ હોવા છતા તમને તો શુ તમારા બાદશાહને પણ ગણતી નહોતી, આજ દશા બદલાઇ છે, મારા પતિની ખાતર ભિક્ષા માગી રહી છુ. સેનાપતિ ! મારી એ પ્રાર્થના સ્વીકારો. કોઇ દિવસ હુ એનો બદલો વાળીશ.”

ગુલશનની એ વીરપ્રાર્થના સાભળીને ઇસ્કન્દર ગળગળો થઇ ગયો. એણે વિચાર્યું, કે ગુલશન ઉપર તો હુ મોહી ગયો છું. બનતી સગવડે જેને હુ મારી હૃદયેશ્વરી બનાવનાર છુ તેને આજે આ નજીવી ભિક્ષા આપુ તો એમા હાનિ શી છે ? એવું વિચારીને એણે ગુલશનની પ્રાર્થના સ્વીકારી લીધી. હર્ષથી ગુલશનનું મુખ પ્રફુલ્લિત થયું, અને તેણે કહ્યુ “ સેનાપતિ ! થોડીવાર થોભજો ! હુ હમણા આવું છું સ્વામી મારી વાટ જોતા હશે. આપના આતિથ્યને માટે પણ એમની રજા લેવી જરૂરની છે ” એમ કહીને એ જલી

રહી અને થોડી વારમા દાસીઓની સાથે આવીને કહેવા લાગી "સેનાપતિ ! શત્રુ હોવા છતા પણ આપ અમારા મહેમાન છો, મહેરબાની કરીને અમારી મહેમાની સ્વીકારશો." બેગમની આવી વર્તણુક જોઇને, ઇસ્કન્દર સમજ્યો કે આપણો બેડો પાર છે. આ સુન્દરીને પ્રાપ્ત કરવામા ઝાઝો વિલબ નથી બેગમનો ઈશારો થતાજ એક દાસીએ સેનાપતિના હથિયાર અને કપડા ઉતારીને પાસેના એક પલગ ઉપર મૂકી દીધા, અને સુગન્ધિત જળથી એના હાથ તથા મો ધોવરાવ્યા. બેગમે સોહાનીના નવા કપડા ઇસ્કન્દરને પહેરાવ્યા ત્યાર પછી સ્વાદિષ્ટ ભોજન કરાવ્યા.ભોજન કરીને ઇસ્ન્દર થાક ઉતારવા સારૂ પલગ ઉપર સુઇ ગયો ગુલશન બીન વગાડીને પોતાના મધુર રાગથી સુદર ગીત ગાઈને તેને પ્રસન્ન કરવા લાગી ઘણો આગ્રહ કરીને એને પોતાના કોમળ હાથે થોડો દારૂ પણ પીવરાવ્યો ખા સાહેબના સુખનો આજે પાર નહોતો થોડીવારમા એને નિદ્રા આવી ગઇ,સ્વપ્નમા એને ગુલશનજ ગુલશન દેખાવા લાગી. વાચક ! તમે ગુલશનના ચારિત્ર્ય માટે સદેહ આણીને એ નિર્દોષ રમણીને અપમાન ન કરશો. ગુલશન જે કાંઇ કરી રહી હતી તે પતિના રક્ષણ સારૂજ કરી રહી હતી પહોફાટતા ઇસ્કન્દરે આળસ મરડી તો જુએ છે કે ગુલશન ત્યા નહોતી તેમજ દાસ દાસી કોઇ નહોતુ.ચારે તરફના કમાડ બધ હતા, અને ઓશીકા આગળ એક પત્ર પડયો હતો, એમા લખ્યુ હતુ:–

"ઈસ્કન્દર ! તમે મારી પ્રાર્થના તથા આતિથ્યનો સ્વીકાર કર્યો તેને માટે તમારો ઉપકાર માનુ છું પણ એને માટે હુ તમારી પ્રશસા કરી શકુ એમ નથી. તમે ઉદારતાથી એ કર્યું નહોતુ, પણ મારા રૂપ ઉપર લોભાઇ જઇને કર્યું હતું એટલા માટે હું તમને બહુજ તિરસ્કાર યોગ્ય સમજુ છુ ખરૂ જોતાં તમે નથી વીર કે નથી કર્તવ્યપરાયણ. વીરને રૂપથી શો મતલબ ? એ તો બધુ સૌન્દર્ય કર્તવ્યપાલનમાજ સમજે છે. કર્તવ્યપાલનમાજ કર્મવીરોને ખરો આનદ આવે છે. તમે મારા જે રૂપ ઉપર લોભાઈ ગયા હતા, તેજ રૂપના બળવડે મે સ્વામીને છોડાવીને મારા કર્તવ્યનુ પાલન કર્યું છે હાલ તો તમારે લીધે મારે મારૂ રાજ્ય અને કિલ્લાને છોડવા પડયા છે, પણ મને એની કાંઇ ચિન્તા નથી મે મારા કર્તવ્યનુ પાલન કર્યું, એથીજ મને ઘણો સતોષ છે, એના ઉપરથી તમારે કર્તવ્યપાલનનુ શિક્ષણ લેવું જોઇએ. વિશ્વાસઘાતી ! એક સામાન્ય રમણીના રૂપ ઉપર મોહી જઇને તે તારા સ્વામીનો વિશ્વાસઘાત કર્યો છે. તારા કરતાં વધારે નીચ બીજું કોણ હશે ?

તમે આ પત્ર વાચશો ત્યાસુધીમા તો અમે ઘણે દૂર નીકળી ગયા હોઇશુ હવે તમે લોકો અમને પકડવાનો પ્રયત્ન ન કરશો હા, હુ તમારા ઉપકારને વિસરનાર નથી. વખત આવે એ ઉપકારનો બદલો વાળીશ, ઉપકારનો બદલો ન વાળવો એને હુ નીચતા ગણુ છુ પોતાના ઉપર ઉપકાર કરનારનો ઉપકાર વિસરી જાય તે ખરેખર પાપી છે ખુદા એને દડ જરૂર દે છે ”

આ ઉપરથી જણાય છે, કે ગુલશન કેવળ વીર અને પતિવ્રતાજ નહિ, પણ બહુ વિદુષી, સમજુ, કર્તવ્યપરાયણ અને રાજનીતિ–કુશળ હતી. પરિ શત્રુઓમા થઇને નાસી જવુ એ ખરેખર વસમુ અને પ્રશસાપાત્ર કામ હતુ.એની સહાયતા ન હોત તો સોહાની જરૂર કેદ પકડાત એમા સદેહ નહિ.

ઇસ્કન્દરે તરતજ સોહાનીને પકડવાને સારૂ ચારે તરફ સેનિકોને દોડાવ્યા એ પોતે પણ થોડાક સવારોને લઈને એક પહાડની તરફ ચાલ્યો. પહાડની પેલી તરફ એક નદી ખળખળ વહી રહી હતી. ઇસ્કન્દર ત્યા જઇને જુએ છે તો સોહાની ભોય ઉપર પડયા છે અને ગુલશન વિલાપ કરી રહી છે. એનો વિલાપ જોઇને ઇસ્કન્દર પોતાના ક્રોધને ભૂલી ગયો ગુલશનની આ દશા જોઇને તેને પણ દયા આવી. દુ:ખી બેગમે આવેશમા આવી જઇને કહ્યુ ‘સેનાપતિ ! જેમને મે તમારા પજામાથી છોડાવ્યા તેમને મોતના પજામાથી ન છોડવી શકી હાય ! મારા પ્રાણપ્રિય સ્વામી ! એક દિવસ સિહાસનને શોભાવતા હતા, ફૂલોની પથારી પણ જેમને ખુચતી હતી તે આજે આ પથરાવાળી જમીન ઉપર પ્રાણશૂન્ય થઈને પડયા છે. પહાડ ઉપરથી પગ સરકી પડયાથી એમની આ દશા થઇ છે ” ઇસ્કન્દરે આસુ પાડતે પાડતે કહ્યુ “બેગમ ! હવે મને શી આજ્ઞા છે ? ગુલશને ઉત્તર આપ્યો “હવે તમે તમારૂ કર્તવ્યપાલન કરો. તમને બાદશાહની આજ્ઞા છે, કે સોહાની જીવતા ન મળે તો એનુ શબજ લેતા આવજો. માટે હવે મને કેદ કરીને સ્વામીના શબને આગ્રા લઇ જાઓ પણ એટલુ ધ્યાન રાખજો કે મારા સ્વામીના શબનુ જરાપણુ અપમાન ન થાય. ” ઇસ્કન્દર ઘણા આદરપૂર્વક સોહાનીના શબને આગ્રા લઇ ગયો ગુલશન પણ સાથે પાલખીમા હતી. પેલા દેશદ્રોહી શેખ અને તેની પત્ની કુલસમ પણ સાથે ગયા. અકબરે પોતાને ખર્ચે સોહાનીની અન્તિમ ક્રિયા કરવાની ઇચ્છા જણાવી, પણ ગુલશન જેવી સ્વાત્માભિમાની સ્ત્રીએ એમ કરવાને સારૂ ના કહી અને પોતાનેજ ખર્ચે સ્વામીના ઉચ્ચ દરજ્જાને છાજે એવી રીતે એમને દફનક્રિયા કરી.

આગ્રાના શાહી કબ્રસ્તાનમા એના શબને દફનાવવામા આવ્યું શબના સન્માનની ખાતર બાદશાહ પોતે કબ્રસ્તાન સુધી ગયા. કબરમા માટી નાખતી વખતે અકબરે ઇસ્કન્દરને કહ્યું “ તમે કર્તવ્યપાલનમા ત્રુટિ ન કરી હોત તો આજ મારે આ દુઃખદાયક દૃશ્ય ન જોવુ પડત. સોહાની જીવતા પકડાયા હોત તો આજ હુ એમને પ્રેમથી મિત્રરૂપે ભેટત.ભારતમા મારી સાથે બરાબરી કરે એવા બેજ વીર હતા. એક પ્રતાપ અને બીજો સોહાની ! હાય! આજ મારો હરીફ ચાલ્યો ગયો. એનું મૃત્યુ ન થયું હોત તો આજ એ સૈન્ય એકઠું કરીને વીરતાથી મારી સાથે લડતો હોત. ઇસ્કન્દર ! તે એક રમણીના રૂપજાળમા ફસાઇને પોતાનુ કર્તવ્ય છોડી દીધુ છે, એને માટે મને ઘણો અફસોસ છે ! હું તને જન્મકેદની સજા કરૂ છું. ” જે સેવાના બદલામા ઇસ્કન્દરે નવાબ બનવાની આશા રાખી હતી, તે સેવાના બદલામા જીદગીભરના કારાવાસની સજા થઇ તેથી તેને ઘણુ માઠુ લાગ્યું, પણ તેના પાપને માટે એ યોગ્યજ દંડ હતો

બધા ધીમે ધીમે કબ્રસ્તાનથી પાછા આવ્યા ત્યારે ગુલશને સમાધિ ઉપર સુઈ જઈને રોતે રોતે કહ્યુ “ પ્રાણેશ્વર ! આ નાશવત દેહથી તો મારો તારો સબધ આજે છુટયો, પણ આ અભાગણી તમને ખોઇને કેટલા દિવસ જીવી શકવાની છે ? ”

વાચક ! કલ્પનાચક્ષુથી ગુલશનની આ દયાજનક દશા નિરખો, અને તેની સાથે બે આસુ પાડો ! સાજ પડતા તો બાદશાહની આજ્ઞાથી ગુલશનને પાછા ફરવું પડયું અકબરે દિલાસો આપીને કહ્યું “ ગુલશન ! તુ મારી પુત્રી સમાન છે. થોડા દિવસ અહીં રહે. ઈદલગઢ તારૂંજ છે. હુ એને કબજે લઇશ નહિ ” ગુલશને ઉત્તર આપ્યો “ શહેનશાહ ! આપની મહેરબાની છે, પણ હવે હું ઈદલગઢને શું કરૂં ? મારા જીવનના જે સર્વસ્વ હતા તે તો આજ આપની કૃપાથી સ્વર્ગવાસી થયા છે, તો હવે મને ઇદલગઢ લેવાની ઇચ્છા નથી હવે હું રસ્તાની ભિખારણ છુ. સસારત્યાગી ફકીર બનીને હું આ ક્ષણભગુર જીવન વ્યતીત કરીશ ”

અકબરને પણ ગુલશનની આ દશા જોઈને ઘણો ખેદ થયો, પણ એના મનની અવસ્થા જોતા એણે ગુલશનને પોતાને યોગ્ય લાગે તેજ રસ્તો લેવા દીધો.

હવે અમે ગુલશનના ચરિત્રનો એક એવો અંશ લખીશું કે જેથી એના હૃદયની વિશાળતા, અદ્ભુત ક્ષમાશીલતા અને ઉપકારનો બદલો વાળવાની

અસાધારણ ચીવટનો પરિચય મળશે.

ઇસ્કન્દર બાદશાહના હુકમથી કેદખાનામા પડયો હતો. થોડા સમય પહેલાં જે ઇસ્કન્દર નવાબની મસ્નદ ઉપર બેસીને એશઆરામ ભોગવવાનાં સ્વપ્ન જોઇ રહ્યો હતો, તેજ ઇસ્કન્દર કેદખાનાની અંધારી ઓરડીમા સૂતો સૂતો પોતાના ભાગ્યમા થયેલા ફેરફારસંબધી વિચાર કરી રહ્યો છે. એ-વામાં એણે કોઈનાં પગલા સાભળ્યા એના હૃદયમા ફાળ પડી કે જરૂર કોઈ ગુપ્ત ઘાતક મારા પ્રાણ લેવા આવે છે

થોડીવારમા જુએ છે તો ગુલશન એની સામે ઉભી છે. ઇસ્કન્દર એકદમ ઉભો થઇ જઇને બોલી ઉઠયો “ ગુલશન ! ગુલશન !! તુ મને પ્યાર કરે છે ! પિશાચી તારેજ લીધે તો મારી આ દશા થઇ છે. પ્રાણ લેવા આવી હોય તો લઈ લે મારા પ્રાણ ” ગુલશને ઉત્તર આપ્યો “હા ઇસ્કન્દર ! હું તને ચાહુ છુ. તારા ઉપર પ્યાર કરૂં છુ. તુ મારો ભાઇ છે બેનની ફરજ છે, કે આફતના સમયમા ભાઇને મદદ કરે. તે એ દિવસે મારી પ્રાર્થના સ્વીકારીને મને થોડા સમયની મુદત આપી હતી, એના બદલામા હુ આજ તને સહાયતા કરવા આવી છુ. ભાઈ, તે કર્તવ્યપાલન કરવામાં કચાશ રાખી હતી, મારી તરફ કુદૃષ્ટિથી જોયું હતુ, એની સજા તો બાદશાહ પાસે હું તને અપાવી ચુકી હવે અહિંયાથી જલ્દી નાસી જા. વધારે વખત નથી. મે લાચ આપીને અહિના પહેરાવાળાઓને મારા વશમા કરી લીધા છે. નદીના કિનારા ઉપર નૌકા તૈયાર મળશે, એમા બેસીને નદી પાર કરી જજે રસ્તાખર્ચને સારૂ થોડા રૂપિયા મારી પાસેથી લેતો જા ”

મન્ત્રમુગ્ધ પુરુષની પેઠે ઇસ્કન્દર ગુલશનની પાછળ પાછળ ગયો. થોડી વારમા બન્ને જણા દુર્ગની બહાર નીકળી પડયા ગુલશને કહ્યુ “ ભાઇ, હવે તું ચાલ્યો જા હું પણ જાઉ છું. ” ઇસ્કન્દરે પૂછયું “ ગુલશન ! કેમ તુ સાથે નહિ આવે ? ” પણ એનો ઉત્તર આપ્યા વગરજ એ રાત્રીના અંધકારમા લીન થઇ ગઇ.

ગુલશન ! ધન્ય છે તારી ક્ષમાવૃત્તિને ! પોતાના જીવને પણ જોખમમાં નાખીને આવું સાહસ ખેડીને, શત્રુપ્રત્યે ક્ષમા દર્શાવીને ગુલશન ખરેખર દુનિયાની પ્રશંસાને પાત્ર થઇ છે.

ઈસ્કન્દર યમુના પાર કરીને ફરતો ફરતો માળવામાં જઇ પહોંચ્યો. એક દિવસ રાજધાનીની બહાર એક તૂટેલી મસ્જીદમા એ ઉતર્યો હતો, ત્યાં

રાતે માલવેશ્વર બાજબહાદુર આવી પહોચ્યો દુર્ભાગ્યવશ કેટલાક શત્રુઓએ ત્યા આગળ એમને ઘેરી લીધા ઇસ્કન્દરે વિચાર્યું કે મારા છતા અહિ યા રાજ-રક્ત વહે એ ઘણુ કલ કની વાત છે આજ હુ નવાબને બચાવીને મનુષ્યતરીકેના મારા કર્તવ્યનુ પાલન કરીશ. વિજળીની પેઠે એ નવાબના શત્રુઓ ઉપર તુટી પડયો, અને એકની છાતીમા તલવાર ખોસી દીધી, નવાબના પક્ષમા અણુધારી મદદ આવી પહોચવાથી શત્રુઓ નાસી ગયા માલવેશ્વર ઇસ્કન્દરની વીરતા જોઇને પ્રસન્ન થયા, તથા પોતાને આપેલી મદદમાટે તેનો ઘણો ઉપકાર માન્યો. એનો ખરો પરિચય મળતા નવાબ એને પોતાની સાથે લઇ ગયા, અને મહેલોના રક્ષક તથા સેનાપતિ પદ ઉપર તેની નીમણુક કરી

ઈસ્કન્દરને મુક્ત કર્યા પછી ગુલશન એજ રાતે પેલા સરાયવાળા વૃદ્ધ શેખ અને તેની પત્ની કુલસમને સાથે લઇને માલવા તરફ નીકળી પડી હતી એ બન્નેની દગાબાજીથીજ ગુલશનની આ દશા થઇ હતી, પણ એણે ઉદાર હૃદયથી એમને ક્ષમા આપી હતી એટલુ જ નહિ પણ એમની આશ્રયદાતા બની હતી

ગુલશન ઈસ્કિન્દરના પહેલાજ માળવા પહોચી, અને કુલસમને આશ્રય અપાવવા ખાતર બાજ બહાદુરને મળી, કેમકે એણે પોતે તો હવે ફરીથી ઈદલગઢ જવાનો વિચાર છોડયો હતો, અને ખુદાની બ દગીમા બાકીનુ જીવન વ્યતીત કરવાનો સ કલ્પ કર્યો હતો બાજ બહાદુરને મળીને એણે આગ્રહ કર્યો, કે ' આ કુલસમ અને તેના વૃદ્ધ પતિને મારી ખાતર આરામથી રાખશો. " ગુલશનની પ્રાર્થના સ્વીકારીને બાજ બહાદુરે કુલસમને પોતાની પુત્રી રૂખિયાની સહચરી બનાવી.

માલવેશ્વરની રાજધાનીની પાસેજ એક વનમા શાહજલાલ નામના એક અતિ વૃદ્ધ મહાત્મા રહેતા હતા એ ઘણા સિદ્ધ પુરુષ, અને યોગી હતા બાદશાહ અકબર અને બાજ બહાદુર બન્ને એ મહાત્માના ચરણમા શિર ઝુકાવતા હતા દેવી ગુલશન એજ મહાત્માની પાસે રહેવા લાગી. એ મહાત્મા ગુલશનને ધર્મોપદેશ આપી ધીરજ આપતા તથા એના ઉપર પુત્રી સમાન સ્નેહ રાખતા.

થોડા દિવસમા ઇસ્કન્દર અને બાજ બહાદુરની પુત્રી રૂખિયાનો પરસ્પર પ્રેમ બ ધાયો, પરન્તુ બાજ બહાદુર રૂખિયાનું લગ્ન અહમદનગરના સુલતાનની સાથે કરવા માગતો હતો, અને શાહજાદીને એ સંબ ધ પસ દ

નહોતો. એ તો હૃદયથી ઇસ્કન્દરનેજ ચાહતી હતી બાજ બહાદુરને એ વાતની ખબર પડતાં એણે ઇસ્કન્દર, રૂબિયા અને કુલસમ ત્રણેને કેદ કર્યા

એ સમાચાર સાંભળીને ગુલશનને ઘણો ખેદ થયો એ ત્રણેને મદદ કરવા સારૂ મહાત્મા શાહજલાલને સાથે લઇને બાજ બહાદુરની પાસે ગઈ, અને રૂબિયાનુ લગ્ન ઇસ્કન્દર સાથે કરવાનો આગ્રહ કર્યો. બાજ બહાદુરના ઉપર ગુલશન અને મહાત્માની સલાહની સારી અસર થઇ અને તેણે ઈસ્કન્દર સાથે ઘણી ધામધૂમપૂર્વક પોતાની પુત્રીના લગ્ન કરી દીધા, એટલુજ નહિ પણ પોતાને પુત્ર નહિ હોવાથી એનેજ ગાદીનો વારસ પણ ઠરાવ્યો.

ઈસ્કન્દરે ગુલશનનો ઘણોજ ઉપકાર માન્યો, અને રાજમહેલમા સુખ-પૂર્વક રહેવા, તથા રાજકાર્યમા પોતાને ઉપદેશ આપતા રહેવાનો આગ્રહ કર્યો, પણ ગુલશને કહ્યુ " ભાઈ ! મારે રાજવૈભવને શુ કરવો છે ? એની ઈચ્છા હોત તો હું ઇદિલગઢજ શું કામ છોડત ? તમેજ રાજ્ય કરો આજ તમારા ઉપકારનો બદલો પૂરો વળી ચૂકયો. ઇસ્કન્દર ગુલશનને પગે પડયો અને રોતે રોતે કહેવા લાગ્યો " વહાલી બહેન ! મને માફ કરો. ખરેખર તમે મનુષ્ય નહિ, પણ સ્વર્ગની દેવી છો "

બીજેજ દિવસે મહાત્મા શાહજલાલ અને ગુલશન મક્કાની યાત્રાએ નીકળી પડયા. ત્યાર પછી એમના કાઇ સમાચાર ન મળ્યા. સભવ છે કે ખુદાની બદગીમા એ પવિત્ર ધામમાજ એમણે પોતાનુ શેષ જીવન વ્યતીત કર્યું હશે *

# रत्न १९१ मुं–खोनजा हुमायूं

એ અહમદનગરના બાદશાહ હુસેન નિઝામશાહની પત્ની હતી. એના ગર્ભમા બે સતાન ઉત્પન્ન થયા હતા. એક મુર્તિજા નિઝામશાહ અને બીજુ પ્રસિદ્ધ રાણી ચાદબીબી

એ ઘણી બુદ્ધિમાન બેગમ હતી. રાજનીતિમા પણ એ બહુ કુશળ હતી. વીરતા અને સાહસમા પણ એકકો હતી. ચાદબીબીમા રાજ્યકાર્ય કુશળતા અને વીરતાના ગુણ માતા તરફથીજ વારસામા મળ્યા હતા.

* મુસ્લીમ મહિલારત્ન ઉપરથી યોગ્ય સક્ષેપ સહિત.

એના પતિનું મૃત્યુ થયું એ સમયે પુત્ર મુર્તિજાશાહ બાલ્યાવસ્થામાં હતો, એટલે રાજ્યનો પ્રબંધ કરવાનું કામ રાજમાતા ખોનજા હુમાયૂંના ઉપર આવી પડ્યું. ધીરજ અને કુશળતાપૂર્વક એણે રાજ્યનું કામ કરવા માંડ્યું.

ચાંદબીબીનું લગ્ન બીજાપુરના બાદશાહ અલી આદિલશાહની સાથે કર્યું હતું. એ લગ્નથી અહમદનગર અને બીજાપુરના રાજકુટુંબમાં પહેલેથી જે શત્રુતા ચાલતી આવી હતી તે મટી ગઇ અને બન્ને મિત્ર બન્યા.

બન્ને રાજ્યોએ મળી જઈને વિજયનગરના રામરાજા ઉપર ચઢાઇ કરી; કેમકે પહેલાં એ રાજા ઘણીવાર એમના રાજ્ય ઉપર આક્રમણ કરતો અને મસ્જીદો તોડતો. આ વખતના યુદ્ધમા રામરાજા માર્યો ગયો, અને બન્ને બાદશાહોએ એના રાજ્યને ખૂબ લૂટ્યું. રામરાજનો ભાઇ તનકનાદરી અલી આદિલશાહના તાબામા ગયો અને એનો ભત્રીજો નિમરાજ હુસેન નિઝામશાહને આધીન થયો. એટલે બન્ને બાદશાહોએ વિજયનગરનો થોડો થોડો ઇલાકો એમને સોપી દીધો. હુસેન નિઝામશાહ થોડા દિવસો પછી મરી ગયો ચાંદબીબીનો ભાઇ મુર્તજા નિઝામશાહ ગાદીએ બેઠો અને ખોનજા હુમાયૂ રાજ ચલાવવા લાગી.

એ અરસામા નિમરાજે અલી આદિલશાહને ફરિયાદ કરી કે તનકનાદરી સ્વચ્છંદી થઇ ગયો છે, અને તમારો હુકમ માનતો નથી. અલી આદિલશાહે તનકનાદરી ઉપર ચઢાઇ કરી. વિજયનગર ઉજડ થઇ જવાથી એ નલકડાના કિલ્લામા રહેતો હતો એનામા પોતાનાજ બળવડે અલી આદિલશાહની સાથે યુદ્ધ કરવાની હિંમત નહોતી. એટલે એણે ખોનજા હુમાયૂ બેગમની મદદ માગી બેગમને માટે આ વિષમ સમશ્યાનો પ્રસંગ હતો. આદિલશાહ પોતાનો જમાઈ હતો, તનકનાદરીને સહાયતા કરવા જતા એની સાથે શત્રુતા કરવાની હતી, પરંતુ શરણાગતને મદદ આપવી એજ એને એ સમયે પરમ કર્તવ્ય જણાયું તનકનાદરીને એણે મદદ આપવાનું વચન આપ્યું અને પોતે બાળક પુત્ર મુર્તિજા નિઝામશાહને સાથે લઇને બિજાપુર ઉપર ચઢાઈ કરી, અને જમાઇની રાજધાનીને ઘેરો ઘાલ્યો. અલી આદિલશાહ આ ખબર સાંભળતા વારજ સાસુને હરાવવા સારૂ બીજાપુર પાછો આવ્યો. બીજાપુરની પાસે સાસુ જમાઇની વચ્ચે ઘણી લડાઇઓ થઇ. બન્ને પક્ષ બરાબર રહ્યા. હિજરી સન ૯૭૪ સંવત ૧૬૨૩ મા અલી આદિલશાહે ખોનજા હુમાયૂં બેગમ સાથે સુલેહ કરી દીધી.

૭ વર્ષ સુધી એણે ઘણી યોગ્યતાપૂર્વક રાજવહિવટ ચલાવ્યો હતો, પણ તેણે પોતાના ભાઈની પ્રતિષ્ઠા ઘણી વધારી દીધી તેથી બીજા ઉમરાવ અપ્રસન્ન થયા અને તેને 'મદાર–ઉલ–મહામ' નાપદ ઉપરથી ઉતારી દીધીહતી.*

# रत्न १९२ मुं–राणी चांदबीबी

જે તેજસ્વી અને પરાક્રમી રાણીના જીવનનું વિવેચન આ ચરિત્રમા અમે કરવા માગીએ છીએ તે રમણીરત્ન મુસલમાન કુટુંબમા ઉત્પન્ન થયું હતું તેણે પોતાના પરાક્રમથી એક સમયે ભારતવર્ષને વિસ્મિત કરી દીધું હતું અબળા ગણાતી રમણીઓ કામ પડતા કેટલું બધુ શૌર્ય તથા રાજનીતિ કુશળતા દર્શાવે છે તેનું ઉજજવળ દૃષ્ટાન્ત બેસાડીને ચાંદ સુલતાનાએ સ્ત્રીજાતિનું અને પવિત્ર ભારતભૂમિનું ગૌરવ વધાર્યું છે.

ઈ.સ ના ૧૪ મા સૈકામા દક્ષિણમા બ્રાહ્મણી વંશની સ્થાપના થઈ હતી. મુસલમાની રાજ્યનું નામ બ્રાહ્મણી હોય એ પણ એક વિચિત્ર ઇતિહાસ છે. વાચક બેનોની જીજ્ઞાસો તૃપ્ત કરવા ટુંકામા તે વૃત્તાત પણ અમે લખીશુ હસનગંગુ નામનો એક મુસલમાન એ વંશનો સ્થાપક હતો. તે દિલ્હીમાં ગંગુ નામના એક બ્રાહ્મણને ઘેર ઉછર્યો હતો. ગંગુ બ્રાહ્મણ ઉપર મહમદ તગલખની કૃપા હતી હસનગુલામની પ્રમાણિકતા તથા સેવાથી પ્રસન્ન થઈને ગંગુએ તેને થોડીકજ જમીન અને બળદની એક જોડ આપી હતી. એ જમીન ખેડતાં તેમાથી હસનને મહોરોનો એક ઘડો મળ્યો હતો હસને એ ઘડો પોતાના સ્વામીને સુપ્રત કર્યો. ગંગુ બ્રાહ્મણે એથી બાદશાહ આગળ હસનના સદ્ગુણની પ્રશંસા કરી બાદશાહે તેને દસહજાર ઘોડેસ્વારની સરદારી આપી. ગંગુએ હસનનું ભવિષ્ય ભાખ્યું હતું, કે તું એક દિવસ રાજા થઈશ એ વખતે તું મારો સબંધ કાયમ રાખવા સારૂ તારા નામ સાથે મારૂ નામ ' ગંગુ ' જોડજે; અને મને કૂડ–નીસ નિમજે. હસન દિવસે દિવસે બાદશાહની પ્રીતિ સંપાદન કરતોજ ગયો. એ દક્ષિણનો સુબેદાર નિમાયો; તથા બાદશાહ તરફથી એને જાફરખાનનો ખિતાબ મળ્યો. હસન જાફરખાને બાદશાહની વિરુદ્ધ બંડ કરનાર શત્રુઓને શમાવ્યા, તથા બિદર અને કંધા-

* જુઓ ' ફરિસ્તા, નાગરી પ્રચારિણી પત્રિકા' પૃ, ૩

રીના કિલ્લા પોતાના તાબામા લીધા દોલતાબાદનો સુલતાન તેને શરણે આવ્યો અને પોતાનુ રાજ્ય તેને સોપી દીધું. ઇ૦સ૦ ૧૩૪૭ મા હસને જાફ-રખાન અલાઉદ્દીન હસનનો ખિતાબ ધારણ કરીને પોતાના નામના સિક્કા પડાવ્યા. તેનુ રાજ્ય દિનપ્રતિદિન વધતુ ગયું. પોતાના આશ્રયદાતા ગંગુને વિસરી ન જતા તેણે પોતાના વચન પ્રમાણે પોતાના નામ સાથે ગગુ બ્રાહ્મ-ણીનો ખિતાબ જોડયો, અને ગગુને દિલ્હીથી બોલાવી મોટા માનસહિત રાખ્યો ઇ૦સ૦ ૧૩૫૮મા એ મરણ પામ્યો. ઘણા વર્ષ પછી એના એ વિશાળ રાજ્યના પાચ ભાગ થઇ ગયા અહમદનગર એ વિશાળ રાજ્યનો એક મુખ્ય ભાગ હતો.ચાદબીબી એ અહમદનગરના સુલતાન નિઝામશાહની પુત્રી હતી 'પુત્રનાં લક્ષણ પારણામાંથી' એ કહેવત અનુસાર બાલ્યાવસ્થાથીજ ચાદે ઉંચા પ્રકારના ગુણોનો પરિચય આપવા માંડયો હતો બાદશાહે એના શિક્ષણની સારી ગોઠવણ કરી હતી વિલક્ષણ બુદ્ધિવાળી ચાદે થોડાક વર્ષોમા અરબી, ફારસી, તુર્કી અને ઉર્દુ આદિ ભાષાઓનુ સારૂ જ્ઞાન સપાદન કરી લીધુ સંગીત અને ચિત્રકળામા પણ એણે પ્રવીણતા મેળવી હતી તે ઉપરાત પતાની સાથે રહી રાજનીતિ અને યુદ્ધકળાનુ પણ સારૂં શિક્ષણ પ્રાપ્ત કર્યું હતુ ટુકામા એનામા સ્ત્રીઓને છાજે એવી કોમળતા તથા લલિતકળાઓના જ્ઞાન ઉપરાત પુરુષોને શોભે એવી વીરતા પણ હતી ઘોડેસ્વારી, શિકાર, વગેરે રમતોમા એ પ્રસિદ્ધ વીર પુરુષોને ઘણીવાર હરાવતી હતી સૈનિકોનો પોતાના ઉપર વિશ્વાસ બેસે, એમના વિચાર પોતે પ્રત્યક્ષ રીતે જાણી શકે એટલા માટે મરાઠી અને કાનડી ભાષા પણ એ ભણી હતી.

સૌદર્યમાં ચાદ તે ખરેખર ચાદજ હતી. પ્રાચીનકાળના એના ચિત્ર ઉપરથી એના અસાધારણ સૌદર્યનો પરિચય મળી આવે છે

દક્ષિણ ભારતમાં બીજાપુર અને અહમદનગરના રાજ્યો એક સધિના કોલકરારથી જોડાઈને સ્વદેશનું હિત સાધવામા ગુથાયાં હતાં. એ દોસ્તીને વધારે દ્દઢ કરવાના ઉદ્દેશથી અહમદનગરના બાદશાહે પોતાની સૌદર્યવતી કન્યા ચાદને બીજાપુરના રાજા આદિલશાહ સાથે પરણાવી હતી. સુયોગ્ય અને પરમ સુદરી પત્ની પ્રાપ્ત થયાથી આદિલશાહ પોતાના જીવનને ધન્ય વાદ આપવા લાગ્યો ચાદે પતિની સેવા કરવામા કચાશ નહોતી રાખી એ એના હૃદયની એકલી અધીશ્વરી થઇ પડી. સુલતાન એને જીવનના કરતા પણ અધિક ચાહતા હતા. પતિપત્નીનો સસાર ઘણુાજ સુખમા વ્યતીત થતો

હતો ચાદના હૃદયમા ચિંતા એકજ વાતની હતી, એનો ખોળો ખાલી હતો. પુત્રને માટે એ તલસતી હતી, પરંતુ ક્રૂર વિધાતાએ એની એ અભિલાષા પૂર્ણ ન કરી, એટલુજ નહિ પણ એ સુકુમારીના ઉપર બીજો વજ્રઘાત કર્યો. ચાદબીબીના લગ્ન પછી થોડાક સમયમા દક્ષિણ હિન્દુસ્થાનમા મુસલમાનોની સત્તા વધારવાના હેતુથી એક ભયંકર યુદ્ધ થયું. એ યુદ્ધમા મુસલમાનોનો વિજય થયો અને ઘણા નાના નાના રાજ્યો બિજાપુરના મુસલમાન રાજાના તાબામા આવ્યા, પણ બિજાપુરનો રાજા ઘણો લાબો સમય સુધી એ વિશાળ રાજ્ય ઉપર હકુમત ચલાવવા ભાગ્યશાળી થયો નહિ. ઇ૦સ૦ ૧૫૮૦ મા આદિલશાહની જીવનયાત્રા સમાપ્ત થઈ. એ સમયે રાણી ચાદબીબીની ઉમર કેવળ સત્તાવીસ વર્ષની હતી. ચાદબીબી ઉપર અનન્ય પ્રેમ હોવાને લીધે એના પતિએ બીજા મુસલમાન બાદશાહોની પેઠે બીજી બેગમો કરી નહોતી. ચાદબીબીને કાંઇ સંતાન હતુંજ નહિ એટલે બાદશાહ નિઃસંતાન મરણ પામ્યો અને મરતી વખતે વસિયતનામુ કરીને પોતાના ભત્રીજા ઇબ્રાહીમને ગાદીવારસ નિમતો ગયો. ઇબ્રાહીમ સગીર વયનો હોવાથી, તે પુખ્ત વયનો થાય ત્યાસુધી તેના વાલીતરીકે કામ કરવાને ચાદબીબીને આજ્ઞા આપતો ગયો હતો. પતિની છેવટની ઇચ્છાને અનુસરીને ચાદબીબીએ સગીર રાજા ઇબ્રાહીમનું વાલીપણું ખુશી સાથે સ્વીકાર્યું, તથા રાજ્યનુ કામકાજ પોતાના હાથમા લઈને ઘણી યોગ્ય રીતે તેનો પ્રબંધ કરવા લાગી

ચાદબીબીના અમલના પ્રથમના કેટલાક વર્ષ અશાન્તિ અને વિદ્રોહમાં વ્યતીત થયા તેના પોતાના સરદારોએ તેની વિરુદ્ધ હથિયાર ધારણ કર્યાં અને તેને રાજ્યગાદી ઉપરથી ઉઠાડી મૂકીને રાજ્યને પોતાના તાબામા લેવાનો પ્રયત્ન આરંભ્યો. એ બળવાખોર સરદારોની લાલચરૂપી જાળમા ફસાઈ જઇને તેના કેટલાક મંત્રીઓ પણ ચાદબીબીના વિરુદ્ધ પક્ષમા જોડાઈ ગયા. એ બળવાખોર સરદારો અને મંત્રીઓને શમાવતા ચાદબીબીને ઘણો સમય લાગ્યો. શરૂઆતમા તો બળવાખોર લોકો એટલા બધા પ્રબળ થઈ ગયા કે તેમના જુલમને લીધે ચાદબીબીને મહેલ છોડીને સતારા જવું પડયુ હતું. પાછળથી શત્રુઓ કિશવારખાનની આગેવાનીમા સતારા પહોચ્યા ત્યારે તેને સતારા છોડીને બીજે કંઈ નાસી જવું પડયું હતું. રાણી આ પ્રમાણે નાસભાગ કરતી હોવાથી શત્રુઓ ઘણા પ્રસન્ન થયા. તેમણે દેશના લોકોને ઘણી ધામધૂમ સાથે એક ઉજાણી આપી તથા બીજી અનેક રીતે તેમને સંતોષવા

પ્રયત્ન કર્યો, પરંતુ લોકો કિશવારખાન ઉપર ખુશ નહોતા. તેઓ તો ખરા અંતઃકરણથી ચાંદબીબીને ચાહતા હતા અને એવી સારી અને પ્રજાવત્સલ રાણીને હેરાન કરનાર કિશવારખાનને અત્યંત ધિક્કારતા હતા. આથી કરીને કિશવારખાન જંપીને બેસી શકયો નહિ. તેના પાપનો ઘડો ભરાઇ ગયો એટલે મુસ્તફાખાન નામના એક ખુનીના ગુપ્ત આક્રમણથી તેના જીવનનો અંત આવ્યો અને એ પ્રમાણે દેશદ્રોહીને પોતાના પાપની વ્યાજબી સજા મળી. એના મરણ પછી એકલાસખા નામનો એક હબસી રાણીનો જમણો હાથ થઇ પડયો. એકલાસખા ઘણો ઘાતકી, કજીયાખોર અને ક્રૂર સ્વભાવનો હતો; પરંતુ તે સાથે તેનામાં સદ્ગુણનો પણ અભાવ નહોતો. યુદ્ધ કરવામાં તે એક્કો હતો, તથા અત્યંત નિમકહલાલ હતો. તેના ઉપર વિશ્વાસ મુકનારની ખાતર પ્રાણ આપે એવો એ વફાદાર હતો. આથી રાણી ચાંદબીબીનો તેના ઉપર ઘણો વિશ્વાસ બેસી ગયો હતો રાણીએ તેને પોતાની ફોજનો સરદાર બનાવ્યો હતો. એ ફોજની મદદથી એકલાસખાએ ચાંદબીબીના શત્રુઓ ઉપર ઘણી ચઢાઇઓ કરી હતી હવે ચાંદબીબીના શત્રુઓની આંખમાંની ઉંઘ ઉડી ગઇ. તેઓ સમજ્યા કે બિજાપુરને પોતાના સ્વાધીનમાં લેવું એ નાના છોકરાની રમત નથી. તેઓ જાણતા હતા કે ચાંદબીબી એક વિધવા અબળા હોવાથી થોડા સમયમાં કંટાળી જઇને રાજ્ય અમારે સ્વાધીન કરી દેશે. પણ તેમની એ ધારણા નિષ્ફળ નીવડી. એક સમયે રાણી ચાંદબીબી જાતે હથિયાર સજીને વીર સૈનિકોને સાથે લઇને શત્રુઓ સાથે યુદ્ધ કરવા ગઈ હતી. તેના ઉત્સાહપૂર્ણ વાકયોથી ઉત્તેજીત થઈને સૈનિકો ઘણી વીરતાથી યુદ્ધ કરવા લાગ્યા. પ્રારંભમાં તો સામા પક્ષના સૈન્યે નગરની દીવાલ તોડી નાખી, વરસાદ મુસળધાર પડી રહ્યો હોવાથી એ દીવાલ વધારે તૂટી પડી, પરંતુ રાણી ચાંદબીબી કિલ્લા આગળ ઉભી રહીને પોતાના સૈન્યને ઉત્સાહપૂર્વક ઉશ્કેરી રહી હતી આખરે શત્રુઓ થાકયા અને બધાએ એકેઅવાજે ચાંદબીબીને એ રાજ્યની રાણીતરીકે કબૂલ રાખી. થોડા વખતને માટે રાજ્યમાં શાંતિ સ્થાપન થઈ પરંતુ કોઈ ઇર્ષ્યાખોર દુશ્મનની તલવારના ઘાથી એકલાસખા આંધળો થયો અને સૈન્યની આગેવાની કરવાને અશક્ત બન્યો એકલાસખાની આવી શોચનીય દશા જોઈને રાણી ચાંદબીબીને ઘણો શોક થયો. તેનો એક મોટો આધાર જતો રહ્યો, પણ એવે વખતે નિરાશ નહિ થતાં તેણે બિજાપુરની ઉન્નતિ માટે

પ્રયત્ન કરવા ચાલુ રાખ્યા.

બાળક ઇબ્રાહીમ આદિલશાહ મોટો થયો એટલે રાજ્યનો કારભાર તેણે પોતાના હાથમા લેવાનો આરંભ કર્યો. એ અવસ્થામા થોડા દિવસ આરામ ભોગવવા સારૂ ચાંદબીબી પોતાને પિયેર અહમદનગર ગઇ, પણ ત્યા ઝાઝા દિવસ સુધી ઝંપીને બેસી શકી નહિ. એણે જોયુ કે એની ગેર-હાજરીનો લાભ લઇને પ્રપંચી અને દેશદ્રોહી લોકો બિજાપુર રાજ્યનો નાશ કરવાના ઉપાય કરી રહ્યા છે તરતજ તે પિયેર છોડી દઇને બિજાપુર આવી. રાજાએ અને પ્રજાએ ઘણાજ ઠાઠ અને ધામધૂમ સાથે તેની પધરામણીને વધાવી લીધી તેના આવ્યાથી દેશમાં ફરીથી સુલેહશાન્તિ પ્રવર્તી રહ્યા, અને જુવાન રાજા કોઇ પણ જાતના ઉપદ્રવ વગર રાજ્ય ચલાવવા લાગ્યો રાજા જ્યારે રાજ્યમા ફરવા જતો અથવા શત્રુઓને દબાવી દેવા સારૂ યુદ્ધક્ષેત્રમા જતો તે વખતે રાણી ચાદબીબી રાજ્યની લગામ પોતાના હાથમા લેતી. તે ઉપરાત બીજી કોઇ રીતે રાજાના કામમાં માથુ મારતી નહિ. ચાદબીબી જેવી સદાચારી, તીક્ષ્ણ બુદ્ધિવાળી અને રાજનૈતિક હતી તેવીજ સરળ અને શરણાગતને આશ્રય આપનારી પણ હતી.

બીજી તરફ ચાદબીબીના લગ્ન પછી અહમદનગરની દશા ઘણી શોચ-નીય થઇ ગઇ હતી રાજા યુદ્ધક્ષેત્રમા માર્યો ગયો અને વગવસીલાવાળા સર-દારોએ પોતાની પસંદગીના એક માણસને ગાદી ઉપર બેસાડવાનો યત્ન કર્યો. દક્ષિણી પક્ષના સરદારોએ કોઇ એક બાળકને રાજકુટુંબનો જણાવીને તેને માથે રાજમુકુટ પહેરાવી દીધો બીજી તરફથી વિરુદ્ધ પક્ષના લોકોએ મરનાર રાજાના બાળક પુત્રનો હક્ક રજુ કર્યો આ પ્રમાણે બંને પક્ષમાં મજબૂત વિરોધ ઉભો થયો બીજા પક્ષવાળાઓએ રાણી ચાદબીબીની મદદ માગી. તેમનો સરદાર રાણીની પાસે પહોંચ્યો અને અત્યંત વિનયપૂર્વક વિનતિ કરી કે 'રાણી સાહેબ ! આપની શક્તિ એટલી બધી પ્રબળ છે કે આપનાં પગલાં થતાવારજ અહમદનગરમા શાતિ ફેલાઇ જશે '

ચાદબીબીએ પ્રફુલ્લિત અંતઃકરણે ઉત્તર આપ્યો 'અહમદનગરને માહો-માહીના કુસંપને લીધે પાયમાલ થઇ જતા બચાવવું એ તો મારૂં કર્તવ્ય છે. ખુદાની મરજી હશે તો હું અવશ્ય ત્યાં આવીશ.' ત્યાર પછી એણે પોતાના વિશ્વાસુ અમલદાર આબાસખા અને તેની પત્ની પ્રિયતમા જોરાને સાથે લઇને પિતૃરાજ્ય તરફ મુસાફરી કરી. તેના આવ્યાથી અહમદનગરની પ્રજા ઘણી

સંતુષ્ટ થઇ. તેમણે તેનો સારી પેઠે આદરસત્કાર કર્યો. રાણી ચાંદબીબીએ પણ અહમદનગરવાસીઓને પોતાની વર્તણુકથી મુગ્ધ કરી દીધાં, તથા વાક્‌ચાતુર્યથી સમયોચિત સારરૂપ ઉપદેશ આપીને તેમને ઘણા શાંત કરી દીધા. દક્ષિણી પક્ષનો આગેવાન ચાંદબીબીના આવતાં પહેલાં પલાયન કરી ગયો હતો. તેણે પણ પોતાના કૃત્યમાટે પશ્ચાત્તાપ કરીને પત્ર લખ્યો અને જણાવ્યું કે આપની મદદ સારૂ પૂરતું સૈન્ય એકઠું નહિ કરી શકુ ત્યાસુધી હું પાછો નહિ ફરૂં'. આ પ્રસંગે જણાવવું જોઇએ કે રાજ્યના વિશ્વાસુ સરદારોનો આગેવાન ચાંદબીબી પાસે મદદ માગવા બિજાપુર ગયો હતો તે વખતે દક્ષિણી પક્ષનો આગેવાન દિલ્હીના બાદશાહના યુવરાજ મુરાદને શરણે ગયો હતો યુવરાજ મુરાદ એ વખતે મોટી સેના સાથે દક્ષિણની નજદીકમાં વાસ કરી રહ્યો હતો. એ વખતે અહમદનગરના રાજ્યમા જેવી રીતનો પક્ષાપક્ષ અને કુસંપ ચાલતો હતો તેવીજ રીતનો કુસંપ દક્ષિણના બીજાં રાજ્યોમા પણ પ્રવર્તી રહ્યો હતો. એ લાગ જોઇને યુવરાજ મુરાદ એ રાજ્યોને પોતાના તાબામા લઇને દિલ્હીનું સામ્રાજ્ય વધારવા માગતો હતો દક્ષિણમાના કોઈ પણ રાજ્ય ઉપર ચડાઈ કરવાનો લાગ ખોળતો રાજકુમાર મુરાદ મોટી ફોજ સાથે ત્યા આગળ પડાવ નાખીને પડયો હતો આવે પ્રસંગે અહમદનગરથી નાસી આવેલો દક્ષિણી પક્ષનો આગેવાન તેની પાસે મદદ માગવા આવ્યો; એટલે તેના હર્ષનો પાર રહ્યો નહિ. એણે ખુશ થઇને તેની સાથે જઇને અહમદનગર ઉપર ચડાઇ કરવાનું કબૂલ કર્યું.

ચાંદબીબીની મદદે બિજાપુર અને ગોવલકોંડાથી લશ્કર આવી પહોચ્યું. તેઓ અહમદનગરની ઉત્તર તરફના પર્વતનું રક્ષણ કરવામા રોકાયા અહમદનગરના સ્વર્ગવાસી રાજાના પુત્રને અહમદનગરના હક્કદાર રાજાતરીકે તેઓએ જાહેર કર્યો અને ઘણા આડંબર અને નગરવાસીઓના હર્ષનાદ સાથે તેમણે તેના રાજ્યાભિષેકની ક્રિયા કરી, પરંતુ આ આનંદોત્સવ થઈ રહ્યો હતો એવામા વિશ્વાસઘાતી કિલ્લેદારે શાહજાદા મુરાદને લખી મોકલ્યું કે, "શાહજાદા ! આ પત્ર વાચતાવાર તમે આ તરફ રવાના થજો. એક બદમાશ ઓરતે રાજ્યનો કારોબાર પોતાના હાથમા લઈને એક બાળકને ગાદીનશીન કર્યો છે એ બાળક ક્યા ખાનદાનનો છે, તે પણ જાણી શકાતું નથી." કિલ્લેદારની આ વિશ્વાસઘાતકતા અને રાજદ્રોહિતાની વાત ઝાઝા દહાડા છુપી રહી નહિ. એ વાત જાહેર થતા વારજ રાજ્યની આજ્ઞાથી ઘાતકોને હાથે તેના જીવન-

નો અંત આવ્યો અને તેનો પાપી આત્મા પોતાના પાપોનો જવાબ આપવા ઈશ્વરની હાજરીમા ગયો.

આ પ્રમાણે રાજદ્રોહીને સજા કર્યા પછી રાણી ચાદબીબીએ શાહજાદા મુરાદને લખ્યું 'યુવરાજ ! અત્યાર સુધીમાં શા શા બનાવો બન્યા છે તે વાત આપનાથી છાની નથી. દક્ષિણી પક્ષના આગેવાનોએ આપની દોસ્તી બાંધી છે. આપ પ્રતાપી બાદશાહના પુત્ર છો. પિતાના જેવાજ સદાચારી ને ઉદાર છો અમે તમારો ઘણો આદરસત્કાર કરીશું. તેમ છતા પણ આપ અમારા રાજ્યનું અનિષ્ટ કરવાના ઈરાદાથી અત્રે પધારવા અને દોસ્તીનું બ ધન તોડી નાખવા માગતા હો, તો હું આપને પહેલેથીજ ચેતવણી આપુ છું કે આપે અત્રે પધારવાની તસ્દીજ ન લેવી. મારી પાસે પૂરતું સૈન્ય છે. અહી આવ્યાથી આપને વીલે મોએ પાછા ફરવું પડશે' કેટલો તેજસ્વી સ દેશો ! સ્ત્રીઓને મોએથી નીકળેલા આવા તેજસ્વી વાકયો ઇતિહાસમા ઘણા થોડા વાચવામા આવશે.

શાહજાદા મુરાદે રાણી ચાદબીબીના આ સ દેશા ઉપર જરા પણ લક્ષ આપ્યુ નહિ. આખરે રાણી પણ તેની સાથે યુદ્ધ કરવાની તૈયારી કરવા લાગી.

દક્ષિણી પક્ષનો આગેવાન પોતાના સૈન્યની સાથે આવીને ચાદબીબીને મિત્રરૂપે મળી ગયો તે પહેલેથી મુરાદે અહમદનગર ઉપર ચડાઈ કરવાનો સ કલ્પ કર્યો હતો

અહમદનગર ઉપર બહારનો બાદશાહ ચડાઇ લઇને આવે છે એ સમાચાર જાણીને દક્ષિણના જૂદા જૂદા પક્ષકારો પોતાના અ તર વિદ્વેશ ભૂલી જઇને સ્વદેશનું રક્ષણ કરવા સારૂ રાણી ચાદબીબીને પડખે રહ્યા. રાણી શાતચિત્તે યુદ્ધની બધી તૈયારીઓ કરાવવા લાગી અનાજના ભ ડારોને જાતજાતની ખોરાકીની વસ્તુઓથી ભરાવી દીધા. આબાસખાને સાથે લઈને રાણી દરરોજ શહેરમા બધે ઠેકાણે જાતે ફરવા જતી. બીજાપુરના સૈન્યને તેણે જલદીથી આગળ કુચ કરવાની સૂચના આપી. નીલદુર્ગથી બાર હજાર સવારોને મોગલ સેનાનો રસ્તો રોકવા સારૂ મોકલી દીધા. અહમદનગરના કિલ્લા સુધીનો દક્ષિણ માર્ગ આખો ખુલ્લો રહ્યો.

બહારથી મદદ આવવાને હવે કોઈ રસ્તો રહ્યો નહિ. બીજી તરફથી મોગલ સૈન્યે પણ ધીમે ધીમે અહમદનગરના કિલ્લા તરફ પ્રસારો કરીને ઉત્તર, દક્ષિણ અને પશ્ચિમ દિશામાથી હુમલો કર્યો. અનેક પ્રકારના પ્રપ ચ,

અત્યાચાર અને પરાક્રમ બતાવીને તેઓ ધીમે ધીમે કિલ્લાની પાસે પહોચ્યા, પણ એમ છતાએ તેઓ કિલ્લાને સ્પર્શ કરી શકયા નહિ; કારણ કે રાણી ચાદબીબીના વીર અરબ સૈનિકો તેમની ખબર લેવાને તૈયારજ ઉભા હતા. અહમદનગરમા દરેક કામ ઉપર રાણી ચાદબીબી જાતે દેખરેખ રાખતી હતી. તેને ખબર મળી કે મોગલોએ શહેરની અદર આવવા માટે સુરગ ખોદી છે. રાણીએ એ સુરગને ખોલાવી નાખીને દુશ્મનોની યુકિત ધૂળધાણી કરી નાખી. એ વખતે દેશમા સખત દુકાળ પડયો હતો. રાણી ચાંદબીબીની હયાતીમા અહમદનગરનો કિલ્લો પોતાના હાથમા આવવો મુશ્કેલ છે એમ ધારીને શાહજાદા મુરાદે પાછા ફરવાનો વિચાર કર્યો

એક રાતે રાણી ચાંદબીબી કેટલાક નોકરો સાથે કિલ્લા આગળ ઉભી હતી એવામા રાત્રીના ઘોર અધકારમા શરીરે પીછોડી ઓઢીને ઉભેલા કોઇ મનુષ્યે બીજી તરફથી બૂમ પાડીને કહ્યુ 'રાણી ! હવે શરણે આવો. પ્રજાના લોહીથી હવે તમારા રાજ્યની ભૂમિને નાહક ખરડશો નહિ જમીનની અંદર પાચ સુરગો અત્યાર આગમચ ખોદાઇ ચૂકી છે. તેને ફોડીને તમારા કિલ્લાને ઉરાડી મૂકવામા આવશે વધારે શું કહું ? જે સ્થળે તમે ઉભા છો તે સ્થાન પણ થોડા વખત પછી ઉડી જશે તમારો પરાજય અનિવાર્ય છે.' રાણી ચાદબીબીના સેનાપતિઓ આ નેપથ્યવાણી સાભળીને ભયભીત થયા તથા શત્રુપક્ષને શરણે જવાને વિચાર કર્યો, પણ રાણી જોશભેર બોલી ઉઠી—શું ખરેખાત આપણે બધા શત્રુઓને શરણે જઈશુ ? અને જાણીજોઇને છોકરાછૈયાંઓને મોગલોની તલવારોને અર્પણ કરીશું ? હું સ્ત્રી છુ, અબળા છુ, પરતુ મારા શરીરમા લોહીનુ એક ટીપું પણ છે ત્યાસુધી આ જગ્યા છોડીને હુ કયાય જવાની નથી મારી દુર્બળ આગળી એ ગુપ્ત સુરગ ખોદી નાખીને શત્રુઓનો પ્રપચ ધૂળમા મેળવી દેવા શકિતમાન નીવડશે રાણીના આવા તેજસ્વી વાકયો સાભળીને સૈનિકોમા ઉત્સાહ વ્યાપી ગયો. તેઓ ઉંચે સ્વરે પોકારી ઉઠયા 'જય રાણીજીકી જય ! અમે કોઈ દિવસ તમારો પક્ષ છોડી દઇશું નહિ. ખુદા તાલાની મરજીને આધીન થઈને શાતિપૂર્વક અમે રણક્ષેત્રમા મરણ પામીશું પણ શત્રુઓને શરણે તો નહિજ જઈએ '

રાણી પોતાના હાથમા પાવડો લઇને અત્યત ઉત્સાહપૂર્વક સૈનિકોને સાથે લઇને જમીનની નીચેની સુરગ આગળ ગઇ અને કામ કરવા લાગી. સૈનિકો પણ તેનો દાખલો જોઇને ઉશ્કેરાઇ જઈને ખંતભેર ખોદવા લાગ્યા,

એ વખતે રાણી ઠંડું પાણી અને શરબત આપીને થાકેલા સૈનિકોની તરસને પોતાને હાથે છીપાવતી હતી. બીજે દિવસે સવાર સુધીમાં ત્રણ ખાઇઓ નકામી થઇ ગઇ ત્યાર પછી એક સુરંગના મો આગળથી એક ભયંકર અવાજ આવ્યો અને એ અવાજથી કિલ્લાના દરવાજા સુધીની જમીન ધ્રુજી ગઇ. સ્ત્રીઓ અને બાલિકાઓના જીવન અને મર્યાદાના રક્ષણ સારૂ એ સુરંગના મો આગળ ઉભા રહીને જીવસટે યુદ્ધ કરવાની રાણીએ સૈનિકોને આજ્ઞા આપી તેણે મજબૂત બખતરથી પોતાનું સુંદર નાજુક શરીર ઢાંકી દીધું અને ખુલ્લી તરવારના પટા ખેલતી ખેલતી બોલી 'ચાલો, તમારામાથી કેટલા જણા મારી સાથે આવે છે ? કોણ આબરૂભેર મૃત્યુને વશ થવા તૈયાર છે ?'

સૈનિકો રાણીના વેગવાળા વચનોથી ઉશ્કેરાઈ જઈને કોલાહલ કરવા લાગ્યા. બધાએ રાણીની સાથે જવાની અને જીવસટે યુદ્ધ કરવાની પ્રતિજ્ઞા કરી.

બપોરનો વખત થયો. શત્રુપક્ષના લોકો એ સુરક્ષિત સુરગના મો આગળ જવાને આકુળવ્યાકુળ થવા લાગ્યા. તેઓ ધીમે ધીમે આગળ ચાલ્યા. સામે ચાદબીબીના સૈનિકો તેમની ખબર લેવા તૈયારજ હતા, ચાદબીબીના સૈનિકો એકે એકે મોગલ સિપાહીઓનો સારી પેઠે કચ્ચરઘાણ વાળતા ગયા. ચાર કલાક સુધી યુદ્ધ ચાલ્યું.એમા અસખ્ય મોગલ સૈનિકો માર્યા ગયા. જે વખતે યુદ્ધ ચાલી રહ્યું હતુ તે વખતે રાણી પોતાના મોં ઉપરનો બુરખો કાઢી નાખીને સૈનિકોને સૂચનાઓ તથા ઉત્સાહ આપી રહી હતી. સધ્યાકાળે મોગલોનું સૈન્ય વીલે મોએ પાછુ ફર્યું એટલે રાણીના શૂરવીર સિપાહીઓએ તેમની પૂઠ પકડી. શત્રુનુ લશ્કર પલાયન કરી ગયા પછી આબાસખાએ સુરગના મોં આગળ આવીને જોયુ કે રાણી પોતાની પુત્રવધૂ અને બીજી સખીઓ સાથે પરસ્પર ભેટીને આવી ઘોર વિપત્તિને સમયે પણ આનદાશ્રુ વરસાવી રહી છે.

બીજે દિવસે સવારે શાહજાદા મુરાદના તબુમા એક દૂત મોકલવામા આવ્યો. યુવરાજે તેની મારફતે રાણી ચાદબીબીને કહેવરાવ્યુ કે 'રાણી ચાદબીબી જો અમારી પૂઠ ન પકડે અને વરાડ પ્રાન્ત મોગલોને આપી દેવાનુ વચન આપે તો અમે અહમદનગર છોડી દઈને ચાલ્યા જવા તૈયાર છીએ; કારણ કે વરાડથી અહમદનગરના રાજ્યને કાંઈ લાભ પણ નથી' હાલનો કિલ્લો વળી એકવાર શત્રુની સાથે યુદ્ધ કરવાનો પ્રસગ આવે તો ટકી શકશે કે કેમ તેની એકવાર પરીક્ષા કરીને રાણીએ એ દરખાસ્ત પોતાના દરબારીઓ આગળ રજુ કરી. તેમણે બધાએ મજુરી આપી. તેમણે વરાડ સોંપી દેવાનુ કબૂલ

કર્યું એટલે મુરાદ પાછો ફર્યો.

થોડા સમયને માટે અહમદનગરમા પાછી શાતિ ફેલાઇ ગઇ, પરન્તુ મ ત્રીઓ પોતાની સત્તા જમાવવાના લોભ, તથા મિથ્યાભિમાનને લીધે માહો-માંહે લડી મરવા લાગ્યા. દિલ્હીના બાદશાહે જોયુ કે દક્ષિણમા પોતાની સત્તા જમાવવાનો આ સારો લાગ છે. તેણે ખાનખાનાન અને શાહજાદા મુરાદની આગેવાની હેઠળ એક સૈન્ય અહમદનગર ઉપર ચડાઇ કરવા મોકલ્યું. રાણી ચાંદબીબીને એ વાતની ખબર પડી એટલે તેણે તરતજ આત્મરક્ષણની પૂરતી તૈયારી કરવા માંડી, પર તુ આ વખતે તેનું સૈન્ય પહેલા કરતા થોડુ અને દુર્બળ હતું. આ વખતની લડાઈમા મોગલોના સૈન્યને રોકવું એ અસ ભવિત છે. એમ જાણ્યા છતા પણ આળસુ થઈને બેસી રહેવું અને વીરધર્મ બજાવતા સ કોચાવું એ તેને વ્યાજબી લાગ્યું નહિ

હામીદખા નામના એક પુરુષને કિલ્લાની સંભાળ રાખવાનું કામ સોંપ્યું હતું રાણીની એના ઉપર વિશેષ પ્રીતિ હતી. બાલ્યકાળથી એણે હામીદખાને લાલનપાલન કરીને તથા શિક્ષણ આપીને ઉછેર્યો હતો અને મોટો થયા પછી તેને રાજકાજમાં નિમ્યો હતો, હામીદ ખોજો હતો, પરન્તુ એ મોગલોની સાથેના છેવટના યુદ્ધમાં વિલક્ષણ વીરત્વ બતાવીને એ ઉ ચે હોદ્દે ચડયો હતો, તેમ છતા એ આબાસખાને ઘણો ધિક્કારતો હતો, અને હમેશાં તેને નુકશાન પહોચાડવાનો યત્ન કરતો હતો હામીદનો ક્રોધ એકલા આબાસખાનાજ ઉપર હતો એમ નહોતું રાણીએ આબાસખાને હામીદખાના કરતા પણ મોટો હોદ્દો આપ્યો હતો તેથી હામીદનો ક્રોધ રાણી ઉપર પણ હતો. એટલા માટે હામીદે રાણીના હાથમાથી બધો અધિકાર છીનવી લઈને પોતાના હાથમા લેવાનો સ કલ્પ કર્યો હતો. રાણીને તેના એ દુષ્ટ વિચારોની ખબર નહિ હોવાથી એ બિચારી તેના ઉપર અગાઉની પેઠેજ વિશ્વાસ રાખીને કામ કરતી.

એ અરસામા મોગલોનું સૈન્ય અહમદનગરની પાસે આવી પહોચ્યું. એક દિવસ હામીદખા સાહસી યોદ્ધાઓનું એક નાનું સૈન્ય લઇને ગુપ્તપણે શત્રુ-ઓના ઉપર ચડાઇ કરવા જતો હતો એટલામાં ઉસમાનખા નામના એક માણસ સાથે તેનો મેળાપ થયો. એ ઉસમાન ઘણો વ્યભિચારી હતો. આબા-સખાની પત્ની જોરા ઉપર તેની દાનત બગડી હતી, અને તેને મેળવવા માટે તેણે ઘણા પ્રયત્ન કર્યા છતાં એ બાઈની શુદ્ધ નીતિને લીધે ફાવી શકયો નહોતો. આખરે એ મોગલોના સૈન્યમાં દાખલ થયો હતો. એનો ઉદ્દેશ એ

હતો કે મોગલ સૈન્ય જે વખતે અહમદનગર ઉપર વિજય મેળવીને શહેરમાં પ્રવેશ કરશે તે વખતે હું જોરાને ઉપાડી જઇશ ઉસમાનખાં અને હામીદખાં મળી ગયા અને બને જણાએ મસલત કરીને એક પ્રપચ રચવાનો સંકલ્પ કર્યો તથા એ અધમ પ્રપચ પાર પાડવામા બંનેએ એકબીજાને મદદ આપવાનું વચન આપ્યુ ત્યાર પછી હામીદખાં કાંઇ બહાનુ કહાડીને પાછો કિલ્લામા આવ્યો.

આબાસખાએ વારવાર ચાદબીબીને અહમદનગર છોડીને ચાલ્યા જવાનો આગ્રહ કર્યો પણ તેણે એ સૂચનાનો દ્રઢતાપૂર્વક વિરોધ કર્યો સૈનિકોએ પણ ખાત્રી આપી કે રાણીસાહેબ જો પહેલાની પેઠે અમને ઉત્તેજન અને હિંમત આપશે તો અમે છેલ્લી ઘડી સુધી લડીશું. એ વખતે રાણીને એક નવો વિચાર ઉત્પન્ન થયો. એને આશા હતી કે કદાચ એમ કર્યાથી હજારો મનુષ્યોનો નાહક રક્તપાત થતો બચી શકશે એટલા સારૂ તેણે હામીદખાને બોલાવીને પૂછયુ

'મારૂં સૈન્ય યુદ્ધ કરવા તૈયાર છે?'

'પહેલાની માફક આ વખતે પણ આપ આગળ ઉભાં રહી તેમને દોરવો અને ઉત્સાહિત કરો તો તેઓ શત્રુને જીતવા અને જીતી ન શકાય તો સાચા વીરને છાજે એવી રીતે શત્રુને હાથે રણભૂમિમા મરવા તૈયાર છે.'

'અહા! એ તો જૂદી વાત છે! પણ હમણા મારા રાજ્યમાના ઘણા લોકો રાજ્યદ્રોહી થયા છે. હું કોના ઉપર વિશ્વાસ રાખી શકુ?'

રાણીના વચનો સાભળીને હામીદની રગેરગમા ક્રોધ વ્યાપી ગયો પણ એથી કદાચ પોતાની વિશ્વાસઘાતકતા જણાઈ જશે એમ ધારીને ચૂપ બેસી રહ્યો. રાણીએ તેનો મનોભાવ જાણ્યા વગર કહ્યુ.'

'શાહજાદાને આગ્રહ કરો કે મારા બધા અનુચરોને નિર્વિઘ્ને શહેરમાથી જવા દે. વૃથા રકતપાત થતો રોકવાની ખાતર આ કિલ્લો તેમના હાથમા સોપી દો. આ યુદ્ધમા નિશ્ચય આપણો પરાજય થશે. આ બાબતમા તમારો શો અભિપ્રાય છે તે હું જાણવા માગું છુ. ખુલ્લે દિલે જવાબ આપો. નગરવાસીઓના જીવનના રક્ષણ ખાતર મારો ટેક છોડી દઈને આ પગલું ભરવા હુ તૈયાર થઈ છું. એ બાબતમા શત્રુઓ મારા ઉપર કોઈ જાતનું દોષારોપણ કરશે નહિ.'

હામીદખાં એ સૂચના સાભળીને બબડતો બબડતો એકદમ બહાર આવ્યો

અને જે સ્થળે સૈનિકો યુદ્ધની તૈયારી કરી રહ્યા હતા ત્યા પહોચ્યો સૈનિકની વચમા ઉભો રહીને ક્રોધપૂર્વક પોતાની પાઘડી જોરથી નીચે ફેંકી દઇને ઉંચે સાદે બોલ્યો—'ભાઇઓ! તમે બધા રાજદ્રોહી છો. ચાંદબીબીએ શત્રુઓના હાથમાં કિલ્લો સોપી દઇને પોતાનું રક્ષણ કર્યું છે. દિન્! દિન્! તમે બધા મારી સાથે ચાલો એ વિશ્વાસઘાતી ઓરતને જહન્નુમમા પહોચાડવી પડશે.'

સૈનિકો એક મોટી ગર્જના કરીને બોલી ઉઠયા—'વિશ્વાસઘાતકતા! કેવું મોટું પાપ! બેલાશક આ તલવારથી અમે એ કમબખ્ત રાણીના બે ટુકડા કરી નાખીશુ'

હામીદની પ્રપચજાળમા ફસાઈ જઇને સૈનિકો ઉગ્ર મૂર્તિ ધારણ કરીને રાણીના મહેલમા ઘુસી ગયા.

થોડે દૂર રાણી બેઠેલી હતી પોતાના સૈનિકોને ઉશ્કેરાયલા દેખીને એ સમજી ગઈ કે શત્રુઓએ કિલ્લામા પ્રવેશ કર્યો હશે ઉન્મત્ત સૈનિકો તેની તરફ ધસ્યા એટલે એ સ્થિર અને ધીરચિત્તે ઉભી થઈ આવી શાન્ત સ્વભાવ-વાળી પૂજનીય રાણીને જોતાવારજ ઘણા સૈનિકોનો ક્રોધ શમી ગયો, અને તેઓ તેને મારવાને આનાકાની કરવા લાગ્યા એટલામા હામીદખા એક વિકાળ પશુની પેઠે તેના ઉપર ધસી ગયો અને પોતાની તીક્ષ્ણ તલવાર રાણીના સુકુમાર વક્ષઃસ્થળમા ખોસી દીધી. સખ્ત ઘા વાગ્યાથી રાણી નીચે પડી ગઇ. જોરા એ વખતે રાણીની પાસે બેઠી હતી, તેણે રાણીના મસ્તકને પોતાના ખોળામા લઇ લીધુ અને ધીમે ધીમે રાણીના સુકાઇ જતા હોઠ ઉપર ઠડું પાણી રેડવા માડયુ, પરન્તુ રાણીએ તેના તરફ દૃષ્ટિપાત કરીને મદ હાસ્યપૂર્વક પાણી પાવાની ના કહી. છાતીના ઘામાથી પુષ્કળ લોહી વહેતું હતું, થોડી વારમાજ તેને સન્નિપાત થઇ આવ્યો અને તે બોલવા લાગી 'આ આવી! ફિરસ્તાઓ મને બોલાવી રહ્યા છે. આવું છુ ભાઈ! આવુ છુ હવે વધારે વાર નથી. હા ખુદા શું તારી આવીજ ઈચ્છા હતી!' ત્યાર પછી એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને એ પવિત્ર આત્માએ દેહત્યાગ કર્યો.

એટલામા ઉસમાનબેગના સૈનિકો આવીને રાણીના શબની પાસે બેઠેલી શોકાતુર રમણી જોરાને જબરદસ્તીથી પકડી ગયા. એ સમયે આબાસખા યુદ્ધની તૈયારી કરવામા રોકાયલો હતો. એ યુદ્ધક્ષેત્રમાથી પાછો ફરી રહ્યો હતો એટલામા એક સિપાહીએ હાફતે હાફતે તેની સન્મુખ જઇને કહ્યું 'રાણી ચાંદબીબીને શત્રુઓએ ઘાયલ કરી છે.' એ સમાચાર સાભળતાંવારજ આબા-

સખાં પૂરવેગે મહેલમા ગયો. ત્યાં પ્રવેશ કરતાં વાર તેણે જોયું કે લોકો એક શબને કાળુ વસ્ત્ર ઢાકીને કબરસ્થાન તરફ લઈ જાય છે. નિષ્ઠુર ઉસ્માનબેગ તેની પાસે ઉભો હતો એક ક્ષણમા આબાસખા બધી હકિકત સમજી ગયો અને મ્યાનમાથી તલવાર કહાડીને જોસભેર વિશ્વાસઘાતી ઉસમાનની છાતીમાં ભોકી દીધી. ઉસમાન એજ ક્ષણે જમીન ઉપર પડીને મરણ પામ્યો. પછી તરતજ આબાસખાએ પોતાની પ્રિય પત્ની જોરાનો શોધ કરાવ્યો અને તેને શત્રુઓના પંજામાથી છોડાવી.

આબાસે ઉદ્દાસચિત્તે નોકરોને પૂછ્યુ કે 'આ ભયાનક દુર્ઘટનાનું મૂળ કારણ શું ? આ શોચનીય કૃત્ય કોણે કર્યું ?'

બધાએ એકે સ્વરે જવાબ આપ્યો 'હામીદખાજ આ દુર્ઘટનાનું મૂળ છે. તેણેજ પોતાને હાથે રાણીનું ખૂન કર્યું છે.'

આબાસના હુકમથી સિપાહીઓ હામીદખાને પકડી આણવા સારૂ ચારે તરફ દોડયા. ઘણી શોધ પછી એ પાસેના એક જંગલમા સંતાયલો મળી આવ્યો આબાસખાના સિપાહીઓએ દેખતાવારજ તેને પકડી લીધો, ત્યાર પછી આબાસખાના હુકમથી રાણી ચાંદબીબીના એ ખૂનીને ઝાડ તળે બાંધીને ફાંસી દેવામા આવી. આ પ્રમાણે હામીદખાને તેના રાજદ્રોહ અને સ્વદેશદ્રોહ જેવા મહાપાપની સજા આ દુનિયામા તરતને તરતજ મળી ગઈ. 'કરણી તેવી પાર ઉતરણી' એ મહાવાકય તેની બાબતમા ચરિતાર્થ થયું.

મરણ પામ્યા પછી પણ રાણી ચાંદબીબીના ચહેરાનો સ્વર્ગીય ભાવ અને અપૂર્વ દિવ્ય જ્યોતિ લુપ્ત થયા નહોતા. પ્રજાજનો તેની કબર આગળ એકઠા થઈને ચોધાર આંસુ વરસાવવા લાગ્યા.

થોડા વખતમાજ અહમદનગર મોગલોના હાથમા આવ્યુ. આબાસખા અને તેની પતિવ્રતા પત્ની નિર્વિઘ્ને બિજાપુર પાછા ફર્યાં. બે એક પેઢીઓમા ચાંદબીબીનો વંશવેલો લુપ્ત થઈ ગયો, પણ ચાંદબીબીનું નામ તેના પરાક્રમ અને દક્ષતાને લંધે ઇતિહાસમા અમર થઈગયું છે. એમ કહેવાય છે કે મોગલ બાદશાહે પણ રાણીના આ પ્રમાણે છળકપટથી માર્યા ગયાના સમાચાર સાભળ્યા ત્યારે તેણે ઘણો શોક કર્યો હતો, અને આગલા યુદ્ધમા રાણી ચાંદબીબીએ દર્શાવેલી વીરતા અને તેજસ્વીતાના ઘણા વખાણ કર્યા હતા.

ચાંદબીબીનું મૃત્યુ એ અહમદનગરની સ્વતંત્રતાનું મૃત્યુ હતું. ચાંદબીબીના ગુણોની પ્રશંસા અંગ્રેજ ઇતિહાસ લેખકોએ બહુ સારા શબ્દોમાં કરી

છે. કર્નલ મેડોઝ ટેલર પોતાના ઈતિહાસમા લખે છે.—

"ઈગ્લંડમા ઘણા થોડા લોકો જાણતા હશે કે અમારી રાણી ઈલિઝાબેથના વખતમાજ દક્ષિણ ભારતમા એક સ્ત્રી રાજ્ય કરી રહી હતી. યોગ્યતા, રાજનૈતિક નિપુણતા અને શિક્ષણમા એ ઇલિઝાબેથની સમાનજ હતી. એનું રાજ્ય ઈંગ્લાડના જેવું સમૃદ્ધિશાળી અને વિસ્તૃત હતું, અને એની પ્રજા અગ્રેજોના જેટલીજ બુદ્ધિમતી હતી. દ્વેષી શત્રુઓથી ચારે તરફથી ઘેરાયા છતા પણ તેણે પોતાના બળ અને બુદ્ધિથી પોતાના રાજ્યને નાશ અને કુસપથી બચાવ્યું હતુ જો કે એના માર્ગમા ઘણી લાલચો હતી, કેમકે એ સપૂર્ણ સત્તાની અધીશ્વરી હતી તોપણ એ બહુ સાદી, ઉદાર, સત્યપ્રિય, દયાળુ, પતિવ્રતા, સદાચારી, ધાર્મિક અને દાનશીલ હતી. એ ભારતની સ્ત્રીઓમા એક નિર્મળ અને અમૂલ્ય રત્નની સમાન ઝળકી ઉઠે છે."

એલફિન્સ્ટન કહે છે કે "ચાદબીબી દક્ષિણની એક અતિ પૂજનીય વીરાગના હતી. એના સબધમા આ દેશમા ઘણી કથાઓ પ્રચલિત છે ખફીખાએ લખ્યું છે, કે એણે મોગલ સેના ઉપર ચાદીની ગોળીઓનો મારો ચલાવ્યો હતો અહમદનગરમા એક સાધારણ કહેવત છે કે જ્યારે ગોળીઓ ખૂટી ગઈ ત્યારે એણે તાબા, ચાદી અને સોનાના સિક્કા બદુકોમા ભરીને શત્રુઓની ફોજ ઉપર ચલાવવા માડયા, અને જ્યાસુધી ખજાનામાથી રત્ન અને મોતીઓ ચલાવવાનો વારો આવ્યો ત્યાંલગી તેણે સધિનું નામ નહોતું લીધું"

## रत्न १९३ मुं—गढमंडळनी वीरराणीदुर्गावती




ધ્ય પ્રદેશમાં ગઢમડળ નામનુ એક રાજ્ય હતુ. એ રાજ્ય પહાડી હતું. રાજધાનીનું શહેર ચારે તરફ ઉચા પર્વતોથી ઘેરાયલુ હતુ

મુસલમાનોએ ઉત્તર, મધ્ય, અને દક્ષિણ ભારતના લગભગ બધા ભાગોમા વિજય મેળવ્યો હતો, પણ સોળમી શતાબ્દીમા અકબર બાદશાહના રાજ્ય પહેલા કોઈ. મુસલમાન રાજા કે બાદશાહ, ગઢમડળને જીતી શક્યા નહોતા.

દુર્ગાવતી મધ્ય પ્રદેશમા મહોબા નામક એક રાજ્યની રાજકન્યા હતી. ગઢમંડળનો રાજા દલપતસિંહ ઘણો પરાક્રમી અને સજ્જન હતો. વીરતા, તેજસ્વિતા અને સૌદર્યથી દીપી રહેતી તેની મુખમુદ્રા જોનાર હરકોઈ તેના ઉપર મુગ્ધ થઈ જતુ બીજી તરફ દુર્ગાવતી પણ સૌદર્ય અને પરાક્રમમા સાક્ષાત્ દેવીસ્વરૂપ હતી. પુરુષશ્રેષ્ઠ દલપત અને રમણીશ્રેષ્ઠ દુર્ગાવતી એક બીજાના ઉપર પ્રેમાસક્ત થયાં. દલપતે મહોબાના રાજા પાસે દુર્ગાવતીના વિવાહનું માગુ કર્યું. દલપતનુ કુળ ઉચું નહિ હોવાથી દુર્ગાવતીના પિતાએ તેનુ માગુ સ્વીકાર્યું નહિ

પિતા વીરત્વનો મહિમા સમજી શકયા નહિ તેથી દુર્ગાવતીને ઘણોજ શોક થયો તેને રાતદિવસ ચિતાતુર જોઇને સખીઓ પૂછવા લાગી ‘ બેન ! હવે શુ કરીશ ? ’ દુર્ગાવતીએ કહ્યું ‘ રૂપ અને બળમા દલપતસિંહ મનુ-ષ્યોમા દેવતા સમાન છે. તેમની દેવમૂર્તિને હુ મારા હૃદયમા ધારણ કરીને સદા પૂજુ છુ. એજ મારા સ્વામી છે બીજા કોઇ પુરુષને હું વરવાની નથી. ’

સખીઓએ કહ્યું ‘ તારા પિતાએ તો તેમનુ માગુ પાછુ ઠેલ્યું છે હવે તુ કેવી રીતે એમને વરીશ ? ’

દુર્ગાવતીએ કહ્યું ‘ જો તેમનામા નામ પ્રમાણે ગુણ પણ હશે તો કદિ પિતાજીના કહ્યાથી બેસી રહેશે નહિ. હુ એમને મારા મનથી પતિતરીકે વરી ચૂકી છુ એ વાત તેઓ પોતે જાણે છે, અને એ જાણ્યા પછીજ મારી સાથે લગ્ન કરવા તૈયાર થયા હતા. તો પછી પિતાએ મંજુર નહિ કર્યાથી તેઓ પોતાનો વિચાર માંડી વાળશે ? કોઇ પણ ક્ષત્રીવીર ક્ષત્રીબાળાના પ્રેમની ઉપેક્ષા કરી શકે છે ? કોઈ ક્ષત્રી રાજા એમ સહેજમાં પોતાની મન-વાચ્છિત કુમારીની આશા છોડી દે છે ? અર્જુન સુભદ્રાનું બળપૂર્વક હરણ કરી ગયા હતા, કૃષ્ણ ભગવાને પોતે એના એ કાર્યને અનુમોદન આપ્યું હતું. દિલ્હીશ્વર પૃથ્વીરાજને જ્યારે ખબર પડી કે સયુકતા તેમના ઉપર મુગ્ધ છે ત્યારે એ પણ કનોજ પહોચી તેનું હરણ કરી ગયા હતા. ક્ષત્રીવીરને માટે એવું કાર્ય અધર્મરૂપ ગણાતું નથી. એવી રીતે કર્યાથી કોઈ ક્ષત્રીબાળા નું અપમાન થતું નથી. વીરાગના હમેશા વીરતાની પક્ષપાતી હોય છે. પરાક્રમના બળથી પોતાને મનગમતો સ્વામી કોઈ ક્ષત્રીય બાળાનું હરણ કરી જાય તો એમાં એને ખોટુ લગાડવાનું કાંઈ પણ કારણ નથી. દલપત સિંહ જો ખરેખર મારા ઉપર પ્રેમ રાખતા હશે, જો તેમનામાં વીરતાનો

ટેક હશે તો પિતાની નામરજી હોવા છતા પણ એ આવીને મને લઇ જશે. જો એ અહી આવીને મને લઇ જશે તો હુ પણ ઘણી ખુશીથી તેમના ગળામાં વરમાળા પહેરાવીને કૃતાર્થ થઇશ.'

દુર્ગાવતીની આશા પૂર્ણ થઇ. દલપતસિંહે સૈન્ય સાથે દુર્ગાવતીના પિતાના રાજ્ય ઉપર ચઢાઈ કરી

મહારાજા પરાજીત થયો, દલપતસિંહ દુર્ગાવતીને લઇને ગઢમડળ પાછો ગયો.

થોડા દિવસોમા દુર્ગાવતી ગઢમડળની રાણી બની

વિવાહના ચાર વર્ષ પછી એક નાનો પુત્ર મૂકીને દલપતે દેહત્યાગ કર્યો. બાળક વીરનારાયણના પ્રતિનિધિ તરીકે દુર્ગાવતી ગઢમંડળ ઉપર રાજ્ય કરવા લાગી. તેના પદર વર્ષના રાજ્યશાસનમા ગઢમડળ વિશેષ સમૃદ્ધિશાળી થયુ. ઠેકાણે ઠેકાણે મોટા તળાવો બધાવીને તથા બીજાં લોકોપયોગી કામો કરીને એણે રૈયતને સુખી કરી. માજી સાહેબ દુર્ગાવતીને બધા દેવીની પેઠે પૂજવા લાગ્યા.

બીજી તરફ દિલ્હીમાં અફગાન બાદશાહોની પડતીનો સમય હતો. ભિન્ન ભિન્ન પ્રાતોમાથી દિલ્હીની સત્તા ઉઠી ગઈ હતી. દિલ્હીના તાબાના મુસલમાન અને હિંદુ રાજાઓ સ્વતત્ર થવા લાગ્યા હતા. મોગલ બાદશાહે દિલ્હી ઉપર વિજય મેળવ્યો હતો, પણ હજીસુધી એ આખા રાજ્યને પોતાના અધિકારમા લઇ શકયા નહોતા. અકબર બાદશાહે ગાદી ઉપર બેસતાવારજ નાના મોટા સ્વતત્ર રાજ્યોને પોતાના અધિકારમા લેવાનો યત્ન આરભ્યો.

જે રાજાઓ દિલ્હીની સત્તાની સામા થઇને તેના ઉપરિપણામાથી મુક્ત થયા હતા તેમને પાછા વશ કરવાને સારૂ તેણે પોતાના મુખ્ય સેનાપતિઓને ચારે તરફ રવાના કર્યા.

આસફખા નામના એક સેનાપતિને મધ્યપ્રદેશમા મોકલવામાં આવ્યો.

ગઢમડળે હજીસુધી મુસલમાનોનુ આધિપત્ય કદિ સ્વીકાર્યું નહોતું, પણ તેની આબાદી તથા તેના પ્રાકૃતિક સૌદર્યથી લોભાઇને આસફખાએ એના ઉપર પણ ચઢાઈ કરી

એક તરફ દિલ્હીનું પ્રબળ વિશાળ સૈન્ય, બીજી તરફ નાનું શુ ગઢમડળ ! જે મહાન્ શક્તિ આગળ આખા ઉત્તર અને મધ્ય હિંદુસ્તાને માથું

નમાવ્યું હતું તે શક્તિને રોકવાની શક્તિ નાના સરખા ગઢમંડળમાં ક્યાંથી હોય ?

પ્રજા ભયભીત થઇ લોકો સમજી ગયા કે દેશની સ્વતંત્રતા હવે રહેવાની નથી. માજી સાહેબનુ સુવર્ણભૂમિ જેવું સમૃદ્ધિવાન રાજ્ય આજ પાયમાલ થશે

પરંતુ દુર્ગાવતી પોતે જરા પણ ભયભીત થઇ નહિ. તેણે અપૂર્વ ઉત્સાહ સાથે યુદ્ધની તૈયારીઓ કરવા માડી. એના આમ ત્રણથી વીર યોદ્ધાઓ દેશ-રક્ષા માટે તૈયાર થયા અઢાર વર્ષના બાળક વીર નારાયણને લઇને, રાણી દુર્ગાવતી યુદ્ધના પોશાકમાં સજ્જ થઈ

માથા ઉપર ચકચકતો રાજમુકુટ, એક હાથમા તલવાર અને બીજા હાથમા ધનુર્બાણ લઇને સાક્ષાત્ દાનવમર્દિની સિંહવાહિની દુર્ગાની પેઠે મોગલોનો નાશ કરવા માટે રાણી દુર્ગાવતી હાથી ઉપર બેસીને લશ્કરની આગળ આવીને ઉભી હાથી ઉપર બેઠે બેઠે તેણે પોતાના સૈનિકોને ઘણી તેજોમય ભાષામા કહ્યુ કે 'સૈનિકો તથા ગઢનગરના પ્રજાજનો ! આ સુંદર ગઢમંડળનુ રાજ્ય આજસુધી તમારૂ હતુ. આજ મોગલો તેને પડાવી લેવા આવ્યા છે, આ રસાળ દેશના જળ અને અન્નથી તમારા અને તમારા પૂર્વજોના દેહ અને પ્રાણ પરિપુષ્ટ થયા છે તમારા પૂર્વજોની પવિત્ર ભસ્મ આ દેશના વાતાવરણમાજ ભળી ગઈ છે આ પવિત્ર દેશ તમારી જન્મભૂમિ છે, તમારી જનની છે અને તમને પાળીપોષીને મોટા કરનાર ધાત્રી છે. માટે તમારે તેને દેવતાની માફક પૂજવી જોઇએ.

આજ તમારો આ પવિત્ર દેશ શત્રુઓના પગલાથી કલંકિત અને છિન્ન ભિન્ન થવાનો સમય આવી પહોચ્યો છે તમારા દેહમા પ્રાણ છે ત્યાં સુધી એ અપમાનજનક દૃશ્ય જોઈ શકશો ?

સૈનિકોએ એકે અવાજે કહ્યુ 'ના, માજી, ના અમે એ અપમાન કદિ નહિ સહન કરીએ. દેહમા પ્રાણ છે ત્યાસુધી અમારા પવિત્ર દેશને કલંકિત નહિ થવા દઇએ.'

રાણીએ બમણા ઉત્સાહથી કહ્યુ 'ત્યારે ચાલો બધા મારી સાથે. અભિમાની મોગલો ઘણા ગર્વપૂર્વક રણવાદ્ય વગાડી રહ્યા છે તમારા વિજયધ્વનિથી એમના અવાજને બંધ પાડી દો, અને એમ કરીને દેવતાઓનો આશીર્વાદ લ્યો.

ગઢવાસીઓ ! તમે વીર જાતિ છો. યુદ્ધથી બીશો નહિ. મોગલો પ્રબળ અને પરાક્રમી છે અને ગઢરાજ્ય નાનું છે, મોગલોની સેના અસંખ્ય છે, આપણી સંખ્યા ઘણી નાની છે, પરંતુ દેશના રક્ષણને માટે, સ્વર્ગ કરતા શ્રેષ્ઠ જન્મભૂમિના માનના રક્ષણ માટે, તમારી ભવિષ્યની સંતતિના સુખ તથા આબરૂને માટે, તમારે પુષ્કળ હિંમત રાખીને લઢવું પડશે.

જો વિધાતાની ઈચ્છાથી આ ગઢમંડળમા મોગલોનું રાજ્ય સ્થપાવાનુંજ નિર્માણ થયુ હોય તો તમે જન્મભૂમિની ખાતર યુદ્ધક્ષેત્રમા પ્રાણ આપીને આ દુનિયામાં અક્ષય કીર્તિ અને પરલોકમા સ્વર્ગીય સુખ પ્રાપ્ત કરજો. ગઢમંડળના રક્ષણને સારૂ તમે જે રક્ત વહેવરાવશો તે કદી વ્યર્થ જશે નહિ માટે ચાલો આજે મારી સાથે રણભૂમિમા ચાલો અને મોગલોની સાથે વીરતાથી યુદ્ધ કરીને ગઢમંડળનું નામ ભારતના ઈતિહાસમા અમર કરો.'

રાણીના ઉત્સાહપૂર્ણ વચનોથી ઉત્તેજીત થઇને સૈનિકોએ કુચ કરી પ્રબળ વેગથી દુર્ગાવતીએ મોગલો ઉપર આક્રમણ કર્યું મોગલ સેના બેવાર પરાજીત થઇ. તેમના સૈનિકો વિખરાઇ ગયા. આખો દિવસ યુદ્ધ કરીને થાકી ગયેલા સૈનિકોને રાત્રે વિશ્રામ કરવાનો દુર્ગાવતીએ હુકમ આપ્યો

દુર્ગાવતીની એવી ઇચ્છા હતી કે થોડા વખત થાક ખાઇને પાછલી રાતે પાછો મોગલો ઉપર હુમલો કરીશું, પરંતુ તેના થાકયા પાકયા સૈનિકો આખી રાત વિશ્રામ લેવા દેવાની વિનતિ કરવા લાગ્યા પ્રજાના ઉપર માતાના જેટલો સ્નેહ રાખનારી દુર્ગાવતીથી તેમની વિનતિનો અસ્વીકાર કરી શકાયો નહિ તેણે દયા ખાઇને સૈન્યને આખી રાત આરામ કરવાનો હુકમ આપ્યો. એ પ્રસંગનો લાભ લઇને આસફખાએ પોતાનું વિખરાઇ ગયેલું સૈન્ય પાછુ એકઠુ કરીને રાતોરાત દુર્ગાવતીના નિદ્રામગ્ન સૈન્ય ઉપર આક્રમણ કર્યું એ વખતે પણ ગઢમંડળના સૈનિકોના પરાક્રમથી આસફખા પરાજીત થયો.

પ્રાતઃકાળે આસફખા નવું સૈન્ય અને નવો દારૂગોળો લઇને ઉપસ્થિત થયો. નૂતન શક્તિ સાથે એણે ફરીથી દુર્ગાવતીના સૈન્ય ઉપર આક્રમણ કર્યું. ગઢમંડળનું સૈન્ય એક સાંકડી ખીણ આગળ ઉભું હતું એકાએક તેમની પાછળની એક પહાડી નદીમા જોરથી પૂર ચડી આવ્યું.એ પૂરને લીધે ગઢવાસી-ઓ પર્વતનો આશ્રય લઇ શકયા નહિ.

એ અવસ્થામા તોપોની સામે ઉભા રહીને યુદ્ધ કર્યા વગર ગઢમંડળ-વાસીનો છૂટકો નહોતો. દુર્ગાવતીએ જોયુ કે એ દશામાં જય કે આત્મરક્ષ-

ણુનો કાંઈ સંભવ નથી. તેથી મોગલોની તોપોના બારમાથી જે સૈન્ય બચ્યું હતુ તેને લઈને એ રણચંડિકાની પેઠે પ્રબળ પરાક્રમથી યુદ્ધ કરવા લાગી.

એકાએક એક તીરે આવીને તેની આખને વીંધી નાખી.એ તીરને ખેંચી કાઢવા તેણે ઘણુંએ પ્રત્યન કર્યો, પણ એ નીકળ્યુ નહિ. તેની વેદનાથી દુર્ગાવતી કાયર થઈ નહિ. એટલી વેદના છતા પણ બહાદુરીથી યુદ્ધ કરતીજ ગઈ.

બીજા એક બાણે આવીને તેના ગળાને વીંધી નાખ્યુ. એ વખતે દુર્ગાવતી ઘણી આકુળવ્યાકુળ થઇ ગઇ. વિજય મેળવવાની આશા તેણે એકદમ છોડી દીધી પણ એ સ્થિતિમા પણ હાથી ઉપર બેસીને અસ્ત્ર ચલાવ્યા કરતી હતી. પુત્ર વીરનારાયણ તેની પાસે ઘોડા ઉપર બેસીને યુદ્ધ કરતો હતો. શત્રુના ઘાથી એ પુત્ર પણ ઘાયલ થઇને જમીન ઉપર પડયો. દુર્ગાવતીએ તેના સામું જોયુ, પણ એ વખતે પુત્રશોકથી તેનુ હૃદય પોચું થયુ નહિ. પુત્રને બીજી જગ્યાએ લઇ જવાનો હુકમ આપીને તેણે પાછું યુદ્ધ આરંભ્યુ.

હાથીનો માવત કંટાળી ગયો રાણીની આવી દશા જોઇને, તેણે હાથીને નદીને સામે કાંઠે લઈ જવાની રજા માગી, પણ રાણીએ રજા આપી નહિ જયની આશા એ વખતે હતી નહિ. અગણિત સૈનિકો મરણ પામ્યા હતા, પુત્ર પણ મરણશય્યા ઉપર પડયો હતો. ગઢમંડળનું રાજ્ય પરાધીન થવાનો સમય આવી પહોચ્યો હતો તો પછી કયા સુખની ખાતર રાણી દુર્ગાવતી યુદ્ધક્ષેત્રમાથી પલાયન કરી જાય ? એણે તો સંકલ્પ કર્યો હતો કે રાજ્ય અને પ્રજાનું રક્ષણ નહિ થાય તો રણક્ષેત્રમા પ્રાણ વિસર્જન કરીશ. પરાધીન થઇને જીવવાથી શો ફાયદો ? રાણી દુર્ગાવતીએ યુદ્ધક્ષેત્રનો ત્યાગ કર્યો નહિ. તેનું શરીર શત્રુઓના ઘાથી જર્જરિત થવા લાગ્યુ, પણ એણે એની જરાપણ પરવા કરી નહિ. રખેને ઘણી અશક્તિને લીધે મૂર્ચ્છા આવી જાય અને એ અવસ્થામા શત્રુઓ તેને પકડી લઇ જાય, એ ભયથી એણે છેવટના વખતે પોતાને હાથેજ છાતીમા તલવાર મારી દઇને પ્રાણત્યાગ કર્યો.

ઘાયલ થયેલા વીરનારાયણને લઈને કેટલાક સૈનિકોએ એક દુર્ગમા આશ્રય લીધો. આસફખાએ એ દુર્ગ ઉપર પણ ચઢાઇ કરી. વીરનારાયણ માર્યો ગયો. રાજપૂત રમણીઓએ ચિતામા પડીને કુળની મર્યાદા સાચવી.

ગઢમંડળના એ પહાડી માર્ગને હજુ પણ ત્યાંના લોકો પુણ્યસ્થાન ગણે છે. ત્યા આગળ બે એક મોટા ગોળ પથરા પડયા છે. લોકોમાં એવી ગપ ચાલે છે કે રાણી દુર્ગાવતીના રણડંકાએ હવે પત્થરનું રૂપ ધારણ કર્યું છે.

# रत्न १९४ मुं-विकानेरना पृथ्वीराजनी राणी



णा ઉદયસિંહના મૃત્યુ પછી તેનો જયેષ્ઠ પુત્ર, જગતના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ થયેલો મહાવીર પ્રતાપસિંહ ચિતોડની ગાદીએ બેઠો.

એ વખતે દિલ્હીના તખ્ત ઉપર અકબર બાદશાહ બિરાજતો હતો. અકબરના જેવા રાજનીતિમા નિપુણ, દૂર અંદેશ, વિચક્ષણ અને ઉદાર પ્રકૃતિના પુરુષો જગત્મા ઘણા થોડા જન્મ્યા છે. બીજા ધર્માંધ મુસલમાનોની પેઠે એને હિંદુઓ ઉપર દ્વેષ નહોતો; એ સારી પેઠે સમજી ગયો હતો કે ભારતવર્ષ મુખ્યત્વે હિંદુઓનો દેશ છે. સાહસ, વીરતા, વિદ્યા, જ્ઞાન અને સ્વાભાવિક બુદ્ધિમા હિંદુઓ ઘણા શ્રેષ્ઠ છે કેવળ એ લોકોના કુસંપ અને પરસ્પર દ્વેષને લીધે એવી મહાન્ જાતિ ઉપર મુસલમાનો વિજયી નીવડયા છે.

અકબરના પહેલા કોઇ બાદશાહ હિંદુઓના એ પરસ્પર લડી મરનારા રાજ્યોને પણ એકજ સાથે પોતાના તાબામા લાવી શકયો નહોતો જો હિંદુઓ પોતાનો કુસંપ છોડી દઇને મુસલમાનોની સામા થાય તો જોતજોતામા મુસલમાનોને નાસી જવું પડે એમ હતુ એટલા માટે ચતુર અકબરે વિચાર્યું કે કોઈ પણ પ્રકારે બધા હિંદુ રાજાઓને પોતાના મિત્ર બનાવવા જોઇએ, તથા એક વખત તેમને વશ કરીને વફાદારીના સોગંદ ખવરાવવા જોઇએ. અકબર સારી પેઠે જાણતો હતો કે સત્યપ્રિય રાજપૂતો એક વખત વફાદારીનું વચન આપ્યા પછી કદાપિ પોતાની સાથે શત્રુતા રાખશે નહિ, એટલુંજ નહિ પણ કામ પડયે જીવસટે મદદ કરશે.

અકબરે પોતાના હાથ નીચેના મુસલમાન રાજાઓ અને અમલદારોને એવા સાચા સ્વામીભક્ત જોયા નહોતા. જરા લાગ મળતા તેઓ બાદશાહની સામા થતા અને પોતાના હાથ નીચેના મુલકમા સ્વતંત્ર રાજ્ય સ્થાપવાનો યત્ન કરતા અકબરની ખાત્રી થઈ ગઈ હતી કે ભારતવર્ષમા મોગલ રાજ્ય સ્થાયી કરવું હોય તો દરેક વાતમા હિંદુરાજાઓની મદદ આવશ્યક છે મોગલોના સદ્વ્યવહારથી તથા તેમના પક્ષપાત વગરના રાજ્યથી હિંદુઓ એકવાર મોગલોના તાબામા આવશે તો તેઓ વંશપરંપરા એ રાજ્યને આધીન રહેશે તથા તે રાજ્યનુ ગૌરવ સાચવવા માટે આત્મબલિદાન આપતા પણ સંકોચાશે નહિ એટલા માટે અકબરશાહે હિન્દુ પ્રજાને કોઈ

દિવસ દુઃખ દીધું નહિ તેમની સાથે સારી વર્તણુક ચલાવીને, તેમને માન આબરૂ તથા સરખા હક્ક આપીને અકબરે હિંદુઓને પોતાના મિત્ર બનાવવાનો યત્ન આરંભ્યો.

દૂરદર્શી મોગલ બાદશાહની એ યુક્તિ સફળ નીવડી. હિંદુસ્તાનના હિંદુઓએ ભક્તિપૂર્વક અકબરને 'દિલ્હીશ્વરો વા જગદીશ્વરો' શબ્દથી સંબોધન કર્યું

એ વખતે હિંદુઓમાં વીરતા અને રાજ્યપ્રબંધને માટે રાજસ્થાનના રાજપૂતો પ્રખ્યાત હતા. એ બળવાન રાજપૂતોની મદદ મેળવવાને અકબરે ઘણો પ્રયત્ન કર્યો જે રાજપૂત રાજા પરાજીત થઇને તેનું ઉપરિપણું સ્વીકારતો, તેને અકબર આદરપૂર્વક પોતાના મિત્રતરીકે સ્વીકારતો તથા યોગ્યતા પ્રમાણે રાજ્યપ્રબંધમાં કે સૈનિક વિભાગમાં તેમને સુબા કે સેનાપતિનો મોટો હોદ્દો આપતો. તેમને પોતાના રાજ્ય ઉપર સ્વતંત્રપણે રાજ્ય ચલાવવા દેતો

મોગલ રાજ્ય જેવા પ્રતાપી રાજ્ય સાથે નકામું યુદ્ધ કરવાથી પ્રજાની અને ધનની હાનિ વગર બીજો કાંઇ ફાયદો થશે નહિ, મોગલોનું નામ માત્ર ઉપરિપણું સ્વીકાર્યાથી પોતે અને પોતાના વંશજોએ સુખચેનમાં પોતાના રાજ્યમાં રાજ્ય કરી શકશે, બહારનો શત્રુ પણ તેમનો વાંકો વાળ નહિ કરી શકે, એવા એવા વિચારથી ઘણા રાજપૂત રાજાઓએ અકબરનું ઉપરિપણું સ્વીકાર્યું મોગલો અને હિંદુ રાજાઓનો સંબંધ વધારે મજબૂત બનાવવા માટે, અકબરે પોતાના અને પોતાના પુત્ર સલીમના લગ્ન રાજપૂત કન્યાઓ સાથે કર્યાં

એક માત્ર મેવાડના વીર રાણા પ્રતાપસિંહે અકબરની તાબેદારી સ્વીકારી નહોતી, તેમજ એ મોગલો સાથે કોઈ પણ જાતના વિવાહસંબંધથી જોડાયો નહોતો.

મનુષ્યોનો એવો સ્વભાવ હોય છે કે, પોતે કોઇ રીતે હીન કામ કરવા માંડે છે તો પછી બીજાઓને પણ એ હલકા કામમાં સામીલ કરીને 'નાકકટ્ટાની ટોળી' વધારવાને તેઓ પ્રયત્ન કરે છે જે રાજપૂત રાજાઓએ અકબરનું ઉપરિપણું સ્વીકારીને તેને તથા તેના પુત્રને પોતાની કન્યાઓ આપી હતી, તેમની આંખમાં પ્રતાપરાણાની સ્વતંત્રતા અસહ્ય થઈ પડી. પ્રતાપનું દમન કરવા માટે તેઓ સઘળા અકબરને મદદ આપવા તૈયાર થયા. પ્રતાપની

સાથે અકબરને ઘણા લાંબા સમય સુધી યુદ્ધ ચાલ્યું

ઉદયપુર અકબરના હાથમા આવ્યુ.રાજ્ય છોડીને રાણા પ્રતાપને સપરિવાર જગલો અને પર્વતોમાં સતાતા ફરવુ પડયુ અકબર અને તેને શરણે ગયેલા બીજા રાજપૂત રાજાઓએ પ્રતાપને વશીભૂત કરવાની હઠ પકડી હતી. પ્રતાપ શરણે આવે તો મોગલ દરબારમા સૌથી મોટા પદ ઉપર તેને બિરાજમાન કરવાને તેઓ તૈયાર હતા, પરતુ ટેકીલો પ્રતાપ તેમને વશીભૂત થયો નહિ.

ભૂખે, તરસે, ટાઢ તડકો વેઠીને, પહાડ પર્વત અને જગલોમા ગમેતેટલુ દુ.ખ વેઠીને, કદિ ઘાસના બિછાનામા તો કદી પર્વતની ગુફામા જીદગી ગાળવી એ પ્રતાપને પસદ હતુ, પણ પરવશ થઇને મોગલ દરબારમા મોટામા મોટુ સન્માન મેળવવું એ તેને મનથી ઘણુજ શરમભરેલુ હતું મોગલોના ઘરમા કન્યા આપીને, પવિત્ર રાણાવશને, તથા બહાદુર રાજપૂત જાતિના નામને કલકિત કરવાની તેની ઇચ્છા નહોતી

ઘણા વર્ષો સુધી પ્રતાપે કઠોર દુઃખ વેઠયુ. ઘાસના રોટલા ખાઇને, ઝાડીઓમા સતાઇ રહીને, પ્રતાપે સ્ત્રી અને પુત્ર સાથે પોતાની જીદગી ગાળી હતી ચિતોડનો ઉદ્ધાર કરવાને વીર પ્રતાપ છેલ્લી ઘડી સુધી યત્ન કરતો રહ્યો હતો, પણ તેને તેમા સફળતા પ્રાપ્ત થઇ નહોતી ચિતોડની પરતત્રતાને લીધે દુ.ખી હૃદયે અશ્રુવિસર્જન કરતા કરતા મહાવીર પ્રતાપે પોતાના નાશવત દેહનો ત્યાગ કર્યો હતો

વાચક બહેનોને એ સમયની દેશની સ્થિતિનો કાંઈક પરિચય આપવા સારૂ અમે અકબરની રાજનીતિ અને પ્રતાપના ટેકનુ કાઇક વિસ્તારથી વર્ણન કર્યું છે.

આ આખ્યાયિકાની નાયિકા રાણા પ્રતાપસિહના ભાઇ શક્તસિહની કન્યા હતી. એ બિકાનેરના મહારાજાના ભાઇ પૃથ્વીરાજને પરણી હતી. પૃથ્વીરાજ મોગલ બાદશાહના દરબારમા નોકર હતો પૃથ્વીરાજ એક સારો કવિ હતો અને સયોગવશ એને પરાધીનતા સ્વીકારવી પડી હતી, તોપણ એની રગેરગમા દેશભક્તિ અને સ્વતત્રતાનુ અભિમાન વહેતું હતું.

પૃથ્વીરાજની સાથે એની સ્ત્રી પણ દીલ્હી ગઈ હતી.

જતી વખતે તેને અનેક સગાસબધીઓએ વારીને કહ્યું હતુ કે ‘ દિલ્હીમા તારો સ્વામી પરતત્ર છે. અકબર બીજા રજપૂત સરદારોનુ જેટલુ માન

રાખે છે તેટલુ માન પૃથ્વીરાજનુ રાખે એવો સભવ નથી, કારણ કે પૃથ્વીરાજ સ્વતત્ર સ્વભાવનો વીર છે વળી તુ અકબરના શત્રુના વશની છે, અને પરમ રૂપવતી છે આટલા રૂપ સાથે તુ મોગલોની રાજધાનીમા તારા શિયળનુ રક્ષણુ કેવી રીતે કરી શકીશ ? '

પૃથ્વીરાજની રાણીએ જરાક હસીને પોતાની કાંચળીમાથી એક તીક્ષ્ણ છુરી બહાર કહાડીને કહ્યું ' આત્મરક્ષાને માટે મોગલોની દયા ઉપર ભરોસો રાખીને હુ દિલ્હી જતી નથી. કામ પડશે ત્યારે આ છરો મારૂં રક્ષણુ કરશે. શિયળ સાચવવા સારૂ મરવુ પડશે તો ખુશી સાથે મરીશ, પણુ એવી ખોટી બીકથી જીવતી છુ ત્યાસુધી સ્વામીસેવા કરવાથી વચિત શામાટે રહું ? '

તેનુ કહેવુ વ્યાજબી હતુ રાજપુતાણીની આત્મનિષ્ઠા ઉપર તેમને વિશ્વાસ હતો તેમણે હવે તેને દિલ્હી જતા રોકી નહિ સિસોદિયા રાણાની કન્યા સ્વામી સાથે સહર્ષ દિલ્હી ગઈ

લોકો ધારતા હતા તે પ્રમાણે અકબરે પૃથ્વીરાજને હીન અવસ્થામા રાખ્યો નહિ. બીજા રાજપૂતોની પેઠે એણે કવિ પૃથ્વીરાજને પણ સન્માન પૂર્વક પોતાના દરબારમા સ્થાન આપ્યું. પૃથ્વીરાજની પત્ની પણુ બીજા સર દારોની રાણીઓની પેઠે આબરૂભેર ત્યા રહેવા લાગી

મુસલમાનોમા નવા વર્ષના આરભ નોરોઝનો ઉત્સવ થાય છે તેનું અનુ કરણુ કરીને અકબરે દિલ્હીમા ' ખુશરોઝ ' નામનો એક નવો તહેવાર ચ-લાવ્યો હતો. કેટલાક એ ઉત્સવને પણુ નવરોઝના તહેવારના નામથી ઓળખે છે. એ ઉત્સવને દિવસે દિલ્હી નગરમા સ્ત્રીનો એક મેળો ભરાતો આજકાલ મુંબઈ, કલકત્તા, શીમલા વગેરે મોટા નગરોમા ' ફેન્સી ફેર ' નામના મેળા ભરાય છે તેવોજ એ મેળો હતો. બાદશાહની બેગમો, તેના ઉમરાવની સ્ત્રીઓ, રાજપૂત સરદારની રાણીઓ તથા મુખ્ય અમલદારોની સ્ત્રીઓ આ મેળામા વેચનાર અને ખરીદનાર બનતી. એ મેળાની યોજના કરવામા શહેનશાહ અકબરનો શો ઉદ્દેશ હશે તેની અનેક કલ્પનાઓ થઇ શકે છે સભવિત છે કે અન્ત.પુરમાની સકુચિત હદમા રાતદિવસ બેસી રહેનારી રાજપૂત અને મુસલમાન મહિલાઓને માટે આમોદ પ્રમોદનુ એક સાધન ઉત્પન્ન કરવાના ઉદ્દેશથી તેણે આ મેળો ચલાવ્યો હોય. કોઇ એમ કહે છે કે એ મેળામાં જાતે ગુપ્તવેશે હાજર રહીને અકબર વસ્તુઓની કિમત જાણુતો, તથા પોતાના રાજ્યની સ્ત્રીઓના વિચાર અને અભિલાષાઓ જાણુતો. કેટલાકના

કહેવા મુજબ એ ચૂપાચૂપ ઉભો રહીને રાજપૂત રમણીઓના સૌન્દર્ય સુધા-રસનું પાનમાત્ર કરતો, ત્યારે કેટલાકના કહેવા મુજબ એ મેળામાંથી પરમ સૌન્દર્યવાન સ્ત્રીઓને પસંદ કરીને સામદામ તથા દંડથી તેમને ફસાવીને તેમનું સતીત્વ ભ્રષ્ટ કરતો.

અસ્તુ ! હવે આપણી મૂળ ઘટના ઉપર આવીએ. આજે નૌરોઝના મેળામાં પૃથ્વીરાજની સ્ત્રી પણ ગઇ હતી. એ મેળો જોઇ રહ્યા પછી બહાર જવાનો રસ્તો ઘણો સાંકડો અને ગુંચવાડાભરેલો હતો એ રસ્તામાં બાદશાહ ગુપ્ત વેશે ઉભો રહીને સ્ત્રીઓને જતી વખતે જોતો બહાર નીકળતી વખતે એણે ગલીને મોંએ બાદશાહને ઉભેલો જોયો બાદશાહને જોતાવારજ એ વીરબાળા તેનો દુષ્ટ આશય સમજી ગઇ તેના પવિત્ર હૃદયમાં બેહદ ગુસ્સાનો આવેશ આવ્યો ભારતના પ્રબળ બાદશાહને પોતાની સન્મુખ ઉભેલો જોઇને તેને જરા પણ ડર લાગ્યો નહિ નિર્ભયચિત્તે પોતાના વસ્ત્ર-માંથી કટારી કહાડી એ ચિતોડની વીરકન્યા બાદશાહની છાતી ઉપર ચડી બેઠી રાજપૂત રમણીનું સાહસ જોઇને બાદશાહ તો સ્તબ્ધજ થઈ ગયો પોતાના દુષ્ટ ઇરાદા માટે તેણે તેની ધણીએ ક્ષમા માગી તથા છોડી દેવાને અત્યન્ત આજીજી કરી

પૃથ્વીરાજની રાણીએ કહ્યું ‘તું બાદશાહ નથી, પણ નીચ વિષયી કૂતરો છે પિશાચ છે પશુઓ પણ માતાનું સન્માન રાખે છે માટે તું પશુ કરતાં પણ અધમ ન હોય તો તારી માના શપથ ખાઈને આજ પ્રતિજ્ઞા કર કે આજથી કોઈ પણ દિવસ કોઈપણ સન્નારીનું શિયળ ભ્રષ્ટ કરીશ નહિ જો તું એવી પ્રતિજ્ઞા નહિ લે, તો આજે આ કટારીથી તારૂં કામ તમામ કરી દઈશ ’

કેટલાક કહે છે કે અકબર આ અધમ કામમાં કામવૃત્તિથી ઉત્તેજીત થયો નહોતો પણ પોતાને યુદ્ધમાં હરાવનાર વીર સિસોદીયા કુળને કલંક લગા-ડવા સારૂ તેણે આ અધમ પ્રયત્ન કરીને પોતાની કીર્તિને ડાઘ લગાડ્યો હતો. અસ્તુ ! અકબરના મનમાં ક્ષણિક પાપવૃત્તિનો ઉદય થયો હશે તોપણ આ-ખરે એ સમજુ બાદશાહ હતો. વીરતા, અને સત્યનિષ્ઠાની કદર કરનારો હતો. સતીના ઉપદેશની સાથેજ એની પાપી લાલસા નષ્ટ થઇ ગઈ એણે પોતાના કૃત્યમાટે ખરા અંતઃકરણથી પશ્ચાત્તાપ કર્યો અને ભવિષ્યમાં કોઈ પણ સ્ત્રીનું શિયળ ભંગ નહિ કરવાની પ્રતિજ્ઞા લઇને પૃથ્વીરાજની રાણીની ક્ષમા

માગી સતીએ ઉદારચિત્તે ક્ષમા આપી.

પુરુષસિંહ પૃથ્વીરાજની સ્ત્રી ! ધન્ય છે તને ! તે સ્ત્રીજાતિના ગૌરવને માટે જે વીરતા પ્રદર્શિત કરી છે તેની યથાર્થ પ્રશંસા કરવાને અમારી દુર્બળ લેખિની અસમર્થ છે તારૂં પવિત્રતામય જીવન અને તારો પાતિવ્રત્ય ધર્મ, તારી ભારતવર્ષીય બ્હેનોને માટે અનુકરણીય અને આદરણીય છે તારા સચ્ચરિત્રથી તારા પિતા અને પતિના કુળની આજસુધી પ્રશંસા થાય છે ધન્ય છે તને ! ધન્ય છે તારા જેવી સતીઓને જન્મ આપનાર આર્ય માતાને ! સ્ત્રીની પ્રતિષ્ઠા તેના શિયળમાં છે ધન, યૌવન, માનમર્યાદા કશાની પણ પરવા કરતાં સતીત્વનું નષ્ટ કરનાર સ્ત્રીઓને ધિક્કાર છે ! પ્રભુ તારા જેવી સતીત્વના ગૌરવવાળી સ્ત્રીઓ ભારતવર્ષમાં ઘેરેઘેર ઉત્પન્ન કરો ! ! અસ્તુ ! !



# रत्न १९५ मुं–शृंगारम्मा

(મા)યસોરના રાજા ચિક્કા દેવરાયના દરબારમાં એ સન્નારી કવિતા કરતી હતી રાજા ચિક્કા દેવરાયનો રાજ્યકાળ ઈ૦ સ૦ ૧૬૨૨ થી ૧૭૦૪ છે એ રાજા સાહિત્ય પ્રેમી હતો અને પોતે પણ લેખક હતો વિદ્વાનો અને કવિઓને સારો આશ્રય આપતો ઐતિહાસિક ગ્રન્થોનો એક ઘણો સારો સંગ્રહ એણે પોતાના પુસ્તકભંડારમાં કર્યો હતો, પણ આપણા દુર્ભાગ્યે ટીપુ સુલતાને પાછળથી એ ગ્રન્થોનો નાશ કર્યો હતો. શૃંગારમ્મા શ્રીવૈષ્ણવસંપ્રદાયની કવયિત્રી હતી. એણે પદ્મિની કલ્યાણ નામનું કાવ્ય લખ્યું છે, જેમાં શ્રીનિવાસ અને પદ્મિણીનો વિવાહ ગાયો છે. એની કવિતા સંગીતમય અને વાજીંત્રની સાથે ગાવા યોગ્ય છંદમાં લખાયલી છે એ કાવ્ય રસમય છે

# रत्न १९६ मुं–होन्नम्मा



નડી ભાષામા સૌથી વિશેષ વિખ્યાતી આ સન્નારીની છે. એનુ ઉપનામ સાચિયાહોન્ની હતું એ પણ માયસોરના રાજા ચિક્કા દેવરાયના સમયમા થઇ ગઈ છે. એ રાજાના મત્રીના ભાઇ શિગરાય પાસે એણે શિક્ષણ મેળવ્યું હતું એણે રાજાની આગળ પોતાની શિષ્યાની પ્રશસા કરી હતી, કે કાવ્યશાસ્ત્ર અને પિંગળમા એ પૂરેપૂરી નિપુણ છે એક વખત રાજાએ રાણીની મારફતે એ વિદુષીને કહેવરાવ્યું કે "મારે માટે એક કાવ્ય લખી લાવો " એ ઉપરથી એણે 'હડીબદેય ધર્મ' નામનુ કાવ્ય લખ્યું. એમા આદર્શ પત્નીના શા શા ધર્મ છે તેનો ઉપદેશ કરેલો છે, એના કાવ્ય ઉપરથી જણાય છે, કે એના સમયમા કર્ણાટિક દેશમા પણ સ્ત્રીજાતિ હીન દશામા હતી કન્યાનો જન્મ તુચ્છ ગણાતો હતો સ્ત્રીઓને અધમ ગણનારા જનસમાજને ઉદ્દેશીને, નારીજાતિનુ ગૌરવ સૂચવતા એ કહે છે કે "હે અધ, મૂર્ખ પુરુષો! તમને જન્મ આપનારી શું સ્ત્રી નથી? તમારૂં લાલનપાલન સ્ત્રીને હાથે નથી થયું? શામાટે ટુકી નજરના મૂર્ખ પુરુષ સ્ત્રીજાતિની નિદા અને મશ્કરી કરે છે કે "બૈરી! બૈરી! હ!"

સતાન પુત્ર હોય તો શુ કમાયા અને કન્યા હોય તો તમારૂ શુ જતું રહ્યુ? આ લોક અને પરલોકનુ સુખ તો એજ સતાન આપે છે, કે જે સત્કર્મ-વડે ઉન્નતિ કરે છે, પછી તે પુત્ર હોય કે કન્યા, તેની કાંઈ પરવા નથી.

પુત્ર સતાન સદાચારી અને સુશિક્ષિત ન હોય તો કુટુબને આશીર્વાદ રૂપ નથી થઈ પડતો, પણ જે કન્યા એક પ્રતિષ્ઠિત કુટુબમાથી બીજા પ્રતિષ્ઠિત કુટુબમા જાય છે, અને સદ્વર્તન રાખે છે, તેનું જીવન ધન્ય છે, એમ ભવિષ્યની પ્રજા કહેશે "

# रत्न १९७ मुं—वीरा



એ ચિતોડના રાણા ઉદયસિંહની ઉપપત્ની હતી. નામ પ્રમાણે તેનામા વીરતા તો સ્વાભાવિકરીતેજ હતી, જો કે તેના પતિ ઉદયસિ હમા જરાપણ તેજસ્વિતા નહોતી પણ વીરા તો યુદ્ધકળા અને સાહસમા ઘણી આગળ વધેલી હતી. વીરા કોની પુત્રી હતી, કેવી રીતે તે મહારાણા ઉદયસિ હના પરિચયમા આવી વગેરે હકીકત મળી આવી નથી. એ કેવળ પોતાની વીરતાને લીધે ઇતિહાસમા પ્રસિદ્ધ થઈ છે

દિલ્હીના અકબર બાદશાહે ચિતોડ ઉપર બે વાર ચઢાઈ કરી હતી, એવું ભાટ અને ચારણોના લેખોથી જણાઈ આવે છે. પહેલીવારની ચઢાઇમાં મુસલમાનોની મોટી હાર થઈ હતી, પરન્તુ એ વાતથી પોતાના ચક્રવર્તી બાદશાહનું અપમાન થયેલુ માનીને મુસલમાન ઇતિહાસકારોએ પોતાના ગ્રથોમાં તેનો કયાય ઉલ્લેખ કર્યો નથી જે યુદ્ધમા ચિતોડનુ સર્વસ્વ નાશ પામ્યુ તેજ યુદ્ધનુ વર્ણન તેમણે લખ્યુ છે, પરતુ જે યુદ્ધમાં મુસલમાનોનો પરાજય થયો હતો, જે વખતે તેઓ રણસગ્રામમાથી નાશી ગયા હતા તે યુદ્ધનું વર્ણન પોતાની જાતિને અપકીર્તિમાથી બચાવવા ખાતર તેમણે લખ્યુ નથી. જે વીરબાળાના હાથે મુસલમાનોને અપકીર્તિ મળી હતી તે વીરબાળા વીરા હતી.

અકબર બાદશાહ જે સમયે પોતાની પ્રબળ સેનાને લઇને ચિતોડ ઉપર ચડી આવ્યો તે સમયે ઉદેપુરમા કાયર ઉદયસિંહ રાજ્ય કરતો હતો. ઉદયસિ હમા તેના પૂર્વજોની વીરતાનો અ શમાત્ર પણ નહોતો, મોગલોની રાક્ષસી સેના જોઇને એ ઘણો ભયભીત થઈ ગયો અને બાદશાહને શરણે જવા તૈયાર થયો, પરન્તુ એ વખતે મેવાડના રાજપૂતો બાયલા થઇ ગયા નહોતા શત્રુઓની સામે યુદ્ધ કરીને માતૃભૂમિનું સ રક્ષણ કરવાના ઉત્સાહથી તેમની રગેરગમા લોહી પૂર્ણ વેગ સાથે દોડતું હતુ. તેમણે રાજાને એવું હીન કાર્ય કરતાં અટકાવ્યો તથા યુદ્ધ કરવાને ઉશ્કેર્યો. આખરે લાચાર થઇને એને બાદશાહની સામે યુદ્ધ કરવા જવુંજ પડયુ પરન્તુ તેનામાજ સાહસ, શૌર્ય, ધૈર્ય, દઢતા તથા ટેક વગેરે રાજપૂતોના આવશ્યક ગુણો બિલકુલ નહોતા, એટલે એ મુસલમાનોના આક્રમણને રોકવાને અશક્ત નીવડયો છતા પણ રાજપૂત સૈનિકોએ પરાક્રમથી બાદશાહની ફોજ સાથે યુદ્ધ કર્યું; પરન્તુ જેનો રાજાજ

નબળો અને કાયર હોય તેની સેના કેટલો વખત ટકી શકે ? રાજાની તરફથી ઉત્તેજન નહિ મળવાથી રાજપૂતો પણ ધીમે ધીમે નાસી ગયા અને અભાગી ઉદયસિંહને અકબરે કેદ પકડીને પોતાના સૈનિકોના સ્વાધીનમા રાખ્યો. આ પ્રમાણે સ્વતંત્ર મેવાડનો અધીશ્વર મુસલમાનોના બંધનમા પડયો. વીર-જનની મેવાડ આજે કલંકિત થઇ, કારણ કે મેવાડના ઇતિહાસમા આવો પ્રસંગ પૂર્વે કદિ બન્યો નહોતો મેવાડના રાજાઓ તો એકજ સૂત્ર સમજતા હતા કે રણભૂમિમા શત્રુઓને મારવા અથવા તો શત્રુઓને હાથે મરવુ રણ ભૂમિમા શત્રુના હાથે મૃત્યુ થાય તો તેઓ એ મૃત્યુને માટે 'કામ આવવુ' એ શબ્દોનો પ્રયોગ કરતા. શત્રુના હાથમા તેઓ કદિ જીવતા પકડાયા નહોતા ઉદયસિંહ દિલ્હીના બાદશાહના હાથમા કેદ પકડાયો એ ખબર સાભળીને રાજકુટુંબમા ઘણો શોક ફેલાયો, હવે શુ કરવું તેનો વિચાર કરવા માટે સા-મંતોની સભા ભરાઈ, પરન્તુ ઉદયસિંહને શત્રુના હાથમાથી છોડાવવાનો ઉપાય કોઇને સૂઝતો નહોતો, કોઇ સરદાર આગળ આવીને યુક્તિ બતાવતો નહોતો આજે ચિતોડ નિસ્તેજ જણાતું હતું એ કાર્ય પાર ઉતારે એવો કોઈ વીર તેમની નજરમા આવતો નહોતો. ચિતોડની આ દશા જોઇને ઉદય-સિંહની ઉપપત્ની વીરાના હૃદયમા લોહી ઉકળી આવ્યુ ક્રોધ અને અભિ-માનથી તેનો ચહેરો લાલચોળ થઇ ગયો, તેણે લાજમરજાદા છોડી દઇને વીરાંગનાને છાજે એવુ લોઢાનું બખ્તર પહેર્યુ. હાથમા ધનુષ્યબાણ લઇને વીર રમણી વીરા વિજળીની પેઠે ચમકી અને મેઘની માફક ગર્જના કરીને સભામંડપમા આવી થોડીવાર સુધી બધા સામંતોના મો સામુ જોઇને તે નિર્ભય થઇને બોલી 'અહો! હુ અહિ ઉભી છુ તે તમે જુઓ છો? મેવાડની પવિત્ર ભૂમિ આજે વીરશૂન્ય થઇને વૈધવ્ય પામી છે? રાજપૂતાણીઓના ગરમ દૂધમા આજ કીડા પડી ગયા છે? થોડા વખત પહેલા મેવાડમા જે અ-સંખ્ય રાજપૂત વીરો દેખાતા હતા, તે ક્ષણવારમા ઘરના ખુણામાં જઇને ભરાઈ ગયા? વીર ક્ષત્રીઓ શું ઢીલા માસના લોચામાત્ર છે? રાજપૂત માતાઓએ અચેતન હાડકા અને માસના પુતળાઓનેજ ઉત્પન્ન કર્યા હતાં કે શુ? દેશાભિમાન, કુલાભિમાન, અને સાહસે આજથીજ આર્ય-ભૂમિનો ત્યાગ કર્યો કે શુ? વીરતા અને તેજસ્વિતા એકદમજ મેવા-ડમાથી લુપ્ત થઈ ગયા? હાય! હાય! આજ હું આ શું જોઉં છું? માટીનાં જડ પુતળાઓ કરતા પણ રાજપૂતોની હીન દશા જોઇને મારૂં હૈયુ ફાટી જાય

છે. અરે ! પહેલાના આર્યવીરો કયા ગયા ? શુ હવે મેવાડમા એક પણ સ્વામીભક્ત તથા દેશહિતૈષી વીર નથી કે ? કે જે પોતાના સ્વામીને શત્રુઓના બ ધનમાથી છોડાવી લાવે ? શુ કોઇ પણ એવો નથી કે જેના હૃદયમાનુ રક્ત પોતાના રાજાની આ હીન દશા જોઈને ઉકળી આવતુ હોય ? ' વીરાના એવા વીર વાકયો સાભળ્યાથી પૂર્ણિમાના ચન્દ્રમાને જોઈને સમુદ્રમાં જેવી રીતે ભરતી આવે છે તેમ બધા વીર રાજપૂતો એકસાથે ગર્જના કરીને વીરાની પાસે આવી ઉભા એકઠી થયેલી રાજપૂત સેનાને નવા ઉત્સાહથી ઉત્સાહિત કરીને કાયર પુરુષ ઉદયસિહની ઉપપત્ની વીરા સેનાની સન્મુખ ઉભી રહી અને ભીમની પેઠે પ્રચ ડ ગર્જનાઓ કરવા લાગી મુસલમાનો અને રાજપૂતો વચ્ચે મહા દારુણ સ ગ્રામ મચ્યો રાજપૂતોના મારથી મુસલમાન સેના આકુળવ્યાકુળ થઈ ગઈ. તેમના ઘણા સૈનિકો માર્યા ગયા, તોબા તોબા કરીને નાસવા લાગ્યા આ વખતે વીરાગના વીરાને ઘણુ જોશ આવ્યુ યવનોની નિર્બળતા જોઇને વીરા પોતાની સેના સાથે અકબરના સેનાપતિની તરફ ધસી તેની વીરતા જોઈને મોગલ બાદશાહ સ્ત ભિત થઈ ગયો આખરે એને વિજયની કાઇ પણ આશા ન રહી ત્યારે પ્રાણ બચાવવા સારૂ ર ગભૂમિ છોડીને નાસી ગયો એક સ્ત્રીએ ભારતવર્ષના ચક્રવર્તી મોગલ બાદશાહ અકબરને પરાજિત કર્યો, પતિને છોડાવીને વીરા ઘેર આવી

# रत्न १९८ मुं—मुबारक खातुन

એ ઘણી સદાચારી અને વિરક્ત સન્નારી હતી, હીજરી સન ૧૦૦૦ મા તેણે શેખ ઇબાદુલ્લાબની સાથે લગ્ન કર્યું હતુ અને શેખ સાહેબ પાસેજ ધર્મોપદેશ લીધો હતો ઇશ્વરભક્તિને લીધે તેણે ઘણી ઘણી સિદ્ધિઓ મેળવી હતી તેણે અનેક ચમત્કારો કરેલા કહેવાય છે. તેના સદાચાર અને વિદ્વત્તાનુ મુખ્ય પ્રમાણ એ છે કે તેણે લાબા સમય સુધી જહાગીર બાદશાહને શિક્ષણ આપ્યુ હતું

# रत्न १९९ मुं–राय प्रवीण अथवा प्रवीणराय



એ ચતુર સુંદરી, જાતની પાતર હતી અને ઉચ્છાના મહારાજ કુમાર ઇન્દ્રજીતની કૃપાપાત્ર હતી હાવભાવ અને કટાક્ષમાં એ કુશળ હોય એમા તો નવાઇજ શી ? પણ કવિતા કરવામા પણ કુશળ હતી. કવિ કેશવદાસે પણ કવિપ્રિયા નામના ગ્રંથમા તેની પ્રશંસા લખી છે

ઇન્દ્રજીતને સંગીતનો ઘણો શોખ હતો એને ત્યા એક સંગીતની સભા હતી, જેમા પરમ પ્રસિદ્ધ અને રૂપગુણસંપન્ન નીચે લખેલી છ વારાંગનાઓ હતી (૧) રાયપ્રવીણ, (૨) રંગરાય, (૩) નવરંગરાય, (૪) તીનતરંગ, (૫) વિચિત્રનયના, (૬) લલિત લોચના એમાની બીજી બધી વારાંગનાઓ તો નાચવા અને ગાવામાજ પ્રવીણ હતી, પરંતુ રાયપ્રવીણ તો કવિતા કરવામા પણ અધિક કુશળ હતી, પ્રસિદ્ધ કવિ કેશવદાસે કહ્યુ છે કે—

નાચત ગાવત હૈ સબૈ, સબૈ બજાવત બીન,
તિનમે કરત કવિત ઇકિ, રાય પ્રવીન પ્રવીન.

એ ઉપરાંત પણ એની પ્રશંસાના ઘણા દોહા લખાયા છે જે અમે સ્થળ-સંકોચને લીધે ઉતારતા નથી

એક દંતકથા એવી ચાલે છે કે, અકબર બાદશાહે રાયપ્રવીણના સોંદર્યની વાત સાભળીને ઇન્દ્રજીતને લખી મોકલ્યુ કે એને મારી પાસે મોકલી દો એ ખબર સાભળીને રાજકુમાર ઇન્દ્રજીત તથા વારાંગના રાયપ્રવીણ બન્ને જણા ખૂબ ગભરાયા. આખરે એણે ભરીસભામા નીચેનો સવૈયો ગાઇને સલાહ પૂછી

આઇ હો બૂઝન મંત્ર તુમ્હે, જીન સ્વાસનસો, સિગરી મતિ ગોઇ,
દેહ તજોં કિ તજો કુલકાનિ, અર્જો ન લર્જો લજિહે સહ કોઇ,
હાથ રહે પરમારથ સ્વારથ, ચિત્ત બિચારિ કહો, પુનિ સોઇ;
જામે રહે પ્રભુકી પ્રભુતા, અરૂ મેરો પતિવ્રત ભંગ ન હોઇ.

પરંતુ કોઇએ સંતોષકારક ઉપાય ન બનાવ્યો, ત્યારે તેણે પોતાની બુદ્ધિ અને હાજરજવાબી ઉપર ભરોસો રાખીને રાજકુમાર ઇન્દ્રજીતને કહ્યુ કે ‘ આપ મારી ખાતર એવા સબળ બાદશાહ સાથે દુશ્મની ન કરશો. મારૂં લાગ્યુ હું ભોગવી લઇશ ’ છતા પણ રાજકુમારે તેની સાથે કેશવદાસ-

ને મોકલ્યા અને કહ્યું કે ' એને મૂકીને પણ ન આવતા અને બાદશાહની સાથે વેર પણ ન બાંધી આવતા ' જ્યારે બન્ને આગ્રા આવ્યા ત્યારે કવિ કેશવદાસ બાદશાહના મંત્રીઓની સલાહ લેવા લાગ્યા પણ વારાંગનાએ કહ્યું કે 'આપ કાંઇ પણ તસ્દી લીધા વગર મનેજ બાદશાહની પાસે મોકલી આપો. હું મુજરાની સાથેજ છૂટી આવવાની યુક્તિ રચીશ.' કેશવદાસે એ પ્રમાણે બાદશાહી છડીદારની સાથે તેને દરબારમાં મોકલી આપી ત્યાં એણે મુજરો કર્યો, એટલે બાદશાહે તેની ઉતરતી અવસ્થા જોઇને નીચેનો અડધો દોહો કહ્યો

યુવાન ચલત તિય દેહ તે, ચટક ચલત કિહિ હેતુ

તરતજ રાયપ્રવીણે હાથ જોડીને કહ્યું —

મનમથ વારિ મસાલ કો, સૈંતિ સિહારો લેતુ

બાદશાહે ફરીથી અડધો દોહો કહ્યો —

ઉંચે વ્હૈ સુર વસ કિએ, સમ વ્હૈ નર બસ કીન

પ્રવીણરાયે તેને પણ પૂરો કરીને કહ્યું —

અબ પતાલ બસ કરનકો, ઢર કિ પયાનો કીન

બાદશાહને તેની મીઠી કવિતાથી સંતુષ્ટ થઇને વધારે વાર્તાલાપ કરવાની ઇચ્છા થઇ હતી, પણ એ કામકાજનો વખત હતો એટલે છડીદારને હુકમ આપ્યો કે એને રાતે લાવજો, પરંતુ પ્રવીણરાય એનો ઉલટો અર્થ સમજી, એટલે એણે હાથ જોડીને નીચેનો દોહો ગાયો

બિનતિ રાય પ્રબીનકી, સુનિયે સાહ સુજાન,
ઝુંડી પાતર ભખત હૈ, બારી બાયસ સ્વાન

બાદશાહે એટલું સાંભળતાંવારજ છડીદારને આજ્ઞા આપી કે એને જ્યાંથી લાવ્યો છે ત્યાંજ પાછી મૂકી આવ એટલે રાયપ્રવીણ પોતાને મુકામે આવી અને કવિ કેશવદાસને સાથે લઇને ઇન્દ્રજીતની પાસે ગઇ. એ પણ એનું ચરિત્ર સાંભળીને ઘણો પ્રસન્ન થયો

પ્રવીણરાયની રચેલી છૂટક કવિતાઓ ઘણી મળી આવે છે એનો સમય સંવત ૧૬૫૦ ની લગભગ છે.

# रत्न २०० मुं–जोधबाई




ગલ રાજ્યના ઇતિહાસમા બેગમ જોધબાઇ ઘણી પ્રસિદ્ધ છે રાણી જોધબાઈ જોધપુરના રાજા માલદેવની પુત્રી અને ઉદયસિંહની બેન હતી મુસલમાનો સાથેની શત્રુતા દૂર કરવાના ઉદ્દેશથી ઉદયસિંહે તેનો વિવાહ દિલ્હીના બાદશાહ અકબર સાથે કરી દીધો હતો આ સબંધથી ધારેલું પરિણામ નીપજ્યુ હતુ બાદશાહ અને રાજપૂતો વચ્ચેનો વેરભાવ જતો રહ્યો એટલુજ નહિ પણ જોધપુર રાજ્યનો વિસ્તાર પણ એ વખતમા ઘણો વધ્યો ભારતવર્ષના રાજપૂતોમાથી આ પહેલીજ રાજકન્યા મુસલમાનને પરણાવવામા આવી હતી. જોધબાઇ ઘણીજ રૂપાળી અને ગુણવતી હતી બાદશાહ સાથે તેનો વિવાહ ઇ૦ સ૦ ૧૫૬૯ મા થયો હતો. તેના સૌન્દર્ય અને સદ્ગુણોને લીધે એ અકબર બાદશાહની ઘણી માનીતી બેગમ થઇ પડી હતી લગ્ન થયા પછી થોડે દિવસે બેગમ જોધબાઇ પતિની સાથે અમીરુદ્દિન ચિસ્તીની સમાધિના દર્શન કરવા સારૂ પગે ચાલીને ગઇ હતી અકબરે એ યાત્રા સતાનને સારૂ કરી હતી બાદશાહ અને બેગમ દરરોજ ત્રણ ગાઉ ચાલતા હતા બેગમના પગમા કાટા અને કાકરા ન વાગે તથા ઘાસ ખુચે નહિ એટલા માટે રસ્તામા ગાલીચા અને શેતરજીઓ પાથરવામા આવતા હતા, અને પડદો સાચવવા સારૂ રસ્તાની બન્ને તરફ કનાતો ઉભી કરી હતી. આ પ્રમાણે બાદશાહ અને બેગમ નિત્ય જે જે સ્થળે પડાવ નાખતા તે તે સ્થળે ઇટોનો એક મિનારો બધાવતા આ પ્રમાણે પરિશ્રમ વેઠીને અકબરે તથા જોધબાઇએ અમીરુદ્દીન ચિસ્તીની દરગાહના દર્શન કર્યા, અને આખી રાત તેમની આગળ પ્રાર્થના કરીને ત્યાજ રહ્યા દતકથા એવી છે કે, એ રાતે ઓલિયાએ તેમને સ્વપ્નમા કહ્યુ કે 'જા, ફતેહપુર સીક્રી-મા એક ઇશ્વરનો ભક્ત સાધુ રહે છે તેની પાસે જા અને તેને પ્રસન્ન કર, એ તને વરદાન આપશે.' એ સ્વપ્ન અનુસાર અકબર બાદશાહ ફતેહપુર ગયો અને શેખ સલીમ નામના ફકીરની અત્યત સેવા કરી. અત્યત સેવા અને પ્રાર્થનાથી પ્રસન્ન થઇને સાધુએ વરદાન આપ્યુ કે ' જોધબાઇના ગર્ભથી તારે ત્યા એક અત્યત તેજસ્વી અને દીર્ઘાયુ પુત્ર ઉત્પન્ન થશે.' ઈશ્વરની કૃપાથી બેગમ જોધબાઇને ગર્ભ રહ્યો અને પુત્ર અવતરતા સુધી એ

ફકીરની ઝુંપડીની પાસેજ રહી અને ત્યા કુશળતાપૂર્વક શાહજાદાનો જન્મ થયો અને તેનું નામ સાધુના સ્મરણાર્થ મિરઝા સલીમ પાડયું એ શાહજાદો સલીમ પાછળથી જહાગીર નામ ધારણ કરીને દિલ્હીના સિંહાસન ઉપર બેઠો.

ઘણી વાચક બેનોને શંકા થતી હશે કે જોધબાઇ તો હિંદવાણી હતી, તો પછી એ મુસલમાનોના રણવાસમા પોતાનો ધર્મ કેવી રીતે પાળી શકતી હશે ? પરન્તુ એ બેનોના ખુલાસા ખાતર અમારે જણાવવું જોઈએ કે અકબર બાદશાહ બીજા મુસલમાનો જેટલો ધર્માંધ નહોતો. ગમે તે પ્રકારે પોતાના ધર્મનો પ્રચાર કરવો અને બીજા ધર્મોનું ખંડન કરવુ એ તેને મુદ્દલ પસંદ નહોતુ ધર્મના વિષયમા એ ઘણા ઉદાર સ્વભાવનો હતો એ વખતમા ચાલતા દરેક મુખ્ય ધર્મોના શાસ્ત્રનો એણે ભિન્ન ભિન્ન વિદ્વાનો પાસે અભ્યાસ કર્યો હતો. એની ખાત્રી થઇ ગઇ હતી કે બધા ધર્મો એકજ જગત્ કર્તા પરમેશ્વરની ઉપાસના કરે છે તેથી એને મુસલમાન ધર્મ ઉપર જરા પણ પક્ષપાત નહોતો એ પોતાની રૈયતને મરજી પ્રમાણે ધર્મ પાળવાની છુટ આપતો હતો તે ઉપરાત એ મોટામા મોટો રાજનીતિકુશળ બાદશાહ હતો. એનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે મારી રૈયત મને પરદેશી ન ગણે એવું કામ મારે કરવું જોઇએ હિન્દુઓ તેને પોતાનોજ રાજા ગણીને ખરા અંતઃકરણથી તેની સેવા કરતા રહે એ તેની ઇચ્છા હતી. એ ધારતો હતો કે જો મનુષ્યોમાથી જાતિભેદ જતો રહે તો બધામાથી પરસ્પર વેરભાવ પણ જતો રહે. આટલા માટે એ હિન્દુ અને મુસલમાનો સાથે એક સરખો વ્યવહાર રાખતો હિન્દુસ્તાનના પ્રસિદ્ધ ઇતિહાસવેત્તાઓનું વ્યાજબી રીતે માનવુ છે કે અકબરના વખતમા હિન્દુ અને મુસલમાનોમા જેવો સંપ હતો તેવોજ સંપ પછીથી પણ કાયમ રહ્યો હોત, તો મોગલ વંશની પડતી કદિ ન આવત. હિન્દુઓની સાથે વધારે ઘાડા સંબંધમા આવવા સારૂ એણે જોધપુરની કન્યા સાથે લગ્ન કર્યાં હતા અને એમ કહેવામા અતિશયોક્તિ નહિ ગણાય કે અકબર બાદશાહના સમયમા હિન્દુઓને જે અપૂર્વ સુખશાન્તિ મળ્યા તેને માટે તેઓ જોધબાઈ ને ઘણા આભારી છે. જોધબાઈ ઉદારચિત્ત, શીલવાન, દયાળુ અને ધર્માત્મા સ્ત્રી હતી. બાદશાહ તેના પ્રેમને વશ હતો, દરેક મોટા કામમાં એ જોધબાઈની સલાહ લેતો જોધબાઈનો પ્રતાપ એટલો પ્રબળ હતો કે અકબર તેની ઇચ્છાવિરુદ્ધ કોઇ કાર્ય કરી શકતો નહોતો. એને આર્ય ધર્મનું અભિમાન હતું એટલે હિન્દુઓને સુખી કરવાનો વિચાર તેને રાત દિવસ

આવ્યા કરતો હતો

જોધબાઈનો પરલોકવાસ કયા સમયમાં થયો તે ખાત્રીપૂર્વક કહી શકાતું નથી. પણ કર્નલ ટૉડ સાહેબના લેખથી માલુમ પડે છે કે અહમદનગરની જીત પછી ઇ૦ સ૦ ૧૬૦૦ મા તેનો સ્વર્ગવાસ થયો જ્યારે જોધબાઈનું મૃત્યુ થયું ત્યારે અકબર બાદશાહે ફરમાન કહાડયું કે બાદશાહના દરબારમા આવનાર દરેક જણે દાઢી, મૂછ અને માથાના વાળ મુડાવીને શોક પાળવો બીજા બધા લોકોએ તો બાદશાહના હુકમને લાચારીએ માન આપીને મૂછો મુડાવી, પણ બાદશાહનો હજામ જ્યારે હાડા રાજાની મૂછો મુડવા આવ્યો ત્યારે બધા રાજપુતોએ તેને ધક્કો મારીને કહાડી મૂકયો બુદીના રાજા રાવ ભોજની આ ઉદ્ધત્તાઈના સમાચાર બાદશાહને કાને પહોચ્યા રાવ ભોજના દુશ્મનોએ આવો લાગ જોઈને બાદશાહના કાન પણ ભર્યા બાદશાહે એ વીર રાજાની મદદથીજ અહમદનગર જીત્યુ હતુ, પણ પોતાની પ્યારી બેગમના શોકમા તેની અક્કલ એવી બહેર મારી ગઈ હતી કે એ બધો ઉપકાર વિસરી ગયો અને હુકમ આપ્યો કે ‘ જે કોઈ ખુશીથી મૂછો ન મુડાવે તેના હાથ પગ બાધીને મૂછો મુડો ’ કહેવુ તો ઘણુ સહેલું હતુ, પણ કોની માએ શેર સૂઠ ખાધી હોય કે એવુ સાહસ કરવા તૈયાર થાય? સિહની ગુફામા હાથ નાખવો એ તો ઘણુ સહેલુ કામ હતું, પરન્તુ બૂદીના વીર રજપૂત રાજાની મૂછ મુડવી એ બિલકુલ અસભવિત કામ હતુ આ વિચિત્ર આજ્ઞા સાભળતા વારજ બધા રાજપૂતો ઉશ્કેરાઇ ગયા શહેરમા હાહાકાર મચી રહ્યો અને યુદ્ધની તૈયારીઓ થવા લાગી સદ્‌ભાગ્યે દૂર અદેશ બાદશાહની બુદ્ધિ ઠેકાણે આવી પોતાની મૂર્ખતા માટે પશ્ચાત્તાપ કરતો કરતો એ હાડા રાજાની પાસે ગયો. એ ઘણી સારી વાત થઈ નહિ તો જોતજોતામા આ નજીવી વાત ઉપર દિલ્હીના મહોલ્લાઓમા લોહીની નદીઓ વહેવા લાગત બાદશાહે આ વખતે વાણીઆ મૂછ નીચી કરી. હાડા રાજપૂતોની વીરતાની એણે ઘણી પ્રશસા કરી, તથા હાથી ઉપરથી ઉતરીને રાવ ભોજનો ઘણો આદરસત્કાર કર્યો બૂદીના રાવ રાજાએ બાદશાહને એ વખતે ઘણા ન કહેવાના વેણ કહ્યા, પરતુ પોતાનો વાક હોવાથી બાદશાહ એ અપમાનનો ઘુટડો પણ પી ગયો. અકબરે પોતાની માનીતી રાણીના સ્મરણાર્થ આગ્રામા એક સમાધિ પણ બનાવી હતી.

# रत्न २०१ मुं–सलीमा सुलतान बेगम



બાદશાહ અકબરના અંત:પુરમાં સૌથી ચતુર, બુદ્ધિમતી અને વાતચીતમાં અદ્વિતીય સ્ત્રી તરીકે એ પ્રખ્યાત હતી. એ મીરઝાનુર ઉદ્દીનની પુત્રી અને મોગલ વંશના પ્રથમ રાજા બાબરની દોહિત્રી હતી. એની માતાનું નામ ગુલરૂખબેગમ હતું ગુલરૂખ બેગમ હુમાયુની સાવકી બેન હતી. બેરામખા ખાનખાનાનની સાથે સલીમા સુલતાન બેગમનું લગ્ન થયું હતું. એના લગ્નને લગતો પણ ઇતિહાસ છે. પ્રસિદ્ધ વીરપુરુષ શેરશાહ પઠાણે હુમાયુને હરાવ્યો. હુમાયુને ગાદી છોડીને નાસવું પડયુ ફકીરી લઇને બાકીનુ જીવન સમાપ્ત કરવાનો તેનો ઈરાદો હતો એ વખતે બેરામખાએ તેને ઉત્તેજીત કર્યો અને ઈરાનના બાદશાહની પાસે જઇને આશ્રય માગવાની સલાહ આપી. મગધના એક સાધારણ જમીનદારના પુત્રે મોગલ શહેનશાહને ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો એ વાત સાભળીને ઇરાનના રાજાને ઘણો ખેદ થયો તેણે હુમાયુને સારૂ સન્માન આપ્યું. ઈરાનની સેના તથા બેરામખાના અપૂર્વ પરાક્રમની મદદથી હુમાયુએ ગએલું રાજ્ય પાછુ મેળવ્યુ. વિપત્તિના સમયમા પોતાને સહાયતા આપનાર બેરામખાને બાદશાહ સુખના સમયમા વિસરી ગયો નહિ તેણે બેરામખાને વચન આપ્યુ હતું કે તને મારી ભાણેજ સાથે પરણાવીશ. ભારતનો બાદશાહ થયા પછી તેણે પોતાનુ વચન પાળ્યુ, અને ઘણી ધામ-ધૂમપૂર્વક સલીમાનુ લગ્ન બેરામખાની સાથે કર્યું પરન્તુ બેરામખાના નસીબમા આ રમણી રત્નનું સુખ ઝાઝા વખતને માટે લખ્યુ નહોતુ પરણ્યા પછી ત્રણ વર્ષ બાદ એક ગુપ્ત હત્યારાએ તેનો વધ કર્યો. બેરામખાના કંઠ-માથી સરી પડેલુ રત્ન બાદશાહ અકબરે આદરપૂર્વક પોતાના હૃદય ઉપર ધારણ કર્યું બાદશાહના ઝનાનામા દાખલ થયા પછી તેણે પુષ્કળ પુણ્યદાન કરીને પ્રજાને સંતુષ્ટ કરી.

સલીમાને પેટે કંઇ સંતાન થયુ નહોતુ એટલે એનો બધો પ્રેમ શાહ-જાદા સલીમ ઉપર ઉતર્યો હતો. પેટના સંતાનની પેઠે લાડથી એ એનું લાલનપાલન કરતી. સલીમને જ્યારે પિતાની વિરુદ્ધ બળવો કરવાની દુષ્ટ બુદ્ધિ સુઝી ત્યારે એને એ અધમ કાર્યમાથી રોકવાને સલીમા જાતે અલ્હાબાદ

ગઇ હતી અને સમજાવીને પુત્રને બાદશાહની સમીપ લાવી હતી. તીક્ષ્ણ બુદ્ધિવાળી એ વિદુષી મહિલા વચમા ન પડી હોત તો એ ગૃહ-કલહ શાન્ત થાત કે નહિ તે કહી શકાતુ નથી

વિદુષી સલીમાને વાચવા લખવાનો ઘણોજ શોખ હતો તેણે વાચેલાં પુસ્તકોની સખ્યા અને વિવિધતા ઘણી છે બત્રીસ પુતળીની વાત તેણે વાચી હતી કવિતા પણ સલીમા સારી લખી જાણતી, અને મખફી (ગુપ્ત) સજ્ઞાથી કાવ્યરચના કરતી સલીમાનુ નીચેનું પદ એ સમયમા ઘણુ પ્રસિદ્ધ હતું

" મોહવશ થઇને તારા વાકા વાળને મે ' જીવનસૂત્ર ' કહ્યુ છે એ મારો ઉન્મત્ત પ્રલાપ હતો "

સલીમા ઘણી ધાર્મિક સ્ત્રી હતી એ મુસલમાનોના પવિત્ર તીર્થ મકકા અને મદિનાની ચાર યાત્રા કરી આવી હતી ખાફીખાના ઇતિહાસમા ધર્મપ્રાણા સલીમાને 'ખાદિજા-ઉજ-જમાની'ની ઉપમા આપવામા આવી છે ખાદિજા મહમદ પેગબરની પ્રથમ સ્ત્રી હતી. બાદશાહ જહાગીરના આત્મચરિત્રમાં સલીમાના સદ્ગુણ, માનસિક શક્તિ અને તેણે પોતે આપેલા ઉચ્ચ શિક્ષણની ઘણી પ્રશસા કરવામા આવી છે

---

## रत्न २०२ मुं-मुक्ताबाइ



એમનો જન્મ અગાઉ વર્ણવાયલા રુકમણી અથવા રુખમાબાઈના ગર્ભમા થયો હતો દક્ષિણના પ્રસિદ્ધ સન્ત જ્ઞાનેશ્વર મહારાજના એ નાના બેન થાય. શકે ૧૨૦૧ના આસો સુદી પડવાને દિવસે એમનો જન્મ થયો હતો માતાપિતા તથા વડીલભાઇ નિવૃત્તિનાથ અને જ્ઞાનેશ્વર પાસેથી એમને ઉચા પ્રકારનુ શિક્ષણ મળ્યુ હતુ. એમના હૃદયમા પ્રભુભક્તિ પૂર્ણપણે વસી રહી હતી.

માતપિતા એની નાની વયમાજ સ્વર્ગવાસ પામ્યાં હતા. એટલે તેને ઉછેરવાનો ભાર તેના મોટા ભાઈ નિવૃત્તિનાથ ઉપર આવ્યો હતો નિવૃત્તિનાથ સાચા બ્રહ્મજ્ઞાની હતા. એમના સહવાસમાં રહેવાથી મુક્તાબાઈના જ્ઞાન અને વૈરાગ્યમા વૃદ્ધિ થઈ હતી મુકતાબાઇ ગૃહકાર્યમાં કુશળ હતી, અને

નાની વયમાજ સુન્દર ભોજન રાંધીને ભાઈઓને જમાડતી. દિવાળીના પર્વના દિવસોમા એક દિવસ નિવૃત્તિનાથે મુકતાબાઈને કહ્યું કે આજે તો એક વાર ઉત્તમ માડ (એક જાતની ખાવાની વસ્તુ) જમવાની મારી ઈચ્છા છે મુકતા-બાઈ માડ તૈયાર કરવા માટે વાસણ લેવાને કુભારવાડે જવા નીકળ્યા. રસ્તામા વિસોબા નામનો એક એમના ઉપર દ્વેષ રાખનારો બ્રાહ્મણ મળ્યો. તેણે મુકતાબાઈને પૂછયું કે 'છોકરી કયા જાય છે ?' મુકતાબાઈએ પોતાનો ખરો હેતુ જણાવ્યો. વિસોબા તેની સાથે કુભારવાડે ગયો અને કુભારોને કહેવા લાગ્યો કે "ખબરદાર ! કોઇએ આ છોડીને વાસણ આપ્યું તો તમારી વાત તમે જાણ્યા." મુકતાબાઇ ફરી ફરીને થાકયા પણ કોઇએ તેમને વાસણ આપ્યું નહિ આથી તે ઉદાસ થઇને ઘેર આવ્યા. જ્ઞાનેશ્વર તેમની આ દશા જોઇને દોડતા દોડતા તેમની પાસે ગયા અને હૃદય સરસા ચાપીને ઉદાસ થવાનુ કારણ પૂછયુ મુકતાબાઇએ કહ્યુ, આજ મોટાભાઈની ઈચ્છા મારાથી પૂર્ણ થઈ નહિ શકે માટે મને લાગી આવ્યું છે. મુકતાબાઇને મુખેથી બધો વૃત્તાત સાભ-ળીને જ્ઞાનદેવે તેમને ધીરજ આપી અને યોગદ્વારા પંચાગ્નિનું આવાહ્ન કરીને પોતાની પીઠ તપેલા સોના સમાન તપાવીને તે ઉપર માડ શેકવા મુકતા-બાઇને કહ્યુ

મુકતાબાઇએ જ્ઞાનેશ્વર મહારાજની પીઠ ઉપર માડ તૈયાર કર્યા એ દેખાવ વિસોબાએ ગુપ્ત રીતે જોયો ત્યારથી એને જ્ઞાનદેવ અને તેમના ગુણવાન ભાઇબેનની કદર થઇ. તેણે એમની ઝુપડીમા પ્રવેશ કરીને પોતાના અપરા-ધની માફી માગી

એક દિવસ મુકતાબાઇ પોતાની 'સહજ સ્થિતિ' અર્થાત્ નગ્ન દશામાં સ્નાન કરી રહ્યા હતા એટલામા ચાગદેવ નામના ભકત ત્યા અચાનક આવી ચઢયા, ચાગદેવ એ દશ્ય જોતા વારજ સંકોચવૃત્તિથી દૂર જવા લાગ્યા, એ જોઇને જ્ઞાની મુક્તાબાઈએ કહ્યુ, 'આ મુઓ નગુરો (ગુરુ વિનાનો) છે' ચાગદેવે એ શબ્દો સાભળ્યા અને મુકતાબાઇ સ્નાન કરીને પરવાર્યા ત્યારે તેમને પૂછયું કે 'મારો એવો શો અપરાધ થઈ ગયો છે કે આપે મને નગુરો કહ્યો ?' મુકતાબાઇએ ઉત્તર આપ્યો કે "ભીંતના ગોખલાને જોઇને તેની પાસે જનારને વિકાર ઉત્પન્ન થતો નથી તેમ ભીંતના ગોખલા સમાન સ્ત્રીના અંગને ગણવાનો ઉપદેશ તને ગુરુકૃપાથી મળ્યો હોત તો તારા અંતઃકરણમાં વિકાર ઉત્પન્ન થાતજ નહિ. ગાય જેવી રીતે વનમાં નવસ્રી ફરે છે તેવીજ રીતે નગ્નદશામાં તે શહેરની

વસ્તીમા પણ વિચરે છે, તે ગાયના જેવીજ તું મને પણ જાણ્ તને એવી વિલક્ષણ ભાવના ઉત્પન્નજ શાથી થાય છે ?"

આ ઉત્તર સાભળતા વારજ ચાંગદેવને મુકતાબાઇની ખરી યોગ્યતાનું ભાન થયુ. તેમને ખાત્રી થઇ કે મુકતાબાઇ પૂર્ણતાને પહોચેલી સાધ્વી છે. અને દિશાઓનેજ પોતાના વસ્ત્ર સમજે છે. હુ તો જ્ઞાનમા એમના કરતાં ઘણે નીચે દરજ્જે છુ જ્ઞાનેશ્વરની આજ્ઞાથી મુકતાબાઈએ ચાગદેવને મહાવાકયનો ઉપદેશ કર્યો અને પછી જ્ઞાનદેવની પાસઠ ઓવીઓનુ રહસ્ય તેને સમજાવીને સ્વાનદ સામ્રાજ્ય ઉપર આરૂઢ કર્યો. મુકતાબાઇએ ચાગદેવને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપીને અદ્વૈતસુખનો અધિકારી બનાવ્યો. જે વડના ઝાડ નીચે બેસીને મુકતાબાઇએ ચાગદેવને આત્મજ્ઞાનનો ઉપદેશ આપ્યો હતો તેને "વિશ્રાન્તિ વટ ' કહે છે આ વટવૃક્ષ નગર પ્રદક્ષિણાની વાટ ઉપર છે. ચાગદેવ જેવા મહાન યોગીને મુકતાબાઇએ આત્મબોધ કર્યો તે ઉપરથી તેની યોગ્યતાનું અનુમાન થઇ શકે છે તે આ વખતે તારુણ્યના ઉંમરામા ઉભી હતી. આવી વયમા તેનો વિષયવૈરાગ્ય, ચિત્તની સમતા, સ્થિતપ્રજ્ઞતા અને અખડ બ્રહ્મસ્થિતિ એ ગુણ લક્ષમા લેતા તેની દિવ્યતાનુ આપણને ભાન થાય છે, અને શ્રદ્ધાપૂર્વક તેના નામનુ સ્મરણ કરીને મસ્તક નમાવવાનુ મન થાય છે

મુકતાબાઇ સારી કવિ હતી મરાઠી ભાષામા તેણે અનેક અભગ લખ્યા છે ચાગદેવને પોતે ઉપદેશ આપ્યો તેનુ વર્ણન પણ તેના કાવ્યોમાથી મળી આવે છે મુક્તાબાઇએ ચાગાને પોતાના પુત્રવત ગણીને ચાગસુતના હાલરડા ગાયા છે એમાનો એકાદ નમૂનો નીચે આપીએ છીએ.—

ભાવે ભકિત કરૂની વૈરાગ્ય જોડસી, તરી તું પાવસી બ્રહ્મસુખ ( ૧ )
જ્ઞાનતત્ત્વી કરી કરી હા વિચાર, નિર્ગુણી આકાર નિરામય ( ૨ )
ચાગ્યા સોયધરી જ્ઞાન વટેશ્વરી, મુકતાબાઈ જિન્હારી બોધ કરી ( ૩ )

મુકતાબાઇના મૃત્યુસબધી અનેક મત છે. કેટલાક કહે છે કે ૧૬ વર્ષની વયે તેનું મૃત્યુ થયુ. ધાર્મિક પુરુષો માને છે કે બ્રહ્મકલ્પપર્યત તેને સમાધિજ નથી. તે પઢરપુરમા હજી પણ ચીરજીવ છે. કેટલાક કહે છે કે ખાનદેશમા એદલાબાદ નામના ગામમા તેની સમાધિ છે. મુકતાબાઇ શકે ૧૨૧૯ મા વિદેહ થઇ એમ હાલના વિદ્વાનો માને છે.*

*સસ્તુ સાહિત્યની જ્ઞાનેશ્વરીની પ્રસ્તાવનામાથી

# रत्न २०३ मुं–सीता (पीपा भक्तनी राणी)



જપૂતાનામા આવેલા કોટા રાજ્યમા ગાગરોન નામનો એક પુરાણો ગઢ છે. એમા એક સમયે પીપા નામનો એક ભક્ત રાજા રાજ્ય કરતો હતો પ્રારભમા એ દેવીનો ભક્ત હતો, પણ પાછળથી એ કાશી જઇને રામાનન્દ સ્વામીનો શિષ્ય બન્યો હતો, એમ કહેવાય છે કે રામાનન્દ સ્વામીની પ્રશસા સાભળીને એ જ્યારે એમની પાસે ગયો ત્યારે સ્વામીએ કહ્યુ, કે મારે રાજાનું શુ કામ છે? મારા શિષ્ય બનવું હોય તો પહેલાં રાજમદ છોડીને રક બનવું જોઈએ. તમારો બધો પૈસો ઉડાવી નાખો અને પછી એકલા થઇને મારી પાસે આવો પીપાએ એમજ કર્યું અને પછી રામાનન્દ પાસે ઉપદેશ લઇને ત્યા રહેવા લાગ્યો રામાનન્દજીએ તેને જ્ઞાન આપ્યા પછી ઘેર જઇને પાછો ગૃહસ્થાશ્રમ ચલાવવાની અને સાધુ સન્તની સેવા કરવાની આજ્ઞા આપી. રાજાએ એજ પ્રમાણે પોતાને ઘેર જઈ સદાવ્રત શરૂ કર્યું અને સાધુસેવા કરવા માડી બાર મહિના પછી એણે રામાનદ સ્વામીની પોતાના નગરમા પધરામણી કરાવી, અને એમની તથા એમના શિષ્યોની ઘણી સેવા કરી. રામાનદ સ્વામી દ્વારકાની યાત્રાએ નીકળ્યા હતા પીપાએ પણ તેમની સાથે જવાની ઇચ્છા દર્શાવી અનેક રાણીઓએ પણ એમની સાથે જવાની ઇચ્છા જણાવી. પીપાએ કહ્યુ કે હું તો સાધુઓની સાથે સાધુ જેવો થઇને જાઉ છુ ત્યા તમારૂ કામ નહિ, પણ રાણીઓએ માન્યુ નહિ, આખરે પીપાજીએ ગુરુની સલાહથી એક યુક્તિ શોધી કહાડી. તેણે રાણીઓને કહ્યુ, કે જેમને મારી સાથે આવવું હોય તે કેશ મુંડાવે અને શ્વેત વસ્ત્ર તથા માળા ધારણ કરે ગોપીચંદનનું તિલક કરે અને સાધુના વેશમા મારી સાથે આવે એ સાભળીને તેની બધી રાણીઓ પાછી પડી સ્ત્રીને શૃગાર સૌથી વધારે પ્રિય હોય છે. એનો ત્યાગ કરવાને કોઈ તૈયાર થયું નહિ. કેવળ સીતા નામની તેની એક રાણી હતી. તેણે એમ કરવાનુ સ્વીકાર્યું અને રાજાની સાથે જવા તૈયાર થઇ. રામાનદ સ્વામી પણ એની ભક્તિ જોઈને ઘણા પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા કે એ પરમ સતી છે, એને સાથે લો. એ સતી સાધ્વી તમારી ભક્તિને ઓપ દેશે. સ્ત્રી પતિવ્રતા અને પતિના સ્વભાવને અનુકૂળ હોય તો તેને ઉચ્ચ માર્ગે જવામાં વિઘ્નરૂપ

થઈ પડતી નથી પણ ઉલટી સહાયભૂત થઈ પડે છે રાણી સીતા સાધુને વેશે પગે ચાલીને યાત્રાએ ગઈ.

માર્ગમા એક પઠાણ સીતાનુ રૂપ જોઈને તેના ઉપર મોહી ગયો અને રાવણે જનકનંદિનીનુ હરણ કર્યું હતુ, તેમ પીપાની રાણી સીતાનુ હરણ કરીને ચાલતો થયો. પણ સીતાએ પોતાનુ શિયળ છોડયુ નહિ ભગવાને તેને ઓચિંતી મદદ મોકલી અને સીતા સુરક્ષિત પોતાના ભક્ત પતિની પાસે પહોચી પીપાજીએ કહ્યુ કે અમારી સાથે યાત્રાએ આવવામા આવું જોખમ રહેલુ છે માટે પાછા જાઓ, પણ સીતાએ કહ્યુ, હું ભયથી બીને તમારો ત્યાગ કરનાર નથી સતી સ્ત્રીનું સ્થાન પતિની પાસેજ હોય છે

માર્ગમા તેમને એક નિર્ધન સ્ત્રીપુરુષનો પરિચય થયો એ દંપતીએ પીપાનો સારી પેઠે સત્કાર કર્યો હતો, અને સ્ત્રીએ પોતાનુ એક માત્ર પહેરવાનુ વસ્ત્ર વેચીને એમને ભોજન કરાવ્યું હતું, તથા પોતે નગ્ન દશામા કોઠીમા ભરાઇ રહી હતી સીતાજીને એ દંપતીની ગરીબાઈ જોઇને ઘણી દયા આવી અને તેથી પોતે ગામમા ગાઇ વગાડીને કેટલુક ધન એકઠુ કરીને એ ગરીબ ભક્તને આપ્યુ હતું

એક દિવસ પીપાજી બહાર ગયા હતા અને ઘર આગળ સાધુ આવ્યા સીતા સીધું લેવા બજારમા ગઈ, પણ કોઇએ ઉધાર સીધુ આપ્યુ નહિ ! એક વિષયી વાણીઆએ એના રૂપથી મુગ્ધ થઈને સીધુ ઉધાર આપ્યુ, પણ રાતે પોતાને ઘેર આવવાનુ વચન સીતા પાસેથી લીધુ. સીતાએ સાધુને જમાડીને પ્રસન્ન કર્યા, અને પતિ ઘેર આવતા તેમને બધી વાત કરી. પછી રાત્રે સીતા પોતાનુ વચન પાળવા વસ્ત્ર પહેરીને વાણીઆને ઘેર જવા તૈયાર થઈ, એની ખાત્રી હતી કે શુદ્ધ હૃદયની સ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરવાની હિંમત કોઇની ચાલનાર નથી એ દિવસે વરસાદ ઘણો વરસતો હતો, એટલે માર્ગમા કાદવ હતો પીપા ભક્ત પત્નીને ખભે બેસાડીને તથા શરીરે કામળો ઓઢાડીને વાણીઆના ઘર સુધી મૂકી આવ્યા. વાણીઓ સીતાના પગ ધોવા સારૂ પાણીનો લોટો લાવ્યો, પણ એના પગ તો કોરા જોયા તેથી આશ્ચર્ય પામ્યો, અને પૂછયુ કે આવા વરસાદમા તમે કોરા કેવી રીતે આવ્યા ? સતી સીતાએ ખરી વાત કહી એ ઉપરથી વાણીઆનેપોતાના દુષ્ટ વિચાર માટે ઘણો પસ્તાવો થયો અને તેણે સીતાને અનેકવાર ‘ માતા ’ શબ્દથી સંબોધીને ક્ષમા માગી અને પીપાજી બહાર ઉભેલા હતા, તેમને બોલાવીને તેમના ચરણમા

અનેકવાર પ્રણામ કરી ક્ષમા માગીને તેમની પાસેથી ઉપદેશ લીધો

પીપાજીની પત્ની પરમ ભક્ત સીતાનો પ્રભુ ઉપર દૃઢ વિશ્વાસ,તથા ગરીબો અને દુ ખીઓ પ્રત્યે દયાની બીજી પણ અનેક કથાઓ પ્રચલિત છે

સતી સીતાના સમયનો નિર્ણય કરવા માટે એટલું જણાવવુ પૂરતું થશે કે રામાનન્દ સ્વામી ચૌદમા અને પદરમા સૈકાની વચમા થઈ ગયા છે તે રામાનુજ સપ્રદાયના હતા, પણ પાછળથી એમણે પોતાનોજ સંત સંપ્રદાય ચલાવ્યો હતો એ પરમ ભક્ત હતા, રામાનન્દના બાર શિષ્યો હતા, મહાન ભક્ત કબીર તથા રોહીદાસ એનાજ શિષ્ય હતા ભક્ત પીપો પણ એનોજ શિષ્ય હતો ઉચ નીચ દરેક જાતિનાં મનુષ્યો રામાનન્દના શિષ્ય બની શકતા રામાનદી પથમા જાતિભેદ મનાતો નથી રામાનદના શિષ્યે એ સસ્કૃત-ભાષામા ગ્રન્થો ન લખતા લોકભાષામા ભજનો લખીને ધર્મના ગૂઢ રહસ્યોને બહુ સરળ બનાવ્યા છે

## रत्न २०४ मुं—असमत बेगम



એ મિરઝાગ્યાસઉદ્દીન મહમદની પત્ની હતી મિરઝાના પિતા ઇરાનમા યઝદના વઝીરનો મોટો હોદ્દો ભોગવતા હતા, પણ પિતાના મૃત્યુથી પડતી દશા આવતા એ પત્ની સહિત હિન્દુસ્તાન આવ્યો હતો સ્વદેશનો ત્યાગ કર્યો ત્યારે પત્ની સગર્ભા હતી. અને કદહારમા તેણે મહેર-ઉન-નિસાને જન્મ આપ્યો કે જે પાછળથી નૂરજહાનને નામે પ્રસિદ્ધ થઇ. હિન્દુસ્તાનમા આવ્યા પછી મિરઝા અકબર બાદશાહની સેવામા રહ્યો અને પોતાની બુદ્ધિ અને ચાતુર્યવડે મોટો અધિકાર પામીને ઇતમાદ-ઉદ-દૌલા'ને નામે વિખ્યાત થયો

અસમત બેગમમા નામ પ્રમાણે ગુણ હતા, અર્થાત્ તે પવિત્ર અને પતિવ્રતા બાઈ હતી પતિની દુર્દશાના સમયમા એણે શાન્તિથી દુઃખ સહન કર્યું હતું અને પોતાના મીઠા સ્વભાવથી એ સકટમા પતિને ધૈર્યનો ત્યાગ કરવા નહોતો દીધો જહાગીર રાજ્યગાદીએ બેઠો અને નૂરજહાને તેને રાજ્ય-પ્રબન્ધમા પ્રત્યક્ષ સહાય આપવા માડી, ત્યારે અસમત બેગમની અનુભવી સલાહ તેને ઘણી ઉપયોગી થઇ પડી હતી અસમત બેગમ એક કેળવાયલી

અને ઉચ્ચ કુળની લલનાને છાજે એવા શોખ ધરાવનારી હતી ' અત્ર-ઇ-જહાંગીરી ' નામથી વખણાયલુ સુગંધીદાર અત્તર એણેજ શોધી કહાડયુ હતું જહાંગીરે એ અત્તરના ઘણા વખાણ કર્યા છે, કે એ અત્તરનું એક ટીપુ હાથમા ધર્યું હોય તો આખી મેહફીલ મહેક મહેક થઈ રહે છે, અને અસંખ્ય ગુલાબ કળીઓ એકદમ ખીલીને સુવાસ પ્રસરાવી રહી હોય એવો ભાસ થાય છે સંસારના તાપથી દુ:ખી થયેલા જીવોને એ અત્તરની સુગંધથી શાન્તિ વળે છે. જહાંગીરે એ અત્તરથી પ્રસન્ન થઈને અસમત બેગમને મોતીની એક માળા ભેટ આપી હતી.

ઠરેલ બુદ્ધિની હોવાથી અસમત બેગમ નૂરજહાનને હમેશા સાચી સલાહ આપતી. નૂરજહાનની મહત્તા અને સફળતામા અસમત બેગમનો ઘણો મોટો ભાગ હતો એના સમકાલીન ઇતિહાસ લેખકો એના બુદ્ધિ, ડહાપણ, અને દાનશીલતા ઘણા વખાણ કરી ગયા છે

ઇ૦ સ૦ ૧૬૨૧ મા એ મરણ પામી હતી એના પરલોકગમનથી એના વૃદ્ધ અને પ્રેમાળ પતિને ઘણોજ શોક થયો હતો. એ ઘા એને વજ્ર સમાન લાગ્યો. રાજવંશી પુત્રી જમાઇએ એને દિલાસો આપવાને ઘણાયે પ્રયત્ન કર્યા પણ કાંઇ વળ્યું નહિ. પત્નીના વિયોગથી ઝુરાઈ ઝુરાઇને એણે થોડાકજ માસમા દેહ છોડયો આગ્રામ જમના નદીને કિનારે એની સુંદર કબર છે

## रत्न २०५ मुं–मानबाइ अथवा शाहबेगम




કબરે હિન્દુ મુસલમાન એકતા સાધવાને માટે અનેક ઉપાયો યોજ્યા હતા, તેમા રાજપૂત રાજ્યો સાથે લગ્ન વ્યવહાર બાંધવાની યુક્તિ મુખ્ય હતી જે હિન્દુઓ પાર્થિવ લાલચને વશ થઈ હિન્દુપણાનું અભિમાન છોડી ખુશીથી વિજાતીયને કન્યા આપવાને તૈયાર થયા તેમને માટે અમને માન ઉત્પન્ન ન થાય તો તે સ્વાભાવિક છે, પરન્તુ એમા એ નિર્દોષ બાલિકાઓનો કાંઇ વાંક ન હતો. "ગાય અને દીકરી દોરે ત્યા જાય" એ વિચારના વાતાવરણમાં ઉછરેલી એ કન્યાઓ મુસલમાન બાદશાહોને વરતી, અને એક હિન્દુ બાળાને છાજે એવી રીતે પતિની એકાગ્ર ભક્તિ કરતી.

માનબાઇ અમ્બરના રાજા ભગવાનદાસની કન્યા હતી. અકબરના મોટા શાહઝાદા સલીમ સાથે તેનું લગ્ન થયુ હતું મોગલોએ હિન્દુસ્તાનમાં આવીને હિન્દુઓના ઘણા રિવાજ ગ્રહણ કર્યા હતા બાળલગ્ન એમાનો એક હતો. એમના સ્વદેશમા છોકરાઓના લગ્ન મોટી વયે થતા હતા, પણ સલીમની વય લગ્ન સમયે કેવળ પંદર વર્ષનીજ હતી માનબાઇની વય એના કરતાં ઘણીજ ઓછી હોવી જોઇએ સારાસારનો વિવેક એનામા એ કુમળી વયે ક્યાથી હોય ?

ઈ૦ સ૦ ૧૫૮૫ મા ૧૩ મી ફેબ્રુઆરીએ ઘણી ધામધુમ સાથે એના લગ્ન થયા. બે કરોડ તનખા મહેરમા કન્યાને મળ્યા લગ્ન કાઝીઓની રૂબરૂ થયાં, પણ અમુક હિન્દુ સંસ્કારો અને કુળાચાર પણ કરવામા આવ્યા રાજા ભગવાનદાસે પહેરામણીમા સો હાથી, પુષ્કળ ઘોડા, હીરા માણેક આદિ રત્નો, સોના ચાદીના વાસણો વગેરે આપ્યું જાનૈયાને પણ એમના દરજ્જાને છાજતી પહેરામણી આપવામા આવી બાદશાહે એ લગ્ન પ્રસંગે ઘણોજ આનંદ મનાવ્યો અને પુષ્કળ પૈસો લુંટાવ્યો વરકન્યાની પાલખી ઉપરથી એણે છૂટે હાથે સોનું અને ઝવેરાત ઉછાળ્યું હતું

સાધારણ રીતે રાજદ્વારી હેતુથી બંધાયલા સંબંધ સુખી નીવડતા નથી. એ લગ્નો પ્રેમલગ્ન હોતા નથી. પણ આ લગ્નમા એવું ન બન્યુ. માનબાઇ સ્વરૂપવતી, બુદ્ધિશાળી અને પતિની સેવા કરનારી હતી એની પ્રકૃતિ બહુ સારી નહોતી. વંશપરંપરાથી ચાલતા આવેલા એક રોગને લીધે એનું મગજ બહુ પોચુ હતું જરા સરખી વાતમા એ નિરાશ થઇ જતી, અને કેટલીકવાર એની માનસિક દુર્બળતા ઘેલછાની હદે પહોચતી એમ છતા પણ એ પતિના જીવનને આનંદ અને ઉત્સાહમય બનાવવા સદા પ્રયત્ન કરતી.

ઈ૦ સ૦ ૧૫૮૬ મા એના ગર્ભથી જહાંગીર ( જે એ સમયે શાહજાદો સલીમ નામથી ઓળખાતો હતો ) નું પ્રથમ સંતાન ઉત્પન્ન થયું એ કન્યાનું નામ સુલતાન-ઉન-નિસા પાડવામાં આવ્યું એ કન્યા સાઠ વર્ષનું લાંબું આયુષ્ય ભોગવવા ભાગ્યશાળી નીવડી હતી. ઈ૦ સ૦ ૧૫૮૭ ના ઓગસ્ટમાં શાહજાદો ખુશરૂ એના ગર્ભમા લાહોર મુકામે જન્મ્યો પુત્ર જન્મથી માનબાઇની પ્રતિષ્ઠામા વધારો થયો અને 'શાહબેગમ' ની ઉપાધિ એને આપવામાં આવી ત્યાર પછી જહાંગીર પૂર્વના દેશોના રાજાઓની ફેશન પ્રમાણે અનેક બેગમો પરણ્યો. ઉપપત્નીઓનો તો પારજ નહોતો. આશરે ત્રણસેં હતી;

પરન્તુ મહેર-ઉન-નિસા ઉર્ફે નૂરજહાનને બાદ કરીએ તો બીજી બેગમો કરતા માનબાઈ ઉપર જહાંગીરને વિશેષ પ્રેમ હતો. નૂરજહાનનું લગ્ન માનબાઈના મૃત્યુ પછી થયુ, એટલે એના જીવનમા એ પતિને સૌથી અધિક પ્રિય હતી

સલીમ ઘણો વિલાસી યુવક હતો. રાજકાર્ય ચલાવવાને જે કુશળતા અને ઉચ્ચ ગુણો જોઈએ તેનો પરિચય એણે મોટી વય સુધી નહોતો આપ્યો આથી ભારતવર્ષમા સામ્રાજ્યનો પાયો દૃઢ કરનાર અકબરને ઘણી ચિન્તા રહેતી કે મારા પછી અયોગ્ય વારસ ગાદીએ બેસશે. મારો પરિશ્રમ નિષ્ફળ જશે ખુશરૂ એ વખતે ૧૭ વર્ષનો નવ યુવક હતો. એ સુદર ચિત્તાકર્ષક રીતભાતનો, અને શુદ્ધ ચારિત્ર્યનો યુવક હતો. સાહિત્યનુ તેમજ યુદ્ધકળાનુ એને સારૂં શિક્ષણ મળ્યુ હતું બાદશાહ અકબરનો એના ઉપર વિશેષ પ્રેમ હતો, એના માતામહ ભગવાનદાસ અકબરના વિશેષ પ્રીતિપાત્ર હતા, અને એનો સસરો મિરઝા અઝીઝ કોકા અકબરનો દૂધભાઇ હતો એ બન્ને સગાઓની સહાયતાથી પિતાનો હક્ક ડૂબાવીને પોતે ગાદીવારસ બનવાના અભિલાષ તેના યૌવનમદથી મત્ત થયેલા હૃદયમા ઉછળવા લાગ્યા પિતાના વિરુદ્ધ દળમાં એ દાખલ થયો, અને ખુલ્લી રીતે પોતાની નિદા કરવાનું શરૂ કર્યું

પતિવ્રતા શાહબેગમ માનબાઈને પુત્રની આ વર્તણુક જરા પણ પસદ પડી નહિ તેણે વારવાર પુત્રને ઠપકાના પત્રો લખ્યા અને સખ્ત ભાષામા જણાવ્યુ કે સલીમના શત્રુઓ સાથેનો બધો સબધ છોડી દઇને તેણે તેનાજ પક્ષમા રહેવું જોઇએ પણ રાજલોભ આગળ માતાની શિખામણ કાંઇજ ચાલી નહિ આથી માનબાઇને ઘણુજ લાગી આવ્યુ એણે જ્યારે જાણ્યું કે એનો ભાઇ માધોસિંહ પણ એના પતિની વિરુદ્ધના કાવતરામા શામિલછે, ત્યારે એના શોકનો પાર રહ્યો નહિ, આ ઉપરાન્ત અનેક શોકયોના સાલ તેને વીંધી નાખતા હતા પતિનો સ્વભાવ, રાજ્યકાજમા બેદરકારી આદિથી પણ એ અસતુષ્ટજ રહેતી હતી. એ બધા સયોગોને લીધે કોમળ હૃદયની અને દુર્બળ મગજની એ અબળાના શોકનો પાર રહ્યો નહિ સસાર એને દુ:ખરૂપ લાગ્યો, જીવન નિરસ લાગ્યુ, એણે આપઘાત કરવાનો સંકલ્પ કર્યો અને ઇ૦સ૦ ૧૬૦૪ ની ૧૯ મી મેએ તેણે અફીણ ખાઇને પોતાના જીવનનો અન્ત આણ્યો. સલીમ એ વખતે શિકારે ગયો હતો પત્નીના મદવાડના સમાચાર સાભળીને એ દોડતો આવ્યો, પરન્તુ એના પહોચતા પહેલા તો એનો

પવિત્ર આત્મા આ નશ્વર ભૂમિમાથી ચાલ્યો ગયો હતો સલીમના શોકનો પાર રહ્યો નહિ એના પ્રેમનુ પ્રથમ પાત્ર બનેલી, સદા એને સન્માર્ગમા પ્રેરનારી પતિપરાયણા પત્નીના વિરહથી એને ઘણુ જ દુઃખ થયુ ચાર દિવસ સુધી એણે અન્ન અને જળનો પણ ત્યાગ કર્યો એના વગર જીવન નીરસ લાગ્યુ. ભવિષ્યમા પણ એની વાત કહાડતા એનું હૃદય ભરાઇ આવતું, અને એને પૂર્ણ બુદ્ધિમતી, સ્વભાવમા અને સદાચારમા શ્રેષ્ઠ, અને પોતાના પ્રત્યે અનન્ય ભક્તિ રાખનારી સ્ત્રી તરીકે તેનુ વર્ણન કરતો.

બાદશાહની આજ્ઞાનુસાર પ્રયાગના એક ઉદ્યાનમાં એનો મકબરો બનાવવામા આવ્યો પાછળથી એ ઉદ્યાન ખુશરૂ બાગ નામથી પ્રસિદ્ધ થયો

# રત્ન ૨૦૬ મું–નૂરજહાન

વિદ્યા, બુદ્ધિ, અસાધારણ સૌંદર્ય, આદિ ગુણોવડે જે નારીએ મોગલોના રાજ્યની ચઢતી કળામા પોતાનો પૂરો પ્રભાવ જમાવ્યો હતો તે નારીનું નામ નૂરજહાન હતુ નૂરજહાનનો અર્થ જગતની જ્યોતિ થાય છે. નૂરજહાન ખરેખર જહાંગીર બાદશાહની જીવનજ્યોતિ હતી. પ્રભુ વખતો વખત રકને રાય બનાવીને પોતાની મહત્તા બતાવે છે. નૂરજહાનનુ જીવન પણ પ્રભુની એવી અસાધારણ કરુણાનો નમૂનો છે, નહિ તો મરુભૂમિમા જન્મેલી અનાથ બાલિકા દિલ્હીના અધીશ્વરનું જીવનસર્વસ્વ–ભારતના ભાગ્યની સાચી વિધાતા બનવાનુ સ્વપ્ન પણ કયાથી દેખી શકે ?

નૂરજહાનનું સમસ્ત જીવન આશ્ચર્યમય એક નવલકથા સમુ છે

નૂરજહાનનો પિતૃપક્ષ ઘણો ઉચ્ચ અને કુલીન હતો એનો પિતામહ ખ્વાજા મહમદ શરીફ, ઇરાનના ખોરાસાન પ્રાતના તાર્તારી સુલતાન બગલર બેગનો પ્રધાન હતો એ બાદશાહના મૃત્યુ પછી તેના પુત્ર કઝાકખાનના સમયમા પણ એણે પ્રધાનપદ ભોગવ્યું હતુ એ બાદશાહના મૃત્યુ પછી શાહ તહમાસ્પે એને યઝદના વઝિરના માન ભર્યા હોદ્દા ઉપર નીમ્યો હતો. ઇ૦સ૦ ૧૫૭૭ મા યઝદનગરમાજ નૂરજહાનના એ યશસ્વી દાદાનું મૃત્યુ થયું. ત્યાર પછી એના કુટુબની પડતી દશા આવી એ વિપત્તિના સમયમાં નૂરજહાનના પિતાને દેશમા હીન જીવન ગાળવુ અસહ્ય થઇ પડયું જે સ્થળે પૂર્ણ સમૃદ્ધિમાં જીવન ગાળેલું ત્યા નિર્ધનતા અને કંગાળ દશામા જીવન કેમ

વ્યતીત થઈ શકે ? ભારતવર્ષમા એ સમયે મુસલમાનોનું સામ્રાજ્ય સ્થપાઇ ચૂકયુ હતું, અને ઇરાન, અફગાનિસ્તાન, તુર્કસ્તાન આદિ દેશોના ઉમંગી અને બુદ્ધિમાન યુવકો કીર્તિ, અને ધનની આશામા ભારતવર્ષ આવતા. મિરઝા ગ્યાસુદ્દીન મહમદે, જે સાધારણ રીતે ગ્યાસ બેગ નામથી ઓળખાતો હતો, તે પણ પોતાની પતિવ્રતા પત્ની અસમત બાનુ, અને એક કન્યા સહિત, મલિક મસુદ નામના વેપારીના કાફલાની સાથે ભારતવર્ષ આવવા નીકળ્યો ગ્યાસબેગની પત્ની એ સમયે સગર્ભા હતી એ વખતે ઈરાનથી ભારતવર્ષનો પ્રવાસ ઘણો લાબો અને જોખમભરેલો હતો. રસ્તામાં ચોર અને લૂટારાનો ઘણો ભય હતો મોટા કાફલાનો સગાથ હોવા છતા પણ અડધે રસ્તે આવતા ગ્યાસબેગમની સપત્તિમાનો મોટો ભાગ ચોરાઇ ગયો એના ખચરો પણ લુટાઇ ગયા કેવળ બેજ ખચર એની પાસે રહ્યા. એની સાથે એ કદહાર આવ્યો. ત્યાં આગળ તેની પત્નીએ એક સુદર બાલિકાને જન્મ આપ્યો (ઈ. સ ૧૫૭૭) એક વખત હિદના મોટા રાજ્યને પોતાની આજ્ઞાનુસાર ચલાવનાર એ બાળકીના જન્મ સમયે કોઈ સાધારણ દાઇ પણ નહોતી કરુણામયી કુદરતેજ માતા અને કન્યા બન્નેના જીવનું રક્ષણ કર્યું એકાએક સર્વશ્રેષ્ઠ પદ ભોગવવાને ભાગ્યશાળી થનાર સ્ત્રીપુરુષોના બાલ્યજીવન માટે ચમત્કારની કથાઓ આપણા દેશમા ઘણી પ્રચલિત છે. નૂરજહાનના સબધમા પણ એવી કથા છે કે મુસાફરીમા બહુજ નિર્ધન સ્થિતિમા આવી પડયાથી અને એવી કુમળી બાલિકા સાથે પ્રવાસ કરવો અગવડ ભરેલો હોવાથી એના પિતાએ ઝાડના પાદડામા વીટીને એને રસ્તામા મૂકી દીધી હતી, અને તેનું રક્ષણ કરવાને ગદ્ગદિત કઠથી પ્રભુની પ્રાર્થના કરી હતી. બાલિકાને આ પ્રમાણે પ્રભુને ભરૂસે છોડીને માતાપિતા આગળ ચાલ્યા, પણ થોડીવાર પછી માતાના સ્નેહાળ હૃદયથી પુત્રીનો એ પ્રમાણેનો ત્યાગ સહન થઈ શકયો નહિ એ ઘોડા ઉપરથી નીચે ઉતરીને વિલાપ કરવા લાગી અને જે વૃક્ષ નીચે બાલિકા નૂરજહાનને મૂકી હતી તે તરફ દોડવા લાગી તાજી સુવાવડી અબળા કેટલુ દોડી શકે ? થોડીવારમાજ એની શક્તિ ક્ષીણ થઈ ગઈ અને તે પૃથ્વી ઉપર પડી ગઈ. તેના પતિએ તેને શુદ્ધિમા આણવાના ઉપાય કર્યા, અને તેના ખિન્ન હૃદયને ઘણું આશ્વાસન આપ્યુ પણ પોતાના સન્તાનને નિરાધાર અવસ્થામા છોડીને જવાનુ સાહસ નિર્દયમા નિર્દય માતાથી પણ ન થઇ શકે તો અસમત બેગમ જેવી કુલીન

અને સુશીલ માતા પાસેથી તો એ આશા રખાયજ કેમ! એણે તો પુત્રીને પોતાની પાસે લાવી આપવાનો પતિને આગ્રહ કર્યો. ગ્યાસબેગ લાચાર બનીને પુત્રીને પાછી લાવવા સારૂ પાછળ ગયો, તો એણે એક ચમત્કાર જોયો. એક મોટો ભયંકર કાળો સાપ છોકરીની આસપાસ વીંટાઈને બેઠો હતો. એને જોતા વારજ ગ્યાસ જેવા વીર પુરુષથી પણ બૂમ પડાઈ ગઈ, અને બાલિકાને બચાવવા તે આગળ ગયો તેની બૂમથી સાપ બીને પાસેના દરમા પેસી ગયો. પછી ગ્યાસબેગે છોકરીને ઉચકી લીધી, અને દોડતો દોડતો જઇને પોતાની સ્ત્રીના ખોળામા તેને સોપી પુત્રીને ભેટતા તથા તેના અણધાર્યા બચાવનું વર્ણન પતિ મુખે સાભળતા અસમત બાનુના હર્ષનો પાર રહ્યો નહિ એની ખાત્રી થઈ કે આ બાલિકાનો ભવિષ્યમા જરૂર ભાગ્યોદય થવાનો છે આ ખાનદાની કુટુંબની આવી દુર્દશા જોઈને માલિક મસુદ નામનો વેપારી એમની સાથે હતો, તેને દયા આવી. એણે ગ્યાસબેગને પૈસા તથા ખોરાકની મદદ કરી. પ્રવાસમા ઘણા દિવસ સાથે રહ્યાથી એ વેપારીને ગ્યાસબેગના અનેક સદ્ગુણોનો પરિચય મળ્યો અને બન્ને વચ્ચે મિત્રતા બધાઇ. ગ્યાસબેગ એજ વેપારી મલિક મસુદની સાથે ફતેહપુર સિક્રી પહોચ્યો; અકબર બાદશાહે વેપારીને કહ્યુ "આ વર્ષે તમે હર સાલના જેવી સારી ભેટ સોગાદ નથી લાવ્યા" મલિક મસુદે હસીને કહ્યુ "જહાંપનાહ! આ વર્ષે હું હજુરને માટે નિર્જીવ ભેટ નથી આવ્યો, પણ એક એવી કિંમતી સજીવ ભેટ લાવ્યો છુ કે જેનો જોટો ઇરાન કે તુરાનમા મળવાનો નથી."

એમ કહીને તેણે ગ્યાસબેગને બાદશાહની સેવામા રજૂ કર્યો, તથા એના ઉચ્ચ કુળ, વિદ્યા અને સદ્ગુણનો પરિચય કરાવ્યો. બાદશાહે પ્રસન્ન થઇને તરતજ તેને પોતાની સેવામા રાખ્યો

ગ્યાસબેગ ખરેખર પ્રશંસાને પાત્રજ પુરુષ હતો. એ ઘણો વિદ્વાન અને સાહિત્ય વિલાસી હતો પત્ર લખવાની કળામા વિશેષ કુશળ હતો. એના પત્રો તેમજ એનો વાર્તાલાપ સામા માણસને આનંદ પમાડે એવા હતા. આત્મસંયમના ગુણ માટે પણ એ પ્રસિદ્ધ હતો. હાથ નીચેનાં માણસો પાસેથી કેવી રીતે કામ લેવું એ એને સારી પેઠે આવડતું હતું સેવકો સાથે પણ હમેશા માનપૂર્વક મીઠાશથી બોલતો ગાળ તો એના મુખમાથી કદિ નીકળતીજ નહિ કદી કોઇ નોકરને મારતો નહિ કે હાથ પગ પણ બાધતો નહિ. વ્યવસ્થા તથા નિયમપૂર્વક ખરા દિલથી કામ કરવાનો એને ઘણો

શોખ હતો પોતાના સ્વામીની સેવા સાચા મનથી કરતો એની રહેણી કરણી એક સંસ્કારી માણસને છાજે એવી સુંદર હતી જુવાન હતો અને દેશ છોડીને હજારો ગાઉ દૂર આવ્યો હતો એટલે સત્તા અને ધનનો લોભ એનામાં અધિક પ્રમાણમાં હતો એ લોભને વશ થઈને લાંચ પણ લેતો, એજ એનામાં એક માત્ર દોષ હતો

નૂરજહાનના સ્વભાવને બરોબર ઓળખી શકવા સારૂ અમે એના પિતાનો જરાક વિસ્તારથી પરિચય આપ્યો છે એની માતા અસમત બાનુના જીવનનો પરિચય પણ આગળ જૂદા ચરિત્રમાં આપી ચૂકયા છીએ

ગ્યાસબેગને પ્રારંભમાં મિરઝાની ઉપાધી મળી ત્યાર પછી એની પ્રતિષ્ઠા અને દરજ્જો દિનપ્રતિદિન વધતાજ ગયા ઈ સ ૧૫૯૫ માં એને ૩૦૦ ઘોડેસ્વારનો મનસબ મળ્યો અને કાબુલના દીવાનનો માન ભર્યો હોદ્દો મળ્યો

આ અરસામાં ગ્યાસની લાડકી કન્યા મોટી થતી જતી હતી એના સ્વરૂપને અનુસરીને એનું નામ ‘ મહેર–ઉન–નિસા ’ ‘ સ્ત્રીજાતિનો ચંદ્ર ’ પાડવામાં આવ્યું હતું. એનું રૂપલાવણ્ય અલૌકિક હતું સુકુમાર અંગ, ગોળ ચહેરો, વિશાળ લલાટ, કમળનયન અને બીડાયલા હોઠ એ એના સૌંદર્યના ખાસ લક્ષણ હતા પંદર વર્ષની થતાથતામાં તો પૂર્ણિમાના ચંદ્રની પેઠે એનું રૂપલાવણ્ય ખીલી ઉઠયું, અને એની અમૃતધારા ચારે તરફ વરસવા લાગી એ સમયમાં એના જેવી સુંદર બાળા આખા ભારતવર્ષમાં કે આસપાસના ઇસ્લામી દેશોમાં નહોતી એમ કહીએ તો તે અતિશયોકિતભરેલું નહિ કહેવાય કેવળ દેહના સૌંદર્યથીજ તે વિભૂષિત નહોતી માતાપિતાએ બહુ કાળજીપૂર્વક તેને શિક્ષણ આપ્યું હતું. ફારસી સાહિત્યમાં એ અધિક પ્રવીણ હતી. એ ભાષામાં એ સુંદર, રસિક અને ભાવમયી કવિતા લખતી સભ્યતા, સારી રીતભાત, મીઠો સ્વભાવ એ તો એના સ્વભાવના ખાસ ગુણ હતા એનું સંગીત,ચિત્રકળા અને ગૃહવ્યવસ્થા આદિનું જ્ઞાન એ સમયની સ્ત્રીઓ કરતા ઘણા ઉંચા પ્રકારનું હતું પોશાક અને ઘરની સજાવટમાં દરરોજ નવી નવી અને સુંદર ફેશનો એની કલ્પનામાં સ્ફુરી આવતી, ઘોડેસ્વાર થતા તથા શસ્ત્ર ચલાવતા પણ એને સારી રીતે આવડતું હતું. નિયમિત રીતે કસરત કર્યાથી એનું આરોગ્ય પણ બહુ સારૂં હતું આટલા બધા માનસિક ગુણો સાથે એના હૃદયમાં કોમળતા અને ગરીબો પ્રત્યે દયાના ગુણ પણ હતા એ અસાધારણ સૌંદર્ય અને સદ્ગુણ-

સંપન્ન બાળાને પરણવાને અનેક અમીરઉમરાવ તૈયાર થાય એમા આશ્ચર્યજ શુ !

મહેર–ઉન–નિસાએ સત્તરમા વર્ષમા પ્રવેશ કર્યો. એજ સમયે એના પિતાએ એને યોગ્ય એક યુવક શોધી કાઢચો. એનુ નામ અલીકુલી ઇસ્તજલુ હતુ. એ પણ ઇરાનનિવાસી હતો, અને ભાગ્યોદય થવાની અભિલાષામા હિંદુસ્તાન આવ્યો હતો ઇરાનમા એ ત્યાના બાદશાહનો સફરચી અર્થાત્ ભોજનની વ્યવસ્થા રાખનાર હતો ઇરાનના બાદશાહના મૃત્યુ પછી એ કંદહારને માર્ગે મુલતાન આવ્યો હતો, અને અબદુરરહિમ ખાનખાનાના સૈન્યમા જોડાયો હતો. ખાન ખાના સિંધના ઠઠ્ઠા નગરને જીતવા સારૂ જઇ રહ્યો હતો. એ યુદ્ધમા અલી કુલીખાએ અસાધારણ વીરતા, સાહસ અને કાર્યકુશળતા બતાવી ખાનખાના એના ઉપર ઘણો પ્રસન્ન થયો, અને બાદશાહ ઉપરના પત્રોમા એ નવયુવકની સેવાની ઘણી પ્રશસા કરી આથી બાદશાહે તેને મનસબહાર બનાવ્યો. યુદ્ધ સમાપ્ત થયા પછી ખાનખાના તેને પોતાની સાથે લાહોર લઇ ગયો અને ત્યા મોટા મોટા સરદારો તથા અમલદારો સાથે તેની મુલાકાત કરાવી ( ઈ.સ ૧૫૯૪ ) ગ્યાસબેગને આ યુવકની કદર કરતા વાર લાગી નહિ તેણે પોતાની વિદુષી અને પરમ સુદરી કન્યાનુ દાન એ વીર યુવકને કરાવ્યુ. એ લગ્ન પછી થોડાકજ સમયમા શાહજાદા સલીમની સેનામા એની નીમણૂક થઇ શાહજાદો સલીમ એ વખતે મેવાડનો વિજય કરવાને નીકળ્યો હતો એક સમયે જંગલમા એ લોકોનો પડાવ હતો ત્યા આગળ એક વિકરાળ વાઘના સમાચાર આવ્યા. એ વાઘે આસપાસના ગામડાના ઘણા ઢોર મારી નાખ્યા હતા, અને કેટલાક માણસોનો પણ તેણે આહાર કર્યો હતો એ વાઘનો શિકાર કરવાને સલીમ જાતે નીકળ્યો તેની સાથે તેના મુખ્ય મુખ્ય સરદાર હતા અલીકુલી પણ તેની સાથે હતો, એ ટુકડીએ વાઘને કેટલાક માઇલ સુધી નસાડીને એક રાઢીમાં પ્રવેશ કરાવ્યો અને પછી ચારે તરફથી એને ઘેરી લીધો. વાઘ પણ હવે ગર્જના કરતો સામો આવવા લાગ્યો. બાદશાહે હવે પોતાના સાથીઓને તેના ઉપર આક્રમણ કરવાને આજ્ઞા આપી, અનેક સરદારો શસ્ત્ર સહિત આગળ ધસ્યા. એ વખતે અલી કુલીખાંએ આગળ આવીને પોતાનું પરાક્રમ બતાવવાના ઉદ્દેશથી કહ્યું ' હથિયારસહિત શેર ( વાઘ ) ના ઉપર હુમલો કરવો એમાં બહાદુરી નથી. નિઃશસ્ત્ર પશુની સાથે સશસ્ત્ર મનુષ્ય

લડે તેમાં એની વીરતા શેની ? ઈશ્વરે બન્નેને અવયવ આપ્યા છે, મનુષ્યમા વધારામા બુદ્ધિ છે. એ બુદ્ધિ અને બાહુ બન્નેના બળવડે વગર હથિયારે જાનવરને મારે ત્યારેજ એની બહાદુરી કહેવાય ’ એ પ્રમાણે વાઘની સાથે મલ્લયુદ્ધ કરવાનુ સાહસ કોઈનુ ચાલ્યુ નહિ આખરે અલીકુલીએ પોતાના વિચારની સત્યતા સાબિત કરવા માટે ખાલી હાથે આગળ પ્રયાણ કર્યું. મૃત્યુમુખમા જતા એના ઘણા હિતસ્વીઓએ તેને રોકયો, પણ એ સાહસી યુવક એમની સલાહને ધ્યાનમા ન લેતા આગળ વધ્યો, અને જોતજોતામા વિકરાળ વાઘની પાસે પહોચ્યો. વાઘ ગર્જના કરીને એના ઉપર કૂદયો અલીકુલીએ તેના બન્ને પજા જોરથી પકડી લીધા. ઘણા લાબા સમય સુધી બન્ને વચ્ચે ભયકર મલ્લયુદ્ધ ચાલ્યુ, સાહસી યુવકને પણ ઘણા ઘા લાગ્યા, પરતુ આખરે વિજય એનોજ થયો કાળા માથાના માનવીને હાથે આખા વનને ત્રાસ પમાડનાર વનરાજ વાઘનો અન્ત આવ્યો, આ દૃશ્ય જોઈને શાહજાદો સલીમ અને તેના સાથીઓ ઘણુજ વિસ્મય પામી ગયા શાહજાદાએ પ્રસન્ન થઇને એ દિવસથી એને ‘ શેર-આફ્કન ’ ( વાઘને પછાડનાર ) ની ઉપાધિ આપી. એજ નામથી ભવિષ્યમા મહેર-ઉન-નિસાનો પતિ પ્રસિદ્ધ થયો. એ યુદ્ધમા તો એ સલીમની સાથે રહ્યો, પણ પાછળથી બાપ દીકરા વચ્ચે ઉચા મન થતાં એણે અકબરનો પક્ષ લીધો.

જહાગીર જ્યારે ગાદીએ આવ્યો ત્યારે તેણે શેર આફ્કનનો અપરાધ માફ કર્યો, તથા તેને બગાળાનો સુબો બનાવીને મોકલ્યો. વર્ધમાન જીલ્લામા તેને જાગીર બક્ષવામા આવી મહેર-ઉન-નિસા હવે એક સામન્તની પત્ની બની એ જુવાન દપતીનો સસાર ઘણા સુખમા વ્યતીત થવા લાગ્યો

બગાળામા એ સમયે રાજદ્રોહ અને પ્રપચ ફેલાઇ રહ્યો હતો. બાદશાહ જહાગીરને શેર આફ્કનના શત્રુઓએ ખોટી ખબર મોકલી કે વર્ધમાનનો એ સુબો તમારી વિરુદ્ધ કાવતરૂ રચી રહ્યો છે. સલીમે એ વાતને ખરી માનીને કુતુબુદ્દીનખાન નામના પોતાના એક પ્રિય દૂધભાઈ અને વિશ્વાસુ સરદારને વર્ધમાન મોકલ્યો, અને આજ્ઞા આપી કે શેર આફ્કનને રાજધાનીમા લઇ આવો, અને સીધી રીતે ન આવે અને તમારી આજ્ઞાનું ઉલ્લઘન કરે તો ઘટતી સજા કરજો. ૧૬૦૭ મા કુતુબુદ્દીન વર્ધમાન પહોચ્યો અને શેર આફ્કનને પોતાની મુલાકાતે બોલાવ્યો. એનો વિચાર એને એકલો બોલા-

વીને પકડી લેવાનો હતો. ૩૦ મી મેને દિવસે શેર આફકન બે સવારોસહિત કુતુબુદ્દીનને મળવા સારૂ ગયો એ તંબુમા દાખલ થયો એટલે કુતુબુદ્દીને પોતાના સૈનિકોને તેને ઘેરી લેવાની આજ્ઞા આપી. પોતાની સાથે આ પ્રમાણે દગો થતો જોયાથી એ વીર ઇરાનીનું લોહી ઉકળી આવ્યું. એણે કુતુબને પૂછ્યું "તમે આ શું કરી રહ્યા છો ?" કુતુબ આગળ આવીને ખુલાસો કરવા ગયો પણ શેર આફકનનો પિત્તો ઉકળવાજ લાગ્યો, એનો સ્વભાવ હવે કાબૂમા રહ્યો ન હતો. એણે પોતાની તલવાર મ્યાનમાથી ખેચી અને કુતુબુદ્દીનના ઉપર પ્રહાર કર્યો. તલવારના ઘાથી કુતુબુદ્દીનના આતરડા બહાર નીકળી આવ્યા, પણ એ વીર તેને હાથમા પકડી રહ્યો, અને પોતાના માણસોને શેર આફકનને પૂરો કરવાની આજ્ઞા આપી એ આજ્ઞા મળતા પહેલાજ, અમ્બાખાન નામના એક કાશ્મિરી સૈનિકે શેર આફકનના માથામા ઘા કર્યો હતો થોડીવારમા તો એકલા શેર ઉપર ચારે તરફથી સિપાઇઓ ધસી આવ્યા, અને તેમણે ક્રૂરતાથી એના ટુકડે ટુકડા કરી નાખ્યા શેર આફકન મરતા મરતા પણ અનેકના પ્રાણ લેતો ગયો. અમ્બાખાન એજ ક્ષણે મરણ પામ્યો, અને કુતુબુદ્દીને પણ બાર કલાકમા પ્રાણ ત્યજ્યો. આ પ્રમાણે મહેર-ઉન નિસાના વીર પતિનો યુવાવસ્થામાજ અન્ત આવ્યો. અન્ત સમયે પણ તેણે જે વીરતા બતાવી હતી તેની ઇતિહાસકારોએ ઘણી પ્રશંસા કરી છે, અને લખ્યું છે કે એને મારીને શત્રુઓએ પોતાની કીર્તિ વધારી નથી પણ ઉલટી બદનામીજ લીધી છે

શેર આફકન (જેને લોકોએ શેર અફગાન નામથી વર્ણવ્યો છે) ના મૃત્યુનું આ સાચુ વૃત્તાન્ત છે, પણ મુસલમાન લેખકો અને તેમને અનુસરીને નાટકો અને નવલકથા લખનારાઓએ એના મૃત્યુને માટે અનેક કલ્પનાઓ કરી છે. અમે પણ પ્રથમ આવૃત્તિમા એજ કલ્પનામિશ્ર વૃત્તાતોના આધારે નૂરજહાનનું ચરિત્ર આલેખ્યું હતું એમ મનાતું આવ્યું હતું, કે કોમારાવસ્થામાજ મહેર-ઉન-નિસા અને શાહજાદા સલીમને એક બીજાના દર્શન કરવાનો સુયોગ પ્રાપ્ત થયો હતો. પ્રથમ દર્શનેજ બન્ને તરુણોમાં પ્રેમ બધાયો હતો.સલીમને તેની સાથે લગ્ન કરવાની તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થઇ હતી. ચતુર સમ્રાટ્ અકબરને એ વાતની ખબર મળતા, તથા શાહજાદાના મનનો અભિલાષ જાણતાં વાર લાગી નહિ. તેણે મહેરના પિતાને કહીને અલીકુલી સાથે તેનું લગ્ન કરાવી દીધું. મહેર આ પ્રમાણે બીજાની થઇ તોપણ એનું

ચિત્ત સલીમ ઉપરજ ચોંટયું હતું, અને શાહજાદો પણ એક ક્ષણ એને વિસરી શકયો નહોતો. મહેરને પોતાની કેવી રીતે બનાવવી એ વિચારમાં એને શાન્તિની નિદ્રા પણ નહોતી આવતી પિતાની હયાતીમા એનો લાગ ફાવ્યો નહિ, પણ ગાદી ઉપર આવતા બનતી ત્વરાએ તેણે યુક્તિ પ્રયુક્તિ વાપરીને શેર આફ્કનનું કાસળ કઢાવ્યુ મહેર-ઉન-નિસાએ પ્રથમ તો પોતાના પતિનુ ખુન કરવા માટે જહાગીર પ્રત્યે ઘણો તિરસ્કાર બતાવ્યો, પણ આખરે સ્ત્રી-જાતિની દુર્બળતાને વશ થઇ. અધિકારલોભથી ચાર વર્ષ બાદ જહાગીરની બેગમ બની, પરન્તુ આ કથાને જહાગીરના સમયમા લખાયલા કોઈ ઇતિહાસથી પુષ્ટિ મળતી નથી એ બધી કથા પાછલા લેખકોએ મારેલા ઠડા પહોરના ગપ્પા છે. જહાગીર અને નુરજહાનના વિપક્ષીઓના હાથે લખાયલા વૃત્તાતોમા પણ જહાગીર અને નૂરજહાનના લગ્ન પહેલાના પ્રેમની તથા જહાગીરે તેના પતિનુ ખુન કરાવ્યાની હકિકત નથી એ લોકો બાદશાહ અને બેગમની વિરુદ્ધ કાનના કીડા ખરી પડે એવી નિદાની કહાણીઓ લખતાં સકોચાયા નથી, તો પછી આવા મોટા બનાવ ઉપર ઢાકપીછોડો કરે એ અસભવિત હતુ.

વળી એ પણ વિચારવા જેવુ છે,કે મિરઝા ગ્યાસબેગ એક કુલીન મુસ્લીમ હતો એના બાપદાદા સારા અધિકાર ભોગવી ચુકયા હતા. એક ખાન-દાની મનુષ્યમા છાજે એવા બધા ગુણો એનામા હતા. અકબરના સમયમા પણ એ પ્રતિષ્ઠિત વ્યક્તિ હતો મહેરના રૂપ અને ગુણ મોગલઅન્ત પુરની શોભામા વૃદ્ધિ કરે એવા હતા, તો પછી એવી સુકુમારી સાથેના પોતાના શાહજાદાના પ્રણયમા અકબર વિઘ્ન નાખે એવું માનવાને કાઈજ કારણ નથી અકબરના સમયમાજ શાહજાદાએ અનેક લગ્ન કર્યા હતા, તેમા અકબરે વાધો ન લીધો, અને મહેર-ઉન-નિસાની સાથે લગ્ન કરતાજ શાહજાદાને અટકાવ્યો એ વાત માનતા જરાક સકોચાવું પડે છે શેર આફ્કનના મૃત્યુમા જહાગીરનો હાથ હતો, વળી જહાગીરે એ મૃત્યુ જાણી જોઇને મહેરને પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી કરાવ્યું હતું, એમ માન્યાથી ‘ નૂરજહાનના ચરિત્રમા મોટુ કલક લાગે છે, કે એ આખરે પોતાના પતિની હત્યા કરનારાનેજ વરી, અને તેનેજ પોતાનું સર્વસ્વ ગણવા લાગી, પરન્તુ સદ્ભાગ્યે હાલમા એક હિન્દુ ઇતિહાસવેત્તા અધ્યાપાક વેણીપ્રસાદે ફારસી અને અંગ્રેજી ભાષામાં જહા-ગીરને લગતા લખાયલા દરેક ગ્રન્થનો અભ્યાસ કરીને, મજબૂત પ્રમાણ-

સહિત જહાંગીર અને મહેર-ઉન-નિસાના કલંકને ધોઈ નાખ્યા છે. અસ્તુ! હવે એ વિવાદગ્રસ્ત વિષય ઉપર વધારે વિવેચન ન કરતા આપણે શેર આફ્કનની વિધવા મહેર—ઉન—નિસાની ખબર લઈએ પતિનું આવી રીતે દગાથી મૃત્યુ થયું તેથી એના હૃદયને ઘણો તીવ્ર આઘાત લાગ્યો પેલી તરફ બાદશાહ જહાંગીરને કુતુબના મૃત્યુથી અસાધારણ શોક થયો, કેમકે કુતુબુદ્દીન બાદશાહ ઉપરજ બહુજ પ્રેમ રાખતો હતો, અને નિ સ્વાર્થ ભાવથી તેની સેવા બજાવતો હતો કુતુબને મારનાર શેર આફ્કન ઉપર તેણે ઘણા નિઃશ્વાસ નાખ્યા એ જીવતો હોત તો જહાંગીર એની દુર્દશા કરત અને સખ્તમા સખ્ત સજા દેત એમા પણ સ દેહ નથી, પરન્તુ શેર આફ્કન તો વીર ગતિ પામીને પહેલેથીજ એવા સામ્રાજ્યમા પહોચી ગયો હતો, કે જ્યા ભલભલા બાદશાહની સત્તા નથી ચાલતી જહાંગીર એટલો બધો નીચ પણ ન હોતો કે પતિના દોષ ખાતર પત્નીની દુર્દશા કરે જહાંગીરની આજ્ઞાથી શેર આફ્કનની વિધવા મહેર—ઉન—નિસા અને તેની એકની એક પુત્રી લાડલી બેગમને આગ્રા એને પિયેર આણવામા આવ્યા મહેરનો પિતા ગ્યાસબેગ એ સમયે ઇતિમાદ—ઉદ્ દોલાનો માનવતો ખિતાબ અને મોટો અધિકાર ધરાવતો હતો મહેરે આવીને પિતાને ઘેર આશ્રય લીધો થોડા સમય પછી મહેરની નિમણુક સુલતાન સલીમા બેગમની સેવામા કરવામા આવી. ઇ૦ સ૦ ૧૬૧૧ ના માર્ચ માસમા એટલે કે મહેરના વૈધવ્ય પ્રાપ્ત થયાને ચાર વર્ષ બાદ અકબરે સ્થાપેલા નવરોઝના બઝારમા જહાંગીર અને મહેરની મુલાકાત થઈ મહેર—ઉન—નિસાની ઉમ્મર એ સમયે ૩૪ વર્ષની હતી, તોપણ એના સૌન્દર્યમા ન્યૂનતા આવી નહોતી. જહાંગીર એના મોહપાશમાં એજ સમયે ફસાયો. મહેરના ખાલી પડેલા હૃદયમા જહાંગીરે સ્થાન મેળવ્યુ મુસલમાનોના ધર્મ અનુસાર વિધવાને ફરીથી લગ્ન કરીને પોતાનો સ સાર સુખી બનાવવાની આજ્ઞા હોવાથી મહેર—ઉન—નિસાએ જહાંગીરની પ્રેમ યાચનાનો સ્વીકાર કર્યો, અને ઇ૦ સ૦ ૧૬૧૧ મા બન્નેના લગ્ન થયા અરણ્યના એકાન્ત વાસમા જન્મેલી આ બાલિકા આજે ભાગ્યદેવીની કૃપાથી ભારતેશ્વરી બની. જહાંગીર એને પ્રાપ્ત કર્યાથી પોતાના જીવનને ધન્ય મ'નવા લાગ્યો. નૂરજહાને પોતાની વિદ્યા, ચાતુર્ય, સ્વભાવની મધુરતા, અને અસાધારણ સૌન્દર્ય બધુ જહાંગીરને સમર્પણ કર્યું. તનમનથી એ પતિને પ્રસન્ન કરવામા લીન થઈ. એને લીધે એણે પ્રથમ પતિના હૃદયરાજ્ય ઉપર અને

પછી ભારતના સામ્રાજ્ય ઉપર ધીમે ધીમે પોતાનો અધિકાર જમાવ્યો. જહાંગીરે પ્રેમથી એને 'નૂરજહાન' નામ આપ્યું ઈ૦ સ૦ ૧૬૧૩ મા સુલતાન સલીમા બેગમના પરલોક ગમન પછી એને 'પાદશાહ બેગમ'ની ઉપાધિ મળી, અને આખા રાજ્યમા તથા રાજમહેલમા સર્વ સ્ત્રીઓમા શ્રેષ્ઠ પદ અને અધિકાર એના ગણાવા લાગ્યા.

દિલ્હીશ્વરની માનીતી બેગમ થયા પછી એણે પોતાનો સમય વૃથા ગુમાવ્યો નથી. કુદરતે તેનેજ ગુણોની બક્ષિસ આપી હતી, અથવા જે ગુણોનો વિકાસ મિરઝા ગ્યાસ બેગ અને અસમત બાનુ જેવા સુશિક્ષિત માતપિતાના સહવાસ અને બોધથી થયો હતો,તેનો ઉપયોગ હવે નૂરજહાને કરવા માંડયો.

અરબી અને ફારસી ભાષાના સાહિત્યનો એનો અભ્યાસ ઘણો ઉંડો હતો 'મખફી' ગુપ્ત નામથી એણે ફારસી ભાષામા ઘણી કવિતા રચી છે સંગીતમા પણ એ વિશેષ પ્રવીણ હતી ફારસી ભાષામા એ પ્રસંગને અનુસરતી શીઘ્ર કવિતા પણ રચીને ગાઈ શકતી જહાંગીરના હૃદય ઉપર અધિકાર જમાવવામા તેને આ ગુણો વિશેષ સહાયભૂત થઇ પડયા હતા

ભરત, ગુંથણ, સીવણ, તથા પાકશાસ્ત્રમા પણ એ અસાધારણ પ્રવીણ હતી પોતાની બુદ્ધિથી પોશાકમા નવી નવી તરેહો શોધી કહાડતી પેશવાજની દુદામી, પાચતોલિયા, બાદલા કિનારી, અને ફર્શ–ઈ–ચન્દની (ચન્દનના રંગની શેતરંજી) વગેરે અનેક વસ્તુઓ એની ફળદ્રૂપ કલ્પનાના પરિણામ હતા

નવા નવા નમૂનાના ચિત્રવિચિત્ર અલંકારો પણ નૂરજહાને દાખલ કર્યા હતા પગ સુધી લાંબો ઝભ્ભો જે લખનૌ શહેરની સારા ઘરની સ્ત્રીઓ પહેરતી એ એનુંજ અનુકરણ હતું એનાજ નામ ઉપરથી એક પ્રકારનું 'આંગીઉ' સ્ત્રીઓમા પ્રચલિત થયું હતું વળી ખુબી એ હતી કે નૂરજહાન સમજતી હતી કે પોતે હિન્દુ અને મુસલમાન બન્નેની મહારાણી છે, તેથી કોઇ કોઇ વખત હિન્દુઓનો પોશાક ઘાઘરો અને ઓઢણી ધારણ કરતા પણ સંકોચાતી નહિ

જગતમા કોઇ પણ સ્ત્રી અદેખાઇ કરી શકે એવા મહાન્ પદે પહોચી હતી છતા નૂરજહાન ઘરનુ કામ કરવામા શરમ નહોતી સમજતી રસોઇની કળામા એ વિશેષ પ્રસિદ્ધ હતી પોતાને હાથે રોજ નવા નવા સ્વાદિષ્ટ પદાર્થો બનાવીને બાદશાહને જમાડતી. ભોજન બનાવવામા એના કરતા અધિક

કુશળ મનુષ્ય એ સમયમા બીજો કોઇ નહોતો કેવળ સુન્દર ભોજન બનાવી-નેજ સતોષ માનતી નહિ. ગમે તેવું સ્વાદિષ્ટ ભોજન હોય, પણ જમવાનું સ્થાન સ્વચ્છ ન હોય, ભોજન વ્યવસ્થાસર ગોઠવાયું ન હોય તો ચિત્ત પ્રસન્ન થતું નથી નૂરજહાન 'દસ્તરખાન'ને નવી નવી રીતે સજાવતી ભોજનની વાનીઓને સુન્દર પુષ્પના આકારમા બનાવીને ગોઠવતી એ પદ્ધતિ તો એણેજ શોધી કહાડી હતી, અને જેણે એ જોઇ તે સમ્રાજ્ઞીની કલ્પનાશક્તિની પ્રશંસા કર્યા વગર રહેતો નહિ ઈરાનના નાદિરશાહે પણ પાછલા જમાનામા ભોજનને ફૂલના રૂપમાં બનાવવા અને ગોઠવવાની એ પદ્ધતિ જોઇને આશ્ચર્ય અને આનદ પ્રગટ કર્યા હતા એ બધા ઉપરથી એની સૌન્દર્યની કલ્પના કેવી હતી તેનું અનુમાન થઈ શકે છે

શિલ્પકળાનો પણ તેને ઘણો શોખ હતો તેણે અનેક બાગ, મહેલ, અને બીજી ઇમારતો બધાવી હતી જહાગીર લખે છે કે "એ વખતના એવું શહેર નહોતું કે જયા નરજહાનની કીર્તિ માથુ ઉચુ ન કરી રહી હોય" નૂર-સરાઈ બધાવીને એણે મુસાફરોને મોટી સગવડ કરી આપી હતી કાશ્મી-રમા ઝેલમ નદીને કિનારે શીતળ છાયાવાળા વૃક્ષોનો 'નૂર–આફ્શાન' નામનો બાગ અને લાહોરમા 'શાલિમાર' બાગ એનાજ ખર્ચે બન્યા હતા

કેવળ સ્ત્રીઓને છાજે એવા ગુણોમાજ તે નિપુણ હતી એમ નહિ, એની મૃણાલ સમી ભુજાઓ કોઈ કોઈ વખત એવી વીરતાનો પરિચય આપતી કે લોકો છક થઇ જતા શિકાર ખેલવામા તો એ બહુજ કુશળ હતી. એક દિવસ જહાંગીર નરજહાનને લઈને શિકારે ગયો હતો, શિકારીઓએ હાકો ઘેરીને ચાર વાઘને વચ્ચે આણ્યા નરજહાને બાદશાહની પરવાનગીથી હા-થીના હોદ્દા ઉપર બેઠે બેઠે એ ચારે વાઘને અચૂક ગોળીથી મારી નાખ્યા. સમ્રાટ્ જહાગીર પોતાના જીવનચરિત્રમા લખે છે કે આવું ચોક્કસ નિશાન તાકીને વાઘનો શિકાર કરતા મે પહેલા કોઈને જોયો નથી. એ પ્રસગે બાદ-શાહના એક સાથીએ નીચેની કવિતા રચીને સભળાવી.

નૂરજહાન ગર્ચે બાસુરતજન્ અસ્ત્ "દર્ સફ્–ઇ–મર્દાન્ જન્–ઈ–શેર આફ્કન્ અસ્ત્" અર્થાત્ નૂરજહાન જો કે આકારમા સ્ત્રી છે તોપણ વીર પુરુષોની હારમા એ વાઘને હણનારી નારી છે, અથવા શેરઆફ્કની સ્ત્રી છે

આ ગુણોની સાથે એનામાં અસાધારણ ઉદારતા અને દયાના ગુણ પણ હતા. ગરીબ, દુ:ખી, અનાથ બાલિકાઓને માટે તો એ આશ્રયસ્થાન હતી.

કોઇના ઉપર જુલ્મ થયાની વાત સાભળતા એનુ કોમળ હૃદય પીગળતું અને એ અત્યાચાર દૂર કરાવવાને એ સત્વર પ્રયત્ન કરતી. માતપિતા વગરની બાલિકાઓને એ પોતાને ખર્ચે પરણાવી આપતી, અને કન્યાદાનમા મોટી રકમ ભેટ આપતી. એના જીવનમા એણે ૫૦૦ કન્યાઓના લગ્ન કરાવી આપ્યા હતા નાના નાના દાન તો અસખ્ય હતા સભવ છે કે બે વાર લગ્ન કરવા માટે હિન્દુ સ્ત્રીઓ તેને સતી નહિ ગણે, પણ કોઈ પણ સ્ત્રી કે પુરુષના ગુણની તુલના કરતા એમના દેશ, જાતિ અને કુળમા પ્રચલિત આચારવિચારને ધ્યાનમા લેવા ઘટે છે મુસલમાનોમા પુનર્લગ્નનો નિષેધ નથી. નૂરજહાને શેર આફ્કનની પત્ની તરીકે તેની સાથે પૂર્ણ પ્રેમ અને સ્વામિભક્તિની વર્તણુક ચલાવી હતી જહાગીરની હૃદય-રાણી થયા પછી એની સાથેની વર્તણુક પણ આદર્શ પત્નીને છાજે એવી હતી દાપત્યધર્મમા એણે કદિ વિક્ષેપ પડવા દીધો નથી ઘરસસારમા કે રાજકાર્યમા એ પતિની મુખ્ય સહાયક બની હતી નૂરજહાનનો એક માત્ર દોષ સત્તાનો મદ હતો. કોઇને આધીન થઇને રહેવાનુ એને પસદ નહોતુ અસાધારણ પ્રતિભાશાળી વ્યક્તિઓનો સ્વભાવજ એવો હોય છે. તેઓ હમેશા આખા જગતને પોતાની ઇચ્છાનુસાર નચાવવાનો અભિલાષ રાખે છે. રાજપ્રપચમાં એ ઘણી કુશળ હતી, અને એક આદર્શ મુત્સદ્દીને છાજે એવી રીતે રાજ્યશાસનમા એણે દાવ ચલાવ્યા હતા અમે એના રાજદ્વારી જીવનનો પણ કાઇક પરિચય આપીશું.

રાજસત્તાનો લોભ રાખનારા માણસોએ પ્રથમ તો પોતાનો પક્ષ સબળ બનાવવો પડે છે ગમે તેવો પ્રતાપી મનુષ્ય એકલે હાથે સફળતા મેળવી શકતો નથી. નૂરજહાન એ બાબતમા પણ ભાગ્યશાળી નીવડી એને પોતાનો પક્ષ સબળ કરવા માટે મદદને સારૂ દૂર જવું ન પડયુ. એના લગ્ન પછી એના પિતા તથા ભાઈ ઘણાજ મોટા હોદ્દા ઉપર ચડયા હતા તેમના હાથમા પુષ્કળ સત્તા હતી રાજનીતિનો તેમનો અનુભવ પણ ઘણો વિશાળ હતો એની માતા અસમત બેગમ પણ શાણી સ્ત્રી હતી એ સર્વ કુટુમ્બીઓ તથા પોતાના સાવકા છોકરા શાહજાદા ખુર્રમની મદદથી નૂરજહાને સર્વ સત્તા ધીમે ધીમે પોતાના હાથમા લીધી શાહજાદો ખુર્રમ પાછળથી બાદશાહ શાહજહા નામથી પ્રસિદ્ધ થયો એની સાથે નૂરજહાનની ભત્રીજી મુમતાજ મહાલનુ લગ્ન થયુ હતુ. એટલે એ પણ એનો નિકટનો સગો હતો; આ પ્રમાણે એ દળના પ્રત્યેક માણસનો એક બીજાને મદદ આપવામા કુદરતી

રીતે સ્વાર્થ રહેલો હતો. જહાંગીર બાદશાહને ચાર પુત્ર હતા, (૧) ખુશરૂ (૨) ખુર્રમ (રાજા માલદેવની પૌત્રીના ગર્ભમાં એનો જન્મ થયો હતો) (૩) જહાંદાર અને (૪) શહરિયાર નરજહાનને તો પ્રથમવારના પતિથી લાડલી બેગમ નામની એક કન્યા હતી. તે ઉપરાત એને કોઇ સંતાન નહોતું એટલે ભત્રીજા જમાઇ ખુર્રમ ઉપર એનો વિશેષ પ્રેમ હતો, અને બાદશાહની પછી એજ ગાદીવારસ નીમાય એવો એનો અભિલાષ હતો. એનો પક્ષપાત અનુચિત પાત્ર ઉપર હતો એમ પણ ન કહી શકાય બાદશાહ અકબરને પણ ખુર્રમ ઉપર અધિક પ્રેમ હતો દાદાના મદવાડ વખતે એણેજ રાતદિવસ સેવાશુશ્રૂષા કરી હતી. એ ઉપરાત એને ઉચ્ચ શિક્ષણ મળ્યું હતુ. નીતિ પણ તેની પ્રશંસનીય હતી. મોગલ રાજ્યમહેલોમા એ સમયે દારૂનો પ્રવેશ થઇ ચુકયો હતો, પરંતુ ૨૩ વર્ષની વય સુધી શાહજાદા ખુર્રમે મદ્યનુ એક બિન્દુ પણ પીધુ નહતુ ૨૪ મી વર્ષગાઠે એના પિતા જહાગીરે માફકસર શરાબ પીવો લાભકારી છે એવું મિથ્યા ભાષણ આપીને બહુ સમજાવીને થોડોક દારૂ પાયો હતો. યુદ્ધકળામા પણ એ ઘણો કુશળ હતો, પોતાની સેનાને યોગ્ય રીતે શાસનમા રાખતા એને સારૂં આવડતુ જહાગીરે એને ૩૦૦૦૦ સિપાહી અને ૨૦૦૦ સવારનો ઉપરી બનાવ્યો હતો, તથા સસાર ફિરોઝની જાગીર અર્પણ કરી હતી. દશ વર્ષ સુધી નૂરજહાનને એની સાથે ઘણો સંપ રહ્યો. નૂરજહાનની સફળતામા એનો ઘણો મોટો ભાગ હતો એ સમયમા જહાગીરે રાજ્યનો ઘણો ખરો કારભાર નૂરજહાનના હાથમા સોપી દીધો હતો પડદાનો ત્યાગ કરીને સમ્રાજ્ઞી મહેલના ઝરોખામા આવીને બેસતી, અને અમલદારોને હુકમ લખાવતી તથા પ્રજાની અરજીઓ સાભળતી, અને પરદેશના એલચીઓની મુલાકાત લેતી. બાદશાહી ફરમાન પણ એના નામથી જારી થવા લાગ્યા અને સિક્કા પણ કેટલીક વાર એનાજ નામથી પાડવામા આવતા એ સિક્કાઓ ઉપર એવું લખેલુ હતું કે 'જહાગીર બાદશાહની આજ્ઞાથી, સિક્કામા બેગમ નૂરજહાનનું નામ જોડાયાથી, સુવર્ણનો ઝળકાટ સો ગણો વધી ગયો છે. એકદરે એની સત્તા એટલી બધી વધી પડી હતી કે જહાગીર તો નામ માત્રનો બાદશાહ હતો અને ખરૂં રાજતંત્ર તો નૂરજહાનજ ચલાવતી હતી જહાંગીર પોતે લખે છે કે: "સ્ત્રીની ખરી યોગ્યતા પ્રથમ મારા જાણવામાં નહોતી. નૂરજહાન સાથે લગ્ન થયા પછી તે મને જણાવા લાગી. મે સઘળો કારભાર તેને સોપેલો છે એક શેર

દારૂ અને અર્ધો શેર માસ મને દરરોજ મળે એટલે બસ," તેના નામથી જે જાગીર ન.લની હતી તેમની યોગ્યતા ત્રીસ હજાર મનસબકના જેટલી ગણાતી નૂરજહાનના અમલમા રાજ્યમા દગો ફિસાદ નહોતો સર્વત્ર શાન્તિ હતી, "નૂરજહાનના કારભાર માટે બાદશાહ ઘણુ અભિમાન ધરવા લાગ્યો, અને નૂરજહાન જેવો બીજો લાયક મનુષ્ય આ કામ માટે મળનાર નથી એમ એને લાગવા, માડ્યુ ' રાણીના ડહાપણનું વર્ણન કરી શકાવાનુ નથી કોઈ પણ બાબતમા ગમે તે અડચણ જણાય કે તરતજ નૂરજહાન તે દૂર કરતી, જહાગીર માદો થાય ત્યારે કહેતો કે "વૈદ્યોને શી અક્કલ છે ? નૂરજહાનના જેટલી ચતુરાઈ અને અનુભવ તેમને બિલકુલ નથી" તે સ્વભાવે ઉદાર હોઈ કોઇના ઉપર જુલમ કરતી નહિ આથી સર્વ લોકો તેના વખાણ કરવા લાગ્યા બાદશાહને તે વિશેષ ઉપયોગી થઇ પડી તેના લહેરી અને જુલમી વર્તન ઉપર તેણે ઉભન્ન ? કારે દાબ રાખીને સારો બદોબસ્ત રાખ્યો હતો દિવસે તે તેને મદ્યપાન કરવા દેતી નહિ,અને રાત્રે પણ તેને મર્યાદા બહાર જવા દેતી નહિ બાદશાહ સર્વ લોકો સાથે સભ્યતા અને યોગ્યતાથી વર્તે તે માટે તે વિશેષ ખબરદાર રહેતી, અને વ્યસનના છદથી તેનો પોશાક અને રીતભાત બગડવા દેતી નહિ પોતાની અક્કલ અને પરીક્ષણ શક્તિથી, ડાહ્યા અને પરોપકારી બાપની મદદથી અને પતિના ઉદાર સૌજન્યથી તેણે સઘળા રાજ્યમા એક ખાસ પ્રકારની વ્યવસ્થા આણી દીધી, અને તેથી કરીને ખર્ચ પણ કમી થવા લાગ્યો, અને રાજ્યની આબાદી વધવા લાગી તે વખતની રીતને અનુસરીને લોકોને જે ન્યાય મળવો જોઈતો હતો તે તત્કાળ મળતો હતો દરબારની શોભા અને વૈભવ વધારવામા તેની ચતુરાઇ વિશેષ હતી. રાજ્ય મહેલનો સરસામાન વ્યવસ્થિતપણે રાખવામા તે ઘણી કુશળ હતી. + + સ્ત્રી વર્ગની સ્થિતિ સુધારવાના તેણે ઘણા પ્રયત્નો કર્યા હતા. તેના ગુણોથી મોહિત થયેલા બાદશાહનુ વર્તન પણ ઘણુ સુધર્યું હતું, પહેલાના જેવા દુષ્ટ કૃત્યો તેના હાથે તે થવા દેતી નહિ સુલતાના રઝિયા માટે ઇતિહાસકારે આપેલો ' તેનામા રાજ્યકર્તા પુરુષને ઘટતા સર્વ ગુણો હતા અત્યત કસોટીથી તેનુ વર્તન તપાસીએ તો તે જાતે સ્ત્રી હતી એ સિવાય અન્ય અવગુણ તેનામા નહોતા' એવો અભિપ્રાય નૂરજહાનને પણ સારી રીતે લાગુ પડે છે

(રા રા સર દેસાઇકૃત મુસલમાન રિયાસત )

નૂરજહાનના સ્વભાવનુ વર્ણન ઉપર અમે એક વિદ્વાન મરાઠી ઇતિહાસ

લેખકના શબ્દોમા આપ્યુ છે એમનાજ શબ્દોમા કહીએ તો આટલા સારા ગુણો હોવા છતા નૂરજહાનમા ' મહત્વાકાક્ષા ' હતી. અને પોતાને પુત્ર ન હોવાથી જહાગીરની ઉત્તર અવસ્થામા તેની પછી ગાદી ઉપર કોણ બેસે એ માટે તેણે અનેક પ્રકારની ભાજગડો અને ઉથલપાથલો ઉભી કરી હતી, અને તથી સઘળા રાજ્યમાં બખેડા ઉત્પન્ન થયા હતા.

નૂરજહાનના સબધને લીધે જહાગીરના દરબારમા ઈરાનીઓનુ તત્ત્વ અને સત્તા વધતા જતા હતા. એથી જૂના સરદારો અને અકબરના પક્ષપાતી રાજપૂતોને ઘણુ ખોટુ લાગ્યુ, અને તેમણે નૂરજહાનની વિરુદ્ધ પક્ષ ઉભો કર્યો. મોહબતખા નામનો પ્રતિષ્ઠિત સરદાર એ પક્ષનો આગેવાન હતો સલીમ બાલ્યાવસ્થામા મોહબતખાનની દેખરેખ નીચે ઉછર્યો હતો, એટલે બાદશાહ થયા પછી પણ નિસકોચપણે શિખામણના બે બોલ કહેવાની એનામા હિમત હતી એણે બાદશાહને કહ્યુ કે તમે બેગમને વશ થઇ ગયા છો રાજ્યમા સ્ત્રીનુ કહ્યુ ચાલે છે અત્યાર સુધી કોઇ રાજાએ જે કાર્ય કર્યું નથી તે તમારા જેવો સુશિક્ષિત અને બુદ્ધિમાન બાદશાહ કરે અને સ્ત્રીના હાથમા રાજપ્રબન્ધ સોપી દે એ ઘણું અનુચિત છે તમારે જલદી સ્ત્રીની જાળ માથી મુકત થવું જોઇએ. મોહબતખાન પોતે પણ મહત્ત્વાકાક્ષી પુરુષ હતો એ પોતે પણ બાદશાહ ઉપર જે સત્તા જમાવવા માગતો હતો તેમા નૂરજહાન અને એના રાજનીતિધુરધર પિતા આડખીલીરૂપ હતા તેથીજ તેણે નૂરજહાન અને તેના પથની વિરુદ્ધ સ્વાર્થદૃષ્ટિએ જહાગીરના કાન ભભેરવા માડયા હતા. મોહબતખાનની દલીલ નિષ્ફળ ન ગઈ જહાગીરના ઉપર એની ભભેરણીની અસર તો થઇ પણ નૂરજહાન ઉપર એનો એટલો બધો પ્રેમ હતો, તથા નૂરજહાનનુ તત્ર એવુ વ્યવસ્થિત અને દઢ હતુ કે બાદશાહથી એમા કઇ પણ પરિવર્તન કરી શકાયુ નહિ. નૂરજહાનનો પક્ષ શાહજાદા ખુર્રમને ગાદીવારસ ઠરાવવા મથતો હતો, ત્યારે તેનો વિરોધી રાજપૂત પક્ષ શાહજાદા ખુશરૂને વારસ ઠરાવવાને તન, મન ધનથી પ્રયત્ન કરી રહ્યો હતો બાદશાહ જહાગીરનુ વલણ પણ શાહજાદા ખુશરૂ તરફ હતું પણ સામા પક્ષવાળાઓએ ખુશરૂની વિરુદ્ધ સાચા જુઠા આરોપ મૂકીને તેને કેદ કરાવ્યો હતો.

ઇ૦ સ૦ ૧૬૧૭ મા શાહજાદા ખુર્રમે દક્ષિણમા ચઢાઇ કરી; પણ ત્યાંનો રાજા આદિલશાહ તેને શરણે આવ્યો અને બને રાજ્ય વચ્ચે સધિ થઇ. એ

સેવાના બદલામા બાદશાહે શાહજાદાને શાહજહાનનો ખિતાબ આપ્યો અને દરબારમા પોતાની ખુરશીની પાસેજ બેઠક આપી

એ પ્રસગે શાહજહાને બાદશાહને કિમતી નજરાણુ ભેટ કર્યું હતું. પોતાની પક્ષપાતી નૂરજહાનને એ વિસર્યો નહોતો, અને બે લાખ રૂપીઆની કિંમતની ભેટ નૂરજહાનના ચરણમા ધરી હતી ખરો વિજય તો અબ્દુર રહિમખાનખાનાએ મેળવ્યો હતો શાહજહાએ તો સુલેહ કરીને ખાલી યશ ખાટયો હતો,પણ નૂરજહાને અને તેના પક્ષે આ પ્રસગને પોતાના વિજયરૂપ માની મહોત્સવ ઉજવ્યો.

ઇ૦સ૦ ૧૬૧૭ મા નૂરજહાન બેગમે પતિ તથા સાવકા પુત્ર શાહજહાન અને તેના કુટુબ સહિત ગુજરાત તરફ પ્રયાણ કર્યું. બે મહિનાના પ્રવાસ પછી તેઓ ખભાત પહોચ્યા ખંભાત એ સમયે સમૃદ્ધિશાળી બદર હતું ત્યા દશ દિવસ રહીને તેઓ અમદાવાદ જવા નીકળ્યા અને ઇ૦ સ૦ ૧૬૧૮ ની પાચમી જાનેવારીએ સમ્રાટ્ જહાગીર અને સમ્રાજ્ઞી નૂરજહાનના પગલા અમદાવાદમા થયા.

ગુજરાતનું એ પાટનગર એ સમયે વેપાર અને ઉદ્યોગનુ કેન્દ્ર હતું, હિન્દુ મુસલમાન અને ખ્રિસ્તી વેપારીઓ મોટી સખ્યામા ત્યા વસતા હતા. ધૂળ તો એ સમયમા પણ હાલના જેટલીજ હતી, પરંતુ રસ્તાઓ પહોળા હતા અને વસ્તી એ સમયની લડનની વસ્તી જેટલી હતી. એ વર્ષે અમદાવાદમા ઇનફ્લુએન્ઝાનો રોગ ફાટી નીકળ્યો હતો બાદશાહ જહાગીર, રાજકુમાર શાહજહા અને તેના ઘણા સાથી એ રોગથી પીડાયા હતા

એ રાજપરિવારે અમદાવાદમા સાડા ત્રણ મહિના નિવાસ કર્યો હતો. એ સમયમા રાજારાણીનું પધારવુ લોકોને માટે દુખરૂપ નહોતું થઈ પડતું વેપારીઓનો વેપાર ચેતતો, મજુરોને મજુરી મળતી નિર્ધનોનુ દારિદ્ય મટી જતું, જહાગીર અને નૂરજહાને અમદાવાદમા પુષ્કળ ખેરાત કરી પડદામા રહેતી નિર્ધન સ્ત્રીઓની શોધ કરીને ખાસ નોકરોદ્વારા ઘેર બેઠે એમને મદદ પહોચાડી હતી.

ગુજરાતના પ્રવાસમા અમદાવાદની ગરમી અસહ્ય થઈ પડી. અધુરામા પૂરૂ ઇનફ્લુએન્ઝા તેને થયો, ત્યારપછી દમના વ્યાધિના ચિન્હ જણાવા લાગ્યા આથી કરીને એના મજબૂત બાધાના શરીરમા પણ દુર્બળતા જણાવા લાગી. તેણે વૃદ્ધાવસ્થામા પ્રવેશ કર્યો. એની અવસ્થા દિનપ્રતિદિન બગડવાજ

લાગી. કાશ્મીરના પ્રવાસે પણ એ ગયો, પણ એની તંદુરસ્તીને એથી કંઇ લાભ પહોચ્યો નહિ. દારૂ અને અફીણની માત્રા વધારીને દુ:ખ દબાવવાને એણે પ્રયત્ન કર્યો, પણ એ રીતે પરિણામ ઉલટુ જ આવ્યુ. ઉત્તરાવસ્થાના એના મંદવાડમા કેવળ સ્નેહાળ પત્ની નૂરજહાનની કાળજીભરી માવજતને લીધેજ એનુ શરીર ટકી રહ્યુ હતું. એણે પ્રેમથી સમજાવીને ધીમે ધીમે દારૂ ઓછો કરાવ્યો નુકશાનકારક ખોરાક બંધ કરાવીને યોગ્ય ઉપચારો શરૂ કર્યા એ ગંભીર મંદવાડમાથી બાદશાહ સાજો તો થયો, પણ તેની શક્તિ સદાને માટે ઘટી ગઇ

પતિના આ મંદવાડમા ભવિષ્યના વિચાર દૂર અંદેશ નૂરજહાનને ઘેરવા લાગ્યા. ઉપર આપણે જોઇ ગયા છીએ તેમ તેને સ્વતંત્ર સત્તા ચલાવવાનો અભ્યાસ પડી ગયો હતો એ ચતુર સ્ત્રી સમજી ગઇ કે પોતાની ગમે તેટલી કાળજી છતા બાદશાહનો દેહ ઘણા વર્ષ ટકી શકશે નહિ, અને એની પછી શાહજહાન બાદશાહ થશે અત્યાર સુધી એ શાહજહાનની પક્ષપાતી હતી. તેની સત્તા દૃઢ કરવામા, તેના માર્ગમાના કંટકો દૂર કરવામાં એની સહાયતા હતી, પણ લાબા સમયના અનુભવથી એ જોઈ શકી કે શાહજહાન પણ મનસ્વી અને સ્વતંત્ર સ્વભાવનો પુરુષ છે ગાદીએ બેઠા પછી એ બધી સત્તા પોતાનાજ હાથમા રાખવાનો જહાંગીરની પેઠે એ નૂરજહાનનો નચાવ્યો નાચે એ આશાજ વૃથા હતી. શાહજહાના હાથમા લગામ આવ્યા પછી તો નૂરજહાનને તેના આશ્રિત તરીકે એકાન્તમા પરાધીન જીવન ગાળ્યા સિવાય છૂટકોજ નહોતો આવા આવા વિચારોથી સત્તાની લોભી નૂરજહાન શાહજહાનની શત્રુ બની એણે બીજા બધા શાહજાદાઓમાંથી શહરિયારનેજ ગાદીના ઉમેદવાર તરીકે પસંદ કર્યો. એ સોળ વર્ષનો હતો, પણ એનામા ઝાઝુ પાણી ન હતું ભવિષ્યમા એ બાદશાહ થાય તો રાજ્યની લગામ પૂર્ણ પણે નૂરજહાનના હાથમાંજ રહેવાનો સંભવ હતો. એ ઉદ્દેશ પાર પાડવા સારૂ એણે પોતાના પ્રથમ પતિની કન્યા લાડલી બેગમને એની સાથે પરણાવી. મોસાળમાજ એ કન્યાનાં લગ્ન, ઇ સ ૧૬૨૧ માં થયાં. એજ સમયે નૂરજહાને બાદશાહને હાથે તેનો મનસબ ૮૦૦૦ સિપાઇ અને ૪૦૦૦ ઘોડેસ્વારનો કરાવ્યો.

નૂરજહાન આ પ્રમાણે રાજ્યની બાજીમાં કુશળતાથી દાવપેચ રમી હતી, એવામા એની માતાનું મૃત્યુ થયું. (ઇ સ. ૧૬૨૧), અને પિતાએ પણ

ત્યાર પછી થોડા સમયમા દેહ તજ્યો. એમના મૃત્યુથી નૂરજહાનની મોટી ઓથ ભાગી પડી શાહજહાન તો હવે એનો શત્રુ બન્યો હતો એનો સગો ભાઇ આસફખાન શાહજહાનનો સસરો થતો હતો, એટલે જમણો 'હાથ મો ભણી વળે ' એ ન્યાયે એ બેનના જમાઇ શહરિયાર કરતા પોતાના જમાઇ શાહજહાનને ગાદી મળે એજ પ્રયાસમા હતો ખુલ્લી રીતે એણે બેનની સાથે બોલી બગાડયુ નહોતુ, પણ ચતુર નૂરજહાન સમજી ગઇ હતી, કે ભાઇની પાસેથી પણ સલાહ કે મદદની આશા રાખવી એ મિથ્યા છે નૂર જહાનના પક્ષમા હવે કોઇ સબળ વ્યક્તિ નહોતી, હવે તો એણે પોતાનીજ બુદ્ધિ ઉપર વિશ્વાસ રાખીને એકલે હાથે પ્રયાસ કરવાનો હતો.

એ અરસામા શાહજહાને દક્ષિણમા એના ભાઈ ખુશરૂનુ કાસળ કાઢ્યું. નૂરજહાનના માર્ગમાથી એક કાટો ઓછો થયો. નૂરજહાન હવે શાહજહાનની વિરુદ્ધ નવો દાવ રમી ઈરાનના શાહે કદહાર પોતાના કબજામા લઇ લીધુ હતું, ( ઇ૦ સ૦ ૧૬૨૧ ) તે પાછુ મેળવવા સારૂ જવા તેણે જહાગીર તરફથી શાહજહાંનને હુકમ અપાવ્યો. નૂરજહાને વિચાર કર્યો હતો, કે શાહ-જહાન જો એટલે દૂર જશે તો ત્યા એને ઘણો સમય લાગશે, એટલો વખત એને અહિયા પોતાનો પક્ષ સબળ કરવાનો લાગ મળશે વળી ઇરાનનો રાજા બળવાન હોવાથી એ યુદ્ધમા શાહજહાનનુ મૃત્યુ થાય તો ' ઠડે પાણીએ ખસ ગયા ' જેવું થશે જો કદાચ શાહજહાન કદહાર વિજય કરવા જવા ના કહેશે,તો એને આજ્ઞાનું ઉલ્લઘન કરનાર પુત્ર તરીકે ગણીને જહાગીરની દષ્ટિમા ઉતારી પાડવાનુ બની શકશે, અને શહિરયારને કદહાર મોકલ્યાથી એને પોતાની કીર્તિ વધારવાનો પ્રસગ મળશે થયુ પણ એમજ.શાહજહાને દક્ષિણમાં ઘણા બડ થતા હોવાથી પોતાની હાજરીની ત્યા જરૂર છે એમ બહાનુ કહાડીને કદહાર જવાની ના કહી, એટલે નૂરજહાને મોટા અને બહાદુર સરદારોને શહરિયારના હાથ નીચે મૂકીને એને કદહાર જીતવા મોકલ્યો

એજ સમયમા શાહજહાને ખુલ્લી રીતે પિતાની વિરુદ્ધ બડ ઉઠાવ્યુ મોગલોના રાજ્યમા આન્તર વિગ્રહ શરૂ થયો,એ વિગ્રહનુ વિગતવાર વર્ણન કરીને અમે વાચકોનો સમય નહિ લઇએ. ત્રણ વર્ષ સુધી એ વિગ્રહ ચાલ્યો. અનેક સ્થળે પિતાપુત્રની સેનાઓ વચ્ચે લડાઇ થઇ, કરોડો રૂપિયાનુ પાણી થયુ, અનેક શ્રેષ્ઠ સેનાપતિઓ માર્યા ગયા અને આખા રાજ્યમા ગભરાટ

ફેલાઇ ગયો એ આન્તર વિગ્રહનો અન્ત પણ નૂરજહાનની યુક્તિથીજ આવ્યો હતો બાદશાહની તરફથી એણેજ ઇ૦ સ૦ ૧૬૨૬ ના માર્ચ માસમા શાહજહાનને પત્ર લખ્યો હતો, કે બાદશાહ નીચેની શર્તોએ સુલેહ કરવા તૈયાર છે રોહતસ અને અસીરના કિલ્લા શાહજહાએ સોપી દેવા અને એના બે પુત્ર દારા અને ઔરગઝેબને બાદશાહના દરબારમા મોકલી આપવા. એ શર્તો કબૂલ કરેથી બાદશાહ સલામત શાહજાદાને ક્ષમા આપશે અને બાલા ઘાટનો રાજ્યપ્રબધ તેને સોપશે શાહજહાને પિતાના એ ફરમાનને માથે ચડાવ્યું, અને બહુ મૂલ્ય નઝરાણા સાથે પોતાના બે સુકુમાર બાળકોને બાદશાહની સેવામા મોકલ્યા ૧૬૨૬ મા દશ વર્ષનો દારા અને આઠ વર્ષનો ઔરગઝેબ એ ભેટ અને નઝરાણા સહિત લાહોર પહોચ્યા અને બાદશાહની આજ્ઞાથી નૂરજહાનની દેખરેખ નીચે મૂકવામા આવ્યા

હવે નૂરજહાનનો મોટો શત્રુ મોહબતખાન હતો. તે શાહજાદા પરવીઝની સાથે રહેતો હતો નૂરજહાને એની બદલી ત્યાથી બગાળાના સુબા તરીકે કરાવી થોડીવાર પછી નૂરજહાને મોહબતખાનને લખી મોકલ્યુ કે, શાહજહાનના બળવાના સમયમા તમે જે હાથી કબજે કર્યા છે, તથા બેવફા જાગીરદારોની જપ્ત થયેલી જે મોટી જાગીર તમારે સ્વાધીન છે તેનો હિસાબ મોકલી આપો એમા એ પણ લખ્યુ હતું કે હિસાબ સતોષકારક નહિ માલૂમ પડે તો તમને દરબારમા પાછા બોલાવી લેવામા આવશે મોહબત ખાનને આથી ઘણુ ખોટુ લાગ્યુ આ તો એની પ્રામાણિકતા ઉપર આરોપ મૂકાતો હોય એવું લાગ્યું પાચ હજાર વીર રાજપૂત સેના સહિત એ લાહોર જવા નીકળ્યો આ વખતે એણે વિચાર્યું હતુ કે પ્રસગ આવશે તો મારી અત્યાર સુધીની સ્વામિભક્તિને તિલાજલિ આપીને, બાદશાહની વિરુદ્ધ પણ શસ્ત્ર ઉઠાવીશ.

જહાગીર કાશ્મીરથી ૧૬૨૫ ના ઓકટોબરમા લાહોર પહોચ્યો હતો, અને ૧૬૨૬ ના માર્ચ માસમા કાબુલ જવા રવાના થયો હતો એનો પડાવ ઝેલમ નદીના કિનારે પડયો હતો, ત્યા આગળજ મોહબતખાને મોકલેલા હાથી એને મળ્યા હોડીઓના પૂલ ઉપર થઇને ઝેલમ નદી ઉતરીને જહાગીરના સિપાહીઓ પેલી તરફ ગયા હતા પ્રભાતમા ઘણી ખરી ફોજ અને સરસામાન નદી પાર ગયો અને જહાગીર પોતાની બેગમ તથા બાળકો સહિત પેલી તરફ છાવણીમા ઉઘતો હતો. મોહબતખાન નજદીકમા છે-

એમ જાણ્યા છતા પણ આસફખાને બાદશાહના રક્ષણનો પૂરતો બ દોબસ્ત રાખ્યો નહોતો. આ તકનો લાભ લઈને મોહબતખાને તાબડતોબ આવીને પોતાના રાજપૂતો સાથે બાદશાહને ઘેરી લઈ પોતાના તાબામા લીધો, તે વખતે એવી ગડબડ થઇ રહી હતી કે કાઇ પુછવાની વાત નહિ: બાદશાહની સમીપ જઈને મોહબતખાને વિનયપૂર્વક કહ્યુ "આસફખાન મારો શત્રુ છે, એની પ્રપચ જાળમાથી છૂટવું મારે માટે અશકય થઈ પડયુ છે એ બદનામી કરાવીને મારૂં મોત આણશે એવી મારી ખાત્રી છે તેથી લાચારીએ મારે આ રસ્તો લેવો પડયો છે. હુ આપને શરણે છુ, આપનો હુ દાસ છુ, આપનુંજ નિમક ખાધુ છે, આપ મને મારી નાખવાની સજા ફરમાવો તો હું હર્ષપૂર્વક તે ભોગવવા તૈયાર છુ, પણ આસફખાનના અને નૂરજહાનના પ્રપચનો ભોગ હુ થનાર નથી." બાદશાહ તેનો પૂરો ઉત્તર વાળે તે પહેલા તો મોહબતખાનના માણસો અદર ઘુસ્યા અને બાદશાહને પોતાના કબજામાં લીધો બાદશાહ મોહબતખાનના હાથમા ગયો તેથી નૂરજહાનની સ્થિતિ હાથમાનુ ભક્ષ્ય બીજાએ છીનવી લીધેલી વાઘણના જેવી થઇ નદી ઉતરીને તે પેલી તરફ ગઇ મોહબતખાનને પાછળથી પસ્તાવો થયો કે નૂરજહાનને ન પકડી એ ઠીક ન કર્યું નૂરજહાને સામે કિનારે જઇને બધા સરદારોને એકઠા કરીને ખૂબ ઠપકો આપ્યો કે:–'તમારી બેપરવાઇ અને બેવકુફી ભરેલી વ્યવસ્થાથી આ પ્રમાણે બનવા પામ્યુ છે. કોઈની પણ કલ્પનામા ન આવે એવો બનાવ બનવા પામ્યો છે, અને ખુદા તથા મનુષ્યની દૃષ્ટિએ તમારે શરમીંદા થઇને ઉભા રહેવા વારો આવ્યો છે' એના શબ્દોથી ઉશ્કેરાઈ જઈને સૈનિકોએ જીવસટ્ટે યુદ્ધ કરીને બાદશાહને છોડાવી લાવવાનો સકલ્પ કર્યો. ખુદ નૂરજહાન હાથી ઉપર શસ્ત્ર સહિત બેઠી અને તેમની સરદારી લઇને પૂલ ઓળગવા તૈયાર થઇ. રાજપૂતો સામે તેને અટકાવવા તૈયાર હતા તેના હોદ્દામા બેઠેલી એક દાસીને તીર વાગ્યું તે ખેચી કાઢતા નૂરજહાનનું શરીર લોહીથી ભરાઈ ગયુ છતા તે ડગી નહિ, તે પોતે સાહસી અને શરવિધાનમા ચોક્કસ હતી એણે અનેક વાઘ માર્યા હતા, તો મનુષ્યને મારવા એ તેને મનથી રમત વાત હતી. પણ દૈવ પ્રતિકૂળ હોય ત્યા કાઇજ ન ચાલે. આ પ્રસગે તેની ફોજનો પરાજય થયો અને તેને પણ મહોબતખાનની સેનાને હાથે નજરકેદ પકડાવું પડયુ, મહોબતખાનની ઇચ્છા પાર પડી. જહાંગીર બેગમના કબજામાથી પોતાના કબજામા આવ્યો. હવે એ બાદશાહ

પાસેથી પોતાની ઇચ્છાનુસાર હુકમ બહાર પડાવી શકતો.

પેલી તરફ નૂરજહાનને માટે પતિના વિયોગનો આ પ્રથમજ પ્રસગ હતો એનાથી એ કષ્ટ સહન થઈ શક્યુ નહિ; એ સમજી કે મારી હવે અવળી દશા બેઠી છે.મારા પક્ષમા હવે પહેલા જેવા અનુભવી અને રાજનીતિકુશળ મનુષ્ય રહ્યા નથી આથી એણે વ્યવહારકુશળતા વાપરીને મોહબતખાનની માફી માગી મોહબતખાનની નસોમા આખરે રાજપૂતનું રક્ત વહેતુ હતુ સ્રીજાતિની સાથે ઉદારતાથી કેવી રીતે વર્તવું એ તે જાણતો હતો શરણાગત નૂરજહાનને તેણે ક્ષમા આપી અને બાદશાહને મળવાની તથા તેની સાથે રહેવાની રજા આપી

નૂરજહાન હવે આળસુ બેસી રહી નહિ એનુ એક માત્ર લક્ષ્ય પતિને સ્વતત્ર કરવાનુ હતુ એણે મહોબતખાનના પક્ષના માણસોને સામ, દામ, ભેદથી પોતાના પક્ષમા લીધા, એટલે સુધી કે મોહબતખાનનો પોતાનો પુત્ર અમાનુલ્લાખાન નૂરજહાનનો પક્ષપાતી બન્યો ચાણાક્યનીતિમા નૂરજહાન ઘણી કુશળ હતી. એણે બે યુક્તિઓ શોધી કાઢી. એક તો એણે મોહબતખાનને પોતાને માટે જે સદેહ હતો તે ઠડો પડવા દીધો અને એ હવે નૂરજહાનની તરફથી બેપરવા રહેવા લાગ્યો બીજી તરફથી એણે જહાગીરને શીખવ્યુ, કે તમે મોહબતખાનને એમજ ઠસાવો કે “ હુ તમારી સોબતમા રહેવાને અને તમારી સલાહ પ્રમાણે ચાલવાને સદા ઉત્સુક હતો, પણ આસફખાન અને નૂરજહાનના હાથમા હું પુતળા સમાન થઈ ગયો હતો એટલે લાચાર હતો આખરે તમારા જેવા સ્વામીભક્ત સેવકના સહવાસમા રહેવાનુ અને પ્રપચ જાળમાથી મુક્ત થવાનો પ્રસગ આવ્યો માટે હુ ખુદાનો ઉપકાર માનુ છુ. હવે હુ કદિ એ લોકોની જાળમા ફસાઇશ નહિ, અને નૂરજહાન મને જે કાંઈ વાત કહેશે તે હુ તમને કહી દઇશ ” ભોળો મહોબતખાન આથી ભોળવાયો, એની ખાત્રી થઈ કે બાદશાહ હવે મારાજ કબજામા છે. નૂરજહાન અને એના સાથીઓના કાવાદાવાથી એ કટાળ્યો છે, અને હવે સામ્રાજ્યની બધી લગામ મારાજ હાથમા આવશે.

હવે મહોબતખાને જહાગીર ઉપરનો અકુશ ઢીલો કર્યો હવે એ થોડા ઘણા રાજપૂત સૈનિકોની દેખરેખ નીચે શિકાર ખેલવા પણ જઇ શકતો. વળી જહાગીરને સાધુ સન્ત અને ફકીરોની સેવા કરવાનો ઘણો શોખ હતો. એ લોકોને મળવા તથા ખેરાત કરવા એ નૂરજહાનની અને કુટુંબના બીજાં

માણસો સાથે બહાર પણ જવા પામતો.

પેલી તરફ નરજહાને લાચ આપીને, ખુશામદ કરીને, તથા ઉત્સાહ આપીને અનેક સરદારોને પોતાના પક્ષમા લીધા હતા એક પ્રસગે નૂરજહાને બતાવેલી યુક્તિ પ્રમાણે બાદશાહે પોતાની બધી સેનાને એમની કવાયદ લેવાને નિમિત્તે એકઠી કરી અને રજપુત તથા મુસલમાન સેના એકઠી મળતા કદાચ ઝપાઝપી થઇ જાય એવી બીક બતાવીને તેણે મોહબતખાનની સેના દૂર રાખી, જહાગીરનું ભાગ્ય અનુકૂળ હતું, એટલે મહોબતખાનને એમા કાઇ ઉડો અર્થ સમજાયો નહિ, અને તેણે જરા પણ વાધો લીધો નહિ બાદશાહ ફોજની તપાસ લેવા ગયો તે સમયે બેગમે અનેક સૈનિકો એકઠા કરીને બાદશાહને ઘેરી લીધો, અને તેને પોતાના તાબામા લીધો. આ પ્રમાણે વિદુષી અને રાજનીતિ કુશળ નરજહાનની યુક્તિથી બાદશાહ જહાગીર નજર કેદમાથી છટયો

ત્યાર પછી થોડા સમયમા જહાગીરનુ ૬૦ મુ વર્ષ સમાપ્ત થયું. નરજહાનના હાથમા પુન: સર્વ સત્તા આવી હતી શાહજહાનની સેના વધતી જતી હતી લાહોરમા ઈ સ ૧૬૨૭ ની ૧૧ મી માર્ચે જહાગીરે નવરોઝનો સમારભ કર્યો, પરતુ એ સમયે એની તબીયત લથડી હતી, હવા ફેર કરવા સારૂ કાશ્મીર ગયો મુસાફરીના શ્રમથી તે થાકી ગયો હતો નરજહાન અને શહરિયાર તેની સાથે હતા. શહરિયારને હાથમા લઈ તેની પાસે રાજ કારભાર કરાવવાની નૂરજહાનની ઇચ્છા હતી, પણ દુર્ભાગ્યે શહિરયારજ માંદો પડયો, અને તે દવા કરાવવા લાહોર ગયો ઉનાળો પૂરો થતા જહાગીર કાશ્મીરથી પાછો લાહોર આવવા નીકળ્યો અને તા ૨૮ મી ઓકટોબર ૧૬૨૭ ને દિને માર્ગમાજ તે મરણ પામ્યો તેનું શબ લાહોર લાવવામા આવ્યું.

સૌભાગ્યવતી નૂરજહાન આજ નિરાધાર વિધવા બની સ્ત્રીનું માન સૌભાગ્ય હોય ત્યાજ લગી એ સિદ્ધાન્ત નૂરજહાનના પ્રસગમા પણ સાચો પડયો. જહાગીરના મૃત્યુ સાથેજ એનુ સન્માન જતું રહ્યુ જહાગીરને લાહોરમા જે સ્થળે સમાધિ આપવામા આવી ત્યા એની સ્નેહાળ બેગમે પોતાને ખર્ચે એક ભવ્ય મકબરો બધાવ્યો.

નરજહાને શહરિયારને બાદશાહ તરીકે જાહેર કરવાનો પ્રયત્ન કર્યો, પણ એમા એ ફાવી નહિ આસફખાનની સેનાએ શહરિયારને રોકયો શાહજહાન દક્ષિણમા હતો તેને પિતાના મૃત્યુના સમાચાર મળ્યા, અને શહ-

રિયાર, ખુશરૂના બે પુત્રો તથા દાનિયલના બે પુત્રને મારી નખાવીને એ તા. ૨૪ મી જાનેવારીએ આગ્રા પહોચ્યો અને બાદશાહ તરીકે પોતાને જાહેર કર્યો ૫ મી ફેબ્રુઆરીએ તેનો રાજ્યાભિષક થયો

નૂરજહાન હવે ઇચ્છાએ કે અનિચ્છાએ રાજ્ય કાર્યમાથી નિવૃત્ત થવું પડયુ. શાહજહાએ તેની હત્યા તો ન કરી પણ એની સર્વ સત્તા છીનવી લઈને વાર્ષિક બે લાખ રૂપિયાનુ પેન્શન બાધી આપ્યુ. એના નામવાળા સિક્કા ચલણમાથી પાછા ખેંચી લઇને ગળાવી નાખવામાં આવ્યા. હવે નરજહાને સાદાઇ અને શાન્તિમાજ જીવન ગાળવાનો આરંભ કર્યો. પતિના મૃત્યુ પછી એ કેવળ શ્વેત વસ્ત્રજ ધારણ કરતી, મિજલસો અને મેળાવડાઓમા જવાનુ તદ્દન બધ કર્યું, પોતાની વિધવા કન્યા શહરિયારની પત્ની લાડલી બેગમ સાથે, તેણે લાહોરમાં રહીને શોકમય જીવન ગાળ્યુ. પતિના મૃત્યુ પછી ૧૮ વર્ષ સુધી તે જીવી, અને હીજરી સન ૧૦૫૫ મા (ઇ સ. ૧૬૭૭) મા એનો આત્મા આ મોહમાયાથી ભવ્ય સ સારનો ત્યાગ કરી પરલોક સીધાવ્યો. એની ઇચ્છા હતી કે મૃત્યુ પછી પતિની કબ્રની પાસેજ પોતાને પણ દફનાવવામાં આવે પોતાની હયાતીમાજ એણે કબ્ર ખોદાવી રાખી હતી, ત્યાજ એની અ તિમ સમાધિ થઇ એમ કહેવાય છે, કે એની કબ્ર ઉપર કોતરેલી કવિતા એનીજ રચેલી છે

આ મુજ ગરીબનો મજાર છે, પત ગની પાખને દઝાડવાને અહી દીવો બળતો નથી, બુલબુલના સ ગીતને આકર્ષવાને અહિયા સુદર બગીચો પણ નથી

ભારતની રાજરાજેશ્વરી જગત્ જ્યોતિ નરજહાન ચિર અ ધકારમાં ચિર શાતિમા લાહોરના એ મકબરામા સૂતી છે

સ સારનુ સુખ ચાર દિવસનુ ચાદરણુ છે એની પાછળ છળ પ્રપ ચમય જીવન ગાળવું એ મિથ્યા છે, એ બોધ લેવો હોય તો નૂરજહાનની સમાધિ આગળ જઇને એના જીવનની ચડતી પડતીનુ અવલોકન કરી જાઓ.

# रत्न २०७ मुं—रत्नावलि

એ આમેરના રાજાના નાના ભાઈ માધવસિંહની રાણી હતી. રાણીઓની પાસે સેવાચાકરી કરવા સારૂ અનેક દાસીઓ રહે છે, તે પ્રમાણે રાણી રત્નાવલિ પાસે પણ અનેક દાસીઓમાની એક વૃદ્ધ દાસી ઘણી ઇશ્વરભક્ત હતી. રાતદિવસ એ કૃષ્ણચદ્ર આનદકંદ શામળા સુહામણાના પવિત્ર નામનુ ઉચ્ચારણ કર્યા કરતી હતી કૃષ્ણભક્તિમા એ એટલી બધી ગરકાવ થઇ જતી કે કદિ કદિ તેની આંખમાંથી આસુ વહેવા માડતા. પણ તેનો મર્મ બીજા કોઇના સમજવામા નહોતો આવતો બીજી બધી દાસીઓ સમજતી કે આ ડોશીની તો સાઠી બુધ્ધિ નાઠી છે, પણ એ પ્રેમાશ્રુ વરસાવવામા કેવી સરસ મજાહ હતી તે તો એ ડોશીજ જાણતી હતી. એક દિવસ રાણીએ પણ એ વૃદ્ધ દાસીને એમ રોવાનુ કારણ પૂછ્યુ દાસીએ કહ્યુ રાણી સાહેબ! આપને એ જાણવાનુ શું પ્રયોજન? આપ તો રાજાના રાણી છો? સારી પેઠે ખાઓ પીઓ ને મોજ કરો હમણા એવી વાત પૂછવાની આપને કાઇ પણ જરૂર નથી '

તત્ત્વજિજ્ઞાસુ રાણી રત્નાવલિને આ ઉત્તરથી સતોષ ન થયો એણે દાસીને વધારે આગ્રહ કર્યો ત્યારે દાસીએ જવાબ આપ્યો કે 'રાણી સાહેબ! આ સસાર જૂઠી માયા છે આજ આપણી આખ આગળ જે જે વસ્તુ દેખાય છે, તે બધી કોઇ દહાડો નાશ પામી જશે વધારે શુ કહું આપણે પોતે પણ એક દિવસ આ સસારમાથી ચાલ્યા જઇશુ બાધી મુઠીએ આવ્યા છીએ અને હાથ પસારીને ચાલ્યા જઇશુ આ બધો ઠાઠમાઠ, ધન, વૈભવ અહીજ રહી જશે જે કાઇ પુણ્યદાન કર્યું હશે તેજ સાથે જશે, માટે બાઇ સાહેબ! હું ભજન ન કરૂં તો બીજુ શુ કરૂ? નોકરી તો પેટ ભરવા માટે કરવી પડે છે, પણ જ્યારે જ્યારે ફુરસદ મળે છે ત્યારે ત્યારે ભગવાનનું સ્મરણ કરૂ છું પુણ્યદાન કરવા સારૂ તો પૈસા જોઇએ, પણ પૈસા હું કયાથી લાવુ? મારાથી તો જેટલુ બને છે તેટલુ ભજન હુ તો કર્યા કરૂ છું.'

દાસીનો આ ઉત્તર સાભળતા વારજ રાણી ચમકી ઉઠીને કહેવા લાગી 'દાસી, તેં આ શુ કહ્યુ? શુ આ બધુ અહીજ રહી જવાનુ? આવતા જન્મમા અમને શુ મળવાનું?'

દાસી.—રાણી સાહેબ! આ જન્મમા જેટલું પુણ્યદાન કરી લેશો,

જેટલુ ઇશ્વરભજન કરશો, તેટલાજ સુખ વૈભવ આવતા ભવમા મેળવશો. આ તો વહેતી નદી છે, એમા જેને હાથ ધોવા હોય તે ધોઈ લે, સારાશ કે આ મનુષ્ય જન્મમા પોતાની શક્તિ અનુસાર પુણ્યદાન કરી લેવું જોઇએ, કારણુ કે એવો લાગ ફરી ફરીને મળતો નથી.

રાણીઃ—ત્યારે તો પૈસાવાળા માણુસો આવતા ભવમા પણ સુખજ ભોગવશે ?

દાસી —હા, પુણ્યદાન કર્યાથી તો સુખ મળે છેજ. પણ એ સાથે સાચા મનથી ઇશ્વિરનુ ભજન કરવું જોઈએ ભગવાન્ ભક્તિથી જેટલા પ્રસન્ન થાય છે તેટલા બીજા કશાથી થતા નથી

રાણી —ભક્તિ કેવી રીતે થાય છે ?

દાસી —ભગવાન્‌ના ગુણુ ગાવાથી, ભજન કરવાથી અને સારા સારા મહાત્માઓની સ ગતિ કરવાથી રાણીજી ! સ ગતિનુ ફળ કેવું મોટુ છે એ તુલસીદાસજીએ જણાવ્યું છે

एक घडी आधी घडी, आधी में पुनि आध ।
तुलसी संगत साधुकी, हरै कोटि अपराध ॥

દાસીના આ વચનો સાભળ્યાથી રાણીની આંખો ઉઘડી ગઈ એજ દિવસથી સ સારના ભોગવિલાસ ઉપરથી તેનુ મન ઉઠી ગયુ. એ દિવસથી એણે એ વૃદ્ધ દાસી પાસેથી નોકરી લેવી બ ધ કરી અને તેને પોતાનો ગુરુ માનીને રોજ તેની પાસે રામાવતાર અને કૃષ્ણાવતારની કથા સાભળવા લાગી એમ કર્યાથી ભગવદ્‌ભક્તિ ઉપર તેની પ્રીતિ એટલી બધી વધી ગઇ કે તેના મોમાથી રાતદિવસ ' રામ, રામ ! કૃષ્ણ, કૃષ્ણ ! હરિ હરિ ! ' શબ્દો નીકળવા લાગ્યા અને થોડાકજ દહાડામા એ પૂરેપૂરી ભકત બની ગઇ.

ત્યાર પછી એણે પોતાના મહેલમાજ નટવરજીની મૂર્તિ સ્થાપિત કરી અને પોતાનો બધો વખત ભજન, કીર્તન, સેવાપૂજા, ભોગરાગ આદિ ઉપાયોથી ઠાકોરજીને લાડ લડાવવામા ગાળવા લાગી આ પ્રમાણે ઘણા માસ વ્યતીત થઇ ગયા એટલે રાણીએ એક દિવસ દાસીને પૂછ્યુ ' તારી કૃપાથી રાત દિવસ ભગવાનના ચરણોનુ ધ્યાન ધરતા તો આવડી ગયુ, પણ હવે મને એવો કોઈ ઉપાય બતાવ કે જેથી કરીને હરિના ખરા ભકતોના દર્શન થાય.'

દાસીએ ઉત્તર આપ્યો કે ' મહારાણીજી ! એનો સુગમ ઉપાય એ છે કે આપના મહેલની પાસે જે બગિચો છે તેમા ઠાકોરજી પધરાવો અને સાધુ-

સતોને ભોજન કરાવવાનો બદોબસ્ત કરી દો એટલે આપને ઘેર બેઠે ભગવદ્ભકતોના દર્શન થઇ જશે '

રાણીએ એજ પ્રમાણે કર્યું. પુષ્કળ પૈસા ખરચીને ત્યા એક મદિર બધાવી દીધુ અને એમા વિધિપૂર્વક ઠાકોરજી પધરાવીને તેમના ભોગ વગેરેનો બદોબસ્ત કરી દીધો હવે તો દૂર દેશાવરના સાધુસન્યાસીઓ ત્યા દર્શન કરવા આવવા લાગ્યા. રાણી રત્નાવલિને પણ સાધુસતોનો ઉપદેશ સાભળવાનો સારો યોગ મળ્યો. પરિણામ એ આવ્યું કે રાણીની ભક્તિ ઘણી વધી ગઇ, અને સ્વપ્નમા તેને ભગવાનના દર્શન થવા લાગ્યા

આ પ્રમાણે ઘણાં વર્ષ વીતી ગયા. એક દિવસ કેટલાક વ્રજવાસી સાધુઓની એક મડળી આવીને એ મદિરમા ઉતરી. સાયકાળે આરતી વખતે તેમણે એક એવું મધુર અને હ્રદયદ્રાવક પદ ગાયુ કે, રાણી પ્રભુપ્રેમથી આકુળવ્યાકુળ થઇ ગઇ એકદમ એ પડદામાથી બહાર નીકળી આવી અને મદિરમા ઘુસી ગઈ, તથા પ્રસાદનો થાળ પોતાના હાથમા લઈને બધા સાધુઓને જમાડવા લાગી જ્યારે બધા સાધુઓ ભોજન કરી રહ્યા ત્યારે તેણે પોતાને હાથે બધાને પાન આપ્યા, બધાને ચદન ચોપડયુ તથા બધાના ચરણુમા નમીને પ્રણામ કર્યા એ દિવસથી એ દરરોજ પોતાને હાથે સાધુઓને જમાડવા લાગી તથા તેમની સેવાચાકરી કરીને આનદમા દિવસ ગાળવા લાગી.

એ વખતે મહારાજા માધવસિહ દિલ્હીમા હતા તેમની પાસે રાણીની આવી વર્તણુકના સમાચાર પહોચ્યા ત્યારે તેમને ઘણો ગુસ્સો આવ્યો. માધવસિહ જે વખતે રાણીની સાધુસેવાના સમાચાર વાચી રહ્યા હતા તેજ વખતમા એમનો પુત્ર પ્રેમસિહ ત્યા જઇ પહોચ્યો. પુત્રના માથા ઉપર સાધુઓના જેવી સાદી ટોપી, ગળામા તુલસીની માળા અને લલાટ ઉપર ગોપીચદનનું સફેદ તિલક જોઇને મહારાજાના ક્રોધનો પાર રહ્યો નહિ. ક્રોધાવેશમા આવીને તેમણે પુત્રને કહ્યુ ' બાડકીના છોકરા! ચાલ્યો જા અહિથી, તમે બન્નેએ મારા નામને કલક લગાડયું છે. '

પ્રેમસિહ એ વખતે ત્યાથી ચાલ્યો ગયો અને એજ વખતે ઘેર જઇને પોતાની માતા રત્નાવલિને એ સબધી ખબર લખી મોકલી પુત્રનો કાગળ પહોચ્યા પછી રત્નાવલિએ માથાના વાળ મુડાવી નાખ્યા અને સાધુ જેવા સાદા વસ્ત્ર પહેરીને સાચે સાચી બાડકીજ બની ગઈ. માધવસિંહ મૂળથીજ

રાણીનો આવો ઢંગ જોઈને અપ્રસન્ન તો રહેતાજ હતા, પણ જ્યારે તેમણે સાંભળ્યું કે રત્નાવલિએ પડદાનો મલાઝો પણ છોડી દીધો છે તથા માથું મુંડાવીને સાધુડીની માફક રહે છે, ત્યારે તેમના ક્રોધનો પાર રહ્યો નહિ. તરતજ એ દિલ્હીથી આમેર આવ્યા અને રાણીને મારી નાખવાની યુક્તિ શોધવા લાગ્યા

એકવાર એવું બન્યુ કે વૈશાખ સુદી ચૌદશને દિવસે સાયંકાળને વખતે રાણી રત્નાવલિના નટવરજીના મંદિરમા ઘણી ધામધૂમ સાથે ઠાકોરજીની પૂજા થઈ રહી હતી મંદિરમા ખસની ટટ્ટીઓ લાગી રહી હતી. તેના ઉપર ઠંડા પાણીનો ખૂબ છંટકાવ થઈ રહ્યો હતો, જુઇ, ચંમેલી, મોગરો, ગુલાબ વગેરે સુંદર સુગંધીદાર પુષ્પોના માંડવામા ઠાકોરજીને પધરાવ્યા હતા અને પોતે આનંદપૂર્વક ઠાકોરજીને રમાડી રહી હતી. એટલામાજ મહારાજાએ છોડી મૂકેલો એક વિકરાળ સિંહ એકાએક એ મંદિરમા ધસી આવ્યો. એ સિંહને જોતાવારજ બધી દાસીઓ ગભરાવા લાગી તથા ‘સિંહ આવ્યો’ ‘સિંહ આવ્યો’ એમ કહીને બૂમરાણ કરી મૂકવા માંડી. રાણી એ સમયે ઠાકોરજીની સેવામા એટલી બધી તલ્લીન થઈ ગઇ હતી કે તેને પોતાના દેહનું જરા પણ ધ્યાન નહોતુ દાસીઓની બૂમરાણ સાંભળ્યાથી એ સચેત થઇને જોવા લાગી તો જણાયુ કે ખરેખર એક ભયંકર સિંહ અંદર ધસી આવ્યો છે એ સિંહને જોતાવારજ રાણી ઉભી થઈ ગઈ અને પુષ્પોનો એક હાર તેના ગળામા પહેરાવી દઇને હાથ જોડીને પ્રાર્થના કરવા લાગી ‘આજ મારૂ અહોભાગ્ય છે કે મને મારા ઈષ્ટદેવના દર્શન થઈ ગયા મને આપના દર્શનની ઘણી લાલસા હતી તે આજે પૂર્ણ થઈ જેવી રીતે આપે નૃસિંહ રૂપ ધારણ કરીને ભક્ત-રાજ પ્રહ્લાદનુ દુ:ખ ટાળ્યુ હતું તેજ પ્રમાણે આજે આપે મારે માટે પણ નૃસિંહનુ રૂપ ધારણ કર્યું છે. અહા ધન્ય છે! આજ પણ ચતુર્દશી છે! ધન્ય છે! મહારાજ ધન્ય છે! આજ આ દાસીનો જન્મ સફળ થયો છે.’

રાણી રત્નાવલિની પૂજા સ્વીકારીને સિંહ બહાર આવ્યો અને બહાર ઉભેલા લોકોને મારી ખાવા લાગ્યો. હવે બધા લોકો ગભ-રાઇને નાસવા લાગ્યા. માધવસિંહની પાસે એ ખબર પહોચી ત્યારે એ ઘણા સ્તબ્ધ થઇ ગયા. એજ વખતે એમના હૃદયમા રાણી માટે ભક્તિ ઉ-ત્પન્ન થઇ. એકદમ એ મંદિરમા દોડી આવ્યા અને રાણીના ચરણમા પડીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. રાણી એ વખતે પાછી ઠાકોરજીના ધ્યાનમા

મગ્ન થઇ ગઇ હતી, એટલે તેને ખબર ન પડી કે મહારાજ શુ કરી રહ્યા છે. જ્યારે દાસીઓએ પ્રાર્થના કરી કે 'મહારાજા સાહેબ પ્રણામ કરે છે' ત્યારે તેણે ઉત્તર આપ્યો 'હા, નટવરલાલજીને પ્રણામ કરતા હશે ' દાસીએ ફરીથી કહ્યું 'નહિ, એ તો આપને પ્રણામ કરે છે એક વખત એમની તરફ દૃષ્ટિ તો કરો.' રાણીએ ઉત્તર આપ્યો 'આ દૃષ્ટિ તો એક તરફ લાગેલી છે હવે બીજી તરફ દૃષ્ટિ નહિ કરાય '

રાણીના આવા વચનો સાભળીને રાજાએ હાથ જોડીને કહ્યુ 'પ્રિયે ! મને ક્ષમા કરો આ રાજપાટ બધુ તમારૂંજ છે. તમારે એનો જે ઉપયોગ કરવો હોય તે કરો તમેજ તેના માલિક છો '

પતિના વિનયથી પીગળી જઇને પતિના સામુ જોઈ રાણીએ કહ્યુ 'આપ આટલો બધો પશ્ચાત્તાપ શા સારૂ કરો છો ? જે થવાનુ હોય તે થયાજ કરે છે, પરન્તુ અહી તો શ્રીનટવરલાલજીની કૃપાથી ઘણોજ આનદ છે આપ પણ એમનાજ ચરણનું ધ્યાન ધરશો તો ઘણુ સારૂ થશે '

રાણીના એ શબ્દોએ મહારાજા માધવસિહના ઉપર ઘણી સારી અસર કરી એજ વખતથી એમના મનમાથી દ્વેષભાવ ચાલ્યો ગયો અને એ નટવરલાલજીના પરમ ભક્ત બની ગયા.

એક દતકથા એવી છે કે, એક દિવસ મહારાજા માધવસિહ અને માન સિહ બન્ને જણા હોડીમા બેસીને કોઇ મોટી નદી ઓળગી રહ્યા હતા એટલામા અચાનક વાવટોળિયો થયો અને એ હોડી ડૂબી જવા લાગી એ વખતે રાજા માધવસિહે મહારાજા માનસિંહને પોતાની રાણીની કથા કહી સભળાવી અને તેના નામનું સ્મરણ કર્યું એટલે તરતજ ઇશ્વરની એવી કૃપા થઇ કે વટોળિયો એકદમ બધ થઇ ગયો અને હોડી બચી ગઇ, બધા સહિ સલામત કિનારે પહોચી ગયા. મહારાજા માનસિહ આથી ઘણા ખુશ થયા અને રાણી રત્નાવલિના દર્શન કરવાની તેમને અભિલાષા થઇ. જ્યારે એ આમેર ગયા ત્યારે પહેલા રાણીના મદિરમા ગયા, અને રત્નાવલિને પ્રણામ કર્યા. એજ દિવસથી એ પણ ઇશ્વરભક્ત થઇ ગયા અને રાણી રત્નાવલિને પોતાના કુળનુ એક મોટામા મોટુ રત્ન ગણીને પૂજવા લાગ્યા

આ કથા ભક્તમાળમાની છે

# रत्न २०८ मुं–करमाबाइ




સન્નારી ક્યાની હતી અને કોણ હતી એ બાબતની ખબર મળી આવી નથી, પરન્તુ એટલુ તો અવશ્ય જાણવામા આવ્યું છે કે એ પરમ ભક્ત હતી. એક ભક્તતરીકે એનું નામ ઘણું પ્રસિદ્ધ છે. હિન્દુઓની યાત્રાના ચાર મુખ્ય ધામોમા જગન્નાથપુરીની ગણત્રી છે. જગન્નાથપુરીની યાત્રા કરનાર પ્રત્યેક હિન્દવાસીને કરમાબાઈનું નામ જાણીતું છે.

સાધારણ રીતે અનુભવવામા આવ્યું છે, કે બાળકો સવારના પહોરમા ઉઠતાવારજ કાંઈ ને કાંઇ ખાવાનું માગે છે અને તેમની માતાઓ પોતાના ગજા પ્રમાણે તેમને માટે કાંઇક ખાવાનું અવશ્ય રાખી મૂકે છે કરમાબાઇને પણ એવીજ ટેવ હતી. પરમભકત હોવાથી એ સવારના પહોરમા ઉઠીને શૌચ તથા સ્નાન કર્યા પહેલાજ એક તપેલીમા ખીચડી ઓરી દેતી અને એ ખીચડી તૈયાર થઇ ગયા પછી વાત્સલ્ય ભાવથી ભગવાનને ઘણા પ્રેમપૂર્વક નૈવેદ્ય ધરાવતી. ભગવાન્ પણ એની ભક્તિથી એટલા બધા પ્રસન્ન થયા હતા કે દરરોજ બાળકનુ રૂપ ધારણ કરીને તેના ખોળામા આવી બેસતા અને સ્વાદપૂર્વક ખીચડી ખાતા. રખે મોડુ થઇ જાય અને ભગવાનને ભૂખ્યા રહેવું પડે એ બીકથી કરમા ચાર ઘડી રાત બાકી હોય ત્યારથીજ ઉઠીને ખીચડી રાધવાનું શરૂ કરી દેતી.

એક દિવસે એવું બન્યું કે કોઇ એક સાધુએ કરમાબાઈને ન્હાયા ધોયા વગરજ ખીચડી રાધતા જોઇ આથી એના ચિત્તને ઘણો ક્લેશ ઉપજ્યો, અને તેણે કરમાબાઇને કહ્યુ કે 'બ્હેન ! તું નાયા ધોયા વગરજ રસોઈ કરીને ઠાકોરજીને ધરાવે છે એ ઘણુ જ ખોટુ કરે છે. એથી તો દોષમા પડાય છે, અને પરમેશ્વર ઘણાજ નારાજ થાય છે, કારણ કે પરમેશ્વરને ચોખ્ખાઇ અને શુદ્ધતા ઘણા પ્રસન્ન છે

કરમાબાઇએ સાધુની શિખામણ માનીને બીજે દહાડેથી સવારના પહોરમા નાઈ ધોઇ, સ્વચ્છ કપડા પહેરીને ઘણી શુદ્ધતાથી રસોઇ કરવાનું શરૂ કર્યું, પણ એમ કરવામાં વાર ઘણી લાગતી હતી અને ઠાકોરજીને ઘણા સમય સુધી ભૂખ્યા રહેવું પડતું હતું

એક દિવસ એવું બન્યું કે ભગવાન કરમાબાઇના ખોળામાં બેસીને ખીચડી

ખાઇ રહ્યા હતા એટલામાજ જગન્નાથજીના મંદિરમા રાજભોગનો સમય આવી પહોચ્યો. ઘંટનાદ સાભળતાવારજ જગન્નાથજી હાથ ધોયા વગરજ કરમાબાઈના ખોળામાથી ઉઠીને મંદિરમા ચાલ્યા આવ્યા નિયમિત સમયે મંદિરમા જ્યારે ભોગ ધરાવ્યો ત્યારે પંડ્યાને જણાયુ કે ઠાકોરજીના હાથમા ખીચડી ચોટી છે. આથી એને ઘણું આશ્ચર્ય ઉપજ્યું અને તેણે વિનયપૂર્વક હાથ જોડીને પૂછ્યું ' મહારાજ ! આજ ખીચડી કયા આરોગી છે ? '

જગન્નાથજીએ ઉત્તર આપ્યો ' કરમા દાસી રોજ સવારના પહોરમાજ મારે સારૂ ખીચડીનો ભોગ ધરાવતી હતી અને હુ એને ત્યા જઇને જમી આવતો હતો પણ એક સાધુએ તેને શુદ્ધ થઇને રસોઇ કરવાનો ઉપદેશ આપ્યો છે ત્યારથી એ નાઈ ધોઇને ખીચડી રાધે છે એને લીધે ઘણી વાર થાય છે અને મારે ભૂખ્યા રહેવુ પડે છે આજે હુ ખીચડી ખાઇ રહ્યો હતો એટલામાજ ઘંટનાદ થવાથી મારે હાથ ધોયા વગરજ અહિં આવવું પડયું હવે તું એ સાધુને બોલાવીને એની મારફતે કરમાબાઇને કહેવરાવ કે શૌચ તથા સ્નાન કર્યા વગરજ એ મારે માટે રસોઈ કરી આપે '

એજ દિવસથી કરમાબાઈનું નામ પ્રસિદ્ધ થયું અને સૌ કોઇ કહેવા લાગ્યુ કે ' આ સન્નારી તો યશોદાનો અવતાર છે. આગલા જન્મમા વાત્સલ્યભાવથી શ્રીકૃષ્ણની સેવા કરવાનો ઓરિયો મનમા રહી ગયો હશે તે આ જન્મમા પૂરો કરી રહી છે '

કરમાબાઇ જ્યાસુધી જીવતી રહી ત્યાસુધી એ દરરોજ જગન્નાથજીને ખીચડી ધરાવતી રહી, તેનું મૃત્યુ થયા પછી પણ શ્રીજગન્નાથજીને આજ દિન સુધી ખીચડીનો ભોગ ધરાવાય છે અને તે ' કરમાબાઈની ખીચડી ' ના નામથી પ્રસિદ્ધ છે. ભાવિક હિન્દુઓનું માનવું છે કે એ ખીચડીમા કાંઇક અદ્ભુત સ્વાદ હોય છે.

કરમાબાઈની આ કથા ભકતમાળમા વર્ણવેલી છે એમાની વાતની સત્યાસત્યતાના અમે જવાબદાર નથી એમાના સારાસારનો વિચાર અમે વિવેકી વાચકોનેજ સોપીએ છીએ

# रत्न २०९ मुं–राणी जसरेश्वरी



ગત્પ્રસિદ્ધ મોગલ બાદશાહ અકબરે જે સમયે બ ગાળાના પઠાણ રાજા ઉપર ચડાઇ કરીને એ પ્રાન્ત પોતાના કબ-જામા લીધો તે પહેલા પઠાણ રાજાને ખ ડણી આપનારા નાના રાજ્યો ત્યા ઘણા હતા. એ લોકો પઠાણોને ખ ડણી આપ્યા પછી બીજી બધી બાબતોમા પોતાની પ્રજા ઉપર સ્વત ત્રપણે રાજ્ય કરતા. પઠાણોને જ્યારે મોગલોએ હરાવ્યા ત્યારે એ સઘળા માડલિક રાજાઓ મહાન અકબરના તાબામા આવ્યા. એવા માડલિક રાજાઓમા જેસોરનો રાજા વિક્રમાદિત્ય ઘણા વર્ષથી દક્ષિણ બ ગાળાના મોટા ભાગ ઉપર રાજ્ય ચલાવતો હતો વિક્રમાદિત્યનું મૃત્યુ થયા પછી તેનો પુત્ર પ્રતાપાદિત્ય દક્ષિણ બ ગાળાનો રાજા થયો

પ્રતાપાદિત્ય ઘણો સામર્થ્યવાન અને પ્રબળ રાજા નીવડયો. તેને એક અત્ય ત રૂપવતી અને ગુણીયલ પત્ની હતી તેનું નામ શુ હતું તે ખબર નથી, પણ લોકો એને જસરેશ્વરી નામથી ઓળખે છે એ કુટુ બની અધિષ્ઠાત્રિ દેવીનું નામ પણ જસરેશ્વરી હોવાથી આ દેવીસ્વરૂપ રાણીને પણ લોકો એજ નામથી ઓળખવા લાગ્યા હતા કુળદેવી જસરેશ્વરીને માટે એવી દ તકથા ચાલે છે કે તેમણે એક વખતે જેસોરના આગલા રાજાને પ્રત્યક્ષ દર્શન આપી-ને જણાવ્યું હતું કે આ કુટુ બમા કોઇ જાતનો દુરાચાર પ્રવેશ કરશે નહિ ત્યા-સુધી હુ આ નગર છોડીને ચાલી જઈશ નહિ વળી તેમણે એવું પણ કહ્યુ હતું કે જે દિવસે હુ આ નગર છોડીને જઈશ તે દિવસે મ દિરમા મારી મૂર્તિનુ મો ફરી જશે આ પ્રમાણે જેસોરમા બે જસરેશ્વરીઓનો વાસ હતો. એક રાજપત્ની અને બીજી કુળદેવી.

પ્રતાપાદિત્ય જેટલો શૂરવીર અને પરાક્રમી હતો તેટલોજ એ દુષ્ટ દુરા-ચારી નીવડયો. તેણે પોતાની પાસે ઘણું મોટુ સૈન્ય એકઠુ કર્યુ, અને એ સૈન્યમા ઘણા દ ગા–ફિસાદી લોકોને એકઠા કર્યા. એ લોકોની મદદથી પ્રતાપા-દિત્ય બ ગાળાપ્રાતની આસપાસના જાગીરદારો અને રાજાઓ ઉપર ચડાઇ કરીને તેમની પાસેથી ખ ડણી વસુલ કરવા લાગ્યો. વળી પોર્તુગીજ લોકોની મદદથી એણે આખા દક્ષિણ બ ગાળામા લુંટફાટ મચાવવા માંડી. આ પ્રમાણે વર્તીને

એ મોગલ સુબેદારને ઘણો ત્રાસ આપવા લાગ્યો. પ્રતાપાદિત્યે તેનું પણ ખુલ્લી રીતે અપમાન કરવું શરૂ કર્યું અને તેને ખંડણી આપવાની સાફ ના કહી.

પ્રતાપાદિત્ય આસપાસના રાજાઓને લૂંટીનેજ ચૂપ બેસી રહ્યો નહિ. તેની નજર હવે પોતાના કાકા વસન્તરાય ઉપર ગઇ. વસન્તરાય ઘણા સજ્જન અને ડાહ્યા પુરુષ હતા જેસોરના રાજ્યમા એજ વૃદ્ધ અને બુદ્ધિમાન પુરુષ હોવાથી લોકો તેમને ચાહતા અને વડીલતરીકે તેમને ઘણું સન્માન આપતા. એમને પોતાના ભત્રીજાની વર્તણુક પસંદ પડી નહિ, એટલે પ્રતાપાદિત્યને વારવાર ઉપદેશ આપીને સુધારવાનો તેમણે ઘણો પ્રયત્ન કર્યો, પણ એ ઉપદેશથી કાંઇ વળ્યું નહિ. વસંતરાયનો અમૃત જેવો ઉપદેશ પ્રતાપાદિત્ય એક કાનેથી સાંભળીને બીજે કાને કહાડી નાખતો. એ જાણતો હતો કે મારી પ્રજા મને ચાહતી નથી, અને મારી પ્રજાની દૃષ્ટિમા કાકા વસન્તરાય દેવસ્વરૂપ છે એને ધાસ્તી હતી કે રખે પ્રજા મને પદભ્રષ્ટ કરીને મારી જગ્યાએ મારા કાકાને ગાદી ઉપર બેસાડે. આ ભયને લીધે વસન્તરાયનું ખુન કરીને પોતાના રસ્તામાંથી એક મોટું કંટક દૂર કરવાનો પ્રતાપાદિત્યે નિશ્ચય કર્યો.

રાણી જસરેશ્વરીને પતિના આવા દુષ્ટ વિચારોની ખબર પડી ત્યારે એણે પતિને એ પાપી વિચાર કહાડી નાખવા માટે ઘણો ઉપદેશ આપ્યો, પરંતુ તેનો પ્રયત્ન સફળ થયો નહિ એટલે એણે પતિને હાથે આવું દુરાચરણ થતું અટકાવવા માટે એક વિલક્ષણ યુક્તિ યોજી કહાડી

બંગાળામા ઘણા દિવસથી એક એવો રિવાજ ચાલ્યો આવતો હતો કે જે વખતે કોઇ કુલીન સ્ત્રીને કોઇ શૂરવીર પુરુષની કોઈ કામમા મદદ જોઈતી હોય, ત્યારે તે પોતાના હાથનું કંકણ કહાડીને એ શૂર પુરુષ પાસે અથવા તો શૂરવીરોની સભામા મોકલે એ સ્ત્રીની દાસી શૂરવીરોના સમાજમા જઇને એ કંકણ ફેંકતી અને એ સભામાંથી કોઈ પણ પુરુષ એ કંકણ ઉપાડી લેતો અને પ્રતિજ્ઞા લેતો કે આ કંકણ મોકલનાર સ્ત્રીનું કામ હું જીવસટે પણ કરીશ જસરેશ્વરીએ પણ આ ઉપાય અજમાવવાનો નિશ્ચય કર્યો. એક દિવસ પ્રતાપાદિત્ય દરબારમા બેઠો હતો એવામા દાસીએ દરબારના સભાસદો દેખતા એ કંકણ ફેંક્યું. કંકણ જોતાજ બધા સરદારો ઘણા આશ્ચર્ય પામી ગયા, અને ઘણી ઉત્કંઠાપૂર્વક સર્વે રાજા પ્રતાપાદિત્યની તરફ જોવા લાગ્યા. પ્રતાપાદિત્ય નિષ્ઠુર મુખમુદ્રા કરીને સ્વસ્થ બેસી રહ્યો. આખરે એક યોદ્ધો ધીમે ધીમે ઉભો થયો એ યોદ્ધો રાણી જસરેશ્વરીનો ભાઇ અને પ્રતાપાદિત્યનો

સેનાપતિ હતો. તેણે આગળ આવીને એ કંકણ ઉપાડી લીધું અને પ્રતાપાદિત્યના સામુ જોઈને બોલ્યો ' આ કંકણ આપનાં રાણી સાહેબ તરફથી આવ્યુ છે. રાણી સાહેબના ઉપર એવું તે શું સંકટ આવી પડયુ છે તે કળી શકાતુ નથી જે કામ માટે આ કંકણ મોકલવામા આવ્યુ છે તે કામ આપ પોતે પાર પાડી આપશો એમ અમારી સૌની ખાત્રી હતી પણ આપે જ્યારે એ કંકણ ઉપાડી લેવાની કાંઈ પણ વૃત્તિ દર્શાવી નહિ, ત્યારે એ ઉપાડી લેવાની ફરજ મારે માથે આવી પડી છે, કારણ કે કોઈ પણ આ કંકણને ન ઉપાડત તો આ દરબાર શૂરવીરોથી ખાલી છે એમ લોકો કહેત. માટે મેં એ ઉપાડી લીધુ છે અને પ્રતિજ્ઞાપૂર્વક કહું છુ કે મારા શરીરમા પ્રાણ છે ત્યા સુધી રાણીસાહેબનું કામ પાર પાડવામા પાછી પાની કરીશ નહિ.

સેનાપતિની આ પ્રતિજ્ઞા સાભળીને પ્રતાપાદિત્ય મનમા ને મનમા ઘણો બળી ગયો સેનાપતિ તરફ તેણે ગુસ્સાની આખે જોયુ પણ તેના મોમાથી એક પણ શબ્દ નીકળ્યો નહિ એટલામા એ કંકણ લઇ આવનારી દાસીએ પ્રસન્ન થઇને કોમળ મધુર સ્વરે રાણીની ઇચ્છા સભાસદો સન્મુખ પ્રગટ કરી એણે કહ્યુ 'આપણાં મહારાણી સાહેબની એવી ઇચ્છા છે કે જે કોઈ શૂરવીર પુરુષ મારા કંકણનો સ્વીકાર કરે, તેણે પોતાનો પ્રાણ જતા સુધી વસન્તરાય અને તેમના કુટુંબનું રક્ષણ કરવું.' 'તેમની એ ઇચ્છા પૂર્ણ કરીશ' એમ કહીને સેનાપતિ પોતાની જગ્યાએ બેસી ગયો

રાજાએ દરબાર બરખાસ્ત કર્યો, અને તાબડતોબ રાણીના અંતઃપુરમા ગયો.રાજા પ્રતાપાદિત્યને આખી દુનિયામા કોઇ પણ વ્યકિતનો ભય લાગતો હોય તો તે વ્યકિત રાણી જસરેશ્વરી હતી રાજા પ્રતાપાદિત્ય બીજાઓ આગળ વાઘ જેવો ક્રૂર હતો પણ પોતાની રાણી આગળ આવતા એ ગરીબ ગાય જેવો બની જતો. રાણી જસરેશ્વરીના અંગમા કોઈ એવી તેજસ્વિતા હતી કે કોઇ પણ મનુષ્ય તેના દર્શન કરતા વાર થરથર કાપવા લાગતો. રાજા પ્રતાપાદિત્યે તેની પાસે જઇને તેને પુષ્કળ વિનતિ કરી, પુષ્કળ પ્રેમ કર્યો, અને તેને પોતાને વશ કરવાનો ઘણોએ પ્રયત્ન કર્યો, પરન્તુ જ્યારે કશાથી એ વસંતરાયને બચાવવાની રાણીની પ્રતિજ્ઞા ફેરવી શકયો નહિ ત્યારે કહ્યું 'વહાલી ! વસંતરાય જ્યા સુધી જીવતો રહેશે ત્યાસુધી આપણે સુખેથી રાજ્ય ભોગવી શકીશું નહિ. તેને માર્યા વગર છૂટકો નથી. એ અહીં થી ટળશે ત્યારેજ હું સુખી થઈશ.' રાણીએ દઢતાથી કહ્યું 'સુખી થાઓ કે દુઃખી પણ હું તમારે

હાથે એવુ ઘોર પાપ નહિ થાવા દઉ.'

ખુલ્લી રીતે વસન્તરાયનો વધ કરવો અસભવિત જાણીને પ્રતાપાદિત્યે હવે વિશ્વાસઘાતકતાનો માર્ગ સ્વીકાર્યો તેણે પોતાના આજસુધીના દુષ્કૃત્યોનો પશ્ચાત્તાપ દેખાડવો શરૂ કર્યો એ વસન્તરાયની પાસે ગયો અને તેમને પગે લાગ્યો. હજારવાર તેમની ક્ષમા માગી, અને ઘણુજ વિનયપૂર્વક વિનતિ કરી આપ મારા મહેલમા પધારીને ભોજન કરો. રાજા વસન્ત રાયે તેના આચરણને નિષ્કપટપણાનું આચરણ સમજીને, તેનુ આમત્રણ કબૂલ રાખ્યુ

પ્રતાપાદિત્યનો આ બધો પશ્ચાત્તાપ ખાલી બનાવવાનોજ હતો તેના અતકરણમા તો વસન્તરાયનો વધ કરવાની દુર્વાસના એવીને એવીજ કાયમ હતી, રાણી જસરેશ્વરીને પતિના પાપી અતકરણની પહેલેથીજ ખાત્રી હતી તેને ખાત્રી હતી કે પ્રતાપાદિત્ય જરૂર કોઇ દિવસ દગો દઇને વસન્તરાયનું કાસળ કહાડશે એથી એણે પહેલેથીજ ચેતી જઈને વસન્તરાયના પુત્રને પોતાની દેખરેખમા બોલાવી લીધો, અને પછી પ્રતાપાદિત્યને વસન્તરાયને બોલાવવાની રજા આપી વસન્તરાય પ્રતાપાદિત્યના આમત્રણને માન આપીને જેસોર આવવા નીકળ્યા એ વખતે એમને પોતાને પણ કાંઇક શક પડયો. એમણે પોતાની સાથે એક કપોત પક્ષી લીધુ અને રાણીને કહ્યુ કે 'આ કપોત જો મને મૂકીને એકલુ ઘેર પાછુ આવે તો સમજજે કે કા તો મારૂં મૃત્યુ થયુ છે કે કા તો હુ કેદ પકડાયો છુ'

આ પ્રમાણે રાજા વસન્તરાય પોતાની પત્નીને સૂચના કરીને થોડાક સેવકો સાથે જેસોર જવા નીકળ્યા, પણ એ જેસોર પહોચે તે પહેલા તો પ્રતાપાદિત્યે ગોઠવી રાખેલા મારાઓએ તેના પ્રાણ લીધા થનાર હતુ તે થઇ ચુકર્યું જે અનિષ્ટ ઘટના રોકવાને માટે રાણી જસરેશ્વરીએ આટલો પ્રયત્ન કર્યો તે ઘટના આખરે દુર્ભાગ્યે પાર પડી વસન્તરાયનો પ્રાણ નાશ પામતાંવારજ પેલું કપોત પક્ષી ત્યાથી ઉડીને રાણી પાસે ગયું કપોતને પાછું આવેલું જોઇને રાણી સમજી ગઇ કે કાઇ દુર્ઘટના બની છે રખેને પ્રતાપાદિત્ય અને તેના દુષ્ટ સલાહકારો હવે પોતાના મહેલમા આવીને પોતાના ઉપર કે પોતાના બીજા કુટુંબીઓ ઉપર જુલમ કરે, એ બીકથી રાણી તળાવમા પડીને મરી ગઇ. રાજા વસન્તરાયનો પુત્ર બચી ગયો, કારણ કે એને રાણી જસરેશ્વરીએ પહેલેથી પોતાના સરક્ષણમા લીધો હતો.

વાચક ! આવો દુરાચારી નરાધમ મનુષ્ય સંસારમા કેટલા દિવસ સુખે વસી શકે ? વસન્તરાયનો વધ થયા પછી થોડા દિવસોમા અકબર બાદશાહના શૂર સેનાપતિ રાજા માનસિંહે પ્રબળ સૈન્ય સાથે આવીને તેના ઉપર ચડાઇ કરી રાજા પ્રતાપાદિત્ય પણ તેમની સામે યુદ્ધ કરવા આવી ઉભો રહ્યો, કારણ કે એનું બળ કાંઇ સામાન્ય નહોતુ તેની પાસે પચાસ હજાર તલવારવાળા પાયદળ, ત્રીસ હજાર ભાલાવાળા, અને દશ હજાર ઘોડેસ્વાર સીપાહીઓ હતા તથા તે ઉપરાત બસે હાથી, સો તોપો વગેરે સાહિત્ય પણ હતુ. વળી પોર્તુગીજ લોકોની પણ એને સારી મદદ હતી, પરંતુ આટલી સરસ સામગ્રી હોવા છતા પણ આખરે તેનો પરાભવ થયો. તેનું કારણ એવુ થયું કે, એકાએક તેના સૈન્યમા ખબર ફેલાઇ કે દેવી જસરેશ્વરીએ પોતાનું મો ફેરવી દીધુ છે એટલે પોતાના રાજાના દુષ્કૃત્યોને લીધે અપ્રસન્ન થઇને દેવીએ આ રાજ્યમાથી પોતાનો વાસ છોડી દીધો અને હવે દેવીનો કોપ શરૂ થયો એ વિચારથી દરેક જગ્યાએ લોકોના મો ઉપર ઉદાસીનતા છવાઇ રહી. સૈનિકોએ યુદ્ધ કરવાનું છોડી દીધુ. રાજાએ તેમનો ભ્રમ મટાડવા માટે ઘણોએ પ્રયત્ન કર્યો પણ કાંઈ વળ્યું નહિ. આખરે એ રાજા સર્વસ્વ ખોઇને રાજા માનસિંહના હાથમા કેદ પકડાયો.

પ્રતાપાદિત્યને પકડયા પછી જેસોર શહેરને પોતાના કબજામા લેવા માટે રાજા માનસિંહ શહેરની તરફ આવ્યો, પણ શહેરના સંરક્ષણની એવી ઉત્તમ તજવીજ કરવામાં આવી હતી કે એ આશ્ચર્ય પામ્યો તપાસ કરતા માલૂમ પડયું કે રાજા પ્રતાપાદિત્યની મહા પ્રતાપી રાણી જસરેશ્વરીએ નગરના સૈન્યની સરદારી પોતે લીધી છે, અને તે પ્રાણાતપર્યન્ત નગરનું રક્ષણ કરવાનો નિશ્ચય કરીને લડવા નીકળી છે. માનસિંહે તેની પાસે એક દૂત મોકલ્યો અને નગર સ્વાધીન કરવાનું ફરમાન મોકલ્યું રાણીએ પોતાના સામર્થ્યનો વિચાર કરીને, ઘણું શાણપણ વાપરીને જવાબ આપ્યો કે 'મારી એક શરત કબૂલ થયા વગર હું શહેર સોપી દેવાની નથી. શહેરનું રક્ષણ કરવામા રક્તપાત કરવો વ્યર્થ છે એ વાત હું સારી પેઠે જાણુ છુ. રાજા માનસિંહ જો મારા નગરને લૂટે નહિ, અને નગરવાસીઓ ઉપર કોઇ પણ પ્રકારનો અત્યાચાર કરે નહિ તો હું વગર હરકતે જેસોર તેમને સ્વાધીન કરીશ, અને આ શરત જો તેમને માન્ય ન હોય તો અમે ખુશીથી લડીશું, અને નગરમા એમનો જુલમ સહન કરવાને માટે કોઈ જીવતું ન રહે ત્યાસુધી જીવસાટે લડીશું.'

રાજા માનસિંહે તેની સર્વ માગણી કબૂલ કરીને જેસોરને પોતાના હાથમા લીધુ, અને રાજા પ્રતાપાદિત્યને પોતાની સાથે દિલ્હી લઇ ગયો રાણી જસરેશ્વરી પતિ ઉપરના પોતાના અત્યત પ્રેમને વશ થઈને, તેના દુ:ખની પણ ભાગી થવા માટે તેની સાથે જવા નીકળી, પરન્તુ રાજા પ્રતાપાદિત્યથી બદીખાનાનું દુઃખ સહન ન થયું અને રસ્તામાજ તેનું મૃત્યુ થયું રાણી જસરેશ્વરીએ એજ વખતે પતિનું સહગમન કર્યું.

વાચક ! આવી સ્ત્રીને ખરેખર ધન્ય છે. જસરેશ્વરી જેવી રૂપવતી, ગુણવતી, અને શૂર સ્ત્રી મળ્યા છતા પણ અભાગી પ્રતાપાદિત્ય તેના સહવાસનો કાંઈ પણ લાભ લઇ શક્યો નહિ. ઉલટું એ સતીને તેનાં દુષ્કૃત્યોનું ફળ ભોગવવુ પડયું.

---

## रत्न २१० मुं–सोनाबीबी



મોગલ શહેનશાહ અકબરના જમાનામા આખા બગાળા દેશના બાર ભાગ પાડી દેવામા આવ્યા હતા દેશનો વહિવટ સારી રીતે ચાલી શકે એટલા સારૂ એ વિભાગ પાડી દેવામા આવ્યા હતા અને પ્રત્યેક વિભાગ એક એક જમીનદારના તાબામા હતો. સોળમો સદીના અન્ત અને સત્તરમી સદીના પ્રારભમા, મોગલ બાદશાહ જહાગીરના વખતમા એ બધા બગાળી જમીનદારોએ સ્વતત્ર થવાનો પ્રયત્ન આરભ્યો હતો અપરિમિત શૌર્ય–વીર્ય, અને અનુપમ સ્વદેશપ્રીતિથી ઉત્સાહિત થઇને યશોહર (જેસોર) ના રાજા પ્રતાપાદિત્યે પશ્ચિમ બગાળાને જાગૃત કર્યું હતુ તેવીજ રીતે શ્રીપુરના રાજા મહામતિ કેદારરાયે સ્વતત્રતાની અમૃતવાણી સભળાવીને પૂર્વ બગાળાને ઉશ્કેરી મૂક્યું.જો તેઓ ઇર્ષ્યા અને યશની લાલસાથી માહોમાહી લડી મર્યા નહોત તો સભવ છે કે બગાળાનો ઇતિહાસ, આજે કદાચ બીજી રીતે લખાતો હોત.

આ ચરિત્રને મથાળે જે રમણીનુ નામ લખેલું છે તે બગાળામા સુપ્રસિદ્ધ થઇ પડેલા ચાદરાય અને કેદારરાયની ભગિની હતી. તેનુ નામ સ્વર્ણમયી હતું, પરન્તુ બધા તેને સોનામણિ નામથી બોલાવતા હતા એ અસામાન્ય રૂપ અને લાવણ્યવતી હતી. બાલ્યાવસ્થામાથીજ પતિનું સુખ તેણે

ખોયું હતું. બાળવિધવા હોવાથી પિતાના ઘરમાજ એ વાસ કરતી હતી. એ મનોરમ રમણીના રૂપ–વહ્નિમાજ બંગાળાની આશા ભસ્મીભૂત થઈ ગઇ

એક દિવસ સુવર્ણગ્રામનો અધિપતિ ઇશાખા મસનદઅલિ શ્રીપુરમા આવ્યો, અને કેદારરાય સાથે ગાઢી દોસ્તી હોવાથી તેનોજ મેહેમાન થયો. કેદારરાય ઘણો ઉદાર સ્વભાવનો મનુષ્ય હતો મુસલમાન અતિથિનો યોગ્ય આદરસત્કાર કરવામા તેણે જરા પણ કચાશ રાખી નહિ દૈવયોગે એ સમયમા કેદારરાયની વિધવા બેન સ્વર્ણમયી ઉપર ઇશાખાની દૃષ્ટિ પડી ગઇ શ્રીપુરમા કેટલાક દિવસ રહ્યા પછી ઇશાખા પોતાની રાજધાની ખિજિરપુરમા પાછો ફર્યો. ખિજિરપુરમાં આવ્યા પછી પણ પરમ રૂપવતી સ્વર્ણમયીને તે ભૂલી શકયો નહિ. તેનું સૌંદર્ય તેની આખ આગળ રાતદિવસ તરવા લાગ્યુ, અને એની સાથે વિવાહ કરીને તેને પોતાના ઝનાનાની પટરાણી બનાવવાનો તેણે વિચાર કર્યો. સ્વર્ણમયીના વિવાહનુ માગુ કરવા સારૂ તેણે પોતાના એક દૂતને શ્રીપુર મોકલ્યો તેના એ આચરણથી ધર્માત્મા ચાદરાય અને કેદારરાયના હૃદય કેટલા બધા વ્યથિત થશે તેનો કાંઇ પણ વિચાર ઇશાખાને આવ્યો નહિ. ઇશાખાની વિનતિ સાભળ્યાથી કેદારરાય અને ચાદરાયને ઘણો ગુસ્સો ઉત્પન્ન થયો. એવી અન્યાયી માગણી કરીને ઇશાખાએ શ્રીપુરના મહારાજાનું અપમાન કર્યું છે એમ તેમણે માન્યુ. તેમણે ઇશાખાની સાથે યુદ્ધ કરવાનું જાહેર કર્યું અત્યાર સુધી બગાળાના હિંદુ મુસલમાનોમા જે એકસપી હતી તે તુટી ગઇ. એ બન્ને જાતિએ મળીને મોગલોના હાથમાથી બગાળાને સ્વતંત્ર બનાવવાની આશા રાખી હતી તે આશા હવે આકાશ–કુસુમની પેઠે અસભવિત થઈ ગઈ કેદારરાયે પહેલે મોરચે કલાગેછનો સુપ્રસિદ્ધ કિલ્લો તોડી નાખ્યો ત્યાથી નાસીને ઇશાખાએ ત્રિવેણીના મજબૂત દુર્ગમા આશ્રય લીધો. કેદારરાયે આ લાગ સાધીને ઇશાખાની રાજધાની ખિજિરપુર લુટયું અને પાછળથી ત્રિવેણીના કિલ્લાને ઘેરો ઘાલ્યો બધાના મનમા આશા બધાઇ કે ઇશાખાનું રાજ કેદારરાયના હાથમા આવી જશે

એ અરસામાં બગાળાના રાજનૈતિક આકાશમા બે ધૂમકેતુ ઉત્પન્ન થયા. એક ધૂમકેતુ ભવાનન્દ મજૂમદાર હતો અને બીજો શ્રીમન્તખા હતો ભવાનન્દ મજૂમદાર યશોહર (જેસોર) ના જમીનદાર પ્રતાપાદિત્યનું અન્ન ખાઇને મોટો થયો હતો છતાં પણ તે નીમકહરામે પોતાના સ્વામીનું સર્વનાશ કરવાના ઉપાય યોજ્યા હતા. શ્રીમન્તખાં પણ એવીજ પંક્તિનો માણસ

હતો. એ કેદારરાયનો આશ્રિત હતો કોઇ એક વખત કોઇક સામાજિક વિષયમા કેદારરાય અને શ્રીમન્તખામા મતભેદ પડયો. એ દિવસથી શ્રીમન્તખા કેદારરાય ઉપર અપ્રસન્ન થયો અને કેદારરાયને હાનિ પહોચાડવાની ખટપટ કરવા લાગ્યો

કેદારરાય અને ઇશાખાના કલહને લીધે શ્રીમન્તખાને પોતાનુ વેર લેવાને સારો લાગ મળ્યો. શ્રીમન્તખા ગુપ્ત રીતે ઇશાખાને મળ્યો અને સોનામણિને તેના હાથમા લાવી આપવાનુ કબૂલ કર્યુ. ઇશાખાને તો એટલુજ જોઇતુ હતુ તેણે શ્રીમન્તખાની સૂચના એકદમ ઉપકાર સાથે માન્ય રાખી અને કાર્ય સફળ થયા પછી પુષ્કળ ઇનામ આપવાનુ વચન આપ્યુ. આટલા દિવસ સુધી શ્રીમન્તખા ચાદરાય અને કેદારરાયની સાથે ખિજિરપુરમા રહેતો હતો. આ પ્રપચ રચ્યા પછી એ છાનોમાનો શ્રીપુરમા આવ્યો અને આખા ગામમા ખબર ફેલાવી કે કેદારરાય અને ચાદરાય શત્રુને હાથે પરાજય પામીને કેદ પકડાયા છે, તથા ઇશાખા થોડા વખતમા શ્રીપુરમા આવીને એ ગામને પોતાના તાબામા લઇ લેશે. આથી આખા નગરના સ્ત્રી પુરુષો ઘણા ચિતાતુર થયા આ વખતે શ્રીમન્તખાએ કેદારરાયના કુટુબના શુભેચ્છક તરિકે સલાહ આપી કે આવે વખતે સોનામણિને તેને સાસરે વિદાય કરી દેવી જોઇએ. કેદારરાયનો મુખ્ય મત્રી રઘુનદન ઘણો ચતુર હતો એણે એ સૂચનાસબધે ઘણો વાધો લીધો, પણ શ્રીમન્તખાની પ્રપચજાળમા બીજા બધા એટલા ભોળવાઇ ગયા હતા કે મત્રી રઘુનદનની શિખામણ કોઇને ગળે ઉતરી નહિ અને સોનામણિને તેને સાસરે ચડદ્વીપ ગામમાં મોકલવાનો બદોબસ્ત થયો. ક્રૂર, વિશ્વાસઘાતક, નિમકહરામ, નરપિશાચ શ્રીમન્તખા સોનામણિના અગરક્ષક તરીકે સાથે ગયો અને થોડા સમયમાજ રસ્તો ભૂલાવીને સોનામણિને ઇશાખાની પાસે રજુ કરી દીધી. ઈશાખાએ જબરદસ્તીથી સોનામણિ સાથે મુસલમાન વિધિથી લગ્ન કર્યું સોનામણિનુ એ દિવસથી 'આલિન્યામત' એવુ મુસલમાની નામ પાડવામા આવ્યું, પણ સાધારણ લોકો તો તેને સોનામણિને બદલે 'સોનાબીબી' નામથીજ ઓળખવા લાગ્યા હિન્દુધર્મની દૃષ્ટિથી ઇશાખા અને સોનામણિનું લગ્ન ઘણુ ગેરવ્યાજબી અને ધર્મવિરુદ્ધ હોવા છતા પણ પાછળથી ઘણુ લાભકારી નીવડયું. ઇશાખા પણ કાંઇ ઇરાન કે અફઘાનિસ્તાન, તુર્કસ્તાન કે તાતારથી આવેલા વિદેશી મુસલમાનોની ઓલાદનો નહોતો. ઈશાખાનો પિતા એક ધર્મનિષ્ઠ હિન્દુ હતો. તેનુ નામ કાલિ-

દાસ હતું. એક મુસલમાન યુવતીના રૂપ ઉપર મોહી જઇને કાલિદાસે તેની સાથે લગ્ન કર્યું હતુ, અને એ વિવાહથી ઇશાખાનો જન્મ થયો હતો. ઇશાખા અને સોનાબીબીના યોગથી મૂસાખા અને મહમદખા નામના બે પુત્ર જન્મ્યા હતા એમના વંશજો હજી પણ મયમનસિંહ જીલ્લામા હરવત નગરમા જમીનદાર તરીકે વાસ કરે છે હિન્દુઓ ઉપર તેમની ઘણી પ્રીતિ હોય છે. એ કુટુંબના જાગીરદારોએ દેવોત્તર અને બ્રહ્મોત્તર જમીનનું જેટલું દાન કર્યું છે, તેટલું દાન બંગાળાના બીજા હિન્દુ જમીનદારોએ પણ કર્યું છે કે નહિ એ સંદેહજનક છે.

સોનામણિનું હરણ થઇ ગયા પછી ચાદરાયે ભૂખ્યા તરસ્યા રહીને દશવિદ્યાદેવીના મંદિરમા જઇને પ્રાણત્યાગ કરવાનો સંકલ્પ કર્યો, પણ એટલામા દેવવાણી થઈ કે ‘ સોનામણિની ખાતર હવે રક્તપાત કરીશ નહિ ’ ધર્માત્મા રાજા ચાદરાય ત્યાથી પાછો આવ્યો અને લડાઈ બંધ કરી.

સોનામણિને પ્રાપ્ત કર્યા પછી ઇશાખા ઘણા ઉત્સાહપૂર્વક રાજ્ય કરવા લાગ્યો થોડાક વર્ષ રાજ્ય કર્યા પછી એ મરણ પામ્યો. તેના રાજ્યની સંભાળ રાખે એવો બીજો કોઈ પુરુષ રહ્યો નહોતો. રાજ્યની લગામ સોનામણિએ પોતાના હાથમા લીધી, પણ ઈશાખાના મૃત્યુના સમાચાર સાભળતાં વારજ કેદારરાય તથા બીજા જમીનદારો અને ફીરંગી લૂટારાઓ તેનું રાજ્ય લુંટવા આવી લાગ્યા. સોનામણિને આ વાતની ખબર મળી એટલે એ છંછેડાયલી સિંહણની પેઠે ગર્જના કરીને બોલી ઉઠી ‘કોની માએ શેર સુઠ ખાધી છે કે મારૂ રાજ્ય લુંટી લે એ રાજ્યને આબાદ કરતા મારા સ્વામીને ઘણો પરસેવો ઉતર્યો છે જ્યાસુધી મારા દેહમા જીવ છે ત્યાસુધી હું આ રાજ્ય કોઈના હાથમા જવા દેવાની નથી.’ સ્વામીના શોકને તેણે પોતાના હૃદયમાજ શમાવી દીધો અને કોમળ હાથમા તલવાર લઇને બહાર નીકળી પડી. સૈનિકોને હુકમ આપી દીધો કે બધા તૈયાર થઇ જાઓ અને કિલ્લાનો અંદરથી બચાવ કરો. તમારામા જીવ છે ત્યાસુધી શત્રુઓને અંદર આવવા દેશો નહિ. આ પ્રમાણે સોનામણિએ દુર્ગરક્ષણનો ઉપાય કર્યો. ઘણા દિવસ સુધી વીરતાથી શત્રુઓની સામે યુદ્ધ કરીને અચળ હિમાલયની પેઠે દુર્ગનું રક્ષણ કર્યું, પરન્તુ વધારે દિવસ થવાથી કિલ્લાની અંદરની ખાધાખોરાકી ખૂટી ગઈ. બહાર ચારે તરફ શત્રુઓનો પડાવ હતો અને ખોરાકીનો સામાન કંઈથી આવવાનો સંભવ નહોતો. સોનામણિએ જોયું કે હવે મૃત્યુ નિશ્ચય

આવશે. મારા સૈનિકો અને નગરવાસીઓ ભૂખે તરસે મરી જશે, પરન્તુ એવે વખતે પણ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરીને શત્રુને શરણે જવાનો વિચાર તેના મનમા આવ્યો નહિ પોતાના હાથે ચિતા સળગાવીને તેમા એ ભસ્મીભૂત થઇ. એક લેખકના જણાવવા મુજબ તેણે પોતાના હાથમા મશાલ લઈ ને કિલ્લાની અંદરના બધા ઘરોમા આગ લગાડી દીધી. એ પ્રલયની જ્વાળા ચારે તરફ ઉઠી, અને બંગાળી નારીની વીર કહાણીનો ચારે દિશામા પ્રચાર કરવા લાગી

શત્રુઓ કિલ્લાની અંદર ગયા તો તેમને બળી ગયેલા ઘરના કાટ વગર બીજુ કાંઈ મળ્યુ નહિ

આ બનાવ ઇ૦સ૦ ૧૫૯૮ અને ઇ૦સ૦ ૧૬૦૦ ની વચમા બન્યો હતો. બંગાળા પ્રાન્તમા નારાયણગંજની પાસે શીતલલક્ષા નદીની પૂર્વ તરફ સોના કાન્દા નામનું સ્થાન છે એ સ્થાનને સોનામણિ નામ સાથે સંબંધ છે હજી પણ એ સ્થળે સોનામણિના પ્રાચીન દુર્ગના ચિન્હ દીઠામા આવે છે

## रत्न २११ मुं—पद्मा चारणी

બિકાનેરના ઇતિહાસમા લખ્યુ છે કે એ ચારણ માલાજી સાદુની પુત્રી અને બારહટ શંકરજીની પત્ની હતી કોઈ ખાસ કારણસર એ બિકાનેરના મહારાજા રાયસિંહજીના ભાઈ અમરસિંહના અંત:પુરમા રહેતી હતી. અને કુલાચાર મુજબ ડિંગલ ભાષામા ગીત અને કવિત પણ રચ્યા કરતી હતી.

અમરસિંહજી પહેલા તો અકબર બાદશાહની નોકરીમા હતા. પણ પાછળથી કોઇ કારણસર અણબનાવ થયાથી બહારવટે નીકળીને બાદશાહના ખાલસા ગામોને લુટવા લાગ્યા હતા. એટલા સારૂ બાદશાહે સંવત ૧૬૫૪ મા તેમના ઉપર ફોજ મોકલી હતી. જ્યારે એ સેના રાજપૂતાનામા 'હાદણી ખેડા' ગામમા પહોચી, ત્યારે અમરસિંહજી અમલ પાણી કરીને સૂઇ રહ્યા હતા. એમનો એવો સ્વભાવ હતો કે જે કોઇ એમને ઉંઘમાથી જગાડે તેને તલવારથી મારી નાખતા હતા એટલે આ વખતે પણ ભયને લીધે કોઇ એમને જગાડી શકયુ નહિ કોઈની હિંમત ન ચાલી ત્યારે આખરે પદ્માએ એક ગીત ગાઇને અમરસિંહજીને જગાડયા, અને દુશ્મનો ચડી આવ્યાનો

વૃત્તાંત કહી સભળાવ્યો અમરસિંહજી પોતાને હાથે બધા રાજપૂતોને કસુબો પાઇને લડવા ગયા અને બાદશાહના સેનાપતિ હમજાઅરબને મારીને પોતે પણ તેના હાથી ઉપર લડતાં લડતા મરણ પામ્યા. રાણી અને ખવાસણો એમની સાથે સતી થઇ ગઇ. એ પન્નાએ એમની વીરતાના વખાણમા કેટલાક દોહા ગાયા, અને પછીથી પોતે પણ એ સ્ત્રીઓની સાથે બળી મરી.

એના ડિંગલ ભાષામાં લખેલા થોડાક કવિતો હજુ મળી આવે છે.

---

## रत्न २१२ मुं–प्रियंवदा



લગભગ ત્રણસે વર્ષ પૂર્વે બંગાળામા કોટાલિપાડા ગામમા શિવરામ સાર્વભૌમ નામનો એક અસાધારણ પંડિત રહેતો હતો. તેના યશથી આકૃષ્ટ થઇને દેશદેશાવરના વિદ્યાર્થીઓ તેની કુટીરમા ભણવા આવતા. એ વિદ્યાર્થીઓને લઇને ઘાસના છાપરાવાળા નાના સરખા ઘરમા શિવરામ એમને વિદ્યાભ્યાસ કરાવતો. દર-રોજ શિવરામ જ્યારે પોતાના શિષ્યોને લઇને ચતુષ્પાઠી મંડપમાં બેસતો, તે વખતે તેની પડખે બેસીને તેની એક નાની છોકરી, કાન માંડીને કાવ્ય અને શાસ્ત્રની ચર્ચા સાભળતી. બાલિકા એ ગૂઢ વિષયની ચર્ચામા કાંઈ પણ સમજતી નહોતી, પણ સંસ્કૃત છંદબદ્ધ સુમિષ્ટ સ્વરે તેના હૃદયમા એક નવીન આનંદ ઉત્પન્ન કર્યો હતો. એ મધુર સ્વર તેની રમતગમત છોડાવી દઈને આ શિક્ષામંડપમા લાવતો હતો. વિદ્યાર્થીઓ દરરોજનો પાઠ શરૂ કરે તે પહેલા આ બાલિકાને સરસ્વતીની સ્તુતિનું ગાન ગાવાનો આદેશ મળતો. છાત્ર મંડળીને મુગ્ધ કરીને જ્યારે એ મધુર કંઠે નીચેનું ગાન ગાઈ રહેતી, ત્યારે તેના હૃદયમા જે આનંદ ઉભરાઇ જતો તેની આગળ રમતમા મળતો આનંદ કાંઇજ લેખાતો નહોતો

या कुन्देन्दुतुषारहारधवला या श्वेतपद्मासना ।
या वीणावरदण्डमण्डितभुजा या शुभ्रवस्त्रावृता ॥
या ब्रह्माच्युतशंकरप्रभृतिभिर्देवै: सदा वन्दिता ।
सा मां पातु सरस्वती भगवती नि:शेषजाड्यापहा ॥

ત્યાર પછી સાંજે ચતુષ્પાઠીમાથી છૂટી મળતી, ત્યારે આખો દિવસ સાંભળેલા શ્લોકોમાથી ઘણા મુખસ્થ કરીને પિતાને સંભળાવતી તથા તેના સંબંધી જાતજાતના પ્રશ્ન પૂછતી. તેને મોંએ ભણવાગણવા સિવાય બીજી

કોઈ વાત નીકળતી નહિ

બાલિકાની આવી અપૂર્વ બુદ્ધિ અને સ્મરણશક્તિ જોઇને તથા વિદ્યાભ્યાસ કરવા તરફ તેનો અત્યંત પ્રેમ જોઇને શિવરામે તેને પોતાના વિદ્યાર્થીઓની સાથેજ બેસવાની રજા આપી.

બાલિકા અસીમ ઉત્સાહપૂર્વક ભણવા લાગી તેની અગાધ બુદ્ધિ અને તીક્ષ્ણ પ્રતિભાને લીધે તે થોડાજ વખતમા સસ્કૃત ભાષા શીખી ગઇ. વિદ્યાર્થીઓના મનમા ઈર્ષ્યાનો સચાર કરતી એ દિનપ્રતિદિન જ્ઞાન અને પ્રતિષ્ઠામા વૃદ્ધિ કરતી ગઇ.

દરરોજ એ એકાંત કુટીરના પાઠમડપમા બેસીને બાલિકા પ્રિયવદા ખતપૂર્વક કાવ્યપાઠ અને શાસ્ત્રચર્ચા કરતી, સહાધ્યાયીઓ સાથે સમાનભાવે વાદવિવાદ કરતી, તથા મધુર સ્વરે સંસ્કૃત સ્તોત્રનું ગાન કરીને બધાને મુગ્ધ કરી નાખતી. એ દૃશ્ય જોઇને તેના પિતા શિવરામના અતઃકરણમા આનદ સમાતો નહિ, અને વિદ્યાર્થીઓના ઉત્સાહનો પાર રહેતો નહિ. તેની સાથે ભણનારા એક પશ્ચિમ દેશવાસી બ્રાહ્મણસતાનના મનમાં પ્રિયંવદા માટે પ્રેમનો સચાર થયો. એ બ્રાહ્મણપુત્ર બગાળી ભાષામા વાતચીત કરી શકતો નહિ, પ્રિયવદા સાથે વાર્તાલાપ કરવાની ઘણીજ તીવ્ર ઈચ્છા હોવા છતા પણ એ એમ કરી શકતો નહિ, પરતુ થોડાજ દિવસોમાં બાલિકા પ્રિયંવદાએ સંસ્કૃત ભાષા ઉપરં સારો કાબૂ મેળવ્યો એટલે એ યુવકનો ક્ષોભ જતો રહ્યો એ પશ્ચિમ દેશવાસી બ્રાહ્મણ વિદ્યાર્થી રઘુનાથ મિશ્ર સાથે પ્રિયવદાએ લગ્ન કર્યું.

પ્રિયવદા સસ્કૃત સાહિત્યનું તથા સસ્કૃત ભાષામા વાર્તાલાપ કરવાનું શિક્ષણ મેળવીનેજ બેસી ન રહી, પરતુ સસ્કૃતમા શ્લોક રચવાનું શિક્ષણ પણ પિતા પાસે મેળવવા લાગી બાલ્યાવસ્થામા સસ્કૃત છદોનો જે સુમધુર સ્વરે તેના હૃદયમા વારવાર આઘાત કર્યો હતો, તેનો હવે પ્રતિધ્વનિ ઉઠવા લાગ્યો. પિતાના આદેશથી પ્રિયવદાએ પ્રથમ પોતાના કુળદેવતા ગોવિદદેવને સબોધીને એક શ્લોક રચ્યો. એ સુદર શ્લોક તેણે વિદ્યાર્થીઓની વચમા ઉભી રહીને ગાઇ સભળાવ્યો, ત્યારે શિવરામ તેના મુખ સામું જોઇને આનદાશ્રુને રોકી શક્યો નહિ વિદ્યાર્થીઓ વિસ્મય પામી ગયા. ત્યાર પછી દરરોજ દેવતાઓને ઉદ્દેશીને નવા નવા શ્લોક રચીને પ્રિયંવદા પિતાને તથા વિદ્યાર્થીઓને સભળાવતી

પરણીને સાસરે ગયા પછી પણ પ્રિયવદાએ વાંચવાલખવાનો શોખ છોડી દીધો નહિ, પરંતુ ઉત્તરોત્તર તેની પ્રતિભા વિકસિત થતી ગઈ. તેનો સ્વામી સાધારણ બ્રાહ્મણ હતો, ઘરસંસારનું કામકાજ કરે એવું ઘરમા બીજું કોઇ નહોતુ. એટલે એ બધું કામ પ્રિયંવદાને પોતાને હાથેજ કરવું પડતું, વિદુષી હોવા છતા પણ ઘરસંસારના કામકાજને એ કદાપિ તુચ્છકારી કાઢતી નહિ. સ્વામીની સેવા, ઘરની સ્વચ્છતા પૂજાની તૈયારી, રસોઈ, અતિથિસેવા અને ગૌસેવા વગેરે કામો એ જાતેજ કરતી; અને એટલું બધું કામ કર્યા પછી જે ફુરસદ મળતી તેનો ઉપયોગ કાથાકુથલીમા ન કરતાં વિદ્યાધ્યયનમા કરતી. તેથીજ તેની કીર્તિ ઘણી વધી પડી છે. વિદ્યાના અભિમાનમા તે સાંસારિક કામકાજને દાસીના કામ તરીકે હલકાં ગણતા શિખી નહોતી, પણ જે હાથે સુદર કાવ્યની રચના કરતી તેજ હાથે સાવરણી પકડતા કદિ સંકોચાતી નહિ પ્રિયવદાના ઉદાહરણ ઉપરથી આપણી ઘણી શિક્ષિત બેનો શિખામણ લઇ શકશે.

પ્રિયવદા બાળપણથીજ મધુર સ્વરે ગાતી હતી તેથી તે પ્રિયવદા નામથી પ્રસિદ્ધ થઈ છે. સ્વામી ઉપર તેની અત્યંત ભક્તિ હતી. સ્વામીની વાતને તે વેદવાક્ય જેવી ગણીને માન આપતી. તેના સ્વામીને ઘણા વિદ્યાર્થીઓ હતા, પ્રિયવદા એ બધા વિદ્યાર્થીઓને પોતાને હાથે રાધીને જમાડતી તથા જનનીની માફક તેમનું પાલન કરતી તેઓ માંદા પડતા તો પોતાના પુત્ર સમાન ગણીને તેમની સેવાશુશ્રૂષા કરતી.

પ્રિયવદાની સ્મરણશકિત ઘણી તેજ હતી, એમ કહેવાય છે કે એ પખવાડિયામા તેણે અમરકોષ, સ્વાદિથી ચુરાદિ સુધીના ગણ અને મહાભારતમાના સાવિત્રી અને દમયંતીનાં મૂળ આખ્યાન કઠસ્થ કર્યા હતાં.

વિવાહિત જીવનમાં એ વાચવા લખવામા અધિક સમય ગાળી શક્તી નહિ, તોપણ જે થોડો અવકાશ મળતો તેમા એણે માર્કડેય પુરાણના મદાલસા આખ્યાનની દાર્શનિક ટીકા તથા મહાભારતના શાન્તિપર્વમાના મોક્ષ ધર્મની એક વિસ્તૃત ટીકા રચી છે. પ્રિયંવદાના હસ્તાક્ષર ઘણા સુદર હતા. એના સ્વામીએ કાશીથી સસ્કૃત અક્ષરમાં લખેલાં અનેક ગ્રથો આણ્યા હતા. પ્રિયવદાએ એ બધા ગ્રથોની બગાળી લિપિમા નકલ કરી હતી. (બંગાળામાં સસ્કૃત પણ બંગાળી લિપિમાં લખવાનો રિવાજ છે.) પ્રિયંવદાને પહેલા કાવ્યનો ઘણો શોખ હતો. એ કેવળ કાવ્યોજ વાંચ્યા કરતી, પણ

પરણ્યા પછી તેના સ્વામીએ તેમને દર્શનશાસ્ત્ર વાચવાનો શોખ લગાડયો હતો.

એક બગાળી બ્રાહ્મણની કન્યા આખા દિવસનું ઘરકામનું વૈતરૂં કરીને ફુરસદના વખતમા ઘરના ખુણામા એકાતમા સ્વામીના ચરણકમળ આગળ બેસીને, દર્શનશાસ્ત્રના કૂટ પ્રશ્નોનું સમાધાન કરવાનો પ્રયત્ન કરી રહી છે, સ્વામીના મુખમાથી નીકળતી શાસ્ત્રની વ્યાખ્યા સાભળવા માટે સુદરી ઉત્સુકતાપૂર્ણ નેત્રે તેમના મુખ તરફ એકાગ્ર દૃષ્ટિએ જોઈ રહી છે ! કેવું સરસ દશ્ય !!

## रत्न २१३ मुं–जानां बेगम



એ અબ્દુરરહિમખા ખાનખાનાની પુત્રી હતી. તે જેવી સુંદર હતી તેવીજ સદાચારી હતી. *તેના સૌન્દર્યની પ્રશસા એક દિવસ જહાગીર બાદશાહને કાને પહોચી અને તેણે એક દૂત મોકલીને તેની સાથે 'નિકાહ' પઢવાની (લગ્ન કરવાની) ઈચ્છા દર્શાવી, પરન્તુ એ સદાચારી સ્ત્રીએ પોતાના કમળ જેવા સુદર નેત્ર અને લાબા કાળા કેશ ઉખાડીને બાદશાહની પાસે મોકલી આપ્યા તથા કહેવરાવ્યું કે જે વસ્તુઓ ઉપર આપ મોહિત થઈ ગયા છો તેજ વસ્તુઓ આપની સેવામા હાજર છે

તેનુ સતીત્વ જોઈને બાદશાહ પોતાના મનમા ઘણો પશ્ચાત્તાપ કરવા લાગ્યો હતો, તથા ભરી સભામા એની પવિત્રતાની ઘણી પ્રશસા કરી હતી.

ધન્ય છે એવી સદાચારી સ્ત્રીને !

જાના બેગમનુ મૃત્યુ હિજરી સન ૧૦૭૦ મા થયુ

## रत्न २१४ मुं–सती अंबा



બાદશાહ જહાગીર જે સમયે દિલ્હીમા રાજ્ય કરતો હતો તે સમયે બુદીની ગાદી ઉપર રાવ રત્નસિંહ રાજ્ય કરતો હતો. રાવ રત્નસિંહને ચાર પુત્ર હતા ગોપીનાથ, માધોસિંહ, હરિજી અને જગન્નાથ આમાનો જ્યેષ્ઠ પુત્ર ગોપીનાથ તેમની હયાતીમ જ ગુજરી ગયો હતો એ રાજકુમાર ઘણોજ પરાક્રમી હતો, પર તુ એને વ્યભિચારનો કુછદ લાગ્યો હતો. રાજા રત્નસિંહે પોતાના રાજ્યમા વેપારને માટે ચ દેરીઆ જાતિના વ્યાપારકુશળ બ્રાહ્મણોને વસાવ્યા

હતા. એ બ્રાહ્મણોમાથી એકની સ્ત્રી ઘણી સુદર હતી. રૂપ, અને યૌવનમા રાજકુમાર અને એ ચ દેરી બ્રાહ્મણી સમાન હતા એક દિવસે દેવવશ બ નેની દષ્ટિ વિકારી થઇ ગઇ. કામદેવે બ નેના ઉપર પોતાનો પ્રભાવ જમાવ્યો ધીમે ધીમે કુમારે ગુપ્ત રીતે રાત્રિસમયે એ ચ દેરી બ્રાહ્મણને ઘેર પણ જવા માડયું. એક દિવસ એ બ્રાહ્મણીના પતિએ પોતાની આખે કુમારને જોયો. એણે પોતાની પત્નીને તથા રાજકુમારને એ વ્યભિચારની દશામાજ મજબૂત દોરીવતી ખાટલાની ઇસો સાથે એવા સખ્ત બાંધી દીધા કે સે કડો વાઘોનો શિકાર કરનાર રાજકુમારથી પણ એ સમયે જરા પણ ચસકાયુ નહિ. આ પ્રમાણે કુમારને બાધી લીધા પછી એમણે રાજમહેલમા જઇને પોકાર કર્યો કે ' ગરીબનવાજ, અમે એક દુષ્ટને અમારી ઇજ્જત લૂટતા પકડયો છે એને શી સજા કરવી ' રાજાએ તરતજ હુકમ આપ્યો કે ' કતલ ' રાજાનો હુકમ મળતા વારજ બ્રાહ્મણ ઘેર પહોચ્યો અને રાજકુમારનો તથા પોતાની પત્નીનો વધ કરી નાખ્યો રાવ રત્નને ખબર આપવામા આવી કે તેમના ગાદીવારસ ગોપીનાથને કતલ કરવામા આવ્યો પરાક્રમી જ્યેષ્ઠ પુત્રના અકાળ મૃત્યુથી એમને ખેદ તો ઘણો થયો પણ પોતાનુ વચન યાદ આવ્યાથી પુત્રનો ઘાત કરનાર બ્રાહ્મણને ક્ષમા આપી.

આ રાજકુમાર ગોપીનાથ એક આ ચરિત્રની નાયિકા સાથે પરણ્યો હતો. એ સિસોદિયા રાજપુત્રની કન્યા હતી અને અ બાબાઈ તેનું નામ હતું. એ ઘણીજ પતિવ્રતા સતી હતી, હમેશા સ્વામીના ભોજન કરી રહ્યા પછી પોતે જમતી પતિના દુ ખથી પોતે દુ ખી રહેતી અને પતિ પ્રસન્ન હોય તો પોતે સદા પ્રસન્ન રહેતી. પતિને દુ.ખ થાય અને પોતે સુખશાન્તિમા દિવસ નિર્ગમન કરે એ એને અસહ્ય થઇ પડતુ. રાજકુમારને એક સમય ઘણો સખત તાવ આવ્યો અને તેમને ૨૧ લાઘણ કરવી પડી. પતિવ્રતા સતી અ બાએ પણ ૨૧ દિવસ સુધી ઉપવાસ કર્યો હતો. એક દિવસ રાજકુમાર 'જગમ્મણિ' નામના હાથી ઉપરથી પડી ગયા એ જોઇને સતી અ બાએ અગાશી ઉપરથી પડતુ મૂકયુ અને એ પ્રમાણે પતિને જેટલી ઇજા થઇ હતી તેના કરતાં વધારે કષ્ટ ભોગવ્યું એક દિવસ ઓરડાના તાળાની કુ ચી ખોવાઈ ગઇ. બારણા ઉઘાડવાનો બીજો કોઇ રસ્તો નહિ સૂઝવાથી પરાક્રમી રાજકુમારે પોતાના ખભાની ટક્કી મારીને બારણું તોડી નાખ્યું. એ વખતે બારણા ઉપરના ત્રણ ખીલાઓ કુમારની જમણી ભુજામાં પેશી ગયા. એ જોઇને અ બાએ પણ છરી લઇને પોતાના હાથમા ત્રણ ઘા માર્યા. એ સંવત ૧૬૭૧ માં

પતિનુ મૃત્યુ થતા બે દિવસ અગાઉ સ્વર્ગલોકમા સિધાવી હતી. સતી અખંડ સૌભાગ્ય સાથે પોતાની અવદશા જોયા વગરજ મૃત્યુ પામી એ આપણી દૃષ્ટિએ તો મોટુ સદ્ભાગ્ય ગણાય પણ રાજપૂતોની વીર કથા આ લેખનાર મહા કવિ સૂર્યમલ્લ શોક કરે છે કે પતિની સાથે સતી થવાનુ સદ્ભાગ્ય એને પ્રાપ્ત થયુ નહિ કવિ કહે છે કેઃ–

> હુવ સાત દ્વૈ દિન કાતસો પહિલે વધુ યહ હાઈ,
> જરતી નતો સબ અઝાન્હે પરતી ચિતા પરજાઈ.

રાજકુમારને અગિયાર સ્ત્રીઓ હતી, જેમાની સાત પતિની સાથે સતી થઇ ગઇ હતી. ગોપીનાથને બાર પુત્રો હતા. જેમને રાવ રત્નસિંહે જાગીર કહાડી આપી જે હજુ સુધી 'કોટડી'ઓ નામથી ઓળખાય છે

## रत्न २१५ मुं–जांबुवती




મેવાડના પ્રસિદ્ધ રાણા જગત્સિંહની માતા હતી સંવત ૧૬૬૪ મા જગત્સિંહે તેના ગર્ભમા જન્મ લીધો હતો એ મેવાડની ગાદી ઉપર સંવત ૧૬૮૪ ઈ સ ૧૬૨૮ મા બેઠો હતો. ગાદીએ બેઠા પછી તે પણ હમેશા એ પોતાની માતાની સલાહ મુજબ ચાલતો જાંબુવતી ઘણી સમજુ અને રાજનીતિકુશળ સ્ત્રી હતી એ ઘણી પુણ્યાત્મા અને ધાર્મિક સ્ત્રી હતી મથુરા, વૃન્દાવન, દ્વારિકા, ઓરોપ્રયાગ, કાશી આદિ તીર્થોની તેણે યાત્રા કરી હતી અને ત્યાના પૂજારીઓને તથા બ્રાહ્મણોને પુષ્કળ દાન આપીને સંતુષ્ટ કર્યા હતા.

## रत्न २१६ मुं–करमेतीबाइ




કત કવિ મીરાબાઇના પવિત્ર નામથી તો ગુજરાતમાં સૌ કોઇ જાણીતું છે. મીરાબાઇના જેવીજ ભકિતવાળી, ધાર્મિક અને વિદુષી સ્ત્રી એક બીજી પણ થઇ ગઇ છે. તેનું નામ કરમેતીબાઈ હતું ભકતમાળ ગ્રન્થમાથી તેના જીવનનો કાંઇક આભાસ મળી આવે છે.

એ દક્ષિણ દેશમા ખાજલ નામના ગામડાના રહેવાસી પરશુરામ પંડિત

નામના એક રાજપુરોહિતની કન્યા હતી. પરશુરામ પરમ વૈષ્ણવ હતા. પિતાનો સત્સંગ બાળક કરમેતીબાઈને પણ લાગ્યો હતો.પરશુરામના શિક્ષણ અને ઉપદેશથી એ બાલ્યાવસ્થામાંથીજ પરમ વૈષ્ણવી બની હતી. શાસ્ત્રોનો મર્મ સમજાવવા માટે તથા વૈષ્ણવધર્મના તત્ત્વોનું રહસ્ય શિખવવા માટે પરશુરામે કરમેતીબાઈને રીતસર વિદ્યાભ્યાસ કરાવ્યો હતો. એ શિક્ષણને પ્રતાપે કરમેતીબાઈ ઘણી નાની વયમાં પંડિતા બની હતી. શિક્ષણની સાથે સાથે ધર્મ ઉપર તેનો વિશ્વાસ વધારે દૃઢ થતો ગયો.

સંસારના બંધનમાં ફસાવાની તેને ઈચ્છા નહોતી, પરંતુ પિતાના આગ્રહને વશ થઇને, પોતાની ઇચ્છા વિરુદ્ધ પણ તેને લગ્ન કરવું પડયું હતું.

કરમેતીબાઇ જેટલા દિવસ પિયેરમાં રહી તેટલા દિવસ તો તેણે સુખ અને આનંદમાં જીવન ગાળ્યું. તેને કોઇ પણ પ્રકારનું કષ્ટ ભોગવવું નહોતું પડતું રાત દિવસ આનંદમાં રહેતી અને હરિનું નામ લઇને તથા પૂજાપાઠ કરીને વખત ગાળતી, પણ સાસરે જતાં વારજ તે ચારે તરફથી અનેક પ્રકારના સંકટો અને ઉપાધિઓમાં ફસાઇ પડી સ્વામીની સાથે પણ તેને ઘણું ઉંચું મન થયું. કરમેતીબાઈ પરમ ભકત, વૈષ્ણવ અને સદાચારી હતી; ત્યારે તેનો પતિ વૈષ્ણવધર્મનો વિરોધી, દુષ્ટ સ્વભાવનો તથા ઘણો વિષયી હતો. કરમેતીબાઇ જેટલા ધર્મના અનુષ્ઠાન કરતી તેમાં તેનો પતિ વિઘ્ન નાખતો. કરમેતીબાઇને તેણે બીજી પણ ઘણી રીતે હેરાન કરી એથી કંટાળી જઇને કરમેતીબાઇ સ્વામીનો સંસર્ગ છોડી દઇને પિયેર જઈ વસી; પરન્તુ પિતાને ત્યાં પણ એ ઘણા દિવસ સુધી રહી શકી નહિ તેનો સ્વામી પાછો તેને પોતાને ઘેર તેડી જવા આવ્યો. એ વખતે કરમેતીબાઇ ઘણીજ ચિન્તાતુર થઇ. સ્વામીના ત્રાસમાંથી છૂટવાનો બીજો કોઇ ઉપાય નહિ સૂઝવાથી એણે પિતાને ઘેરથી નાસી જઇને વૃન્દાવન ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો એક અંધારી રાત્રે એ પોતાના શયનગૃહમાંથી બહાર આવી, તેણે જોયું કે ઘરમાં બધાં બારણાં બંધ છે, નાસી જવાનો માર્ગ નથી. આખરે તેણે સાહસ કરીને ઉપરથી નીચે કૂદકો માર્યો. આ પ્રમાણે ઘરની બહાર તો એ નીકળી શકી પણ વૃન્દાવન જવાનો રસ્તો એણે કદિ દેખ્યો નહોતો. કયાં જવું કયાં નહિ એનો લાંબો વિચાર કરવાનો એ અવસર નહોતો. ઉંચે શ્વાસે કરમેતીબાઇ સીધી ચાલવા લાગી.

પરશુરામ પંડિતે સવારના પહોરમાં કન્યાને દીઠી નહિ ત્યારે તેમના

ખેદનો પાર રહ્યો નહિ તેમણે રાજાની પાસે જઈને કરમેતીબાઈના ખોવાઇ ગયા સબધી ખબર આપી. રાજાએ તેની શોધમા ચારે તરફ સિપાઇઓ દોડાવ્યા. કરમેતીબાઈ એક મેદાનમા થઇને જઈ રહી હતી ત્યા આગળ તેણે લોકોની ગડબડ સાભળી. તેને ખબર પડી ગઈ કે પોતાની શોધમા સિપાહીઓ આવી રહ્યા છે. એ મેદાનમા ઝાડપાનનું નામનિશાન નહોતું કે જ્યા આગળ એ સતાઇ રહે બીજો કાઇ પણ ઉપાય નહિ સૂઝવાથી એ ઉચે શ્વાસે દોડવા લાગી થોડે દૂર ગયા પછી એક મરી ગયેલુ ઊંટ તેના દીઠામા આવ્યું, શિયાળ, કાગડા ગીધ વગેરે તેના શરીરમાથી માસ ખાઇ ગયા હતા. ખાલી હાડપિજર પડ્યુ હતું કરમેતીબાઇએ સિપાહીઓથી બચવાને માટે એ હાડપિજરમાજ આશ્રય લીધો. એમાથી પુષ્કળ દુર્ગધ આવી રહી હતી પણ તેની તેણે આ વખતે પરવા કરી નહિ રાજાના જે સિપાઇઓ તેની શોધમા નીકળ્યા હતા તેઓ તેનો એટલામા પત્તો નહિ લાગ્યાથી બીજી દિશામા જતા રહ્યા. એ લોકોના ગયા પછી કરમેતીબાઇ ઊટના હાડપિજરમાથી બહાર નીકળીને વૃન્દાવનના રસ્તે જવા લાગી રસ્તામા ભૂખ, તરસ, ઉજાગરો વગેરે અનેક જાતની અડચણો વેઠીને એ છેવટે વૃન્દાવન પહોચી. તેની ઘણા દિવસની આશા પૂર્ણ થઇ, હવે એ નિશ્ચિત થઇને વૃન્દાવનમા વાસ કરવા લાગી અને રાતદિવસ શ્રી કૃષ્ણની પૂજા-અર્ચના કરવા લાગી, તથા તેમનાજ પવિત્ર નામનો જપ કરીને જીવનને કૃતાર્થ કરવા લાગી.

કન્યાનો પત્તો નહિ લાગ્યાથી પરશુરામ ઘણોજ આકુળવ્યાકુળ થઇ ગયો. એ પણ ખાજલ ગામ છોડી દઇને પુત્રીની શોધમા નીકળી પડ્યો આખરે એ પણ વૃન્દાવનમા આવી પહોચ્યો અને ત્યા કરમેતીબાઇ સાથે તેનો મેળાપ થયો. તેણે જોયું કે કરમેતીબાઇ આખ મીંચીને ધ્યાનમા બેઠી છે. તેના બને ચક્ષુમાથી પ્રેમાશ્રુની ધારા દડદડ વહી રહી છે. તેના શરીર ઉપર એક દિવ્ય જ્યોતિ પ્રકાશી રહી છે કન્યાનુ આવું દેવી જેવુ સ્વરૂપ જોઇને પિતાએ તેની આગળ મસ્તક નમાવ્યુ

પરશુરામે કન્યાને ઘેર પાછી આવવા માટે ઘણોજ આગ્રહ કર્યો, પરન્તુ કરમેતીબાઇએ વિનયપૂર્વક પિતાને ના કહી. આખરે લાચાર થઇને પરશુરામ આખના આસુ લૂછતો લૂછતો ઘેર પાછો ગયો કન્યાનો સઘળો વૃતાન્ત તેણે જઇને પોતાના રાજાને કહ્યો.

એ ગામનો રાજા પણ ઘણો ભગવદ્ભક્ત હતો કરમેતીબાઈની અનન્ય

કૃષ્ણભક્તિના સમાચાર સાભળ્યાથી તેના મનમા કરમેતીબાઈના દર્શન કરવાની ઇચ્છા ઉત્પન્ન થઈ. એ ઇચ્છા પૂર્ણ કરવા સારૂ એ વૃન્દાવન ગયો. ત્યા આગળ ભક્ત કરમેતીબાઇના દર્શન કરીને અત્યંત પ્રસન્ન થયો. તેણે કરમેતીબાઇના નિવાસ સારૂ વૃન્દાવનમા એક કુટીર બધાવી આપવાની ઇચ્છા જણાવી, પણ નવુ મકાન બધાવવામા અનેક જીવજંતુઓનો નાશ થશે એમ ધારીને કરમેતીબાઇએ નવો આશ્રમ બંધાવવાની સાફ ના કહી એ ઉપરથી રાજાએ એક તૈયાર મકાનમા કરમેતીબાઇનો આશ્રમ બનાવી આપ્યો.

કરમેતીબાઇની ભગવદ્ભક્તિની પ્રશસા આજદિન સુધી વૈષ્ણવોમા થયા કરે છે. વૃન્દાવન ધામમા બ્રહ્મકુડ ઉપર આજદિન સુધી કરમેતીબાઇની કુટીરનુ ખડેર જોવામા આવે છે, જે ‘ કરમાબાઈકી કુટી'ના નામથી પ્રખ્યાત છે.

# रत्न २१७ मुं–राणी मृगनयनी



દેશના ઘણા થોડા મનુષ્યો રાણી મૃગનયનીનુ નામ જાણે છે. એ ગુજરાતના રાજાની પુત્રી અને ગ્વાલીયરના તોમર વશના રાજા માનસિહની રાણી હતી. માનસિહ લગભગ સોળમી શતાબ્દીમા થઈ ગયો છે, કારણ કે શાહજહા બાદશાહના વખતના લ કારાય નામના એક લેખકે પોતાના ઇતિહાસમા લખ્યુ છે કે રાજા માનસિહને ઘણી રાણીઓ હતી,પરતુ એ સર્વમા રાણી મૃગનયની રૂપ અને ગુણમા સૌથી શ્રેષ્ઠ હતી રાણી મૃગનયની ઘણી ખુબસુરત હતી એટલુજ નહિ પરતુ એ સગીતવિદ્યામા ઘણીજ પ્રવીણ હતી. રાજા માનસિહને ગાનવિદ્યાનો ઘણોજ શોખ હતો સકીર્ણ રાગ રાણી મૃગનયની ઘણોજ સરસ ગાતી હતી તેથી રાજા તેના ઉપર ઘણોજ પ્રસન્ન રહેતો હતો. મૃગનયનીએ સગીતવિદ્યા ઉપરના પોતાના અસાધારણ કાબૂને લીધે કેટલાએ નવા રાગ શોધી કહાડીને પ્રચલિત કર્યા ગુર્જર, બહલિગુજારી, માલગુજારી એ વગેરે રાગો એના નામથી પ્રસિદ્ધ છે. કેટલાક લોકો તો એમ કહે છે કે મૃગનયનીની ગાનવિદ્યાની પરીક્ષા કરવા માટે સગીતાચાર્ય તાનસેનજી પણ ગ્વાલિયર પધાર્યા હતા અને ત્યાજ પોતાનું પાછલુ જીવન વ્યતીત કર્યું હતું; પરન્તુ એ વાત વિશેષ વિશ્વાસયોગ્ય નથી.

# रत्न २१८ मुं–आराम



એ બાદશાહ જહાંગીરની પત્ની હતી તેનું ખરૂં નામ દિલારામ હતું એ ઘણી સુશિક્ષિત અને ચતુર સ્ત્રી હતી ફારસી ભાષામા તેણે સારી પ્રવીણુતા પ્રાપ્ત કરી હતી. એ ભાષામા તેણે રચેલા કાવ્ય પણ મળી આવે છે કવિતામા તેનું તખલ્લુસ ( સંજ્ઞા અથવા ધારણ કરેલુ નામ ) આરામ હતું શેતરંજની રમતમા એ ઘણી પ્રવીણ હતી. એક વખત જહાંગીર કોઇ શાહજાદા સાથે શેતરંજ રમવા બેઠો હતો. બંને જણાએ એવી શરત કરી હતી કે જે કોઈ હારે તે પોતાની બીબી સામા ધણીને આપી દે. દૈવસ યોગે જહાંગીરના દાવ ઉલટા ચાલવા લાગ્યા, તેને ખાત્રી થઈ કે હાર પોતાનીજ થશે એ ઘણી ચિંતામા પડયો અને પોતાની બેગમોને પૂછયુ કે કહો હવે તમારામાથી કોને આપી દઉ ? તેની ત્રણે બેગમોએ કાંઈને કાંઇ બહાનું કહાડીને પોતાને નહિ આપી દેવાની વિનતી કરી, પરન્તુ પ્રવીણ બેગમ દીલારામે એક સુંદર દ્વિઅર્થી ફારસી પદ કરીને એ રમતમા હવે કેવી રીતેદાવ ખેલવા તે સૂચવી દીધુ જહાંગીરે તેની સૂચના પ્રમાણે દાવ ખેલ્યા એટલે તનીજ જીત થઇ.

# रत्न २१९ मुं–नादिरा बेगम



ના દિરા બેગમ અથવા નાદિરા બાનુ શાહજાદા પરવીઝની પુત્રી અને મહાન મોગલ સમ્રાટની પૌત્રી તથા દૌહિત્રી થતી હતી. શાહજહાનના જયેષ્ઠ પુત્ર દારા શિકોહની સાથે તેનું લગ્ન થયું હતું. (હિજરીસન ૧૦૪૩) તેના ગર્ભથી ત્રણ પુત્ર અને એક કન્યા જન્મ્યા હતાં. નાદિરા બેગમ પુણ્યાત્મા સ્ત્રી હતી અલ્હાબાદની પાસે એણે બેગમ સરાય નામનું ગામ વસાવ્યું હતું. દારા શિકોહ પિતાનો પક્ષપાતી તથા હિન્દુ ધર્મ ઉપર પ્રીતિ ધરાવનારો હોવાથી ઔરંગઝેબ એને પોતાનો કટ્ટર શત્રુ અને પાપી કાફર ગણતો ઔરંગઝેબે દારા શિકોહને જ્યારે કેદ કર્યો, ત્યારે આ પતિપરાયણા સ્ત્રી તેની સાથેજ હતી. તેના સહવાસ અને પ્રેમમય શુશ્રૂષાને લીધે દારાને કેદખાનાનું દુઃખ બિલ-

કુલ જણાતું નહોતું એક વખત દારા નાના ભાઈ ઔરંગઝેબના ત્રાસથી છૂટવાને પત્ની તથા બાળકો સહિત અફગાનિસ્તાન તરફ નાઠો હતો. માર્ગમા બોલનની ખીણમા એક જમીનદારના ઘરમા તેમણે આશ્રય લીધો. ત્યા આગળ નાદિરાબેગમને ઝાડાનો રોગ લાગુ પડયો, અને ત્યાજ એનું મરણ થયું. દારાના શોકનો પાર રહ્યો નહિ. આખા જીવનમાં દુઃખના સમયમા એને સલાહ અને મદદ આપનાર એ એકજ વ્યક્તિ હતી. આવા જગલમા જ્યાં એનું પોતાનું કોઈ નહોતું એવા સ્થાનમા પત્નીનું અકાળ મૃત્યુ નીપજ્યું, એ વિચારથી દારાના હોશકોશ ઉડી ગયા, અને એ ગાંડા જેવો થઈ ગયો.

મોગલ વંશના મનુષ્યોમા એક ગુણ સાધારણ જોવામા આવ્યો છે કે વિદેશી હોવા છતા પણ એમણે હિન્દનેજ સ્વદેશ માન્યો હતો, અને માતૃભૂમિ પ્રત્યે મનુષ્યને જે ભક્તિ હોવી જોઈએ તે ભક્તિ એમને ભારત પ્રત્યે હતી. નાદિરા બેગમના હૃદયમા પણ હિન્દની પવિત્ર ભૂમિ પ્રત્યે એજ સન્માન અને ભક્તિ હતા મૃત્યુ પહેલા એની છેવટની અભિલાષા એજ હતી, કે એના દેહને હિન્દુસ્તાનની પવિત્ર જમીનમાજ દફનાવવામા આવે. દારાએ એ દિવસ પછી એની એ ઈચ્છા પૂર્ણ કરી. પોતાના એક વિશ્વાસુ સેવકની સાથે એણે પત્નીના શબને લાહોર મોકલ્યુ ત્યા એના ગુરુ, પ્રખ્યાત સન્ત મિયા મીરના કબરસ્તાનમા એને સદાને માટે સૂવાડવામા આવ્યુ. ૧૦૬૬ હિજરીમા એ પતિવ્રતા બાનુએ આ નશ્વર સંસારનો ત્યાગ કર્યો હતો.

## रत्न २२० मुं–नजीरुन्निसा बेगम




શાહજાદા શિકોહની પરમપ્રિય અને સતી સાધ્વી બેગમ હતી. એનો જન્મ શાહજહાના સમયમા એક સાધારણ કુટુંબમા થયો હતો, પરંતુ એ ઘણી રૂપવતી હોવાથી શાહજહા બાદશાહે તેને પોતાના અંતઃપુરમા દાસીનું કામ કરવા સારૂ રાખી. રૂપમા અદ્વિતીય હોવા ઉપરાંત એ બાલિકા નાચ અને ગાનવિદ્યા પણ સારી રીતે જાણતી હતી. બાદશાહ એના નૃત્ય અને ગીતથી ઘણા પ્રસન્ન થતા હતા. એ બાલિકાનું નામ એ વખતે ‘ રાનાદિલ’ હતું.

શાહજહાનના લાડકા પુત્ર દારા શિકોહે એક દિવસ રાનાદિલને જોઈ. એનું છટાયુક્ત ભોળું મુખ જોઈને એ મુગ્ધ થઇ ગયો. એના કોકિલ કંઠ-

માથી નીકળતા સુદર ગાયન સાભળ્યા પછી એ પોતાના જીવને રોકી ન શકયો. એના નયનને તૃપ્તિ આપનારા નૃત્યને જોઇને એ તન્મય થઇ ગયો. એણે રાનાદિલ ઉપર પોતાનુ હૃદય નોછાવર કરી દીધુ. એ રાનાદિલને પોતાની અર્ધાંગિની બનાવવાને અધીરો થઇ ગયો, પણ દિલ્હીશ્વરને એ સબધ કેવી રીતે પસદ આવે ? કયા દિલ્હીના ચક્રવર્તી બાદશાહનો શાહજાદો દારા અને કયા આ ગરીબ ઘરની દાસી ! દારા શિકોહના સદ્‌ગુણોને લીધે બધા એના ઉપર પ્રસન્ન રહેતા હતા પિતાને તેમજ પ્રજાજનોને એ પ્રિય હતો. બાદશાહનો પ્યાર બીજા શાહજાદાઓ કરતા એના ઉપર અધિક હતો બાદશાહે જ્યારે જોયું, કે રાનાદિલ વગર દારાને દુ.ખ થાય છે, ત્યારે એમણે ' નિકાહ ' કરી લેવાની રજા આપી ઘણી ધામધમથી બન્નેનું પાણિગ્રહણ થયું દાસી રાનાદિલને પત્નીરૂપે પામ્યાથી દારાએ પોતાના જીવનને સફળ માન્યું યુવરાજ એને પ્રેમથી " નજીરુન્નિસા ' કહેતો હતો. શાહજાદાની બધી બેગમોમા એ સૌથી વધારે ખૂબસૂરત હતી

નજીરુન્નિસાના જીવનના વચલા ભાગમા જાણવા યોગ્ય કાઇ બનાવ નથી એટલું કહેવું પૂરતું છે, કે એક પવિત્ર સતી સાધ્વીએ જે પ્રકારે તન-મનધનથી પતિની સેવા કરવી જોઈએ તેવીજ રીતે એણે કરી. એના જીવનનો અતકાળ બહુ દુ.ખમય અને દયાજનક છે. પણ દુખમાજ માણસના સદ્‌ગુણની કસોટી થાય છે એ કસોટીમા નજીરુન્નિસા સો ટચનું સુવર્ણ સાબિત થઈ માટેજ આજે અમે એનું ચરિત્ર લખવાનો શ્રમ લઇ રહ્યા છીએ.

નજીરુન્નિસાનો પતિ દારા શિકોહ બાદશાહ શાહજહાનો જ્યેષ્ઠ પુત્ર હતો એ ઘણો વિદ્વાન તથા દાનશીલ હતો સસ્કૃત ભાષા અને હિદુધર્મનો એણે અભ્યાસ કર્યો હતો. એને પરિણામે હિદુઓ પ્રત્યે એને સહાનુભૂતિ હતી રૈયતનો તેમજ પિતાનો એના ઉપર ઘણો પ્રેમ હતો, પરંતુ ધર્માધ અને રાજ્યલોભી ઔરગઝેબને મનથી તે કાફિર અને પોતાના માર્ગમા આડખીલીરૂપ હતો પિતાને કેદ કરી એણે નાસી ગયેલા દારાને પંજાબની સરહદ ઉપરથી પકડી મગાવી દિલ્હીમા એનો વધ કરાવ્યો, તથા એની બેગમો અને દાસીઓને કેદ કરી આપણી ચરિત્રનાયિકા નજીરુન્નિસાને પણ પતિના મૃત્યુ પછી કેદખાનામા પૂરવામા આવી હતી, પરંતુ તેના અતિશય રૂપલાવણ્ય ઉપર દયા આણીને ઔરગઝેબે તેને ખાસ સગવડો કરી આપી હતી તેના ઓરડામા વિલાસની બધી સામગ્રીઓ રાખ-

વામા આવી હતી, પણ સતીને મનથી હવે એ બધી વિલાસસામગ્રીઓ નકામી અને દુ.ખદાયી હતી. સૌભાગ્યની સાથેજ એ પદાર્થોની કદર હતી. હવે તો એને દેખીને બળવાનું હતું નજીરુન્નિસા પતિના વિરહની આગથી બળી રહી હતી. એનું લોહી પાણી થઇને અશ્રુના રૂપમા વહી રહ્યું હતું. એનો એજ રંગમહેલ હતો, એની એજ વિલાસની સામગ્રીઓ હતી, પણ સ્વતં-ત્રતા કયા હતી? હવે એ દારા શિકોહની સ્વતંત્ર અને પ્રિયતમા બેગમ નથી રહી કેદી છે જે બાદીઓ એની આજ્ઞા ઉઠાવવાને તત્પર રહેતી હતી તેજ આજે પહેરો ભરી રહી હતી

ઔરંગઝેબને એટલેથીજ સંતોષ ન થયો. એ એક દિવસ શાહી કેદીઓને જોવા ગયો. ત્યા દારાની સુંદર બેગમોને જોઇને એણે હુકમ આપ્યો કે એમને બધીને બાદશાહના અંતઃપુરમાં દાખલ કરો અને બાદશાહની સાથે નિકાહ પઢાવી દુનિયાનો લ્હાવો લેવા દો દારાની પતિવ્રતા વડી બેગમ અને તેના ત્રણે શાહજાદાની માતા નાદિરા બેગમ તો પતિની હૈયાતીમાજ સૌભાગ્ય લઇને ખરી સહધર્મિણી તરીકે, પતિના દુઃખમા ભાગ પડાવતા પડાવતા, ભારતની ઉત્તર સરહદ ઉપર મરણ પામી હતી એટલે એ તો ઔરંગઝેબના અત્યા ચારથી બચી ગઈ બીજી બેગમો અને ઉપપત્નીઓએ પ્રાણભય, રાજ્ય-લોભ અને વિલાસલાલસાને લીધે ઔરંગઝેબનો હુકમ માની લીધો, પણ નજીરુન્નિસાએ એ અનુચિત આજ્ઞાની જરા પણ પરવા ન કરી. ઔરંગઝે-બની એવી નીચતાથી એને ઘણુંજ માઠું લાગ્યું. પાતિવ્રત ધર્મે તેના હૃદયમા બળ આપ્યું. અને એ ભાવી વિપત્તિની સામે થવાને સબળા બનીને તૈયાર થઈ.

નજીરુન્નિસાએ બાદીની મારફતે પૂછાવ્યું, કે બાદશાહ શા સારૂ મને પોતાના મહેલમા બોલાવવા માગે છે? ઉત્તર આવ્યો, કે એ આપના રૂપ-લાવણ્ય ઉપર મુગ્ધ છે. એમની ઇચ્છા છે કે આપ એમની બેગમ બનીને અંત.પુરને શોભાવો. એ શબ્દો સાભળીને એના રોમેરોમમા ક્રોધ વ્યાપી ગયો, પણ બંદીખાનામા પડેલી અબળા શું કરી શકે? તેણે ફરીથી પૂછાવ્યું કે બાદશાહ મારા ઉપર શા સારૂ મોહી ગયા છે? દુનિયામાં બીજી ઘણીએ સુંદરીઓ પડી છે. એના ઉત્તરમા બાદશાહે કહેવરાવ્યું કે "મને તમારો નાગની ફેણ જેવો લાંબો ચોટલો ઘણોજ પસંદ આવ્યો છે. મે જ્યારથી તમને જોયા છે ત્યારથી એ અંબોડારૂપ કાળો નાગ મારા હૃદયને દંશ મારી રહ્યો છે. જ્યારે એને પ્રાપ્ત કરીશ ત્યારેજ મને નિરાત વળશે." એ

સાભળીને નજીરુન્નિસાએ કાતર લઈને પોતાના રેશમ જેવા સુવાળા કાળા અને ખુબસુરત વાળને કાપી નાખીને બાદશાહની પાસે મોકલી આપ્યા, તથા સદેશો કહાવ્યો, કે લો, હજુર, જે વાળોએ આપનું દિલ બેચેન કરી દીધું હતું, તે આપની સેવામાં હાજર છે. એને સભાળીને રાખજો. આશા છે કે એનાથી આપના કલેજાને ઠડક વળશે અને આપ ખુદાની ખાતર મને નહિ સતાવો !"

બીજો કોઈ હોત તો સાધ્વી નજીરૂન્નિસાનું આ સતીત્વ જોઈને પ્રસન્ન થઇ જાત, અને પોતાની કુચેષ્ટાઓ માટે પસ્તાવો કરત, પણ ઔરંગઝેબ ઉપર એની કાંઈ અસર થઈ નહિ એણે સદેશો લાવનારી બાદી આગળ એના રૂપની પ્રશંસા કરીને કહ્યું કે બેગમની નરગીસ જેવી આંખો અને ગુલાબના જેવા ગાલો ઉપર હું આફરીન છું. તમે મારી દયા આણીને મારી બેગમ બનવાનો સ્વીકાર કરો તમે મારી વિનતિ નહિ માનો તો યાદ રાખજો કે જે દશા તમારા પતિની થઇ છે, તેજ તમારી કરવામા આવશે."

ઔરગઝેબના આ શબ્દોથી સતીના ક્રોધાગ્નિમા ઘી રેડાયુ. એને પોતાના પ્રિય સ્વામીનું સ્મરણ વધારે તાજું થઈ આવ્યુ. ઓરગઝેબે એ પ્રિયપતિ સાથે કરેલા ઘાતકી અત્યાચારનુ દશ્ય તેની આખ આગળ ખડુ થયુ. એણે નિશ્ચય કર્યો હતો, કે જીવ જાય તો ભલે જાય, પણ આ દેહ મારા પતિની હત્યા કરનાર પાપીના હાથમા કદિ નહિ જવા દઉં. પતિવિરહથી વ્યાકુળ બનેલી મુજસમી દુ:ખી વિધવાને પ્રાણ જવાનો ભયજ શાને હોય ! ભલે કાલે ફાસી દેતો હોય તો આજ દે !

એણે પોતાનો ક્રોધ પ્રગટ કરનારો એક પત્ર ઔરંગઝેબને લખ્યો, અને તેના અધમ વિચાર માટે ઘણો ઠપકો આપ્યો, એટલુંજ નહિ પણ એક ધારવાળા છરાવડે પોતાના ગુલાબી ગાલોમાં ઠેકાણે ઠેકાણે ઘા માર્યા, અને તેમાથી વહેતા લોહીનો એક કટોરો ભરીને બાદશાહની પાસે મોકલ્યો.

કટોરો જોઇને તથા પત્ર વાચીને ઔરંગઝેબ સ્તબ્ધજ થઇ ગયો. નજીરુન્નિસાનુ પાતિવ્રત્ય જોઈને એ છક્ક થઈ ગયો. એ કામાધ અને અત્યાચારી બાદશાહને પણ ધર્મ અને સત્યનું બળ રાખનારી અબળાને હાથે હાર ખમવી પડી કહેવાય છે, કે જ્યાસુધી નજીરુન્નિસા જીવતી રહી ત્યાંસુધી ઔરગઝેબ એને ઘણા માન અને ભક્તિભાવની દષ્ટિથી જોતો રહ્યો *

---

* જુઓ પ્રોફેસર જહુરબખ્શ કૃત "મુસ્લિમ મહિલારત્ન"

# रत्न २२१ मुं–जोधपुरी



એ રૂપસિંહ રાઠોડની કન્યા અને મેવાડના પ્રસિદ્ધ રાણા જયસિંહની રાણી હતી. એ કુળની બીજી સન્નારીઓની પેઠે જોધપુરી રાણી પણ ઘણી સદાચારી પતિવ્રતા અને પરોપકારી હતી. પ્રજા ઉપર તેનો ઘણો સ્નેહ હતો અને તેને મદદ કરવા એ સદા તત્પર રહેતી સંવત ૧૭૩૨ માં તેણે ત્રીસ હજાર રૂપિયા ખરચીને એક સુંદર વાવ રાજનગર ગામમાં બંધાવી હતી, જે આજદિન સુધી તેના પ્રજાપાલન અને પરોપકારવૃત્તિનું ભાન કરાવે છે

# रत्न–२२२ (सम्राज्ञी) मुमताजमहाल



આ પ્રસિદ્ધ શહેનશાહબાનુનું મૂળ નામ આરજમંદ બાનુ બેગમ હતું. પાછળથી જ્યારે એ શહેનશાહની મહારાણી બની ત્યારે એનું નામ મુમતાજમહાલ રાખવામાં આવ્યું

આ સૌભાગ્યશાળી બેગમ મિરઝા ગ્યાસબેગ તેહરાનીની દૌહિત્રી હતી. મિરઝા ગ્યાસબેગ દીલ્હીશ્વર જહાંગીર બાદશાહનો મુખ્ય મંત્રી હતો. મુમતાજમહાલના પિતાનું નામ ઇમાનુદ્દૌલા આસફખાન હતું. મુમતાજમહાલ જગદ્વિખ્યાત સુંદરી નૂરજહાન બેગમની ભત્રીજી હતી.

મુમતાજમહાલનો જન્મ ઇ૦ સ૦ ૧૫૯૪ માં થયો હતો. એ અસામાન્ય રૂપવતી સ્ત્રી હતી, તેમજ તેની બુદ્ધિ પણ ખૂબ તીક્ષ્ણ હતી, તેના પિતાએ તેને ભણાવવા ગણાવવાનો સારામાં સારો બંદોબસ્ત કરવામાં કાંઇ કચાશ રાખી નહોતી. એટલા માટે શહેનશાહ જહાંગીરે બાલિકા આરજમન્દનાં રૂપ, ગુણ બાદશાહી ખાનદાનને છાજે એવાં જોઇને, પોતાના પુત્ર શાહજહાં સાથે ઇ૦ સ૦ ૧૬૧૨ માં તેનો વિવાહ કરી દીધો. એ વખતે યુવરાજ શાહજહાંની ઉંમર વીસ વર્ષ ને અગિયાર મહિનાની હતી. આરજમંદની ઉંમર ઓગણીસ વર્ષ અગિયાર માસ અને તેર દિવસની હતી. શાહજહાની સાથે વિવાહ થયા પછી આરજમંદ બાનુ મુમતાજમહાલના નામથી ઓળખાવા લાગી.

એ અગાઉ શાહજહાનનું લગ્ન ઈરાનના મિરઝા મુજફ્ફર હુસેનની કન્યા કન્દહારી બેગમ સાથે થયું હતું; પણ મુમતાજમહાલે સૌન્દર્ય અને બુદ્ધિ-

મત્તાથી શાહજહાનના ચિત્તને પૂરેપૂરૂં હરી લીધુ હતુ. બાદશાહના આખા હૃદય ઉપર મુમતાજમહાલનું રાજ્ય વિસ્તાર પામ્યુ હતું. કન્દહારી બેગમ તો નામમાત્રનીજ બેગમ હતી.

જે ગુણને લીધે નૂરજહા બેગમે જહાગીર બાદશાહના ચક્ષુ તથા હૃદયનું આકર્ષણ કર્યું હતુ, તેજ ગુણને લીધે મુમતાજમહાલે શાહજહાને વશીભૂત કર્યો હતો નૂરજહા અને મુમતાજમહાલ સરખામણીમા એક બીજાથી ઉતરે એમ નહોતા. ઇતિહાસમા નૂરજહા બેગમની અક્ષય કીર્તિ અસાધારણ છે, અને પૃથ્વીના વૃક્ષ.સ્થળ ઉપર મુમતાજમહાલની પ્રત્યક્ષ સ્મારક સ્વરૂપ 'તાજમહેલ'ની કીર્તિ પણ અસાધારણ અને અતુલનીય છે

શાહજહા યુદ્ધ અને વિગ્રહને સમયે પણ બેગમ મુમતાજમહાલને પોતાની સાથે રાખતો હતો નૂરજહા જે પ્રમાણે જહાગીરને રાજકાર્યમા સહાય આપતી તે પ્રમાણે મુમતાજમહાલ બેગમ પણ પતિને તેના કામકાજમા મદદ કરતી મુમતાજમહાલ કોઈની અરજી મજુર ના કરે તો બાદશાહ કાંઈ કરી શકતો નહિ દરેક કામમા શહેનશાહ મુમતાજમહાલની સલાહ લેતો

પ્રાત સ્મરણીય મુમતાજમહાલ બેગમ બાદશાહની પ્રિયતમ રાણી હતી એમનો અન્યોન્ય પ્રેમ ઘણોજ મધુર હતો. એમના દાંપત્યજીવનમા, તથા એમના પવિત્ર પ્રેમમા મલિનતાએ કોઈ પણ દિવસ પ્રવેશ કર્યો નહોતો. શાહજહા અને મુમતાજ જાણે એકજ કળી ઉપર ફુટી નીકળેલા બે પુષ્પ હતા.

મુમતાજમહાલના પતિપરાયણ પ્રેમી હૃદયમા દયાનો ભડાર ભર્યો હતો. ગરીબોની અરજી સાભળીને તેમને દિલાસો આપવો, વિધવાઓ અને અનાથોની ખબર રાખવી અને ગરીબ કન્યાઓને પરણાવી આપવી એ તો તેના રોજના નિયમિત કાર્ય હતાં. તેની દયાને લીધે કેટલાક ખુનીઓ અને લાબા વખતની સજા પામેલા કેદીઓને પણ છૂટકારો મળતો.

ઈ૦ સ૦ ૧૬૩૦ મા બુરહાનપુરમાં મુમતાજમહાલ પ્રસવવેદનાથી પીડાવા લાગી, થોડી વારમાજ સતાનનો જન્મ થયો, પણ પીડા વધતીજ ગઇ. આખરે રાત્રે ત્રણ વાગે તેની દશા ઘણીજ ખરાબ થઈગઇ મુમતાજમહેલે એ વખતે જીવવાની આશા છોડી દીધી અને બાદશાહને બોલાવવા માટે પોતાની કન્યા જહાનારાને હુકમ આપ્યો. બાદશાહ આકુળવ્યાકુળ થઈને આવ્યો અને મુમતાજમહાલનું માથુ ખોળામા લઇને બેસી રહ્યો.

મુમતાજમહાલની પતિભક્તિ અતુલનીય હતી. તેણે પોતાના સદ્ગુણોને

લીધે શહેનશાહ શાહજહાના હૃદયને પોતાનુ કરી લીધુ હતું એ મૃત્યુ સમયે સ્વામીના ખોળામા માથુ મૂકીને આખોમાથી અશ્રુધારા વહેવરાવતી પતિને કહેતી હતી ' સ્વામિન્ ! મારી જીંદગી પૂરી થઇ છે, હવે જીવવાની આશા ફોગટ છે. આખી જીદગી સુધી તમારો જે પ્રેમ અનુભવ્યો છે, તેનો બદલો વાળવાની શક્તિ મારામા નથી. હુ તમારા પ્રેમસાગરમા ગળાસુધી ડૂબેલી હતી એ વાત હુ જગત્મા મારી બહેનોને બતાવી શકી નહિ એજ મને અફસોસ થાય છે વહાલા ! મારા દેવતા ! તમારી પ્રેમાધીન દાસીની કબર ઉપર તમારા પ્રેમનું ચિન્હ આકજો ! દુનિયાના લોકો એ જોઈને પ્રેમ અને ભક્તિ સાથે તમારૂ નામ યાદ રાખશે. હુ તો જાઉં છું, પણ મારો આગ્રહ છે, કે મારા છોકરાઓને સ્નેહપૂર્વક પાળજો અને મારા વૃદ્ધ માતપિતાની ખબર રાખજો વિદાય દો ! વહાલા ! વિદાય દો ! તમારાજ ખોળામા, તમારાજ પ્રેમસુખમા હુ મરીશ અને પાછી બહિસ્તમા તમનેજ મળીશ. બાદશાહ મુમતાજમહાલના આ કરુણાજનક વચનો સાભળી ધીરજ છોડી દઇને રોવા લાગ્યો. મુમતાજમહાલ ધરાઈને પતિને જોતી જોતી બેભાન થઇ ગઇ. થોડી વાર પછી ભાન આવ્યુ, એની એ પ્રેમવાર્તાની અન્તિમ વિનતિ કરતાં કરતા એનો કઠ રૂધાઇ ગયો, આખો મીચાઇ ગઇ અને પ્રાણ બહાર નીકળી ગયો ! બાદશાહનુ માથુ ભમવા લાગ્યુ જીવનની ઉત્તમમા ઉત્તમ સહચરીને આમ એકાએક ખોઇ બેસવાથી એ વ્યાકુળ થઇને છાતીફાટ રુદન કરવા લાગ્યો આ શોકજનક બનાવથી શહેનશાહના હૃદયમા એવો ઉંડો ઘા લાગ્યો હતો કે બે વર્ષ સુધી એણે કોઇની સાથે મેળાપ ન કર્યો એકાતમા એકલો બેસીને આસુની નદીઓ વહેરાવ્યા કરતો પહેલેથીજ બાદશાહના માથાના કોઇ કોઈ વાળ પાકી ગયા હતા, પણ મુમતાજમહાલના વિરહની ચિન્તામા એ થોડાકજ દિવસમા તેના બધા વાળ સફેદ થઈ ગયા.

મુમતાજના પ્રેમમા બાદશાહ ડૂબી ગયેલો હતો. બુરહાનપુરથી તેના શબને આગ્રામા આણવામા આવ્યુ. બેગમની મૃત્યુ સમયની ઇચ્છા બાદશાહ વિસરી ગયો નહોતો. તેણે તેની છેવટની વાસના અક્ષરે અક્ષર પૂરી કરી.

આગ્રા શહેરમા સુંદરી મુમતાજમહાલની સમાધિ છે. ભારતેશ્વર શહેનશાહ શાહજહાને પોતાની પ્રિયતમા રાણીની સમાધિ ઉપર એક એવો સુંદર મહેલ બનાવ્યો છે, કે જે સૌન્દર્ય અને શિલ્પનૈપુણ્યને માટે આખી પૃથ્વીમાં અદ્વિતીય છે પતિવ્રતા બેગમ મુમતાજમહાલના નામ ઉપરથી એ સમાધિનું

નામ 'મુમતાજમહાલ' પાડવામા આવ્યુ. આજકાલ તાજમહાલ નામથી એ સ્થાન જગપ્રસિદ્ધ થયુ છે.

મુમતાજમહાલને આઠ પુત્ર અને છ કન્યા જન્મ્યા હતા, પણ એના મૃત્યુ સમયે ફક્ત સાત પુત્ર અને એક કન્યા જીવતા હતા

મુમતાજમહાલનુ સ્મારક ચિન્હ 'તાજ મહાલ' જમુના નદીના કિનારા ઉપર છે. યમુના નદીને કિનારે ઉભા રહી તેનુ અસીમ સૌન્દર્ય નિહાળતા મુગ્ધ થઇ જવાય છે તાજમહેલ આખને ખુશ કરે તથા ચિત્તને વિનોદ આપે એવા કિમતી પત્થરોનો અને રત્નનો બનાવેલો છે. રત્નોથી એ એવો સુશોભિત હતો કે અ ધારી રાતમા પણ મહેલ દિવસની માફક ઝગઝગી રહેતો હતો, પણ દિલગીરીની વાત એ છે કે એ બધા રત્નો હવે ખોવાઇ ગયાં છે, અને તેને બદલે સામાન્ય પત્થર ગોઠવવા પડયા છે

બાદશાહે એ મહેલ બ ધાવવામા પાણીની માફક પૈસો વાપર્યો છે. અરબસ્તાન, બગદાદ, મિસર, સિ હલદ્વીપ, કુમાયુન વગેરે દૂર દૂરના દેશોમાથી એને માટે કિમતી સામગ્રી મ ગાવામાં આવી હતી બબ્બે હજાર રૂપિયાના માસિક પગારના કેટલાએ કારીગરો એમા કામે લાગ્યા હતા

તાજમહાલ બાંધવામા ચાર કરોડ, અગિયાર લાખ, અડતાળીશ હજાર આઠસો છવ્વીસ રૂપિયાનુ ખર્ચ થયું હતું તે ઉપરાત મણિમુક્તા ખરીદવામા કેટલાએ કરોડ લાગ્યા હશે તેની તો ગણત્રીજ શી ? દરરોજ બાવીસ હજાર કારીગરો કામ કરતા હતા

ખરેખર તાજમહાલ દુનિયાના સાત મહાન્ આશ્ચર્યોમાનુ એક આશ્ચર્ય છે. જેટલા દિવસ ભારતભૂમિના વક્ષ સ્થળ ઉપર તાજમહાલ બિરાજે છે, તેટલા દિવસ શાહજહાન અને તેની બેગમ મુમતાજમહાલના અખ ડપ્રેમ, એકનિષ્ઠા અને દામ્પત્ય ધર્મની ઘોર ગર્જના રોજ થતી રહેશે. તાજમહાલ એ પવિત્ર પ્રેમનો મહાન્ કીર્તિસ્તમ્ભ છે.

મુમતાજમહાલ ફારસી ભાષામા વિશેષ પાર ગત હતી તેણે એ ભાષામા ઘણી કવિતાઓ પણ લખી છે

સમ્રાજ્ઞી મુમતાજમહાલનો સ બ ધ આપણા અમદાવાદ સાથે પણ રહ્યો છે કવિ નાનાલાલના શબ્દોમા કહીએ તો "મુમતાજમહાલની પ્રેમસમાધિ ને મૃત્યુવાસ યમુનાતીરે મ ડાયા તે પૂર્વે મુમતાજના ર ગમહેલ અને સ સારવાસ સાબરમતી તીરે મ ડાયા હતા."

# रत्न २२३ मुं–सती उन्‌–निसा



આ મુસલમાન રમણીના જીવનચરિત્રમા દિલ્હીના બાદશાહોના અ તઃપુરનું એક ચિત્ર જણાઈ આવે છે તે ઉપરાંત એ સમય-ની એક શિક્ષિત ઇરાની મહિલાનું વૃત્તાત પણ આપણે જાણી શકીએ છીએ. તે સાથે માતાના હૃદયનો સ્નેહ અને શોકનું એક અપૂર્વ દશ્ય પણ આપણા ચક્ષુની સન્મુખ ખડુ થાય છે

મુસલમાનોમા ઇરાનના વતનીઓ જેવી બુદ્ધિમાન અને સુસભ્ય પ્રજા બીજી કોઈ નથી. યૂરોપમાં જે પ્રમાણે ફ્રેંચ લોકો શિલ્પકળા અને સભ્યતામાં સર્વશ્રેષ્ઠ છે, તે પ્રમાણે એશિયા ખ ડમા ઈરાનના વતનીઓ એ બાબતમા વિશેષ નિપુણ છે ભારતવર્ષના મુસલમાન બાદશાહોના અનેક પ્રખ્યાત અને કાર્યદક્ષ મ ત્રીઓ, સેનાપતિઓ અને સુબાઓ ઇરાનના વતની હતા. એ અમલદારોમા મહમદ ગાઉયાન ( બ્રાહ્મણીવ શના સુલતાનોનો વઝીર ) મિર જુમલા ( ઔરગઝેબનો પ્રધાન સહાયક ), આલિમદાનિખા ( દિલ્હીની નદીની નહેરનો ઇંજીનીયર ) વગેરે કેટલાકના નામ વિશેષ પ્રસિદ્ધ છે

સતી ઉન્‌-નિસા ( અર્થાત્‌ કે રમણીઓમા શ્રેષ્ઠ ) ઇરાનના માજન્દ્રાન પ્રદેશના એક સદ્‌ગૃહસ્થની કન્યા હતી. તેના પિતા અને સાસરાના કુળ વિદ્યા અને સભ્યતાને માટે વિશેષ પ્રસિદ્ધ હતા.તેનો ભાઈ તાલબાઇઆમ એ સમયનો પ્રખ્યાત કવિ અને લેખક હતો, તથા બાદશાહ જહાગીરની રાજ્ય-સભામા તેને ‘ કવિરાજ ’ ની ઉપાધિ મળી હતી એ ઇરાની કુટુ બના ઘણા પુરુષો ભારતમા આવીને નોકરી કરતા હતા, અને કેટલાક ઇરાનમાજ રહેતા. સતી ઉન્‌–નિસા પણ એ પ્રમાણે ભારતવર્ષમા આવી હતી. યુવાવસ્થામાજ તે વિધવા થઇ હતી વિધવા થયા પછી બાદશાહ શાહજહાની માનીતી બેગમ મુમતાજ મહાલના મહેલમા તે ઘરધ ધાનાં સાધારણ કામ કરવા રહી હતી, પણ પોતાની કાર્યદક્ષતા, બોલવાની છટા, તથા ચિકિત્સાવિદ્યા અને સદા-ચરણને પ્રતાપે ઘણી જલદીથી બીજી બધી દાસીઓનો હક્ક ડૂબાવીને ઘણે ઉંચે દરજ્જે ચડી ગઇ હતી. થોડાજ સમયમા તેણે બેગમ મુમતાજમહાલની મુખ્ય સલાહકાર તરીકેનુ પદ મેળવ્યું હતું બેગમનો તેના ઉપર એટલો બધો વિશ્વાસ બેસી ગયો હતો, કે તેણે પોતાના નામની મહોર તેનેજ સોપી’ રાખી હતી.

સતી ઉન-નિસાનું ઉચ્ચારણ શુદ્ધ હતુ. એ આરબી કોરાનશરીફ અને ફારસી કવિતાઓ તથા ગદ્યના સારા પુસ્તકો સ્પષ્ટ રીતે વાચી શકતી તેની આ વિદ્યાભિરુચિને લીધે તે બાદશાહની મોટી શાહજાદી જહાનારાની શિક્ષિકા નિમાઇ હતી અને થોડા દિવસોમા તેણે શાહજાદીને કોરાન વાચતા તથા ફારસી લખતા શિખવ્યુ હતું જે સદ્ગુણી સ્ત્રીઓને ભરણપોષણના સાસા પડતા, તથા જે કુમારિકાઓ પૈસાની તગીને લીધે લગ્ન કરી શકતી નહિ તેમની મદદને સારૂ સતી ઉન્-નિસા દરરોજ બેગમ સાહેબને વિનતિ કરતી સાજે બાદશાહ જ્યારે અતઃપુરમા પધારતા ત્યારે એ બદશાહને કાને બધી વાત નાખતી અને બાદશાહ શાહજહા એ ગરીબ નિરાશ્રિતોને મદદ કરવાનો હુકમ આપતો આ પ્રમાણે દરરોજ કેટલાએ રૂપિયાનુ દાન થતું. કોઇને જાગીર આપતી, કોઇને રોજની વૃત્તિ બાધી આપવામા આવતી, અને કોઇને એકસામટી મોટી રકમ આપવામા આવતી કુમારિકાઓના લગ્નનુ બધુ ખર્ચ અપાતું તથા તેમને અલકારોની બક્ષિસ મળતી આ પ્રમાણે સતી ઉન્-નિસાની સૂચનાથી, બેગમ મુમતાજમહાલને હાથે કેટલાએ ગરીબોનું દારિદ્રય જતુ રહેતુ

બેગમ મુમતાજમહાલનું મૃત્યુ થયા પછી તેનું શબ આગ્રાના જગપ્રસિદ્ધ તાજમહાલમા લઇ જવામા આવ્યુ તે વખતે સતી ઉન્-નિસા શબની સાથે સાથે ગઇ હતી બદશાહ શાહજહા ઘણો પ્રેમાળ પતિ હતો દિલ્હીના સામ્રાજ્યનો અધિપતિ હોવા છતા, તથા મુસલમાન ધર્મમા ઘણી બેગમો કરવાનો રિવાજ હોવા છતા પણ તેણે મુમતાજમહાલના મૃત્યુ પછી ફરીથી લગ્ન કર્યું નહિ. પત્નીના મૃત્યુ પછી ૩૫ વર્ષ સુધી બાદશાહ જીવતો રહ્યો પણ એ લાબો સમય એણે રાતદિવસ પ્રેયસીનુ સ્મરણ કરવામાજ ગાળ્યો. તેના હૃદયમાથી મુમતાજમહાલની સ્મૃતિ કદિ ઝાખી પડી નહિ એ અરસામા તેના ઘરસસારનો બધો કારભાર શાહજાદી જહાનઆરા ઉપર આવી પડયો હતો રાજકુટુબમા વિવાહ વગેરે શુભ પ્રસગોએ બધી વ્યવસ્થા એનેજ કરવી પડતી. રાજવશી તથા આગેવાન સરદારોની સ્ત્રીઓને નિમંત્રણ કરીને જમાડવા કરવા તથા બીજો શિષ્ટાચાર સાચવવો એ બધું કામ તેને માથે આવી પડયું હતું જહાનઆરા હજી કોમળ વયની હતી, તેનાં બધા જવાબદારીના કામોમા તેની શિક્ષિકા સતી ઉન્-નિસાજ તેને સલાહ તથા મદદ આપતી રાજકુમારીની મુખ્ય સલાહકાર એજ હતી અને રાજ-

કુમારીની મહોર પણ એનીજ પાસે રહેતી. પરિણામમાં એ આધેડ વયની દાસી રાજકુટુંબના બાળકોની માતારૂપ થઇ પડી.

રાજકુમારોના વિવાહ પ્રસંગે સતી ઉન્-નિસા બધી દાસીઓની ઉપરી તરીકે કામ કરતી. વરપક્ષ તરફની બક્ષિસો વગેરે રાજમહેલમાંથી લઈ જઇને કન્યાપક્ષને પહોચાડવાની ફરજ તેના ઉપરજ આવી પડતી. આના બદલામાં એને કિંમતી બક્ષિસો પણ મળતી. બેગમ મુમતાજમહાલે પોતાની જીંદગીમા છોકરાઓના લગ્ન પ્રસંગને માટે મહામૂલ્યવાન અલંકારો તથા વસ્ત્રાભૂષણો તૈયાર કરાવીને સંગ્રહી રાખ્યાં હતા. ત્યાર પછી જહાનઆરાએ પણ અનેક અલંકારો નવા ઘડાવ્યા હતા. એમાથીજ વરકન્યાના પોશાક, રાજપરિવાર તથા અમીર ઉમરાવને બક્ષિસ વગેરે વહેંચવામા આવતું

શાહજહાના મોટા દિકરા દારા શિકોહના લગ્ન પ્રસંગે સોળ લાખ રૂપિયાની ' વસ્તુઓ વહેંચવામા આવી હતી. સાત લાખ મણિમુક્તા, એક લાખ નગદ રૂપિયા, ચાર લાખ ચાંદી, સોનાના અલંકાર તથા બાકીના ચાર લાખ હાથી, ઘોડા, પોશાક વગેરે કિંમતી શિરપાવમાં ખર્ચ થયા હતા. જહાનઆરાના હુકમથી સતી ઉન્-નિસાએ એ બધી સામગ્રી આગ્રાના કિલ્લામાંના વિશાળ ચોગાનમા ગોઠવી હતી. રાત્રે ચારે તરફ રોશની કરવામાં આવતી એ પ્રકાશમા જાણે કોઇ કિંમતી વસ્તુનુ પ્રદર્શન ભરાયું હોય એવો ભાસ થતો. પ્રજાજનોને વિવાહની એ બધી સામગ્રી જોઇ જવાની પરવાનગી હતી ખુદ બાદશાહ સલામત પણ એ સંગ્રહ જોવા પધાર્યા હતા. એજ પ્રમાણે શાહુજહાના બીજા પુત્ર સૂજાના વિવાહ પ્રસંગે દશ લાખ રૂપિયાની વસ્તુઓ વહેંચવામા આવી હતી એ બધા પ્રસંગોમાં સતી ઉન્-નિસાની કાર્યકુશળતા, પ્રબંધ કરવાની શક્તિ તથા કળાનૈપુણ્યનો સારો પરિચય મળી આવ્યો તેની મહેનત અને બુદ્ધિને લીધેજ બાદશાહને ત્યા એ બધા પ્રસંગો ધામધૂમથી પસાર થયા.

સતી ઉન્-નિસા કેવળ શાહજાદીની સલાહકારજ નહોતી. બાદશાહના અંતઃપુરની સંભાળ રાખવાનું તથા બાદશાહના આહાર સમયે ભોજન પીરસવાનું અથવા પાસે ઉભી રહીને પીરસાવવાનું કામ પણ તેને માથે હતું. એ ઉપરથી વાચક બેનોને જણાઈ આવશે કે એ સન્નારી ઉપર હિંદુસ્તાનના બાદશાહને કેટલો બધો વિશ્વાસ હતો.

સતી ઉન્-નિસાને કાંઈ સંતાન નહોતું, એટલા સારૂ એણે પોતાના

સ્વર્ગસ્થ ભાઇની બે કન્યાઓને દત્તક લીધી હતી એ વિધવાના હૃદયનો બધો સ્નેહ એ બે બાલિકાઓ ઉપર હતો. તેમા એ નાની છોકરી તો તેના ગળાનો હાર હતી ઇરાનથી હકીમ જિયાઉદ્દીન નામના પોતાના દિયરના એક પુત્રને હિંદુસ્તાન બોલાવીને તેની સાથે એ કન્યાનું લગ્ન કર્યું હતુ, અને બાદશાહને વિનતિ કરીને તેને મોગલ દરબારમા એક સારી નોકરી અપાવીને ઘરજમાઇ કરી લીધો હતો. ઇ૦ સ૦ ૧૬૪૭ ની ૧૩ મી જાનેવારીએ તેના આટલા બધા પ્રેમનુ પાત્ર એ કન્યા સુવાવડના રોગમા મરણ પામી આ વખતે તેના શોકનો પાર રહ્યો નહિ. ઘણી જ્ઞાની અને વિદુષી હોવા છતા પણ આ પ્રસંગે સતી ઉન્-નિસાનુ ધૈર્ય રહ્યુ નહિ. અગિયાર દિવસ સુધી એ પોતાના ઘરમા ગાડા જેવી થઇને શોકગ્રસ્ત પડી રહી

શાહજહા ઘણોજ દયાળુ બાદશાહ હતો સ્ત્રી, પુત્ર, નોકર, ચાકર બધાના ઉપર તેનો બેહદ પ્રેમ હતો બાર દિવસ પછી તેણે સતી ઉન્ નિસાને પોતાના મહેલમા બોલાવી મંગાવી કન્યા જહાનઆરાને સાથે લઇને પોતે તેની પથારી આગળ ગયો, અને એ દુ:ખી સ્ત્રીને બે જણાએ ઘણોએ દિલાસો આપીને રાતદિવસ મહેલમાજ રહેવાનો આગ્રહ કર્યો.

બીજે દિવસે બાદશાહ શિકાર રમવા ગયો, ત્યારે સતી ઉન્-નિસા કોઇ કાર્યપ્રસંગે પોતાને ઘેર ગઈ સાંજે વાળુ કરીને, બે વખત નમાઝ પડીને એ કોરાન શરીફ વાચવા મંડી. રાતના આઠ વાગ્યે એકાએક તે કહેવા લાગી “ મારો દમ ઘુંટાય છે–” તેની તબિયત એકદમ બગડતીજ ગઇ. તેના સગા મસિ ઉજ્જમાન નામના એક ઇરાની હકીમને તાબડતોબ બોલાવવામા આવ્યો. એ ઘરમા પેઠો એટલે સતી ઉન્-નિસા તેને સલામ કરીને, એકદમ બેહોશ થઈ ગઇ. હકીમે તપાસ્યું તો એ વખતે નાડી ચાલી રહી હતી, થોડીવાર પછી મૂર્છા વળી અને ભાન આવ્યું ત્યારે દવા આપવામા આવી. પાછી નાડી નરમ પડી અને અંતનો સમય નજદીક આવ્યો છે એમ બધાની ખાત્રી થઇ. થોડા સમયમાજ તેનુ મૃત્યુ થયુ પોતાની લાડકી પુત્રીના મૃત્યુ પછી એક પખવાડિયાની અંદરજ સ્નેહમયી માતા પણ સ્વર્ગમા સિધાવી

બીજે દિવસે તેના મૃત્યુના સમાચાર બાદશાહને પહોચાડવામા આવ્યા. તેણે પોતાના એક મોટા અમલદારને હુકમ આપ્યો કે ‘ ઘણા સન્માન પૂર્વક સતી ઉન્-નિસાના શબને દફનાવવુ. ’ તેના અંતિમ સંસ્કારને માટે રાજ્યના ખજાનામાથી દશ હજાર રૂપિયા આપવામા આવ્યા. એક વર્ષ પછી

તેની લાશને લાહોરથી આગ્રા લાવવામા આવી અને સુપ્રસિદ્ધ તાજમહેલની બહારના આગણામા પશ્ચિમ દિશામા તેની ઘોર ખોદવામા આવી. ત્રીસ હજાર રૂપિયા ખર્ચીને બાદશાહે તેના ઉપર સમાધિ બધાવી એ આજ સુધી મોજૂદ છે

આ પ્રમાણે સ્વામીભક્ત, પ્રમાણિક દાસી સતી ઉન્–નિસાના શબને પણ પોતાની શેઠાણીના શબની પાસે સ્થાન મળ્યુ

સેવકને માટે, સાસારિક દૃષ્ટિએ આથી વધારે માન શુ મળી શકે ?*

# रत्न २२४ मुं–गुलशन (बीजी)

આ શાહજહા બાદશાહના સમયની એક સ્ત્રીકવિ હતી. તે દિલ્હીમાં રહેતી હતી. તેણે પોતાની કવિતાનો એક દિવાન પોતાને હાથે લખીને તૈયાર કર્યો હતો. તે દિવાન અલ્હાબાદ નિવાસી સૈયદ ગુલામખાંની પાસે મોજુદ હતો પણ ૧૮૫૭ ના બળવામાં ખોવાઈ ગયો.

# रत्न २२५ मुं–ऐझाझुन्निसा

એ મોગલવશના સુપ્રસિદ્ધ બાદશાહ શાહજહાની બેગમ હતી તેને અકબરાબાદી પણ કહેતા એ ઘણી ઇશ્વરભક્ત અને ધર્મપરાયણ હતી. તેણે દિલ્હી શહેરમા એક ઘણી મોટી મસ્જીદ બધાવી હતી એ મસ-જીદ આજ પણ ફૈઝાબઝારમા દીઠામા આવે છે. એના નામ ઉપરથી એનું નામ અકબરાબાદી મસ્જીદ પડયુ છે. એ મસ્જીદને ઐઝાઝુન્નિસાએ દોઢ લાખ રૂપિયા ખરચીને હિજરી સન ૧૦૬૦ ના રમઝાન મહિનામા બધાવી હતી એ મકાન બધાઈને તૈયાર થતા બે વર્ષનો સમય લાગ્યો હતો. એ મસ્જીદનું ખર્ચ નિભાવવા માટે તેણે એ મસ્જીદની સાથે સારી વાર્ષિક આવકવાળી જાગીર દાનમા આપી હતી. અને એ જાગીરની આવકમાથી એ મસ્જીદની અને હમામખાનાની મરામત કરવાની તથા વિદ્વાનો અને વિદ્યા-ર્થીઓને છાત્રવૃત્તિ આપવાની સુચના કરી ગઈ હતી.

---

* પ્રસિદ્ધ બગાળી લેખક પ્રોફેસર યદુનાથ સરકારના બગાળી લેખને આધારે આ ચરિત્ર લખાયુ છે.



## रत्न २२६ मुं-जहान-जेब बानु

એ બાદશાહ શાહજહાનના જ્યેષ્ઠ પુત્ર દારા શિકોહની કન્યા હતી. એનું લાડનું નામ જાના બેગમ હતું દારા શિકોહ પોતે વિદ્વાન્ હતો એટલે કન્યાને પણ સારૂં શિક્ષણ આપી વિદ્યારસિક બનાવી હતી જહાન-આરાની એના ઉપર વિશેષ પ્રીતિ હતી ઔરંગઝેબના ત્રીજા પુત્ર મહમદ આઝિમની સાથે એ અનુપમ સુંદરીનું લગ્ન ઇ૦સ૦ ૧૬૬૯ ના જાન્યુઆરીમા થયું હતું જહાન આરાએ કન્યાદાન કર્યું હતું કોઈ જહાનઆરાને જહાન-જેબ બાનુ પોતાનો આદર્શ માનતી, અને તેના સદ્ગુણોનું અનુકરણ કરવા સદા તત્પર રહેતી. જાની કેવળ વિદ્યામા શ્રેષ્ઠ હતી એમ નહિ, રણભૂમિમાં સાહસ અને શૌર્ય બતાવીને તેણે લોકોને આશ્ચર્યચકિત કર્યા હતા. ઇતિહાસલેખકોએ તેના એ ગુણને ખાસ પ્રયત્નપૂર્વક નોંધ્યો છે ઇ૦ સ૦ ૧૬૮૪ મા શાહજાદા આઝિમે બિજાપુરને ઘેરો ઘાલવાનો પ્રયાસ કર્યો, ત્યારે એના દુર્દશામા આવી પડેલા સૈનિકોને ખોરાકના અભાવને લીધે નિરાશાએ ઘેરી લીધા હતા. એક પણ સિપાહી આગળ વધવા નહોતો માગતો જાની (જહાન-જેબ બાનુ) એ વખતે પતિની સાથે સમરાંગણમા હતી તે જાતે શસ્ત્ર લઈને હાથી ઉપર સવાર થઇ ન હોત તો શાહજાદાનો પ્રયત્ન નિષ્ફળ જાત અને વીલે મુખે તેને પાછા ફરવું પડત, પરન્તુ આ વીરાંગના જ્યારે ધનુષ્ય, બાણ, તલવાર લઇને વીર વેશ સજીને આગળ આવી એટલે તેનો આત્મત્યાગ જોઇને, નિરાશ થયેલા સૈનિકોમા પણ નવીન ઉત્સાહ આવ્યો, અને તેઓ આગળ વધ્યા.

અણીની વખતે આવી વીરતા અને સમયસૂચકતા દર્શાવનારી મોગલ મહિલાને ધન્ય છે.



## रत्न २२७ मुं-जहानआरा

આ રમણી દિલ્હીના પ્રસિદ્ધ મોગલ બાદશાહ શાહજહાની કન્યા હતી જે સન્નારીના સ્મરણમા દુનિયાના સાત મહા આશ્ચર્યોમાનું એક આશ્ચર્ય તાજમહાલની ભવ્ય ઇમારત બાંધવામા આવી છે તે સન્નારી મુમતાજમહાલના ગર્ભમા એનો જન્મ થયો હતો. મુમતાજમહાલ

શાહજહાંની સૌથી પ્રિય પત્ની હોવાથી જહાનઆરા ઉપર શાહજહાનો અ-ત્યંત પ્રેમ હતો. તેનું રૂપ એટલું બધું સુદર હતું કે તેનું નામ જહાન-આરા-જગતનો અલકાર પાડવામા આવ્યું તે યોગ્યજ હતું.

બાલ્યાવસ્થામા એ બાળાના શિક્ષણનો સારો બદોબસ્ત કરવામા આવ્યો હતો મુમતાજમહાલે પોતાની છોકરીઓના શિક્ષણ સારૂ સતી ઉન્નિસા નામની એક કુલીન અને પુણ્યવતી મહિલાને નીમી હતી. એ ઉપરાંત સારી સોબતમાજ જહાનઆરા ઉછરે અને ઉચા પ્રકારના ગુણો એનામાં ખીલે તેનો પ્રબન્ધ એના રાજવશી માતપિતાએ કર્યો હતો. સતી ઉન્નિસાની મ્હેનતથી ઘણા થોડા સમયમાજ જહાનઆરા કુરાનનો પાઠ કરતા શીખી ગઇ હતી ફારસી ભાષામા જહાનઆરાના હસ્તાક્ષર ઘણાજ સુદર હતા.

નૂરજહાન બેગમ જહાનઆરાની માતાની ફોઇ થતી હતી. જહાનઆરાના શૈશવકાળમા નૂરજહાનની પૂર્ણ સત્તા મહેલમાં હતી, અને અતઃપુરની બધી મહિલાઓ ઉપર નૂરજહાનના સૌજન્ય, રાજનીતિકુશળતા, વાતચીતમાં પ્રવીણતા, વિદ્યાપ્રેમ આદિ ગુણોની શુભ અસર થઈ હતી જહાન-આરા પણ એવા ઉચ્ચ વાતાવરણમા ઉછરી હતી.

જહાનઆરાએ આખી જીદગી સુધી લગ્ન કર્યું નહોતુ. જીવનપર્યત કુમારીજ રહી હતી

મોગલ વિદુષીઓમા જહાનઆરાનું સ્થાન ઘણું ઉંચું છે, ધર્મતત્ત્વની ચર્ચા કરવાનો એને ઘણો શોખ હતો. સુફી સપ્રદાય તરફ તેની ઘણી રુચિ હતી, અને તત્ત્વદર્શનની વાતો કરવાનું પસંદ કરતી. કુરાનનો એનો અભ્યાસ ઘણો સગીન હતો. એણે રચેલા નિબધોમા કુરાનનાં વચનો ઠેકાણે ઠેકાણે ઉતારવામાં આવ્યા છે જહાનઆરાએ ધર્મ સબધી ગ્રન્થ પણ રચ્યા છે, એમા 'મુનિસ-ઉલ-આરવા' નામનો એક ગ્રન્થ પ્રસિદ્ધ છે. એ ગ્રન્થમા અજમેરના સુપ્રસિદ્ધ સાધુ મોઈનુદ્દીન ચિસ્તી અને તેના કેટલાક શિષ્યોના જીવનચરિત્ર લખવામા આવ્યા છે. એ ગ્રન્થ અનેક પ્રાચીન ગ્રન્થોને આધારે લખવામાં આવ્યો છે. એ ચિત્તગ્રાહી ગ્રન્થ ઉપરથી તેની તીક્ષ્ણ બુદ્ધિ, શુદ્ધ રુચિ અને વિદ્વત્તાનો પરિચય મળી આવે છે. એ ગ્રન્થમાં એનો ઉડો ધર્મ-ભાવ અને ઉચ્ચ વિચાર ઘણી જગ્યાએ જણાઇ આવે છે એની લખવાની શૈલી ગભીર છે

એના સમયના ફારસી લેખકોમા સાધારણ દોષ એ દીઠામાં આવે છે કે એમના ગ્રન્થોમાં વગર જરૂરની ઉપમાઓ અને અલંકારો ઠાસી

ઠાસીને ભરેલા હોય છે. જહાનઆરાની રચના એ દોષથી મુકત છે ઔરગ ઝેબને જહાનઆરાએ લખેલા પત્ર ઉપરથી પણ એની રચનાની સરળતા અને સુંદરતા જણાઇ આવે છે એણે ઔરગઝેબને લખેલા પત્રોની જાફરનામા–ઇ-આલમગીરી અને 'અમલ–ઇ–સાલિહ' ગ્રન્થોમા જળવાઇ રહ્યા છે. પત્રનો વિષય પણ એના ગૌરવમા વધારો કરે એવોજ છે પિતા જીવતો હોવા છતાં ઔરગઝેબ રાજસિહાસન ઉપર પોતાની સત્તા જમાવવા સારૂ દક્ષિણમાથી ચઢાઇ લઇને આવ્યો, ત્યારે જહાનઆરાએ તેને એવા અન્યાયી આચરણથી દૂર રહેવાની સલાહ આપી હતી. તેણે લખ્યું હતું "આ વખતે કોઇ પણ પ્રકારે કોઈ પણ મનુષ્ય રાજ્યમા અશાન્તિ ઉભી કરે એ બાદશાહ સલામતને પસદ નથી, કારણ કે એમના મદવાડને લીધે રાજ કામમા જે શિથિલતા આવી ગઇ છે, તેને દૂર કરવાને માટે એ પોતે પ્રયત્ન કરી રહ્યા છે

તમને હુ લખુ છુ, કે આ ચઢાઇ કરીને યુદ્ધનો અગ્નિ સળગાવવાનીજ તારા દિલની ઇચ્છા છે, તો તમારે વિચાર કરી જોવો જોઇએ, કે પિતાની વિરુદ્ધ યુદ્ધ જાહેર કર્યાથી પરિણામમા અપકીર્તિ સિવાય કાંઈ ફળ તમને મળવાનું નથી વળી દારાની પ્રત્યે વેર લેવું એજ જો તમારો અભિપ્રાય હોય, તો એ પણ ન્યાય ધર્મને અનુકૂળ નહિ ગણાય, કારણ કે મોટો ભાઇ એ મુસલમાન ધર્મના કાયદા તથા ચાલતા આવેલા રીતરિવાજ મુજબ સદા પિતાને સ્થાને ગણાય છે એટલા માટે તુ મોટાભાઇની વિરુદ્ધ હથિયાર ઉપાડે એ વાતને હું અનુમોદન આપતી નથી આપણે આ ફાની દુનિયામા થોડા દિવસને સારૂજ આવ્યા છીએ મર્ત્યભૂમિના મોજશોખો આપણને નાના પ્રકારના ગેરવ્યાજબી કાર્ય કરવા લલચાવે છે અને અનન્ત દુ ખમા નાખે છે "

"આ કાર્યમાથી તમારે વેગળા રહેવુ વ્યાજબી છે. તમારાથી બને તેટલી રીતે બાદશાહને સતુષ્ટ કરવાને પ્રયત્ન કરો, કારણ કે આ જગત્મા અને પર જગતમા શુદ્ધ આનદ મેળવવાનો એજ માત્ર એક ઉપાય છે. બાદશાહને ભગવાનના જેટલી ભકિત અને શ્રદ્ધાની નજરે જોજો "

સરમુરના રાજા બુધ પ્રકાશને જહાનઆરાએ લખેલો એક પત્ર હાલમા (ઇ૦ સ૦ ૧૯૧૧ ના એશિયાટિક સોસાઇટી બગાલના ત્રિમાસિકમા ) પ્રગટ થયો છે. ગઢવાલના રાજા અને બીજા કેટલાક પહાડી સરદારો વિરુદ્ધ ફરિયાદ કરીને બુધ પ્રકાશે બેગમને પત્ર લખ્યો હતો. બીજી તરફ સરમુર રાજ્ય

ના શત્રુઓએ પણ રીતસર તેની વિરુદ્ધ ફરિયાદ નોધાવી હતી. જહાનઆરાએ બન્ને પક્ષને સ્પષ્ટ જણાવી દીધુ, કે એવા કામમા હું હાથ નાખનાર નથી. તમે એ બાબતમા શહેનશાહને એક અરજી આપો એ બધા પત્રો ઉપરથી જણાય છે કે રાજદ્વારી બાબતોમા એની બુદ્ધિ ઉંડી અને વિચક્ષણ હતી. કેટલેક પ્રસગે પ્રત્યક્ષરૂપે પણ એણે રાજકાજ ચલાવવામા સહાયતા આપી હતી એવુ જણાય છે વિજાપુર અને ગોલકોન્ડાના સુલતાનોએ બાદશાહની કૃપા મેળવવા સારૂ જહાનઆરાને જે પત્ર લખ્યો હતો તે હજીસુધી જાળવી રાખવામા આવ્યો છે. દક્ષિણના સુબાતરીકે કામ કરતી વખતે મોટાભાઈ દારા શિકોહની પોતાની સાથેના ખરાબ વ્યવહારથી ત્રાસ પામીને ઔરગઝેબે પોતાના મનનું દુ ખ પિતાને જણાવવાની હિ મત ન કરતા, દયાની આધાર મોટી બહેન જહાનઆરાનેજ પત્ર લખીને શાન્તિ મેળવી હતી, એ પત્ર પણ સુરક્ષિત છે.

જહાનઆરા ઉદાર હૃદયની દાનશીલ મહિલા હતી તેણે મસ્જિદો તથા સાર્વજનિક ઉપયોગની ઈમારતો બાધવામા પુષ્કળ ખર્ચ કર્યું છે. સુદર ઇમારતો બાધવાનો અતિશય પ્રેમ અને સૌન્દર્યરુચિનો જે પરિચય આપણને શાહજહા બાદશાહમા મળે છે, તે ગુણોનો મોટો વારસો જહાનઆરા બેગમને મળ્યો હતો ઓગ્રાના કિલ્લાના દરવાજા આગળજ તેણે એક મોટી મસ્જીદ બ ધાવી હતી, એ મસ્જીદમા ઈ૰ સ૰ ૧૬૪૩ મા બ ધાવા માડી હતી અને પાચ વર્ષમા સમાપ્ત થઇ હતી. તેની બાધણીમા પાચ લાખ રૂપિયાનું ખર્ચ થયુ હતુ. એ મસજીદ કિલ્લાની ઘણી પાસે હોવાથી સરકારે ૧૮૫૭ ના બળવા પછી તેને રાજદ્વારી કારણોસર બ ધ કરી હતી, પણ બીજે વર્ષે સરજોન લોરેન્સે તેનો દરવાજો સદાને માટે ઉઘાડો મૂકયો હતો હવે પ્રવાસીઓ તેને સહેલાઇથી જોઇ શકે છે. દિલ્હીમા રાજધાની સ્થપાયા પછી ત્યા આવનાર આબરૂદાર અમલદારોના ઉતારા માટે જહાનઆરાએ એક મનોરમ અને વિશાળ સરાઇ બ ધાવી હતી, અને તેની વ્યવસ્થા પણ સારી રીતે કરી હતી હાલમા દિલ્હી ઇન્સ્ટીટયુટ છે ત્યા આગળજ એ સરાઈ હતી અત્યારે તેના ચિન્હ રહ્યા નથી, પણ એ સ્થાન હજી 'બેગમ સરાઇ'ના નામથી ઓળખાય છે અને જૂનો ઇતિહાસ તાજો કરે છે.

દિલ્હી, આગ્રા, અમ્બાલા અને કાશ્મીરમા જહાનઆરાએ ઘણા સુદર બગીચા બનાવ્યા હતા. કાશ્મીરનો બગીચો ' આચબલ ' નામથી ઓળખાય

છે. દિલ્હીમા ચાદની ચોકનો બાગ ' બેગમ બાગ ' નામથી ઓળખાતો હતો. એ બન્ને બાગ જોવા લાયક છે.

આગ્રાના કિલ્લામા સોનેરી રગે રગેલા, સગે મરમરના ખાસ મહેલના દક્ષિણ ભાગમા જહાનઆરાનો ઓરડો જોતાવારજ એના સૌન્દર્યજ્ઞાનની પ્રશસા કર્યા વગર રહેવાતુ નથી.આગ્રાના કિલ્લાના અંદરના ભાગમા દિવાને ખાસની પાછળ જે ઓરડો છે, તેની ભીતમાના તાકાઓ જહાનઆરાના પુસ્તકોથી સજાવવામા આવતા, એવી વાત આજ દિન સુધી ચાલતી આવે છે.

જગત્ના ઇતિહાસમા જહાનઆરાની પિતૃભક્તિ ઉજ્જ્વલરૂપે લખાયલી છે શાહજહાના બધા સતાનોમા પિતૃભક્ત કેવળ જહાનઆરાજ હતી, એમ કહીએ તો ચાલે ઔરંગજેબ પિતાનો પ્રગટરૂપે શત્રુ બન્યો હતો. તેણે પિતાની વિરુદ્ધ બડ મચાવ્યુ હતું એ વખતે તેની બીજી બહેન રોશનઆરા પણ ભાઇની મદદે હતી આ આપત્તિને સમયે જહાનઆરા પિતાની પાસેજ રહી હતી, અને એને ઘણી મદદ આપી હતી રાજ્યપ્રપચમા એ ઘણી કુશળ હતી ઔરંગજેબને પકડવા સારૂ તેણે એવી સરસ યુક્તિ રચી હતી કે બીજો કોઇ કાચો પોચો હોત તો તે અવશ્ય ફસાઈ જાત તેણે બાદશાહના નામથી ઔરગજેબને મહેલમાં આવવાનું આમત્રણ મોકલ્યું. પોતાના મહેલમા તેણે ઘણી બળવાન અને સશસ્ત્ર દાસીઓને સતાડી રાખી હતી એ દાસીઓને તેણે આજ્ઞા આપી હતી કે જે સમયે ઔરગજેબ મહેલમા આવે તે સમયે તેને કેદ પકડવો એ દાસીઓ એવી તો જબરદસ્ત હતી કે તેમના હાથમા સપડાયા પછી છૂટવું ગમે તેવા પહેલવાનને માટે પણ અઘરૂ હતું દુર્ભાગ્યે તેની એ યુક્તિ પાર ઉતરી નહિ. તેની પિતૃદ્રોહી બહેન રોશનઆરાએ બધી બાતમી ઔરગજેબને આપી દઈને તેને ચેતાવી દીધો.

આગળ એના પત્રો ઉપરથી આપણે જોઇ ગયા છીએ તેમ ઇ૦ સ૦ ૧૬૫૮ મા એણે ઔરગજેબ અને મુરાદ બન્નેને પિતાનો વિરોધ કરતા અટકાવવાને પુષ્કળ પ્રયત્ન કર્યો હતો, એટલુંજ નહિ પણ જ્યારે એમણે બડ કર્યું ત્યારે એ પોતાના જીવને જોખમમા નાખીને બળવાખોર ભાઇની છાવણીમા ગઇ હતી, અને સુલેહ કરવાની સૂચના કરી હતી જ્યારે બન્ને ભાઇઓએ સુલેહની શર્તોનો સ્વીકાર કરવાની ના કહી ત્યારે એક વડિલ બહેનને છાજે એવી રીતે એણે બન્ધુઓને સખ્ત ઠપકો દીધો હતો, અને કહ્યું હતું કે તમે તમારો પુત્ર ધર્મ તજી દઇને વૃદ્ધ પિતાને દગો દેવા બેઠા છો, તો હું કદિ

સતાન તરીકેના મારા પવિત્ર ધર્મને તિલાજલિ આપનાર નથી. હું વૃદ્ધ પિતાની સેવા કરીનેજ મારૂં આયુષ્ય પૂરૂં કરીશ. એણે પિતા અને ભાઇઓ વચ્ચે સમાધાન કરવાને સારૂ જે શર્તો રજુ કરી હતી તે નીચે પ્રમાણે હતી

બાદશાહ સલામત સામ્રાજ્યના આ પ્રમાણે વિભાગ કરવા તૈયાર છે. દારાને પજાબ અને તેની આસપાસનો પ્રદેશ,મુરાદને ગુજરાત, શુજાને બગાળ, મહમ્મદ સુલતાનને દક્ષિણ, અને ઔરગજેબને બાકીનું સમસ્ત રાજ્ય આપવા માગે છે. અને બુલન્દ ઇકબાલની ઉપાધિ આપીને એનેજ ભવિષ્યનો ગાદીવારસ ઠરાવવાનો બાદશાહનો અભિલાષ છે, પરન્તુ ઔરગઝેબે બહાના કહાડીને એ વ્યાજબી શર્તોનો અસ્વીકારજ કર્યો હતો

રોશનઆરાની સલાહથી ઔરગજેબે પિતાને એના આગ્રા ખાતેના મહેલમા કેદ કર્યો તે વખતે એનો એક માત્ર દિલાસો જહાનઆરા હતી એ દુ ખી બાદશાહને એ સન્નારીએ એક સાથે સાંત્વનાદાયી માતા અને સેવા-પરાયણા દુહિતાની ગરજ સારી. ચિરકૌમારવ્રત–ધારિણી જહાનઆરાએ પોતાના સર્વ સુખોને તિલાજલિ આપીને કેદી પિતાની અન્તકાળ સુધી જે સેવા કરી હતી, તે જોઇને ગ્રીસની રાજકન્યા પિતૃભક્ત એન્ટિગનીનું સ્મરણ થઈ આવે છે પ્રખ્યાત ફ્રેન્ચ કવિ લેકૅત હેલિલેએ એના સબધી એક પ્રશંસાનું કાવ્ય લખ્યું છે ને એ કાવ્યનું નામ ‘હિન્દુ એન્ટિગની’ છે. ભાઇઓની તરફથી નિરાશ થયેલી જહાનઆરાએ શાહજહાનને ચઢાવવાને બદલે ત્રણ વખત પિતાને એજ સલાહ આપી હતી કે છોરૂ કછોરૂ થાય પણ માતપિતા પોતાનો વાત્સલ્ય પ્રેમ ત્યજી દેતા નથી. બાદશાહ સલામતે ઔરંગઝેબને ક્ષમા આપવી જોઇએ. ક્રોધે ભરાયલા પિતાએ બે વખત તો ક્ષમા આપવાને સારૂ ના કહી હતી; પરન્તુ ત્રીજી વખત જહાનઆરાની વિનતિ સફળ થઇ. મૃત્યુના થોડા સમય પહેલાં બાદશાહ શાહજહાએ એક લખાણ કરીને રીતસર અપરાધી ઔરગઝેબ રાજા અને પિતાની વિરુદ્ધ જે કાંઇ અનુચિત કૃત્યો કર્યા હતા તેની ક્ષમા આપી હતી.

શાહજહાના મૃત્યુ પછી ઔરગઝેબ આગ્રા ગયો ત્યારે એણે જહાનઆરાને ઘણી મુલાકાતો આપી, તેના પ્રત્યે ઘણી મમતા દર્શાવી અને સામ્રાજ્યમા સૌથી પ્રથમ દરજ્જાની સન્નારી તરીકે માન આપીને એનો મરતબો વધાર્યો. રાજ્યના બધા ઉમરાવોને તેણે આજ્ઞા આપી કે આગ્રાના કિલ્લામાં એના મહેલ આગળ જઇને બહારથી સલામ ભરવી, અને ખ્વાજાસરાઓની

મારફતે નજરાણુ રજુ કરવું. પોતાના રાજ્યાભિષેકને દિવસે ( ૨૭ માર્ચ ૧૬૬૬ ) બાદશાહે તેને ૧૪ લાખ રૂપિયા રોકડા ભેટ આપ્યા, અને એના વર્ષાસનમા વધારો કરીને સત્તર લાખ રૂપિયાનુ કરી આપ્યું. આખી જીંદગી સુધી એનુ એજ સન્માન કાયમ રહ્યું ઇ૦ સ૦ ૧૬૬૬ ના ઓકટોબરમા એ આગ્રાનો નિવાસ છોડીને દિલ્હી ગઇ, ત્યા એને અલીમર્દનખાનનો ભવ્ય મહેલ રહેવા સારૂ આપવામા આવ્યો. ઔરગઝેબ ત્યા આગળ વાર વાર જતો અને સ્નેહાળ ભાઇની પેઠે કલાકોના કલાક સુધી તેની સાથે વાર્તાલાપ કરતો ઇ૦ સ૦ ૧૬૬૯ મા તેણે પોતાના એક મોટા અમલદાર દાનિશમંદખાનને આજ્ઞા આપી હતી કે તમારે દરરોજ જહાનઆરા બેગમની દેવડી ઉપર જઇને હાજરી ભરવી અને એ જે આજ્ઞા ફરમાવે તેનો તરતજ અમલ કરવો જહાનઆરા ઘણી કુટુમ્બવત્સલ હતી દારા શિકોહની પુત્રી જહાન જેબ-બાનુને જહાનઆરાએ પોતાની પુત્રી તરીકે ઉછેરી હતી એનું લગ્ન જહાન આરાના મહેલમાજ, ઔરગઝેબના ત્રીજા શાહજાદા મહમ્મદ આઝમ સાથે ઘણા ઠાઠપૂર્વક કરવામા આવ્યું હતું. ભાગ્યહીન મુરાદની શાહજાદીઓને પણ દયાળુ ફોઇનાજ મહેલમા શરણુ મળ્યું હતુ. ટુકાણમા એ કે જહાન-આરા બેગમે પોતાની પાસેના અઢળક ધનનો ઉપયોગ સગાઓને આશ્રય આપવામા તથા પુણ્યદાનમા કર્યો હતો ઔરગઝેબ ગાદીએ આવ્યા પછી આખા રાજ્યમા જે સુખ, વૈભવ અને પ્રતિષ્ઠા જહાનઆરાએ ભોગવ્યા છે, તેવા કોઈએ ભોગવ્યા નથી મોગલો પરદેશથી આવ્યા છતા હિન્દુઓના રીત-રિવાજની એમના ઉપર ઘણી અસર થઇ હતી નૂરજહાન અને મુમતાજમ-હાલના દાખલા બાદ કરીએ તો મોગલોના અન્ત પુરમા અધિષ્ઠાત્રી દેવી તરીકે બાદશાહની બેગમ નહોતી પૂજાતી, પૂર્વની સ્ત્રીઓની સાધારણ લજ્જા એને એ ગભીર જવાબદારી માથે લેવામા સકોચ ઉત્પન્ન કરતી, તેથી વડિલ તરીકેનો અન્ત:પુરનો બધો કારભાર બાદશાહની વિધવા માતા અથવા તે ન હોય તો મોટી બ્હેનના હાથમા આવતો ઔરંગઝેબની માતાનો સ્વર્ગવાસ પહેલેથી થઈ ચુકેલો હોવાથી જહાનઆરાનેજ વડિલ સ્ત્રીનું જોખમદારી ભર્યું પણ ગૌરવપૂર્ણ પદ પ્રાપ્ત થયું હતુ રાજકુટુબના બાલકબાલિકાઓના લગ્ન-સબધ ગોઠવવા,તહેવારો અને શુભ અશુભ પ્રસગોએ બધી વ્યવસ્થા કરવી, આખા રાજ્યની સ્ત્રીસમાજના આગેવાન બનવુ એ બધુ કામ જહાનઆરાનુ હતુ. શહાજહાન બાદશાહ તરફથી એને 'બેગમ સાહેબ'નો માન ભર્યો

ઇલકાબ મળ્યો હતો; ૨૭ વર્ષ સુધી જહાનઆરાએ પૂર્ણ સુખ ભોગવ્યુ હતું. ત્યાર પછી શાહજહાના કારાવાસના આઠ વર્ષ એણે દુઃખમા ગાળ્યા; પણ ઔરંગઝેબે પાછી એની પ્રતિષ્ઠા વધારી તે અન્તકાળ સુધી કાયમ રાખી.

જહાનઆરા કવિઓની મોટી પોષક હતી વિદ્વાનોને એ છૂટે હાથે ઇનામ આપતી એક દિવસ શેખ મહમ્મદઅલી ( માહિર ) અકબરાબાદીએ તેની પ્રશસામા એક ફારસી પદ્ય રચીને સભળાવ્યુ તેના બદલામા તેને ૫૦૦ રૂપિયા આપ્યા હતા એજ પ્રમાણે મીરઝા અહસન બેગ નામના કવિને એટલીજ રકમ ઇનામમા આપી હતી. એક સમયે જહાનઆરા બેગમ પુષ્પવાટિકામા બુરખો નાખીને ફરી રહી હતી, એવામા એક જુવાન કવિએ કટાક્ષરૂપે ફારસીમા સુન્દર કવિતા સભળાવી તેના અવિનયને માટે તો એ ગુસ્સે થઇ, પણ તેની કવિતા ઉપર ખૂશ થઈને પાચ હજાર રૂપિયા બક્ષિસ આપ્યા.

જહાનઆરા ઘણીજ શરમાળ અને મર્યાદાવાળી સ્ત્રી હતી.ઇ૦સ૦ ૧૬૪૪ મા એક રાતે મીણબત્તીના દીવાની ઝપટ લાગવાથી જહાનઆરાના વસ્ત્રમાં આગ લાગી. શરમની મારી તેણે કોઇને બૂમ પાડી નહિ રખે તેનો સ્વર સાભળીને કોઇ પુરુષ મદદે આવી ચઢે અને તેને નગ્નાવસ્થામા જોઇ જાય એ બીકે તેણે ચુ કે ચા કર્યું નહિ. તેના શરીર ઉપર ફોલ્લા ઉઠી ગયા "તે વખતે એની સાથે ચાર દાસીઓ હોઈ તે તેના કપડા સળગતા તેના શરીરે ચોટી પડી, પરન્તુ આથી ઉલટુ માત્ર તેમનાજ લૂગડા સળગ્યા આ અકસ્માતથી જહાનઆરા આખા શરીરે બળી ગઇ આ જોઇ તેનો બાપ છેક વિહ્‌વળ બની ગયો. સ્ત્રી મરણ પામ્યા પછી આ મોટી પુત્રીજ તેની સર્વ વાત સભાળ રાખતી હતી તેના આ મદવાડમા તે તેની પાસે સઘળો વખત બેસી રહેતો અને પોતાને હાથે તેના ઘા ધોઇને મલમ વગેરે ચોપડતો તેમજ જરૂરના કામ વગર તે તેને છોડીને જતો નહિ,અને દરબારમા પણ પા અર્ધી ઘડી બેસીને પાછો આવતો, મોટા મોટા નામાક્તિ વૈદ્યો તેણે તેડાવ્યા હતા. દરરોજ મોટું દાન કરીને તેના આરોગ્યનુ ચિતન કરતો રોજ રાતે એક હજારની થેલી તેના ઓશિકા નીચે મૂકીને તે સવારમા ગરીબોને વહેચી આપતો. તે સાજી થાય તે માટે ઘણા કેદીઓને તેણે બદીખાનામાથી છોડી મૂકયા, અને લોકો પાસેના લેણાની સાત લાખ રૂપિયાની બાકી માડી વાળી. મધ્યરાત સુધી તો પોતે પરમેશ્વરની પ્રાર્થના કરતો જાગતો બેસી રહેતો. આ મંદવાડ ચાર મહિના ચાલ્યો ઘણે ભાગે તેની આશા મૂકવામાં આવી

હતી, અને તેની સાથે દાઝેલી દાસીઓ પૈકી બે તો મરણજ પામી હતી. ઇરાનના શાહનો એક કુશળ હકીમ પોતાના ધણીના ત્રાસથી કંટાળીને તેજ વખતે શાહજહાન પાસે આવેલો હોઈ તેના ઓસડથી ઘણો ફાયદો થયો. તેને સારી થતા છ મહિના લાગ્યા. તા ૨૫મી નવેમ્બરને રોજે તેને આરામ થવા માટે મોટો આનંદોત્સવ મનાવવામા આવ્યો. બાપે છોકરીને દશ લાખ રૂપિયાની સંપત્તિ બક્ષિસ આપી, અને બે લાખ રૂપિયાની ભીખારીઓને ખેરાત કરી. ' ( મુસલમાની રિયાસત ભાગ ૧ લો. )

જહાનઆરાના આરોગ્યસંબંધી બીજી એક કથા એવી છે કે, શાહજહા બાદશાહને એ વાતની ખબર પડી એટલે એણે તરતજ સુરત શહેરમાથી પ્રખ્યાત અંગ્રેજી ડાક્ટર ગેબ્રિયલ બાઉટનને બોલાવી મંગાવ્યો તેની દવા અને માવજતથી જહાનઆરાને આરામ થઇ ગયો, પરન્તુ તેના દેહનુ અપૂર્વ સૌંદર્ય એ દિવસથી ઘણુ ઓછુ થઇ ગયુ. એ ડાકટર ઉપર બાદશાહ ઘણો પ્રસન્ન થયો અને માગ્યું ઇનામ આપવાની ઇચ્છા દર્શાવી. ડાકટર બાઉટન સ્વાર્થપરાયણ પુરુષ નહોતો એ ખરેખરો સ્વદેશભક્ત હતો એણે એવું ઇનામ માગ્યું કે જેને પરિણામે તેના સ્વદેશબંધુઓનો આ મહાન્ સામ્રાજ્યમા મજબૂત પગપેસારો થયો. તેણે શાહજહા બાદશાહ પાસે માગી લીધું કે તમારા રાજ્યમા અંગ્રેજ વેપારીઓને વગર સંકોચે વેપાર કરવાની પરવાનગી આપવી જોઇએ. ઉદાર ચરિત બાદશાહે તેની એ પ્રાર્થના માન્ય રાખી.

હિજરી સન ૧૦૯૨ ને ઇ૦ સ૦ ૧૬૮૨મા જહાનઆરા બેગમની જીવનયાત્રા સમાપ્ત થઇ, અને તેની અન્તિમ ઇચ્છા મુજબ નિઝામઉદ્દિન ઓલિયાની દરગાહમા તેને દફનાવવામા આવી. આજ પણ તેની કબર દિલ્હી શહેરમા જોવામા આવે છે “ જહાનઆરાની કબર ઘણી સાદી છે. તેની ઇચ્છાનુસાર એક આરસનો પત્થર અખંડ કોતરી કાઢીને તેની કબર ઉપર મૂકેલો છે, અને ઉઘાડા ભાગ ઉપર ઘાસ ઉગેલુ છે. તેની કબર ઉપર લખેલું છે કે ' ઇ૦ સ૦ ૧૬૮૨ નાશવંત ફકીર જહાનઆરા બેગમ, શાહજહાનની પુત્રી અને ચીસ્ત સાધુઓની શિષ્યા ' માથા તરફ ઉત્તર બાજુએ એક સુંદર પત્થર છે. તેના ઉપર શાહજાદીની લખેલી એક શેર કોતરવામા આવી છે, જે તેના હૃદયની સાદાઇ અને નિરભિમાનીપણું, અને સુફીઓએ માનેલી જગત્‌ની અસારતા, દર્શાવે છે–લીલા ઘાસનેજ ફક્ત મારી કબરને છુપાવવા દેજો. ગરીબ માણસની કબરનું ઉત્તમ ઢાકણુ ઘાસતરણું છે. '

આ જીવનચરિત્ર સમાપ્ત કરતા જણાવવું જોઈએ કે દુનિયાના નિંદાખોર જીવો આ સન્નારીના પવિત્ર જીવનને પણ કલંક લગાડવાનું ચુકયા નથી. પિતાની ખાતર પોતાનું જીવનસર્વસ્વ સમર્પણ કરનાર આ સાધ્વી સ્ત્રીને માથે એ દુષ્ટોએ એવો આરોપ મૂકયો છે કે, તેને પોતાના પિતા સાથે આડો વ્યવહાર હતો પણ તેમનો એ આરોપ માનવા લાયક નથી. બર્નીઅર અને ટ્રેવર્નિયર નામના પ્રસિદ્ધ પ્રવાસીઓ પોતાના પ્રવાસ વર્ણનમા એ લોકવાયકાને પુષ્ટિ આપતા નથી, ઉલટું તેઓ સ્પષ્ટ કહે છે કે એ રાજકન્યા સાધુજીવન ગાળતી હતી.

ઔરંગઝેબે એના મૃત્યુથી ત્રણ દિવસ સુધી શોક મનાવ્યો હતો, અને આજ્ઞા પ્રગટ કરી હતી, કે ભવિષ્યમા બધા સરકારી કાગળોમાં એનો ઉલ્લેખ ‘ સાહિબાત–ઉઝ–ઝમાની ’ નામથી કરવો એ ઉપરથી પણ એ અનુમાન થાય છે કે ઔરંગઝેબ જેવા નીતિની બાબતમા સખ્ત નિયમપાલનની આશા રાખનાર બાદશાહને પણ તેનું જીવન નિષ્કલંક લાગ્યું હશે.

# रत्न २२८ मुं–रौशनआरा



એ શાહજહાન બાદશાહની સૌથી નાની પુત્રી હતી એ ઘણી વિદ્વાન, ચતુર અને રાજપ્રપંચમા કુશળ હતી. પોતાના ભાઈ ઔરંગઝેબ ઉપર તેની વિશેષ પ્રીતિ હતી; રાજગાદી પ્રાપ્ત કરવા સારૂ ઔરંગઝેબે જે જે પ્રયત્નો કર્યા તેમા તેને રોશનઆરાની પૂરતી મદદ હતી. જહાનઆરા બેગમે જે વખતે કેટલીક હથિયારબંધ સ્ત્રીઓ મારફત છળ કરીને ઔરંગઝેબને પોતાના મહેલમા બોલાવ્યો હતો તે સમયે દૂરઅંદેશી રોશનઆરા બેગમેજ તેને એ કાવતરાની ખબર આપીને ચેતાવ્યો હતો.

ઈ૦સ૦ ૧૭૫૯ મા ઔરંગઝેબનો રાજ્યાભિષેક થયો, ત્યારે રોશનઆરાના હર્ષનો પાર રહ્યો નહોતો એને મનથી સોનાનો સૂર્ય ઉગ્યો હતો. ઔરંગઝેબે પણ બેનના ઉપકારોનો પૂરતો બદલો વાળ્યો હતો. રાજ્યાભિષેકને દિવસે તેને પાંચ લાખ રૂપિયા રોકડા ભેટમાં આપ્યા હતા. બાદશાહે

આટલી મોટી રકમ પોતાની કોઇ પણ બેન કે પુત્રીને આપી નહોતી. અનેક વર્ષો એ ઔરંગઝેબના વિશ્વાસ અને કૃપાને પાત્ર બની રહી હતી. એનાં બધા સન્તાનો, તથા બેગમો ઉપર ઘણા વર્ષો સુધી રોશનઆરાનુ સામ્રાજ્ય ચાલતું હતું

ઔરંગઝેબના મંદવાડ વખતે એની રજા સિવાય કોઈ મહેલમા આવવા પામતું નહિ. ઉત્તરાવસ્થામા એ કુમાર આઝમની પક્ષપાતી બની હતી, અને પોતાની પાસેની રાજ-મહોરનો ઉપયોગ કરીને શાહજાદાના પક્ષપાતી ઉમરાવોને રાજમહેલમા બોલાવ્યા હતા ઔરંગઝેબ આથી ઘણો ગુસ્સે થયો હતો અને બેન ઉપર તેની પ્રીતિ ઓછી થઇ હતી.

રોશનઆરા સારી લેખક પણ હતી તેનો બનાવેલો એક બાગ આજદિન સુધી દિલ્હીમા રોશનઆરા બાગના નામથી ઓળખાય છે

તેની ચાલચલણની વિરુદ્ધ મુનશી નામનો ઇતિહાસ લેખક જે કાંઇ લખી ગયો છે, તેને એ સમયના બીજા પૂરાવાથી પુષ્ટિ મળતી નથી અને તેથી શ્રીયુત જદુનાથ સરકાર જેવા પ્રસિદ્ધ ઇતિહાસવેત્તા તેના ઉપર જરાયે વિશ્વાસ મૂકતા નથી પ્રમાણરૂપ ઇતિહાસકાર લખે છે કે, એનામા ઉચ્ચ પ્રકારના ગુણ હતા અને તેનો સ્વભાવ પ્રશંસનીય હતો ઔરંગઝેબે તેના મૃત્યુ સમયે ઘણો શોક પ્રગટ કર્યો હતો, અને તેના આત્માની સદ્ગતિ અર્થે પુષ્કળ દાન કર્યું હતુ, તથા તેના દાસદાસીઓ પ્રત્યે મમતા બતાવી હતી.

ઇ૦સ૦ ૧૬૭૧ ની ૧૧ મી સપ્ટેમ્બરે ૫૬ વર્ષની વયે તેનુ મૃત્યુ થયુ હતુ

---

## रत्न २२९ मुं—झेबुन्निसा बेगम




ગલવંશની સ્ત્રીઓ કેવી સુશિક્ષિત અને વિદ્યારસિક હતી, તેનો કાંઇક ભાસ આગળના કેટલાક ચરિત્રો ઉપરથી વાચક બેનોને થઈ ચૂકયો હશે. હવે અમે મોગલવંશના આભૂષણ રૂપ, પોતાની સુમધુર કવિતાથી ઇતિહાસમા ચિરસ્મરણીય કીર્તિ મૂકી જનાર, રમણી રત્ન ઝેબ-ઉન્-

નિસાનો થોડો ઘણો પરિચય કરાવીશું. આ રાજકન્યા હિંદુસ્તાનના બાદશાહ ઔરંગઝેબ–આલમગીરની સૌથી મોટી પુત્રી હતી. તેનો જન્મ શાહ અનવરખાની પુત્રી દિલરસબાનુ બેગમના ગર્ભમા થયો હતો; એ શાહજાદીનુ મૂળ નામ જુબેદા બેગમ હતુ; પરંતુ મોટી થવા પછી એ ઝેબ–ઉન્–નિસા–સ્ત્રીજાતિની શોભા નામથી પ્રસિદ્ધ થઇ એના જન્મ સમયે એના દાદા શાહજહા જીવતા અને એમણેજ એનુ નામ પાડયુ હતુ. રાજકન્યાને છાજે એવી રીતે એનુ લાલનપાલન થવા લાગ્યુ. એ વખતના નિયમાનુસાર પ્રતિષ્ઠિત અને કુલીન સ્ત્રીઓ એની સેવામા રાખવામા આવી શાહજાદી સદા-સારી સંગતમાજ રહે એટલા માટે અમીરઉમરાવોની કન્યાઓને સાહેલીઓતરીકે તેની સાથે રમવાને રાજમહેલમા બોલાવવામા આવતી. બાલ્યાવસ્થાથીજ એ બાળા મિષ્ટભાષિણી, સૌંદર્યવતી, ચપળ અને નિર્દોષ સુખાકૃતિ વાળી હતી. ઝેબુન્નિસા પૂરી ત્રણ વર્ષની પણ ન થઈ તે પહેલા એનું ચિત્ત વિદ્યાની તરફ આકર્ષાયું એને ધવરાવવા માટે માયાબાઈ નામની એક ધર્મનિષ્ઠ, સદાચારી અને સાત્વિક પ્રકૃતિની સ્ત્રી રાખવામા આવી હતી

એ પવિત્ર બાઈની અસર ઝેબુન્નિસાના જીવનપર ઘણી સારી થઇ હતી.તેના સદ્ગુણોને યાદ કરીને બાદશાહજાદી ઝેબુન્નિસા મોટી થયા પછી પણ માયાબાઇનુ ઘણું માન રાખતી ઝેબુન્નિસાએ શૈશવાવસ્થામાથી નીકળીને બાલ્યાવસ્થામા પગ મૂકયો એટલે ઔરંગઝેબે તેની કેળવણી માટે 'મરિયમ' નામની એક 'હાફિઝા' અને પરમ વિદુષી સ્ત્રીની નિમણુક કરી. મુસલમાનોમા જે પુરુષને કુરાને શરીફ કંઠાગ્ર હોય તેને હાફીઝ અને જે સ્ત્રીને આખુ કુરાન મોઢે હોય તેને 'હાફિઝા' કહે છે ઝેબુન્નિસા વારંવાર મરિયમને કુરાનનોપાઠ ભણતાં સાંભળતી. તેની સ્મરણશક્તિ ઘણી તીવ્ર હોવાથી ઘણા થોડા સમયમા આખું કુરાન તેને કંઠાગ્ર થઈ ગયું હતુ બાલિકા ઝેબુન્નિસા સુમધુર સ્વરથી કુરાનની પવિત્ર આયતોનો પાઠ કરતી ત્યારે તે સાભળીને લોકો મુગ્ધ થઈ જતા ઝેબુન્નિસા હાફિઝા બની એ આખા કુટુબને માટે ગૌરવ અને આનંદનો દિવસ હતો. ઔરંગઝેબ પુત્રીની તીવ્રબુદ્ધિ તથા ધર્માભિરુચિ જોઇને ઘણો પ્રસન્ન થયો. એ ખુશાલીમાં એણે મોટો સમારંભ કર્યો અને ઝેબુન્નિસાને ત્રીસ હજાર અશરફીઓની એક કોથળી ઈનામમા આપી. ઉદાર હૃદયની રાજકન્યાએ એ દ્રવ્યનો ઉપયોગ એજ વખતે ગરીબોને દાન આપવામા કર્યો. ત્યાર પછી એ પ્રસિદ્ધ મુલ્લા રૂસ્તમ ગાજીની શિષ્યા બની. એ વિદ્વાને એને

ફારસી અને અરબી ભાષામા ઘણી સારી પ્રવીણુતા પ્રાપ્ત કરાવી, અરબી-ભાષામા લખાયલા મુસલમાનોના ધર્મ અને તત્વજ્ઞાનના ગ્રંથોમા એણે વિશેષ પ્રવીણુતા મેળવી. બાદશાહ ઔરગઝેબ ઘણી વખત પુત્રી ઝેબની સાથે ધર્મશાસ્ત્રની ચર્ચા કરતો.ઝેબુન્નિસાનો ધાર્મિક ભાવ એટલો ઉડો હતો. કે એ ભક્તિભાવપૂર્વક પોતાના મધુર કઠથી કુરાનનો પાઠ કરતી, ત્યારે શ્રોતાઓના નેત્રમાથી અવિરલ અશ્રુધારા વહેવા લાગતી

ઝેબુન્નિસામા ઉચા પ્રકારની કવિત્વ શક્તિ હતી. એના મુખમાથી સ્વાભાવિકરીતે નીકળનારા વાક્યો પદ્યમય હતા. એને પોતાને કલ્પના પણ નહોતી કે પરમેશ્વરે એને અલૌકિક કાવ્યશક્તિ આપી છે, પરતુ સદ્-ભાગ્યે એના ગુરુઓ એની કવિત્વ શક્તિને પારખી ગયા, અને તેમણે કહ્યુ કે ઝેબુન્નિસા આગળ જતા સારી કવિ થશે પ્રારભમા એણે અરબીભાષામા એક સ્તોત્ર રચ્યુ, અને પોતાનુ નામ છુપાવીને અરબસ્તાનથી આવેલા એક વિદ્વાન પ્રવાસીને બતાવ્યુ એ મુસાફર પણ સારો કવિ હતો. એણે એ સ્તોત્ર વાચીને કહ્યુ ' એટલુ તો સ્પષ્ટ જણાય છે કે આ સ્તોત્રનો લખનારો વિદ્વાન સુજ્ઞ અને ભારતવાસી છે એણે પીગળના નિયમનુ બરોબર પાલન કર્યું છે, પરતુ શબ્દનો પ્રયોગ કઇ કઈ વ્યાજબી નથી થયો. એમ જણાય છે કે એને કવિતા રચવાનો અભ્યાસ નથી, મને આશ્ચર્ય એ થાય છે કે હિન્દુસ્તાનમા રહેનાર મનુષ્યે અરબીભાષાનુ આવુ સારૂ જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત કર્યું ! " અરબીભાષા પોતાની માતૃભાષા નહોતી એટલે એમા કવિતા કરવા જતા શબ્દયોજના ઠીક ન થાય, રૂઢીના પ્રયોગ દોષયુક્ત થાય, એ સ્વાભાવિક હતુ, એટલે ઝેબુન્નિસાએ હવેથી અરબીભાષામા કવિતા ન રચતા ફારસી ભાષામા લખવાનુ શરૂ કર્યું

સ્ત્રીઓમા રહેલી સ્વાભાવિક શરમને લીધે ઝેબુન્નિસાની કવિતાઓ તેની પદર વર્ષની વય સુધી ગુપ્તજ રહી હૃદયના ઉભરાઓ કવિતાદ્વારા બહાર કહાડતી અને એને એક પુસ્તકમાં સુન્દર અક્ષરે નોધી રાખતી, તથા વખતો વખત એને વાચીને પોતેજ આનન્દ અનુભવતી. આ પ્રસગે એ પણ કહેવું જોઈએ કે ઝેબુન્નિસાના અક્ષરો પણ ઘણા સારા, ઠરેલ અને મોતીના દાણા જેવા સુદર હતા. એનું લખાણ જોઇને મોટા મોટા લહીઆઓ પણ છક થઈ જતા.

એક દિવસે દૈવયોગે એનો કવિતાસગ્રહ એના ઉસ્તાદ શાહ રૂસ્તમજીની

નજરે પડયો એ ગ્રન્થમાની કવિતા વાચીને એ ઘણુા પ્રસન્ન થયા, અને શિષ્યાને પ્રેમથી પૂછવા લાગ્યા 'આ પ્રાસયુક્ત વાણી નિયમાનુસાર અભ્યાસ કરવાનુ પરિણામ છે ને ?' શાહજાદીએ શરમાઈ જઇને શિર નીચુ નમાવ્યું. શાહસાહેબે સતુષ્ટ થઇને એને કવિતા લખતા રહેવાની રજા આપી. ઔરંગઝેબ બહુ શુષ્ક પ્રકૃતિનો મનુષ્ય હતો કવિતાપ્રત્યે એને શોખ નહોતો. કવિતાને એ પસદ પણ બહુ થોડી કરતો, એટલે ઝેમને બીતે બીતે કવિતાઓ લખવી પડતી પણ હૃદયઝરણાં કાંઈ ખાળ્યા ખાળી શકાય છે ? !

ગુરુ તરફથી ઉત્સાહ મળતા, તથા ભૂલચુક સુધારી આપવાનું વચન મળતા એનો ઉમગ વધી પડયો અને એ સુન્દર કવિતા લખવા લાગી. નૂરજહાકે કોઈ રોશનઆરાની પેઠે એ પોતાની તીવ્ર બુદ્ધિનો ઉપયોગ રાજખટપટોમા નહોતી કરવા માગતી. સાહિત્યસેવા અને સાહિત્યના અધ્યયનમાજ જીવન ગાળવાનો એનો અભિલાષ હતો એ કાર્યમા એને જે આનન્દ મળતો, તેને એ સ્વર્ગસુખ સમાન ગણુતી. શાહજાદીની કવિત્વશક્તિથી પ્રસન્ન થયેલો એનો ગુરુ બાદશાહને વાર વાર વિનતિ કરતો કે શાહજાદીની એ શક્તિનો વધારે વિકાસ થાય એવા ઉપાય કરવા જોઈએ. પુત્રી ઉપરના અસાધારણ પ્રેમને લીધે બાદશાહે એ વાત સ્વીકારી, અને એના શિક્ષણ સારૂ સારા કવિની શોધ થવા લાગી અનેક વિદ્વાનો એ પદને સારૂ આવ્યા, પણ આખરે મીર નસીરૂદ્દીન નામનો એક સાધુ પ્રકૃતિનો જ્ઞાની અને વૈરાગી કવિ એ કામ ઉપર નીમાયો.

એક વખત બાદશાહના દરબારમા કવિતાની રસભરી ચર્ચા થઇ રહી હતી. એવામા એક કવિએ નીચેના ચરણની પાદપૂર્તિ રૂપે ગઝલ રચવાનુ કહ્યુ.

'અગર માનદ શબે માનદ શબે દીગર નમી માનદ.'

ઘણા કવિઓએ પાદ પૂર્તિ કરી શાહજાદી ઝેબુન્નિસાએ જે પાદપૂર્તિ કરી તેનો ભાવાર્થ આ પ્રમાણે છે

"નવોઢા સ્રીની લજ્જા તેના પતિના બાહુસ્થાનમા નથી રહી શકતી, જો રહે તો એક રાત રહે, બીજી રાતે નહિ રહે. એ માશુકના પ્રેમાધિકારી પતિનો પ્રેમરૂપી રોગ લાબો વખત નહિ ટકે, ટકે તો એક રાત સુધી શય્યામાં ટકશે, બીજી રાતે એ રોગ રહેવાનો સંભવ નથી." એ વખતે દરબારમા ઘણા અમીર ઉમરાવો અને વિદ્વાનો હતા. તેમણે શાહજાદીની રચનાની પ્રશસા કરી એમ કહેવાય છે, કે ઈરાનનો શાહજાદો ઝેબુન્નિસાની કાવ્ય–

પ્રતિભા અને અલૌકિક સૌન્દર્યની પ્રશંસા સાંભળીને તેને પરણવાની ઇચ્છા-થી ભારતવર્ષ આવ્યો હતો. એક દિવસ બાદશાહે એને તથા બીજા કેટલાક મેમાનોને ભોજન સારૂ નોતર્યા હતા શાહજાદાના ગુણોની પરીક્ષા લેવા સારૂ ઝેબુન્નિસા પણ બુરખો નાખીને ત્યાં આગળ ભોજન કરવા બેઠી હતી. થોડું ક જમ્યા પછી ઇરાનના શાહજાદાને કટાક્ષયુક્ત મશ્કરી કરવાની ઇચ્છા થઈ, અને દુર્વાસનાભરી નજર રાજકુમારી તરફ નાખતો તે બોલ્યો 'સેહ બોસા મી ખ્વા હમ.' આમાં 'સેહ બોસા' શબ્દ ખુબીથી વપરાયો હતો એનો અર્થ ચુમ્બન પણ થાય છે અને ઘુઘરાના જેવો એક ખાવાનો પદાર્થ પણ થાય છે પૂરા વાક્યનો અર્થ એવો થાય છે કે 'હું ઘુઘરાના જેવો એ પદાર્થ ખાવા માગું છું' બીજો અર્થ એ થાય છે કે 'હું તને ત્રણવાર ચુમ્બન કરવા માગું છું' ભાષાનો મર્મ જાણનારી ઝેબુન્નિસા શાહજાદાના મનનો વિકાર સમજી ગઇ. એની પાશવ વૃત્તિ તથા આવી ભરીસભામાં કરેલી મશ્કરી જો-ઇને એને એના પ્રત્યે ઘણો તિરસ્કાર છુટયો પોતાના ક્રોધને શમાવીને સ ભ્યતાપૂર્વક એણે ઉત્તર આપ્યો 'અજમત બખે માદર તલબ' અર્થાત્ ર-સોડામાં માની પાસે માગી લે આવો નિરાશાજનક અને મેણારૂપ ઉત્તર સાંભળીને શાહજાદો ઘણો નિરાશ થયો

એક બીજા પ્રસંગ ઉપરથી શાહજાદીની શીઘ્ર કવિતા કરવાની શક્તિ તથા હાજરજવાબીનો પરિચય મળે છે એક દિવસ બાલ્યાવસ્થામાં આગ્રાના કિલ્લામાં પોતાની સખીઓસહિત એ રમી રહી હતી રમતાં રમતાં એક બાલિકાએ ભીંતના છિદ્રમાં લોખંડનો સળીઓ નાખીને કહ્યું 'નીમે દરૂમ નીમે બરૂમ' અર્થાત્ અડધો સળીઓ અંદર છે અને અડધો બહાર છે. એ સાંભળીને છોકરીઓ હસવા લાગી અને શાહજહાં બાદશાહ જે કારાગૃહ વાસ ભોગવી રહ્યો હતો, તેણે પોતાના ઓરડામાથી બહાર આવીને છોકરી-ઓને ધમકાવી એ ઉપરથી ઝેબુન્નિસાએ આગળ આવીને નિર્ભયતાથી કહ્યું—

'અજ હૈબત શાહેજહાં લરજદ જમીનો આસમાં,
અંગુશ્તે હૈરત દરવહાં નીમે દરૂમ, નીમે બરૂમ'

પૂજ્ય દાદાજી ! અમે તો એમ કહી રહ્યા હતાં, કે "શાહજહાંના ભયથી પૃથ્વી અને આકાશ બન્ને કાંપે છે એ જોઇને આશ્ચર્યથી મોમાં અડધી આંગળી અંદર અને અડધી બહારજ રહી જાય છે"

એક દિવસ ઉષ:કાળનો રમણીય સમય હતો મહેલની પાસેની વાડીમાં

શાહજાદી હવા ખાઇ રહી હતી તેના કોમળ અન્તઃકરણમા વિચારો સ્ફુર્યા અને તે નીચેની કવિતાના રૂપમા પ્રગટ થયા.

' ચાર ચીજ જ દિલગમ બુરદ કુદામ ચાર,
શરાબો સબ્જ હો આબે રવાનો રૂએ નિગાર '

ચાર વસ્તુઓ હૃદયનો ભાર હલકો કરે છે. મદ્ય, સૃષ્ટિસૌન્દર્ય, ખળખળ વહેતું ઝરણું અને સુદર મુખચન્દ્ર એટલામા પાછળ ફરીને જુએ છે તો પિતા ઓરંગઝેબ ઉભો છે શૃગાર રસનું આ પદ્ય કદાચ પિતાએ સાભળી લીધુ હશે એ શકાથી એણે તરતજ એના એ પદ્યને બીજી રીતે ફેરફાર રચીને જોરથી ગાયું

ચારચીજ જ દિલગમ બુરદ કુદમ ચાર
નમાજ રોજા તસ્બી હો તો બહ્દસ્તે ગફાર

ચાર વસ્તુઓ હૃદયની વ્યથાને દૂર કરે છે નમાજ ( ઇશ્વરપ્રાર્થના ) રોજા–અપવાસ, ઇશ્વરસ્મરણ–નામ જપ, અને પશ્ચાત્તાપપૂર્વક ક્ષમા માગવી.

એક દિવસ રાજકુમારીનો એક કિંમતી આઇનો રૌશન નામની દાસીના હાથથી જમીન ઉપર પડીને ભાગી ગયો, ભયથી કાપતી કાપતી તે દાસી રાજકુમારીની પાસે આવીને બોલી 'અજકજા આઇન યે ચીની શિકસ્ત' અર્થાત્ અકસ્માતથી કાચ તૂટી ગયો. ઝેબુન્નિસાએ તરત ઉત્તર આપ્યો ' ખુબ શુદ અસ્બાબ ખુદ બીની શિકસ્ત ' સારૂં થયું કે ' ખુદબીનીનું' સાધન તૂટી ગયું અહિંયા ' ખુદબીની ' શબ્દ બેવડા અર્થમા વાપરવામા આવ્યો છે. ખુદબીની એટલે પોતાને જોવું તે અને બીજો અર્થ અહંકાર અભિમાન છે આપણી ભાષામા આઇનાને એટલાજ સારૂ દર્પણ કહ્યુ છે

' દિવાન–ઈ–મખફી ' નામના ગ્રન્થમા એક સ્ત્રી કવિની ઘણી કવિતાનો સંગ્રહ છે, પણ એ 'મખફી' કોણ હતી તેનો નિર્ણય થઇ શકતો નથી 'મખફી' એટલે ગુપ્ત,ગુપ્ત નામથી લખનાર અનેક ફારસી કવિઓ એજ નામથી કવિતા રચતા ઝેબુન્નિસાનો કવિતા–સંગ્રહ–દીવાન છપાયો છે અને તેનો અંગ્રેજીમા અનુવાદ પણ થયો છે. એ ગ્રન્થ વાચ્યાથી જણાય છે કે એ કોઇ સાધારણ કવિ નહોતી રસિક, મનોહર અને ઉચ્ચ ભાવથી ભરેલી કવિતાનાં પદેપદમા તેની અસાધારણ પ્રતિભા અને પ્રગાઢ ઈશ્વરભક્તિ પ્રગટી આવે છે.

ઝેબુન્નિસા આખી જીંદગી સુધી કુમારીજ રહી હતી. મોગલવંશની અનેક રાજકુમારી ચિરકુમારી રહી હતી, એનું કારણ એ હતું કે બરોબરના

દરજ્જાવાળા વર એમને સારૂ મળતા નહિ, અને સાધારણ સ્થિતિનો પુરુષ એવા મોટા સામ્રાજ્યના અધીશ્વરની કન્યાને પરણવાનું, અને તેનો મિજાજ સહન કરવાનું સાહસ ખેડવાનુ પસદ નહોતો કરતો સાધારણ રીતે રાજ-કુટુમ્બમાંજ એમના લગ્ન ગોઠવાઇ જતા મુન્શી મહમદખા-બી. એ. જેબુન્નિસાના ચરિત્રમા લખે છે, કે “ ઇતિહાસપ્રસિદ્ધ દારા શિકોહના પુત્ર ઉપર ઝેબુન્નિસાનો બચપણુથીજ પ્રેમ હતો, ઔરગજેબે એનું લગ્ન દારા શિકોહના પુત્ર સાથે કરવાનો નિશ્ચય કર્યો હતો; પણ પાછળથી રાજકાજમા દારા પોતાનો વિરોધી જણાયાથી બાદશાહે હત્યારાઓને હાથે એનો વધ કરાવ્યો હતો. પિતાના એ રાક્ષસી કાર્યથી ઝેબુન્નિસાના કોમળ હૃદયને એટલો ભયકર ઘા પહોચ્યો, કે એણે ખુદ બાદશાહના કહેવા છતા પણ જીદગી સુધી લગ્નજ ન કર્યું ”

સસારમા એવા નીચ મનુષ્યો ઘણા છે કે જેઓ બીજાને કલક લગાડીને બહુ ખુશ થાય છે. એવા મનુષ્યોએ મોટા મહાત્માઓને પણ કલંક લગાડયું છે, તો પછી બિચારી ઝેબુન્નિસા જેવી અબળાને તેઓ શુ કામ નિન્દામાથી બચાવે ? આ પ્રકારના લોકો કેવળ મૂર્ખમડળીમાજ નથી હોતા પરન્તુ લેખક નામધારી વર્ગમાં પણ દૃષ્ટિગોચર થાય છે ઝેબુન્નિસા ઉપર તેમણે અનેક કલક લગાડયા છે કોઇક તો કહે છે કે મહારાષ્ટ્રવીર છત્રપતિ શિવાજી ને જ્યારે પકડીને ઔરગજેબના દરબારમા લઇ ગયા ત્યારે પડદાની આડમાથી ઝેબુન્નિસાની દૃષ્ટિ તેના ઉપર પડી અને તેણે પોતાનો પ્રેમ શિવાજી મહારાજને સમર્પણ કરી દીધો હતો, અને શિવાજીને છોડી મૂકવા માટે પિતાને ઘણો આગ્રહ કર્યો હતો, પરતુ આના કરતા પણ વધારે આક્ષેપ તેના આકિલખા સાથેના પ્રેમસબધમા છે આકિલખા નામના એક અમીરની સાથેના ઝેબુન્નિસાના કલ્પિત અનુચિત સબધના વિષયમા લોકોએ સેકડો કહાણીઓ ઘડી કહાડી છે એનો વિસ્તારથી ઉલ્લેખ કરવા બેસીએ તો એક નાની સરખી રસમય નવલકથા લખી શકાય, પરતુ મૌલાના સઈદ એહમદ કે જેમના એક ઉર્દુ લેખને આધારે આ ચરિત્ર લખવામા આવ્યું છે, તેઓ જણાવે છે કે એ બધા કલકો મિથ્યા છે

રાજકુમારી ઝેબુન્નિસાના સૌન્દર્યનું વર્ણન કરતા પ્રસિદ્ધ ગુજરાતી લેખક અને નાટયકાર સ્વર્ગસ્થ રા રા અમૃત કેશવ નાયક આ પ્રમાણે લખે છે.—

' સરોના વૃક્ષની પેઠે સીધો મધ્યમ આકાર, ગૌર વર્ણ, હાથપગ સુડોળ, સુંદર ગોળ વદન, લીબુની ચીર જેવી આંખો, સુશોભિત બાંધો, ભરેલા ગાલ, ઘુઘરીયાળા વાળ, કપાળમાં વચ્ચોવચ્ચ કાળો તલ, ટુંકામાં સર્વ વાતે મનોહર હતી. × × મિયાબાઇનું કથન છે કે બેગમ શાહબાએ કદિ મસી, કાજળ, સુરમો, મહાવડ કે મેંદી લગાડયાજ નથી દિલ્હીથી બહાર નીકળવા પૂર્વે એ સાદી સુકુમારિકાએ કદી રંગીન વસ્ત્ર શરીર ઉપર ઓઢયું ન હતું. જૂદા જૂદા કટની ફેશનના પછાડા તો હતાજ નહિ રિવાજી વસ્ત્રોની વેતર કતર મહમદશાહી પછી થઈ. તે પૂર્વે તો કુળવાન અમીરોના ઘરોમા, સ્ત્રીઓ યા તો હિન્દવાણી ઢબનો કે ઇરાની કાપનો પોશાક ધારણ કરતી ઝેબુન્નિસા સદૈવ ઇરાની ઘાટીના શ્વેત વસ્ત્રોથી પોતાના સુઘડ શરીરને શોભાવતી. દાસી બાદીઓને ઇચ્છાનુસાર રંગબેરંગી પટકુળ પહેરવાની પરવાનગી હતી. એટલુંજ નહિ પણ કેટલીકવાર સાદા પટ પરિધાન કરી સેવામા આવેલી સરખી સાહેલીઓને મેણા મારી મારી પરાણે રંગીન લુગડા પહેરાવતી લાહોરમાં આવ્યા પછી તેણે કોઇવાર રંગબેરંગી કપડા પહેરવા માંડયા એક બેવાર સખીઓએ કહ્યુ કે તું હિંદુઓની પણ શાહજાદી છે માટે તે લોકોના જેવા વસ્ત્રો તારે પહેરવા જોઈએ. જોબનના જોરમા આવેલી, મદમાતી શાહજાદીએ તે લોકોના અનુરોધથી થોડા દહાડા ચોળી, ઘાઘરો અને સાડી પહેર્યાં રાતદહાડો ઇરાની વસ્ત્રો પહેરનાર આ નવયૌવનાનો હિંદુ સ્ત્રીના વેશમાં એક મનોહરજ દેખાવ દેખાતો હતો આ વાત ધર્માન્ધ ઔરંગઝેબને કાને પડતાંજ તેણે બહુ ક્રોધથી તે કપડા કહાડી નાખવા આજ્ઞા કરી, ત્યાર પછી તેણે સદા પૂર્વવત્ ઇરાની વેશજ રાખ્યો તે થોડુંક ઘરાણું પણ પહેરતી. એકસરખા મોતીનો ભારે કંઠો કે જેમા બે ત્રણ હીરે જડયા તાવીજો શોભતા હતાં તે નિરંતર ગળામા ઓપતો રહેતો કાનોમા રત્નજડિત કરણફૂલ અને હાથોમા હીરાની બંગડીઓ બસ પણ આટલી સાદાઈમાંએ તે એવી મનોહર લાગતી કે સોળે શૃંગારથી સુસજ્જિત હજારો યુવતીઓ તે પરથી ઓવારી નાખવી ગમે ”

ઝેબુન્નિસાને બાગબગીચાનો પણ ઘણો શોખ હતો સુંદર સોહામણી વાટિકામા ફરવું તેને ઘણું પ્રિય હતું એ શોખને પૂરો પાડવા સારૂ તેણે એક ઘણો વિશાળ બગીચો બનાવ્યો હતો, અને તેનો પ્રબંધ પોતાની ધાવ માયા બાઇને સોંપ્યો હતો. બાગ બની ગયા પછી એક દિવસ ઝેબુન્નિસા તેને જોવા

ગઈ રસ્તામા તેણે લોકોને મોએ સાભળ્યુ કે રાજકુમારી માયાબાઇનો બાગ જોવા જાય છે આથી તેના મનમા અનેક વિચાર ઉત્પન્ન થયા. આખરે તેણે નિશ્ચય કર્યો કે એ બગીચાના દ્વાર આગળ જે કોઈ પહેલું મળશે તેનેજ એ બાગ આપી દઈશ. ભાગ્યવશ માયાબાઇજ બાગના ઝાપા આગળ ઉભી હતી. તેને દેખતાવારજ રાજકુમારીએ એ સુદર બાગ તેને સમર્પણ કરી દીધો અને પોતે બાગની સહેલ કર્યા વગરજ ઘેર પાછી ચાલી ગઇ

આ બાગના ખડેર લાહોરમા અનારકલ્લીની દક્ષિણ દિશા તરફ આજ દિન સુધી મોજુદ છે હવે લોકો એને ‘ બુર્જીવાલા બાગ ’ કહે છે તેના પૂર્વ તરફના દરવાજા ઉપર આગળ જણાવેલી ઘટનાસબધી કેટલોક વૃત્તાત ફારસી કવિતામા લખેલો હજીસુધી દીઠામા આવે છે આ સિવાય બીજા પણ અનેક બાગ તેણે બનાવ્યા હતા

ઔરગઝેબ પોતાની વડી દીકરી ઝેબુન્નિસાને ઘણુ ચાહતો અને રાજ-કાજમ પણ કહિ કહિ તેની સલાહ લેતો હતો, પણ એક બનાવ એવો બન્યો કે જેથી પિતાનું મન પુત્રી ઉપરથી ઉઠી ગયુ ઇ૦ સ૦ ૧૬૮૦ મા ઔરગ-ઝેબના પુત્ર અકબરે પોતાના પિતાની સામે બડ ઉઠાવ્યુ પિતા કરતા પુત્ર પાસે વધારે સૈન્ય હતું શાહજાદા અકબરની ચડાઇથી બધા ગભરાઈ ગયા, પણ ઔરગઝેબ પણ કાઇ કાચોપોચો નહોતો એણે એવી યુક્તિ કરી કે શાહજાદાને નાસી જવુ પડયુ જે લોકોએ અકબરને મદદ આપી હતી તે સઘળાને સજા કરવામા આવી તપાસ કરતાં માલૂમ પડયુ કે શાહજાદી ઝેબુ-ન્નિસાની પણ મદદ અકબરને થોડી ઘણી હતી. ઔરગઝેબ ઘણા કઠોર સ્વભાવનો મનુષ્ય હતો, તેણે ઝેબુન્નિસાનું ચાર લાખ રૂપિયાનું વાર્ષિક પેન્શન બધ કર્યુ તથા તેની મીલકત પણ જપ્ત કરી લીધી, એટલુજ નહિ પણ તેને સલીમગઢના કિલ્લામા કેદ કરવામા આવી કેટલાક દિવસ પછી પિતાનો ક્રોધ શાન્ત થયો ત્યારે તેનો અપરાધ માફ કરવામા આવ્યો, માલમિલ્કત પાછી સોપવામા આવી અને વાર્ષિક પેન્શન પણ પાછુંશરૂ કરવામા આવ્યું. ત્યાર પછી ઝેબુન્નિસાનું બાકીનુ જીવન કાવ્યરચવામા અને સાહિત્યની ચર્ચા કરવામા વીત્યું

પેન્શનની મોટી રકમમાથી એ વિદ્વાનો અને કવિઓને મદદ કરતી, તેણે ઘણો મોટો મહેલ બધાવ્યો હતો. એ મહેલમાં સારા સારા કવિઓ, પં-ડિતો, અને લેખકોની ઠઠ જામેલી રહેતી

ઝેબુન્નિસાના ઉત્તેજનથી એ લોકો અનેક વિષયોના ગ્રન્થો રચવામા, સુદર કવિતાઓ લખવામા, અન્ય ભાષાઓના અમૂલ્ય ગ્રન્થોના અનુવાદ કરવામાં, તથા હસ્તલિખિત જૂના ગ્રન્થોની નકલો કરવામા રાતદિવસ કામે લાગેલા રહેતા હતા ઝેબુન્નિસાની તરફથી તેમને બધાને પગાર મળતો હતો. એજ મહેલમા તેણે પુસ્તકાલય પણ સ્થાપન કર્યું હતું તેના અમલદારો સારા પુસ્તકોની શોધમા બારે મહિના દેશવિદેશમા ફર્યા કરતા હતા. જ્યા કઇ કોઇ ઉપયોગી પુસ્તક મળી આવતું કે તરતજ એ ખરીદી લઇને અથવા ખરીદી ન શકાય તો તેની નકલ કરીને પુસ્તકાલયમા મોકલાવી દેતા હતા આ પ્રકારે આ પુસ્તકાલયમા સઘળા વિષયોના હજારો અદ્વિતીય, અપૂર્વ અને અલભ્ય પુસ્તકો એકઠા થવા પામ્યા હતા. એ વખતમા કાશ્મીરમા ઘણા સારા પુસ્તકોનો સગ્રહ હતો તેથી ઝેબુન્નિસાએ કેટલાક સારા લેખકોને ખાસ ખર્ચ કરીને કાશ્મીર મોકલ્યા હતા અને તેમને આજ્ઞા આપી હતી કે સારા ગ્રન્થો ગમે તેટલુ ખર્ચ કરીને પણ સપાદન કરવા. એ કામનો વહીવટ મુલ્લા મહમદ શફી નામના એક વિદ્વાનના હાથમા હતો ઝેબુન્નિસાએ રચાવેલા અને અનુવાદ કરાવેલા ગ્રન્થોમાથી એકાદ સિવાય કોઇ ગ્રન્થનો પત્તો હાલ લાગતો નથી ઇમામ રાઝી નામના એક વિદ્વાને અરબિ ભાષામા કુરાનનું ભાષ્ય લખ્યુ છે તેનું નામ ‘ તફસિર કબિર ’ છે. આ અમૂલ્ય પુસ્તકનુ ફારસી ભાષાન્તર ઝેબુન્નિસાની આજ્ઞાથી મુલ્લા શફીઉદ્દીન અર્જબેગી નામના એક વિદ્વાને કર્યું હતુ ઝેબુન્નિસાના નામપરથી એ પુસ્તકનું નામ ‘ ઝેબુત્તફાસીર ’ રાખવામા આવ્યુ છે ઝેબુન્નિસાની સાથે સબધ ધરાવતું આ એકજ પુસ્તક હાલ મળી આવે છે.

નિર્મળ હૃદયની હોવા છતા પણ લોકોમા અને ખાસ કરીને અદેખા શત્રુઓ તરફથી એની જે મિથ્યા નિદા થતી હતી, તેથી એનું કોમળ હૃદય વીંધાતું હતું પોતાના પવિત્ર મનનો ભાવ એણે એક પદ્યમા નીચે પ્રમાણે દર્શાવ્યો છે—

‘ કાબા અને મહમદ પેગમ્બરના સોગન ખાઇને હુ કહું છુ, કે મારી પવિત્રતાનેજ લોકો પાપ સમજે છે.’

નીચેના વાક્યો તેના કાવ્યોમાથી અનુવાદ રૂપે આપ્યા છે, એ વિદુષીના હૃદયની ઉચ્ચતાનું માપ કાઢવાને એ પૂરતા છે.

“ જ્યારે તારી ઇચ્છા પરિપૂર્ણ થાય અને તુ સુખી થાય, ત્યારે દુઃખ

અને નિરાશામા ગાળેલા દિવસોનું સ્મરણ ભૂલીશ નહિ. ”

* * * * * * * *

“જગત્મા જ્યારે દુઃખ અથવા વિપત્તિનો સમય આવે ત્યારે તું તારા મધુરસ્વરથી એને ટાળવાનો પ્રયત્ન કરજે જેવી રીતે પતંગીઉં દીવાના ઉપર પોતાનો પ્રાણ આપે છે, તેવીજ રીતે તું પણ સત્કર્મના આચરણ તથા દુ:ખીઓની સહાયતા કરવામા પોતાની જીંદગી ગાળ.”

* * * * *

“ સ્ત્રીની આબરૂમા એકવાર કાળી ટીલી લાગી જાય, તો આસુઓથી સોવાર ધોયા છતા પણ એ ધોઇ શકાતી નથી. ”

“ જ્યારે નિરાશાના દિન આવે છે, ત્યારે મિત્ર પણ શત્રુરૂપ થઇ જાય છે, તથા આનંદનો અન્ત દુઃખમા આવે છે. ’

* * * * *

“ મારા મનમા કોઈના પ્રત્યે શત્રુતા નથી, એવું છતા પણ જે મારા ઉપર દ્વેષ રાખે તેના ઉપર પરમેશ્વર દ્વેષ રાખે. ”

* * * * *

અંતઃકરણથી ખરેખર પવિત્ર હોવા છતા પણ શત્રુઓએ તને કલંકિત કરી છે. તારી બદનામી કરી છે, તો તું ડરે છે શામાટે ? દુ:ખ અને લજ્જા શામાટે માને છે ?

ઈ૦ સ૦ ૧૭૦૨ મા દિલ્હીના એકાન્ત વાસમા ઝેબુન્નિસા એક દિવસ પુસ્તક વાચતા વાચતા માંદી પડી, અને સાત દિવસનો મંદવાડ ભોગવીને આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી ગઈ એના મૃત્યુ માટે શોક પ્રગટ કરતા એક સાહિત્ય-ભક્ત લખે છે.—

“ હાય ! હાય ! કવયિત્રી ઝેબુન્નિસા ઈશ્વર ઇચ્છાથી અચાનક આ નશ્વર જગતનો ત્યાગ કરીને પરલોકમા ચાલી ગઈ. જ્ઞાનની, કાવ્યની અને અનુપમ સૌંદર્યની મૂર્તિ પૃથ્વીના ઉદરમા જઈને અદૃશ્ય થઇ ગઈ.”

દિલ્હીમા કાબુલી દરવાજાની બહાર એક બાગમા એની સમાધિ હતી; પરન્તુ શોકની વાત છે, કે પોતાના દેશના મહાન પુરુષોના કીર્તિસ્તમ્ભ પાછળ લાખો રૂપિયા ખર્ચનાર, એવા કીર્તિસ્તમ્ભોની યાત્રાએ જનારાની સગવડ સારૂ મોટે ખર્ચે રેલવે અને ટ્રામ બાંધનાર આપણા શાસનકર્તાઓએ રેલ્વે બાંધવા ખાતર એની કબ્રને ખોદાવી નાખી અને એના શબને

મૂળ સમાધિના પથ્થરસહિત સિકન્દ્રાના રાજામા દાટવામા આવ્યું. એની એ દશા જોઈને એક દેશભકતનું હૃદય વ્યાજબી રીતે પીગળે છે અને એના મુખમાથી સ્વાભાવિક ઉદ્ગાર નીકળે છે.

" જે નવયોવના પુષ્પની શય્યા પર સુતી હતી, તેની કબ્ર ઉપર હાય! આજ કોઇ બે સુકા ફૂલ પણ નથી ચઢાવતું

* * * * *

જેના મ દિરમા અત્તરના સુવર્ણ દીપક બળતા હતા, તેની કબ્ર ઉપર આજે કોઇ ઘાસલેટની ચીમની પણ નથી સળગાવતું

* * * * *

જેણે સે કડો યાચકોને કમખાબ અને રેશમના મૂલ્યવાન વસ્ત્ર અર્પણ કર્યાં હતા; તેની કબ્ર ઉપર આજ સુતરાઉ ચીંથરૂં પણ કોઈ નથી ચઢાવતું"

આપણા એકદર દેશમા આવા દષ્ટાન્તોનો અભાવ નથી

---

# रत्न २३० मुं-झिन्नत-उन्-निसा

એ બાદશાહ ઔરગઝેબની બીજી કન્યા હતી એનો જન્મ ઔરગાબાદમા ઈ૦ સ૦ ૧૬૪૩ ની પાચમી ઓકટોબરને દિને થયો હતો પાછળથી એ પાદશાહબેગમના નામથી પ્રસિદ્ધ થઇ છે, એ ઘણી ધાર્મિક અને પવિત્ર હતી. ધાર્મિકતાનો ગુણ પિતા તરફથી એને વારસામા મળ્યો હતો. આખી જી દગી સુધી કુ વારી રહેવાનુંજ એણે પસ દ કર્યું હતું. એણે પિતાને કહ્યુ હતું કે, ' આપ મારા લગ્નમા જેટલા રૂપિયા વાપરત તેટલા રૂપિયા મને રોકડા આપી દો. હુ એ ધનથી એક સુન્દર મસ્જીદ બ ધાવીશ " બાદશાહે એની પ્રાર્થના સ્વીકારી, અને રાજકુમારીએ દિલ્હીમાં એક ભવ્ય મસ્જિદ બ ધાવી જે હજુ પણ ' કુમારીમસજિદ ' ના નામથી ઓળખાય છે.

ઔરગઝેબ જ્યારે દક્ષિણમા હતો, ત્યારે શાહજાદી એની સાથે હતી. પિતાની સેવામા અને અન્તઃપુરની વ્યવસ્થા ઉપર દેખરેખ રાખવામા એનો સમય જતો. જહાનઆરાએ જેવી રીતે શાહજહાનની સેવા કરી હતી તેવીજ રીતે ઝિન્નત-ઉન્-નિસાએ એકનિષ્ઠાથી પિતા ઔરંગઝેબની શુશ્રૂષા તેની ઉત્તર વયમાં કરી હતી. એનું જીવન જહાનઆરા કરતાં વધારે સુખી નીવ-

ડયુ હતુ. ઔરંગઝેબના મૃત્યુ પછી છેક ફરૂખશિયરના રાજ્ય સુધી એ જીવતી હતી, અને રાજકુટુમ્બમા વૃદ્ધ અને અનુભવી સ્ત્રીતરીકે ઘણુ સન્માન પામતી હતી ઈ૦ સ૦ ૧૭૦૦ મા પોતાનેજ ખર્ચે બંધાવેલ મસ્જીદ 'ઝિત ઉલ મસ્જીદ' મા એને દફનાવવામાં આવી હતી એ મસ્જીદ દિલ્હીમા હતી, પણ અગ્રેજ સરકારના લશ્કરી ખાતાએ એ સ્થાનને પોતાના કબજામા લઈને એની સમાધિને ત્યાથી ખસેડી નાખી હતી

બાદશાહી ગઈ તો એના અવશેષોને કોણ પૂછે ! '

# रत्न २३१ मुं–सहजोबाइ



એ રાજપૂતાનાના એક પ્રતિષ્ઠિત ઢુસર જાતિના ગૃહસ્થની સ્ત્રી હતી એ પરમ ભક્ત હતી, અને સાધુસન્તોની સેવા કરનારી હતી એણે ભક્તિ માર્ગની ઘણી સારી કવિતા રચી છે એની કવિતા ઉપરથી અનુમાન થાય છે કે એ આશરે બસે વર્ષ ઉપર થઈ ગઈ છે એ પ્રસિદ્ધ મહાત્માચરણદાસજીની શિષ્યા હતી. ચરણદાસજી પણ પૂર્વાશ્રમમા એનીજ ન્યાતના હતા. ભારતવર્ષમા અનેક સ્થળે એમના અનુયાયીઓ છે.

સહજોબાઈના સબધમા કેટલાક ચમત્કારો પણ પ્રસિદ્ધ છે ગુરુપ્રત્યે એની ઉડી ભક્તિ હતી, અને ઇશ્વરસબધી એનું જ્ઞાન બહુ ગહન હતું. એની વાણી ઘણી કોમળ, મધુર અને હૃદયવેધક છે

એની કવિતાના નમુના નીચે આપીએ છીએ.

એ ગુરુની પ્રશસામા કહે છે —

'निर्मल आनंद देत हैा, ब्रह्मरूप कर देत ।
जीवरूप की आपदा, व्याधा सब हर लेत ॥

* * * * *

गुरु हैं चार प्रकारके, अपने अपने अंग ।
गुरु पारस दीपक गुरु, मलयागिर गुरु भृंग ॥
चरनदास समरथ गुरु, सर्व अंग तिहि मांहि ।
जैसे को तैसा मिले, रीता छांडैं नांहि ॥

સાધુના લક્ષણ તે નીચે પ્રમાણે વર્ણવે છે.

साध सोई जो काया साधै। तज आलस और वादविवादे ।
गहै धारना सब गति भारी। तजै विकलता अस्तुति गारी ॥
छिमावन्त धीरजकूं धारै। पांचो बस कर मनकूं मारै ॥
त्यागै झूंठ सांच मुख बोलै। चित्त इस्थिर इत उत ना डोलै ॥
तन जगमें मन हरिके पासा। लोग भोग सूं सदा उपासा ॥
जत सत तनख सिख सीतलताई। तन मन बचन सदा सुखदाई ॥
निर्गुन ध्यानी ब्रह्मज्ञानी। मुखसूं बोलै अमृत बानी ॥
समझ एकता भाव न दूजे। जिनके चरन सहजिया पूजे ॥

( દોહા )

निर्दुन्दी निर्वैरता, सहजो अरु निर्वास।
संतोषी निर्मल दसा, तकै न पर की आस ॥ વગેરે

જન્મથી મરણપર્યન્ત મનુષ્યની શી શી દશા થાય છે તે એણે સરસ કવિતામાં વર્ણવ્યું છે. એમાનો પણ એકજ નમુનો જોઈ લ્યો.

तरुनापा भया सकल सरीरा, अन्धा भया बिसर हरि हीरा ॥
विषयबासना के मदमाती, अहं आपदा के रंग राती ॥
मूंछ मरोड अकडता डोलै काहू तें मुख मीठ न बोलै ॥
कहै बराबर मेरे नाहीं, बुद्धिमान कोइ या जग माहीं ॥
मैं बलवन्त सब न पर भारी, द्रव्य कमाऊं नर न अगारी ॥
महा दुःखी सुख मान लियो है, मोह अमल अज्ञान पियो है ॥
भया कुटुम्बी जब सुख कैसा, सहजो बन्ध पडे कोइ जैसा ॥
सत पुत्रो उपजे मर जावे, सोच साच तन मन दुःख पावे ॥

( દોહા )

द्रव्यहीन भटकत फिरै, ज्यों सराय को स्वान।
झिडक दियो जिह घर गया, सहजो रह्यो न मान ॥
आवे ना सत संगति माहीं, कुटंब जाल छुटकारा नाहीं ॥
हरिकी भक्ति नहीं लौ लाई, दारा सुत धनकी गुमराई+
दु ख धन्धा कर जन्म गंवाया, सहज सहज बूढापन आया ॥

---

+ ગુમરાહી = અભિમાન.

# रत्न २३२ मुं–ठकुराणी काकरेचीजी



આ રાજકન્યા ગુજરાતમા કાકરેચી પ્રદેશમા દિયોધર ગામના વાઘેલા ઠાકુર અગરાજીની પુત્રી હતી તેનુ લગ્ન મારવાડ દેશના પશ્ચિમ પરગણા સાચોરમા કેસોનગરા ચોહાણ રાવ બલ્લુજીના પુત્ર નરહરદાસજીની સાથે થયું હતું બલ્લુજી સંવત ૧૬૯૯ મા રાજસિંહાસન ઉપર બેઠા હતા, અને શાહજહા બાદશાહની સેવામા સકુટુંબ રહેતા હતા સંવત ૧૭૧૪ થી સ. ૧૭૧૬ સુધી રાજ્યગાદી માટે શાહજહાના પુત્રોમા જે લડાઇઓ થતી રહી તેમા નરહરજી મરી ગયા નરહરજીનો પુત્ર પણ એમની સાથે લડાઈમાં હતો અને રાણી કાકરેચીજી પોતાને પિયેર હતી એ ઘણી બુદ્ધિમાન હતી અને કવિતા કરવાનો એને ઘણો શોખ હતો પતિનું મૃત્યુ સાભળીને એ ઘણીજ શોકવિહ્વળ થઈ ગઈ એજ અરસામા એક હજામ કે જેનો ચહેરો નરહરદાસને ઘણો મળતો આવતો હતો, તે નરહરદાસ બનીને દિયોધર ગયો અને રાણીના પિતાને મળીને કહ્યુ કે મારા મરી ગયાની વાત ખોટી છે હું તો જીવતો છુ અને તમારો શોક નિવારણ કરવા માટે વગર રજાએ એકલો અહી આવ્યો છુ. અગરાજી ભોળા સરદાર હતા તેમણે એ ઠગારાનું કહ્યુ માની લીધું અને પુત્રીને કહ્યું કે નરહરદાસજી આવી ગયા છે દુશ્મનોએ ખોટી ગપ ઉડાવી હતી હવે તું તારો વૈધવ્ય વેશ કહાડી નાખ, પરન્તુ કાકરેચીજી ચતુર સ્ત્રી હતી. એણે પિતાના કહ્યા ઉપર વિશ્વાસ ન કર્યો. પિતાએ બહુ આગ્રહ કર્યો ત્યારે પડદામાથી એને જોઈને ખાત્રી કરી કે એ પોતાનો પતિ નથી પણ કોઇ વેશધારી ધૂતારો છે. એણે એક કવિતમા જણાવ્યું કે,

નરહર નેજાૅ બાજિયા, કયાૅ પલટાઉં બેસ.

નરહરદાસ તો ભાલાથી લડીને મરી ગયા. હું વેશ કેવી રીતે બદલુ ? આટલુ કહીને એણે પોતાના નોકરોને હુકમ આપ્યો કે આ કોઇ ઢોગી ધૂતારો છે એને લાત મારીને કહાડી મૂકો.

કાકરેચીના બનાવેલા બીજા પણ ઘણા દોહા છે એમ સાભળવામા આવ્યું છે.

# रत्न २३२ मुं–रूपनगढनी राजकुमारी




તાપના મૃત્યુ પછી તેનો જ્યેષ્ઠ પુત્ર અમરસિંહ ગાદીએ બેઠો. અમરસિંહના રાજ્યમા અકબરના પુત્ર જહાગીરે ઘણીવાર ઉદયપુર ઉપર ચડાઇ કરી હતી

ઘણા વર્ષો સુધી અમરસિંહે દિલ્હીની પ્રબળ શક્તિની સામે પોતાની સ્વતંત્રતાનું રક્ષણુ કર્યું હતુ અનેક વાર મોગલ સેના પરાજીત થઇને પાછી ફરી હતી.

પણ આખરે દિલ્હીના પ્રમાણુમા મેવાડ એક નાનું રાજ્ય હતું જહાગીર અને તેના તાબાના બીજા રાજપૂત રાજાઓએ પ્રતિજ્ઞા લીધી હતી કે ગમે તેમ કરીને મેવાડને મોગલોને સ્વાધીન બનાવીશું આટલી મોટી સત્તાની આગળ, પોતાનુ રક્ષણુ એકલે હાથે કરવાનુ મેવાડનું શું ગજું ? પ્રતાપે રાજ્યભ્રષ્ટ થઈને, ગરીબ ભિખારીની પેઠે દારિદ્રયપૂર્વક વન અને પર્વતોમા સપરિવાર અસહ્ય દુ:ખ વેઠીને જીદગી ગાળી હતી, પરન્તુ મોગલોને શરણે જઈને સીસોદિયાના કુળને કલંક લગાડયું નહોતું. વીર હોવા છતા પણ અમરસિંહના ચરિત્રમા પિતાની એ દઢતા નહોતી આટલા દિવસ તો ગમે તેમ કરીને એણે મોગલોની સાથે યુદ્ધ કર્યું હતું, પણ મોગલોના ઉપરાઉપરી હુમલા થયાથી એ એટલો બધો દુર્બળ થઈ ગયો હતો કે તેણે અધીનતા સ્વીકારીને જહાગીરની સાથે સંધિ કરી.

પરન્તુ બીજા રાજપૂત રાજાઓની પેઠે એ જાતે કોઇ દિવસ મોગલોના દરબારમા ગયો નહિ, તેમજ મોગલોની સાથે તેણે લગ્નનો સંબંધ પણ બાંધ્યો નહિ.

જહાગીર અને તેના પુત્ર શાહજહાંને અકબરની ઉદાર રાજનીતિનુ અનુકરણુ કરીને રાજપૂતો અને બીજા હિંદુ રાજાઓ સાથે ઘણો સારો વ્યવહાર રાખ્યો હતો. તેમના સમયમાં અમરસિંહના વારસો રાણા કર્ણ અને જગત્‌સિંહ મેવાડમા રાજ્ય કરતા હતા. બન્ને બાદશાહોએ તેમનું ઘણું માન રાખ્યું હતું.

જગત્‌સિંહની પછી તેનો જ્યેષ્ઠ પુત્ર મહાવીર રાણા રાજસિંહ ગાદીએ બેઠો. દિલ્હીમાં શહેનશાહ શાહજહાંને પદભ્રષ્ટ કરીને તેનો ત્રીજો પુત્ર ઔરંગઝેબ સિંહાસન ઉપર બેઠો.

રૂપનગઢ નામનું રાજપૂતાનામા એક ઘણુ નાનું રાજ્ય છે આપણા આખ્યાનની નાયિકા એ રૂપનગઢના રાજા વિક્રમ સોલકીની કન્યા હતી. અકબરના સમયથી મોગલ બાદશાહો રાજપૂત કન્યાઓ પરણુતા આવ્યા હતા. બાદશાહ જહાંગીર અને શાહજહા બન્ને જણા રાજપૂત બેગમોના ગર્ભમા જન્મ્યા હતા ઔરંગઝેબની પ્રથમ અને મુખ્ય બેગમ પણુ જોધપુરની એક રાજકન્યા હતી વૃદ્ધાવસ્થામા પણુ મોગલ બાદશાહો વિવાહ કરતાં ચૂકતા નહિ કોઇ પણુ અસાધારણુ સુંદર રાજપુતાણી કે મુસલમાનીની ખબર મળતી તો તરતજ મોગલ બાદશાહ તેને પરણુવા યત્ન કરતો આ પ્રમાણે એક દિવસ રૂપનગઢની રાજકન્યાના અપ્રતિમ સૌન્દર્યની પ્રશસા દિલ્હીનરેશ ઔરગઝેબને કાને પહોચી. વૃદ્ધાવસ્થામા પણુ એ સુદરીને વરવાની તેને પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થઇ. ઔરગઝેબે તરતજ એક સૈન્ય સાથે રૂપનગઢના રાજાને સદેશો મોકલ્યો કે તમારે તમારી કન્યાને બાદશાહની બેગમ બનવા સારૂ હમણુાને હમણુાજ દિલ્હી મોકલી આપવી

મારવાડ, અબર વગેરે મોટા મોટા રાજપૂત રાજ્યોના રાજાઓએ પણુ મોગલોને કન્યા આપી હતી, તો પછી નાનું સરખુ રૂપનગઢ શી વિસાતમા ? મોગલ શહેનશાહને કન્યા આપવામા રૂપનગઢના રાજાનું કાંઈ અપમાન થાય એમ નહોતું. મનમા એને જરા ખોટુ તો લાગ્યું તોપણુ બાદશાહનું માગુ પાછુ કહાડવાની તેમનામાં હિમત નહોતી; કારણુ કે એ જાણુતો હતો કે દિલ્હીનો બાદશાહ કોપિત થશે તો એક ક્ષણુમા રૂપનગઢને ભસ્મીભૂત કરી નાખશે. એ વિચારથી રાજા પોતાની કન્યાને દિલ્હી મોકલવા તૈયાર થયો.

પરન્તુ રાજકુમારી એક આદર્શ રાજપૂતાણી હતી. તેના હૃદયમા રાજપૂતોની મહત્તા અને તેજસ્વિતાનો પ્રવાહ પૂર્ણ વેગથી વહેતો હતો. હિંદુ કન્યા થઇને પવિત્ર રાજપૂત કુળમા જન્મ લઇને, પરધર્મી મોગલના દેહને સ્પર્શ કરવો, તેને પોતાનુ સૌન્દર્ય અને યૌવન સમર્પણુ કરવું તેના કરતાં મૃત્યુ હજારગણુ શ્રેષ્ઠ છે એમ તેને લાગ્યુ. દિલ્હીના બાદશાહની બેગમ થવાની લાલચમા તેનો સકલ્પ જરા પણુ શિથિલ થયો નહિ. એણે મનમાં ને મનમા નિશ્ચય કર્યો કે પિતાજી જો દિલ્હી જવાને ઘણોજ આગ્રહ કરશે તો અગ્નિમા ઝપલાવીને અથવા તો વિષ ખાઇને મરી જઇશ પણુ પરધર્મી બાદશાહની બેગમ તો નહિજ બનુ.

એકાન્તમાં પિતાની પાસે જઇને રાજકુમારીએ કહ્યું પિતાજી ! આખરે

તમને આવીજ મતિ સૂઝી ? રાજપૂતના કુળમા જન્મીને, રાજપુતાણીનો દેહ પામીને, શું હું મોગલની બેગમ બનીશ ? આ દેહનુ પવિત્ર લોહી મોગલના સ્પર્શથી કલંકિત કરીશ ? રાજપૂત વીરતાના ગૌરવવાળા આ પવિત્ર પ્રાણમાં મોગલની પત્ની બનીને હીનતાનો સંચાર કરીશ ? દેવપૂજાને લાયકનુ પુષ્પ આજે પિશાચના પગતળે કચરાઇ જશે ? મારા દેહમા પ્રાણ છે ત્યાસુધી તો એવું કદાપિ નહિ થવા દઉં. વિધાતાએ મને સૌન્દર્ય આપ્યું છે તો એ સૌન્દર્ય પરધર્મી મોગલને કદિપણ સમર્પણ નહિ કરૂં.

'રાજપૂત કન્યા કોઇ વીર રાજપૂતની સહધર્મિણી થશે. મારા નશીબમા એવો કોઈ વીર પુરુષ નહિ લખાયો હોય તો હું કુંવારી અવસ્થામાંજ મરીશ, પણ મોગલ બાદશાહની પાશવલાલસાને કદિ તૃપ્ત નહિ કરૂં. પિતાજી ! તમે રાજપૂતવીર છો. બહાદૂર રાજપૂતકન્યા મોત પસંદ કરશે પણ પોતાના કુળની મર્યાદાનો, પોતાના ધર્મની મર્યાદાનો નાશ થાય તે કદિ સહન નહિ કરે ! આજ શું મો લઇને પોતાની કન્યાને જીવતી નરકમા મોકલવા તૈયાર થયા છો ? પિતાજી ! આપનાથી આ કલંક કેવી રીતે સહન થશે ? હું રાજીખુશીથી હસતી હસતી ચિતામા બળી મરવા તૈયાર છું, પણ દિલ્હી તો હું કદિ પણ જઇશ નહિ.'

કન્યાના મર્મભેદી વચનો તીરની પેઠે તેના પિતાના હૃદયમા પ્રવેશ કરી ગયા, પણ બીજો કાંઇ ઉપાય નહોતો. રૂપનગઢનું રક્ષણ કરવું હોય તો કન્યાને એ નરકમા મોકલ્યા વગર છૂટકોજ નહોતો. થોડીક વાર વિચાર કરીને તેણે કન્યાને સમજાવવા માંડયુ "બેટા ! આપણા કરતા વધારે ઉંચા કુળના રાજપૂતોએ પોતાની કન્યાઓ મોગલ બાદશાહને આપી છે. ઘણી રાજપૂત કન્યાઓ ખુશીથી મોગલોને વરીને દિલ્હીના મહેલોમાં આનંદ કરે છે, તો પછી તને એમા શરમ શેની લાગે છે ? વળી તું કાંઈ સાધારણ ઉમરાવને પરણવા નથી જતી. સાક્ષાત્ બાદશાહ તને પોતાની બેગમ બનાવવા બોલાવે છે. તું દિલ્હીની અધીશ્વરી બનીશ. જોધપુરની રાજકન્યા જે આસન ઉપર બિરાજે છે. તે આસન ઉપર તું બિરાજીશ. એ કાંઇ શરમભરેલુ નથી, બલ્કે રૂપનગઢ જેવા નાના રાજ્યને માટે ગૌરવજનક છે."

ઘણાજ તિરસ્કારપૂર્વક રાજકન્યાએ ઉત્તર આપ્યો 'પિતાજી ! તમારી આવી વાતો સાંભળીને મને ઘણી ઘૃણા આવે છે. યાદ રાખજો કે હું રાજપૂતકન્યા છું. સાધારણ જાગીરદારની કન્યા હઈશ

તોપણ માનમરતબો અને વંશગૌરવમા હુ કોઇ બીજા મોટા રાજ્યના રાજા કરતા હીન નથી. જે રાજપૂતોએ પોતાના વંશની, પોતાના ધર્મની મર્યાદા છોડી દઇને મોગલોના વંશમાં પોતાની કન્યાઓ આપી છે, તેના કરતા એક ઝુંપડીમા વસનાર રાજપૂતનું ગૌરવ અને પદ શ્રેષ્ઠ છે વીર રાજપૂતોની સહધર્મિણી થવા યોગ્ય જે રાજપૂત કન્યાઓ વિધર્મી મોગલોની વિલાસ-સંગિની થઇ છે તેના કરતા ગરીબમા ગરીબ રાજપૂતકન્યાનો દરજ્જો પણ શ્રેષ્ઠ છે

અંબર અને મારવાડના રાજાઓ આપણા કરતા ઘણા મોટા હશે એ વાત ખરી, એ લોકોની શક્તિ ઘણી પ્રબળ હશે એ વાત સાચી, બહારના ઠાઠમા તેમના ઘરની છોકરીઓ ઘણી સુખીહશે એ વાત પણ ખરી,પરન્તુ સ્મરણમા રાખજો કે, આજ આપ મારા લોહીને મોગલના સ્પર્શથી કલંકિત નહિ થવા દો, આજ આપ આપની કન્યાને મોગલની બેગમ નહિ થવા દો આપણે રાજપૂતાઇના ટેકમા, હિંદુના ગૌરવમા એ મોટા રાજ્યો કરતા પણ ઘણા શ્રેષ્ઠ ગણાઈશું.'

'હુ દિલ્હીની સલ્તનતની પરવા રાખતી નથી. રાજ્યસત્તાની લાલચથી, અલંકારો અને વૈભવની લાલચથી રાજપુતાણી કોઇ દિવસ પોતાનો ધર્મ વેચતી નથી. રાજપુતાણી રાજપૂતની સહધર્મિણી અને ગૃહિણી થવા યોગ્ય છે મોગલકન્યા, તાતારકન્યા, તુરકીકન્યા એ બધીઓ બેગમ થવાનું પસંદ કરે તો વ્યાજબી ગણાય, પરન્તુ રાજપૂતકન્યા તો મોગલને વરવા કરતા ગરીબમા ગરીબ ઝુંપડીમા રહેનાર, રાજપૂતની ગૃહિણી થવામા વધારે આબરૂ અને ગૌરવ માનશે.'

રાજકુમારીના પિતાએ ધીમેથી જવાબ આપ્યો 'તારી બધી વાત હુ સમજું છું હુ કાંઈ તને મારી રાજીખુશીથી બાદશાહ સાથે પરણાવતો નથી. તને બોધ આપવા ખાતર આટલી શિખામણ મારે આપવી પડી હતી. મારે લાચારીએ આ કામ કરવું પડે છે. બાદશાહનું કહ્યુ નહિ માનીએ તો એ રૂપનગઢનો નાશ કરશે અને તને પણ બળપૂર્વક લઈ જશે.'

રાજકુમારીએ કહ્યું 'રાજપુતાણીને બળપૂર્વક અધર્મના માર્ગમા લઇ જવાની શક્તિ દિલ્હીના બાદશાહમાં તો શુ, પણ જગતના બધા રાજાઓ સાથે મળીને આવે તોપણ નથી. રાજપુતાણી મરતા બીતી નથી. અગ્નિ, વિષ અને તલવાર એ રાજપુતાણીના આપત્તિ સમયે મિત્રો છે. એમની મદદથી

હમેશા રાજપુતાણીઓ પોતાનું રક્ષણ કરતી આવી છે, અને ભવિષ્યમા પણ કરશે મોગલોની સામે પોતાનું રક્ષણ કરવા જેટલી શક્તિ તમારામા નથી એ હું જાણું છુ આપ રજા આપો તો હમણાજ હું ચિતામા પડીને કે વિષ ખાઇને રાજપૂત કુળનુ ગૌરવ અકલંકિત રાખવા તૈયાર છુ.'

પિતાએ કહ્યુ 'ધર્મના રક્ષણાર્થે કન્યાનું મૃત્યુ થવાથી રાજપૂત દુ:ખી થતો નથી આજ મોગલ બાદશાહ તારૂં શિયળભગ કરવા આવ્યો હોત તો હું મારે હાથે તને મૃત્યુના મુખમા સોપી દેત, પરન્તુ તુ હજુ કુમારી છે, બાદશાહે વિધિ પ્રમાણે તારી સાથે લગ્ન કરવાનું માગું મોકલ્યું છે. મોગલો અને રાજપૂતો વચ્ચે વિવાહનો સબધ બધાઇ ચૂકયો છે. એટલે એ વિવાહ એક રીતે ઘણો ધિક્કારવા યોગ્ય હોવા છતા એમા તારા શિયળનો ભંગ થતો નથી. તેમ છતા પણ જો તું ખરા અતકરણથી એ વિવાહની વિરુદ્ધજ હોય તો તારા મૃત્યુ સામે મારે વાંધો નથી દુ:ખી જીવન કરતા મૃત્યુ વધારે સારૂં છે, પણ યાદ રાખજે કે તારા મરવાથી બાદશાહ મને ક્ષમા કરશે નહિ. એ તો એમજ માનશે કે એની સાથે નહિ પરણાવવા સારૂ મે પોતાની કન્યાની હત્યા કરી છે એ વેરનો બદલો લેવા સારૂ બાદશાહ રૂપનગઢને પાયમાલ કરી નાખશે રૂપનગઢના કલ્યાણ સારૂ તારે આ દુ:ખ અને અપમાન વેઠવું જોઇએ. રૂપનગઢની રાજકન્યા થઇને રૂપનગઢનુ સત્યાનાશ વાળીશ નહિ.

રાજકુમારીએ કાઇ જવાબ ન આપ્યો. મનમા ને મનમા એ વિચારવા લાગી 'ભલે એમ થવા દો. પિતા મને દિલ્હી મોકલીને ભલે રૂપનગઢનું રક્ષણ કરે. દિલ્હીના રસ્તામા વિષ ખાઇને હુ મરી જઇશ. મર્યા વગર હવે છૂટકો નથી. અહિંયા નહિ મરૂં તો દિલ્હીના રસ્તામાં મરીશ. એમ કર્યાથી રૂપનગઢનું રક્ષણ થતું હોય તો મારે શો વાંધો છે ?' આ પ્રમાણે વિચારીને એણે પિતાને કહ્યુ 'ભલે, એમ કરો રૂપનગઢના કલ્યાણ સારૂ હું બધુંએ સહન કરીશ. મને દિલ્હી મોકલવાની તૈયારી કરો.'

પોતાની મેડીમા જઇને રાજકુમારી ખૂબ રોઇ. દુ:ખીઓના એક માત્ર આધાર, વિપત્તિગ્રસ્ત મનુષ્યોની છેવટની મદદ, નિરાશોની છેવટની આશા, ભગવાનને પોકારીને એ ગળગળે સ્વરે કહેવા લાગી. 'હે ભક્તવત્સલ ભગવાન ! રૂપનુ પરિણામ આવુંજ આવતુ હોય તો તેં મને રૂપ શું કામ આપ્યું? મારૂં યૌવન હજુ તો હમણાંજ ફુટયું છે. એ પ્રથમ યૌવનમા મારા હૃદયમાં કેટલા સુખની આશા હતી, પણ આ તો મારૂં યૌવનરૂપી પુષ્પ ખીલતાં

વારજ ફરમાઇ જવાનો સમય આવ્યો છે. પ્રભુ તારા ધર્મરાજ્યમાં આવો અન્યાય શામાટે ? હું નાની બાલિકા છું. માટે શું મારી ઇચ્છા પ્રમાણે વર્તીને મારા જીવનનું સાર્થક કરવાનો અધિકાર મને નથી ? શું મારે એ પરધર્મી બાદશાહની કામલાલસાના અગ્નિમા પડવુંજ પડશે, અથવા તો મારે પોતાને હાથે પવિત્ર જીવનને અકાળે મૃત્યુને સોપવું પડશે? પ્રભુ રાજપુતાણીની આબરૂ સાચવીને તેને બચાવી શકાય એમ હોય તો મને બચાવ. દેવ! દીન બાલિકાની પ્રાર્થના સાભળ ! અને મને આ સંકટમાથી પાર ઉતારવાનો યોગ્ય ઉપાય બતાવ ! '

રાજકુમારીની પ્રાર્થના જગતપિતાના કાને પહોચી. તેણેજ તેના હૃદયમા ઉતરીને એક યુક્તિ સુઝાડી. રાજકુમારીને એ અંધકારમાથી બહાર નીકળવાનો રસ્તો તરતજ જણાઈ આવ્યો. તેને સાભરી આવ્યું કે આ આપત્તિમાંથી મારૂ રક્ષણ કરી શકે એવો એક વીર પુરુષ રાજસ્થાનમા અવશ્ય છે. એ વીર મેવાડનો રાણા રાજસિંહ છે. તેમને જો આશ્રયને માટે વિનતિ કરવામા આવે તો એ જરૂર રાજપૂતબાળાના ધર્મનું રક્ષણ કરશે.

વળી તે મનમા ને મનમા વિચારવા લાગી ' મહારાણા રાજસિંહની બહાદુરીની વાતો ઘણી સાભળી છે. સંગ્રામસિંહ અને પ્રતાપસિંહના એ યોગ્ય સંતાન છે મારૂં રક્ષણ કરવાની જો તેમની ઇચ્છા થશે તો તેઓ જરૂર એ કામમા સફળ થશે મારે નિમિત્તે એમને મોગલો સાથે યુદ્ધ કરવું પડશે. એ યુદ્ધમા રાજસિંહ મોગલોને હરાવશે તો પરાધીન રાજસ્થાનમા પાછું સ્વતંત્રતાનું ગૌરવ આવશે. મારે તેમનેજ શરણે જવું જોઇએ.

' હું સાધારણ ગરીબ બાલિકા છુ એ મારૂં રક્ષણ કરી શકશે, તો તેના બદલામા તેમને અર્પણ કરવા યોગ્ય મારી પાસે કશું પણ નથી. આ રૂપ અને યૌવન તેમના ચરણમા સમર્પણ કરીશ. એ દેવસ્વરૂપ વીરની પૂજા કર્યાથી મારા સૌન્દર્ય અને યૌવનનું પણ સાર્થક થશે '

રાજકુમારીના દારુણ દુઃખ અને નિરાશામય હૃદયમા આ વિચારોથી સાંત્વના અને આશાનો સંચાર થયો. એણે રાજસિંહના ઉપર એક પત્ર લખીને કોઇ વિશ્વાસુ બ્રાહ્મણ સાથે મોકલી આપ્યો

આગળ પાછળનો બધો વૃત્તાંત, તથા બાદશાહ સાથે પરણવા સામે પોતાનો મજબૂત વાંધો જણાવીને તેણે લખ્યું હતું કે ' મહારાણા ! હું એક સાધારણ બાલિકા હોવા છતાં પણ રાજપૂતકન્યા છુ. આપ રાજપૂતોના

ગૌરવ સ્વરૂપ છો, પવિત્ર મેવાડના રાણા છો, ધર્મ સાચવવા સારૂ, રાજપૂતો-નો ટેક સાચવવા સારૂ, રાજપૂતબાળા આપનો આશ્રય માગે છે. મેવાડના રાણા આવી આફતના સમયમા મને મદદ કરીને રાજ્યધર્મનું પાલન નહિ કરે ? જે મેવાડના રાણાઓ મૂળથીજ રાજપૂતોની આબરૂનું રક્ષણ કરતા આવ્યા છે, તે રાણાઓના વંશજ થઈને, તમે રાજપુત બાળાનું અપમાન ચૂપચાપ પોતાની આંખે જોઈ રહેશો ? રાજપૂતબાળાને માથે આના કરતા વધારે મોટી આફત બીજી કોઈ હોઈ શકે નહિ, એવી આપત્તિને સમયે હું તમારી સહાયતા માગું છુ, રાજપૂત કુળતિલક મહારાણા રાજસિંહની હયાતી-માં રાજપુતકન્યા પરધર્મીની બેગમ બનશે ? મહારાજ ! દુરાચારી મોગલો-ના હાથમાથી આપ મારૂ રક્ષણ નહિ કરો ? મેવાડની ગાદી ઉપર બિરા-જીને તમે આર્યકુળની મર્યાદા ડૂબાડશો તો હુ પ્રતિજ્ઞા કરૂ છુ કે આત્મ-હત્યા કરીને હુ મારા ધર્મનું રક્ષણ કરીશ મેવાડાધિપતિ આજ તમારી તલવાર મ્યાનમાથી નહિ નીકળે તો યાદ રાખજો કે પછી કોઈ દિવસ સમ-શેર ખેલવાનો આવો સરસ પ્રસંગ મળવાનો નથી. હમેશા તમારી તલવારને કલંકિત થઈને મ્યાનની અંદરજ પડી રહેવું પડશે.'

યથાસમયે આ પત્ર રાજસિંહને પહોચ્યો.

મોગલ બાદશાહ ઔરંગઝેબ ઘણો ચતુર અને શક્તિશાળી હોવા છતા પોતાની અતિશય ધર્માંધતાને લીધે દેશના લોકોના તિરસ્કારને પાત્ર થઈ પડયો હતો. વહેલા મોડા રાજપૂતોની સાથે તેને યુદ્ધ કર્યા વગર છૂટકો નહોતો.

એવે વખતે રાજપૂત બાળાની પ્રાર્થના રાજસિંહ નામંજૂર કરી શકયો નહિ રૂપનગઢની રાજકુમારીનો ઉદ્ધાર કરવા તે પોતાના સૈન્ય સાથે નીકળી પડયો અને રૂપનગઢની પાસેના કોઈ પહાડી રસ્તામા સંતાઈ રહ્યો.

પત્ર મોકલ્યા પછી રૂપનગઢની રાજકુમારી દિલ્હી જવા નીકળી. આજ રૂપનગઢમાથી તેની છેલ્લી વિદાય હતી. રાજસ્થાનમાથી આજ તેની છેલ્લી વિદાય હતી, અને રાણા રાજસિંહ ક્ષાત્રધર્મનું પાલન કરીને અબળાની વારે ન ધાય તો પૃથ્વીમાથી પણ આજ તેની છેલ્લી વિદાય હતી ! !

નિરાશીઓની છેલ્લી આશા ભગવાન્ છે એ ભીડભંજન ભગવાન ઉપર ભરોસો રાખીને રાજકુમારી આજ દિલ્હી જવા નીકળી. અંતરમા એ વીર રાણા રાજસિંહની પૂજા કરતી હતી.

જે પહાડી પ્રદેશમા રાજસિંહ તેમની વાટ જોઇને ઉભો હતો ત્યા આગળ મોગલોનું સૈન્ય રૂપનગઢની રાજકન્યાને લઇને આવી પહોચ્યું એટલે રાજસિંહે પ્રબલ વેગથી તેમના ઉપર હુમલો કર્યો. મોગલો છિન્નભિન્ન થઇને પલાયન કરી ગયા. રાજકુમારીને લઇ વિજયી રાજસિંહ ઉદયપુર ગયો.

આ સમાચાર ઔરંગઝેબની પાસે પહોચ્યા થોડાજ વખતમા રાજસિંહને બાદશાહ સાથે ઘોર યુદ્ધમા ઉતરવું પડયુ.

એ યુદ્ધમા ઔરંગઝેબનો પરાજય થયો સમરસિંહ, સંગ્રામસિંહ અને પ્રતાપસિંહના યોગ્ય વંશજ રાજસ્થાનના મહાવીર રાજસિંહે અસાધારણ પરાક્રમ બતાવીને ઈ૦ સ૦ ૧૬૮૦ ના માર્ચ માસમાં મુસલમાનો ઉપર વિજય મેળવ્યો

યુદ્ધ સમાપ્ત થયા પછી, રાણા રાજસિંહ પાકી ઉમરનો હોવા છતા પણ રૂપનગઢની યૌવનસંપન્ન રાજકુમારીએ સહર્ષ તેની સાથે લગ્ન કર્યું.

---

# रत्न २३४ मुं—राणी जयमती



સ્ત્રીજાતિ સાધારણ રીતે અબળા અને બીકણતરીકે ઓળખાય છે, પરન્તુ પતિ, પુત્ર, સ્વદેશ અને શિયળના રક્ષણ ખાતર તેમણે પોતાના પ્રાણ પણ વગર સંકોચે સમર્પણ કર્યા હોય એવા દૃષ્ટાન્તો થોડાં નથી સીતા, સાવિત્રી વગેરે પ્રાતઃસ્મરણીય સ્ત્રીઓના યુગને છોડી દઇને વર્તમાનકાળના ઇતિહાસની આલોચના કરવા જતા પણ સ્ત્રીઓના આત્મત્યાગના અસંખ્ય ઉદાહરણ મળી આવે છે અમે જે સાધ્વી રમણીરત્નના જીવનનું અતિ સંક્ષેપમા અવલોકન કરવા તૈયાર થયા છીએ, તે આસામની સ્ત્રીઓની શિરોમણિ રાણી જયમતી છે અને તે આ વાતના એક ઉત્તમ દૃષ્ટાન્તરૂપ છે.

પર્વતમાળાઓથી શોભી રહેલા આસામ પ્રદેશની રમણીય શોભા જોતાંવારજ જણાઇ આવે છે કે પ્રકૃતિએ આ સ્થાનને ભગવદ્ભક્ત મહાત્માઓને ઈશ્વરની આરાધના કરવા સારૂ નિર્માણ કર્યું હશે. નાની મોટી પર્વતમાળાઓ ઉંચુ મો કરીને જાણે કોઇ મહા ધ્યાનમાં નિમગ્ન હોય તેમ ઉભી છે આસામની એક માત્ર નદી બ્રહ્મપુત્રા પણ જાણે પરમ પિતાની શોધમા જતી હોય તેમ સ્થિર અને શાન્તભાવે નિરંતર વહ્યા કરે છે; પરન્તુ આસામ

પ્રદેશ કેવળ પ્રાકૃતિક દૃશ્યને માટેજ પ્રસિદ્ધ નથી. ત્યાના અસંખ્ય દેવમંદિરો આજ દિનસુધી પ્રાચીન આસામીઓના ધર્માનુરાગ અને શિલ્પકૌશલ્યનો પરિચય આપે છે શિવસાગર જીલ્લાથી ત્રણ માઇલ દૂર જયસાગર નામનું એક તળાવ છે, એ તળાવ ઘણુજ વિશાળ છે અને આશરે બસે વર્ષ પૂર્વે ખોદવામા આવ્યું હશે એમ મનાય છે. જયસાગર તળાવ આજદિન સુધી મુસાફરોને આશ્ચર્યમા ગરકાવ કરી દે છે એટલું મોટું બનાવટી તળાવ બીજે કયાય હશે કે નહિ તે ખબર નથી. મોટા આશ્ચર્યની વાત તો એ છે કે એમા કોઇ પણ દિવસ લીલ બાઝતી નથી, એમા કોઈ એવી જાતની રસાયણિક ક્રિયા કરેલી છે તેથી અથવા તો કોઇ વૈજ્ઞાનિક યુક્તિને લીધે તેનુ પાણી સ્ફાટિકના જેવુ સ્વચ્છ અને નિર્મળ રહે છે એનું પાણી જમીનની સપાટીથી પાચ છ ફીટ ઉચુ છે એનો કાઠો બહારથી ઢોળાવદાર છે આસામરાજ રુદ્રસિંહે તેની માતા જયમતીના સ્મૃતિચિન્હ તરીકે એ તળાવ ખોદાવ્યુ હતું અને તેના નામ ઉપરથી એ તળાવનું નામ જયસાગર પાડયું છે. એ તળાવને કાઠે ‘ જયદોલ ’ નામનું એક મંદિર છે આસામની ભાષામા મંદિરને દોલ કહે છે. અમે આજ એ મહાન લલનાનું ચરિત્ર ગુર્જર બહેનો સમક્ષ રજુ કરીશું,પરંતુ તે પહેલા આસામનો ઇતિહાસ સહજસાજ જાણવો જરૂરનો છે.

લગભગ સાતસો વર્ષ પૂર્વે બ્રહ્મદેશમા આવેલા પંગ નામક રાજ્યમાથી માહોમાહીના કુસંપકલેશને લીધે કંટાળીને કેટલાક લોકો જન્મભૂમિનો ત્યાગ કરીને આસામમા પાતકૈ પહાડની પાસેના મુલકમા આવી વસ્યા હતા તેમનો રાજા ચુકાફા પણ તેમની સાથે આવ્યો હતો. તેમણે હાલના શિવસાગર અને લક્ષ્મીપુર જીલ્લાના કેટલાક ભાગ ઉપર અધિકાર મેળવીને સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. એમના સમયમા આસામ પ્રદેશ ઘણો આબાદ થયો એ લોકો પ્રજાના ખરા હિતૈષી હતા અને લોકકલ્યાણના ઘણા સત્કાર્યો કરવા માટે પ્રખ્યાત થયા હતા એ બધા સત્કાર્યોને લીધે તેઓ અસમ(અર્થાત્ અતુલનીય)નામથી પ્રખ્યાત થયા હતા જૂનો ઇતિહાસ વાચવાથી જણાઇ આવે છે કે ઘણા પ્રાચીન કાળમા પણ આસામ આર્યવંશી રાજાઓના તાબામા હતુ. પ્રાચીન આર્ય રાજાઓનો ધ્વંસ થયા પછી છુટિયા,કોચ વગેરે કેટલીક અનાર્ય જાતિઓના રાજ્યકાળમાં ધર્મ, સભ્યતા, વિદ્યા વગેરે બધા વિષયોમાં આસામની ઘણીજ અવનતિ થઈ હતી તે પાછી આસામી રાજાઓના સમયમા પાછી એની પુનરુન્નતિ શરૂ થઇ. એટલે પૌરાણિક યુગની વાત છોડી દઈએ

તો આસામમા યથાર્થ રાજશક્તિના સ્થાપનાર ' અહમ ' વંશીઓને ગણી શકાય. રાણી જયમતીએ અહમ રાજવંશમા જન્મ ધારણ કરીને એ વંશની કીર્તિમા વધારો કર્યો છે જયમતીનો જન્મ થયો તે સમયે આસામ રાજ્યમા ભયંકર આંતરવિગ્રહ મચી રહ્યો હતો રાજ્યનો બધો વહિવટ મંત્રીઓના હાથમાં આવી ગયો હતો અને તેઓએ પોતાની સત્તા ચાલુ રાખવાના ઉદ્દેશથી રાજકુટુંબમાથી મૂર્ખ, આળસુ અને બાયલા પુરુષોને ગાદી ઉપર બેસાડવાનો પ્રયત્ન કર્યો હતો તેમણે પ્રપંચ રચીને એ વખતના રાજાની હત્યા કરાવી તથા એક સગીર વયના બાળકને ગાદીએ બેસાડયો. આસામી ભાષામા 'લરા' શબ્દનો અર્થ બાળક થાય છે એટલે એ રાજા ' લરા-રાજા ' અર્થાત્ બાળક રાજાના નામથી પ્રસિદ્ધ થયો.

એક તો એ બાળક હતો, તેમા વળી ખટપટી મંત્રીઓના હાથમા પુતળા જેવો થઈ રહ્યો હતો રાજકાજ ચલાવવા જેટલું પાણી તેનામાં નહોતું. વળી તે ઘણો બીકણ સ્વભાવનો હતો, તેને હમેશા એજ ડર રહેતો કે રખે કોઈ મને પણ આગલા રાજાની પેઠે મારી નાખે. એ ભયને લીધે એ સદા ચિન્તાતુર રહેતો તથા રાજકુટુંબના બીજા પુરુષોનો વધ કરાવીને પોતાનો માર્ગ નિષ્કંટક કરવાનો યત્ન કરતો. આસામના મંત્રીઓ પણ લરા-રાજા જેવા દુર્બળ નૃપતિના પક્ષપાતી હતા, એટલે તેઓ પણ તેના કામમા વિઘ્ન નહિ નાખતા, ઉલટી મદદ કરતા એ વખતમા આસામ રાજ્યમા એવો કાયદો હતો કે, રાજકુટુંબમા ઉત્પન્ન થયેલા કોઇ પણ બાળકના અંગમા ખોડખાંપણ હોય તો તે રાજગાદીનો હક્કદાર ગણાશે નહિ. એટલા સારૂ લરા-રાજા રાજકુટુંબના મનુષ્યોમાથી કોઇની હત્યા કરવા લાગ્યો, તો કોઇના હાથપગ કાપીને અપંગ બનાવવા લાગ્યો.

એ સમયમા કુમારી જયમતીના સૌન્દર્ય અને સદ્‌ગુણની ખ્યાતિ ચારે તરફ પ્રસરી રહી હતી. લરા-રાજાએ તેની સાથે લગ્ન કરવાની ઈચ્છા દર્શાવી, પરન્તુ તેજસ્વી જયમતી વીર નારી હતી વીરતાનો મહિમા એ સારી પેઠે જાણતી હતી મંત્રીઓના હાથમા પુતળાની પેઠે નાચનારા,પોતાના સ્વાર્થ ખાતર બિલકુલ નામર્દાઇથી બન્ધુઓનો વધ કરનારા લરા-રાજા માટે તેને ઘણોજ તિરસ્કાર ઉપજ્યો હતો. રાજાની રાણી બનીને રાજ્યસુખ અને વૈભવ ભોગવવાની લાલચમા આવીને એ એવા કાયર રાજા સાથે પરણે એવી સ્ત્રી નહોતી. તેણે લરા-રાજાને પરણવાની સાફ ના કહી, અને એ સમયમા પ્રચલિત રિ-

વાજ પ્રમાણે સ્વયંવર રચીને, રાજવંશમા જન્મેલા ગદાપાણિ નામના એક વીર પુરુષને વરમાળા પહેરાવી. ગદાપાણિનું શરીર હૃષ્ટપુષ્ટ અને કસરતથી કસાયેલુ હતું તેની બુદ્ધિ પણ અસાધારણ હતી. તે પોતાની વીરતા તથા બુદ્ધિચાતુર્ય માટે ઘણોજ પ્રસિદ્ધ હતો આસામના લોકો તેને ઘણુંજ ચા હતા હતા. બીકણ સ્વભાવના લરા-રાજાને માટે ગદાપાણિના વીરત્વ અને લોકપ્રિયતા અસહ્ય થઇ પડયા. પહેલેથીજ તેની ઇચ્છા ગદાપાણિની હત્યા કરવાની હતી, પણ જ્યારે જયમતીએ પોતાની સાથે લગ્ન કરવાની ના કહી ને ગદાપાણિ સાથે પાણિગ્રહણ કર્યું ત્યારે તેના હૃદયમા વેર લેવાની ઇચ્છા ઘણી પ્રબળ થઇ ગઇ. તેણે ગદાપાણિની હત્યા કરવાનો નિશ્ચય કર્યો અને તેના દુષ્ટ મંત્રીઓ પણ તેના હિંસાનલમા આહુતિ આપવા લાગ્યા

રાજાના ક્રોધમાથી બચવાનો બીજો કોઇ ઉપાય નહિ સૂઝયાથી, ગદા-પાણિ બાળક પુત્ર અને પત્ની જયમતીને ઘેર આગળ રાખીને પલાયન કરી ગયો, અને રાજાના ગુપ્તચરો અને સિપાઇઓથી બચવા માટે પર્વતોમાં ફરવા લાગ્યો, પરન્તુ રાજાએ તેની પછાડી અસંખ્ય સિપાહીઓ અને સવારો મો-કલ્યા હતા. એ દુશ્મનોના હુમલામાથી બચવાને માટે ગદાપાણિને અનેક યુકિતઓ વાપરવી પડી હતી. ઘણી વખત તેણે અસાધારણ વીરતાનો પરિ-ચય આપ્યો હતો છંછેડાયલો સિંહ જેમ પોતાના શિકાર ઉપર તૂટી પડે તેમ એ ઘણીએ વખત લરા-રાજાએ મોકલેલા સૈનિકો ઉપર તૂટી પડતો અને બહાદુરીથી તેમની સાથે ઝપાઝપી કરીને, એમની આખી ટુકડીનો વધ કરી નાખતો. આ પ્રમાણે દુશ્મનોનો સંહાર કરીને એ નાસતો નાસતો બ્રહ્મ-પુત્રા નદી આગળ આવી પહોચ્યો; તથા બ્રહ્મપુત્રા નદી ઓળગીને તેણે પો તાના પ્રાણની રક્ષા કરી. ભૂખ, ઉજાગરો, અને માનસિક ચિન્તાને લીધે ગદા પાણિ ઘણો દુર્બળ થઇ ગયો હતો. એવી દશામા ઘણા દિવસ સુધી પોતાનું રક્ષણ નહિ થાય એમ ધારીને એ નાગાપહાડના એક દુર્ગમ પ્રદેશમાં સંતાઇ રહ્યો. લરા-રાજાના નોકરોએ ગદાપાણિની ઘણી શોધ કરી પણ કાંઈ પત્તો લાગ્યો નહિ. આથી લરા-રાજા ઘણોજ દિલગીર થયો અને બીજી કોઈ રીતે ગદાપાણિનું વેર લેવાનો ઉપાય શોધવા લાગ્યો.

આખરે તેના કુટીલ મંત્રીઓએ સલાહ આપી કે જયમતીને રાજસભામાં બોલાવી મંગાવો અને તેને ગદાપાણિના સમાચાર પૂછો,કારણ કે સ્વામી કયા છે તેની સ્ત્રીને અવશ્ય ખબર હોવી જોઇએ. જયમતી પોતાને વરી નહોતી

એટલે તેના ઉપર તો લરા-રાજાને પહેલેથીજ દ્વેષ હતો, અને આનિમિત્તે ભરસભામા બોલાવીને તેનુ અપમાન કરવાનો લાગ મળશે એમ ધારીને તેણે મ ત્રીઓની સલાહને ઘણાજ આનદપૂર્વક માન્ય રાખી. તરતજ તેણે જયમતીને તેડી લાવવા સારૂ રાજ્યના સિપાહીઓ મોકલ્યા. રાજાના હુકમને માન આપીને જયમતી પણ વગર વિલબે રાજસભામા હાજર થઈ તેના મુખારવિદ ઉપર તેજસ્વિતાની એક અપૂર્વ જ્યોતિ છવાઈ રહી હતી તેનો નિડર ચહેરો જોઇને બધા સ્તભિત થઇ ગયા. લરા-રાજા પણ તેના સતીત્વનુ તેજ જોઈને ઘડીભરને માટે અ જાઈ ગયો, પણ તેનો એ ભાવ ઘણીવાર સુધી સ્થાયી રહ્યો નહિ બીજીજ ક્ષણે તેણે લાલચોળ આખ કરીને જયમતીને પૂછયુ 'તારો સ્વામી કયા છે'? બીજી કોઈ સાધારણ સ્ત્રી હોત તો અસત્યનો આશ્રય લેત અને કહેત કે 'મને ખબર નથી' પરન્તુ જયમતી ખરે ખરી વીર નારી હતી તેણે આવા આપત્તિના સમયે પણ જૂઠુ બોલવાનું વ્યાજબી ગણ્યુ નહિ તેણે ખરેખર વીર રમણીને છાજે એવી રીતે સ્પષ્ટ જવાબ આપ્યો કે 'મારો સ્વામી કયા છે તે હું કહીશ નહિ.' રાજાના અમલદારોએ એ પહેલા તો તેને ઘણો ભય બતાવ્યો. પણ એમ છતાએ જયમતીનો સ કલ્પ ગણો દૃઢ રહ્યો ગમે તેટલો ભય બતાવ્યા છતા પણ એ ચળી નહિ આખરે તેને કેદખાનામા પૂરીને તેની સાથે ઘણી ઘાતકી વર્તણુક ચલાવવા માડી, પરન્તુ રાણી જયમતીએ એટલો બધો જુલમ શાન્તિપૂર્વક સહન કર્યો સ્વામીની ખબર આપી દેઇને પોતાનો છુટકારો કરવાનો વિચાર તેના મનમા એક ક્ષણને માટે પણ ઉત્પન્ન થયો નહિ. એક અબળા ઉપર આટલો બધો અત્યાચાર થઈ રહ્યો હતો, એ જોઇને રાજ્યના બધા સ્ત્રીપુરુષોના હૃદય પીગળી ગયા, પણ લરા-રાજાના પાષાણ હૃદય ઉપર જરા પણ અસર થઈ નહિ. એ તો ઉલટો દિનપ્રતિદિન નિર્દોષ જયમતી ઉપર વધારે ને વધારે જુલમ કરતો ગયો એ દુરાત્મા રાજાના હૃદયમા જરા પણ દયાનો સ ચાર થયો નહિ એમ કહેવાય છે કે, પત્નીના ઉપર જે અસહ્ય અત્યાચાર થઈ રહ્યો હતો તેના સમાચાર તેના પતિ ગદાપાણિ પાસે પહોચ્યા તેને માટે હવે ગુપ્તવાસ અસહ્ય થઇ પડયો પોતાના ગુપ્તવાસમાથી નીકળીને એ ગુપ્ત વેશમા બીજા જોવા જનારા ભેગોજ રાણી જયમતીના કેદખાનામા ગયો, અને સ્વામીના સમાચાર કહી દેવાનો તેને વારવાર આગ્રહ કર્યો. ગદાપાણિ ગુપ્ત વેશમા આવ્યો હતો તોપણ પતિવ્રતા જયમતી તરતજ તેને ઓળખી

ગઇ, પરંતુ રખે કોઈ તેમને પકડી લે એ શંકાથી કહેવા લાગી 'મારા સ્વામી ક્યાં છે તે હું જાણું છું, પણ જીવ જતાં સુધી હું એ સમાચાર કોઇને જણાવવાની નથી આપ નાહક શા સારૂ મને ખોટી સલાહ આપવા આવ્યા છો ? તમને મારા હિતૈષી બનાવીને કોણ તેડી લાવ્યું છે ? તમે સ્વછંદે જ્યાં પધારવું હોય ત્યાં સિધાવો.' ગદાપાણિ પોતાની ધર્મપત્નીનો આ ઇશારો સમજી ગયો અને તેની અદ્ભુત સ્વામીભક્તિ જોઇને વિસ્મય પામ્યો. તેને વિચાર થયો કે હું છતો થઇને આટલી બધી પતિવ્રતા પત્નીને આલિંગન દઉં, પણ બીજી ક્ષણે તેને વિચાર આવ્યો કે એમ કર્યાથી એના જીવને ઉલટું દુ:ખ થશે. પત્નીની દુર્દશા તેનાથી વધારે વખત જોઈ શકાઇ નહિ અને તેથી તે ત્યાંથી ઉદાસ થઈને ચાલ્યો ગયો.સ્વામીનો પ્રાણ બચાવવા ખાતર પોતાનો પ્રાણ આપી દેવો એ ભારતની સ્ત્રીઓને માટે કાંઈ અઘરી વાત નથી; પરંતુ જયમતીએ જે કષ્ટ ભોગવ્યું તે એકદમ પ્રાણ આપી દેવા કરતાં પણ અધિક હતું દુષ્ટ લરા-રાજાએ જયમતીને એક ખીંટી સાથે બાંધી રાખીને પંદર સોળ દિવસ સુધી ચાબકા માર્યા કર્યા જયમતીએ બધો માર જરા પણ વીલું મો કર્યા વગર સહન કર્યો એ ઉપરથી જણાઇ આવે છે કે એનું માનસિક બળ કેટલું બધું હશે ?

ગદાપાણિ એક વખત ફરીથી તેને મળવા આવ્યો હતો પણ જયમતીએ તેને કહી દીધું કે 'તમારા શરીરમાં જરા પણ દયા નથી કે શું ? તમે મારૂં અપમાન અને કષ્ટ જોવા અહિં સુધી આવ્યા છો ? જયમતીની એ વખતે અન્તિમ દશા આવી પહોંચી હતી. પત્નીની છેવટની ઇચ્છાને માન આપીને ગદાપાણિ પોતાના શોકને હૃદયમાં શમાવીને પાછો પલાયન કરી ગયો

અત્યંત જુલમ અને અપમાન સહન કરીને સાધ્વી-શિરોમણિ રાણી જયમતી થોડા સમયમાંજ નશ્વર દેહનો ત્યાગ કરીને દિવ્ય ધામમાં ચાલી ગઇ. ક્રૂર રાજાનો પ્રાણ અસહાય રમણીના અશ્રુજળથી પીગળ્યો નહિ, પણ વિશ્વરાજ પરમેશ્વરની આગળ તેનો કરુણ ક્રન્દનધ્વનિ પહોંચ્યા વગર રહ્યો નહિ. તેમણે સતી જયમતીને તો પોતાની સેવામાં બોલાવી લીધી, પણ તેના પતિ ગદાપાણિને રાજસિંહાસન ઉપર બિરાજમાન કરાવીને તેમણે જયમતીની અન્તિમ ઇચ્છા પૂર્ણ કરી. લરા-રાજા અને તેના નીચ મંત્રીઓની ખરાબ વર્તણુકથી પ્રજા ઘણીજ ત્રાસ પામી ગઇ. તેમણે પ્રેમપૂર્વક ગદાપાણિને રાજધાનીમાં પાછા આવવાનું આમંત્રણ મોકલ્યું, તથા લરા-

રાજાનો વધ કરીને ગદાપાણિનો રાજ્યાભિષેક કર્યો. તેના પુત્ર રુદ્રસિંહના સમયમા આસામ રાજ્યની ઘણીજ ઉન્નતિ થઈ. એ પુત્રે રાણી જયમતીના સ્મરણમા ' જયસાગર ' તળાવ બધાવ્યુ. એ તળાવ આજ દિન સુધી રુદ્ર-સિંહ રાજાની માતૃભક્તિ અને જયમતીના પાતિવ્રત્ય ધર્મનુ સ્મરણ કરાવે છે

પ્રિય બેનો ! જયમતીની સાથે આસામના લરા-રાજાએ જે અમાનુષિક વર્તણુંક ચલાવી હતી તેનુ ચિત્ર માનસપટ ઉપર ચિતરવાનો પ્રયત્ન કરી જુઓ ! જન્મથીજ રાજ્યના ઠાઠમાઠમા લાડથી ઉછરેલી રૂપલાવણ્યવતી રમણીને બાધીને ચાબકાઓનો પ્રહાર જોરથી થઇ રહ્યો છે, એ પ્રહાર પણ એક વાર કે બે વાર નહિ, લાગલાગટ બે અઠવાડિયા સુધી એવો અસહ્ય માર ભોગવવા કેટલી બધી માનસિક શકિતની જરૂર પડી હશે ? તેની કલ્પના કરો પતિપ્રેમના જે અસખ્ય ઉદાહરણો ભારતવર્ષમા મળી આવે છે તેમા જયમતીએ વધારો કર્યો છે, અને તે પતિવ્રતા સતીતરીકે ભારતના સ્ત્રીપુરુષોની ભકિતને પાત્ર બની છે.

# रत्न २३५ मुं–राणी हाडीजी

આગલા જીવનચરિત્રમા આપણે જોઇ ગયા છીએ કે રૂપનગઢની રાજકુમારીના રક્ષણ સારૂ રાજા રાજસિંહ એક મોટુ લશ્કર લઇને રવાના થયો હતો. એ લશ્કરના એક ભાગની સરદારી ચૂડાવત સરદારને સોપવામાં આવી હતી ચુડાવત ઉદેપુરના એક અગ્રગણ્ય જાગીરદાર હતા અને રાણાજીનો તેમના ઉપર સારો વિશ્વાસ હતો.

મહારાણા તરફથી લશ્કર તૈયાર કરવાનો હુકમ મળતા વારજ ચુડાવતજી પોતાની રાજધાનીમા આવ્યા અને બીજે દિવસે લડાઇનો ડંકો વગડાવીને પોતાના યોદ્ધાઓને યુદ્ધને માટે તૈયાર થવાનો ઢંઢેરો પીટાવ્યો. પોતે પણ રણક્ષેત્રને માટે અસ્ત્રશસ્ત્ર તથા બખ્તર વગેરેથી સજ્જ થવા લાગ્યા. એટલામા તેમણે રાજમહેલના ઝરોખામાથી પોતાની નવયૌવના રાણીને ડોકીઉ કરતા જોઈ. રાણીનું સુંદર મુખ જોતાંવારજ તેમનો યુદ્ધમાં જવાનો ઉત્સાહ કાંઇક મંદ પડી ગયો; અને તેમની મુખાકૃતિ ફીકી પડી ગઇ. એ ઉદાસ ચહેરે મહેલમાં ગયા; પરંતુ એમની ચતુર રાણીએ તરતજ એમના મનની વાત જાણી લીધી. એ રાણી હાડા રાજપૂતની કન્યા હતી અને તેથી

હાડીજીના નામથી ઓળખાતી હતી. પતિને નિસ્તેજ થયેલા જોઇને એણે પૂછયુ 'મહારાજ ! આજે આમ કેમ ? કાંઈ અશુભ સમાચાર તો નથી સાભળ્યા ? આપની કાન્તિ આમ એકદમ ફીકી કેમ પડી ગઈ ? ઘણા ઉમગથી તમે યુદ્ધનો ડંકો વગડાવ્યો હતો, એ વખતે આપના મુખ ઉપર કેટલું બધુ તેજ પ્રકાશી રહ્યુ હતું, અને એકાએક આ શું થઇ ગયું ? આપનો ઉત્સાહ અને ઉમંગ કયા જતો રહ્યો ? આપે યુદ્ધનો ડંકો શા સારૂ વગડાવ્યો હતો ? શું કોઈ શત્રુ ચડી આવ્યો છે ? એમ છે તો તમારૂં મો ઉતરી કેમ ગયું ? યુદ્ધમા જવાના સમાચારથી તો ક્ષત્રીના હૃદયમા શૂરતાનો આવેશ આવે છે, પરંતુ તમે તો એથી ઉલટા ઢીલાઢચ થઈ ગયા છો. શુ કારણ છે; તે મને કહો તો વહાલા ! તમને મારા શપથ છે

ચૂડાવતજીએ ઉત્તર આપ્યો ' રૂપનગઢના રાઠોડ રાજાની રાજકુમારીને દિલ્હીનો બાદશાહ બળાત્કારથી પરણવા માગે છે અને એ રાજકુમારી પોતાના મનથી આપણા રાણા રાજસિંહજીને વરી ચુકી છે.એટલા માટે તેનો ઉદ્ધાર કરવા સવારેજ રાણાજી રૂપનગઢ પધારશે અને બાદશાહનો રસ્તો રોકવાનું કામ જે મેવાડી સેનાને સોપવામા આવ્યુ છે તેનો સેનાપતિ હું નિમાયો છુ. ત્યા આગળ ઘોર સંગ્રામ થશે એ યુદ્ધમાથી પાછા ફરવાની મને આશા નથી, કારણ કે બાદશાહની સેનાના પ્રમાણમા અમારી સેના ઘણી થોડી છે મરવાથી હું જરાપણ બીતો નથી. મનુષ્યમાત્રને મરવું તો અવશ્ય છેજ, તો પછી હું મોતથી ડરૂં તો મારી માતાની કુખને કલંક લાગે. મારા પૂર્વજ ચૂડાજીના પવિત્ર યશસ્વી નામને ડાઘ લાગી જાય. કોઇ અમર રહ્યું નથી અને હું રહેવાનો નથી, વહેલા મોડા જરૂર મરવું છે, મને મૃત્યુનો ભય નથી. મને ચિન્તા કેવળ તારીજ છે. તું હમણાજ મને પરણીને આવી છુ. હજુ તેં સંસારનો કાંઇ લાવો લીધો નથી અને એટલા થોડાજ સમયમાં આજે હું મૃત્યુના મુખમા જાઉં છું. તારો વિચારજ મને વ્યાકુળ કરી રહ્યો છે, જેથી વખતે મારૂં હૃદય ઘણું કોમળ થઇ ગયું અને મારો બધો ઉત્સાહ મંદ પડી ગયો. '

એ સાંભળીને હાડી રાણીએ કહ્યુ ' મહારાજ ! ક્ષત્રી થઈને આપ આ કેવા શબ્દો બોલી રહ્યા છો ? આપ રણક્ષેત્રમાં વિજય પ્રાપ્ત કરશો તો એના જેવું ગૌરવનું કારણ મારે માટે બીજુ શું છે ? મૃત્યુનો વખત આવશે ત્યારે હાલતાં, ચાલતાં, સુતાં, બેસતાં ગમે ત્યારે અચાનક મોત આવીને આત્માને

આ પિંજરામાંથી લઇ જશે એ વખતે પણ સંસારનું સુખ તો છોડવુંજ પડશે ને ? નસીબમાં મૃત્યુ નહિ લખાયું હોય તો તો રણક્ષેત્રમાંથી પણ સાજા તાજા આવશો અને ભાગ્યમાં મૃત્યુ લખાયું હશે તો ઘરમાં ગમે તેટલી સાવચેતી રાખીને બેસશો તોપણ નહિ બચો. માટે યુદ્ધમાં જતી વખતે સગાસંબંધીઓનો મોહ કરવો, તથા સાંસારિક સુખોની વાસના મનમાં રાખવી એ રાજપૂતને છાજતું નથી કોઇ પણ વસ્તુમાં ધ્યાન રાખ્યા વગર રાણાજીએ સોંપેલું કાર્ય પાર પાડવા માટે રાજીખુશીથી યુદ્ધમાં સિધાવો. માતાજીની સહાયતાથી આ યુદ્ધમાં વિજય મળશે. પછી આખી જીંદગી ઘણુંએ સુખ ભોગવીશું, અને ન કરે નારાયણ, તમે આ યુદ્ધમાં કામ આવી જશો તો પતિના મૃત્યુ પછી રાજપૂતાણીનું જે કર્તવ્ય છે તે હું યથાર્થ રીતે કરીશ. રણક્ષેત્રમાં મરણ પામવાથી આપણે સ્વર્ગમાં અનન્તકાળ સુધી દાંપત્યસુખ ભોગવીશું. માટે હે પ્રાણનાથ ! હર્ષપૂર્વક રણક્ષેત્રમાં પધારો અને શત્રુઓને હરાવ્યા વગર પાછા ન આવશો આપણી બન્નેની ભેટ અહિંયાં નહિ થાય તો સ્વર્ગમાં તો થશેજ. આપ મારામાં જીવ રાખ્યા વગર સીસોદીયાને છાજે એવી રીતે રણક્ષેત્રમાં લડીને યશ મેળવજો. પછીથી રાજપૂતાણીનું કર્તવ્ય શું છે તે હું સારી પેઠે જાણું છું હું આપની પાછળ મારા ધર્મનું પાલન કરવામાં જરા પણ ત્રુટિ કે વિલંબ નહિ કરૂં.'

આ પ્રમાણે પતિપત્નીમાં ઘણી વાતો થઈ રહી. ચૂડાવતજી હાડી રાણી પાસેથી વિદાય થવા લાગ્યા ત્યારે રાણીએ કહ્યું 'મહારાજ ! વિજય મેળવીને વહેલા આવજો. આપ આપના કુળનો ધર્મ જાણો છો એટલે મારે કાંઈ શિખામણ આપવાની જરૂર નથી; છતાં પણ એક વખત ફરીથી વિનતિ કરૂં છું કે બીજી કોઇ પણ વાતમાં મન રાખ્યા વગર રણક્ષેત્રમાં શત્રુઓનો સંહાર કરવામાંજ ચિત્તને પરોવી રાખજો.

ચૂડાવત બોલ્યા 'હાડીજી ! આ યુદ્ધમાં વિજયી થઇને પાછા આવવાની આશા તો ઘણી થોડી છે. મરવું એ તો નિશ્ચિત છે શત્રુને પીઠ બતાવીને હું કદી પાછો આવવાનો નથી એ ખાત્રી રાખજે. તારી સાથે આ છેવટનો મેળાપ છે તું સમજુ છે, તું પોતાની આબરૂ સાચવજે. અને હું યુદ્ધમાં કામ આવી જાઉં તો તું તારી પ્રતિષ્ઠાનું રક્ષણ કરજે ' હાડીજીએ ઉત્તર આપ્યો 'મહારાજ ! આપ મારી તરફથી નિશ્ચિંત રહેજો. આપ પોતાનો ધર્મ યથાર્થ પાલન કરજો. હું મારૂં કર્તવ્ય કરતા ચૂકીશ નહિ, એ બાબતની

પક્કી ખાત્રી રાખજો.' આ પ્રમાણે ખાત્રી આપ્યા છતા પણ ચૂડાવતજીને સંતોષ ન થયો તેમના મનમાં વારવાર એજ શંકા ઉત્પન્ન થયા કરતી કે 'હાડીજી મારા મરી ગયા પછી સતી થશે કે નહિ ? હું યુદ્ધમા મરણ પામું અને રાણી સતી થાય તો હુ સ્વર્ગમા જઇશ, અને નિરંતર સુખ ભોગવીશ. પરંતુ સંસાર સુખ ભોગવ્યાથી હતભાગી રહેલી જવાન રાણી સતી થશે કે નહિ ?' એ એમના મનમા મોટી શંકા હતી એથી કરીને એ રાણી પાસેથી વિદાય લઈને ચાલ્યા તો ખરા, પણ સીડીઓ ઉતરીને મેદાનમા જતા સુધીમા બે ત્રણ વાર પોતાના વિશ્વાસુ સેવકો સાથે રાણીને એનો એજ સંદેશો કહેવરાવ્યો ચતુર રાણી સમજી ગઈ કે સ્વામીને પોતાના સતી થવાના વિષયમા સંદેહ છે. એ જાણતી હતી કે જ્યાંસુધી સ્વામીનુ ચિત્ત પોતાની તરફ છે ત્યા સુધી એ રણક્ષેત્રમા ખુલ્લા મનથી યુદ્ધ નહિ કરી શકે. એટલા માટે તેણે એ સંદેશો લાવનાર સેવકને કહ્યુ કે 'ઉભો રહે. હું મારૂં શિર કાપી આપુ છું.તે સ્વામીનાથની પાસે લઈ જઇને કહેજે કે હાડીજી તો પહેલેથીજ સતી થઇ ગઈ અને પ્રેમના ચિન્હતરીકે તમને આ ભેટ મોકલી છે તે લઈને આનંદપૂર્વક રણભૂમિમા સિધાવો તથા વિજય મેળવીને મનોરથ સિદ્ધ કરો ' આટલુ કહીને તેણે એક તલવારથી પોતાનુ માથુ કાપી નાખ્યુ. સેવક એ શિર લઇને ચૂડાવતજીની પાસે ગયો, અને રાણીની ઈચ્છા મુજબ તેનું શિર ચૂડાવતજીને સોંપ્યુ એ જોઇને ચૂડાવતજીએ નિશ્ચિંત થઇને રણભૂમિ તરફ પ્રયાણ કર્યું

---

# रत्न २३६ मुं–जसवंतसिंहनी राणी



સવંતસિંહ મારવાડના રાજા હતા તેમની જે રાણીનો અત્રે ઉલ્લેખ થાય છે તે મેવાડના રાણાવંશની કન્યા હતી.એ વંશની મહત્તા અને તેજસ્વિતા તેના હૃદયમા પૂર્ણરૂપે વર્તમાન હતા

જસવંતસિંહ પહેલેથીજ ઔરંગઝેબનો વિશેષ હિતૈષી મિત્ર હતો. બાદશાહ શાહજહાનને દારા, સૂજા, ઔરંગઝેબ અને મુરાદ એ ચાર પુત્રો હતા. પૃથ્વીમા બધે સાધારણ રીતે એવો નિયમ હોય છે કે રાજાના મરી ગયા પછી તેનો જ્યેષ્ઠ પુત્ર ગાદીએ બેસે છે. પણ મોગલોમા એવો કોઇ

સખ્ત નિયમ નહિ હોવાથી મોગલ બાદશાહના મૃત્યુ પછી વારંવાર તેના પુત્રોમા વિવાદ ઉભો થતો. જે ભાઇ બીજાઓને હરાવીને સિંહાસન ઉપર બેસતો તેજ શહેનશાહ થતો.

બાદશાહ શાહજહાના પુત્રો પિતાના મૃત્યુકાળ સુધી પણ ધીરજ ખમી શકયા નહિ. તેમણે પિતા જીવતો હતો એ છતાંજ પરસ્પર યુદ્ધ આરંભ્યું. યુદ્ધમા અન્ય ભાઈઓનો નાશ કરીને ઔરંગઝેબ દિલ્હીના સિંહાસન ઉપર બેઠો

મહારાજા જસવંતસિંહ ઔરંગઝેબનો મુખ્ય સહાયક હતો વસ્તુતઃ સાહસ, બળ, બુદ્ધિ, રાજનૈતિક વિચક્ષણતા, વિદ્યાભિરુચિ વગેરે વિષયોમા જસવંતસિંહ ઘણોજ પ્રવીણ રાજા હતો. હિંદુ મુસલમાન બધા તેમનું ઘણું સન્માન રાખતા.

પરંતુ મનુષ્ય ગમે તેટલો વીર હોય તોપણ કોઇક વખત તો યુદ્ધમા પરાજય પામેજ છે. એવીજ રીતે એક વખત કોઈ યુદ્ધમા જસવંતસિંહનો પરાજય થયો જસવંતસિંહ પીઠ બતાવીને રાજધાનીમા પાછા આવ્યા

યુદ્ધક્ષેત્રમાથી નાસી આવવા માટે રાણી તેમના ઉપર મનમા ને મનમા ઘણીજ ગુસ્સે થઈ એક તો એ રાજપુતાણી હતી અને તેમા મેવાડના રાણાના કુળમા ઉત્પન્ન થઇ હતી. રાજપૂત સ્ત્રી પુરુષના સઘળા દોષ માફ કરી શકે, પણ કાયરતા અને ભીરુતાનો અપરાધ કદિ માફ કરી શકે નહિ સ્વામી, પુત્ર, ભાઈ, એ બધા ઘણા સ્નેહ અને આદરની વસ્તુ છે, પણ રાજપુતાણી પોતાના ખરા અંતઃકરણથીજ એજ ઇચ્છે છે કે તેઓ યુદ્ધમા મરણ પામે,પણ કોઇ દિવસ પાછી પાની કરીને ઘરમા જીવતા ન આવે પ્રાણાધિક પુત્ર, સ્વામી કે ભાઈના રણક્ષેત્રમા મરણ પામવાથી રાજપૂતાણીના હૃદયમા જરા પણ દુઃખ થતું નથી, પણ તેને યુદ્ધમાથી મર્યા કે માર્યા વગર પાછો આવેલો જોઇને રાજપૂત રમણી ઘણીજ શરમાઇ જાય છે એવા કાયરની સાથેના પોતાના સંબંધને લીધે પોતાના જીવતરને એ ધિક્કારે છે

જસવંતસિંહ યુદ્ધમાથી પાછો ફરીને જોધપુર પાછો ગયો ત્યારે રાણીએ દુર્ગના કમાડ બંધ કરાવી દીધા અને ખબર કહેવરાવી કે 'મારા સ્વામી જસવંતસિંહ કોઇ દિવસ યુદ્ધમા પરાજીત થઈને પાછા ફરેજ નહિ.એ કા તો વિજયના ડંકા સાથે ઘેર પાછા આવે,અને કા તો રણક્ષેત્રમા શત્રુના હાથે કામ આવે. આ બારણા આગળ આવનાર જસવંતસિંહ હોયજ નહિ, બીજો

કોઈ કપટી માણસ એમનું નામ દઈને કિલ્લામા પેસવા માગતો હશે. જસવતસિહની ગેરહાજરીમા આ દુર્ગની માલિક હું છું. જસવતસિંહનું નામ લઈને તથા જસવતસિહના જેવું રૂપ ધારણ કરીને જે ઠગારો મારા ગઢમાં પ્રવેશ કરવા માગે છે, તેને હું કદિ પેસવા નહિ દઉ. '

તેજસ્વી પત્નીના આવા તિરસ્કારથી જસવતસિંહની શરમનો પાર રહ્યો નહિ પત્નીના ઉપર તેમણે ખોટું લગાડયું નહિ, મનમાં ને મનમા તેને હજારો વાર ધન્યવાદ આપીને કહ્યુ ' રાણી ! હું યુદ્ધમાથી થાકીને થોડોક વખત વિસામો ખાવા અત્રે આવ્યો છુ. થોડીવાર થાક ખાઈને પાછો યુદ્ધમા જઈશ, વિજય નહિ મળે તો કદી હું પાછો નહિ ફરૂં '

રાણીએ દુર્ગના દ્વાર ઉઘાડયા રાજા જસવતસિહ જ્યારે જમવા બેઠા ત્યારે પોતે ધાતુના વાસણો રસોડામા રાખ્યા નહિ. રાજાએ તેનું કારણ પૂછયું ત્યારે રાણીએ જણાવ્યું કે યુદ્ધક્ષેત્રમા લોઢાની તલવારનો ખડખડાટ સાભળીને તો તમે અહિ નાસી આવ્યા હવે અહિ પણ એની એજ ધાતુ જોવામા આવે તો કોણ જાણે કયાએ નાશી જાઓ. પોતાના સુકોમળ કરકમળ વડે રાણાને પખો નાખતી વખતે તેણે પોતાના હાથની હાથીદાતની ચુડીઓ વસ્ત્રથી ઢાકી દીધી. રાજાએ તેનું કારણ પૂછવાથી તેણે વ્યંગમાં જણાવ્યું કે રણક્ષેત્રમા જે મદમસ્ત પ્રબળ હાથીને જોઈને તમે બી ગયા તેજ હાથીના દાતની બનેલી ચુડીઓ જોતા તમારા મનમા ક્ષોભ અને ભય ઉત્પન્ન થાય તેટલા સારૂ મે ચુડીઓ ઢાકી દીધી છે. આ પ્રમાણે રાજાને અનેક પ્રકારે શરમાવીને, થોડીકજ વારમા તેજસ્વી રાણીએ યુદ્ધક્ષેત્રમા મોકલ્યા ભારત–પ્રવાસી બર્નિયરે પોતાના પ્રવાસવર્ણનમા જસવતસિહની રાણીના આ કૃત્ય માટે ઘણા વખાણ કર્યા છે

આ વખતે દિલ્હીના સિહાસન ઉપર ઔરગઝેબ બાદશાહ બિરાજતો હતો બાદશાહે પૃથ્વીસિંહને બોલાવીને તેનું ઘણું સન્માન કર્યું તથા તેના ઉપર પોતાની પ્રસન્નતા બતાવીને એક પોષાક બક્ષિસ આપ્યો. એ પોશાક પહેરીને પૃથ્વીસિહ ઘેર પાછો આવ્યો એટલે તરજ તેના આખા શરીરમા બળતરા થવા લાગી, એ બળતરાની વેદનામા રાજપુત્રે આ નશ્વર દુનિયાનો ત્યાગ કર્યો. એ પોશાકમા ઝેર હતું.

ત્યાર પછી થોડા વખતમા જસવતસિહના બીજા પુત્રોનું પણ મૃત્યુ થયું. પુત્રશોકથી નિરાશ થઈને દુ:ખી જસવંતસિંહે પણ કાબુલમા દેહ-

ત્યાગ કર્યો.

બીજી રાણીઓ જસવતસિંહની સાથે સતી થઇ ગઈ. પણ આપણા આ ચરિત્રની નાયિકા, શિશોદિયણ રાણી એ વખતે ગર્ભવતી હોવાથી સતી થઈ શકી નહિ

દુર્ગાદાસ નામનો એક પ્રસિદ્ધ રાઠોડ વીર જસવતસિંહનો નોકર હતો વિધવા રાણી અને નવા જન્મેલા બાળકને લઇને દુર્ગાદાસ દિલ્હી આવ્યો.

એ નાના બાળકને પણ જીવતો રાખવાની બાદશાહની મરજી નહોતી દુર્ગાદાસ રાણી અને બાળક અજીતસિંહને લઇને જોધપુર જવા તૈયાર થયો ઔરગઝેબે એમા વાધો લીધો

બાદશાહનો વાધો હોવા છતા પણ દુર્ગાદાસે દિલ્હી છોડીને ચાલ્યા જવાનો વિચાર માડી વાળ્યો નહિ. બાદશાહના સૈન્યે જસવતસિંહના મહેલ ઉપર આક્રમણ કર્યું

જસવતસિંહની રાણીએ કહ્યુ 'દુર્ગાદાસજી ' સ્વામીના મૃત્યુ પછી જીવતી રહી છું તે આ બાળકની ખાતર આજ આ આફતમાથી મારા સ્વામીના એકના એક વંશજ આ બાળકનો ઉદ્ધાર કરવો પડશે. એને જીવાડવા ખાતર, એને ઉછેરીને મોટો કરવા ખાતરજ હું દેહ ધારણ કરી રહી છુ

'મહા પરાક્રમી જસવતસિંહનો વશ ઘાતકી બાદશાહને હાથે પૃથ્વીમાથી નિર્મૂળ થઇ જશે, એ મારાથી સહન થતુ નથી. સ્વામીના બીજા પુત્ર જીવતા હોત તો મારે કાંઈ ચિન્તાનું કારણ નહોતું. આજ હસતે મોએ મારે પોતાને હાથે બાળકને મૃત્યુના મુખમા સોંપીને સ્વામીનું ગૌરવ સાચવત, મારા આ વહાલા બાળકને શત્રુના હાથમા તો કદિ સોંપવાની નથી '

પોતાના રાજ્યમા વિશેષ શક્તિ અને પ્રતિભાશાળી અમલદારો હોય તો રાજા પોતાને ભાગ્યશાળી માને છે રાજ્યનું રક્ષણ કરવા સારૂ તથા રાજ્યનો પ્રબધ ચલાવવા સારૂ એવા અમલદારો ઘણા મદદરૂપ થઇ પડે છે કોઈ પણ સમજુ રાજા એવા અમલદારોથી છુટા પડવા માગતો નથી, પરતુ ઔરગઝેબની બુદ્ધિ અને સ્વભાવ એથી વિપરીત હતા એ આખી દુનિયામા કોઇના ઉપર વિશ્વાસ રાખતો નહિ પોતાના તાબાનો કોઈ અમલદાર કે સરદાર વધારે શક્તિવાળો નીવડે અથવા તેની પ્રતિભાનો વધારે વિકાસ થયેલો જોવામા આવે તો ઔરગઝેબને તેના ઉપર ઇર્ષ્યા ઉત્પન્ન થતી. તેને

ભય રહેતો કે રખે એ કોઈ દિવસ મારા વિરુદ્ધ બંડ ન ઉઠાવે

જસવંતસિંહનું બળ જેમ જેમ વધતું ગયું તેમ તેમ બાદશાહના હૃદયમાં તેને માટે ઇર્ષ્યાનો અગ્નિ બળવા લાગ્યો. ખુલ્લી રીતે એવા બહાદુર રાજાને પોતાનો શત્રુ બનાવવાની તેનામાં હિંમત નહોતી. પ્રપંચથી ગુપ્ત રીતે જસવંતનું અને તેના વંશજોનું નિકંદન કાઢવાનો બાદશાહે નિશ્ચય કર્યો. એટલા માટે જ્યાં જ્યાં પ્રબળ શત્રુઓ સાથે યુદ્ધ કરવાનું કામ પડતું ત્યાં ત્યાં ઔરંગઝેબ જસવંતસિંહનેજ મોકલતો; પણ જસવંતસિંહ દુશ્મનોને મારીને સહિસલામત પાછો આવતો.

આથી બાદશાહ વધારે ગભરાવા લાગ્યો. એક વખત કાબુલમાં ઘણો મોટો બળવો થયો એ બળવો શમાવવાને માટે બાદશાહે જસવંતસિંહને કાબુલ મોકલ્યો. જસવંતસિંહની ગેરહાજરીનો લાભ લઇને ઔરંગઝેબે તેના જ્યેષ્ઠ પુત્ર પૃથ્વીસિંહની હત્યા કરી હતી. અને તેનાજ વિચારોમાં વૃદ્ધ જસવંતસિંહ મરણ પામ્યો, પણ તેણે પોતાનું વેર વાળવાનો ઉપાય દુર્ગાદાસને અને પોતાના બીજા સામંતોને ખાનગીમાં કહી રાખ્યો હતો અને તેથીજ દુર્ગાદાસ પોતાના સ્વામીની અન્તિમ ઇચ્છા પૂર્ણ કરવા હામ ભીડી રહ્યો હતો.

રાણીનું વચન સાંભળીને દુર્ગાદાસે કહ્યું 'માજી! તમે જરા પણ ફિકર રાખશો નહિ. મારા દેહમાં જીવ છે ત્યાંસુધી હું મહારાજા અજીત અને તમારૂં રક્ષણ કરીશ, શહેરની બધી સ્ત્રીઓને લઇને પલાયન કરી શકાય એમ નથી. એમને તો પોતાનું સન્માન સાચવવા સારૂ મરવુંજ પડશે. આપણે અજીતને લઇને મોગલોના લશ્કરને ભેદીને ચાલ્યા જઈશું, તમારે હિંમત રાખવી પડશે. હાથમાંથી તલવારને જરા પણ ઢીલી મૂકતા નહિ. જો પોતાનું રક્ષણ નહિજ થાય એમ લાગે અને દુશ્મનોના હાથમાં સપડાવા વારો આવે તો પોતાને હાથે અજીતને મારીને પછી તમે મરી જજો.'

રાણીએ કહ્યું 'એ બાબત તમે કાંઇ ચિન્તા ન રાખશો, દુર્ગાદાસજી! રાજપુતાણીને તલવાર પકડતાં આવડે છે અને કામ પડયે એ તલવાર પોતાના બાળકના ગળામાં તથા પોતાની છાતીમાં પણ મારતાં આવડે છે હું જસવંતસિંહની રાણી છું. તેનો એકનો એક પુત્ર આજ મારા હાથમાં છે. જીવને જોખમે પણ હું એને દુશ્મનના હાથમાં સોંપવાની નથી.'

'રાજમહેલના એક વિશાળ દિવાનખાનામાં સળગી ઉઠે એવી ઘણી

વસ્તુઓ ભરવામા આવી. એ દિવાનખાનામા નગરવાસી સ્રીઓએ પ્રવેશ કર્યો એટલે એક જણે એમા આગ મૂકી દીધી જોતજોતામા પ્રચડ અગ્નિ સળગી ઉઠયો, અને રાજપૂત રમણીઓ પોતાનુ સતીત્વ અખડિત રાખીને સ્વર્ગમાં ચાલી ગઈ. અઢીસે સેવકો સાથે રાણી અને અજીતને લઇને દુર્ગાદાસ મોગલોના લશ્કરમા થઈને સહિસલામત ચાલ્યો ગયો '

દુર્ગાદાસની સાથે રાણી તથા અજીતે મેવાડ જઇને મહારાણા રાજસિહનુ શરણુ લીધુ.

રાણાએ તેમને અભયવચન આપીને ઉદયપુરમા આબરૂભેર રહેવાની વિનતિ કરી.

તેમની કૃપાનો ઉપકાર માનતા રાણીએ કહ્યું ' મહારાણા ' અજીત હવે આપને શરણે આવ્યો છે. એના તરફથી હવે હુ નિશ્ચિન્ત થઇ છુ. પરન્તુ રૂપનગઢની રાજકુમારીનો ઉદ્ધાર કરીને તથા અમને આશ્રય આપીને આપે મોગલ બાદશાહને ઘણો છછેડયો છે તે વેર લીધા વગર છોડવાનો નથી. આપના ઉપર વેર લેવા ખાતર એ આખા રાજસ્થાનને ખેદાનમેદાન કરવા તૈયાર થશે રાજસ્થાન ઉપર એવી આફત આવી પડી છે ત્યારે હું શું ઉદયપુરના દુર્ગમા નિશ્ચિન્ત થઈને બેસી રહીશ ? આટલા દિવસ સુધી મારૂ મુખ્ય કામ અજીતનું રક્ષણ કરવાનુ હતું આજે એને માટે હું નિશ્ચિન્ત થઈ છું. આજ મારૂં કર્તવ્ય સમાપ્ત થયુ છે. તમારા આશ્રયમા આવ્યાથી અજીત ઉપરનું વિઘ્ન ટળી ગયું છે હવે પછી મોગલોની સાથે થનારા યુદ્ધમા દરેક રાજપૂતે અને રાજપુતાણીએ જીવસટ્ટે લડવાની જરૂર છે. એ મોટુ કર્તવ્ય હવે હું બજાવીશ. હુ મારવાડની પ્રજાને ઉશ્કેરીને તમારી સહાયતા કરવા તેમને મોકલીશ; આ મોટી આફત વખતે રાજપૂતો પરસ્પરનો કલહ ભૂલી જઇને ખરા રાજપૂત સતાન તરીકે રાજપૂતજાતિનુ ગૌરવ સાચવી રાખવા માટે એકત્રિત થઇને મોગલો સાથે લડે એવો પ્રયત્ન કરીશ. ભાઈ ! તમે મને તમારા ચરણની રજ આપો, આશીર્વાદ આપો કે હું મારા ઉદ્દેશમા સફળ થાઉં '

રાજસિહે કહ્યું ' બેન ! તમે ખુશીથી જાઓ; ભગવાન એકલિગ તમને મદદ કરશે શિશોદિયાની યોગ્ય પુત્રી તમે છો અજીતને માટે તમારે કોઇ જાતની ચિતા રાખવી નહિ. ઉદયપુરના કિલ્લાનો એક પથ્થર પણ રહેશે ત્યા સુધી અજીતનો કોઈ વાંકો વાળ. કરી શકે એમ નથી. "

જસવતસિંહની રાણી ત્યાથી ચાલી ગઈ. અને એ તેજસ્વી રાણીની ઉશ્કેરણીથી મારવાડમા જાગૃતિ આવી રાજપૂતાનાના ઘણા રાજપૂત રાજાઓ રાજસિંહની મદદે આવ્યા

શાહજાદા અકબર અને સેનાપતિ દિલીપખાએ ગંજાવર સૈન્ય લઈને રાજસ્થાન ઉપર ચડાઇ કરી.

રાજસિંહ તેના બે વીરપુત્રો, ભીમસિંહ અને જયસિંહ, તથા દુર્ગાદાસ રાઠોડ, ઘણા રાજપુત સૈનિકોને લઈને મોગલોના લશ્કરની ગતિને રોકવાને માટે ગોઠવાઇ ગયા. રાજપૂતોની વીરતા અને રણકૌશલને લીધે મોગલ સૈન્યનો નાશ થયો. શાહજાદો સપરિવાર રાજપુતાના હાથમા કેદ પકડાયો.

ઔરંગઝેબે ફરીથી સૈન્ય મોકલ્યુ. ઘણા દિવસ સુધી યુદ્ધ ચાલ્યા કર્યું કેટલાક ઐતિહાસિકો કહે છે કે,ખુદ બાદશાહ ઔરંગઝેબ કોઈ પહાડમા મરણતોલ થઇને પોતાના સૈન્ય સાથે પકડાયો અને બાદશાહની બેગમ પણ રાજપૂતોના હાથમા સપડાઇ, પરન્તુ વિપત્તિમા આવી પહેલા શત્રુઓ સાથે હમેશા રાજપુતો ઉદાર વ્યવહાર કરતા આવ્યા છે તેમણે દયા ખાઇને પોતાના કપટી શત્રુ ઔરંગઝેબને ખોરાકીનો સામાન મોકલી આપ્યો અને આખરે તેને છોડી પણ મૂકયો. બાદશાહની બેગમને પણ રાજસિંહે આબરૂભેર સ્વામીની પાસે મોકલી આપી.

# रत्न २३७ मुं-अमानी



એ શાહજાદી ઝેબ-ઉન્-નિસાની દાસી હતી. ઝેબ-ઉન્-નિસાના સહવાસથી તેને પણ વિદ્યાનો શોખ લાગ્યો હતો. ફારસી ભાષાનું તેને સારૂ જ્ઞાન હતુ. તે કવિતા પણ જોડી શકતી પુષ્પોદ્યાનમા ભ્રમણ કરતી વખતે દાસી અમાની શાહજાદી સાથે સુંદર પદ્યોદ્વારા જ્ઞાનગોષ્ઠી કરતી. એ સુંદર ગોષ્ઠી ફારસી ભાષામા હોવાથી તેનો પરિચય ગુજરાતી વાચકોને આપી શકાયો નથી તેને માટે દિલગીર છીએ.



# रत्न २३८ मुं–भानुमती



એવો કોઇ વિષય નથી કે જેની ચર્ચા ભારતવર્ષમા ન થઈ હોય. જાદુવિદ્યા પણ ભારતવર્ષમા એક વખતે વિદ્યાઓમા ગણાતી હતી ભોજ રાજાની રાણી ભાનુમતી એ વિદ્યામા ઘણી પ્રવીણ હતી આજે પણ ગામે ગામે તેનું નામ પ્રસિદ્ધ છે. 'ભાનુમતીના ખેલ' જોઇને બાલકબાલિકાઓ આજ પણ વિસ્મય પામે છે.

# रत्न २३९ मुं–राजानबाई



એ સાધ્વી રામરાજાની રાણી હતી. એ પરમ દાનશીલ, જ્ઞાની, ધ્યાની અને ભક્તિભાવમા અદ્વિતીય હતી. એનો પતિ પણ પરમભક્ત હતો. એણે પત્નીને એજ ઉપદેશ આપ્યો હતો, કે ગમે તે થાય તોપણ દાન કરતા અટકવુ નહિ. દાનથીજ સ સારના બધા દુ ખનું નિવારણ થાય છે દાની પુરુષને સ સારમા કોઈ પણ પ્રકારનુ દુ ખ જણાતુ નથી.

રાણીએ પતિની એ આજ્ઞાનું ઉત્તમતાપૂર્વક પાલન કર્યું. એક વખત રામરાજા અને રાજાનબાઇ બન્ને મથુરાની યાત્રાએ ગયા જે કાઇ ધન પાસે હતું તે બધુ દાન કરી દીધુ રસ્તાના ખર્ચ જેગું ધન પણ પાસે ન રહ્યું. રાણીના હાથમા એક રત્નજડિત ક કણ હતું, એને પાચસો રૂપિયામા વેચીને ઘેર પાછા જવાનો બન્ને જણાએ વિચાર કર્યો એટલામા ભક્તમાળના લેખક નાભાજી ત્યા જઇ ચઢયા સાધુ–ભક્ત રાણીએ ક કણ એમને ભેટ કર્યું. કંકણ-નુ દાન કરતી વખતે રાણીએ ભક્તિપૂર્વક નાભાજીને કહ્યું "આજે કંકણ કામમા આવ્યુ છે બાકી આટલા દહાડા તો હાથને ભારે મારતું હતું." ત્યાર પછી કોઈની પાસેથી રૂપિયા ઉધાર લઇને બન્ને જણા પોતાના રાજ્ય-મા પાછા ફર્યા આનું નામ તે ખરૂં દાન !

એક ભક્ત–કવિ કહે છેઃ—

ધન દે તન દે મન દે અપના સીસ દાનમેં દેના,<br>
સિરકા બોઝ ઉતાર દે પ્યારે ! પ્રેમ કે ધનકો લેના.

દાની દુખ કલેશ નહિ પાવે, ચિત મન વચ ક્રમબાની,
લાલ ભક્તમેં એક ભક્ત હૈ, સબસે ઉત્તમ દાની.

# रत्न २४० मुं–बारमुखी गणिका



દક્ષિણમા એક વેશ્યા રહેતી હતી. તેનું નામ શું હતું તે જાણ્યામા નથી લોકો તેને બારમુખીજ કહેતા. એના જીવનનો અધિક વૃત્તાત અમારા જાણ્યામા પણ નથી આવ્યો દરેક મનુષ્યમાથી સાર ગ્રહણ કરવાનો અમારો વિચાર હોવાથી એ પતિત સ્ત્રીના જીવનનો એક બોધ જનક પ્રસ ગજ અત્રે ઉતારીશું. વાસ્તવમા સ સારમા કોઈ વ્યક્તિ ધિક્કારવાયોગ્ય નથી. સ યોગ કે સોબતને વશ થઇ મનુષ્યો પાપના ખાડામા પડે છે, પણ પાપી મનના માણસોના હૃદયમા પણ પુણ્યભાવનો ઉદય થઇ આવે છે, અને તેમને હાથે એવા સત્કૃત્યો થાય છે કે જેથી એમની ગણના મહાન્ વ્યક્તિઓમા થવા લાગે છે.

એ વેશ્યાના ઘર આગળ પીપળાનું એક મોટુ વૃક્ષ હતુ. તેની નીચે એક સ્વચ્છ અને સુદર વિશાળ ઓટલો હતો. સાધુઓની એક મંડળી ત્યા થઇને જઈ રહી હતી ઓટલાને જોઇ એ લોકો બહુ પ્રસન્ન થયા સાલિગ્રામની મૂર્તિઓને વાટવામા મૂકીને ડાળીઓએ લટકાવી દીધી, અને આસન જમાવીને રાતવાસો કરવાના ઇરાદાથી ત્યાંજ બેસી ગયા. સાજે ગણિકા બહારથી ઘેર આવી તો એણે પોતાને બારણે સાધુઓની ઠઠ જામેલી જોઇ. એ ઘણી પ્રસન્ન થઈ, પણ મનમા ચિન્તા કરવા લાગી કે રખે એ લોકો હુ ગણિકા છુ એ જાણ્યા પછી અહિંથી ચાલ્યા જાય. ખરૂ જોતાં એ વિચારમાજ એના જીવનના સુધારનુ તત્ત્વ છુપાયલું હતું.

સૂર્ય ભગવાન અસ્ત થયા અને શ ખ તથા ઘ ટ વાગવા લાગ્યા. સાધુઓ પ્રેમથી ભજનકીર્તન કરવા લાગ્યા. ભગવાનની સ્તુતિથી ચારે દિશાઓ ગાજી ઉઠી. વેશ્યા મનમા વિચારવા લાગી “ મેં ખરાબ ધ ધો કરીને, જાત વેચીને ઘણુ ધન એકઠું કર્યું છે. આજ પ્રભુકૃપાથી સાધુઓ મારે આગણે આવ્યા છે. સંભવ છે કે મારૂં જીવન આજે સુધરી જાય. સાધુસેવા એ સ સારીનો ધર્મ છે. મારાથી એમની સેવા નહિ થાય તો એ કેટલી શરમની વાત

છે ” એવા વિચારથી એણે મજુસ ઉઘાડીને એમાથી સોનામહોરની કોથળી કહાડી એક સ્વચ્છ થાળીમા એ મહોરોને ગોઠવીને સાધુ પાસે જઇને ભેટ ધરી. સાધુઓએ પૂછયું “તુ કોણ છે ?” એણે કહ્યું “મહારાજ ! બીજુ બધું પૂછો પણ હું કોણ છુ એ ન પૂછશો ” સાધુ કહેવા લાગ્યા “બતાવ તો ખરી એમાં વાધો શો છે ?” વેશ્યાએ હાથ જોડીને કહ્યુ “ હું એ અધમ પ્રાણી છુ કે જે નરકમા જાય તો નરક પણ એને જોઇને દૂર નાસે ધનની ખાતર પોતાના પવિત્ર દેહ અને ધર્મને તિલાજલિ આપનાર, રૂપ વેચીને પેટ ભરનાર અ-ધમ વેશ્યા હું છુ. મહારાજ ! મારા કરતા અધિક પાપી તે કોણ હશે. ” એક અભિમાની સાધુ બોલી ઉઠયો “ દૂર હઠ. રંડીનું ધન અમને ન ખપે.” હવે તો પેલી વેશ્યાએ પણ બોલવાનુ સાહસ કર્યું. એણે કહ્યુ “ ભગવન્ ! મે એમ કહ્યુ છે કે નરક પણ મને જોઇને ઘૃણા કરશે અને દૂર ભાગશે, પણ મે કાંઈ એમ નથી કહ્યુ, કે ગ ગા પણ મને જોઈને દૂર નાસશે હું ગ ગામા સ્નાન કરૂ છુ મારો મેલ ઉતારીને શુદ્ધ તથા પવિત્ર થાઉ છુ, શું ગ ગાજી મારા ઉપર ઘૃણા કરે છે ? અત્યાર સુધી હું સાભળતી આવી છુ કે સાધુઓ તો ગ ગાજળ કરતા પણ અધિક પવિત્ર હોય છે. આજ આ નવી વાત જોઉ છુ, કે તમે મને તરછોડો છો જો તમે સાચા સાધુ હો તો મને તારો, વધારે શુ કહું ? ’

વેશ્યાના વચનો મહન્તના હ્રુદયમા આરપાર નીકળી ગયા. એણે કહ્યું “ મૈયા ! ઠાકોરજીને માટે મુગટ બનાવરાવ.” એણે કહ્યુ “જ્યારે તમેજ મારી ભેટ સ્વીકારતા નથી તો પછી ઠાકોરજી કયાથી સ્વીકારશે ? પહેલા સાધુ પછી ઠાકોરજી આ સ સારમા ઠાકોરજીના નમુનારૂપ તો સાધુઓજ છે પહેલા સાધુ મળી આવે છે પછી ઈશ્વરના દર્શન થાય છે. ”

મહન્તે ઉત્તર આપ્યો “ મૈયા ! તને જે કહેવું હતુ તે કહી દીધુ. ભેટ ન લેવી હોત તો મુગટ બનાવવાની આજ્ઞા શા સારૂ આપત. ”

વેશ્યા સમજી ગઇ. ઘરમાથી બીજી પણ સોનામહોરો લાવીને મહન્તને સોપી, એમાથી ત્રણ લાખ રૂપિયાનો રત્નજડિત સુન્દર સુવર્ણમુકુટ બનાવ-રાવ્યો વેશ્યા પણ સાધુઓની સાથે ર ગનાથજીનાં દર્શન કરવા ગઈ. ત્યા પહોચતા એને અટકાવ આવ્યો. આખી રાત એણે રોઇને કહાડી કે હાય આવી અપવિત્ર દશામા હુ ર ગનાથજીના દર્શન કરવા કેવી રીતે જઇશ ? ” કહેવાય છે કે એ રાતે પુજારીઓને સ્વપ્ન આવ્યું કે ‘ મારી એક ભક્ત બાઈ

આવી છે. સવારના પહોરમાજ એને મારી રૂબરૂ લાવો." પ્રાતઃકાળ થતા પહેલાજ સેવકોએ જઇને એને મન્દિરમા જવાની વિનતિ કરી. વેશ્યાએ ઘણી આનાકાની કરી, પણ એમણે માન્યુ નહિ, અને હાથ પકડીને સાથે લઇજ ગયા. જે વખતે એ મન્દિરમા પહોચી તે સમયે રગનાથજીના મસ્તક ઉપરનો મુકુટ પોતાની મેળે ઝુકી ગયો સિંહાસન જરા ઉંચુ હતુ અને વેશ્યાનો હાથ પહોચે એમ નહોતુ. મૂર્તિએ મસ્તક વધારે નીચુ નમાવ્યુ, વેશ્યાએ આનન્દમગ્ન થઇને મુકુટ પહેરાવી દીધો, અને પોતાના ભાગ્યની પ્રશસા કરવા લાગી.

ખરા સાધુઓની ક્ષણભર સોબતથી વારાગનાનું જીવન સુધરી ગયુ જે સમયે મનુષ્યના મનમા પવિત્ર વિચાર ઉત્પન્ન થાય તે સમયે એ વિચારને પોષીને ઉન્નત માર્ગમા પ્રયાણ કરવામા વિલમ્બ ન કરવો જોઇએ પ્રભુની આગળ નીચ કે ઉંચ કોઇ નથી એ તો પ્રેમનાજ ભૂખ્યા છે.

'મૈં સેવકકા સેવક મેરા, ભેદ ભાવ નહિ કોઈ,
પ્રેમ પ્રીતકી મહિમા ભારી, સેવક પ્યારા હોઇ
જાતિ પાઁત પાખડ પસારા, ઈક ભક્તિકા નાતા,
જો કોઇ મુઝકો મનસે ચાહે, મૈં ઉસકે રંગરાતા
નાતા પ્રેમકા સબસે ઉત્તમ, યહી સાર હે ભાઈ;
પ્રેમભક્તિકી લીલા અદ્‌ભુત, ભક્તિ હે સુખદાઈ.
બડે બને સો નીચે આયે, નીચા ઉચે આયા,
પાવકી ધૂલિ ગગનમે પહુંચી, જલ પતાલ પહુંચાયા *

# रत्न २४१ मुं–धनुर्दासनी स्त्री




રામાનુજાચાર્યના શિષ્યોમાં એક ધનુર્દાસ નામનો પુરુષ પણ હતો. પ્રારમ્ભમા એ ઘણો વિષયલંપટ, માસાહારી અને દુરાચારી હતો તે એક સ્ત્રી ઉપર એટલો બધો મોહ પામી ગયો હતો કે એના વગર એક દિવસ પણ રહેતા નહિ. એ રગનાથજીના મેળામા ગયો, ત્યાં બહુ ભીડ હતી. ઉનાળાના દિવસો હતા તાપ તો કહે મારૂ કામ. એવી ગરમીમાં પણ

* આ તથા બીજા બે એક ચરિત્ર સાધુચરિત શ્રી શિવવ્રત લાલજી એમ. એ. ની ભક્તમાળમાંથી અનુવાદરૂપે લેવામા આવ્યા છે

ધનુર્દાસ એ સ્રીને વળગીને ચાલતો હતો ગરમીથી એ ઘણો વ્યાકુળ થતો હતો, પણ એ સ્રીને છોડતો ન હતો. રામાનુજાચાર્યે એને જોયો અને બોલાવી મંગાવ્યો. ઇશ્વરના પ્રેમનો મહિમા સંભળાવ્યો. એમનો અમૃતસમો ઉપદેશ સાંભળીને સ્રીપુરુષ બન્ને એમના શિષ્ય થઇ ગયા. ગુરુજીની એમના ઉપર વિશેષ કૃપા રહેવા લાગી. એ જોઇને બીજા ચેલાઓ એમની ઘણી અદેખાઇ કરવા લાગ્યા, અને ગુરુજી તથા એ નવા આવેલા ચેલાચેલીની વિરુદ્ધ ગમે તેમ બોલવા લાગ્યા રામાનુજાચાર્યને કાને પણ એ બધી ટીકાઓ પહોચતી. બેચાર દિવસ પછી એમણે એક વૈષ્ણવને આજ્ઞા આપી કે આ ચેલાઓનાં ધોતીઆ અને ઉપરણા સંતાડી દો. તેમણે એ પ્રમાણેજ કર્યું બીજે દિવસે એ ધોતીઆંની ખાતર તો ચેલાઓ લડી મરવા લાગ્યા. સ્વામીજીએ ચેલાઓને બોલાવીને કહ્યુ " કોઇ વૈષ્ણવે તમારા ધોતીઆ તથા ઉપરણા લઇ લીધા તો લડી શામાટે મરો છો ? વૈષ્ણવનો માલ વૈષ્ણવેજ લીધો. વૈષ્ણવોએ એકબીજા સાથે હળીમળીને પ્રેમથી રહેવુ જોઇએ. " એ સાંભળીને બધા ચૂપ થઇ ગયા.

બીજે દિવસે ધનુર્દાસની નિંદા કરનારા વૈષ્ણવોને સ્વામીજીએ બોલાવી મંગાવ્યા અને કહ્યું " ધનુર્દાસ ધનવાન છે અને તમારે ધનની આવશ્યક્તા રહે છે માગ્યાથી એ કદાપિ નહિ આપે. એટલા માટે એ સુઇ જાય ત્યારે એની સ્રીના બધા દાગીના છાનામાના ઉતારી લ્યો. એથી તમારૂ કામ નીકળશે " પેલા ચેલાઓને તો એજ જોઇતું હતું રાતે જ્યારે ધનુર્દાસ પોતાની સ્રીની સાથે સુવા ગયો ત્યારે તેઓ છાનામાના ત્યા જઇ પહોચ્યા. બન્ને જણા સાથે સૂતા હતા. પેલા ચાર વૈષ્ણવોએ એક હાથ ઉપરથી સ્રીના આભૂષણ ઉતારી લીધા એ સ્રી તથા ધનુર્દાસ બન્નેની ઉંઘ ઉડી ગઇ, પણ ચોરનારા વૈષ્ણવોજ છે, અને પોતાનો બધો માલ વૈષ્ણવોને સારૂજ છે એમ માનીને પાછી આખ મીંચી દીધી સ્રીએ જોયુ કે એક હાથના બધા અલંકાર ઉતરી ચૂક્યા, એટલે એણે ધીમે રહીને પાસુ બદલ્યું. પાસુ બદલતાવારજ પેલા ચાર વૈષ્ણવ બીને નાસી ગયા ધનુર્દાસને એથી ખોટુ લાગ્યું. એણે સ્રીને મારવાનું શરૂ કર્યું. પેલી બિચારી સ્રીએ ઘણુંએ કહ્યુ કે ' હું નિર્દોષ છુ ' પણ પતિએ ન માન્યું

પ્રાત:કાળે રામાનુજાચાર્ય સ્વામીએ ધનુર્દાસને તથા બીજા બધા વૈષ્ણવોને બોલાવ્યા સ્રી પહેલેથીજ ત્યાં પહોચી ગઇ હતી, અને જણાવી રહી

હતી કે હુ નિર્દોષ છુ. ધનુર્દાસને સમજાવી દો. એણે વગરવાકે મારી વલે કરી દીધી છે ”

રામાનુજાચાર્યે ધનુર્દાસને પૂછયુ ‘ ધનુર્દાસ ! તે આ પવિત્ર દેવી સાથે ગેરવ્યાજબી વર્તણૂક કેમ ચલાવી ? ’

ધનુર્દાસે ઉત્તર આપ્યો “ સ્વામીજી ! વૈષ્ણવો ધનહીન છે એ બિચારા તગીના માર્યા રાતને વખતે ગુપ્ત રીતે મારી સ્ત્રીના આભૂષણ ઉતારી રહ્યા હતા. હુ એથી પ્રસન્ન થયો, કે ચાલો આજે એ દાગીનાનું સાર્થક થયું. ગરીબ લોકોના કામમા આવશે મારે એ ધન શા કામનું છે ? પણ એ લોભી સ્ત્રીએ પાસુ બદલ્યું, અને એ વૈષ્ણવો નાસી ગયા મને એથી ખોટુ લાગ્યુ હવે હુ એવી પાપી સ્ત્રીને મારી પાસે નહિ રાખુ એ વૈષ્ણવધર્મને નથી જાણતી ”

રામાનુજજીએ પ્રેમપૂર્વક સ્ત્રીને પૂછયું “ કેમ મા ! તારે શુ કહેવું છે?”

સ્ત્રીએ કહ્યુ “ભગવન્ ! મારો જરા પણ વાંક નથી વૈષ્ણવો જ્યારે જમણી તરફના દાગીના ઉતારી ચૂકયા ત્યારે મે જાણી જોઈને પાસુ બદલ્યુ, કે એ લોકોને બીજા હાથના દાગીના ઉતારી લેવાનું ફાવે, અને તેઓ નિર્વિઘ્ને પોતાનું કામ પાર પાડે, પણ મારા દુર્ભાગ્યે એ બિચારા નાસી ગયા અને મારી ઇચ્છા પૂર્ણ ન થઇ એ લોકો મારા બધા ઘરેણા ઉતારી લઇ જાત તો હુ મારૂ ધન્યભાગ્ય સમજત આપ કૃપા કરીને મારા પતિદેવને સમજાવી દો, કે એ મને ક્ષમા કરે. હુ તો વૈષ્ણવોની ખાતર તન, મન, ધન નોછાવર કરવા સદા તૈયાર છુ. ”

એમ કહીને એ રોવા લાગી. વૈષ્ણવો પણ એનો સાચો ભક્તિભાવ જોઇને પોતાના ઉભરાને ન રોકી શકયા. એમની આખોમાથી પણ અશ્રુધારાઓ વહેવા લાગી

એ વખતે સ્વામીજીએ કહ્યુ ‘ આ બે જણા ઉપર મારો અધિક પ્રેમ જોઇને તમે નાહકના દાઝે બળી મરો છો. હવે તમે વિચાર કરી જુઓ કે ખરો વૈષ્ણવ કોણ છે એ લોકો કે તમે ? ધનુર્દાસ ! તને ધન્ય છે ! તારી સ્ત્રી તારા કરતા પણ વધારે પવિત્ર આત્માવાળી છે. જાઓ, પ્રેમપૂર્વક સાથે રહીને જીવન ગાળો. આ બનાવથી મારે આ ચેલાઓને શિખામણ આપવી હતી, બીજું કાઇ નહોતું. ”

વૈષ્ણવો ઘણા શરમાઈ ગયા. ધનુર્દાસ ગુરુને પગે લાગીને સ્ત્રીનો હાથ

પકડીને પોતાની સાથે લઈ ગયો અને પોતાનો અપરાધ માફ કરવાને તેને વિનતિ કરવા લાગ્યો

ધન્ય છે એ નિર્લોભી સાચી વૈષ્ણવ નારીને!

# रत्न २४२ मुं–सोनराणी



સોનરાણી બાળંભના રાણા રાજસિંહની કુવરી હતી એણે એવી પ્રતિજ્ઞા કરી હતી કે "ઘણુ વણુ ઘડયા, એરણુ અડયા (એરણુ આભડયો) નહિ" આ દૂહાની પૂર્તિ કરનાર સાથેજ લગ્ન કરીશ. રાજગોરને આ દૂહો લઈને રાજદરબારમા 'પૂર્તિ' માટે મોકલવામા આવ્યો હતો. ઘણા સ્થળોએ ફરતા પણ પૂર્તિ ન થવાથી એ બરડાના ડુંગરની તળેટીમા ઘુમલી દરબારમા આવ્યો. ત્યાના રાણા શીઆજી જેઠવાએ 'પૂર્તિ' કરવાને મહેનત કરી પણ એનાથી તે થઇ નહિ, પરંતુ એના યુવાન ભત્રીજા હલામણે તરત 'પૂર્તિ' કરી કે —

"સરવર સાત (સ્વાત) તણા મળે મોતી તો નીપજે." આપણામા એવી આખ્યાયિકા છે કે સ્વાતિ નક્ષત્રમા સમુદ્રમા માછલીઓ ઉઘાડા મો રાખીને આકાશ તરફ જુએ છે તે સમયે જો વરસાદ પડે ને તેના ફોરા એ માછલીઓના મોમા પડે તો તેના મોતી થાય છે એટલે એણે એ વાતને અનુસરીને ઉત્તર આપ્યો, કારણુ મોતીને ઘડવા (બનાવવા) માં નથી જોઇતો હથોડો કે નથી જોઈતી એરણુ હવે વાસ્તવિકરીતે તો દરબારમા જે હકીકત બની તેજ રાજગોરે કુવરીને પાછા જઇ કહેવી જોઇતી હતી, પરંતુ શીઆજીને આ કન્યારૂપી અમૂલુ રત્ન પોતાને હાથેથી જતુ રહે તે ઠીક લાગ્યું નહિ, તેથી તેણે ગોરને ફોડયો ને 'પૂર્તિ' કરનાર તરીકે ગોરે હલામણને બદલે શીઆજીનુ નામ ઠસાવી દીધુ આથી એવુ ઠર્યું કે કુંવરીએ દાસ દાસીઓ લઈને રાજગોરની સાથે ઘુમલી જઈ રાણા સાથે લગ્ન કરવું. કન્યાવાળા આવ્યા ત્યાસુધી તો હલામણ એમજ સમજતો હતો કે કુવરીના લગ્ન એની સાથે થશે, પરંતુ એના એક વિશ્વાસપાત્ર મિત્રે ભરમ ફોડી દીધો કે કુવરીના લગ્ન તો એના કાકા સાથે થશે. આથી એ હતાશ થઈ ગયો, પરંતુ વડીલની ઇચ્છાને આધીન થવાના રિવાજ મુજબ એણે કહ્યુ કે " હુ એ લગ્નમા વિઘ્ન-

રૂપ થઈશ નહિ ” અહી તો આમ થયુ, પરતુ બીજી તરફ જૂદીજ ઘટના થઇ સોનકુવરી અને શીઆજીની દાસીઓ વચ્ચે કૂવે પાણી ભરતાં ઝગડો થયો ને સામસામા મેણાટોણા ચાલુ થયા. રાણાની દાસીએ કહ્યું —

‘બાધી મૂઠી લાખ લિયે, ઉઘાડિ વા ખાય,
હલામણ દુહા પારખે સોન શિયાને જાય.

આ સાભળી સોનકુવરીની દાસી ચમકીને પોતાની બાઇ પાસે દોડી ગઈ અને તેને આ વાત કહી. ગોર ઉપર શકા જવાથી સોને ગોરને બોલાવ્યો, ને તેને શિક્ષા કરવાની ધમકી આપવાથી તેણે સત્ય વાત કહી દીધી. સાચી વાત જાણી એટલે સોને રાણાને થાપ આપવા વિચાર કર્યો, તેથી રાણાએ જ્યારે વસ્ત્રઆભૂષણ મોકલ્યા ત્યારે તે બધા ફેકી દઈને લાવનાર સાથે કહાવ્યુ કે

“સુહિભર્યો શણગાર, મને શિયાનો શોભે નહિ,
હલામણ ભરથાર, શિયો અમારો સાસરો ”

આ હકીકત શિયાને પહોચતા એ ક્રોધે ભરાયો. આમા હલામણનો હાથ હશે એમ ધારી તેને દેશવટો દીધો. હલામણે આજ્ઞા માથે ચઢાવી, પરતુ જતા જતા સોનની દાસી સાથે સદેશો મોકલ્યો કે.—

“દેશવટો દરાર, સાચો દીધો શિયે જેઠવે,
હવે જઇ ભણજે જુહાર, હાબે ગયો હલામણો.’

સોનરાણી આ સાભળી બોલી કેઃ—

ઉતારો શૃગાર, મને જાતા લાગે જેઠવો,
મારી ઉરમા માર, કયા હાલ્યો ગયો હલામણો ? ”

આ માઠા બનાવથી એ બેશુદ્ધ થઈ ગઇ ને જ્યારે રાણા તરફથી માણસ એની પાસે ઉત્તર લેવા આવ્યો, ત્યારે મહામહેનતે દાસીઓએ તેને શુદ્ધિમા આણી. એણે એક ઓરડામા ભરાઈ રાણાના માણસને મળવા ના કહી ને કહાવ્યુ કે “ હવે પુત્રવધૂપર નજર નાખવી રાણાને છાજે નહિ. ” રાણાને તો વધારે ગુસ્સો ચઢયો ને પોતે બળ વાપરવા તત્પર થયો. એવામા ખબર આવી કે સિધીઓએ સરહદપર હલ્લો કર્યો છે તેમને મારી હઠાવવા રાણાએ જાતે આવવુ. આ અણધાર્યા પ્રસગથી એનુ ધાર્યું ધૂળ થયું. સોનકુવરીને કેદમાં રાખવાનો હુકમ આપી એ ચાલ્યો ગયો. એના ગયા પછી સોનકુંવરી દેરામા દર્શન કરવાને બહાને શહેર બહાર નીકળી. થોડે દૂર જઇને એણે તથા દાસીએ મળી ગાડી હાકનારને પૂરો કર્યો ને દાસીએ

તેની જગ્યાએ બેસી હાબા ભણી હાંકી મૂક્યુ.

આણી તરફ હલામણ હાબામા પોતાની માસીને ઘેર રહેતો હતો. તેનું મન પણ સ્વસ્થ નહોતુ. વિયોગી વાલમની પેઠે એ વનેવન ભ્રમણ કરતો ને કાલીદાસના પુરુરવાની પેઠે વૃક્ષે વૃક્ષ અને પક્ષીપક્ષીને પોતાની પ્રિયાના સમાચાર પૂછતો.

આ દુહા તેમાના કરુણ રસ માટે પ્રસિદ્ધ છે.

> " વહાલા વિયોગી વાસ, અહી શી અવગણે આવીઓ ?
> ભણને મારી ભોયના, મને સદેશો કાંઈ સોનનો ? "

વાસ ઉત્તર દે છે.—

> કાપ્યો લઇ કવાડીયે, પછી ઝીકયો ઝખુમાય ?
> લોઢે લેવાણો આજ, તેથી શુધ ન રહી સોનની.

એક માછીને એ કહે છે કે —

> ' જાળીડા નાખને જાળ, મીઠા મેરામણ મળે,
> કરમ છે કપાળ, કે બોતેરસે બરડા રહ્યા ? '

એનુ મન વાળવા એની માસીએ એક સિધી સુદરી સાથે એના લગ્ન કરવા કહ્યુ પણ એણે સોન સિવાય કોઈ સ્રી સાથે લગ્ન કરવા ના કહી મગજની આવી અસ્વસ્થ સ્થિતિમા એ જગલના પત્થરપર બેઠો હતો તેની નીચેથી સાપ નીકળ્યો ને એને અગુઠે કરડયો, તેનું ઝેર ચડવા માડયું એટલે હલામણ સમજ્યો કે મારો અત આવ્યો છે મરતા મરતા પણ પોતાની વહાલીને ન મળાયુ તેથી એ કહે છે કે –

> 'વળજે સોન સુજાણ, હું સૂતો છેલ્લે સાથરે,
> પામી નથી તુ પ્રાણ, અધ ઘડી આરામની
> મનહર તારૂં મુખ, મે જાણે અજાણે જોયુ નહિ;
> આશા રહી ઉર માય, શેને પામ્યો આ ગતિ. '

હવે રાણાનો મુલક છોડી સોન અને એની દાસીએ હાબે આવતા આજ જંગલમા ટીમણ માટે મુકામ કર્યો હતો ને દાસી પાણી શોધવા નીકળી હતી. ફરતા ફરતા જ્યા હલામણ બેશુદ્ધ થઇ પડયો હતો ત્યાં આવી, એને ઓળખ્યો ને સમાચાર આપવા સોન પાસે દોડી. સોન ત્યા આવીને પોતાના પ્રિતમની આ દશા જોઇને બેશુદ્ધ થઈ ગઇ. ઘણી મહેનતે દાસીએ શુદ્ધિમાં આણી, પરંતુ એનો વિલાપ હૃદયભેદક હતો:—

'હાબાની હદમાય, મે વહાલી વસ્તુ વિસારીયુ,
હૈડા કેરો હાર, જે હતો હલામણ જેઠવો.
હાબા ડુંગર હેઠ, મે હલામણ હિ ચોળ્યો નહિ,
આશાયુ રહી અનેક, મને જેઠવો જોવા તણી.'

એને મરણ પામેલો જાણીને એના શબને યોગ્ય રીતે અગ્નિસંસ્કાર કરવો પોતાની ફરજ ગણી, તેણે દાસીને જંગલમા લાકડા ભેગા કરવા મોકલીને પોતે સતી થઈ હલામણની ચિતા સાથે બળી મરવા વિચાર કર્યો:—

'હાબાની હદમાહે, આજ પીઠી ભર્યો પોઢાડીઓ;
ભીંઢળ છૂટયા મસાણ, હું હારી બેઠી હલામણો.
હલામણને હિયે, ખોડચ ખડકીઆ,
હવે કરવા સ્વર્ગે સાથ, મારે બળવુ બરડાના ધણી.'

સોન અને એની દાસીનો વિલાપ એ માર્ગેથી પસાર થતા એક મદારીએ સાભળ્યો ને એ તેમની પાસે આવ્યો હલામણને તપાસતા એનામા હજી ચૈતન્ય છે ને એને બેઠો કરી શકાય એમ છે, એમ તેને લાગ્યુ મદારી પાસે સાપનો મ્હોરો હતો તે તેણે સર્પદંશ પર લગાડયો. થોડી વારે હલામણ શુદ્ધિમા આવ્યો સોનને તે સ્થળે જોઇને એને આશ્ચર્ય લાગ્યું ને આનંદ પણ થયો આ પછી એ બંનેના લગ્ન થયા ને થોડા કાળમા શિયાજીનું પણ મૃત્યુ થયું, એટલે એ બંને પોતાને વતન જઈ સુખમા દિવસ નિર્ગમન કરવા લાગ્યા

'જેવી સોન સુજાણ, તેવો હલામણ હીરલો,
તન બે એકજ પ્રાણ, જુગતે જુગતુ જોડલુ'

---

# रत्न २४३ मुं–खना




તિષ અને ગણિતશાસ્ત્રમા પ્રાચીન ભારતના આર્યો ઘણા પારદર્શી હતા ઘણાઓનું એવુ માનવું છે કે એ બે શાસ્ત્રો પ્રથમ આજ દેશમા શોધી કહાડવામાં આવ્યા હતા, અને એ વિદ્યામા આ દેશે ઘણી ઉન્નતિ કરી હતી. પ્રાચીન સમયની અનેક સ્ત્રી તો પરમ વિદુષી

* સાક્ષર શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીકૃત 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો' નામના ગ્રન્થમાંથી તેમની પરવાનગીથી સ.ભાર ઉદ્ધૃત

હતીજ, પણ મધ્યકાળમાએ કેટલીક સ્રીઓ જાતજાતના શાસ્રોમા પ્રવીણતા મેળવીને પ્રસિદ્ધને પામી છે. ખના એમાની એક હતી જ્યોતિષશાસ્રમા એનું નામ સુવિખ્યાત છે, જ્યોતિષશાસ્રનો પૂરો અભ્યાસ કરીને જનસમાજને એનો લાભ આપવા સારૂ ખનાએ બહુજ સરળ દેશીભાષામા એનો પ્રચાર કર્યો હતો બગાળામા મહાન્ વિદ્વાન્‌થી માંડીને અભણ ખેડુત પર્યન્ત દરેક સ્રી પુરુષ ખનાના નામથી અને જ્યોતિષસબધી ખનાના વચનોથી પરિચિત છે, હાલતા ચાલતા ખનાના વાકયો ઉપરથી બગાળાના લોકો ભવિષ્ય જુએ છે ખનાના વચનોમા અમુક દિવસે મુસાફરી કરવાની ના કહી હશે તો જૂના વિચારનો બગાળી એ દિવસે કદિ પ્રવાસ નહિ કરે. ખનાએ બતાવેલો શુભ દિવસ નહિ આવે ત્યાસુધી ભોળો ખેડુત હળ નહિ ખેડે, અને તૈયાર થયેલો પાક નહિ લણે, હિદુ અને મુસલમાન બન્ને ઉપર તેનો એક સરખો પ્રભાવ છે.

સુશિક્ષિત ભારતવાસીઓના હૃદયમા પણ ખનાને માટે સન્માન છે, અને તે તેના ઉચ્ચ આત્મત્યાગને લીધે છે.

આજથી આશરે બસે વર્ષ ઉપર શ્રીનગર નામના સહિરમા અતનાચાર્ય નામનો એક વિદ્વાન્ કાશ્મીરી બ્રાહ્મણ વસતો હતો. એને વિદ્યાનો પૂરો નાદ હતો ગણિત અને જ્યોતિષશાસ્રમા એણે અગાધ પારગતતા પ્રાપ્ત કરી હતી. રાત દિવસ આકાશમા ગ્રહો અને નક્ષત્રોનું અવલોકન કરવામા એનો સમય વ્યતીત થતો હતો નહોતી એને રાજદ્વારી બાબતો સાથે પચાત કે નહોતો એને ધન કે માનમરતબો મેળવવાનો લોભ. વિદ્યાનીજ ખાતર વિદ્યાનુ સેવન કરનાર એ નિષ્કામી બ્રાહ્મણ એકાન્ત સ્થાનમા આનંદપૂર્વક પોતાનું જીવન વ્યતીત કરી રહ્યો હતો. અતનાચાર્યના પત્ની યુવાવસ્થામાજ સ્વર્ગવાસી થયા હતા. મૃત્યુ સમયે તે એક માત્ર સતાન-કન્યા ક્ષમાવતીને પોતાના સ્મારકરૂપે મૂકતા ગયા હતા પડિત મહારાજ એ પુત્રીને પ્રેમથી ઉછેરતા હતા માતા અને પિતા બન્નેની ફરજ અતનાચાર્યને બજાવવી પડતી પિતા ખેતરોમા અને જગલોમા ફરવા જાય ત્યારે કન્યા ક્ષમાવતી સાથે જતી, પિતા રાત્રીના સમયે આકાશમા ગૃહો અને નક્ષત્રોનું નિરીક્ષણ કરતા ત્યારે કન્યા તેના મુખ સામું જોઈ રહેતી, અને બાળકની જિજ્ઞાસાવૃત્તિથી અનેક પ્રશ્નો ઉપરા છાપરી પૂછતી. પિતાની તરફથી સંતોષકારક ખુલાસો ન મળે ત્યા લગી એના સવાલોનો અત આવતો નહિ. આ

પ્રમાણે બાલ્યાવસ્થાથીજ ક્ષમાવતીને ખગોળવિદ્યાનો શોખ લાગ્યો હતો, જે પાછલી વયમા એને ઘણો કામ લાગ્યો.

ક્ષમાવતી-ખનાને બચપણથીજ ગણિતનો સારો શોખ હતો. ગણિતના અઘરા પ્રશ્નો એ બહુ સહેલાઇથી સમજી શકતી જ્યોતિષ અને ગણિતને બહુ ઘાડો સબધ છે એટલે પિતાએ પ્રથમ એને ગણિતનું ઉચા પ્રકારનું શિક્ષણ આપ્યા પછી જ્યોતિષના ગ્રથો શીખવવાનો આરભ કર્યો. અગિયાર વર્ષની થતા સુધીમા એણે ભાસ્કરાચાર્ય અને વરાહમિહિરના ગ્રથોનો અભ્યાસ કર્યો હતો. દિવસે દિવસે કન્યાની ભણવાની વૃત્તિ વધતી જતી હતી નવા નવા પુસ્તકો વાચવા તથા તે સંબધી વિદ્વાનો સાથે ચર્ચા ચલાવવાની તેને અભિલાષા થતી હતી. કેટલીક વખત તો તેની શકાઓનું સતોષકારક સમાધાન અતનાચાર્યથી પણ થઈ શકતું નહિ જે ગામમા એ લોકો વસતા હતા, તે ગામમા જ્યોતિષના ઘણા પડિતો નહોતા. આથી અતનાચાર્યે કન્યાની સાથે ભારતના પ્રસિદ્ધ વિદ્યાપીઠ કાશીક્ષેત્રમા જવાનો નિશ્ચય કર્યો.

પિતાપુત્રી કાશી આવ્યાં પ્રારંભના કેટલાક દિવસ નવી ઓળખાણ કરવામા વ્યતીત થયા યૂરોપ અમેરિકામા વિશ્વવિદ્યાલયવાળા નગરોમા વિદ્યાનુ વાતાવરણ વ્યાપી રહ્યુ હોય છે, તેવુંજ શુદ્ધ વિદ્યાનુ જ વાતાવરણ એ સમયે કાશીમા હતુ. ત્યા વેદ, વેદાગ, ઉપનિષદ્ વગેરેના અભ્યાસ સારૂ અનેક શાળાઓ હતી, અનેક બ્રહ્મચારીઓ ત્યા રહીને અભ્યાસ કરતા. ક્ષમાવતીને એ બધુ જોઇને ઘણો આનદ થયો. તેણે હવે પહેલા કરતાં વધારે ઉત્સાહથી ભણવા માડયુ, અને વારાણસીના પડિતો પાસેથી જ્યોતિષનુ જેટલું શિક્ષણ મેળવાય તેટલુ મેળવ્યું. પડિત અતનાચાર્યની ખ્યાતિ પણ ધીમે ધીમે વધવા લાગી, અને અનેક વિદ્યાર્થીઓ તેમની પાસે ભણવા સારૂ આવવા લાગ્યા. એ બધા વિદ્યાર્થીઓના સહવાસમા ક્ષમાને ભણવાનો અધિક આનદ આવ્યો, અને થોડા સમયમા એ જ્યોતિષશાસ્ત્ર-ખગોળવિદ્યામા પારગત થઇ ગઈ

વિદ્યાની સાથે સાથે ક્ષમાનુ સૌદર્ય પણ ખીલતું જતુ હતુ. હવે એ પરમસુદરી કુમારી બની હતી. હવે એને યોગ્ય વરના હાથમાં સોપીને પિતા પોતાની એક મોટી ચિન્તામાથી નિવૃત્તિ લેવા માગતા હતા.

આચાર્યની પાઠશાળામાં ભણતા વિદ્યાર્થીઓમા બગાળાનો નિવાસી

મિહિર નામનો એક બ્રાહ્મણ યુવક હતો સમુદ્રકિનારાના ચદ્રપુરા નામના ગામમા એનો જન્મ થયો હતો. મિહિર એક પ્રતિષ્ઠિત કુટુબનો યુવક હતો. એનો પિતા રાજા ચદ્રકેતુના દરબારમા મોટો અધિકાર ભોગવતો હતો, અને રાજપરિવાર સાથે તેને સગપણનો પણ સબધ હતો. કુલીન કુટુબના બાળકને છાજે એવું શિક્ષણ મિહિરને મળ્યુ હતુ તેની રીતભાત, તથા બોલચાલ બહુ આકર્ષક હતા પોતાના રાજ્યમાં એ વ્યાકરણ, અલકાર, ગણિત, અને જ્યોતિષ ભણ્યો હતો, પણ એને વધારે ભણવાની ઇચ્છા હતી, અને એ શહેરમા વધારે ભણવાની સગવડ નહિ હોવાથી બનારસ ગયો હતો.

રાજા ચદ્રકેતુ બનારસની યાત્રાએ નીકળ્યો. કાશી પહોચ્યા પછી સૌથી પહેલુ કામ એણે એ કર્યું કે મિહિરની શોધ કરાવી. પડયાઓને કહેતા તેમણે તરતજ અનુમાન કર્યું કે એ બગાળી યુવક અતનાચાર્યની પાઠશાળામા ભણતો હશે એમનુ અનુમાન ખરૂ પડયુ મિહિરને પોતાના આશ્રયદાતાના આગમનના સમાચાર મળતા ઘણોજ આનદ થયો અને તે ઉતાવળે પગે એને મળવા ગયો મિહિરની વિદ્વત્તા જોઇને રાજા ઘણો પ્રસન્ન થયો, અને પોતાના રાજ્યમા આવીને એની વિદ્વત્તાનો લાભ આપવાને તેને વિનતિ કરી. સભાપડિત તરીકે રાજ્યમા નીમણુક થવાનો પ્રસગ આવ્યો રાજાએ જાતે એની પ્રશસા કરી તેથી એને ઘણો હર્ષ થયો, પણ એ સૂચના સ્વીકારવામા એકજ વાતનો વિચાર હતો દેશ પાછા ફરતા ખનાનો વિયોગ થવાનો ભય હતો ખનાએ તેના હૃદયમા એવું સ્થાન પ્રાપ્ત કર્યું હતું, કે તેના વિયોગનો વિચાર પણ તેને અસહ્ય થઈ પડયો ખના પણ પોતાની સાથે દેશમા આવે તોજ એનો જીવ નિશ્ચિત રહે એ હેતુથી એણે એક યુક્તિ શોધી કાઢી. બીજે દિવસે તેણે રાજા પાસે જઇને વિનયપૂર્વક સૂચવ્યુ, કે પોતે હજુ અનુભવ વગરનો તાજો વિદ્યાર્થી છે, પરતુ એ પદને માટે તો કોઇ અનુભવી પડિતની નિમણુક થાય તો તે વધારે ઉચિત ગણાય. રાજાએ પોતે અજાણ્યો હોવાથી યોગ્ય પડિતની શોધ કરવાનું તેનેજ સોપ્યુ મિહિરે તેના ઉત્તરમા પોતાના ગુરુનુ નામ સૂચવ્યુ, અને એના જેવો જ્યોતિષનો વિદ્વાન કાશીમા બીજો કોઇ નથી એમ જણાવ્યું. મિહિરને મુખેથી અતનાચાર્યની વિદ્વત્તાનો, તથા તેની વિદુષી પુત્રીના પાંડિત્યનો પરિચય મળતા રાજાને એવા ગુણવાન પુરુષના દર્શન કરવાની

અભિલાષા ઉત્પન્ન થઇ એક દિવસ એ મિહિરને સાથે લઇને અતના-ચાર્યની પાઠશાળામા ગયો, અને સાષ્ટાગ દડવત કર્યા પછી તથા કુશળ સમાચાર પૃછયા પછી, તેમને પોતાની રાજસભાને શોભાવવાની પ્રાર્થના કરી એણે એ પણ જણાવ્યુ, કે તમારી વિદુષી કન્યા પણ મારા રાજ્યમા સુરક્ષિતપણે નિવાસ કરીને પોતાના જ્ઞાનમા વૃદ્ધિ કરશે.

અતનાચાર્યે રાજાની વિનતિ સ્વીકારી અને એ પુત્રીસહિત બગાળાના ગામમા જઈ વસ્યો. રાજા ચદ્રકેતુએ પડિતનો ઘણો સત્કાર કર્યો, અને તેના નિવાસ તથા ખર્ચ વગેરેનો પૂરતો પ્રબધ કર્યો ખનાની વિદ્વત્તા પણ હવે એણે પ્રત્યક્ષ જોઇ, અને તેથી પ્રસન્ન થઇને તેણે મિહિરનું લગ્ન ઘણી ધામધૂમસહિત ખના સાથે કરાવ્યું, ખનાને હવે મનપસદ પતિ મળ્યાથી એના સૌભાગ્યનો પાર રહ્યો નહિ બીજા પ્રાતની નિવાસી હોવા છતા એ બગાળામા હળી ગઇ, અને પોતાના ગામની સ્ત્રીઓ સાથે ભળીને તેમને પોતાના જ્ઞાનનો લાભ આપવા લાગી ઉચ્ચ પ્રકારની વિજ્ઞાનવેત્તા હોવા છતા એણે ઘરકામ કરવામા હીણપત નહોતું માન્યુ. પોતાને હાથેજ ભોજન કરીને પિતા તથા પતિને જમાડતી, અને એ કાર્ય કરવામા એને એટલોજ આનદ આવતો, કે જેટલો આનદ ખગોળવિદ્યાના કોઇ મહત્ત્વના પ્રશ્નનું નિરાકરણ થતા એને પ્રાપ્ત થતો. હવે એની ખ્યાતિ દિનપ્રતિદિન વધવા લાગી, અને એના વિચારોનો જનસમાજમા આદર થવા લાગ્યો.

ક્ષમાવતી સુખને શિખરે પહોચી ચૂકી હતી, પણ વિધાતાના વિચિત્ર રાજ્યમા ભાગ્યેજ કોઇનું સુખ સદાને માટે ટકી રહે છે એના પૂજ્ય પિતાનું મૃત્યુ થયું પિતા અને માતાની એકસામટી ગરજ સારનાર એ જનકના મૃત્યુથી ખનાને ઘણો શોક થયો બીજી તરફ ખનાની વિદ્વત્તાની પ્રશંસા બ્રાહ્મણ પડિતોથી સાખી શકાતી નહિ એક સ્ત્રીને પોતાના કરતા વધારે યશ મળે એ એમને માટે અસહ્ય હતુ તેઓ ગમે તે રીતે એ નિર્દોષ અબળાને દુ ખી કરવાને કમર કસીને તત્પર થયા હતા

૧૭૪૨ ના શિયાળામા બગાળામા ભયકર ધરતીકપ થયો. એથી બગાળાના અખાતને કાઠે આવેલા ગામોને તો ઘણુંજ નુકસાન પહોચ્યુ. રાજા ચદ્રકેતુની ગરીબ રૈયત ઘણી દુ.ખી થઇ એણે પડિતોની સભા મેળવીને એ આપત્તિનું કારણ તથા તેમાથી મુક્તિ મળવાના ઉપાય શોધવાની આજ્ઞા આપી. બધા પડિતોએ મળીને એવી સલાહ આપી કે આ

ધરતીકંપ ધરતી માતા કોપ્યાથી થયો છે, અને ફરીથી એ ન કોપે એટલા માટે એક મોટો યજ્ઞ કરવો જોઇએ. મિહિરે પણ એ લોકોના એ નિર્ણય-પત્ર ઉપર હસ્તાક્ષર કર્યા.

રાજા ચંદ્રકેતુએ પંડિતોનો એ નિર્ણય ક્ષમાવતીને પણ જણાવ્યો એ નિર્ણય વાચીને એને ઘણુ આશ્ચર્ય ઉત્પન્ન થયુ, અને એ પત્રપર પોતાના પતિની સહી જોઇ ત્યારે એના શોકનો પાર રહ્યો નહિ. એણે રાજાને સ્પષ્ટ કહ્યુ કે આ ધરતીકંપની સાથે દેવદેવીઓને કાંઇ લેવા દેવા નથી. ધરતી-કંપ એ એક કુદરતી બનાવ છે અમુક કુદરતી સંયોગો બની આવતા એ ઘટના અનિવાર્ય થઇ પડે છે, અને યજ્ઞો કર્યાથી એને રોકી શકાય એ વાત અસંભવિત છે એણે એ પણ કહ્યું કે પંડિતોની હિંમત હોય તો મારી સાથે શાસ્ત્રાર્થ કરીને મારા વિચારો મિથ્યા છે, અને એમનો નિર્ણય ખરો છે એવું સાબિત કરી આપે ક્ષમાવતીના આવા સ્પષ્ટ વિચારોથી બ્રાહ્મણોના ક્રોધાગ્નિમા ઘી રેડાયું. તેમણે ક્રોધના આવેશમા એની વિરુદ્ધ અનેક ભાષણો કર્યા, અને દલીલ ખૂટી ત્યારે ગાળોથીજ કામ ચલાવ્યુ. ખનાને સારૂ તેમણે નાસ્તિક, ડાકણ, વગેરે શબ્દો વાપર્યા અને આરોપ મૂક્યો કે આ દેશનો સંહાર કરવા સારૂજ વિદેશથી એ આવી છે, અને પોતાના જાદુથી ભોળા મિહિરને વશ કર્યો છે એમણે મિહિરના કાનમા પણ નિંદારૂપી વિષ પુષ્કળ રેડયુ, અને આખરે રાજા પાસેથી એ નિર્દોષ વિદુષીને દેશનિકાલ કરવાની આજ્ઞા મેળવી.

પંડિતોનો એ નિર્ણય અને રાજાની એ અન્યાયી આજ્ઞા પતિદ્વારા ક્ષમાવતીના જાણ્યામા આવી. એ ચતુર સ્ત્રી સમજી ગઈ, કે ઇર્ષ્યાને વશ થઇને સ્વાર્થી બ્રાહ્મણોએ મારી વિરુદ્ધ આ કાવતરૂ રચ્યુ છે મારા પતિ પણ એમની પ્રપંચ જાળમા ફસાયા છે. પતિના વિયોગમા અપમાનિત જીવન ગાળવુ તેના કરતા મૃત્યુ હજારગણુ શ્રેયસ્કર છે, એ પ્રમાણે વિચાર કરીને ખના ઘરની દેવસેવાની ઓરડીમા ગઈ પતિ એ સમયે કાળીની ઉપાસનામા આખ મીચીને એકાગ્રચિત્તે બેઠો હતો. માતાજીના હાથમાં તલવાર હતી. ખનાએ એ તલવારવડે પોતાનુ શિર કાપી નાખીને પતિના ચરણ આગળ મૂકયુ. પતિ ધ્યાન સમાપ્ત થયા પછી નેત્ર ઉઘાડીને જુએ છે તો પૂજા-ગૃહમા લોહીનું ખાબોચીઉ ભરાઇ ગયુ છે, અને પોતાની પ્રિય-તમા ખનાનુ માથું ધડથી છૂટુ પડયુ છે. પોતાના બલિદાનથી જાણે એ

પતિને કહેતી ગઇ કે, મારી ખાતર તમારે નિંદા સહન કરવી પડે છે, આખો બ્રાહ્મણુસમાજ તમારો શત્રુ થઇ પડયો છે, તો હું જાઉં છુ. તમારો માર્ગ સરળ કરૂં છુ મારા મૃત્યુથી મેં તમારા કુટુબને અપકીર્તિમાથી બચાવ્યું છે.

આ પ્રમાણે વિદુષી ખનાના જીવનનો અત આવ્યો, પણ ખનાએ પ્રચલિત કરેલા જ્યોતિષના વચનોથી એનું નામ અમર છે. આપણા ગુજરાતમાં જેમ ભડળી વાક્ય પ્રચલિત છે તેમ બગાળામા ખનાનાં વચનો પ્રચલિત છે.

કેટલાક લોકો ખનાને વિક્રમાદિત્યના સમયમા થઈ ગયેલી, અને તેની સભાના એક પ્રસિદ્ધ રત્ન વરાહના પુત્ર મિહિરની વધૂ માને છે. વરાહ જ્યોતિષમા ઘણો પ્રવીણ હતો પણ પુત્રજન્મ સમયે ગણિતમા ભૂલ થવાથી અલ્પાયુષી છે એમ જાણુતા તેણે તેને એક માટીના ઘડામા ભરીને જળમાં ફેંકી દીધો ત્યા એક ગરીબ માણુસે તેને બચાવ્યો. મોટો થઇને એ લંકાદ્વીપમા ગયો અને ત્યા એક પડિતને ઘેર જ્યોતિષ ભણુવા લાગ્યો. એજ પડિતશાળામા ખના ભણુતી હતી બન્નેમા પ્રેમ બધાયો અને લગ્ન થયા. ત્યાર પછી તેઓ વિક્રમરાજાના રાજ્યમા આવ્યા

ધીમે ધીમે રાજા વિક્રમાદિત્ય સાથે મિહિરનો પરિચય થયો મિહિરના જ્ઞાનથી ઘણા રાજી થઇને વિક્રમાદિત્ય તેને પોતાની રાજધાનીમા લેઇ આવ્યા મિહિરને નવરત્ન સભાનો એક સભાસદ બનાવ્યો. મિહિરના બાલ્યજીવનની ખબર પડવાથી તથા બીજી તપાસ ઉપરથી એને પુષ્ટિ મળવાથી, વરાહ સમજી ગયો કે મિહિર મારો પોતાનોજ પુત્ર છે હવે એ પુત્ર અને પુત્રવધૂને આદરપૂર્વક પોતાને ઘેર લેઇ ગયો

ખના જ્યોતિષશાસ્ત્રમા સ્વામી કરતા પણુ વધારે પારદર્શી હતી. એનુ પ્રમાણુ જે સમયે શિક્ષા સમાપ્ત કરીને અનાર્યો પાસેથી એણે વિદાય માગી, તે સમયની એક ઘટના ઉપરથી મળી આવે છે. જ્યોતિષવિદ્યા પૂરી કરીને ખના અને મિહિર રાક્ષસોની પાસેથી પાછા ફરતાં હતા, ઘણા દિવસ અનાર્યોની સાથે રહેવાથી એ લોકોની પણુ આ વિદ્યાર્થીઓ ઉપર ઘણી માયા બધાઇ હતી. એ માયાના બધનથી વિદાય સમયે ઘણે દૂર સુધી લંકાના લોકો તેમને વળાવવા આવ્યા હતા. નાનાં, મોટા, સ્ત્રી, પુરુષ, બધા આ બે જણાને છેલ્લી વિદાય આપવા ગામની ભાગોળ આગળની એક નદી સુધી આવ્યા હતા ત્યાં આગળ એક ગાય પ્રસવ કરવાની તૈયારીમા હતી ગુરુએ મિહિરને પૂછ્યું ' બેટા ! જે પ્રાણી આ

ગાયના ઉદરમાથી થોડા સમયમા આ સસારમા જન્મ લેશે તેનો રંગ કેવો હશે તે કહી આપીશ ? ' મિહિરે ગણના શરૂ કરી, પણ એની ગણત્રી ખરી પડી નહિ ત્યારે ગુરુએ મિહિરના હાથમા થોડા પુસ્તકો આપીને કહ્યુ 'હજુ તુ જ્યોતિષવિદ્યા પૂરી શિખ્યો નથી આ પુસ્તકો તારી સાથે રાખ અને તેમની મદદથી બાકીનો અભ્યાસ પૂરો કરજે.'

મિહિર પરીક્ષામા સફળ થયો નહિ ગુરુને પણ તેના શિક્ષણ માટે સદેહજ હતો, પણ ખના ઉપર તેમને અગાધ વિશ્વાસ હતો એમની ખાત્રી હતી કે ખનાએ જ્યોતિષશાસ્ત્રનો પૂર્ણ અભ્યાસ કર્યો છે

મિહિરે ગુરુના હાથમાથી પુસ્તકો લેઇ લીધા, પણ તેનુ ચિત્ત ચકડાળે ચડયુ હતું તેને એવો વિચાર આવ્યો કે આટઆટલા દિવસ પરિશ્રમપૂર્વક અભ્યાસ કરવા છતા પણ જ્યોતિષવિદ્યા આવડી નહિ તો આ સાધારણ પોથાથી શુ આવડવાનુ છે ? એવુ વિચારીને એણે એ પુસ્તકો ખળખળ વહેતી નદીના પ્રવાહમા ફેંકી દીધા. ખના એ વખતે દૂર ઉભી રહીને પાછળના ગામનું સુદર પ્રાકૃતિક દશ્ય છેલ્લીવાર જોવામા નિમગ્ન હતી એકાએક તેની નજર વહી જતા પુસ્તકો ઉપર પડી તેણે મિહિરની પાસે દોડી જઇને પૂછયુ ' આ શું કર્યું ? ' પણ એટલામા એ નદીનો સ્રોત ઘણે દૂર ચાલ્યો ગયો હતો એ સમયે જ્યોતિષવિદ્યાના એ અમૂલ્ય તત્ત્વો આ સંસારમાથી લુપ્ત થયા !!

ખના જ્યારે પતિ કરતા પણ આટલી બધી અધિક પ્રવીણ હતી ત્યારે વરાહ કરતા તો એ ઘણી હોશિયાર હોવીજ જોઈએ. વરાહ પણ જ્યોતિષવિદ્યામા ઘણો ઊંડો ઉતર્યો હતો, એ વાત ખરી, પણ તેનુ ગણિત જરા કાચુ હતું. તેની ગણત્રીમા કદિ કદિ ભૂલ આવતી બાળકપુત્ર મિહિરના ત્યાગ વખતે વાચકોને તેનો પરિચય થઈ ચૂકયો છે. દેશના ઘણા લોકો વરાહ પાસે જોષ જોવરાવવા આવતા એમ કહેવાય છે કે વરાહની કાઈ ભૂલ થતી તો ખના ઘરની અદર બેઠે બેઠે ભૂલ સુધારી આપતી વરાહને આથી ઘણી શરમ આવતી પોતાના કરતા પુત્રવધૂના ચડતા જ્ઞાન માટે તેને થોડીક ઈર્ષ્યા પણ ઉપજી એટલા માટે એ મનમાને મનમા ખના ઉપર અસતુષ્ટ રહેવા લાગ્યો વાચક એનો કદાચ વિચાર કરશે કે ખના પણ ઘણી હિંમતવાળી હશે સસરાની ભૂલ લોકોના દેખતા કહીને તેને શરમીંદા કરવો એ વ્યાજબી છે ?

પણ આપણે એક વાત ધ્યાનમા રાખવી જોઇએ કે જ્યોતિષ એ ઘરસંસારની સાધારણ વાત નથી. ભાગ્યગણુનામા જરા ભૂલ થાય તો લોકોનુ મહા અનિષ્ટ થાય એક શૂન્યની ભૂલ કરીને ખુદ વરાહે પોતાના પ્રિય પુત્રને મૃત્યુના મુખમા સોપ્યો હતો માટે સસરાજીની ભૂલથી લોકોનુ એ પ્રમાણે સત્યાનાશ ના વળે એટલા સારૂ ખના તેમની ભૂલ પકડીને સુધારી આપતી ખના કેવળ સસરાની ભૂલ પકડી આપતી એટલુ જ નહિ, પણ વરાહની જાણુમા નહોતી એવી કેટલીક ગણુત્રીઓની પણ એને ખબર હતી એ બધી ગણુનાઓને લગતા પ્રશ્નોમા સસરા કાઇંક અચકાતા તો ખના એમને એ સિદ્ધાન્ત શિખવી દેતી

આકાશમા બધા મળીને કેટલા તારા છે એ જાણુવાને વિક્રમાદિત્યને એક દિવસ ઘણો આગ્રહ થયો એ પ્રશ્નની મીમાસા કરવાનુ કામ મહારાજાએ વરાહને સોપ્યુ, પણ વરાહ પાસે એટલી વિદ્યા હતી કયા કે એનો જવાબ આપી શકે? આ પ્રશ્ન તેના જ્ઞાનની હદ બહારનો હતો. તેણે સભામા કહ્યુ કે હુ ઘેર જઇને નિરાતે ગણિત કરીને એનો જવાબ આપીશ.

વરાહ ચિન્તાતુર મોએ ઘેર આવ્યો ખના એ સમયે રસોડામા હતી એટલી બધી ભણીગણી હોવા છતા પણ એ પોતાને હાથે રસોઇ કરીને આખા ઘરને ખવરાવતી હતી. રસોઇ સમાપ્ત કર્યા પછી ખના સસરાજીને જમવા તેડવા આવી તેણે જોયું કે વરાહ ઘણા ઉદાસ બેઠા છે તેમની ચિન્તાનુ કારણુ સાભળીને તેણે કહ્યુ કે 'આપે ચિન્તા કરવી નહિ આપ જમી લ્યો. હું હિસાબ આપીશ '

વરાહે ભોજન કર્યું. ખનાએ પાંસે બેસીને ઘણા થોડા સમયમા એ અઘરો હિસાબ ગણી આપ્યો આ વખતે એને લાગ્યું કે પુત્રવધૂની વિદ્યાથી ભરસભામા પોતાની આબરૂ સચવાશે. આજે વરાહને ઘણો સતોષ થયો અને એવી વિદ્વાન વહુ મળવા માટે પોતાને ધન્યવાદ આપવા લાગ્યો

બીજે દિવસે રાજસભામા જઇને વરાહે વિક્રમાદિત્યના પ્રશ્નનો ઉત્તર આપ્યો, પણ વિક્રમાદિત્યે જાણુવા માગ્યુ કે તમે આ સિદ્ધાન્ત ઉપર કેવી રીતે આવ્યા? વરાહ હવે ગભરાઇ ગયો અને તેણે સાચેસાચું કહી દીધુ કે 'મહારાજ! ક્ષમા કરો મે પોતે એ ગણુત્રી કરી નથી. હું એ કરી શકયોજ નથી.'

રાજાએ પૂછ્યુ 'ત્યારે કોણે કરી ? મિહિરે ?'

વરાહે કહ્યું 'ના, મહારાજ. મિહિરે પણ નહિ મિહિરની સ્રી, મારી પુત્રવધૂએ'

બધા અત્યત વિસ્મય પામી ગયા ખના જ્યોતિષશાસ્ત્ર થોડુ ઘણું ભણી હતી એવી તો બધાને ખબર હતી, એટલું સાધારણ જ્ઞાન વરાહની પુત્રવધૂ અને મિહિરની પત્નીમા તો સ્વાભાવિકરીતે હોવુજ જોઇએ. પણ ખનાનું જ્યોતિષશાસ્ત્રનું જ્ઞાન આટલું બધુ ઉંડુ છે એવી કોઈને સ્વપ્ને પણ કલ્પના નહોતી આવી વિદુષી નારી પોતાની રાજધાનીમા છે એ જાણીને વિક્રમાદિત્ય પોતાને ધન્ય માનવા લાગ્યો પોતાની રાજસભામા ખનાને દશમા રત્નની જગ્યા આપવાની તેને ઈચ્છા થઇ તેણે વરાહને હુકમ આપ્યો કે આવતી કાલે રાજસભામા ખનાને લેઇને આવવું સભામા ખના સાથે હુ જ્યોતિષવિદ્યા સ બ ધી ચર્ચા કરીને તેને ઈનામ આપીશ'

વરાહ ઘણો ખેદ પામ્યો રાજસભામા પોતાની કુળવધૂ હાજર થઈને વિદ્યાની ચર્ચા કરશે, પોતાના અને પુત્રના કરતા જ્ઞાનમા પ્રાધાન્ય સ્થાપશે, એ વિચાર વરાહથી સહન થઇ શકયો નહિ તેણે મિહિરને આજ્ઞા કરી કે 'ખનાની જીભ કાપી નાખ'

મિહિર સ્તભિત થઇ ગયો ખના એની સ્રી હતી. વિદ્યામા, જ્ઞાનમા, ગુણમા સર્વ પ્રકારે તેના જીવનની સાથી હતી, ખના જેવી સ્રી મળવાથી તેનુ જીવન સફળ અને ગૌરવાન્વિત થયું હતું, આજ એ ખનાની સાથે પોતાના હાથે આવુ નિર્દય કૃત્ય કરીને પોતાને લાન્છન લગાડશે ? ખના જીવે છે ત્યા ધી તો એનાથી એવું કામ થઈ શકે નહિ વગર અપરાધે આવી સારી સ્રીને નિષ્ઠુરતાથી મૃત્યુના મુખમા સોપી દેવી ? પણ એક તરફ પિતાની આજ્ઞા પણ ઉલ્લઘાય એમ નહોતું. શુ કરવુ તે સ્થિર નહિ થવાથી મિહિર ચિન્તામા ને ચિન્તામા બહાર બેસી રહ્યો.

ખનાને સસરાના આદેશની ખબર પડતા તેણે પતિને કહ્યુ 'તમે શામાટે પિતાજીની આજ્ઞા પાળતા અચકાઓ છો ? શામાટે આટલી આનાકાની કરો છો ? હુ એવી કોણ છુ કે મને વેદના થશે ? હું મૂગી થઇશ, કે મારૂં મૃત્યુ થશે એ વિચારથી તમે પિતાની આજ્ઞા ન માન્યાનું મહાપાપ વહોરી લો છો ? પડવું, આખડવું, વાગવું, ખોડખાપણ આવવી અને મરવુ એ બધુ તો મનુષ્યજીવનમા થયાજ કરે છે કર્મોના ફળ-

રૂપે જેના નસીબમા જે દુ ખ ભોગવવાનુ છે તે ભોગવ્યા વગર તેનો છૂટકો નથી તેને રોકવાની ચેષ્ટા કરવી એ મૂર્ખતા છે. વિધાતાના વિધાન-ની વિરુદ્ધ જઇને સફળ થઇ શકાશે ? તમે એવો વિચાર લાવશોજ નહિ. માયામુગ્ધ થઇને ધર્મપાલનથી વિમુખ થશો નહિ મે પોતે પણ ગણત્રી કરી જોઇ છે કે આ દુર્ઘટના બનવાનીજ છે અને એ નિમિત્તેજ મારૂ મૃત્યુ થવાનુ છે.'

મિહિરે ખનાની જીભ કાપી નાખી ખનાનુ મૃત્યુ થયુ.

કોઇ કોઇ એમ પણ કહે છે કે ખના વરાહની ગણત્રીમા ભૂલ પકડી આપતી એટલા માટે ક્રોધ અને ઇર્ષ્યાથી વરાહે મિહિરને હાથે આવું કૃત્ય કરાવ્યુ. કારણ ગમે તે હો, પણ વરાહની આજ્ઞાથી મિહિરે ખનાની જીભ કાપી નાખી અને તેથી ખનાનુ મૃત્યુ થયું

ખનાના જીવનને લગતી બીજી કથા વાચકોની જાણ સારૂ અમે વર્ણવી છે, પરતુ આધુનિક વિદ્વાનો એ વાતને માનતા નથી કે ખના વિક્રમ રાજાના સમયે થઇ ગઇ હોય વળી તેઓ એ પણ માનતા નથી કે એ લકા નિવા સિની હોય અને લકામાજ તેણે જ્યોતિષવિદ્યાનો અભ્યાસ કર્યો હોય.

ખનાના જ્યોતિષસબધી વચનો બગાળામાજ પ્રચલિત છે તે ઉપ-રથી તે બગાળી મહિલા હોવી જોઇએ એમજ અનુમાન થાય છે. બગાળા-મા ૨૪ પરગણા જીલ્લામા બારાસેતનગરની પાસે દેવલી નામનુ એક નાનું સરખુ ગામ છે. ત્યા રાજા ચદ્રકેતુના મહેલના ખડેરા હજુસુધી મોજૂદ છે, અને ત્યાના લોકો ખના અને મિહિરની વાતો હજુ પણ કરે છે. શ્રીયુત પચાનન ભટ્ટાચાર્ય બી. એ બી. ટી બીજા વિદ્વાનોના પ્રમાણુસહિત કહે છે કે "ખનાએ લકામા કદિ પગ પણ મૂકયો હોય એવા પ્રમાણ નથી, એ તો એક પ્રતિષ્ઠિત બગાળી ઉપન્યાસ લેખકે ચલાવેલી ગપ છે, જેને ભોળા વાચકોએ વગર વિચારે બ્રહ્મવાકય માની લીધી છે વાર્તાએ ઇતિહાસનો નાશ કર્યો છે " પણ ધ્યાનમા લેવાનુ છે, કે વરાહ અને મિહિરને એ દત કથામા પિતાપુત્ર તરીકે વર્ણવ્યા છે. વિક્રમની રાજસભાના પડિતનુ નામજ વરાહ મિહિર હતું એક નામના બે ભાગ પાડીને નાહકની પિતા-પુત્રની કલ્પના ઉભી કરવામા આવી છે.

વાચકોની આગળ ખનાના જીવનને લગતા બન્ને મતો અમે રજુ કર્યા છે, એટલી વાત તો બન્નેના ચરિત્ર ઉપરથી નિર્વિવાદ છે, કે ખના પોતાના

સમયની એક પરમવિદુષી હતી જ્યોતિષશાસ્ત્રમા વધારે પ્રવીણ હતી, એક સ્ત્રીમા વધારે વિદ્વત્તા હોવાથી એ પુરુષ વિદ્વાનોના દ્વેષનુ કારણ થઇ પડી હતી, અને પતિપ્રેમને વશ થઇ, તેણે પ્રસન્નતાપૂર્વક પોતાના જીવનનું વિસર્જન કર્યું હતું.

# રત્ન ૨૪૪ મું-ભડળી



એ મારવાડના પ્રસિદ્ધ જોશી હુદાદની એકની એક પુત્રી હતી. હુદાદને પુત્ર નહિ હોવાથી કન્યા ઉપર તેને વિશેષ સ્નેહ હતો હુદાદે પોતાનુ જ્યોતિષનુ જ્ઞાન એ કન્યાને આપ્યુ હતુ ભડળી ઘણી બુદ્ધિમતી હતી. તેણે પોતાના જ્ઞાનનો ઉપયોગ જનસમાજના કલ્યાણના અર્થે સરળ ભાષામા એનો પ્રચાર કરવામા કર્યો. એના વર્તારા ભડળીવાકયને નામે પ્રચલિત છે. કુદરતમા થતા ચોક્કસ ફેરફારો ઉપરથી હવાની અને વિશેષે કરીને ચોમાસાની સ્થિતિના સબધમા ભડળીએ જે વર્તારા કાઢયા છે તે ભડળીવાકય નામે પ્રસિદ્ધ છે 'ભડળીવાકય' તે ખેડુતોનુ તો પુરાણુજ છે, અમુક માસમા અમુક દિવસે હવાની સ્થિતિ અમુક પ્રકારની રહે તેના ઉપરથી ચોમાસુ સારૂં નીવડશે કે નબળુ તેના એમા વર્તારા કાઢયા છે વેદાન્તના સૂત્રો જેવાજ આ સૂત્રો પણ સક્ષિપ્ત અને નિશ્ચિત છે બંગાળી ભાષામા આના જેવાજ ખનાના વચનો પ્રચલિત છે

ભડળી વાકયના દૃષ્ટાન્ત.—

શ્રાવણ પહેલા પાચ દિન,મેહ ન ભાડે આવ, .
પિયુ પધારો માળવે, હમે જશુ મોસાળ.
પૂરવ તાણે કાચબી, જો આથમતે સૂર,
ભડળી વાયક એમ ભણે, દૂધે જમાડુ કૂર.
શનિ આદીતા મગળા, જો પોઢે જદુરાય,
ચાક ચઢાવે મેદની, પૃથ્વી પરલે થાય

(કરકે પાજ બધાય)

ભડળીના વર્તારા સાચા છે કે ખોટા તેનું જેમણે નિરીક્ષણ કર્યું છે તેમને

એ બધાજ લગભગ સાચા લાગ્યા છે આ વાકયોમાના ચોમાસાના વર્તારા, બહુ લાંબા સમયના અનુભવ અને નિરીક્ષણનું પરિણામ છે અને આખા કાઠિયાવાડના ખેડુતો આ વાકયોપર સહજ લક્ષ આપીને પોતાની ગણત્રીઓ બાંધે છે. *

## रत्न २४५ मुं–राजमाता जीजाबाइ




ગલ સામ્રાજ્ય જ્યારે ઉન્નતિની ટોચે પહોચ્યુ હતું, ઓરંગઝેબના કઠોર રાજ્યને લીધે જ્યારે ભારતવર્ષમા ચારે દિશાના લોકોના હૃદયમા ભય અને ત્રાસ વ્યાપી ગયો હતો, સ્વાધીનતાના પ્રધાન ઉપાસક, તેજસ્વિતાના અદ્વિતીય અવલબન અને સાહસના એક માત્ર આશ્રયરૂપ રાજપૂતો જ્યારે મોગલ બાદશાહને શરણે ગયા હતા, ત્યારે ભારતના દક્ષિણ ભાગમા પશ્ચિમી પર્વતોથી ઘેરાયલા પ્રદેશમા, એક મહાશક્તિ ધીમે ધીમે બધાના હૃદયમા ઉડો વિસ્મય ઉત્પન્ન કરી રહી હતી. ધીમે ધીમે એ મહા પ્રતાપી પુરુષના પરાક્રમથી મોગલ બાદશાહ કાપી ઉઠયા, અને તેના એકલાનાજ ઉત્સાહ અને તેજસ્વિતાનો સોત આખા આર્યાવર્તમા વ્યાપી ગયો. એ મહાશક્તિ કોણ તે ઓળખાવવાની જરૂર છે કે ? વીરત્વની પ્રદીપ્ત મૂર્તિ, સ્વતંત્રતાના અદ્વિતીય આશ્રયસ્તભ, છત્રપતિ મહારાજા શિવાજીના નામથી આપણા દેશમા કોઇ બાળક પણ અજાણ્યો છે કે ?

એ વીર પુરુષ, એ સ્વદેશઉદ્ધારક મહાત્માને જન્મ આપનાર રાજમાતા જીજાબાઇ હતા

સતાનને મા જેવુ સારૂ શિક્ષણ આપી શકે છે, મા જેવી રીતે તેને સારે રસ્તે ચડાવી શકે છે, તેવું બીજા કોઇથી થઇ શકતું નથી. જે મનુષ્યમા મહાન્ થવાની શક્તિ અને ઇચ્છા છે, તે મનુષ્યને માતાના શિક્ષણ અને માતાના ઉત્સાહથી જેટલી હિંમત મળે છે, તેટલી બીજા કશાથી મળતી નથી. માતા હસતે મોઢે ઉત્સાહ અને આશીર્વાદ આપતી સામે ઉભી હોય તેવે સમયે

* સા શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તભો' માથી ઉપકાર સહિત ઉદ્ધૃત

મનુષ્ય જેવો સાહસ કરીને વિપત્તિની સામે ઝપલાવે છે, તેવો બીજી કોઇ વખતે ઝપલાવતો નથી પરાધીનતા, કાયરપણું વગેરે દોષો માટે ઘેર આવતા માતા પાસેથી જેને ઠપકો મળે, તેના જેવો ભય, કાયરતા અને હીનતા માટે બીજા કોઈનો રહેતો નથી

ધર્મનિષ્ઠા, મહત્ત્વ અને તેજસ્વિતામા જીજાબાઈ એક આદર્શ રમણી હતી પોતાનો પુત્ર વીરત્વ, મહત્ત્વ અને ધર્મનિષ્ઠામા આદર્શ પુરુષ નીવડે અને હિન્દુઓની ખોવાયલી પ્રતિષ્ઠા પાછી આણે એટલા માટે પુત્રને શિક્ષણ અને ઉત્સાહ આપવામા તેમણે બાકી રાખી નહોતી અને તેને લીધેજ શિવાજી 'શિવાજી' બનવા પામ્યા હતા

દક્ષિણ ભારત કદી એકી વખતે દિલ્હીના શહેનશાહના તાબામા રહ્યું નથી જ્યારે પઠાણ રાજાઓ દિલ્હીમા રાજ્ય કરતા હતા, ત્યારે દક્ષિણમા બે મુખ્ય રાજ્ય હતા. એક હિન્દુનું અને બીજુ મુસલમાનોનું

હિન્દુ રાજ્યનું નામ વિજયનગર અને મુસલમાની રાજ્યનું નામ બ્રાહ્મણી રાજ્ય

ધીમે ધીમે બ્રાહ્મણી રાજ્યના પાચ ભાગ થઈ ગયા. એ પાચ રાજ્યના મુસલમાન રાજાઓએ મળીને વિજયનગરના હિન્દુ રાજ્યનો નાશ કર્યો ત્યાર પછી એ પાચ રાજ્યમાથી બેનો લોપ થઇને ત્રણ બાકી રહ્યા.એ ત્રણના નામ અહમદનગર, બિજાપુર અને ગોવલકોડા.

હિન્દુ રાજ્યનો નાશ થયા છતા પણ હિન્દુની શક્તિ એકદમ નાશ પામી નહિ. મુસલમાન રાજાઓના તાબામા સેકડો નાના નાના જમીનદારો, જાગીરદારો અને કિલ્લેદારો પોતપોતાની હદમા રાજ્ય કરતા હતા. એ હિન્દુ જાગીરદાર વગેરેજ યુદ્ધ અને રાજ્યશાસનમા અહમદનગર બિજાપુર અને ગોવલકોડાના મુસલમાન રાજાઓના મુખ્ય મદદગાર હતા

આટલી શક્તિ હોવા છતા પણ એ હિન્દુઓ મુસલમાનોને તાબે હતા, તેનુ કારણ એ કે એ બધા હિન્દુ જાગીરદારો સાથે મળીને કદિ સપ કરી શકતા નહિ, અથવા તેમાનો કોઇ એવો મોટો નીકળતો નહિ કે જે બધાને પોતાના તાબામા રાખીને એક વિશાળ હિન્દુ રાજ્યની સ્થાપના કરે.

દાક્ષિણાત્યના પશ્ચિમ ભાગમા મરાઠા દેશ છે એ દેશમા પણ અનેક મરાઠા જાગીરદાર અને કિલ્લેદારોમાથી પણ કોઇ અહમદનગર તો કોઈ બિજાપુર અને કોઇ ગોવલકોડાના સુલતાનના તાબામા કામ કરતા. શિવાજીએ

સૌથી પહેલા પોતાની શક્તિના બળે આખી મરાઠા જાતિને પોતાના વાવટા તળે આણીને એક નૂતન શક્તિવડે, હિન્દુ પ્રજાના જીવનમા એક નૂતન ભાવનો સંચાર કર્યો આ પ્રચંડ શક્તિના આઘાતથી ફક્ત દક્ષિણનીજ નહિ પણ આખા ભારતવર્ષની મુસલમાન શક્તિ તૂટી ગઈ.

એ મહાશક્તિની જનની, એ નવગંગા પ્રવાહની પુણ્ય પવિત્ર ગોમુખી જીજાબાઈ શિંદખેડના દેશમુખ,લુકજી જાધવરાવ નામના કોઈ મરાઠા જાગીરદારની કન્યા હતી.

' લુકજી જાધવરાવ દેવગિરિના યાદવોનો વંશજ અને સિંદખેડનો દેશમુખ હતો અહમદનગરની નિઝામશાહીમા તેને બાર હજાર ઘોડેસવારની મનસબદારી મળી હતી એ લશ્કરના ખર્ચ સારૂ તેને નિઝામ સરકાર તરફ-થી મોટી જાગીર મળી હતી. સરકારમા તેમનુ ઘણું માન હતુ. એટલુજ નહિ પણ તેમના જેવા બળવાન અને શૂરા સરદાર નિઝામશાહીમા ઘણાજ થોડા હતા'* એ શૂરા સરદારની હાથનીચે માલોજી ભોસલે નામનો એક નાનો પણ ખાનદાની મરાઠા જમીનદાર કામ કરતો હતો. એમ કહેવાય છે કે અલ્લા ઉદ્દીને જ્યારે ચિતોડ જીતી લીધુ ત્યારે ઉદેપુરના રાણાવંશનો એક રાજપૂત મરાઠાઓના દેશમા નાસી આવ્યો હતો એજ રાજપૂતના વંશમા માલોજી-નો જન્મ થયો હતો. માલોજીની પત્ની દિપાબાઈને ઘણા વર્ષો સુધી સં-તતિ નહિ થવાથી તેમણે અનેક બાધાઆખડી રાખી હતી છેવટે તેમણે પોતાના નગરના પીર શાહ શરીફની બાધા રાખી અને દર શુક્રવારે ફકીરોને દાન ધર્મ કરવા માડયુ. સદ્ભાગ્યે છ માસમા દિપાબાઈ ગર્ભવતી થઈ અને ઈ૦ સ૦ ૧૫૯૪ મા તેના ગર્ભથી પુત્રરત્નનો પ્રસવ થયો પીરની કૃપાથી પુત્ર પ્રાપ્ત થયો હતો એમ માનીને માલોજીએ તેનુ નામ શાહજી પાડયુ. ત્યારપછીના બીજા પુત્રનુ નામ શરીફજી પાડયુ હતુ જે શિવાજીએ પાછળ-થી મુસલમાની સત્તા સામે પ્રબળ વિરોધ મચાવ્યો, તેજ શિવાજીના પિ-તાના જન્મ સમયે હિન્દુઓના હૃદય રાજ્ય ઉપર પણ મુસલમાન સાધુસ-ન્તોએ કેટલી અસર જમાવી હતી તે દર્શાવવા સારૂજ અમે એ બીનાનો અત્રે ઉલ્લેખ કર્યો છે.

શાહજી સુન્દર, બુદ્ધિમાન, અને કાર્યકુશળ હતો તેની વાણી મધુર અને વર્તણુક મોહક હતી. જાધવરાવ તેના ઉપર ઘણા પ્રસન્ન રહેતા. જાધવ-

* સસ્તુ સાહિત્યનુ 'શિવાજી છત્રપતિ' ચરિત્ર.

રાવને એક પુત્રી હતી તેનુ નામ જીજાઉ અથવા જીજાબાઇ એની તથા શાહજી વચ્ચે મૈત્રી બધાઇ. શાહજી એ સમયે પાચ વર્ષનો હતો અને જીજા ત્રણ વર્ષની હતી બન્ને ઘણીવાર સાથે રમતા અને નિર્દોષ વિનોદ કરતા એક સમયે રગપચમીને દિવસે જાધવરાવને ઘેર મોટો સમારભ હતો. અનેક સદ્દગૃહસ્થોને આમત્રણ હતુ માલોજી પણ શાહજીની સાથે ત્યા ગયો હતો જાધવરાવે શાહજીને પ્રેમપૂર્વક પોતાના ખોળામા બેસાડયો એટલામા જીજા પણ દોડતી આવીને પિતાના ખોળામા શાહજીની પાસે બેસી ગઇ. બન્ને સમાન વયના બાળકોને જોઇને જાધવરાવે લાડમા તથા મશ્કરીમા પૂછ્યુ કેમ જીજા, આ છોકરા જોડે પરણીશ ? આ વર તને ગમે છે ? જીજાએ કહ્યુ ' હા, પરણીશ એ મારા વર ' એમ કહેતામા બન્ને બાળકો એકબીજા ઉપર પાસેના રકાબીમાથી રગ અને ગુલાલ છાટવા લાગ્યા હાજર રહેલા પરોણાઓ એ સુન્દર દશ્ય જોઇને હસવા લાગ્યા, અને કહેવા લાગ્યા ' કેવુ સરસ જોડુ છે ! '

માલોજીનુ કુળ ગમે તેટલુ ઉચુ હશે પણ માનમરતબો અને ધનવૈભવમા એ લુકજી કરતા ઘણો ઉતરતો હતો લુકજી જાધવરાવની કન્યા સાથે પોતાના પુત્રનુ સગપણ થાય એવી આશા રાખવી તેને માટે મિથ્યા હતી, પરન્તુ આવો સરસ લાગ મળ્યાથી એણે ત્યા બેઠેલા બધાને કહ્યુ આપ સર્વે સાક્ષી છો જીજા આજથી મારી પુત્રવધૂ થઇ લુકજી મારા વેવાઈ થયા

બીજે દિવસે ભોજનનુ નિમત્રણ આવ્યું, ત્યારે માલોજીએ લુકજીને કહેવરાવી મોકલ્યુ, કે શાહજીની સાથે જીજાનો વિવાહ કરવાનુ કબૂલ કરશે તો હુ લુકજીને ઘેર જમવા આવીશ નહિ તો નહિ

માલોજી મૂળે તો ગરીબ હતો, તેમા વળી હાલ તો લુકજીના હાથ નીચે નોકર હતો. તેની તરફથી આવી બરોબરીઆના જેવી માગણી આવ્યાથી, લુકજીની સ્રીનો પિત્તો ઉકળી આવ્યો અને તેણે માલોજીને ખૂબ ગાળો ભાડી આ અપમાન અસહ્ય થયાથી માલોજી તેમની નોકરી છોડી દઈને ખેતીનુ કામ કરવા લાગ્યો

થોડા સમય પછી માલોજીનુ નસીબ ફર્યુ, અને તેને જમીનમા દાટેલા સોનામહોરોના સાત ચરૂ મળી આવ્યા એ સબધમા દતકથા એવી છે કે –

એક દિવસ માલોજીએ સ્વપ્ન જોયું કે સાક્ષાત્ દેવી ભગવતી તેની સન્મુખ આવી ઉભા છે, અને કહે છે કે માલોજી ! હું તારા ઉપર પ્રસન્ન

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંકિત | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૧ | ૫ | સયુકતા | સયુકત |
| ૩૨ | ૪ | "સાખ્ખી | વસતતિલકા–" સાખ્ખી |
| ૫૩ | ૨૮ | દુમળા, | દુબળા |
| ૫૫ | ૩ | ખટી | ખૂટી |
| ૫૬ | ૧૯ | આદરઅતિથ્ય | આદરાતિથ્ય |
| ૬૪ | ૧૮ | ભર્યા | ભાર્યા |
| ૭૦ | ૩ | આવક | અવાક્ |
| ૭૬ | ૨૦ | છોડયો | છેડયો |
| ૮૪ | ૨૧ | બાદ્ધ | બૌદ્ધ |
| ૮૫ | ૧૯ | થશે અને | થશે |
| ૧૦૪ | ૨૫ | શરીમાંથી | શરીરમાંથી |
| ૧૧૩ | ૨૮ | બાદ્ધ | બૌદ્ધ |
| ૧૪૦ | ૨ | ભરાવી | ભરાઇ |
| ૧૪૬ | ૨૬ | બાદ્ધ | બૌદ્ધ |
| ૧૫૫ | ૧૪ | વર | વાર |
| ૧૫૬ | છેલ્લી | યોગ્યજ | અયોગ્યજ |
| ૧૬૩ | ૧૬ | ચૂપચપા | ચૂપચાપ |
| ૧૬૩ | ૨૯ | બોલાગો | બોલાવ્યો |
| ૧૬૩ | ૩૦ | સલ૦હ | સલાહ |
| ૧૯૩ | ૧૯ | ખબ | ખૂબ |
| ૧૯૬ | ૨૪ | અને અને | અને |
| ૧૯૮ | ૧૦ | યાગેતાં | યોગિતાં |
| ૨૧૦ | ૧૭ | ચારીમા | ચોરીમા |
| ૨૧૩ | ૧૨ | શિક્ષણુ અને | શિક્ષણુ |
| ૨૧૬ | ૧૩ | પાલણપુર | ઝીંઝુવાડા |
| ૨૨૭ | ૨૨ | આઠસે નવસે વર્ષ પૂર્વે | શાલીવાહન શાકે ૧૦૩૬ વિ સવત ૧૧૭૧ માં |
| ૨૨૭ | ૨૩ | પંડિત થઇ ગયા છે | પડિતનો જન્મ થયો હતો |
| ૨૨૯ | ૨૦ | ગઇ | ગઈ ( શાકે ૧૦૭૨ વિ. સં. ૧૨૦૭ ) |

| | | | |
|---|---|---|---|
| ૨૨૯ | ૨૯ | આઠસેં નવસે | આઠસેં |
| ૨૩૮ | ૭ | ક્ષશી | આલદી |
| ૨૪૦ | ૪ | વિદ્વાનો | વિદ્વાનોનો |
| ૨૫૮ | ૨૧ | રિસાયત | રિયાસત |
| ૨૮૪ | ૧૨ | નાગમીનએ | નાગમતીએ |
| ૨૯૨ | છેલ્લી | અને અને | અને અનેક |
| ૩૧૮ | ૧૨ | ધમાડાથી | ધૂમાડાથી |
| ૩૨૬ | ૧૦ | રણકાશલ્યને | રણકૌશલ્યને |
| ૩૨૯ | ૨૪ | માલવદેવ | માલદેવ |
| ૩૩૧ | ૩ | અમીર | હમીર |
| ૩૩૭ | ૨૦ | નગરમાં તેના | તેના |
| ,, | ,, | ખ્યાતિ થઇ ગઇ હતી | • ખ્યાતિ થઇ ગઇ હતી |
| ૩૩૯ | ૯ | નથી, લખાઇ | નથી લખાઇ, |
| ૩૪૯ | ૩ | કર્તા | કરતા |
| ૩૫૦ | ૨૬ | રાણીની | રાણાની |
| ૩૬૫ | ૬ | કેઠો | કે હો |
| ૩૬૫ | ૬ | ઉપકાર | ઉપહાર |
| ૩૭૭ | ૩ | રાણાજી | મીરાબાઇ |
| ૩૯૦ | ૨૧ | જવાહરિબાઇ | જવાહિરબાઇ |
| ૩૯૧ | ૧૮ | જવાહરિબાઇની | જવાહિરબાઇની |
| ૪૦૯ | ૧૪ | વેશ્યાઓનો | વેશ્યાઓને |
| ૪૧૮ | ૧૭ | વાર તો | વાર |
| ૪૧૮ | ૨૯ | ગીદડ! | શિયાળવા! |
| ૪૨૪ | ૧૧ | તને | તેને |
| ૪૩૦ | ૧૬ | પતા | પતા |
| ૪૬૧ | ૧૯ | જતો | જતો |
| ૪૬૨ | ૧૮ | રિહની | સંહની |
| ૫૨૧ | ૨૮ | પધાયા | પધાર્યા |
| ૫૨૭ | ૧૩ | દાહિત્રી | દૌહિત્રી |
| ૫૩૫ | ૧૬ | ધમ | ધમ |
| ૬૦૨ | ૨૨ | ત્યાધી | ત્યાસુંધી |

# ग्रंथसेवननो महिमा

## ( અનેક ઉત્તમ પુરુષોના ઉદ્ગાર )

**यस्यास्ति सद्ग्रन्थविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાંચવાવિચારવાનું સદ્ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના ( લક્ષ્મીના–સ્ત્રીના ) શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે ?

" પુસ્તકોમાં હું ગુંથાયલો રહી શકતો, તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર નહિ થાત, એટલું જ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમાં રહેત હું માનું છું કે જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઈથી વેઠી શકે છે × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે આંતરવિચાર પણ કરી શકશો.'

" મહાત્મા ગાંધીજી "

" તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેમજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાંચો કેમકે તેની આખા જીવન સુધી જરૂર છે " **સ્વામી વિવેકાનંદ** "

" મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઇ પણ કામથી નથી મળતો " × × × " માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રસાર થયા વિના કોઈ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીયભાવના (સ્વદેશપ્રીતિ) પણ મેળવી શકાતી નથી " × × × " બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિ છે પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઇ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય. " × × × " સાહિત્ય–ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્ય સરોવરના કમલોની મધુર સુગંધીથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્ય સિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છજ લાગે છે "

" બંકિમચંદ્ર "

" ગરીબોને દરિદ્રતામાંથી છોડાવવાની, દુખીઓનાં દુખ દૂર કરવાની, શરીર તથ મનનો થાક ઉતારવાની, અને માંદાઓનું દર્દ ભૂલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઇ ચીજમાં નથી " " મારડન "

" જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે, જ્ઞાન એ સમુદ્ર છે અને પુસ્તકો એ તે સમુદ્રનો લાભ લઇ શકાય તેવાં વહાણો છે, જ્ઞાન એ સૂર્ય છે અને પુસ્તકો એ આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ છે, જ્ઞાન એ સોનાની ખાણ છે, અને પુસ્તકો એ તેમાંથી બનાવેલા આપણને બંધ-

બેસતા થાય તેવા દાગીના છે, જ્ઞાન એ મોટામા મોટી કિમતી નોટો છે અને પુસ્તકો એ આપણા રોજના ઉપયોગમા આવી શકે એવા ચલણી સીક્કાઓ છે, જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો એ વાયુને ચલાવી ઠડક આપનારા પખા છે, જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે, જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે, જ્ઞાન એ અનાજનો ભડાર છે અને પુસ્તકો એ તેમાંથી તૈયાર થયેલા રોટલા છે, જ્ઞાન એ મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણી ભરેલાં માટલાં છે, અને જ્ઞાન એ સર્વ શક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો એ તે પરમાત્માનો રસ્તો દેખાડનારા પૂજનીય દેવો છે" "સ્વર્ગનાં રત્નો"

"પુસ્તકોનો સ્નેહ એ ઇશ્વરના રાજ્યમાં પહોચવાનો પરવાનો છે"

"ખરાબ ચોપડીઓનુ વાચન, એ તો ઝેર પીવા સમાન છે"

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભડારથી જે સતોષ તમને નહિ મળે તે સતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે"

"લીલા વનમા ભૂખે મરનાર પશુમાં અને આટલા આટલાં વાચવાનાં સાધન છતાં, જ્ઞાનહીન રહેનારા મનુષ્યમા શુ તફાવત ?"

"ખોરાકવિનાના શરીરની પેઠે જ્ઞાનવિનાનુ મન પણ નિર્માલ્ય છે એ જ્ઞાનને મેળવવાનુ સર્વોપરિ સાધન વાચન હોવાથી જે ઘરમાં સારા પુસ્તકો નથી, તે ઘર, ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળા જીવતા મુડદાઓને રહેવાની ઘોરજ છે"

એક વિદ્વાન ઠીકજ કહે છે કે, "વાચવાની હોશ છોડી દેવાના બદલામાં કોઇ મને આખા હિદુસ્તાનની સપત્તિ આપે, તોપણ હુ તેને કદિ છોડુ નહિ."

"પુસ્તકો તરુણાવસ્થામા સુમાર્ગ દેખાડે છે, વૃદ્ધાવસ્થામા મનરજન કરે છે અને ઉદાસીને વખતે સમાધાન કરીને આપણુ જીવન આપણને નકામુ લાગવા દેતા નથી વળી તે આપણી ચિતા તથા ક્રોધાદિને શાંત કરીને નિરાશાનો નાશ કરે છે"

"અવકાશની એકાદ ક્ષણનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લૅડસ્ટન જેવો પ્રતિભાશાળી પુરુષ પણ ગજવામા સદાય એકાદ પુસ્તક લઇને ફરે, તો પછી આપણા જેવાઓએ તો ખુલ્લી વૃથા જતી કિમતી ક્ષણોને બચાવવા માટે શુ ન કરવુ જોઇએ ?

"એક પાશ્ચાત્ય પડિતનો તો એટલા સુધી મત છે કે, 'માણસને લુગડા લત્તાની જેટલી જરૂર નથી, તેટલી પુસ્તકોની છે,' તે પોતે પણ જરૂરના પુસ્તકો ખરીદી લેતા સુધી લુગડાં લેવાનુ મુલતવી રાખતો તેને સિસેરોનાં પુસ્તકો બહુ ગમતા હતા તે વાંચતો ત્યારે ત્યારે 'હુ વધારે સારો થયો છુ' એમ તેને લાગતુ"

"એકાદ ઉત્તમ ગવૈયો ઇચ્છે ત્યારે જેમ પોતાનાં વાજીત્રમાંથી ચહાય તે સ્વર કાઢી આનદ લે છે, તેમ એક વાચનાર પણ જ્યારે ઇચ્છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રથમાંથી પોતાને મનગમતો અવાજ કાઢી આનદમગ્ન થઇ શકે છે."



# રોજ ગીતાનો પાઠ શા માટે કરવો?

ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે "હે અર્જુન! આપણા આ ધર્મ્ય સંવાદરૂપ ભગવદ્-ગીતાનું જે કોઇ પઠન કરશે, તેણે જ્ઞાનયજ્ઞથી મારૂં પૂજન કર્યું છે એમ હું સમજીશ."

શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે "વેદોના ત્રણે કાંડ ગીતામાં સ્પષ્ટ કરેલા છે. (એટલુંજ નહિ પણ) આ શ્રીમદ્ ભગવદ્ગીતા મૂર્તિમાન વેદજ હોઇને ઔદાર્યમાં વેદ કરતાં પણ શ્રેષ્ઠ છે."

સ્વામી રામતીર્થજી કહે છે કે એમરસન (મહાન અમેરિકન તત્ત્વજ્ઞાની) ના દોસ્તોના કહેવાથી જણાય છે કે તેના મનપર ગીતા અને ઉપનિષદોની વધારે અસર થઇ હતી."

મહાત્મા ગાંધીજી કહે છે કે "એક વખત મારો અંતકાળ પાસે આવેલો જણાયો, તે વખતે ગીતા મને બહુજ આશ્વાસનરૂપ થઇ હતી."

બંગસાહિત્યસમ્રાટ્ બંકિમચંદ્ર કહે છે કે—

'ગીતાને ધર્મનો સર્વોત્તમ ગ્રંથ માનવામાં આવે છે તેનું એજ કારણ છે કે તેમાં જ્ઞાન, કર્મ અને ભક્તિ ત્રણેને યોગ્ય ન્યાય આપવામાં આવ્યો છે. અન્ય કોઇ ગ્રંથમાં આવું સામંજસ્ય નથી!' × × × 'આવો અપૂર્વ ધર્મ, આવું અપૂર્વ ઐક્ય કેવળ ગીતામાંજ દૃષ્ટિગોચર થાય છે. આવી અદ્ભુત ધર્મવ્યાખ્યા કોઇ પણ દેશમાં, કોઇ પણ કાળે, કોઇએ કરી હોય એમ મારા જાણવામાં નથી.' × × આવો ઉદાર અને ઉત્તમ ભક્તિવાદ જગતમાં બીજે ક્યાંય નથી.'

થોરો (સુપ્રસિદ્ધ અમેરિકન મહાત્મા) કહે છે કે "પ્રાચીન યુગની સર્વસ્મરણીય વસ્તુઓમાં ભગવદ્ગીતાથી શ્રેષ્ઠ કોઇ પણ વસ્તુ નથી. × × × ભગવદ્ગીતામાં એટલું ઉત્તમ અને સર્વવ્યાપી જ્ઞાન છે કે તેના લખનાર દેવતાને અગણિત વર્ષ થઇ જવા છતાં તેના જેવો બીજો એક ગ્રંથ હજી સુધી લખાયો નથી. × × × ગીતાની સાથે સરખાવતાં જગતનું આધુનિક સર્વ જ્ઞાન મને તુચ્છ જણાય છે અને વિચાર કરતાં આ ગ્રંથનું મહત્ત્વ મને એટલું બધું જણાય છે કે, કોઇ કોઇ વખત "આ તત્ત્વજ્ઞાન કોઇ જૂદાજ યુગમાં લખાયું હોવું જોઇએ," એવો વિચાર મારા મનમાં થઇ આવે છે. × × × હું રોજ પ્રાતઃકાળે મારી બુદ્ધિ અને અંતઃકરણને ભગવદ્ગીતાના પવિત્ર જળમાં સ્નાન કરાવું છું."

આવી મહા મહિમાવંતી ગીતાનો પાઠ પ્રત્યેક હિંદુસંતાને હરહમેશ કરવો જોઇએ; કુટુંબમાં તેનું નિત્ય શ્રવણ કરાવવું જોઇએ, તથા સારામાઠા પ્રસંગે અને અમસ્તો પણ ગીતા ગ્રંથ છૂટથી ભેટ આપવો જોઇએ.

# धूम्रपान करवाना फायदा !

ડૉક્ટરો, રસાયણશાસ્ત્રીઓ વિગેરે બધા એકમત છે કે તમાકુ માણસને ઝેર સમાન છે એ એક ઝેરજ છે બીડી પીનારા, સુંઘનારા તેમજ ચાવનારાની જાણ માટે નીચેની વિગતો આપી છે કેમકે જગતના અર્ધોઅર્ધ મનુષ્ય એમા ફસેલાં છે

તમાકુની અંદર એક તૈલી ચીજ છે, જેમાં મુખ્યત્વે તમાકુની ગંધ રહેલી છે. એ ચીજનુ નામ 'નીકોટીન' છે તે તમાકુમાં સેકડે ૧ થી ૮ ટકા હોય છે જેમ તમાકુ જલદ તેમ આ 'નીકોટીન' તેમાં વધુ હોય છે એમ કહેવાય છે કે એક રતલ સારી તમાકુમાંથી જેટલુ નીકોટીન નીકળે તેટલુ નીકોટીન માત્ર ત્રણ મિનિટમાં ૨૫૦૦ કૂતરાને મારી નાખવા માટે પૂરતુ છે આવુ ઝેરી આ નીકોટીન છે જ્યારે એ નીકોટીન શરીરમા જાય છે ત્યારે અંદરની શ્વાસનળીને ફરતી ઝીણી ચામડીને અનહદ નુકશાન કરે છે અને અનેક જાતનાં દર્દો ઉત્પન્ન કરે છે

આ નીકોટીનને પણ ભૂલાવે એવુ બીજુ ઝેર તમાકુમા 'કોલીડાઇન' કરીને છે આ કોલીડાઇનને લીધે પણ તમાકુમા ગંધ આવે છે આ કોલીડાઇનના એક ટીપાનો વીશમો ભાગ, જેવી રીતે વીજળીના આચકાથી માણસ તરતજ મરી જાય, તેવી રીતે દેડકાને મારી નાખે છે

તમાકુના ધૂમાડામા પ્રુસીક એસીડ હોય છે, તમાકુના રસીયા ધૂમાડો પેટમાં જવા દઇ પાછો નાકવાટે કાઢે છે અને તેના ગોટાની લહેર લે છે, તેમને આ પ્રુસીક એસીડ કાતીલમાં કાતીલ ઝેર છે, તેની ખબર નહિ હોય આ પ્રુસીક એસીડ શરીરમા જવાથી માથાનુ ફરવુ, માથુ દુખવુ તથા ચકરી આવે છે બીડી નહિ પીનારાને બીડી પીતા જે કડવો અનુભવ થાય છે તે આને લીધે થાય છે

તમાકુમા તે સિવાય 'ફરફરોલ' રહેલુ છે દારૂ તે કરતા પણ વધારે નુકશાનકર્તા છે એક સીગારેટમાંથી, પાંચ રૂપીઆભાર વીસ્કી–દારૂના જેટલુ ફરફરોલ નીકળે છે

વળી તમાકુના ધુમાડામાં કારબોનીક એસીડ ગેસ પણ હોય છે આ ગેસ ઘણોજ નુકશાનકર્તા છે તે જાણીતી વાત છે આ હવા જયારે ફેફસામા જવા આવવાથી ફેફસાને નમાલા કરી નાખે છે અને આ કારણેજ બીડી પીનારા ક્ષય રોગના ભોગ તરતજ થઇ પડે છે

ઉપરની હકીકત જાણ્યા પછી કયો વિચારશીલ માણસ તમાકુની પડખે ચડશે ? વ્યસનના ગુલામ તો કદાચ એની ટેવ ન પણ છોડે, પરંતુ નવુ વ્યસન વહોરનાર તો આ વાચ્યા પછી જરૂર તે ટેવમાંથી દૂર રહેશે.

અમેરીકાની અંદર સીગારેટને દાઠડીના ખીલા કહેવામા આવે છે અને આ કથન ખરેખર સત્ય છે અમેરીકામાં એવી કેટલીએક પેઢીઓ છે જે પોતાને ત્યાં બીડી પીવાવાળાને નોકર નથી, રાખતી હિંદીઓ પણ આ ધોરણ દાખલ કરે તો શુ આ બદી ઓછી ન થાય ? તમાકુ સાથે રાષ્ટ્રીય લડત ચલાવવાની જરૂર છે અને સ્વરાજ મળ્યા પછી તો તમાકુ દેશપાર થશે તેમા કાંઇ શંકાજ નથી.

દૈનિક 'હિંદુસ્થાન'માંથી

# લક્ષ્મીનો વાસ

એક દિવસ ભગવાન વિષ્ણુએ લક્ષ્મીજીને પૂછ્યું: "હે પ્રિયે ! સ્ત્રીજાતિમાં તમારો વાસ ક્યાં ક્યાં છે ?" ત્યારે લક્ષ્મીજીએ જવાબ આપ્યો —

"પ્રભો ! જે સ્ત્રી માતપિતા, સાસુસસરા આદિ વડિલોની પૂજા કરે છે અને પતિ ઉપર પ્રેમ રાખે છે તેને ત્યાં મારો વાસ છે"

"જે સ્ત્રી સુંદર વસ્ત્રાલંકારોથી નહિ પણ સદાચારથી પોતાના અંગને શણગારે છે, કંકણથી નહિ પણ દાનથી પોતાના હાથને શોભાવે છે, નવા નવા અભિલાષોને નહિ વધારતાં આત્મસંયમનોજ વધારો કરે છે, સર્વ સાથે સૌજન્યથી વર્તી સલાહસંપથી રહે છે અને સદા મધુર વાણીથી બોલે છે તેને ત્યાં મારો વાસ છે"

"જે સ્ત્રી સદા ઉદ્યોગી, સંતોષી, પ્રસન્નમુખી, મિતાહારી અને મિતાચારી રહીને પોતાના હૃદયને અને શરીરને પવિત્ર રાખે છે, તેને ત્યાં મારો વાસ છે"

"જે સ્ત્રી પોતાની જાતની, બાળબચ્ચાંની, પતિની અને અન્ય કુટુંબી જનોની સંભાળ રાખે છે, બચ્ચાંને પ્રીતિપૂર્વક પોતાનાજ હાથે ઉછેરે છે અને કેળવે છે તેને ત્યાં મારો વાસ છે."

"જે સ્ત્રી સૂર્યોદય પહેલાં ઉઠીને દેહ, વાળ, દાંત, કપડા અને ઘરની તમામ ચીજો સાફસૂફ કરી દે છે, કાળજીપૂર્વક ઘરકામમાં મંડી જાય છે અને પતિ તથા બાળબચ્ચાંને સુખી રાખે છે તેને ત્યાં મારો વાસ છે"

"સ્ત્રી અને પુરુષ ઉભયમાં કેળવણીનો પ્રચાર નહિ થાય ત્યાંસુધી તમારાથી કશુંજ બની શકવાનું નથી"

"પ્રથમજ સ્ત્રીઓને ઉન્નત કરો અને ગરીબમાં ગરીબ જનવર્ગને જાગૃત કરો, ત્યારેજ તમારા દેશનું કલ્યાણ થશે"

# दीकरा जेवीज दीकरीने गणो

ભગવાન મનુએ ફરમાવ્યું છે કે –

**कन्याप्येवं पालनीया शिक्षणीयाति यत्नतः ।**

ભાવાર્થ—કન્યાનું પણ પુત્રની પેઠે પાલન કરવું જોઇએ અને ઘણી કાળજીપૂર્વક તેને શિક્ષણ આપવું જોઇએ.

**સ્વામી રામતીર્થજી** કહે છે કે—"હિંદમાં સ્ત્રીશિક્ષણ બંધ કરી દેવામાં આવ્યું તેની સજા પણ હિંદ સારી પેઠે ભોગવી રહ્યું છે." × × × "સ્ત્રીશિક્ષણનો પ્રચાર કરો. તમારા પૂર્વજો સ્ત્રીશિક્ષણના પક્ષપાતી હતા તમે કેમ વિરોધી બનીને તમારે હાથેજ તમારા પગ ઉપર કુવાડો મારો છો"

# परदेशी खांड एटले भ्रष्टतानो भंडार !

૧. એનસાઇકલોપીડીઆ બ્રીટાનીકા જેવો બળવાન અને ઘણા વર્ષોની શોધખોળને અંતે તૈયાર થયેલો મહાન ગ્રંથ કે જેને આધારે સરકાર ફેસલા આપે છે, તેને ૬૬૭ મે પાને લખેલ છે કે " ખાંડ સાફ કરતી વખતે દરેક જનાવરના લોહી તથા હાડકાંના કોલસાનો ચૂરો નાખવામા આવે છે "

૨ ડીક્ષનેરી ઓફ આર્ટસ–૬ ઠ્ઠી આવૃત્તિ લંડન, પાને ૮૨૯ મે લખ્યુ છે કે " ગાગડા બનાવવામા આવે છે તે વખતે ૫૪ મણ ખાંડમાં ૨૭ મણ હાડકાંના કોલસાનો ભૂકો નાખવામાં આવે છે, અને ખાંડ સાફ કરવાના કારખાનાં ગામમા છે તેમા ભારોભાર હાડકાના કોલસાનો ભૂકો નાખવામાં આવે છે '

૩ સ્વામી ભાસ્કરાનંદ લખે છે કે " જ્યારે હુ વિલાયત ગયો ત્યારે મે કેટલાંક ખાંડનાં કારખાના જોયા તેમા પહેલે માળે ચઢતાંજ મને ઊલટી થશે એમ લાગ્યુ હું નહોતો જાણુતો કે આવી અપવિત્ર ચીજોથી ખાંડ બને છે, પણ નજરે જોતાં સખેદ આશ્ચર્ય થાય છે કે જે ચીજને અડવાથી પણ મહાન પાપ લાગે તે ચીજ હિંદુઓથી ખવાયજ કેમ ? "

૪ ભારતમિત્ર તા૦ ૨૮–૧૦–૧૯૦૫ ના અંકમા જણાવે છે કે-" સારી ખાંડ બનાવવા માટે જેમ આ દેશમા દૂધ વપરાય છે તેમ ત્યા જનાવરોના લોહીથી ખાંડની અંદરનો મેલ કાપવામા આવે છે, કારણુ કે કસાઇખાનામાં દૂધ કરતા લોહી સસ્તુ મળે છે. મીસ્તર હેરીશ કહે છે કે ખાંડ સુવરના લોહીથી સાફ થાય છે એ જે ટેનર સી ઇ સાહેબના બનાવેલા " સ્યુગર મશીનરી" નામના ગ્રંથમાં લખ્યુ છે કે ઇંગ્લાંડ વગેરે દેશોમાં ખાંડ સાફ કરવામા પાણી અને ગાયોનુ લોહી મેળવે છે. ભાઇઓ ! હિંદુને ગાય અને મુસલમાનને સુવરનુ લોહી ખાવાલાયક છે ? "

૫ મુબઇ જ્ઞાનસાગર સમાચાર તા૦ ૧૫–૧૨–૧૯૦૫ માં લખે છે કે "પરદેશી ખાંડસાકર નાના પ્રકારના રોગથી ભરેલા સર્વ પ્રકારના જીવોનાં હાડકા બળદ અને સુવરનાં લોહી અને મનુષ્યના મૂત્રથી સાફ થાય છે. જેના પવનથી પણ ડરીએ તેવા કોઢ વગેરે રોગવાળા લોકોનુ પણ મૂત્ર અરેરે ! આ હિંદુ મુસલમાનને ખાવાલાયક છે?"

૬ સ્વદેશોન્નતિ દર્પણ—" પરદેશી સાકર અપવિત્ર છે, એટલુજ નહિ પણ તેની અંદર નાના પ્રાણી, કીડી, મંકોડી, વગેરેનાં આંતરડાં, માંસ, હાડપિંજર અને શરીરની અંદરના રેસા હોય છે મોરસ સાકર તો બીટ, ગાજર, તાડી વગેરેમાથી બનાવવામા આવે છે અને તેમા સડેલુ લોહી તથા રોગિષ્ટ જનાવરોનાં હાડકાનુ મિશ્રણુ હોય છે"

૭ મી૦ ફ્રીનલે નામના ગૃહસ્થ જણાવે છે કે " વિલાયતી ખાંડ જે હિંદમાં ફેલાઇ છે તે દેખાવમાં સફેદ અને કિંમતમાં સસ્તી પડે છે, પણ તેનાથી ઘણા રોગો હિંદુસ્તાનમાં પેદા થઇ ચૂક્યા છે તે ખાંડ લોહી અને શક્તિનો નાશ કરે છે તે ખાંડ દૂધ આદિ જે જે પદાર્થોમા નાખવામાં આવે છે તેમા આપણે ઝેરજ નાખીએ

છીએ એમ જાણવું ઈંગ્લાંડ તેમજ હિંદુસ્તાનના પ્રખ્યાત વૈદ્યડૉક્ટરોએ સ્પષ્ટ મત આપેલો છે કે આ ખાંડ હિંદુમુસલમાનને ધર્મના બાધથી તો ખાવાલાયક નથીજ. પણ તેનાથી પ્લેગ, મહામારી ઇત્યાદિ રોગો થાય છે અને બાળકોનું તથા મોટાં માણસોનું મરણ પ્રમાણ પણ વધે છે માટે ધર્મને ન માનવો હોય, તો આરોગ્યની દૃષ્ટિથી પણ ખાંડ ખાતાં અટકવું જોઇએ કાચના ગ્લાસમાં ગરમ પાણી ભરી તેમાં સાકરનો ગાંગડો નાખીને ઓગળતી વખતે સૂક્ષ્મદર્શક યંત્રથી જોશો તો એમાં લોહીનાં રજકણો દેખાશે વળી દેશી અને મોરસ ખાંડ બંનેને જુદા જુદા વાસણમાં મૂકો, પછી બંનેમાં થોડા થોડો સલ્ફરીક એસીડ ( ગંધકનો તેજાબ ) નાખો તરતજ દેશી ખાંડમાંથી મીઠી મંટી જેવી સુવાસ આવશે અને મોરસમાંથી દુર્ગંધ આવશે. જો આ વાત જરાપણ જુઠી હોત તો લાગવગવાળા ગોરા વેપારીઓએ આ વિગત પ્રગટ કરનારાઓ ઉપર જરૂર ફોજદારી માંડી દીધી હોત માટે આ બાબત સાચીજ હોવાથી કોઇ પણ હિંદવાસીને પરદેશી ખાંડ ખાવાલાયક નથી હિંદુઓની પેઠેજ જે ગોરા લોકોએ માંસાહારનો ત્યાગ કર્યો છે, અને જેઓ કેવળ વનસ્પતિના આહાર ઉપર રહે છે, તેઓએ પણ ખાંડ સાકર ખાવાં બંધ કર્યા છે તો પછી આપણા હિંદુઓથી તો આવી અપવિત્ર ચીજ ખવાયજ કેમ ? ”

૮. હિંદી બંગવાસી, કલકત્તા તા૦ ૩૦–૩–૧૯૦૩ ના અંકમા લખે છે કે “ હિંદુસ્તાનમાંથીજ દર વર્ષે ૨૮ લાખ મણ જનાવરોના હાડકા ખાંડ વગેરે ખાવાના પદાર્થો બનાવવા માટે પરદેશ જાય છે સ્વદેશી ખાંડ કદાચ પરદેશી ખાંડથી સહેજ મોંઘી મળે તોપણ તેનાથી પવિત્રતા જળવાઇ રહે છે વળી તે ખાંડ પરદેશી કરતા ગળપણમા પણ વધારે હોય છે માટે સ્વદેશી ખાંડજ વાપરવી કદાચ સ્વદેશી ખાંડ વાપરવાની શક્તિ ન હોય તો ગોળ વાપરવો, પરંતુ પરદેશી ખાંડ તો કોઇ રીતે નજ વાપરવી આથી ગૌહત્યા થતી અટકશે અને દૂધાળા ઢોરોની વૃદ્ધિ થઇ દૂધ, ઘી, દહીં વગેરે સસ્તા થશે અને તેથી શક્તિ તથા આત્મબળ પણ વધશે. ”

અકબર બાદશાહ જેવાના મુગલાઇ અમલમા પણ ૩ થી ૪ રૂપીએ મણ ઘી મળતું રૂા ૧ ના ૭ શેર ઘીની વાતો તો હજી આપણા ઘરડાઓ કરે છે તે વખતે ચાની મહેમાની લોકો આપતા ન હતા, પણ લાપશી ને ઘી ખવડાવતા અને ખાતા. તેથીજ પોતાના સ્વધર્મનું રક્ષણ કરી ૧૦૦ વર્ષ સુધી જીવતા પણ આ તો પરદેશી વેપારીઓએ ખાવાપીવાની અને મોજમઝાની એવી તો મોહક વસ્તુઓ બનાવી છે, કે એશઆરામથી અને ધીમા ઝેરથી આપણી જાતો ખવાઇ ગઇ છે. સૂતે સૂતે મોમાં કોળીઓ મૂકનાર મળવાથી બેસીને હાથે ખાવાની તેમજ તેમાં શું શું વસ્તુઓ આવે છે તે જોવાની તસ્દીજ ના લીધી કુવા, ઘંટી, ગાય અને રેંટીઆ એ ચારનો વપરાશ દરેક ઘરમા હતો તે જવાથી સ્ત્રીઓમાં હીસ્ટીરિયા, કસુવાવડ, સુવારોગ અને ક્ષયરોગ વધીને ૨૦ થી ૨૫ વરસમા તેમનાં મરણ થવા લાગ્યા છે. પુરુષોની પણ તેવીજ દશા થઇ છે આપણા હમેશના જીવનની ઉપયોગી ચીજોમાં પણ આ પ્રમાણે પરાધીનતા થઇ છે. તો હવે જાગો ! કુંભકર્ણની નિદ્રા ત્યાગો !

સૂર્યોદયનાં કિરણો ફૂટી ચુક્યા છે, માટે એશઆરામવાળી પરદેશી ચીજો કે જે ધર્મ, ધન અને આરોગ્યનુ સત્યાનાશ કરનાર છે, તેને એકદમ તજો ! જીવનને સાદું અને મહેનતુ તથા તમારા વડીલોની પેઠે ૧૦૦ વરસ જીવતુ રહે તેવુ કરો અને પોતાના પગપર ઉભા થાઓ ! " કચ્છી " ૨૦-૫-૨૩

એક પ્રજાજન

# 'सेकेरीन' देशनिकाल !

સાકરથી ૫૫૦ ગણી ગળી 'સેકેરીન' તે બધા ઓળખે છે આ કોલતારની બનાવટ છે લાંબો વખત તે વાપરવામાં આવે તો ઝેરી ગણાય છે સાકરને બદલે ઘણાં માણસો આ ચીજનો ઉપયોગ કરે છે બેલજીયમ સરકારે આ ચીજ મંગાવવાની, વાપરવાની બહાર ચડાવવાની કે રાખવાની પણ મનાઇ કરેલ છે જે જે ચીજોની બનાવટમાં 'સેકેરીન' વાપરવામાં આવેલ હોય તેને પણ આ કાયદો લાગુ પાડયો છે ખોરાકની ચીજમાંથી તો 'સેકેરીન'ને દેશનિકાલ કરવાની ખરેજ જરૂર છે

# गामठी वनस्पतिओनी च्हा

તુલસી, કનાર, બીલી, લજામણી, આંબો, આ પાંચે વસ્તુઓના પાન ( એમાં આંબાના પાન કુમળાં લેવાં ) લઇ તેને છાંયે સુકવી અધકચરા કરી રાખવા ભૂખને મારનારી અને લોહીને બગાડનારી હાલની ચ્હાને ઠેકાણે આ આરોગ્યદાયક અને વગર ખર્ચે તૈયાર થતા ઘગળુ વનસ્પતિઓના ભૂકાને થોડીવાર પાણીમા ઉકાળી લેવાથી જે ચ્હા તૈયાર થાય છે તે ભૂખ લગાડે છે, વાયુ હઠાવે છે, લોહી સુધારે છે અને એકદરે વાયુ, પિત્ત, કફ એ ત્રણમાથી કોઈ પણ પ્રકારની પ્રકૃતિવાળાને માફક આવે છે.

જેઓ ગરમાગરમ પીણાની કુટેવ નજ છોડી શકતા હોય તેમને માટેજ ઉપલી ઘરાળુ ચ્હાની સૂચના છે, નહિ તો માણસને માટે એકનુ પણ ગરમાગરમ પાણી પીવુ એ આંતરડાને શેકીને નિર્બળ બનાવનારૂ છે પથારીમાથી ઉઠયા પછી થોડા કોગળા કરીને લોટામાંનુ રાતનુ ભરી મૂકેલુ અને તે નહિ તો છેવટ તાજુ પાણી પણ એક પ્યાલો રોજ પીધા કરવાથી જે ઉત્તમ લાભ થાય છે તેના અસાધારણ ફાયદાઓ તો આ બાબતની અજમાયશ એક મહિનો ચ્હા અને બીજુ ગરમાગરમ પીણુ છોડીને કરી જોવાય ત્યારેજ સમજાય તેમ છે

# ઠંડી કુલફી મલાઇ! ગરમાગરમ ચા કોફી !

આ બૂમ શહેરોમાં રહેનારાને કાને હમેશાં પહોચે છે આ બૂમોએ માણુ-સોની હોજરી બગાડવામાં પૂરેપૂરો ભાગ ભજવ્યો છે મહાન ડૉકટરોનુ કહેવુ એવુ છે કે શરીર સારૂ રાખવાને માટે પ્રભુએ મોને દરવાજો બનાવ્યો છે. જો ઘરના બાર-ણામાં આપણે સારા માણસને દાખલ કરીએ તો નુકશાન થાયજ નહિ, પણ જ્યારે બેદરકારીથી અથવા જાણીબુઝીને તેમાં ખરાબ માણસો દાખલ થઇ જાય ત્યારે તો જરૂરજ નુકશાન થાય છે એમ કહેવામાં આવે છે કે જે વસ્તુઓ ગમે તેટલી વખત મોમા રાખવા છતા કોઇ પણ જાતનુ દુ ખ ન થાય, તેવીજ વસ્તુઓ ખાવા-પીવામાં વાપરવી જોઇએ કુલફી, મલાઈ કે આઇસક્રિમ આપણે મોમા જરાવાર પણ રાખી શકતા નથી અને તરતજ ગળા નીચે ઉતારવા મહેનત કરીએ છીએ. તેમજ ગરમાગરમ ચા, કોફી, પણ આપણે મોમા રાખી શકતા નથી અને તરતજ ઉતારી જઇએ છીએ આવી બેહદ ઠ ડી કે બેહદ ગરમ ચીજો ખાવાથી જઠરાગ્નિને બહુજ નુકસાન પહોંચે છે આપણા શરીરની અ દર મોથી શરૂ થઇને ઠેઠ પૂઠ સુધી એક સળગ નળી છે આ નળીને અ દરથી ફરતુ ઝીણુ ચામડાનુ પડ છે આ પડ એવુ સૂક્ષ્મગ્રાહી છે કે આપણા શરીરની ગરમી કરતાં વધારે ગરમ કે વધારે ઠ ડી ચીજ તેના સ ગમમાં આવે તો તે કઠણ થઇ જાય છે આમ થવાથી તેનુ કામ તે કરી શકતું નથી અને તેથીજ ખોરાક પાચન કરવાની ક્રિયા મ દ પડે છે આટલા માટેજ બહુ ગરમ કે બહુ ઠ ડી ચીજોથી ચેતતા રહેવાની જરૂર છે. આપણા કેટલાક શોખીન ભાઇઓ, સ્વાદના રસીયા, ગરમાગરમ દાળ કે કઢીના સબડકા લેવાવાળાઓએ પણ આ વાત લક્ષમાં રાખવા જેવી છે ચાહ, કોફી, કુલફી મલાઈ વગેરેના રસિકો આની નોંધ લેશે કે ? આ પોથીમાહેલા રીંગણાં નથી હો ભાઇ !! 'હિંદુસ્થાન'

# બીડીના શોકીનો સાવધાન !

એક વિદ્વાન એમ. ડી ડૉકટરે બીડી પીનારા તથા બીડી નહિ પીનારાનાં ફેફસા તપા-સ્યાં પરીક્ષાનુ પરિણામ એ આવ્યુ કે બીડી પીનારાનાં લગભગ બધાના ફેફસાંમાં ઉપદ્રવ જોવામાં આવે છે, જ્યારે બીડી નહિ પીનારામાં માત્ર સેકડે સત્તાવીશ માણુ-સોનાં ફેફસાંમા ઉપદ્રવ માલુમ પડે છે આ ઉપદ્રવને લીધે "ક્ષય"ના જ તુઓ તરતજ ઘર ઘાલી જાય છે, અને નબળાં ફેફસાંવાળા ઉપર હલ્લો કરે છે. તેથીજ બીડી પીનારાઓને ક્ષય સાધારણ રીતે વધારે થાય છે. બીડી પીનારાઓ અને તમાકુના ગુલામો આ ઉપરથી કાંઇ ધડો લેશે કે પછી પોતાનો ઇશ્ક માણ્યાજ કરશે ?

# कचकडानी वस्तुओ वापरवामां पाप छे.

કચકડા માટે બિચારા લાખો કાચબાને કેવુ ત્રાસદાયક દુ ખ દેવામાં આવે છે તેનુ વર્ણન નીચે પ્રમાણે છે

"રાત્રે માછીમારો કિનારા ઉપર જેમ બને તેમ છુપાઇ રહે છે અને જ્યારે કાચબાઓ પાણીની બહાર નીકળીને જમીન ઉપર આવે છે ત્યારે તે માછીમારો દોડી જઇને લોઢાના આકડાવતી તેમને ચત્તા કરી નાખે છે, અને સવાર સુધી એજ સ્થિતિમાં રાખે છે પછી સવાર પડતા તેમને કુદરતી સ્થિતિમાં ઉંધા પાડે છે અને ખીલીઓ સાથે તેમને મજબૂત બાધે છે પછી તેમની પીઠપર સૂકા પાદડા કે ઘાસ પાથરીને સળગાવે છે ઢાલ ( કાચબાની પીઠ ) સાધાઓથી છૂટી પડે પણ તે બગડે નહિ એટલી આગ લગાડવામાં આવે છે પછી એક છરી ઢાલ નીચે ઘાલીને આસ્તે આસ્તે કાચબાની પીઠ કાપી જૂદી પાડવામા આવે છે કોઇ પણ માણસ સહેજે સમજી શકશે કે એ ક્રિયા ઘણીજ ઘાતકી છે, અને ઘણા કાચબાઓ તેથી મરી જાય છે, પરતુ ઘણાખરા તેથી મરતા નથી અને વખત જતા માણસની આંગળી ઉપરથી ઉખડેલો નખ પાછો ઉગે તેમ તે કાચબાઓને પણ નવી ઢાલ ઉગે છે

ઉપર પ્રમાણે જ્યાસુધી બિચારા કાચબાઓ જીવતા રહે અને તેમને ફરી ફરીને ઢાલ આવે ત્યાસુધી ફરી ફરીને તેમને પકડીને ભયકર દુ ખ દેવામા આવે છે, માટે દરેક દયાળુ સ્ત્રીપુરુષની ફરજ છે કે એવી ક્રૂર રીતે મેળવેલી કાચબાની ઢાલ એટલે કચકડાના કરડા, વીટી, બટન, ઘડીયાળની સાકળી, કાસકી વગેરે વસ્તુઓ વાપરવી જોઇએ નહિ

# देशी पेइनकिलर

લીબુનો રસ શેર ૧, આદુનો રસ શેર ૦ાા, સિંધવ તોલો ૧, હીગ તોલો ૦।, સચળ તોલો ૧, સાકર શેર ૧, એ બધી વસ્તુ એકત્ર કરી તેને ઉકાળતા ૩ જોશ આપી, તેને ગાળી લઈ, સારા બુચની બાટલીમાં ભરી રાખવુ, અને મસાલો નીચે ઠરી જાય એટલે યુક્તિથી ઉપરનુ પાતળુ પાણી નીતારી લઇ, બીજી મજબૂત બૂચવાળી બાટલીમાં ભરી લેવુ આ પ્રવાહી ઝાડા બધ કરવા માટે વાપરવુ હોય ત્યારે તેમાં થોડુ કપૂર મેળવી વાપરવુ, અને માત્ર પેટમાંનો દુ ખાવોજ મટાડવા સારૂ વાપરવુ હોય તો કપૂર વિના પાવુ. એનાથી અજીર્ણ તથા મરડો મટે છે, વાયુની તથા પિત્તની શાતિ થાય છે અને ઝાડા બધ થાય છે, ભૂખ લાગે છે અને રુચિ ઉત્પન્ન થાય છે